'ગાંધીજીનું નવજીવન' પુસ્તક રૂપે પ્રગટ કરતી વેળાએ બીજા લેખકોના નિબંધોની પણ ચૂંટણી કરીને પુસ્તકના આકારમાં એવા લેખોનો સંગ્રહ બહાર પાડવાનો વિચાર થયેલો, અને તે દૃષ્ટિએ જુદા જુદા લેખકોના લેખો એકઠા કરવાનું કામ નવજીવન પ્રકાશન મન્દિરે ઉપાડ્યું હતું. આ જ અરસામાં અધ્યાપક કાલેલકર જેલ ગયાથી તેમનો લેખસંગ્રહ સ્વતંત્ર પુસ્તક રૂપે પ્રથમ બહાર પાડવાનો નિશ્ચય થયો, જે અહીં રજુ થાય છે.

આ સંગ્રહમાં મૂકેલા ઘણાખરા લેખો 'નવજીવન'ને માટે, અને કેટલાક જુદા જુદા માસિકો માટે લખાયેલા. કેટલાક લેખો હસ્તલિખિત માસિકો માટે લખાયેલા તે અને બીજા થોડા અપ્રસિદ્ધ લેખો પહેલી જ વાર આ સંગ્રહમાં મુદ્રિત થાય છે

મંત્રી

નવજીવન પ્રકાશન મન્દિર

# લેખોનો અનુક્રમ

તત્ત્વચર્ચા ૪૬૩—૪૯૦



સાહિત્ય અને કળા ૪૯૧—૫૯૨

*આ નિશાનીવાળા લેખો અ૦ કાલેલકરના પોતાના નથી પરન્તુ તેમાં તેમનો અંશતઃ હાથ હોવાની તેના લેખકો તરફથી ખબર મળવાથી તે લેખો તે તે લેખકોની પરવાનગીથી આ સંગ્રહમાં દાખલ કરવામાં આવ્યા છે.

असतो मा सद्गमय ।

तमसो मा ज्योतिर्गमय ।

मृत्योर्माऽमृतं गमय ॥

હે જગદ્‌ગુરો! અમને જ્ઞાન આપ. અમારું અધ્યયન તેજસ્વી થાઓ. સ્વધર્મની, સ્વદેશની અને સ્વભાષાની સેવા કરવાને અમને જ્ઞાનબળ અને તપોબળ આપ. અમે એકબીજા પ્રત્યે ક્ષમાવૃત્તિ ધારણ કરીને એકબીજા પર પ્રેમ કરીએ એવી પ્રસન્નતા અમને આપ. અમારા હૃદયમા તારું સ્મરણ હમેશ રહો.

❧

હે પિતા, પ્રાર્થના કરવાનો અમારો અધિકાર નથી. તારું સ્મરણ કરીએ, પ્રેમથી તારો જયજયકાર કરીએ, તે આપેલી સ્થિતિમા આનન્દ માનીએ અને તેં દીધેલા અવસરનો સદુપયોગ કરવાનો પ્રયત્ન કરીએ એટલો જ અમારો અધિકાર છે. અમને આ આપ, આ ન આપ, એમ અમારાથી કેમ કહેવાય? અમારું આત્યન્તિક હિત શામાં રહેલું છે એ અમે ક્યાથી જાણીએ? અને તું ક્યા નથી જાણતો કે અમે તને પ્રાર્થના કરીએ? છતા પ્રભુ! બાલબુદ્ધિથી એટલું તો માગી જ લઈએ છીએ—તારી કૃપાદૃષ્ટિ અમારા ઉપર હમેશાં છે, તારો વરદ હસ્ત અમારા માથા ઉપર છે, એવું અમને અખંડ સ્મરણ રહે. દુઃખનો તાપ—સંકટનો તાપ એટલો દુઃસહ નથી હોતો, જેટલો નાસ્તિક નિરાશાનો અને આત્મઘાતી અશ્રદ્ધાનો હોય છે.

❧

હે અનન્તા, નિર્વિકાર વૃત્તિથી ધ્યાનમા બેઠેલા ઋષિદ્વારા તેં એક વાર કહ્યું, यद्भूमा तत्सुखं नाल्पे सुखमस्ति । જ્યારે જ્યારે અલ્પમાં આસક્ત

યત્ને અમે મુદ્ર બન્યા છીયે ત્યારે ત્યારે અમને કલેશ જ થયો છે. હાય રે દૈવ ! ભગવાનની અમૃતમય વાણી અમારી બુદ્ધિમાં ઉતરતાં હજારો વર્ષના કડવા અનુભવની મદદ જોઈશે ! હે આનન્દસિન્ધો ! नाल्पे सुखमस्ति—ક્ષુદ્ર વસ્તુમાં સુખનો છાંટો પણ મળવાનો નથી—એમ અમને જણાયું છે. હવે તે અનુભવ અમારા મનમાં ઠસાવી દે. અલ્પ લાભ અને અલ્પ હાનિથી અમે અનેકવાર ખુશ અને નાખુશ થયા છીએ. અમને સ્થિર કર, હે અચ્યુત, અમને સ્થિર કર.



જે સત્યધર્મ છે તેને જ પરમેશ્વરના કલ્યાણમય, તેજોમય રૂપનું દર્શન થાય છે. એટલા માટે હે પ્રભો સવિતર ! અમારા હૃદયમાં સત્યનો જ ઉદય થવા દે. સત્યને અમે દગો ન દઈયે અને અમારામાં મોહની દુર્બળતા આવે તે વેળા સત્ય અમને દગો ન દે. પ્રાચીન ઋષિઓએ કહ્યું, सत्यात् परतो नाहीं धर्म। જગતે સાંભળ્યું, सत्ते परता नाहीं धर्म। તેથી ધર્મને નામે અધર્મ વધ્યો અને શક્તિએ શિવને પગ નીચે કચડી નાખ્યું. કચડાયેલા કલ્યાણમાં જ ખરૂ તેજ છે, શિવનું ધ્યાન કરવાથી જ શક્તિ પ્રસન્ન થાય છે, એવી અમારી ખાતરી થાઓ, પ્રભો ! અમને પ્રેમનું ધૈર્ય અને શ્રદ્ધાનો પ્રાણ આપ. અમને પ્રાણવાન કર !



હે ભાગ્યવિધાતા, મારૂં જીવન અને મૃત્યુ બન્ને તારા હાથમાં છે. મારા જીવનનો સ્વામી હું છું અને મારૂં મૃત્યુ દૈવાધીન છે એમ હું કેમ કહી શકું? તે તો નાસ્તિકતા કહેવાય. મારા જીવનના અણુઅણુમાં મને તારૂં દર્શન થાઓ અને મરણ માટે મારી સદા તૈયારી રહેો. મારી ગાફેલપણાની ઘડીએ મૃત્યુનો પંજો મારા ઉપર ન પડો. આટલી મારી પ્રાર્થના કાને ધર, હે પ્રભો, આટલી જ મારી પ્રાર્થના છે.



હે ઇતિહાસવિધાતા ! વિશ્વંભર ! ભૂતકાળ અમારા સ્મૃતિપટ પરથી ભૂંસાઇ ગયો છે. વર્તમાનકાળનું યથાર્થ આકલન કરવાની શક્તિ અમારી દૃષ્ટિમાં રહી નથી. ચાલુ ક્ષણની અને તરતની જરૂરીયાતો અને વાસનાઓની પાર અમારાથી જોઇ શકાતું નથી. પછી ભવિષ્યકાળ નિરખવાની દિવ્ય દૃષ્ટિ ક્યાંથી આવે? હે કાલસ્વરૂપી પરમેશ્વર ! અમારા નેત્ર ઉઘાડ. વર્તમાન પરિસ્થિતિ અને શ્રેય સાધનનો માર્ગ સ્પષ્ટ દાખવનારી દિવ્ય દૃષ્ટિ અમને આપ.



હે હૃદયચાલક પ્રભો ! તારી પ્રેરણાથી, કર્તવ્ય ગણીને આત્મોદ્ધારના પ્રયત્ન કરતા મહેનતથી ન ડગે એવું ધૈર્ય અને અલ્પ લાભથી પ્રયત્નચ્યુત ન

થાવ એવી સ્થિરતા અમને આપ. પ્રભો ! અમને આર્યોના વ[illegible]મા તે જન્મ આપ્યો છે. અમારો ત્યાગ અને અમારો ભોગ આર્યવૃત્તિને છાજે એવો જ રહે એવું આર્યોનું શીલ અમને આપ ! આર્યોનું તેજ અમને આપ ! સ્વાધીન સ્થિતિમા કે પરાધીન સ્થિતિમા અમારી વૃત્તિ દીન થવા દઇશ નહિ !



અમને જે દીક્ષા મળી છે તેને લાયક અમારું જીવન નથી. તેથી તે દીક્ષામન્ત્ર રોજ ને રોજ અમે ભૂલી જઇયે છીયે અને મોહમા સપડાઇ અમારા જીવનને અનુકૂળ એવો જ તે દીક્ષામન્ત્રનો અર્થ કરીયે છીયે પ્રભો ! અમારા દીક્ષામન્ત્રને જાગ્રત રાખવાને જેટલી દૃઢ સ્મૃતિ અને શુદ્ધ દૃષ્ટિ જોઇયે તેટલી આપ અને અમારું જીવન ઉચ્ચતર અને પ્રાણપૂર્ણ કરવા જેટલી કઠોરતા અમને આપ અમે પોતાની દયા ખાઇ બગડી જઇયે છીયે પોતાના તરફ, પ્રભો ! અમને કઠોરતા આપ, કઠોરતા આપ, અને અમારા ભાઇઓ પ્રત્યે પ્રેમની અને ક્ષમાની કોમળતા આપ.



હે ગણપતિ ! અનેક વ્યક્તિઓમા એક જ ભાવ પ્રેરી તમે લોકોના ગણ બનાવો છો. અમે અનેક બાળકો અને યુવકો તમારા શરણમા આવીયે છીયે અમને સન્મતિ આપો અને અમારી એકમતિ થાઓ અમે નથી કહેતા કે અમારો માર્ગ વિઘ્નરહિત હો અમે વિઘ્નો માગીયે છીયે માત્ર એ વરને કે વિઘ્નો સાથે લડતી વખતે સન્મતિ આપનાર જ્ઞાનમૂર્તિ તમે અમારા હૃદયમા રહો ! મંગળમૂર્તિ તમે હૃદયમા આવીને વસો કે પછી રિદ્ધિ સિદ્ધિનું સ્વતન્ત્ર આવાહન કરવું જ ન પડે વિઘ્નરાજ ! તમે જ અમારા ગણના નાયક થાઓ. અમે સ્વરાજ્ય—ગણરાજ્ય સ્થાપવા માગીયે છીયે, ત્યા બીજો ગણપતિ હોઇ જ ન શકે



વ્યાકુળ પ્રાર્થના

પ્રભો ! દુનિયામા સત્ય અને અસત્ય મિશ્રિત છે અમારી વૃત્તિ શુદ્ધ નથી. અમને સત્ય વીણીને ભોગ કરવાની કળા તેમજ શક્તિ આપ.

એ જ અમારી મધુકરી વૃત્તિ થાઓ

# જયન્તિ

ઈશ્વરની સૃષ્ટિમા અસખ્ય માણસો જન્મે છે. તે બધાની જયન્તિ આપણે નથી ઉજવતા. જેમના જીવનરહસ્યનો આપણા હૃદયમા ઉદય થયો હોય તેમની જ જયન્તિ આપણે ઉજવીએ છીએ. કરોડો લોકાનુ જીવન આવેલો દિવસ જેમ તેમ કરીને પૂરો કરવામા જ વીતે છે. માણસને હેરાન કરનાર—તેને પામર બનાવનાર જે અસખ્ય શત્રુઓ છે તેમની સામે ઝૂઝનારાઓની સખ્યા બહુ જ અલ્પ હોય છે. શત્રુને ગમે તેમ કરીને ટાળવો અથવા નામર્દાઈથી તેની સાથે માડવાળ કરી અને યુદ્ધની તકલીફમાથી બચી જવુ એ જ સામાન્ય લોકોનો જીવનક્રમ હોય છે. પણ આ રીતે શત્રુ ટળતો નથી. તે તો ફરી ફરી સામો ઊભો થાય જ છે ને દરેક વખતે માડવાળની કિંમત વધારે ને વધારે માગતો જાય છે. એ કિંમત કેવળ પૈસાની નથી હોતી, એ કિંમત તો પ્રાણ, તેજસ્વિતા અને સ્વતંત્રતાની હોય છે. દરેક માણસમા આ ત્રણે વસ્તુની ચાહના તો હોય જ છે, પણ તેને માટે તેજસ્વિતા અને સ્વતંત્રતા જાળવવાનો કે મેળવવાનો પ્રાણ જેની અંદર હોય તે જ વીર પુરુષ કહેવાય—ને જ વિજયી કહેવાય.

મનુષ્યજાતિના શત્રુ પર જેણે વિજય મેળવ્યો છે તેની જ આપણે જયન્તિ ઉજવીએ છીએ. જયન્તિનો અર્થ જ એ છે પણ જયન્તિ આપણે શા માટે ઉજવીએ છીએ?

બે જાતના લોકો જયન્તિઓ ઉજવે છે. જેઓ વીર પુરુષ પાસેથી પ્રેરણા મેળવવા માગે છે તેઓ, તેમજ જેઓ વીર પુરુષ પાસેથી રક્ષણ માગે છે તેઓ. એક વર્ગ વીરોનો ઉપાસક હોય છે અને બીજો વર્ગ આશ્રિત હોય છે. પ્રથમ વર્ગને વીરના વીરકર્મથી પ્રેરણા, ઉત્સાહ અને પ્રાણ મળે છે, અને તે વીરની ઉપાસના કરી વીર બની જાય છે. બીજો વર્ગ

પામર હોય છે. તે હમેશાં ભયભીત દશામાં રહે છે, ત્રાસથી ડરે છે. તે કહે છે, 'આ ભયભીત દશામાંથી જે અમને મુક્ત કરે, અમને આશ્વાસન આપે તે જ અમારો નાથ. તેનો જ અમે જયજયકાર કરીશું. તેની પ્રશંસાના ગીત ગાઈશું અને તેના શૌર્યકર્મના આશ્ચર્ય ઉદ્ગાર સુણી રહીશું. એ જો ન થાય તો ઈશ્વર પાસે પ્રાર્થના કરીશું કે હે પ્રભો ! અમને બીજો કોઈ નાથ આપ, અમને સનાથ કર.'

અનાથ લોકો જ્યારે વીરપૂજા કરે છે ત્યારે તે પૂજા પાછળ આવી જ યાચનાવૃત્તિ રહેલી હોય છે

મીંદડીનું બચ્ચું કહે છે, 'મારી મા આવશે અને મને ઉપાડીને સુરક્ષિત સ્થળે મૂકશે' પક્ષીઓનાં બચ્ચાં કહે છે, 'અમારી મા અમને પોતાની પાંખો ફફડાવી બતાવે તો અમે પણ તેમ જ કરીએ' આમ બે જાતની જયન્તિઓ થાય છે.

હિન્દુસ્તાનમાં જ્યાં સુધી અનાથવૃત્તિથી જયન્તિઓ ચાલશે ત્યાં સુધી દેશમાં પુરુષાર્થ આવવાનો નથી જેની શ્રદ્ધા તેનું ફળ 'વિશ્વંભર પ્રભુના મનમાં જ્યારે દયા સ્ફુરશે ત્યારે તે આપણી [illegible] આપણને અને આપણે [illegible]—[illegible] સુખી થઈશું.' આમાં જેટલી સનાતનતા છે તેટલું જ અધઃપતન પણ છે. પુણ્યપુરુષોના બલિદાનથી આ લોકના વૈભવ મેળવવામાં પુણ્યક્ષય છે, પ્રાણક્ષય છે. પુણ્યપુરુષના બલિદાનથી જ્યારે આપણામાં પણ બલિદાનની વૃત્તિ જાગે ત્યારે જ આપણે તેની સાચી ઉપાસના કરી ગણાય અને ત્યારે જ આપણો સાચો ઉત્કર્ષ થાય

આજે આપણે ઈશ્વર પાસે એવી પ્રાર્થના ન કરવી જોઈએ કે 'અમે તો પામર જ રહીશું તમે અવતાર ધારણ કરી અમારું દુઃખ નિવારણ કરો' આપણે પરમાત્માને કહેવું જોઈએ કે 'હે જનાર્દન ! તારો અવતાર અમારા હૃદયમાં જ થાઓ. બાયલાઓના પણ વીર પુરુષો બનાવી મૂકનાર અવતાર અમારે જોઈએ છે, જે અમને સ્વાવલંબન શીખવે તે અવતાર અમારે જોઈએ છે, કેમકે સ્વાવલંબનમાં અમારો કાયમનો ઉદ્ધાર છે, પરાવલંબનમાં અમારી અવનતિ છે, અમારું અપમાન છે'

સ્વાવલંબનની વીરવૃત્તિથી મહાત્માઓની જયન્તિ ઊજવવામાં આપણે તેમના માહાત્મ્યના અધિકારી બનીએ છીએ પરાવલંબી વૈશ્યવૃત્તિથી જયન્તિ ઊજવવામાં આપણે મહાત્માઓની દયાના પાત્ર થઈએ છીએ

અને દયા એટલે તિરસ્કારનું સજ્જન સ્વરૂપ

# લોકનાયક શ્રીકૃષ્ણ

કહે છે કે જેને કોઈનો આશ્રય નથી તેને મહાદેવ પાસે આશ્રય મળે છે. આંધળા, પાંગળા, અપંગ, ગાંડા, એટલું જ નહિ પણ ભૂતપ્રેત, વિષધર સર્પાદિ પણ મહાદેવ પાસે આશ્રય મેળવી શકે છે. વિષ્ણુની કીર્તિ આવી નથી ગવાઈ, છતાં તે પણ દીનાનાથ છે. કૃષ્ણાવતાર તો દીનદુબળાં અને દુખિયાને માટે જ હતો. શ્રીકૃષ્ણ એ પ્રજાકીય અવતાર છે. દાશરથી રામને આપણે રાજા રામચન્દ્ર કહીએ છીએ. શ્રીકૃષ્ણને રાજા શ્રીકૃષ્ણ કહીએ તો કાનને કેવું ખરાબ લાગે છે! શ્રીકૃષ્ણ જોકે મોટામોટા સમ્રાટોના પણ અધિપતિ હતા છતાં તે પ્રજાકીય માણસ હતા.

બચપણમાં તેમણે ગોવાળીઆનો ધંધો કર્યો. મોટા થયા ત્યારે સમ્રાટ બન્યા. રાજસૂય યજ્ઞ જેવા રાજદ્વારી ઉત્સવમાં પોતે એઠી પતરાવળો ઉપાડવાનું કામ પોતાને માટે પસંદ કર્યું. આજે કયો લોકનાયક આટલું નિષ્પાપ જીવન દાખવી શકે? શ્રીકૃષ્ણે ઇન્દ્રનો ગર્વજ્વર હણ્યો, બ્રહ્માનો જ્ઞાનગર્વ શમાવ્યો, ઋષિઓને પોતાનું રહસ્ય સમજાવ્યું, નારદનો મોહ ટાળ્યો, છતાં પોતે તો અન્ત લગી ગોપનન્દન જ રહ્યા. ગોપીજનવલ્લભ એ જ નામ એમને પસંદ પડ્યું, વનમાલા જ એમણે આભૂષણ તરીકે વ્હાલી કરી, સુદામાના તાંદુલ, વિદુરના ઘરનું ભાજીનું પાંદડું અને દ્રૌપદીની સાદી પરોણાગતથી જ એમનું પેટ ભર્યું હતું. કુબ્જાની સેવા સ્વીકારવામાં જ એમણે કૃતાર્થતા માની. એ તો ગરીબોના દેવ, 'દીનનંદુ ખહંમણુ દેવ સંતનહિતકારી.'

શ્રીકૃષ્ણે ગીતા ઉપદેશી શા માટે? યુધિષ્ઠિરને સામ્રાજ્યપદ અપાવવાને? ના ના, સ્રિયો વૈશ્યાસ્તથા શૂદ્રાઃ પણ પરમગતિ મેળવી શકે એ આશ્વાસન આપવા માટે; 'અનન્ય ભક્તોનું યોગક્ષેમ હું પોતે ચલાવું છું' એવી ખાતરી આપવા માટે, દુરાચારી પણ પશ્ચાત્તાપ કરે અને ઈશ્વરભજન કરે તો તે મુક્ત થઈ જાય એવું વચન આપવા માટે, ભક્ત પોતાનું હૃદય શુદ્ધ કરે તો તેને બધી જાતનું પાંડિત્ય—બુદ્ધિયોગ પૂરો પાડવાની ખોળાધરી લેવા માટે.

અને એ ગીતામાં ભગવાને ફિલસુફી પણ કઈ ઉપદેશેલી છે? ભગવાન કહે છે, 'તમે જ્ઞાની ભલે થાઓ, પણ તમારાથી લોકસંગ્રહ છોડી ન શકાય. સાચા જ્ઞાની છે તેઓ તો સર્વભૂતહિતે રતા હોય છે.'

શ્રીકૃષ્ણે અવતાર લઈને શું કર્યું? કૃત્રિમ પ્રતિષ્ઠા તોડી અભિમાની પ્રતિષ્ઠિત લોકોને અવમાનિત કર્યા અને નિષ્પાપ હૃદયવાળા દીન જનોને શ્રેષ્ઠ કરી બતાવ્યા. ધર્મને પાંડિત્યની જાળમાંથી બચાવી ભક્તિના શુભ આસન ઉપર બેસાડી દીધો. રાજા ઇન્દ્રનો ગર્વ હરણ કરી, ઇન્દ્રનો દરબાર બંધ કરી પ્રજામાં ગોવર્ધનરૂપી દેશપૂજા દાખલ કરી રાજાઓને નમ્ર કર્યા

અને લોકોને ઉન્નત કર્યા. અને તેમ છતાં પોતે લોકોના સરદાર પણ ન બન્યા.

એક વખતે—ફક્ત એક જ વખતે લોકોની શ્રીકૃષ્ણ ઉપરની શ્રદ્ધા ડગી હતી. લોકોએ માન્યું કે દેશમાં શ્રીકૃષ્ણ છે માટે જ જરાસંધ ફરી ફરી આપણા ઉપર ચડાઈ લાવે છે. શ્રીકૃષ્ણે લોકમતને માન આપી મધ્યદેશનો ત્યાગ કર્યો અને સમુદ્રવલયાંકિત દ્વારિકામાં જઈ નિવાસ કર્યો. એમાં લોકો ઉપર રીસ નહોતી. એ વખતે આયોનિયન લોકો હિન્દુસ્તાન ઉપર ચડાઈ કરવાની તૈયારીમા હતા. તેમનો વિરોધ કરવા માટે, તેમનો હુમલો અટકાવવા માટે પશ્ચિમ કિનારા ઉપર એક જબરદસ્ત લશ્કરી થાણું બાંધવાથી જ લોકોનું રક્ષણ થઇ શકે એમ હતું. શ્રીકૃષ્ણે દ્વારાવતીમા જઇ રહી હિન્દુસ્તાનના દ્વારનુ રક્ષણ કર્યું અને આર્યાવર્તને સલામતી બક્ષી. આવા દીનાનાથના સદીઓથી ઉજવાતા જન્મદિવસને લોકસત્તાના આ દિવસોમા બેવડું મહત્ત્વ છે.

# બુદ્ધ અવતાર

ભગવાન બુદ્ધને આપણે શ્રીવિષ્ણુનો અવતાર માનીયે છીયે. મને લાગે છે કે તથાગતને અવતાર માનવો જ હોય તો મહાદેવનો અવતાર કેમ ન માનીયે? તે ભવપાલક નથી, ભવરોગઘ્ન—ભવનાશક છે. પણ શાક્યમુનિને અવતાર માનવો એ જ મને પસંદ નથી. અવતાર એટલે શુ? દુનિયાનું દુઃખ જોઇને, જ્ઞાનનો લોપ જોઇને, શુદ્ધ, બુદ્ધ, નિત્ય, મુક્ત, એવો પરમેશ્વર દુન્યવી રૂપ ધારણ કરી 'નીચે ઉતરે છે.' તે માણસોમા ભળીને માણસની પેઠે ભલે વર્તે. પણ તે માણસ નથી; તેની ન્યાત જુદી છે તેના અનુગ્રહથી આપણો ઉદ્ધાર ભલે થાય, પણ તેનું અનુકરણ કરવાનો આપણને અધિકાર થવાનો નથી. આપણે કૃષ્ણના ઉપાસક બની શકીયે છીયે પણ કૃષ્ણનું અનુકરણ તો ન જ કરીયે. ગૌતમ બુદ્ધ અવતાર ન હતા, માણસ હતા દુનિયાનું દુઃખ જોઇને, સમ્યક્ જ્ઞાનનો અભાવ જોઇને 'તેઓ ચડ્યા.' સામાન્ય જીવ—પણ શ્રદ્ધાવાન જીવ—અનેક જન્મ સુધી ચડતા ચડતા બોધિસત્ત્વના બુદ્ધ થયા; મનુષ્યના દેવ બન્યા; શુદ્ધ, બુદ્ધ, મુક્ત બન્યા; આર્ય હતા, અર્હત્ બન્યા. તેમનું જીવન અનુકરણીય છે. સીતા સાવિત્રીની પેઠે બુદ્ધ ભગવાને પણ માણસ ક્યા સુધી ચડી શકે છે એ દુનિયાને બતાવી દીધુ છે. શ્રદ્ધા અને કરુણાની તેઓ મૂર્તિ હતા. યમરાજને ત્યા જનાર નચિકેતાની શ્રદ્ધા બુદ્ધ ભગવાનમાં હતી. ગુરુ

પાસેથી બ્રહ્મજ્ઞાન મેળવી નિર્ભય થયા પછી જનકરાજા રાજ્યસર્વસ્વ છોડવા તૈયાર થયા. ગુરુકૃપાથી જીવનનું સાર્થક્ય થશે એવો વિશ્વાસ હોવાથી ગોપીચંદે રાજ્યત્યાગ કર્યો. પણ શાક્યમુનિનો ત્યાગ એથી આકરો હતો.

'સાંસારિક જનોનું દુઃખ જોઈ મારું મન રડે છે, તેથી તે દુખ મટાડવાની દવા હોવી જ જોઇયે; અને તે છે તેથી મારે તે મેળવવી જ જોઇશે;' એ શ્રદ્ધાથી—અન્તઃશ્રદ્ધાથી—તેમણે રાજ્યત્યાગ કર્યો. આ વીર કર્મ મનુષ્યજાતિ છે ત્યાં સુધી ગવાશે. દરેક જમાનાના કવિઓ તે મહાભિનિષ્ક્રમણનો પ્રસંગ ગાઇ પોતાની વાણી પુનિત કરશે.

સિદ્ધાર્થનો ગૃહત્યાગ સફળ થયો અને આર્યાવર્તમા ધર્મચક્રપ્રવર્તન શરૂ થયું. બુદ્ધ ભગવાનનો ધર્મ ગૂઢવાદી નથી, 'મતિવાદી' નથી, છતા તે સામાન્ય નીતિધર્મ પણ નથી. તેમાં અહંકારનો નાશ ઉદ્દિષ્ટ છે અને નિર્વાણ એ તેનું પ્રામવ્ય છે.

બૌદ્ધ ધર્મનું સામાજિક સ્વરૂપ શું હતું અને તે ધર્મનો આર્યાવર્ત ઉપર શી અસર થઇ એ વિષય અત્યન્ત મહત્ત્વનો છે, પણ વિદ્યાર્થીઓ મોટી ઉમરે તેનો વિચાર કરી શકે.

બુદ્ધ ભગવાનનું ચરિત્ર વાચીને કોઇ યુવાનને ગૃહત્યાગ કરવાનો વિચાર થાય એ સંભવિત છે. તેણે ધ્યાનમા રાખવું કે જે મહાવીર હશે તે જ ત્યાગ કરી શકશે. સરસ્વતીચન્દ્ર બનવામા શ્રેય નથી. 'જો ત્યાગ કરો તો તે ત્યાગને લાયક બનો.'

## પરશુરામ અને બુદ્ધ

જેમ દ્રૌપદી અને સીતા એ બે જુદા જુદાજ આદર્શ છે, તેમ રામ અને કૃષ્ણ એ પણ જુદા જુદા આદર્શ છે. પ્રાચીન કાળથી આપણે બે આદર્શો વચ્ચેનું સાધર્મ્ય અને વૈધર્મ્ય, સામ્ય અને વૈષમ્ય જોતા આવ્યા છીયે. આખરે આપણે બન્ને આદર્શનો સાર આપણા જીવનમાં ઉતારી તે બન્નેનો સમન્વય કરી નાખ્યો છે. જે દિવસે આવો સમન્વય આપણે કર્યો તે જ દિવસે રામકૃષ્ણ એ સામાસિક નામ આપણને સૂઝ્યું. રામ તે જ કૃષ્ણ, શાન્તા તે જ દુર્ગા, શિવ તે જ રુદ્ર, જનાર્દન તે જ વિશ્વંભર—એ જે દિવસે આપણને સૂઝ્યું તે દિવસે હિન્દુ તત્ત્વજ્ઞાનને સમાધાન મળ્યું

તાત્વિક ખોજમાં એક પૂર્ણવિરામ આવ્યો પૂર્ણવિરામની નવું વાક્ય શરૂ થાય છે એ આદર્શોના વિનાશથી નવી સૃષ્ટિ ઉપજે છે

પરશુરામ અને બુદ્ધ બંને વિભૂતિ જ અવતાર ગણાય છે પણ આપણે કોઈ કાળે તેમને કલ્પનાક્ષેત્રમાં પણ પાસે પાસે આણ્યા છે? પરશુરામ અને બુદ્ધ! બે વચ્ચે સાધર્મ્યનો કે વૈધર્મ્યનો કંઈ સંબંધ છે ખરો?

પરશુરામ બ્રાહ્મણ ક્ષત્રિય છે, ભગવાન બુદ્ધ ક્ષત્રિય બ્રાહ્મણ છે પરશુરામે બ્રાહ્મણ હોવા છતાં મન્યુ (ક્રોધ) ને છૂટ આપી શરીરબળ પર જ આધાર રાખ્યો. શાક્યમુનિએ ક્ષમાને પ્રધાનપદ આપી આત્મિક બળનું ગૌરવ વધાર્યું પરશુરામને ક્ષત્રિયની સત્તા પ્રજાપીડક જણાઈ ઈશ્વરે મનુષ્યને બે જ બાહુ આપેલા છે, અને તે પણ ઉદ્યોગને માટે ક્ષત્રિયો જો સહસ્ત્રબાહુ બની જાય અને દરેક બાહુ જો શસ્ત્ર ધારણ કરે તો દીન સમાજ જાય ક્યાં? રક્ષણને માટે ક્ષત્રિય હોય છે તે જ જ્યારે પ્રજાભક્ષક બની જાય ત્યારે પ્રજાનું રક્ષણ કોણ કરે? પરશુરામને સૂઝ્યું કે ક્ષત્રિયોનો શાસ્તા બ્રાહ્મણ છે વાત સાચી છે, પણ ક્ષત્રિયોનું શાસન કરવામાં બ્રાહ્મણે પોતાનું બ્રાહ્મણ્ય તો ન જ ખોવું જોઈએ પરશુરામે હાથમાં ભારે પરશુ લઈ સહસ્ત્રબાહુના હાથ છેદવાનું શરૂ કર્યું ક્ષત્રિયોનો કેર દૂર કરવા માટે ક્ષત્રિયો પર એકવીસ વાર કેર વર્તાવ્યો

પરશુરામે ક્ષત્રિયના બધા ગુણ કેળવ્યા છતાં ક્ષત્રિય એટલે સિપાઈ સરદારનો હુકમ એક વાર પણ વિચાર કર્યા વગર તેણે ઉઠાવવો જોઈએ માતૃભક્ત પરશુરામે પિતાનો હુકમ થતાં વાર માતાનો શિરચ્છેદ કર્યો બ્રાહ્મણ ઐશ્વર્યથી દૂર જ રહે છે ક્ષત્રિય હોય તે જ પૃથ્વી જીતે ને દાન કરે પરશુરામે જીત અને દાન એ જ રસ્તો પસંદ કર્યો

હવે બુદ્ધ જુઓ તેમણે રાજ્યનો ત્યાગ જ કર્યો, પોતાની શાન્તિ દ્વારા માર પર વિજય મેળવ્યો, કરુણાનો પ્રચાર કર્યો પરશુરામને લીધે ક્ષત્રિયો ભયભીત થયા અને તેમણે આત્મરક્ષણને અર્થે સંઘબળનું સામ્રાજ્ય સ્થાપ્યું ભગવાન બુદ્ધને લીધે તેમના શિષ્યો નિર્વૈર થયા અને તેમણે અભયનું સામ્રાજ્ય સ્થાપ્યું

પરશુરામના કાર્યની અસર તેના વખતમાં ગમે તેટલી થઈ હોય, આજે તે નહિ જેવી જ છે પરશુરામને લીધે સામ્રાજ્યની કલ્પના ઉદ્ભવી સામ્રાજ્યની કલ્પનાએ દિગ્વિજયનો મોહ પેદા કર્યો અને દિગ્વિજયની કલ્પના એટલે નિરન્તર વિગ્રહ ભગવાન બુદ્ધે ધમ્મપદમાં કહ્યું છે તેમ જીત એ કલહનું મૂળ છે, કારણ પરાજિત વ્યક્તિના હૃદયમાં અપમાનનું શલ્ય

સાલતું જ રહે છે અને તે દુનિયાને શાન્તિ ભોગવવા દેતું નથી.* ભગવાન બુદ્ધની અસર પરશુરામ કરતાં ઉંડી પણ થઈ અને વ્યાપક પણ થઇ. પરશુરામનો માર્ગ હિંસાનો હતો; બુદ્ધ ભગવાનનો અહિંસાનો. હિંસામાં વીર્ય નથી. હિંસાએ અત્યાર સુધી ન તો કોઇ સારા તત્ત્વનો નાશ કર્યો છે કે ન તો કોઈ નઠારા તત્ત્વનો. હિંસાએ દુષ્ટ લોકોનાં શરીર-નો નાશ કર્યો છે તેમ સજ્જન લોકોના શરીરનો પણ તેટલો જ નાશ કર્યો છે. પણ દુનિયામાં રહેલી સજ્જનતા તેમજ દુર્જનતા હિંસાથી અસ્પૃષ્ટ જ રહેલી છે.

અહિંસાનો વિજય સ્થાયી-હોય છે, પણ તે રાજ્યસત્તાની મદદ વગર થયેલો હોય તો. સત્ય અને સત્તા પરસ્પર વિરોધી છે. જ્યારે જ્યારે સત્યે સત્તાની મદદ લીધી છે ત્યારે ત્યારે સત્ય અપમાનિત થયું છે અને અપંગ બન્યું છે. સત્યનો શત્રુ અસત્ય નથી. અસત્ય એ અભાવરૂપ છે, અંધકારરૂપ છે. સત્યને અસત્ય સામે લડવું પડતું નથી. જ્યા સત્યનો પ્રકાશ પહોંચ્યો નથી ત્યાં જ અસત્યનો અન્ધકાર હોય છે. અસત્યને સ્વતન્ત્ર અસ્તિત્વ જ નથી. સત્યનો શત્રુ સત્તા છે. પરશુરામે સત્તા દ્વારા—બળના પ્રભાવ દ્વારા સત્યનો એટલે ન્યાયનો પ્રચાર કરવા ધાર્યો. બુદ્ધ ભગવાનના અનુયાયીઓએ પણ સામ્રાજ્યની પ્રતિષ્ઠાથી સત્યનો પ્રચાર કરવા ધાર્યો ત્યારે સત્ય લજ્જાથી સંકુચિત થયું.

હવે વખત આવ્યો છે કે જ્યારે પરશુરામની ન્યાયનિષ્ઠાનું અને બુદ્ધ ભગવાનની અવેરનિષ્ઠાનું મીલન થવું જોઇએ. મનમાં ઝાટાબાર દ્વેષ કે ઝેર રાખ્યા વગર અન્યાયની સામે થવું, સત્તા સામે ઝુઝવું એ જ આજનો યુગધર્મ છે. સત્યાગ્રહ એ એ જ નથી ?

## શ્રી રામકૃષ્ણ[†]

ઇ. સ. ૧૮૩૩ કે ૩૪ માં લૉર્ડ મૅકૉલેએ હિન્દુસ્તાનને વિલાયતી શિક્ષણ આપવાનું કંપની સરકાર પાસે નક્કી કરાવ્યું તેના પહેલાં જ આપણે

*जयं वेरं पसवति दुक्खं सेति पराजितो ।
उपसन्तो सुखं सेति हित्वा जयपराजयं ॥

†ઇ. સ. ૧૯૨૨ની રામકૃષ્ણ પરમહંસની જયન્તિને પ્રસંગે અમદાવાદમાં આપેલું ભાષણ

ધર્મભ્રષ્ટ તો થયા જ હતા. ધર્મભ્રષ્ટ થયા તેથી જ પારતન્ત્યમાં આવી પડ્યા. છતાં અધર્મને જ ધર્મ માનવા જેટલો બુદ્ધિભ્રંશ થયો ન હતો. પણ અંગ્રેજી કેળવણી લેવાને આપણે આતુર થયા અને અંગ્રેજ લોકોએ તે પૂરી પાડવાનો નિશ્ચય કર્યો તે દિવસથી ધીમેધીમે આપણે આપણા જીવનનો પાયો સ્વાર્થ, સ્વચ્છન્દ અને નરી હરિફાઇ પર જ ચલાવ્યો.

ઇશ્વરને ત્યા એવો નિયમ છે કે દરેક આપત્તિનો ઇલાજ એની સાથે જ જન્મે છે. ઇ. સ. ૧૮૩૪માં જ જ્યા અંગ્રેજી કેળવણી પહેલવહેલી વવાઇ ગઇ તે જ પ્રાન્તમા રામકૃષ્ણ પરમહંસનો જન્મ થયો. રામકૃષ્ણ પરમહંસ એટલે હિન્દુ ધર્મનો શુદ્ધ અને પ્રાણવાન પ્રવાહ. રાજા રામમોહન રાયે હિન્દુ, મુસલમાની અને ઇસાઇ ધર્મના તત્ત્વોનું અધ્યયન કરી બધાનો સામાન્ય સાર કાઢવાનો પ્રયાસ ચલાવ્યો હતો. એ જ અરસામાં પ્રત્યક્ષ સાધના કરી ધર્મતત્ત્વનો અનુભવ કરવાનો પ્રયાસ રામકૃષ્ણ પરમહંસે ચલાવ્યો. રામકૃષ્ણ પરમહંસે પણ હિન્દુ, મુસલમાન અને ખ્રિસ્તી એ ત્રણે ધર્મનું રહસ્ય અનુભવ્યું, અને તેમણે કહ્યું, 'અનુભવની દૃષ્ટિએ બધા ધર્મ સરખા સાચા છે.' રામમોહન રાયને ત્રણે સંસ્કૃતિનાં સાહિત્ય સાથે પરિચય હતો, જ્યારે રામકૃષ્ણ પરમહંસે ત્રણમાથી એકેનું અધ્યયન કર્યું ન હતું. ભણ્યા વગર પણ અનુભવ મેળવી શકાય છે એમ રામકૃષ્ણ પરમહંસે સિદ્ધ કર્યું

* * *

નાનપણથી જ રામકૃષ્ણ પરમહંસે સ્વતન્ત્ર વૃત્તિ કેળવી હતી. સત્યવાદી પિતા અને નિઃસ્પૃહ માતાનું સતાન બીજું શુ કરી શકે? એમના વખતમા સામાન્ય કેળવણી મળતી તે પણ લેવાની તેમણે ના પાડી. 'કેળા, ચોખા અને પૈસા અપાવનાર કેળવણી લઇને હું શું કરું? મારે તો પરમાત્માની પ્રાપ્તિ કરવી છે. તમારી કેળવણી મને તે ક્યાથી આપે?' એમ જ તેઓ કહેતા. એકવાર જો તેઓ કેળવણીના સકંજામા સપડાઇ જાત તો તેમને મૅકૉલેવાળી કેળવણી લેવી પડત. પણ તેમને તો ઇશ્વરપ્રાપ્તિની કેળવણી લેવી હતી અને ઇશ્વરને તેમની મારફતે બંગાળને તેવી જ કેળવણી આપવી હતી, તેથી તેઓ અભણ જ રહ્યા. આજે દુનિયામા કેટલાયે લોકો તેમને અવતારી પુરુષ તરીકે પૂજે છે.

* * *

રામકૃષ્ણ પરમહંસને ઇશ્વરના અવતાર ગણવા કે ન ગણવા એની ભારે ચર્ચા ચાલે છે. દરેક વ્યક્તિમાં ઇશ્વરી તત્ત્વ તો હોય જ છે. જ્યા જ્યાં આ ઇશ્વરી તત્ત્વ વધારે સ્ફુટ થતું હોય, વિભૂતિમત્, શ્રીમત્, ઊર્જિત હોય

ત્યાં ત્યાં અવતારની કલ્પના કરવી એ કંઇ ખોટું નથી. જેણે પોતાનો ઉદ્ધાર કર્યો છે, એટલું જ નહિ પણ જે બીજાનો ઉદ્ધાર કરવા સમર્થ છે તે ચોક્કસ ઇશ્વરનો અવતાર છે એમાં શક નથી. વિશિષ્ટ જમાનાની ખાસ ખામી જોઇ, ખાસ નબળાઇ જોઈ તે દૂર કરવાનું સામર્થ્ય જેની અંદર જોવામાં આવે તેને જ અવતાર કહેવો એમ પણ કેટલાક કહે છે. આ બધી દૃષ્ટિએ રામકૃષ્ણ પરમહંસને આપણે અવતાર ગણી શકીએ. છતાં સ્વાર્થની દૃષ્ટિએ હું રામકૃષ્ણ પરમહંસને અવતારી પુરુષ તરીકે ઓળખવા નથી માગતો. અવતાર એટલે માણસની દયા ખાઈ માણસનો હાથ ઝાલવા નીચે ઉતરેલો મનુષ્યદેહધારી ઇશ્વર. તે કંઇ સાચો માણસ નથી. તેની પાસેથી મદદ મળી શકે, પણ તેનું અનુકરણ કરવાની શ્રદ્ધા તે ન આપે. રામકૃષ્ણ પરમહંસને અવતારી માનીએ એટલે તેમણે કયા કયા ચમત્કારો કર્યા, કઈ કઇ લીલા કરી બતાવી, આપણી પાસેથી તેઓ શું શું માગે છે અને એકવાર વિધિપૂર્વક તેમને શરણ જઇએ એટલે અનાયાસે તેમની પાસેથી આપણને શું શું મળી શકે તેનો જ વિચાર આપણા મનમાં આવે છે.

પણ જો આપણે તેમને માણસ ગણીએ તો એમની પાસે એમની પહેલાંની મૂડી કેટલી હતી, તે મૂડીનો તેમણે કેવો ઉપયોગ કર્યો, પોતાના દોષો સામે તેમને કેવું કેવું લડવું પડ્યું અને પોતાના પુરુષાર્થથી તે કેવી રીતે સંપૂર્ણતા અને ઐશ્વર્ય પ્રાપ્ત કરી શક્યા તે તરફ આપણું ધ્યાન જાય છે. માણસને હિંમત આપનાર બે વચનો આપણી ભાષામાં છે: 'परित्राणाय साधूनां संभवामि युगे युगे' એ એક, અને 'નર કરણી કરે તો નર કા નારાયણ હોય' એ બીજું. બન્ને ઇશ્વરી વચન છે, પણ બીજું વધારે પ્રાણપ્રદ છે એમાં શક નથી.

•   •   •

રામકૃષ્ણ પરમહંસના મનમાં નાનપણમાં વર્ણાભિમાન તો હતું જ. રાણી રાસમણી જાતે માછણ હતી. તેના મન્દિરમાં પણ આપણાથી ભોજન કરાય નહિ એમ તેઓ માનતા. પણ જ્યારે તેઓ સાધના કરવા લાગ્યા ત્યારે એ અભિમાન કાઢી નાખવા માટે તેમણે રાત્રે આસપાસનાં જાજરૂ સાફ કરવાનું અને અન્ત્યજોના અંગણાં પોતાના વાળ વતી વાળવાનું શરૂ કર્યું. ધન અને માટી સમાન છે એવી વૃત્તિ કેળવી હાથમાંનો રૂપીયો અને માટીનું ઢેફું બન્ને નદીમાં તેઓ ફેંકતા. અન્ત્યજો પાસે ઇશ્વરનું નામ લેવડાવી તેમના હાથનું પાણી પીનાર એવા એક ચુસ્ત વૈષ્ણવ મિત્રનાં તેઓ વખાણ કરવા લાગ્યા. મનમાં અપવિત્ર વિચાર આવતાં વાર ફરી આવું થાય તો આ દેહનો અન્ત આણીશ એવો તેમણે નિશ્ચય કર્યો. દરેક ધર્મના વિદ્વાનો પાસેથી તે તે ધર્મની સાધના સમજી લઇ તેનો અનુભવ કર્યો, અને પરિણામે દુનિયાના બધાયે ધર્મો સાચા છે એવો સ્વાનુભવ એમણે જગતને ઉપદેશ્યો. પ્રથમ તેઓ

કાલીના પ્રસાદતરીકે માંસાહાર કરતા, પછી તે છોડી દીધો, એટલું જ નહિ, પણ પૂજાને માટે ફૂલ અને બિલ્વપત્ર વગેરે તોડતા તે પણ તેમણે છોડી દીધું. ' આ ફૂલો જ્યાં છે ત્યાં જ તે ઈશ્વરને અર્પિત નથી ? ઈશ્વરના આ વિસ્તીર્ણ દેહ ઉપર તેઓ ભૂષણ તરીકે નથી વિરાજેલા ? ત્યાંથી તેમને શા માટે તોડી કાઢીએ ? ' એમ જ તેઓ કહેતા જ્યાં સુધી મનનું સમાધાન ન થાય ત્યાં સુધી તેઓ ઉદ્વિગ્ન જ રહેતા. સાંજ પડે એટલે જીંદગીનો એક દિવસ ગયો છતાં ઈશ્વરપ્રાપ્તિ ન થઈ એ દુઃખે તેઓ પોકેપોક રોઈ પડતા આમ અનેક રીતે સાધના કરતા કરતા તેમને સ્ફુરી આવ્યું કે બધે એક જ ઈશ્વરી તત્ત્વ વ્યાપેલું છે. તેઓ શાન્ત થયા જીંદગીનું સાર્થક થયું. નગ્ના નારાયણ થઈ ગયા લોકો તેમને રામકૃષ્ણ પરમહંસ કહેવા લાગ્યા

* * *

ઈશ્વર પાછળ જે માણસ ગાંડો થાય તેને સમાજ સાંખી શકતો નથી રામકૃષ્ણ પરમહંસનું ગાંડપણ જોઇ સગાંવહાલાંએ તેમને પરણાવી દેવાનો વિચાર કર્યો તેમણે પોતે જ એક પાંચ વર્ષની સાત્ત્વિક વૃત્તિ વાળી કન્યા પસંદ કરી. પરણ્યા છતાં તે જેવા ને તેવા જ રહ્યા. એમની સ્ત્રી જ્યારે મોટી થઇ ત્યારે પતિની દશા શી છે એ નજરોનજર જોવા તેમની પાસે આવી રામકૃષ્ણ પરમહંસે માતા ગણી તેની પૂજા કરી ' શારદા માતાએ કહ્યું, ' આપે પરમેશ્વરપ્રાપ્તિનો માર્ગ સ્વીકાર્યો છે. આપને ત્યાંથી પાછા ખેંચનારી અવિદ્યા—માયા થવા હું નથી માગતી આપની પાસે રહી આપની સેવા કરું એટલો જ પ્રસાદ ચાહું છું ' શારદા માતાએ આખર સુધી તેમની સેવા કરી તે મારફતે શાન્તિ મેળવી અને રામકૃષ્ણ પરમહંસના આ લોક છોડયા પછી તેમની જ માનસપૂજા કરવામાં પોતાની બાકી રહેલી જીંદગી વીતાડી પ્રતાપચન્દ્ર મુઝુમદાર જેવા બ્રાહ્મો ભક્તે રામકૃષ્ણ પરમહંસ પર આક્ષેપ મુક્યો છે કે ' રામકૃષ્ણ પરમહંસે આ રીતે પોતાની સ્ત્રી પ્રત્યે ક્રૂરતા વાપરી છે અને તેની સ્થિતિ વિધવા જેવી કરી મુકી છે ' હિન્દુ આદર્શની દૃષ્ટિએ જોતાં શારદા માતાની સ્થિતિ દયા ખાવા જેવી ન હતી, પણ અદેખાઇ કરવા જેવી હતી કોઈ સ્ત્રીપુરુષ પોતાના વિકારને મારીને સંયમી જીવન પસંદ કરે તો તેમાં દયા ખાવા જેવું શું છે ?

વાસનાતૃપ્તિ એ માણસનો સ્વાભાવિક હક છે અને વાસનાતૃપ્તિમાં જ જીવનસાફલ્ય છે એ તત્ત્વજ્ઞાન આપણું નથી વાસનાઓથી આત્મા ઘેરાયો છે અને તેથી તે કષ્ટ પામે છે, વાસનાનો નાશ કરી આત્માને છોડાવવાથી તે પોતાનો આનન્દ પોતાની મેળે ભોગવી શકે છે એ આપણો જીવનમન્ત્ર છે હું જ્યારે કલકત્તામાં ગંગા માતાના દર્શને ગયો હતો ત્યારે તેઓ

રામકૃષ્ણ પરમહંસની ભગિની પૂજા કરતાં હતાં. માત્ર એક જ સફેદ વસ્ત્ર પહેરેલું. વાળ છૂટા હતા. લાંબા વખત સુધી ધ્યાન કરવાથી આંખમાં જે વિશેષ તેજ આવે છે તે તરફ સ્વાભાવિક રીતે લક્ષ ગયું. તેમની મુખમુદ્રા ઉપર પાવિત્ર્ય, શાન્તિ, પ્રસન્નતા અને માતૃવાત્સલ્ય ભરપૂર વિલસતાં હતાં. પતિદેવની પૂજામાં તેમની તલ્લીનતા જોઇ મનમાં થયું, શું આ પ્રત્યક્ષ દુર્ગાની મૂર્તિ હશે ? એમની નજીક પણ દુઃખ ન આવી શકે, તો એમને પોતાને તો દુઃખ ક્યાંથી સંભવે ?

'મારા ગુરુદેવ' એ સ્વામી વિવેકાનન્દના લેખ ઉપરથી જ ઘણાખરાને રામકૃષ્ણ પરમહંસની માહિતી મળી હશે. પણ તેમનો પહેલવહેલો પરિચય તો આપણને 'ગૉસ્પેલ ઑફ શ્રી રામકૃષ્ણ' ઉપરથી થયો. એ ગ્રન્થ લખનાર વિભૂતિ કોણ હશે એમ તો ઘણાને થયું હશે. ચોપડી ઉપર લેખક તરીકે ફક્ત M એટલી જ નિશાની છે. તેમનું આખું નામ ગુપ્ત હતું. કલકત્તામાં તેમને દર્શને પણ અમે ગયા. તેમની ભવ્ય અને ભક્તિનમ્ર મૂર્તિ જોઇ રામકૃષ્ણ પરમહંસનાં જ દર્શન થયા જેટલું સમાધાન થયું. આગળ જતા તેમનો વધારે સહવાસ મળ્યો. તેઓ તો રામકૃષ્ણ પરમહંસના ચરિત્રકાર. પરમહંસ વિષે તેમની પાસેથી કેટલુંયે સાંભળવાનું મળ્યું. તેમની સ્મરણશક્તિ અજબ છે. જ્યારે જ્યારે અમે તેમને કંઈ પણ પૂછીયે ત્યારે પોતાની સ્મરણ પોથી ઉઘાડીને તેમાંથી એકાદ પાનું જોઇ લે, મિનિટેક આંખ મીંચી ધ્યાન કરી લે અને તરત જ પરમહંસ સાથેનો કોઇ જૂનો પ્રસંગ તેમની દૃષ્ટિ આગળ ઉભો થાય. પરમહંસ ક્યાં બેઠેલા, તેમણે શું ઓઢેલું, તેમનું મ્હોં કઇ દિશા તરફ હતું, પાસે કોણ કોણ બેઠેલા હતા, પછી કોણ કોણ આવ્યા, વચમાંથી કોણ ઉઠી ગયા—બધું વિગતવાર તેઓ કહી શકતા. સંભાષણ તો અક્ષરેઅક્ષર ઉતારી શકતા. તેમની ગુરુભક્તિ એટલી ઉત્કટ છે કે એક અક્ષરની પણ ભૂલ થઇ જાય તો તેમને ગુરુદ્રોહ કર્યા જેટલું જ દુઃખ થાય. તેમના જેટલા યથાર્થવાદી ચરિત્રકાર ભાગ્યે જ બીજા હશે.

* * *

પરમહંસના ૩૬ શિષ્યો હતા એમ કહેવાય છે. દરેકને એમણે જુદી જુદી રીતે કેળવેલા. કોઇને જ્ઞાનમાર્ગ બતાવ્યો તો કોઇને ભક્તિમાર્ગ. એક શિષ્યને ખાસ ઉપદેશ આપતા હોય એ વખતે બીજાઓને ત્યાં હાજર રહેવાની રજા આપતા નહિ. એક જણ સાથે અધ્યાત્મ રામાયણ વાચતા હતા ત્યાં રાખાલ બાબુ (સ્વામી બ્રહ્માનંદ) આવી ચડયા. પરમહંસે કહ્યું, 'આ તારે માટે નથી, તું અહીંયા જતો રહે.'

રામકૃષ્ણ પરમહંસ એક ઇશ્વરની ભક્તિ જ જાણતા. ઇશ્વરને ખોળજો, ઇશ્વરને પ્રાપ્ત કરો એટલું જ તેઓ કહેતા. છતાં પોતાના જીવનથી તેમણે આ યુગનો યુગધર્મ ચોક્કસ રીતે આપણને બતાવ્યો છે.

૧. તેમનો પ્રથમ સન્દેશ સર્વ ધર્મોની એકતાનો છે. બધા ધર્મો એક જ ઇશ્વરની ઉપાસના કરે છે, બધા એક જ ઠેકાણે જાય છે, એકેએક રસ્તો સાચો છે, એમ તેમણે અનુભવની અધિકારયુક્ત વાણીથી દુનિયાને સમજાવ્યું. એક જણે તેમને પૂછ્યું, શું વામાચારી શાક્તધર્મ પણ સાચો રસ્તો છે? તેમણે કહ્યું, 'મન્દિરમાં જવાના અનેક રસ્તા હોય છે, અને ખાળ મોટી હોય તો તેના કાણામાંથી પણ મન્દિરમાં પ્રવેશ તો થઇ શકે. પણ મહાદ્વાર છોડી એવો ગંદો રસ્તો આપણે કેમ પસંદ કરીએ?'

૨. તેમનો બીજો સન્દેશ માણસના ધ્યેય વિષે છે. માણસે ઇશ્વરપ્રાપ્તિનો જ વિચાર કરવો, આત્મશુદ્ધિ કરવી, એટલે તેને જે જોઇએ છે તે મળી શકે છે. થડ હાથમાં આવ્યું એટલે ડાળાંપાંદડાં એની મેળે હાથ આવી જાય છે.

૩. આના સાધન તરીકે તેમણે કનક અને કાન્તાનો ત્યાગ બતાવેલો છે. કોઇ પણ માણસ સ્ત્રી તરફ પત્નીભાવે જુએ ( અથવા તો, કોઇ પણ સ્ત્રી પુરુષ તરફ વલ્લભભાવે જુએ ) ત્યાં સુધી તેને માટે મોક્ષ નથી. કામ અને લોભ એ મોક્ષમાર્ગમાં મોટામાં મોટા વાટમારાઓ છે.

૪. રામકૃષ્ણ પરમહંસની સાધનાનું પ્રથમ પગથીઉં અહંકારનાશ હતું. અહંકારનો નાશ કરવા તેમણે અન્ત્યજસેવા આદરી આપણને આપણો યુગધર્મ શીખવ્યો છે. કૃષ્ણકિશોર નામના એક વૈષ્ણવ ગૃહસ્થની વાર્તા તેઓ પોતાના શિષ્યોને કહેતા. પરમહંસ કહેતા, 'કૃષ્ણકિશોરને ત્યાં હું અધ્યાત્મ રામાયણ સાંભળવા જતો. કૃષ્ણકિશોરની શ્રદ્ધા ભારે હતી. એકવાર તે વૃન્દાવનની યાત્રાએ નીકળેલો. રસ્તામાં તેને બહુ તરસ લાગી. એક કુવા પરના કોઇ માણસ પાસે તેણે પાણી માગ્યું. પેલાએ કહ્યું, હું અન્ત્યજ છું, મારૂં પાણી તમને કેમ ચાલશે? કૃષ્ણકિશોરે કહ્યું, તું ઇશ્વરનું નામ લે અને પાણી કાઢી આપ. પેલાએ તે પ્રમાણે કૃષ્ણકિશોરને પાણી કાઢી આપ્યું અને એ બ્રાહ્મણે તે પાણી પીધું.'

૫. જેણે કનક અને કાન્તાનો ત્યાગ કર્યો છે, જેનામાં અહંકાર નથી, તેના મનમાં સામાજિક ઉચ્ચનીચતાનો ભાવ ક્યાંથી હોય? તેને હિસાબે રાય અને રંક સરખા જ હોય. રામકૃષ્ણ પરમહંસે રાજા સુરેન્દ્રનાથ ઠાકોરને રાજા કહેવાની ના પાડી હતી. પરમહંસે કહ્યું 'જો, હું કંઇ તને રાજા બાજા કહેવાનો નથી, કેમકે તેમ કહેવું-એ જૂઠું બોલવા સમાન છે.'

૬. પરમહંસની ખાસ વિશેષતા તેમની શિષ્યપ્રીતિ છે. ગુરુની પાછળ

પોતા શિષ્યો પણ મળે છે, પણ શિષ્ય પાછળ પેસા થયેલા રામકૃષ્ણ પરમહંસ તો અપૂર્વ જ ગણાય. જેમ દયામય પ્રભુ ભક્તાધીન છે તેમ પરમહંસ પોતાના શિષ્યોની બધી કાળજી રાખતા.

* * *

રામકૃષ્ણ પરમહંસે આ રીતે આખી જીંદગી ઇશ્વરભક્તિમાં અને લોકકલ્યાણમાં ખરચી નાખી. દિવસરાત્ર ધર્મોપદેશ કરી કરી તેમના ગળામાં ત્રણ પડ્યું. વૈદ્ય અને ડાક્તર લોકોએ તેમને બોલવાની મનાઈ કરી. પણ લોકો—સત્પુરુષના ચાર શબ્દો સાંભળી કૃતાર્થ થવા માગનારા લોકો—તેમની પાસે આવ્યાં જ કરે અને પરમહંસ પણ કોઇને નિરાશ કરે નહિ. રાતદિવસ તેમનો વાગ્યજ્ઞ ચાલુ જ રહેતો. પરમહંસની ગંભીર માંદગી સાંભળી તેમને આરામ આપવાને બદલે આ છેલ્લી તક સાધવા ટોળેટોળાં દૂરદૂરથી આવવા લાગ્યાં. યજ્ઞ વધારે જોરથી ચાલવા લાગ્યો. આખરે સને ૧૮૮૬ના ઑગસ્ટની ૧૬મીની રાત્રિએ પરમહંસે યજ્ઞમા પોતાની પૂર્ણાહૂતિ આપી દીધી.

* * *

શરીર નશ્વર છે. તે યથાકાળે પડવાનું જ. પણ આપણા સમાજની પામરતા જોઇ દુઃખ થાય એવું છે. સાધુસન્તોએ ઉપદેશેલા માર્ગ પ્રમાણે ચાલનાર ઓછા હોય છે, પણ સાધુના ચરણનો સ્પર્શ કરી, તેનું દર્શન કરી, તેનો અવાજ કાનમા ભરી લઈ, તેના પ્રસાદના બે ચાર ટુકડા ખાઇ જઇ, તેના નામનો જયઘોષ કરી 'પાવન' થઇ જવા માગનાર કૃપણ લોભીઓની સંખ્યા જ વધારે હોય છે. અનાયાસે કેટલું મળી શકે છે એ તરફ જ તેમની દૃષ્ટિ હોય છે. શાક વેચનારી પાસેથી બે શીંગ વધારે કઢાવવાની વૃત્તિ અને આવી રીતે સ્હેજે મોક્ષ મેળવવાની વૃત્તિમાં કશો ફેર નથી.

* * *

સમાજમાં લોકસેવક વધે એ ઇચ્છવા જેવું છે. પણ તેની સાથે સેવા લેનારની સંખ્યા વધે તો તો મેળ સરખો જ રહેવાનો. સમાજમાં સેવા લેવાની વૃત્તિ વધતી જ જાય છે. સેવકોને તેમનો સેવાધર્મ સમજાવી સમજાવીને તેમના ભોગ કરવામાં આવે છે. શું પત્ની, શું દેશસેવક અને શું સાધુસન્ત—દરેક ઉપભોગ્ય વસ્તુ છે એવી જ માન્યતા વધી પડી છે.

સાધુસન્તો પાસેથી આપણે આશ્વાસન મેળવીયે, સાધનાનો રસ્તો જાણી લઇયે, તેમના સહવાસથી વાસના પર જય મેળવવાની શક્તિ કેળવીયે, પોતાની કૃપણતા છોડી ધર્મવીર થઇયે એવો આશીર્વાદ માગીયે; નહિ કે અનાયાસે ઐહિક કે પારલૌકિક સુખોપભોગ તેમની મારફતે મેળવવાની આશા રાખીયે.

પરમહંસનો ઉપદેશ તેમના શિષ્ય સ્વામી વિવેકાનન્દે દેશદેશાન્તર સુધી પહોંચાડ્યો. અંગ્રેજી કેળવણીથી મોહિત થયેલા આપણાં લોકો ઉપર વિવેકાનન્દના અંગ્રેજી લેખો મારફતે જ અસર થાય એમ હતું. પરમહંસનું શુદ્ધ અધ્યાત્મ જીરવવાની શક્તિ જેમનામાં ન હતી તેમને માટે પાશ્ચાત્ય વિચારો મેળવીને કરેલું વિવેકાનન્દી મિશ્રણ બહુ જ અનુકૂળ થઇ પડ્યું. વિવેકાનન્દે પરમહંસના અધ્યાત્મને તત્ત્વજ્ઞાનની ભાષામાં મુક્યું અને તે દૃષ્ટિએ સંસારસુધારો અથવા જીવનસુધારો કેવી રીતે થઇ શકે તે બતાવ્યું. તે જ સૂત્ર હાથમાં લઇ ભગિની નિવેદિતાએ હિન્દુ સામાજિક જીવન અને ઐતિહાસિક રાષ્ટ્રીય જીવનનું રહસ્ય ખોલી બતાવ્યું. આજે રામકૃષ્ણ મીશનનાં અનેક સેવાશ્રમો, અદ્વૈતાશ્રમો અને મન્દિરો રામકૃષ્ણનો ઉપદેશ કાયિક, વાચિક અને માનસિક પ્રવૃત્તિ દ્વારા દુનિયા આગળ પીરસી રહ્યાં છે. જેને ભૂખ લાગી હશે તે જ તે લેશે. જેનામાં મુમુક્ષા હશે તે જ તેનું રહસ્ય સમજી શકશે. જેનામાં વ્યાકુળતા હશે તે જ તેનો ઉપયોગ કરી શકશે.

## રાષ્ટ્રીય શ્રાદ્ધ

પાશ્ચાત્ય ગ્રન્થોમાં માણસના જન્મસિદ્ધ હક્કોના વર્ણન આવે છે. આપણા ગ્રન્થોમાં મનુષ્યને જન્મથી વળગેલા ઋણની કલ્પના વિશેષ છે. એવાં ઋણ ત્રણ પ્રકારનાં કહ્યાં છે: દેવઋણ, પિતૃઋણ અને ઋષિઋણ. આ સૃષ્ટિમાં આપણે જીવીયે છીયે તે દેવોની કૃપા છે. મેઘરાજા વરસે છે, નદીઓ વહે છે, સૂરજ તપે છે, ખેડૂત જમીન ખેડે છે, વણકર વણે છે, ગાય બળદ આપણી સેવા કરે છે. આમ ક્ષણે ક્ષણે આપણે આખી કુદરતની સેવા લઇ રહ્યા છીયે. જેવી સેવા લઇયે છીયે તેવી જ પોતાને લાયક કુદરત અને સમાજની સેવા કરવી એ દેવઋણ અદા કરવાનો મુખ્ય માર્ગ છે. ગુજરાન ચલાવવા ખાતર આપણે જાણેઅજાણે અસંખ્ય જીવોની હિંસા કરવી પડે છે એ પણ એક જાતનું દેવઋણ છે. તેનો પરિહાર જ્યાં આપણે રહીયે છીયે ત્યાંના પશુપક્ષી અને ભૂતમાત્રને, સંતોષીને તેમજ તેમનું રક્ષણપાલન કરીને આપણે કરી શકીયે છીયે. આને જ ભૂતયજ્ઞ કહે છે. સમાજ પાસેથી આપણે સેવા લઇયે છીયે, તેનો બદલો વાળવા ખાતર તેવી જ કંઈ પણ સેવા આપણે કરી છૂટીયે એ યજ્ઞ છે. જે ઝાડ તોડે છે, લાકડું વાપરે છે, તેણે ઝાડ વાવવાં જોઇયે; જે અનાજ ખાય છે તેણે ખેતીમાં મદદ કરવી જોઇયે; જે કપડાં પહેરે છે

તેણે ફેડવું જોઈએ. આમ કરે તે જ માણસ દેવઋણ ફેડી નિષ્પાપ રહી શકે છે. અમુક કુળમાં આપણે જન્મ્યા એટલાથી જ આપણને તે કુટુંબમાં વારસો મળે છે, કેટલાક સંસ્કારો મળે છે, પ્રતિષ્ઠા મળે છે. અને કેટલાક આદર્શો સાચવવાની ફરજ પણ માથે આવે છે. આ પિતૃઋણ થયું. કુળપરંપરા ચાલુ રાખી, ટેક જાળવી, કુળધર્મના સંસ્કારોને અને રિવાજોને પોતાની સંતતિને સોંપતા જવું પિતૃઋણ ફેડવાનો માર્ગ છે.

જે વિદ્વાન, પ્રાણવાન અને તપસ્વી લોકોએ સમાજને માટે તેમજ આત્મપ્રાપ્તિને માટે ઉચ્ચ આદર્શો ઘડ્યા અને પોતાના તેટલા જ ઉચ્ચ ઉજ્જ્વળ જીવનથી તે આદર્શોને સજીવ કર્યા, તેમનું ઋણ પણ આપણી ઉપર રહેલું છે. તેમની પાસેથી સંસ્કૃતિનો વારસો આપણને મળે છે. પ્રજાનું ધ્યેય, પ્રજાનો પ્રાણ અને પ્રજાનો પુરુષાર્થ એ આદર્શદાતાઓને જ આભારી હોય છે. આ ઋણ કઇ રીતે ફીટે? શું તેઓનું કેવળ સ્મરણ કરીને? નામનાની ઇચ્છા તો તેઓને કદીયે સ્પર્શ કરી શકી નહોતી. તો તેમનું નામ માત્ર ગાવાથી તેમને કેમ સન્તોષ થાય? જેમ પિતરો વિષેની આપણી શ્રદ્ધા કેળવવા ખાતર આપણે શ્રાદ્ધ કરીયે છીયે, તેમ આ ઋષિઓનું પણ શ્રાદ્ધ કરવું ઘટે. શ્રાદ્ધમાં શ્રદ્ધેય વ્યક્તિનું નામસ્મરણ કરવા ઉપરાંત તેનું તર્પણ પણ કરવાનો વિધિ હોય છે. કુળપરંપરા ચાલુ રાખવાથી પિતરો તૃપ્ત થાય છે, તેમ ઋષિઓ પણ તેમણે આરંભેલા મહાકાર્યને શ્રદ્ધાપૂર્વક આગળ ધપાવ્યાથી અને તે પૂરૂં કર્યાથી જ તૃપ્ત થાય છે. શ્રી રામચન્દ્રે પિતૃવચન પાળી પિતાનું શ્રાદ્ધ કર્યું, અને 'રઘુકુલરીતિ સદા ચલી આઇ, પ્રાણ જાઇ બરુ બચન ન જાઇ' ની પરંપરાને વફાદાર રહી રાજા દશરથનું તર્પણ કર્યું. ઉજ્જડ થયેલી સગરભૂમિને પાવન કરવા સારૂ હિમાલયની ગંગા લઈ આવવાનું કુલવ્રત અનેક પેઢીઓ સુધી અખંડ ચાલેલું. રાજા ભગીરથે તે પૂરૂં કર્યું અને કુળને દીપાવ્યું. એ જ રીતે ઋષિઓએ અને રાષ્ટ્રીય પુરુષોએ લોકસમાજ આગળ જે આદર્શો રજુ કર્યા તેનું ચિન્તન કરવું, તેને આચરણમાં ઉતારવા, તેને દીપાવવા, ખીલવવા એ દરેક જણની ફરજ છે. એ દરેકની ઉપરનું ઋષિઋણ છે. વિદ્વાન લોકોએ જે જ્ઞાનાગ્નિ સળગાવ્યો તેને ચેતેલો રાખવો, જે વિદ્યાવૃક્ષ વાવ્યું તેને અધ્યયન અધ્યાપન રૂપી પાણીનું સિંચન કરવું, તેનો વિસ્તાર કરવો, એ જ ઋષિઓનું તર્પણ છે. એનાથી જ-તેઓ તૃપ્ત થાય ઋષિઓએ જે યાત્રા આરંભી તે પુરુષાર્થપૂર્વક પૂરી કરવી એ જ ઋષિઋણ અદા કરવાનો શ્રેષ્ઠ માર્ગ છે.

કેટલાક ઋષિઓ અખિલ માનવસમાજને માટે સનાતન ધ્યેય આપી દે છે; તેમનું તર્પણ આખી મનુષ્યજાતિએ હમેશાં કરવું ઘટે છે. શ્રીશંકરાચાર્ય, બુદ્ધ ભગવાન અગર તો ઇશુ ખ્રિસ્ત એ એવા પરમ ઋષિઓ

છે. બીજા કેટલાક પોતાના જ જમાનાને માટે અને પોતાના જ સમાજને માટે કોઈ જ્વલન્ત આદર્શ ઘડવામાં તેમજ પ્રચારવામાં જ પોતાની બધી શક્તિ અર્પનારા—પોતાનું સર્વસ્વ હોમનારા હોય છે. એકાન્તમાં બેસી ત્રિકાલને માટે અબાધિત એવા સનાતન આદર્શો ઘડવાની શક્તિ ધરાવવા છતાં કરુણાને બળે પોતાના જમાનાની જ સેવામાં પોતાનું જીવન અર્પવું એ ત્યાગ નાનો નથી. આ ત્યાગનું ઋણ પણ સમાજ ઉપર તેટલું જ તાકીદનું હોય છે. દેખાડની હૂંડીના દામની પેઠે એ ઋણને ફેડવામાં વિલંબ ન જ ચાલે.

સ્વરાજ્ય એ આપણો જન્મસિદ્ધ હક છે, એ આપણને શીખવી લોકમાન્ય પરલોક સિધાવ્યા. આખી જીંદગી શરીરસંપત્તિ, બુદ્ધિશક્તિ, ઉદ્યોગ, નવરાશ, કીર્તિ, અપકીર્તિ સર્વ કંઈ સ્વરાજ્યને ચરણે અર્પણ કરવામાં તેમણે ગાળી. ત્રણ તપની અવિશ્રાન્ત તપશ્ચર્યા એક સ્વરાજ્યની જ ખાતર તેમણે કરી. તેમનો ઉત્સાહ અને તેમનો ઉદ્યોગ, તેમનો ક્રોધ અને તેમની ક્ષમા, તેમનો રાગ અને તેમનો દ્વેષ તેમણે સ્વરાજ્યની સેવામાં જ રોક્યાં હતાં. આપણે સ્વરાજ્ય જરૂર મેળવી શકીયે એ મહા શ્રદ્ધા હીન લોકોમા તેમણે ઉત્પન્ન કરી. દેશદેશાન્તરના ઇતિહાસનું અધ્યયન કરી અને જનતાનું અન્તર તપાસી તેમણે સ્વરાજ્યપ્રાપ્તિના સાધનો પણ નક્કી કર્યાં. આટલું કરીને બેઠા હોત તોપણ તેઓ આપણી પૂજાના, આપણા તર્પણના અધિકારી બન્યા હોત. પણ તેઓએ તો સ્વરાજ્યની ઉપાસના એકપ્રાણ બનીને કઇ રીતે કરવી એનો વસ્તુપાઠ આપણી સમક્ષ રજૂ કર્યો. સ્વરાજ્યની તપશ્ચર્યા એટલે શું એ તેમણે પોતે કષ્ટ વેઠીને આપણને બતાવ્યું. સ્વરાજ્યતરસ્યો આત્મા કેટલો નિર્ભય, કેટલો નિઃસ્પૃહ હોવો જોઇયે એનો આદર્શ તેમણે પોતાના જીવન દ્વારા રજૂ કર્યો. અમર આદર્શને પ્રાપ્ત કરવા સારૂ ઉત્સાહ પણ તેટલો જ અદમ્ય હોવો જોઇયે એ તેમણે પોતાના જીવનમાં પ્રત્યક્ષ કરી બતાવ્યું. રાષ્ટ્રીય શિક્ષણ વગર પ્રજામાંની અશ્રદ્ધા નીકળી ન શકે એ તેમણે બીજા બધાથી પહેલું જોયું. પરદેશી હુમલાઓથી તેમજ આન્તરિક કજીઆઓથી નિષ્પ્રાણ બનેલા સમાજમાં પ્રાણ રેડવા માટે ભાષણ તેમજ લેખ દ્વારા લોકજાગૃતિ કરવી જોઇયે, એ ઓળખી તે કામ તેમણે ઉપાડી લીધું. પરાઈ હકુમત શારીરિક, આર્થિક અને નૈતિક પરાધીનતા જ પેદા કરે અને વધારે, એ જાણી સંસારસુધારામા, કેળવણીમાં, વેપારમાં કે રાજ્ય-પ્રકરણમાં સરકારનો સંબન્ધ જેટલો ઓછો તેટલા આપણે વધુ સલામત, એ વાત તેમણે પરોવી દીધી. ‘ પરદેશી માલ એટલે પરતન્ત્રતા ’ એવું ટુંકું છતાં સચોટ અર્થશાસ્ત્ર તેમણે પ્રજાને ભેટ કર્યું. ‘ આપણે ચલાવીયે છીયે તેથી જ આ રાજ્ય ચાલી રહેલ છે, આપણામાં શક્તિ આવતાં વેંત

આ ચાબખું ગાંડું બહિષ્કાર રૂપી ખુંટી મારીને ઉચું રાખવું જોઇયે ' એ રાજ્યપ્રકરણ તેમણે પ્રજાને પઢાવ્યું, અને सर्वधर्मान् परित्यज्य એક સ્વરાજ્યની જ સેવામાં લાગો એ અનન્યભાવી સેવામન્ત્ર તેમણે પ્રજાને શીખવ્યો. પ્રજામાં ધર્માધર્મને વિષે શંકા જોઈ ગીતાશાસ્ત્રનું રહસ્ય પોતાના ચાળીસ વર્ષના અધ્યયનના સાર રૂપે તેમણે પ્રજાને સમર્પ્યું.

આવા આ રાષ્ટ્રઋષિનું શ્રાદ્ધ કરવાનો આજે અવસર આવ્યો છે. જેમણે સ્વરાજ્યનું ધ્યાન કરતાં કરતાં જ દેહ છોડ્યો, જેઓ સ્વદેશીના ચુસ્ત હિમાયતી અને બહિષ્કારના આચાર્ય હતા, તેમનું તર્પણ આજે પ્રજાએ કેવી રીતે કરવું એ સમજવું મુશ્કેલ ન જ હોય. લોકમાન્ય પ્રત્યેનું આપણું ઋણ અંશતઃ ફેડવા માટે તેમનું પુણ્યશ્લોક નામ ઉચ્ચારી આજે આપણે સ્વદેશીની દીક્ષા લેવી ઘટે. બહિષ્કારના આચાર્યના શ્રાદ્ધને દિવસે આપણી પાસેના પરદેશી કાપડની હોળી કરી આપણે પાવન થવું ઘટે. જે દારૂની જીવલેણ બદી દફનાવવા માટે કાયદાનો ભંગ કરવો પડે તોપણ કરવો, જેલ જવું પડે તોપણ જવું અને જાન આપવી પડે તો તે પણ આપવી, એમ તેમણે ચૌદ વરસ પહેલાં કહેલું, તે બદીને જો આપણે ન દફનાવી શકીયે તો આપણે લોકમાન્યના સ્મરણને સારુ શું કર્યું? જ્યાં સુધી આ દારૂનાં પીઠાંઓ છડેચોક દેશમાં ચાલી રહ્યાં છે, જ્યાં સુધી દેશમાં પરદેશી કાપડ આયાત કરનારાઓ અને પહેરનારાઓ બાકી છે અને જ્યાં સુધી આ જ વર્ષે સ્વરાજ્ય સ્થાપવાની ધગશ આપણામાં નથી ઉત્પન્ન થઈ, ત્યાં સુધી લોકમાન્યનું શ્રાદ્ધ આપણે કયા હાથે કરીયે? ત્યાં સુધી લોકમાન્યનું ઋણ આપણી ઉપર રહેવાનું જ. હિન્દુસ્તાન માટેની લોકમાન્યની તપશ્ચર્યા એટલી તો ભારે છે કે એમના ઋણનો ભાર એક વર્ષને માટે પણ હિન્દુસ્તાન માથે રાખી શકે નહિ.

# સ્વ. લોકમાન્ય તિલક

ઇ. સ. ૧૮૫૭ના નિષ્ફળ પ્રયત્ન પછી અંગ્રેજોની સત્તા આ દેશમાં ઠીક જામી ગઇ, કેમકે કુસંપને લીધે દેશનું શારીરિક બળ છિન્નભિન્ન થયું હતું. શરીર-બળના આ યુદ્ધમાં દેશ હાર્યો, પણ હિન્દી રાષ્ટ્ર અને હિન્દી સંસ્કૃતિ અંગ્રેજોને વશ થઇ નથી, થનાર નથી એવું હિન્દી લોકોને તેમજ અંગ્રેજ સરકારને અખંડ સ્મરણ અને ખાતરી રખાવનાર તેમજ ખાતરી આપનાર જે કેટલીક

વ્યક્તિઓ આ દેશમાં પેદા થઇ તેમાંનો એક વિક્રમ વીર આ લોક છોડી ગયો છે. સત્તાવનની સાલનો સ્વતન્ત્રતાનો મહાપ્રયત્ન થયો તે વર્ષે બાળ ગંગાધર એક વર્ષના બાળક હતા. જે કેળવણીને લીધે અંગ્રેજો જીત મેળવી શક્યા તે કેળવણી લઇને તેમની સાથે લડવાનો વિચાર રાખનાર વ્યક્તિઓમાં તેઓ અગ્રેસર નીવડ્યા. જાહેર જીવનમાં એમના સાથી અને ગુરુ વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર અંગ્રેજી સાહિત્યને ' વાઘણનું દૂધ ' કહેતા. એનું પાન કરીને રાજ્યકર્તા સાથે પ્રજાહિતને માટે લડવાનો એમણે નિશ્ચય કર્યો.

પહેલેથી જ સ્વદેશસેવાનાં સ્વપ્ન ઘડનાર બાળ ગંગાધરના જીવનમા તે વીસ વર્ષે બી. એ. પાસ થયા પછી એલ એલ. બી. થયા, વગેરે વિગત બહુ મહત્ત્વની નથી. સત્તાવનની સાલના અનુભવથી એટલું નક્કી થયું હતું કે પ્રજાશરીર દુર્બળ બન્યું છે. તેને સબળ કરવાનો—લોકજાગૃતિ કરવાનો એકમાત્ર ઉપાય રાષ્ટ્રીય કેળવણી છે એ નિર્ણય નાનપણમાં જ તિલકે ચિપળૂણકર, નામજોશી, આગરકર વગેરે મિત્રો સાથે કરેલો. વિષ્ણુશાસ્ત્રી સ્વાભિમાનની મૂર્તિ હતા; સ્વધર્મ, સ્વદેશ અને સ્વભાષા વિષે એમને અત્યન્ત આદર અને અભિમાન હતા, તેથી જ સરકારી નોકરી છોડી લોકશિક્ષણના કાર્યમા તેમણે પોતાનું જીવન અર્પણ કર્યું હતું. દેશમાં તેજસ્વી કેળવણીનો પ્રસાર થાય, લોકોને નિર્દોષ સાહિત્ય વાંચવા મળી જાય, દેશહિતના પ્રશ્નોની ચર્ચા થાય, એટલું જ નહિ પણ લોકોની અભિરુચિ ધર્મને હાનિકર ન થાય એ ઉદ્દેશથી ' ન્યુ ઇંગ્લિશ સ્કૂલ ' નામની શાળા, ' નવીન કિતાબખાના ' નામની પુસ્તકોની દુકાન, ' નિબન્ધમાલા ' નામનું એક તેજસ્વી માસિક અને 'ચિત્ર શાળા' નામનું પૌરાણિક અને હિન્દુ જીવન વિષેના ચિત્રો છાપવા માટે એક કલાગૃહ, એટલા વિષ્ણુશાસ્ત્રીએ સ્થાપન કર્યાં. આગરકર એટલા જ દેશાભિમાની હતા, પણ તેમનું વલણ અંગ્રેજી સાહિત્ય તરફ વધારે હોવાથી સંસાર-સુધારા કરવાની એમની વૃત્તિ વધારે તીવ્ર હતી. નામજોશી અત્યન્ત વ્યવહાર-ચતુર અને કાર્યદક્ષ માણસ હતા. આ લોકોએ લોકશિક્ષણનું કાર્ય શરૂ કર્યું. તિલક ન્યુ ઇંગ્લિશ સ્કૂલમા ગણિત શીખવતા. પછી આ મિત્રમંડળે એક કૉલેજ સ્થાપન કરી, જેનું નામ 'મહારાષ્ટ્ર કૉલેજ' રાખવાનો પ્રથમ વિચાર હતો, પણ પછી તેને ' ફર્ગ્યુસન કૉલેજ ' નામ આપવામાં આવ્યું. સાથે સાથે તિલક એક 'લૉ ક્લાસ' પણ ચલાવતા. દેશભક્તોનું આ યુવક મંડળ બધા પ્રશ્નો ઉપર ચર્ચા કરતું. પણ રાષ્ટ્રીય શિક્ષણનું કામ હાથમાં લીધા પછી બનતા સુધી બીજી પ્રવૃત્તિમા ન પડવું જોઇયે એ વૃત્તિ તિલકની હતી. વિદ્યાર્થી-જીવનમાં એમની અધ્યયનની એકાગ્રતા અને અધ્યાપનની એમની રુચિ તથા કળા જોતાં એ વૃત્તિ અત્યન્ત સ્વાભાવિક હતી; અને એ જ કારણસર ડેક્કન સોસાયટી 'જેસ્યુઇટ' સંસ્થાની ઢબે ચલાવવી અને તેની અંદર કામ કરનાર

વ્યક્તિઓએ પોતાનું સર્વસ્વ સંસ્થાને જ અર્પણ કરવું એ આદર્શને વિષે એમનો ભારે આગ્રહ રહેતો. આગરકર એ વિચાર સાથે સંમત થઇ શક્યા નહિ. મતભેદ વધ્યો અને તિલકે ફર્ગ્યુસન કૉલેજ છોડી. જન્મસિદ્ધ અધ્યાપકના જીવનમાં અલૌકિક પરિવર્તન થયું અને લોકશિક્ષણનું વ્યાપક કાર્ય હાથમાં લઇને તેઓ લોકમાન્ય થયા.

તિલકે 'કેસરી' પત્ર હાથમાં લીધું અને 'મરાઠા' પણ ચલાવવા લાગ્યા. 'કેસરી' માં મતભેદ ઉત્પન્ન થયો તેથી આગરકરે 'સુધારક' પત્ર શરૂ કર્યું. આ બે પત્રોએ સંસારસુધારા વિષે અને હિન્દુ સમાજવ્યવસ્થામાં સરકારને ક્યાં સુધી માથું મારવા દેવું એ વિષે અનેક વર્ષો સુધી ચર્ચા કરીને મહારાષ્ટ્રને ભારેમાં ભારે કેળવણી આપી 'કેસરી'માં ફૂટ પડી એના પહેલાં જ આ યુવક મંડળ ઉપર ભારે આફત આવી પડી. શિવાજી મહારાજના વંશજ કોલ્હાપુરના મહારાજને ગાંડા ઠરાવીને મદ્રાસ મોકલવામા આવ્યા ત્યારે આ દેશાભિમાની નવયુવકોનો પુણ્યપ્રકોપ ભભૂકી ઊઠ્યો. તેમણે 'કેસરી'માં એ પ્રકરણોમાં ઉંડા ઉતરીને લખાણો લખ્યાં, જેને પરિણામે 'કેસરી' ઉપર મુકદ્દમો ચાલ્યો. આ મુકદ્દમા દરમિયાન વિષ્ણુશાસ્ત્રી ૩૨ વર્ષની કાચી ઉંમરે ગુજરી ગયા, અને આગરકર તથા તિલકને ૧૦૧ દિવસની સરકારની પરોણાગત સ્વીકારવી પડી. પૂનામાં પ્રજામત કેળવીને સરકાર આગળ મુકવાના ઇરાદાથી મહામતિ રાનડે જેવાએ 'સાર્વજનિક સભા' સ્થાપી હતી. સાર્વજનિક સભા એ કૉંગ્રેસની જનની ગણાય છે. એની અંદર પણ સરકાર સાથે કેટલો સહકાર કરવો એ વિષે મતભેદ થયો અને, તિલકના વિચારો જેમને પસંદ ન હતા તેઓએ 'ડેક્કન સભા' કાઢી. આવી રીતે પૂનામાં તીવ્ર મતભેદ થવા લાગ્યા, પણ તેને પરિણામે પૂનાના રાજકીય વાતાવરણનો પારો ચડેલો રહેવા લાગ્યો; અને આજ સુધી પણ રાજકીય ચર્ચામાં અને અંગ્રેજોની નીતિ વિષે જાગ્રત રહેવામા આખા દેશમા પૂના અગ્રેસર શહેર રહ્યું છે.

તુરંગમાથી આવ્યા પછી તિલકે પોતાનો સઘળો જીવ 'કેસરી'માં પરોવ્યો. મરાઠી ભાષા ઘડીને એને સમૃદ્ધ બનાવવી, આધુનિક જમાનાના બધા વિચારો અને રાજકીય સિદ્ધાન્તો મરાઠી ભાષા દ્વારા જનસમુદાયને સમજાવવા, લોકલાગણીની બધી છટાઓ તેમાં વ્યક્ત કરવી અને રાષ્ટ્રીય જાગૃતિનો પ્રાણ ભાષામાં ઉત્પન્ન કરવો એ ઉદ્દેશથી દર અઠવાડિયે તેમણે લખવા માંડ્યુ. 'કેસરી'એ રાજકીય મહારાષ્ટ્ર ઘડ્યું છે એમ કોઇ કહે તો તે અયોગ્ય ન ગણાય. 'કેસરી'ની ભાષા આડંબર વિનાની, સીધી પણ પ્રૌઢ હોય છે. તેનું લખાણ વિષયનો પરિપૂર્ણ કાબુ બતાવનારું, મુદ્દાસર અને જુસ્સાદાર હોય છે. 'કેસરી' જ્યારે કોઇ પ્રતિપક્ષીની સામે અખાડામાં ઉતરે છે ત્યારે તેની ભાષા સોળે કળાએ પ્રકાશે છે. જુસ્સા સાથે કટુતા અથવા ઝેર નથી હોતું એમ નહિ, પણ તેમાંયે

ગયા ત્યારે પહેલે દિવસે એમને એટલું સખત કામ આપવામાં આવેલું કે ઘંટી ચલાવતાં ચલાવતાં તેઓ બેભાન થઇ ગયા. પણ શુદ્ધિમાં આવ્યા કે તરત પાછા કામે વળગ્યા. એમણે રાહત ન માગી. રાહત માગવી એ એમને નામોશીભરેલું લાગતું. એક વર્ષને અન્તે તેઓ છૂટયા ત્યારે એમના શરીરનું વજન બહુ જ ઘટી ગયું હતું; પણ પ્રજામાં એમનું વજન બહુ વધી ગયું હતું. ઘેર આવતાં વાર પાછું 'કેસરી' હાથમાં લીધું અને 'પુનશ્ચ હરિઃ ૐ' ફરીને લખવા લાગ્યા.

તેઓ જેલમાં હતા તે દરમિયાન પાશ્ચાત્ય સંસ્કૃતપંડિત મૅક્સ-મુલરના હાથમાં તેમણે લખેલું 'ઓરાયન' અથવા 'મૃગશિરસ્' નામનું પુસ્તક આવ્યું. 'ઓરાયન'ની અંદર જ્યોતિષશાસ્ત્રની દૃષ્ટિથી વૈદિક કાળ-નિર્ણયની ચર્ચા હતી. ચોપડી જોઇને મૅક્સમુલર ચકિત થયા, મુગ્ધ થયા અને આવા અગાધ પાંડિત્યવાળા વિદ્વાન પાસે પોતે કરેલું ઋગ્વેદનું ભાષા-ન્તર અભિપ્રાયને માટે મોકલવાનું તેમને મન થયું. પણ ખબર પડી કે ગ્રન્થકર્તા તો જેલમાં છે! એમણે પ્રથમ તો જેલમાં તિલકને પુસ્તકો મળે, વાંચવાનો સમય અને દીવાબત્તી મળે એવી ગોઠવણ સરકાર પાસે કરાવી. પછી એમની દરમિયાનગીરીને લીધે સરકારને તિલકને ૭ મહિના વહેલા છોડવા પડયા. જેલમાં વેદનું નિરીક્ષણ કરતાં એમને સૂઝી આવ્યું કે આર્યોનું મૂળ રહેઠાણ ઉત્તર ધ્રુવ તરફ હોવું જોઇયે; અને આર્ય લોકો સુમેરુની આસ-પાસ રહેતા હતા એવો ઉલ્લેખ વેદમાં મળી આવે છે એમ એમને લાગ્યું. જેલમાંથી છૂટયા પછી તાઇમહારાજ કેસ જેવો આખું ખાઇ નાંખે એવો મુકદ્દમો ચાલુ હતો; છતાં તે જ અરસામાં 'આર્કટિક હોમ ઇન ધિ વેદાઝ' એટલે 'આર્યોનું વેદકાળમાં સુમેરુ તરફનું રહેઠાણ' એ નામનો વિદ્વત્તા અને શોધખોળથી ભરેલો ગ્રન્થ તેમણે બહાર પાડયો. તેને લીધે તેમની કીર્તિ યૂરોપના વિદ્વાનમંડળમાં બહુ જ થઇ. 'આર્કટિક હોમ' ગ્રન્થ લખતી વેળાએ પારસી લોકોના ધર્મગ્રન્થોનું એમણે અધ્યયન કર્યું. પછી ઇરાન, મેસોપોટે-મિયા, ખાલ્ડિયા, સીરિયા, અસીરિયા વગેરે દેશોના પ્રાચીન ઇતિહાસ અને તેમની સંસ્કૃતિ તરફ તેમનું લક્ષ ગયું; અને વૈદિક સંસ્કૃતિ સાથે તેમનું કેટલું સામ્ય છે તે તેમણે કેટલાક વિદ્વન્માન્ય નિબન્ધોમાં બતાવી દીધું છે. કેટલાક લોકો તો એમની વિદ્વત્તા જોઇને એમને વીનવતા કે તમે રાજ્ય-પ્રકરણી ઝઘડાઓ છોડી દો અને વિદ્વત્તાથી દુનિયાની ભારેમાં ભારે સેવા કરી શકો છો તે કરો. તેઓ કહેતા, 'મારે એ સ્વચ્છન્દ કરવો નથી. દેશને માટે લડવું એ જ મારૂં કર્તવ્ય છે. વિદ્વત્તાનું કામ કરનાર પંડિતો હિન્દુ-સ્તાનમાં અમર્યાદિત નિર્માણ થશે. આર્યબુદ્ધિ વન્ધ્યા થઇ નથી.' એમના એક ગોઠીએ એમને પૂછયું 'સ્વરાજ્ય મળે ત્યારે તમે કયા ખાતાના મન્ત્રી

થશો? એમણે કહ્યું, 'મને રાજ્યપ્રકરણનો કંટાળો છે. સ્વરાજ્ય મળ્યું એટલે હું તો મારે ગણિતનો અધ્યાપક થઇ જઇશ અને નિરાંતે વિદ્યાનન્દનો સ્વાદ લઇશ.'

જ્યાં સુધી પોતાના દેશબન્ધુઓને પેટપૂરતું ખાવા નથી મળતું ત્યાં સુધી વિદ્યાનંદ જેવો સાત્વિક આનંદ પણ એમને હરામ લાગતો. તેઓ હમેશાં કહેતા, 'स्वराज्याची चळवळ हा पोटापाण्याचा प्रश्न आहे.' તેથી સરકારે જ્યારે જમીન મહેસૂલના કાયદામાં ફેરફાર કર્યો અને અનાદિકાળથી વંશપરંપરાગત ચાલતો આવેલો જમીનનો માલીકીહક ભૂમિનાં બાળ પાસેથી છીનવી લઇને સાત સમુદ્ર પારથી આવેલી સરકારને હિન્દુસ્તાનની ભૂમિની માલીક ઠરાવવામાં આવી અને હિન્દી ખેડૂતને માત્ર તેના ભાડુતની સ્થિતિમાં મુક્યો ત્યારે તિલકે સરકારને મહેસૂલ નહિ આપવાની લડત ચલાવવાનો વિચાર રાખ્યો હતો; પણ તે વખતે પ્રજા એટલી ચડેલી ન હતી.

એ જ અરસામાં મુંબઇમાં અને પૂનામાં હિન્દુ મુસલમાન વચ્ચે નજીવા કારણસર ઝગડો થયો અને ભારે મારામારી થઇ. પૂનામાં ઘણાં વર્ષથી હિન્દુઓ મહોરમમાં ભાગ લેતા હતા તે બંધ થયા. રમખાણમાં વાંક બન્નેનો હતો એ તિલકે સ્વીકાર્યું હતું, પણ વધારે વાંક મુસલમાનોનો હતો એ એમણે જાહેર કર્યું. તેથી તિલક મુસલમાન કોમની સામે છે એવો વહેમ કેટલાક મુસલમાનોના મનમાં પેસી ગયો, પણ તે ખોટો હોવાથી કાળે કરીને નીકળી ગયો. તિલક મુસલમાનની વિરુદ્ધ છે એ અમારી માન્યતા ભૂલભરેલી હતી એમ ખિલાફત ડેપ્યુટેશનવાળા સૈયદ હુસેને જાહેર રીતે સ્વીકાર્યું છે, કેમકે લખનૌની કોંગ્રેસમાં હિન્દુ મુસલમાન વચ્ચે વિરોધ અને શંકા ન રહે એટલા માટે જે અધિકારવિભાગ કરવામાં આવ્યો તેમાં મુસલમાનો જેટલું માગતા હતા તેટલું બધુંયે આપવાની સલાહ તિલકે પોતે આગેવાનોને આપી. 'પ્રથમ દેશનો વિચાર થવો જોઇયે; હું હિન્દુ છું કે મુસલમાન એ ભેદ દેશહિતનો વિચાર કરતાં મનમાં ન આવવો જોઇયે,' એ એમનું તે વખતનું પ્રસિદ્ધ વાક્ય છે. પૂનામાં હિન્દુ મુસલમાન વચ્ચે જે અણબનાવ ઉત્પન્ન થયો તે ધર્મ વિષેની સંકુચિત કલ્પનાને લીધે થયો હતો એ જોઇને, તેમજ હિન્દુઓને પણ મહોરમને બદલે ઉત્સવ કરવાનું કાંઇક સાધન મળે એ હેતુથી પણ એમણે ગણેશ ઉત્સવ શરૂ કર્યો. ગણપતિ ઉત્સવમાં સ્વયંસેવકોના અને બીજા નવયુવાનોના મેળાઓ ભજન ગાય છે; વિદ્વાન નેતાઓ ધાર્મિક, સામાજિક અને કોઇકવાર રાજકીય વિષયની ચર્ચા કરે છે; અને આવી રીતે લોકોને જમાનાને અનુકૂળ કેળવણી મળે છે. જેમ ગણેશ ઉત્સવથી ધાર્મિક જાગૃતિ થઇ તેમ ગણેશ ઉત્સવ પહેલાં જ દેશાભિમાન અને સ્વાભિમાન જાગૃત કરવા માટે તિલકે જે શિવાજી ઉત્સવ શરૂ કરેલો એ

ગાળીયં સંપૂર્ણ જાળવેલું હોય છે. પ્રતિપક્ષીનો પરાજય કરવા માટે 'કેસરી' જે જોર વાપરે છે તે ઘણા લોકોની સૌમ્ય અભિરુચિને ભારે પડતું લાગે છે, અને તિલકની ભાષામાં વિનય નથી હોતો, આદર નથી હોતો એવી ટીકા ઘણાએ કરી છે. તિલકનો જવાબ એક જ રહેતો: 'લડવૈયો બીજું કરી જ ન શકે. જો મારે નિવૃત્તિમાં જ સમય ગાળવો હોત તો હું બધી જાતની ઉદારતા બતાવત. પણ જેને કાર્ય કરવું છે તેણે તો પ્રસંગોપાત પ્રખર થવું જ જોઇએ.' કેસરી'ના જેટલું વ્યવસ્થિત, પ્રતિષ્ઠિત અને લોકપ્રિય વર્તમાનપત્ર હિન્દુસ્તાનમાં બીજું ભાગ્યે જ હશે. મહારાષ્ટ્રનું જાહેર જીવન, હિન્દુસ્તાનની જાગૃતિ, એશિયાની ભવિતવ્યતા, યુરોપનું રાજકારણ અને દુનિયાની પ્રગતિ વિષે 'કેસરી'માં હમેશાં વિદ્વત્તા અને માહિતીથી ભરેલા પ્રૌઢ લેખો આવે છે. કેસરી' અત્યંત નિયમિત છાપું છે. એની બધી ગોઠવણ અને વ્યવસ્થા તિલકે જાતે કરી છે. આજે કેસરી'નો પ્રસાર ૪૦ હજારનો છે. એમ કહેવાય છે કે દુનિયામાં જ્યાં જ્યાં મરાઠી ભાષા બોલાય છે અથવા વંચાય છે ત્યાં ત્યાં 'કેસરી' પહોંચે છે.

પણ 'કેસરી' એ જ તિલક મહારાજનું કાર્યક્ષેત્ર ન હતું. એક તરફ સરકાર સામે અને બીજી તરફ સંસારસુધારાવાળાઓ સામે એમને લડવું પડતું. તિલક કોઇ દિવસ પુરાણપ્રિય ન હતા. ઘણા સંસારસુધારા તેમને અગત્યના લાગતા, છતાં તેમણે ઘણા સુધારાઓનો વિરોધ કર્યો અને તેથી ગેરસમજ ઉત્પન્ન થઈ. ઘણા લોકો એમને કુધારક માનવા લાગ્યા. તેમની માન્યતા એવી હતી કે સંસારસુધારા એ હમેશનું કામ છે અને તે ધીમે ધીમે થવું જોઇયે. ખાસ કરીને જ્યારે વિદેશી રાજ્ય હેઠળ પ્રજા આત્મવિશ્વાસ ખોઇ બેસે છે અને જ્યારે પરધર્મી પાદરીઓના આપણી સંસ્કૃતિ ઉપર દિનરાત પ્રહારો ચાલુ છે ત્યારે સમાજને સ્વાભિમાન શૂન્ય અને હતોત્સાહ બનાવવો એ ભૂલ છે. વળી સંસારસુધારાની પાછળ પડીશું તો શિક્ષિત અને અશિક્ષિત વચ્ચે અન્તરાય આવશે, તડ પડશે અને રાજ્યપ્રકરણમાં આપણે વધારે નિર્બળ થઇશું. માટે સમાજ ઉપર હુમલા કરીને નહિ, પણ ધીમે ધીમે સમાજને વશ કરીને થઇ શકે તેટલા સુધારા કરવા ઘટે. સરકારની જોડે તો તેની શક્તિથી અંજાઇ જઇને આપણે નરમ બનીયે છીયે, તો પછી શ્રદ્ધા અને આદરપૂર્વક સમાજ સામે પણ આપણે કેમ નરમ ન બનીયે? આવા વિચારોને લીધે તેઓ કેસરી'માં બનતા સુધી સંસારસુધારાનો પ્રશ્ન છેડતા જ નહિ. એટલામાં 'સંમતિ વયનું બિલ' આવી પડ્યું. બિલનું તત્ત્વ તિલકને માન્ય ન હતું એમ નથી. છતાં તેમણે એ બિલનો સખત વિરોધ કર્યો. તેમનું કહેવું એ હતું કે અંગ્રેજ લોકો પારકા છે, એ જાણીજોઇને આપણી સાંસારિક બાબતોમાં વચ્ચે પડતા નથી; ભલે ઉદાસીનતાનું હોય તોપણ ધાર્મિક અને સામાજિક બાબતોમાં આપણને સ્વરાજ્ય

છે, એ શા માટે આપણે હાથે કરીને ખોવું? આપણે જો આપણે જ હાથે સરકારને આપણા ઘરની અંદર પ્રવેશ કરવા દઈશું તો આપણાં સ્વમાન અને સ્વાતંત્ર્ય ઘટશે અને આપણે વધારે દુર્બળ તેમજ પરાધીન બનીશું. જૂના બધા રિવાજો તેઓ પાળતા ન હતા. પંક્તિભેદમાં હાલમાં લેવાતી બધી છૂટ તેઓ લેતા. તેમનું જીવન અત્યંત સાદું અને પવિત્ર હતું અને છતાં તેમાં ધાર્મિકતાનો આડંબર બિલકુલ ન હતો. સમાજનો અને ધર્મનો અધિકાર માનવા ખાતર વિલાયત જઈ આવ્યા પછી એમણે પ્રાયશ્ચિત્ત પણ લીધેલું, જોકે વિલાયતમાં એમણે ખાવાપીવામાં સંપૂર્ણ શુદ્ધિ રાખી હતી. રાજકીય ઉત્સવોમાં મુસલમાનો અને ખ્રિસ્તીઓની સાથે બેસીને એમણે ભોજન કર્યું છે. અન્ત્યજો-ને અસ્પૃશ્ય ગણવા એવી શાસ્ત્રની આજ્ઞા ક્યાંયે નથી એમ એમણે જાહેર કરેલું. એમના કેટલાક દિલોજાન મિત્રો સંસારસુધારામાં આગેવાન હતા.

સને ૧૮૯૬માં મુંબઈમાં પ્લેગ ફાટી નીકળ્યો અને પૂનામાં પણ તેણે પ્રવેશ કર્યો. આ આપત્તિ અણધારી અને તદ્દન નવી હોવાથી બધા લોકો ગભરાઈ ગયા, સરકારને પણ પ્લેગ સામે શાં પગલાં લેવાં એ સૂઝયું નહિ, અને તેથી 'સેગ્રીગેશન' 'ક્વૉરેન્ટાઇન' વગેરે સખત ઉપાયો લેવામાં આવ્યા. વળી તેનો ઠીક અમલ કરવા માટે લાગણી અને સભ્યતા વગરના ગોરા સિપાઈઓની યોજના થઈ. પ્લેગના ત્રાસ કરતાં આ સોલ્જરોની ઝડતીનો કેર લોકોને વધારે અસહ્ય થઈ પડયો અને સર્વત્ર હાહાકાર વર્તી ગયો. જેને જેમ ફાવ્યું તેમ સૌ નાઠું. પણ તિલકે આવે પ્રસંગે ગામ છોડયું નહિ. ગામમાં રહીને એક તરફથી લોકોને મદદ કરવા લાગ્યા અને બીજી તરફથી સરકારની, ઉપાય કરતાં અપાય કરનારી વિવેકશૂન્ય સખ્તાઈથી થતો પ્રજાક્ષોભ 'કેસરી' દ્વારા વ્યક્ત કરતા ગયા. તિલકે માત્ર ક્ષોભ વ્યક્ત કર્યો, પણ સરકારને લાગ્યું કે એમણે એ નિર્માણ કર્યો. લોકક્ષોભની સીમા પ્લેગ અમલદાર રૅન્ડ સાહેબના ખૂનમાં થઈ. સરકારે પોતાની પ્લેગનીતિ બદલી ખરી, પણ ઉગ્ર સ્વરૂપ ધારણ કરી લોકોને દબાવવામાં મણા ન રાખી પૂનાના સરદાર નાતુ બન્ધુઓને સરકારે નજરકેદ કર્યા અને 'કેસરી' ઉપર રાજદ્રોહનો મુકદ્દમો ચલાવ્યો. કેટલાક મિત્રોએ તિલકને માફી માગવાની સલાહ આપી, પણ તેમણે કહ્યું, 'સાચી દાનતથી મેં જે કર્યું છે તેને માટે માફી શાની માગું? ખલાસીનું કામ કરે તે કોઈક દિવસ સમુદ્રમાં ડૂબે પણ ખરો; એ જ રીતે દેશસેવા કરવી હોય તો જેલજાત્રાનો પ્રસંગ આવે જ. આ તો અમારા ધંધાને લગતા જોખમો. માફી માગીને હું દેશની કશી સેવા ન કરી શકું. વળી મારું સત્ત્વ જાય, પછી મારામાં શું રહ્યું?' સરકારે એમને દોઢ વર્ષની સજા કરી, એટલું જ નહિ પણ કાયદામાં ફેરફ

શિવાજી ઉત્સવથી પણ લોકજાગૃતિ ખૂબ થઇ છે. આ બન્ને ચળવળને લીધે સ્વદેશીનો પ્રચાર મહારાષ્ટ્રમાં ખૂબ થયો અને શિક્ષિત અશિક્ષિત વચ્ચેનો ભેદ ઓછો થતો ગયો. શિવાજી ઉત્સવને લીધે જ જૂનો ઇતિહાસ તપાસવાની વૃત્તિ વધી અને કેટલાક વિદ્વાનોનું 'ભારત ઇતિહાસ સંશોધક મંડળ' તૈયાર થયું.

૧૯૦૪ માં યુનિવર્સિટી ઍક્ટ પસાર થયો અને સરકારે કેળવણીખાતું —ઉચ્ચ કેળવણી સુદ્ધા—પોતાના અંકુશ તળે વધારે આણ્યું. ૧૯૦૫ માં બંગભંગ થયો. બંગાળીઓએ અરજીઓ, સભાઓ વગેરે જેટલું થઇ શકે તેટલું કર્યું અને આખરે સ્વદેશી અને બહિષ્કારની મહારાષ્ટ્રી ચળવળ ઉપાડી લીધી. સ્વાભાવિક રીતે જ બંગાળી લોકોને પહેલવહેલી સહાનુભૂતિ મહારાષ્ટ્ર તરફથી મળી. સરકાર તો એમ જ માને છે કે અત્યાચારનો ઉપદેશ પણ બંગાળાને પૂના તરફથી મળ્યો છે. સ્વદેશી, બહિષ્કાર અને રાષ્ટ્રીય શિક્ષણ આ ત્રણ ઉપાયોથી સ્વરાજ મેળવવું છે એ રાષ્ટ્રીય મૂલમંત્ર બધે ફેલાયો. તિલકે આને 'स्वराज्याची चतु:सूत्री' કહી છે.

બંગાળાના રાષ્ટ્રીય આગેવાનો સ્વરાજનો અર્થ 'પૂર્ણ સ્વાતંત્ર્ય' કરતા અને બહિષ્કારનો અર્થ પણ 'અંગ્રેજી રાજ્ય અને અંગ્રેજી રાષ્ટ્ર સાથે પરિપૂર્ણ અસહકાર' એવો કરતા. તે ઉપરથી ઘણા નરમ આગેવાનોને એમ લાગ્યું કે કૉંગ્રેસને માટે એક બન્ધન ( creed ) રાખવું જોઇએ. તિલકને લાગ્યું કે આવું બધન એક રીતે અત્યાર સુધી સૌ સ્વેચ્છાએ માનતું આવ્યું જ છે, છતાં સોગન સાથે સહી કરીને તે સ્વીકારવામાં એક જાતની માનહાનિ છે અને દેશના બધા પક્ષોને કૉંગ્રેસમાં સ્થાન લેવા દેવામાં એ અગવડરૂપ થાય, માટે તેમણે તે પસંદ કર્યું નહિ સુરતમા કૉંગ્રેસમા ભાગલા પડ્યા.

બંગભંગને લીધે સ્વાવલંબનનો માર્ગ સ્વીકારનાર પ્રજા ઉપરનો એક તરફથી કૉંગ્રેસનો અંકુશ દૂર થયો તે જ વખતે બીજી તરફ સરકારે દંડનીતિ અખત્યાર કરી. એને પરિણામે બંગાળામાં યૂરોપનું આસુરી હથિયાર એટલે કે બૉંબ અવતીર્ણ થયું આ પરિસ્થિતિને માટે 'દેશનું દુર્દૈવ' એ મથાળા નીચે એક અગ્રલેખમા તિલકે સરકારની દુષ્ટ નીતિને જ જવાબદાર ગણી મહારાષ્ટ્રમાં બંગાળા વિષે સંપૂર્ણ સહાનુભૂતિ હતી, પણ તિલકના દૂરદેશી ધોરણને લીધે અત્યાચારની પ્રવૃત્તિ રોકાઇ હતી. એ-જ અરસામાં સ્વદેશી અને બહિષ્કારની ચળવળ સાથે મદ્યપાનનિષેધની ચળવળને જોર આપીને પ્રજાનું જીવન વિશુદ્ધ કરવાનો તેમણે પ્રયત્ન કર્યો. તે પણ સરકારને ગમ્યો નહિ. દારૂનાં પીઠાં આગળ લોકોને ઉપદેશ કરનાર સમાજસેવકોને સરકારે દબાવી દીધા. તિલકે મદ્યપાનનિષેધની ચળવળ મુંબઇના મીલમજૂરોમાં પણ ચલાવી તેથી ઘણી

જ લોકજાગૃતિ થઇ. લોકમાન્ય મીલમજૂરોને કહેતા કે 'તમે અજ્ઞાનમાં અને વ્યસનમા શા માટે સબડો છો? તમારૂં જીવન સુધારો તો મુંબઇમા તમે ત્રણ લાખ છો, મુંબઈ તમારી છે. જીવન સુધારો, સંપ કરો અને હાલની સ્થિતિ જાણી લો' આ શુદ્ધ હીલચાલ પણ સરકારને ભારે લાગી છે. તિલકને લીધે મહારાષ્ટ્રમા અત્યાચાર આવતો અટકયો હતો, પણ સરકારને એથી ઉલટું જ ભાસ્યુ. દેશના તેમજ સરકારના દુર્ભાગ્યે તિલકના 'દેશનુ દુર્દૈવ' એ લખાણમા સરકારને રાજદ્રોહ જડ્યો. 'જો દેશ ઉપર પ્રેમ કરવાનો તમે દાવો કરો છો તો દેશમાથી તમને ૭ વરસ બહાર રાખવામા જ એ દેશનું ભલુ છે' એમ કહીને હાઇકોર્ટે તેમને દેશનિકાલની સજા કરી! 'વ્યક્તિઓનું અને રાષ્ટ્રનુ ભાગ્ય આ ન્યાયમન્દિર કરતા વધુ ઉચ્ચ વ્યક્તિઓ અને શક્તિઓના હાથમા રહે છે, અને જે સિદ્ધાન્તને માટે હું લડું છુ તેનો ઉત્કર્ષ મારા છૂટાપણાના કરતા મારા કારાગૃહવાસથી જ કરવાની એ જગન્નિયન્તાની ઇચ્છા હશે' એમ કહીને તે મહાત્માએ ધીરેથી સજા સ્વીકારી અને સાથે જ લોકમાન્યની આ તપશ્ચર્યાથી સ્વરાજ્યનો મન્ત્ર દરેક હિન્દવાસીના હૃદયમા સ્ફુરવા લાગ્યો. ૭ વરસની આ તપશ્ચર્યાનું બીજુ ફળ 'ગીતારહસ્ય' એ સાહિત્યરત્ન છે.

તિલકને સજા કરીને જે પરિણામ લાવવાની ઇચ્છા સરકારે રાખી હતી તેથી ઉલટું પરિણામ આવ્યુ તિલકની પ્રેરણા અને અંકુશ નષ્ટ થતા જ મહારાષ્ટ્રના નવયુવકો નિરંકુશ થયા અને જે અત્યાચાર તિલકને લીધે અટક્યો હતો અને જે અત્યાચાર તિલકને સજા કરીને સરકાર અટકાવવા માગતી હતી તે જ અત્યાચાર મહારાષ્ટ્રમા ફાટી નીકળ્યા નાસિકમા કાવતરૂ ઉભુ થયુ. કલેકટર જેક્સનનુ ખૂન થયુ અને અનર્થપરંપરાનો પ્રવાહ વહેવા લાગ્યો. લગભગ પૂરે ૭ વર્ષે ઉમ્મરમા વૃદ્ધ, શરીરે ક્ષીણ, પણ ઉત્સાહમા તરુણ એવા લોકમાન્ય કર્મયોગનો સન્દેશો લઇ પાછા આવ્યા એ સન્દેશો હિન્દુસ્તાનની લગભગ બધી ભાષાઓમા ફેલાયો કર્મયોગના આચાર્યે 'સ્વરાજ્યસંઘ'ની સ્થાપના કરી અને દેશમા સ્વરાજ્યની અભૂતપૂર્વ હીલચાલ શરૂ થઇ. રાષ્ટ્રમદથી અન્ધ થયેલા યુરોપીઅન રાષ્ટ્રોમા યુદ્ધ શરૂ થયુ અને હિન્દુસ્તાન અણીને પ્રસંગે વફાદાર રહેશે કે નહિ એની સામ્રાજ્યને બીક લાગી તે વખતે બ્રિટિશ સામ્રાજ્યની સાથે રહેવામા હિન્દુસ્તાનનુ હિત છે એમ જાહેર કરી, તિલકે સામ્રાજ્યની બાજુમા ભારે સેવા કરી છે છતા [illegible] સરકારને તિલકના ભાષણોમા રાજદ્રોહ જ [illegible] આવતો. ફરી એકવાર સરકારે તિલક ઉપર નોટિસ કાઢી, પણ આ વખતે હાઇકોર્ટને તિલકના નિર્દોષપણાની ખાતરી થઇ અને તેઓ છૂટ્યા

ત્યારપછીનો ઇતિહાસ સાવ તાજો છે સૈન્યભરતી વિષેના એમના

જ કરવી ઘટે છે.' લોકમાન્યને અસહકાર વિષે શંકા એટલી જ હતી કે આવુ તીક્ષ્ણ શસ્ત્ર લોકો ઉપાડી શકશે કે નહિ. અસહકાર એ મૂઠ વગરની તલવાર છે. લોકમાન્યને અસહકાર પસંદ હતો; પણ રાષ્ટ્રને તે ગ્રહણ કરવાનો ઉપદેશ તેઓ કરત કે નહિ એ સવાલ છે. સાથે સાથે એ પણ સવાલ છે કે અસહકાર નહિ તો બીજું શું ઉપદેશત? નિષ્ઠુર કાળે બન્ને સવાલોને જ ઉડાવી દીધા.

જે દિવસે અસહકાર શરૂ થયો તે જ દિવસે—લગભગ તે જ ઘડીએ લોકમાન્યનો સ્વર્ગવાસ થયો. ગાંધીજી તે દિવસે મુંબઈમા હતા. લોકમાન્યના સ્વર્ગવાસથી તેમનુ હૈયું કેટલુ હલમલી ઉઠયું હતું તે તેમના તે વખતના લેખ ઉપરથી સ્હેજે જણાઈ આવે છે. લોકમાન્યે અલૌકિક તપશ્ચર્યા કરી સ્વરાજ્યનો મન્ત્ર સિદ્ધ કર્યો હતો અને આખા રાષ્ટ્રે એકમતે સ્વાતન્ત્ર્યયુદ્ધનો ઝંડો તેમના જ હાથમા સોંપી દીધો હતો. તેમના હાથમાથી તે ઝંડો નીચે પડે તેના પહેલા જ ગાંધીજીએ તેને ઉપાડી લીધો. સ્વર્ગમાથી ગંગા ઉતારવાનું કામ જેમ પેઢીઓ સુધી ચાલ્યુ તેમ લોકમાન્યનું કાર્ય મહાત્માજીએ ઉપાડી લીધું અને પોતાની ઢબે પણ લોકમાન્યના ઉત્સાહથી તે આગળ ચલાવ્યું. પોતાને ૭ વરસની સજા થઇ તે વખતે હાઇકોર્ટમા લોકમાન્યે કહેલું કે 'મારા છૂટા રહેવા કરતા મારા બંદીવાસથી જ સ્વરાજ્યનું કાર્ય વધે એવી પરમાત્માની ઇચ્છા જણાય છે.' આજે મહાત્માજી પણ એ જ શ્રદ્ધાથી યરોડાની જેલમાં સ્વરાજ્યસાધના કરી રહ્યા છે

રાજાની તરફદારી કરવા ગયા ત્યાં તે જ રાજાના દીવાને તેમના ઉપર બદનક્ષીની ફરિયાદ કરી અને લોકમાન્યનો જેલ સાથેનો ૧૦૧ દિવસનો પહેલો પરિચય થયો. ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ સ્થાપન કરી ત્યાં ચિપળૂણકરને તેઓ ખોઇ બેઠા. 'કેસરી' છાપું શરૂ કર્યું ત્યાં એમના સાથી આગરકર સાથે મતભેદ પડ્યા, અને રાજકીય સુધારો પ્રથમ કે સંસારસુધારો પ્રથમ એ વિષય પર બન્ને મિત્રો વર્ષો સુધી લડ્યા. સનાતન ધર્મના પક્ષપાતી તરીકે ઓળખાતા લોકમાન્ય પર જ્ઞાતિબહિષ્કાર થવાનો પણ પ્રસંગ એકવાર આવેલો. લોકમાન્ય હિન્દુઓના પક્ષપાતી છે અને મુસલમાનોનો દ્વેષ કરે છે એમ કેટલાયે વર્ષો સુધી મનાતું. તેની નિવૃત્તિ આખરે લખનૌમાં થઇ, અને તેમના સ્વર્ગવાસ પછી તેમના પવિત્ર દેહને દહનભૂમિ સુધી લઇ જવામાં મહાત્માજી સાથે મૌ. શૌકતઅલી અને ડૉ. કીચલુ જેવા મુસલમાન આગેવાનોએ પણ ખાંધ આપી હતી. સુરત વખતે મહાસભા તોડ્યાની જવાબદારી લોકમાન્ય પર ઢોળવામાં આવતી; પણ આખરે તેમના જ પ્રયત્નથી મહાસભાનાં તડ સંધાયા, એટલું જ નહિ પણ મહાસભાએ પોતાના સ્વરાજ્યનિધિ સાથે તેમનું નામ જોડી દઇ પોતાની કૃતજ્ઞતા કાયમને માટે વ્યક્ત કરી છે. મારી ખાતરી છે કે એક એવો દિવસ પણ જરૂર ઉગવાનો કે જ્યારે આ નોકરશાહીને હાથમાં જળ લઈ કબૂલ કરવું પડશે કે તિલક અમારા સાચા હિતચિન્તક હતા, વખતસર તેમનું માન્યું હોત તો પસ્તાવાનો પ્રસંગ ન આવત.

લોકમાન્ય તિલકે આપણા ઉપર અનન્ત ઉપકાર કર્યા છે, પણ તે ફેડવાનો ઉપાય એટલો જ છે કે તેમની પેઠે ફક્ત દેશહિતની જ દૃષ્ટિ મનમાં રાખી સ્વરાજ્યના કાર્ય પાછળ જીંદગીની દરેક ક્ષણ ગાળવી. તેમને નામે આપણે જે સ્વરાજ્ય ફાળો અથવા સ્વરાજ્યનિધ સ્થાપન કર્યો છે તે દહાડે દહાડે વધવો જોઇયે અને તેનો ઉપયોગ ફક્ત સ્વરાજ્યને અર્થે જ થવો જોઇયે. નોકરશાહીને કોઇ પણ રીતે શરણ ન જવાની તેમની ટેક આપણે બજાવવી જ જોઇયે. દરેક માણસે પોતાની કાયિક, વાચિક અને માનસિક શક્તિ સ્વરાજ્યને અર્થે જ ખરચવી જોઇયે અને ગમે તેટલી ગેરસમજ થાય તોપણ શ્રદ્ધા ખોયા વગર સ્વરાજ્યને સેવવું જોઇયે.

૪

આપણું શરીર જે નાનપણમા હતું તે જ આજે છે અને છતાં નથીયે ખરૂ. હિન્દુ ધર્મ વેદકાળમાં હતો તે જ આજેયે છે અને છતાં ભિન્ન પણ છે. એ જ પ્રમાણે રાષ્ટ્રીય મહાસભાનું બીજ પડેલાં જે હતું તે જ આજે છે અને છતાં નથી. પણ લોકમાન્ય તિલકે આપણને જે રાષ્ટ્રમન્ત્ર આપ્યો

જ કરવી પડે છે.' લોકમાન્યને અસહકાર વિષે શંકા એટલી જ હતી કે આવું તીક્ષ્ણ શસ્ત્ર લોકો ઉપાડી શકશે કે નહિ. અસહકાર એ મૂઠ વગરની તલવાર છે. લોકમાન્યને અસહકાર પસંદ હતો; પણ રાષ્ટ્રને તે ગ્રહણ કરવાનો ઉપદેશ તેઓ કરત કે નહિ એ સવાલ છે. સાથે સાથે એ પણ સવાલ છે કે અસહકાર નહિ તો બીજું શું ઉપદેશત? નિષ્ઠુર કાળે બન્ને સવાલોને જ ઉડાવી દીધા.

જે દિવસે અસહકાર શરૂ થયો તે જ દિવસે—લગભગ તે જ ઘડીએ લોકમાન્યનો સ્વર્ગવાસ થયો. ગાંધીજી તે દિવસે મુંબઇમાં હતા. લોકમાન્યના સ્વર્ગવાસથી તેમનું હૈયું કેટલું હલમલી ઉઠ્યું હતું તે તેમના તે વખતના લેખ ઉપરથી સ્હેજે જણાઈ આવે છે. લોકમાન્યે અલૌકિક તપશ્ચર્યા કરી સ્વરાજ્યનો મન્ત્ર સિદ્ધ કર્યો હતો અને આખા રાષ્ટ્રે એકમતે સ્વાતન્ત્ર્યયુદ્ધનો ઝંડો તેમના જ હાથમાં સોંપી દીધો હતો. તેમના હાથમાંથી તે ઝંડો નીચે પડે તેના પહેલાં જ ગાંધીજીએ તેને ઉપાડી લીધો. સ્વર્ગમાંથી ગંગા ઉતારવાનું કામ જેમ પેઢીઓ સુધી ચાલ્યું તેમ લોકમાન્યનું કાર્ય મહાત્માજીએ ઉપાડી લીધું અને પોતાની ઢબે પણ લોકમાન્યના ઉત્સાહથી તે આગળ ચલાવ્યું. પોતાને છ વરસની સજા થઇ તે વખતે હાઇકોર્ટમાં લોકમાન્યે કહેલું કે 'મારા છૂટા રહેવા કરતાં મારા બંદીવાસથી જ સ્વરાજ્યનું કાર્ય વધે એવી પરમાત્માની ઇચ્છા જણાય છે.' આજે મહાત્માજી પણ એ જ શ્રદ્ધાથી યરોડાની જેલમાં સ્વરાજ્યસાધના કરી રહ્યા છે.

મહાત્માજી જ્યારે લોકમાન્યના સ્વર્ગવાસ પછી પહેલાવહેલા પૂને ગયેલા ત્યારે તીર્થયાત્રાની શ્રદ્ધાથી લોકમાન્યની ઓરડી જોવા ગયેલા ત્યાં તેમણે દુઃખિત હૃદયે પણ નિખાલસપણે કબૂલ કર્યું કે 'તિલક મહારાજ મને નોકરશાહી વિષે હમેશાં ચેતાવતા પણ મારામાં એવું તો ભૂત ભરાયું હતું કે તેમની વાત મારે ગળે ઉતરતી જ નહોતી.' જ્યારથી સરકાર એ પોતાના સિદ્ધાન્ત પ્રમાણે ગાંધીજીએ લોકમાન્યનું કાર્ય—અન્યાય સામે અસન્તોષ ફેલાવવાનું કાર્ય મનમાં, વાચા, કર્મણા ચલાવ્યું, તે એટલે સુધી કે સજા કરતી વખતે મિ. બ્રુમફીલ્ડે પણ લોકમાન્યનું સ્મરણ કર્યું

# દ્વિતીય સંવત્સરી

૧

કાળ કેટલો ઝડપથી વહ્યો જાય છે! કાલ સવારે જ આપણે લોકમાન્યને ગોધરામાં સ્વરાજ્ય ઉપર મરાઠીમાં ભાષણ કરતા સાંભળ્યા હતા. આજે આપણને તેમની દ્વિતીય સંવત્સરી પાળવાનો પ્રસંગ આવ્યો છે!

૨

અમૃતસરની મહાસભા વખતે લોકમાન્યે કહેલું, 'આ સરકારની દાનત વિષે ખાતરી નથી. સરકાર જેટલી ભલાઈ બતાવે તેટલો જ તેની સહકાર કરીએ.' તે વખતે ગાંધીજી કહેતા, 'એમ નહિ. સરકાર સુધારા આપવાનું કહે છે, બાદશાહે સન્દેશો મોકલ્યો છે, ત્યારે આપણામાં જેટલી ભલાઈ હોય તેટલી બધી વાપરીને આપણે સહકાર કરીએ.' સૈન્યભરતી વખતે પણ લોકમાન્યે કહેલું, 'જો કાંઈ પણ સારા હકો મળે તો માની લઇયે કે આ સરકારની તરફેણમાં લડવામાં માલ છે; નહિ તો બધી મદદ સરપને દૂધ પાવા સમાન છે.' ગાંધીજી કહેતા, 'ના. અણીને પ્રસંગે સરકારને મદદ કરવી છે. આપણે કશી શરત ન કરીયે, બધા હકો આપોઆપ મળી રહેશે. શું આ સલ્તનત જાન આપનારને પણ દગો દેશે?' લોકમાન્ય ગાંધીજીને કહેતા, 'તમે ભલા માણસ છો. તમને આ નોકરશાહીના સ્વભાવની પારખ નથી. મેં મારી જીંદગીનાં ત્રીસ વરસ આ નોકરશાહી સામે લડવા પાછળ ગાળ્યાં છે.'

ગાંધીજીની ભલાઈ પાછળ નબળાઇ ન હતી. કેટલાક લોકો પોતાને છેતરી નબળાઇને ભલાઇનું રૂપ આપે છે. ગાંધીજી એ વર્ગના નથી એ પણ લોકમાન્ય જાણતા. બેલગામમાં હોમરૂલ લીગ સ્થપાઇ ત્યારે તિલક અને ગાંધી બન્ને ત્યાં હાજર હતા. તે વખતે લોકમાન્યે ગાંધીજી વિષે ખાનગીમાં કહેલું, 'આ ગાંધીની વિચારસરણી આપણા જેવી નથી; પણ આને હાથે દેશનું નુકસાન થવાનું નથી. આની સામે થવાનો પ્રસંગ આપણને આવવાનો

પ્રયત્નો, પંજાબ દિલ્હી તરફ જવાની એમને થયેલી મનાઇ, મૉન્ટેગ્યુની મુલાકાત, વિલાયત જવાની મનાઇ—પણ આખરે મળેલી પરવાનગી, વિલાયતમાં કરેલું કામ વગેરે સર્વ વસ્તુઓ હજુ ગઈ સાલના જેટલી તાજી છે. તિલકની આખી જીંદગી લડવામાં જ ગયેલી છે. એક પત્રકારે કહ્યું છે તે પ્રમાણે 'મૃત્યુએ જ તેમને પહેલી શાન્તિ આપી.' તેમનું ખાનગી જીવન અત્યન્ત સાદું અને પવિત્ર હતું. તેમની રાજકીય પ્રવૃત્તિ જોશભરી અને લડાયક હતી. આ લડાઇ પાછળ તેમણે જીંદગીમાં મેળવેલી બધી સંપત્તિ ખરચી અને જે નિષ્કિંચન સ્થિતિમાં એમણે જીવનની શરૂઆત કરી તે જ સ્થિતિમાં તેઓએ આ દુનિયા છોડી એમ કહીયે તો તેમાં અતિશયોક્તિ નહિ ગણાય. અખાડામાં ઉતરે ત્યારે કોઇ પાસેથી દયા માગે નહિ, કોઇના ઉપર દયા કરે નહિ; છતાં એમનો મનમાં દ્વેષ ટકતો જ નહોતો. આગરકર સાથે વિરોધ કર્યો, પણ એમની અન્તકાળની સેવા કરવા પોતે હાજર હતા. ભાંડારકર ઉપર પ્રહાર પણ કરતા, પણ ભાંડારકરની કદર કરીને તેમની સાથે શિષ્યભાવ પણ રાખતા. ગોખલે જોડે એમને કોઇ દિવસ બન્યું નહિ, પણ ગોખલેએ ૧૯૦૪-૦૫ માં વિલાયતમાં હિન્દની જે સેવા બજાવી તેની કદર કરવા માટે પૂના શહેર તરફથી તેમને સાર્વજનિક અભિનન્દન આપવામાં તિલક પોતે જ પ્રમુખ હતા. તિલકના રાજકીય મતો કેવા હતા એ તપાસવાનું આ સ્થાન નથી. તેમના મતોથી હિન્દી દુનિયા પરિપૂર્ણ પરિચિત છે. કોઇ માણસ ન જાણતો હોય તો તે તિલકનો દોષ નથી. પોતાના મતનો પ્રચાર કરવાની તિલકની શક્તિ અને કળા ખરેખર અલૌકિક હતી. તેમની વિદ્વત્તાનો સાક્ષાત્કાર આખી દુનિયાને થયો છે, પણ તેઓએ પોતાની સઘળી વિદ્વત્તા હિન્દી લોકોના મોક્ષને માટે જન્મભૂમિને ચરણે અર્પણ કરી હતી. સ્વરાજ્ય એ એમના જીવનનો આધારસ્તંભ હતો. તેઓ બુદ્ધિમાં બ્રાહ્મણ અને વૃત્તિમાં ક્ષત્રિય હતા. તેઓ હિન્દી જાગૃતિના જનક, આધુનિક મહારાષ્ટ્રના પંચપ્રાણ, રાષ્ટ્રીય પક્ષના અધ્વર્યુ, સ્વરાજ્યમન્ત્રના ઋષિ, નોકરશાહીના વૈરી અને હિન્દદેવીના અનન્ય ઉપાસક હતા. હિન્દુસ્તાનવાસી આપણે એમના જીવન ઉપરથી સ્વદેશસેવાની દીક્ષા લઇને સ્વરાજ્યના અધિકારી થઇશું ત્યારે જ એમના પરાક્રમી આત્માને શાન્તિ મળશે અને ત્યારે જ એમનું જીવન સફળ થશે. સ્વપ્રયત્નથી માણસ જેટલું જીવનસાફલ્ય મેળવી શકે છે તેટલું તેમણે પરિપૂર્ણ મેળવેલ તે

રાજાની તરફદારી કરવા ગયા ત્યાં તે જ રાજાના દીવાને તેમના ઉપર બદ-
નક્ષીની ફરિયાદ કરી અને લોકમાન્યને જેલ સાથેનો ૧૦૧ દિવસનો પહેલો
પરિચય થયો. ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ સ્થાપન કરી ત્યાં ચિપ્લુણકરને તેઓ ખોઇ
બેઠા. 'કેસરી' છાપું શરૂ કર્યું ત્યાં એમના સાથી આગરકર સાથે મતભેદ
પડ્યો, અને રાજકીય સુધારો પ્રથમ કે સંસારસુધારો પ્રથમ એ વિષય પર
બન્ને મિત્રો વર્ષો સુધી લડ્યા. સનાતન ધર્મના પક્ષપાતી તરીકે ઓળખાતા
લોકમાન્ય પર જ્ઞાતિબહિષ્કૃત થવાનો પણ પ્રસંગ એકવાર આવેલો. લોક-
માન્ય હિન્દુઓના પક્ષપાતી છે અને મુસલમાનોનો દ્વેષ કરે છે એમ કેટલાંક
વર્ષો સુધી મનાતું. તેની નિવૃત્તિ આખરે લખનૌમાં થઇ, અને તેમના સ્વર્ગ-
વાસ પછી તેમના પવિત્ર દેહને દહનભૂમિ સુધી લઇ જવામાં મહાત્માજી
સાથે મૌ. શૌકતઅલી અને ડૉ. કીચલુ જેવા મુસલમાન આગેવાનોએ પણ
ખાંધ આપી હતી. સુરત વખતે મહાસભા તોડવાની જવાબદારી લોકમાન્ય
પર ઢોળવામાં આવતી; પણ આખરે તેમના જ પ્રયત્નથી મહાસભાનાં તડ
સંધાયાં, એટલું જ નહિ પણ મહાસભાએ પોતાના સ્વરાજ્યનિધિ સાથે
તેમનું નામ જોડી દઇ પોતાની કૃતજ્ઞતા કાયમને માટે વ્યક્ત કરી છે. મારી
ખાતરી છે કે એક એવો દિવસ પણ જરૂર ઉગવાનો કે જ્યારે આ નોકર-
શાહીને હાથમાં જળ લઈ કબૂલ કરવું પડશે કે તિલક મહારાજ [illegible]
હિતચિન્તક હતા, વખતસર તેમનું માન્યું હોત તો પસ્તાવાનો પ્રસંગ ન
આવત.

લોકમાન્ય તિલકે આપણા ઉપર અનન્ત ઉપકાર કર્યો છે, પણ તે
ફેડવાનો ઉપાય એટલો જ છે કે તેમની પેઠે ફક્ત દેશહિતની જ દૃષ્ટિ મનમાં
રાખી સ્વરાજ્યના કાર્ય પાછળ જીંદગીની દરેક ક્ષણ ગાળવી. તેમણે તથા
આપણે જે સ્વરાજ્ય ફાળો અથવા સ્વરાજ્યનિધિ સ્થાપન કર્યો છે તે દહાડે
દહાડે વધવો જોઇએ અને તેનો ઉપયોગ ફક્ત સ્વરાજ્યની પ્રાપ્તિ અર્થે જ થવો
જોઇએ. નોકરશાહીને કોઇ પણ રીતે શરણ ન જવાની તેમની ટેક આપણે
જાળવવી જ જોઇએ. દરેક માણસે પોતાની શારીરિક, માનસિક અને આર્થિક
શક્તિ સ્વરાજ્યને અર્થે જ ખરચવી જોઇએ અને ગમે તેટલી નિરાશા
થાય તોપણ શ્રદ્ધા ખોયા વગર સ્વરાજ્યની [illegible] જોઇએ.

૪

આપણું શરીર જે નાનપણમાં હતું તે જ આજે છે [illegible]
ખરૂં. હિન્દુ ધર્મ વેદકાળમાં હતો તે જ આજે છે, [illegible]
છે. એ જ પ્રમાણે રાષ્ટ્રીય મહાસભાનો [illegible] તે જ આજે
છે અને છતાં નથી. પણ લોકમાન્ય તિલકે આપણને જે [illegible]

જ કરવી પડે છે.' લોકમાન્યને અસહકાર વિષે શંકા એટલી જ હતી કે-આવું તીક્ષ્ણ શસ્ત્ર લોકો ઉપાડી શકશે કે નહિ. અસહકાર એ મૂઠ વગરની તલવાર છે. લોકમાન્યને અસહકાર પસંદ હતો; પણ રાષ્ટ્રને તે ગ્રહણ કરવાનો ઉપદેશ તેઓ કરત કે નહિ એ સવાલ છે. સાથે સાથે એ પણ સવાલ છે કે અસહકાર નહિ તો બીજું શું ઉપદેશત? નિષ્ઠુર કાળે બન્ને સવાલોને જ ઉડાવી દીધા.

જે દિવસે અસહકાર શરૂ થયો તે જ દિવસે—લગભગ તે જ ઘડીએ લોકમાન્યનો સ્વર્ગવાસ થયો. ગાંધીજી તે દિવસે મુંબઇમાં હતા. લોકમાન્યના સ્વર્ગવાસથી તેમનું હૈયું કેટલું હલમલી ઉઠયું હતું તે તેમના તે વખતના લેખ ઉપરથી સ્હેજે જણાઈ આવે છે. લોકમાન્યે અલૌકિક તપશ્ચર્યા કરી સ્વરાજ્યનો મન્ત્ર સિદ્ધ કર્યો હતો અને આખા રાષ્ટ્રે એકમતે સ્વાતન્ત્ર્યયુદ્ધનો ઝંડો તેમના જ હાથમાં સોંપી દીધો હતો. તેમના હાથમાંથી તે ઝંડો નીચે પડે તેના પહેલાં જ ગાંધીજીએ તેને ઉપાડી લીધો. સ્વર્ગમાંથી ગંગા ઉતારવાનું કામ જેમ પેઢીઓ સુધી ચાલ્યું તેમ લોકમાન્યનું કાર્ય મહાત્માજીએ ઉપાડી લીધું અને પોતાની ઢબે પણ લોકમાન્યના ઉત્સાહથી તે આગળ ચલાવ્યું. પોતાને છ વરસની સજા થઇ તે વખતે હાઇકોર્ટમાં લોકમાન્યે કહેલું કે 'મારા છૂટા રહેવા કરતાં મારા બંદીવાસથી જ સ્વરાજ્યનું કાર્ય વધે એવી પરમાત્માની ઇચ્છા જણાય છે.' આજે મહાત્માજી પણ એ જ શ્રદ્ધાથી યરોડાની જેલમાં સ્વરાજ્યસાધના કરી રહ્યા છે.

મહાત્માજી જ્યારે લોકમાન્યના સ્વર્ગવાસ પછી પહેલાવહેલા પૂને ગયેલા ત્યારે તીર્થયાત્રાની શ્રદ્ધાથી લોકમાન્યની ઓરડી જોવા ગયેલા ત્યાં તેમણે દુઃખિત હૃદયે પણ નિખાલસપણે કબૂલ કર્યું કે 'તિલક મહારાજ મને નોકરશાહી વિષે હમેશાં ચેતાવતા પણ મારામાં એવું તો ભૂત ભરાઇ ગયું હતું કે તેમની વાત મારે ગળે ઉતરતી જ નહોતી.' જન્મ્યા ત્યાંથી સતત એ પોતાના સિદ્ધાન્ત પ્રમાણે ગાંધીજીએ લોકમાન્યનું કાર્ય—અન્યાય સામે અસન્તોષ ફેલાવવાનું કાર્ય મનમાં, વાચા, કર્મણા ચલાવ્યું, તે એટલે સુધી કે સજા કરતી વખતે મિ. બ્રૂમફીલ્ડને પણ લોકમાન્યનું સ્મરણ થયું

૩

લોકમાન્ય તિલકનું જીવન એ ગેરસમજની એક લાંબી પરંપરા જ છે એમને ભાગે જન્મથી મૃત્યુ સુધી લડવાપણું જ હતું. નાનપણમાં દરિદ્રતા સાથે લડવું એ તો ઘણાખરા મહાપુરુષોના ભાગ્યમાં હોય જ. તેનો વિચાર છોડી દઈએ તોપણ લોકમાન્યના જાહેર જીવનની શરૂઆતમાં જ કોલ્હાપુર પ્રકરણમાં તેમને જેલ જવું પડ્યું. શિવાજીના વંશજ તરીકે કોલ્હાપુરના

રાજાની તરફદારી કરવા ગયા ત્યાં તે જ રાજાના દીવાને તેમના ઉપર બદ-
નક્ષીની ફરિયાદ કરી અને લોકમાન્યનો જેલ સાથેનો ૧૦૧ દિવસનો પહેલો
પરિચય થયો. ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ સ્થાપન કરી ત્યાં ચિપળૂણકરને તેઓ મળ્યા
હતા. 'કેસરી' છાપું શરૂ કર્યું ત્યાં એમના સાથી આગરકર સાથે મતભેદ
પડ્યો, અને રાજકીય સુધારો પ્રથમ કે સંસારસુધારો પ્રથમ એ વિષય પર
બન્ને મિત્રો વર્ષો સુધી લડ્યા. સનાતન ધર્મના પક્ષપાતી તરીકે ઓળખાતા
લોકમાન્ય પર જ્ઞાતિબહિષ્કૃત થવાનો પણ પ્રસંગ એકવાર આવેલો. લોક-
માન્ય હિન્દુઓના પક્ષપાતી છે અને મુસલમાનોનો દ્વેષ કરે છે એમ કેટલાંક
વર્ષો સુધી મનાતું. તેની નિવૃત્તિ આખરે લખનૌમાં થઈ, અને તેમના સ્વર્ગ-
વાસ પછી તેમના પવિત્ર દેહને સ્મશાનભૂમિ સુધી લઈ જવામાં મહાત્માજી
સાથે મૌ. શૌકતઅલી અને ડૉ. કીચલૂ જેવા મુસલમાન આગેવાનોએ પણ
ખાંધ આપી હતી. સુરત વખતે મહાસભા તોડવાની જવાબદારી લોકમાન્ય
પર ઢોળવામાં આવતી, પણ આખરે તેમના જ પ્રતાપથી મહાસભાનાં તડ
સંધાયાં, એટલું જ નહિ પણ મહાસભાએ પોતાના સ્વરાજ્યનિધિ સાથે
તેમનું નામ જોડી દઈ પોતાની કૃતજ્ઞતા હમેશને માટે વ્યક્ત કરી છે. મારી
ખાતરી છે કે એક એવો દિવસ પણ જરૂર ઊગવાનો કે જ્યારે આ નોકર-
શાહીને હાથમાં જળ લઈ કબૂલ કરવું પડશે કે તિલક અમારા સાચા
હિતચિન્તક હતા, વખતસર તેમનું માન્યું હોત તો પસ્તાવાનો પ્રસંગ ન
આવત.

લોકમાન્ય તિલકે આપણા ઉપર અનન્ત ઉપકાર કર્યા છે, પણ તે
ફેડવાનો ઉપાય એટલો જ છે કે તેમની પેઠે ફક્ત દેશહિતની જ દૃષ્ટિ મનમાં
રાખી સ્વરાજ્યના કાર્ય પાછળ જિંદગીની દરેક ક્ષણ ગાળવી. તેમને નામે
આપણે જે સ્વરાજ્ય ફાળો અથવા સ્વરાજ્યનિધિ સ્થાપન કર્યો છે તે હાડે
હાડે વધવો જોઈએ અને તેનો ઉપયોગ ફક્ત સ્વરાજ્યને અર્થે જ થવો
જોઈએ. નોકરશાહીને કોઈ પણ રીતે શરણ ન જવાની તેમની ટેક આપણે
આચરવી જ જોઈએ. દરેક આપણે પોતાની કાયિક, વાચિક અને માનસિક
શક્તિ સ્વરાજ્યને અર્થે જ ખરચવી જોઈએ અને ગમે તેટલી ગેરસમજ
થાય તોપણ શ્રદ્ધા ખોયા વગર સ્વરાજ્યને સેવવું જોઈએ.

૪

આપણું શરીર જે નાનપણમાં હતું તે જ આજે છે અને છતાં નથી
ખરું. હિન્દુ ધર્મ વેદકાળમાં હતો તે જ આજે છે અને છતાં ભિન્ન પણ
છે એ જ પ્રમાણે રાષ્ટ્રીય મહાસભાનું ખોખું પહેલાં જે હતું તે જ આજે
છે અને છતાં નથી. પણ લોકમાન્ય તિલકે આપણને જે રાષ્ટ્રમન્ત્ર આપ્યો

તે જ આપણે આગળ ચલાવીયે છીયે: 'સ્વરાજ્ય એ આપણો જન્મસિદ્ધ હક છે, અને સ્વદેશી, બહિષ્કાર અને રાષ્ટ્રીય શિક્ષણ એ તે પ્રાપ્ત કરવાનાં સાધનો છે.'' તે વખતે સ્વરાજ્યનો અર્થ સામ્રાજ્યના શહેરીઓનો હક એટલો જ થતો હતો. આજે તે વ્યાપક અને ચોક્કસ થયો છે. સ્વરાજ્ય એટલે હિન્દુસ્તાનની સેના ઉપર અધિકાર, હિન્દુસ્તાનના અનાજના વેચાણ ઉપર પૂરેપૂરો અંકુશ, ધાર્મિક સુરક્ષિતતા અને સામ્રાજ્યમાં રહેવું કે ન રહેવુ એની મુનસફી. સ્વદેશીનો અર્થ પણ આજે બહુ જ ચોક્સ થઇ ગયો છે. સ્વદેશી એટલે સ્વદેશમાં ઉગાડેલાં રૂ, શણ, ઊન કે રેશમનાં હાથે કાંતેલાં અને હાથે વણેલાં કપડાનો ઉપયોગ કરવો અને તમામ પરદેશી કાપડનો બહિષ્કાર કરવો. રાષ્ટ્રીય શિક્ષણમાં સરકારી મદદ, સરકારી માન્યતા અને સરકારી વિદ્યાપીઠનો બહિષ્કાર એટલો ચોક્સ અર્થ તે કાળે ન હતો, જોકે તે દિશામાં પ્રયત્ન તો સારી પેઠે થતો હતો. આજે પણ રાષ્ટ્રીય શિક્ષણનું સ્વરૂપ જેટલું ચોક્સ થવું જોઇયે તેટલું થયું નથી; પણ સરકારી કેળવણીનો બહિષ્કાર થવો જ જોઇયે એ વિષે સંદિગ્ધતા રહી નથી.

હવે રહ્યો બહિષ્કાર. બહિષ્કારનો તે વખતનો સ્થૂળ અર્થ તો લૅંકેશાયરના વેપારીઓને નુકસાન થાય એ રીતે વિલાયતી માલનો ત્યાગ અને એને સ્થાને વિલાયત સિવાયના બીજા ગમે તે દેશનો માલ લેવાની છૂટ—જોકે તેમાયે સ્વદેશી વસ્તુ બનતા સુધી પસંદ કરવાની ભલામણ—એવો હતો. આત્મશુદ્ધિના અને અહિંસાના આજના યુગમાં આપણે તે ખ્યાલ છોડી દીધો છે. પણ બહિષ્કારનો તે વખતે પણ પ્રજાહૃદયમાં એક જુદો, વ્યાપક અને મનુષ્યસ્વભાવને સુલભ એવો અર્થ હતો. તે એ કે જે સરકારે અન્યાય કર્યો છે તે સરકાર સાથેનો માનભંગયુક્ત સંબન્ધ છોડી દેવો. એ આજના અસહકારનું સ્થૂળ સ્વરૂપ હતું.

બહિષ્કારના દિવસોમાં ખાનગી વ્યવહારમા તેમજ સભાપરિષદોમાં અંગ્રેજી ભાષાનો ત્યાગ, પોશાકમાં અને ઘરના રાચરચીલામાં વિલાયતી ઢબનો ત્યાગ પત્રવ્યવહારમાં અને હિસાબકિતાબમાં વિલાયતી તારીખનો ત્યાગ, ગવર્નરના કે વાઇસરાયના દરબારમાં અથવા સરકારી અમલદારોને ત્યાં ભોજનનું આમન્ત્રણ આવે તો તેનો અસ્વીકાર, સરકારી નિશાળોનો ત્યાગ, બનતાં સુધી કોરટોનો ત્યાગ, સરકારી નોકરી વિષે ઘૃણા—એ બધું બહિષ્કારમાં સમાતું હતું; એટલું જ નહિ પણ મ્યુનિસિપાલિટીનો ત્યાગ એ બહિષ્કારમાં આવે કે નહિ એવો સવાલ પણ પૂનામાં ઊઠેલો અને લોકમાન્યને તેનો ચુકાદો આપવો પડેલો કે મ્યુનિસિપાલિટીઓમાં જ્યાં સુધી પ્રજામતને પોતાની ઇચ્છા પ્રમાણે કાંઇ કરવાનો અવકાશ છે ત્યા સુધી મ્યુનિસિપાલિટીનો ત્યાગ કરવો એ બરાબર નથી. બહિષ્કાર એટલે

પોતાની શક્તિ ગોત્ર તેમની નીચે અર્થે ન થાય ત્યારે એમ તેમને તે વખતે કહેતું. કેટલાક ગામડીઆ લોકો તો એમ પણ પૂછતા કે બહિષ્કારનો પોકાર કર્યા પછી આપણાથી રેલમાં બેસાય ખરું? ટપાલનો ઉપયોગ કરી શકાય ખરો? અને અંગ્રેજ સરકારના સીક્કાઓ આપણે વાપરી શકીએ ખરા? નેતાઓએ બહિષ્કારને આર્થિક સ્વરૂપ આપી રાજનૈતિક શસ્ત્ર તરીકે તેનો ઉપયોગ કર્યો હતો, પણ લોકહૃદયે તો તેનો ધર્મ તરીકે સ્વીકાર કર્યો હતો અને તેથી જ હિન્દુસ્તાનની ધાર્મિક પ્રજા નેતાઓ પાસેથી વિગતવાર બહિષ્કારસ્મૃતિ માગતી હતી આજે પણ લોકો અસહકારનો શાસ્ત્રાર્થ કેટલો ચલાવે છે તે આપણે જાણીએ છીએ

આ ઉપરથી સિદ્ધ થાય છે કે બહિષ્કાર અને અસહકાર એ તે તે કાળના સ્થૂળ અથવા સૂક્ષ્મ ધર્મ જ છે. અરવિન્દ ઘોષ એક ઠેકાણે લખે છે કે 'બહિષ્કાર એ તે વખતનું નિઃશસ્ત્ર પ્રતિકારનું લૌકિક નામ હતું અને તે દ્વારા નોકરશાહીના દોર અને પ્રજાના અંકુશ વચ્ચે ચાલેલી ઝુંબેશને જોરદાર અને અસરકારક સ્વરૂપ અપાયું હતું.' આજે અસહકાર પણ તે જ પરિણામ લાવવા માગે છે. માત્ર આજ સુધીના અનુભવ પરથી હિન્દુસ્તાનના સાત્ત્વિક સ્વભાવને અનુકૂળ એવું તેનું અહિંસામય વિશુદ્ધ સ્વરૂપ આપણે હવે દૃષ્ટિ આગળ રાખ્યું છે લોકમાન્ય તિલકે આપણને જે માર્ગ બતાવ્યો તે જ તપસ્યાના અગ્નિથી પ્રદીપ્ત તેજસ્વી અને વિશુદ્ધ થઈ આપણી આગળ ખડો છે એ જ માર્ગે લોકમાન્યની શ્રદ્ધાથી, લોકમાન્યની ઉત્કટતાથી અને લોકમાન્યની એકાગ્રતાથી લોકમાન્યે બતાવેલા સ્વરાજ્ય મન્દિર સુધી આપણે યાત્રા કરવાની છે અને યાત્રાને ડગલે ડગલે લોકમાન્યનું શ્રદ્ધાપૂર્વક સ્મરણ કરવાનું છે

## લોકમાન્યનાં સંસ્મરણો

હું કાશ્મીરમાં સાધુને વેશે ફરતો હતો ત્યાં એક જણે મને પૂછ્યું 'સ્વામી બાદશાહ! આપ કહાં કે રહને વાલે?' મેં કહ્યું, 'બંબઈ કે' મને લાગ્યું કે કાશ્મીર જેવા દૂર દેશમાં એથી વધારે યોગ્ય જવાબ આપવો વ્યર્થ છે પણ એમ ધારવામાં મેં ભૂલ કરી હતી પેલા માણસે પાછું મને પૂછ્યું 'બંબઈ કહાં પર હૈ? નખનૌ (લખનૌ) કે પાસ?' આટલું એ બિચારાને ભૂગોળનું જ્ઞાન હતું! બ૦ બ૦ દૂર તો 'બમઈ'

લખનૌ જેટલું દૂર હશે! પણ એણે બીજો સવાલ પૂછયો: ' આપ કૌન ક્રૂધ હૈ?' મેં કહ્યું, 'મહારાષ્ટ્રી બ્રાહ્મણ.' આ જવાબ મળતાંની સાથે જ, મુંબઈ લખનૌ પાસે હશે એવું માનનાર માણસે મને લાગલું જ પૂછયું, 'તિલક મહારાજ કયારે છૂટશે?' જે માણસને ભૂગોળનું આટલું અગાધ(!) જ્ઞાન હતું તે પણ જાણતો હતો કે તિલક મહારાજ નામના કોઈ મહારાષ્ટ્રી દેશભક્ત સરકાર સામે લડી જેલમાં ગયા છે!

દિલ્હીમાં ભારતમન્ત્રી મૉન્ટેગ્યુ સાહેબને મળવા જ્યારે લોકમાન્ય ગયા ત્યારે તેમનું સરઘસ કાઢવાની સરકારે બંધી કરી હતી. રસ્તા પરના અભણ લોકો અંદર અંદર બોલતા હતા, ' આજ પૂના કા રાજા આને વાલા હૈ. સરકાર ઉસસે બહુત ડરતી હૈ!'

એક યૂરોપીઅન બાઈએ 'Glimpses of India' નામની ચોપડી લખી છે. તેની અંદર એ લખે છે કે 'હાલના સિવિલિયનો—એટલે અંગ્રેજી અમલદારો—બહુ જ બેદરકાર થઈ ગયા છે. હિન્દુસ્તાનમાં બ્રિટિશ રાજ્ય કેમ સ્થપાયું, તે કેમ ફૂલ્યુંફાલ્યું એનો ઇતિહાસ તેઓ બરાબર નથી જાણતા. બ્રિટિશ રીયાસતનો એક સવિસ્તર ઇતિહાસ લખાવાની જરૂર છે. અહોરાત્ર જાગ્રત દૃષ્ટિ રાખનાર પૂનાના મહાપંડિત બાળ ગંગાધર તિલક કરતાં બીજો કોઈ અંગ્રેજ કે હિન્દી આ કામને માટે લાયક નથી. આવો ઇતિહાસ લખવા માટે સરકારે એમને વીનવવા જોઈએ.'

તિલકના એક સ્નેહીએ વાતવાતમાં એક દિવસ તેમને પૂછયું, 'બળવંતરાવ! જ્યારે સ્વરાજ્ય થશે ત્યારે એ સ્વદેશી સરકારમાં તમે કયો હોદ્દો પસંદ કરશો? વડા પ્રધાન થશો કે પરરાષ્ટ્રમન્ત્રી?' એમણે જવાબ આપ્યો તે સાંભળવા જેવો છે: 'ના રે ભાઈ, સ્વરાજ્ય થશે એટલે હું તો મારે સ્વદેશી કૉલેજમાં ગણિતનો અધ્યાપક બનીને બેસી જઈશ. મારે નથી જોઈતી આ રાજખટપટ. મારે તો હજુ ડિફરેન્શ્યલ કૅલ્ક્યુલસ ઉપર પુસ્તક લખવું છે. દેશ ઉપર સંકટ આવી પડયું છે અને તમે કોઈ દેશનું કામ હાથમાં નથી લેતા, તેથી મારે તે નછૂટકે કરવું પડે છે.'

મુંબઈમાં એક સભા મળી હતી. અનેક વિદ્વાનો ત્યાં એકઠા થયા હતા. ત્યાં તિલકે 'ખાલ્ડિયન સંસ્કૃતિ' ઉપર તેમજ હિન્દી અને ઈરાની સંસ્કૃતિ વચ્ચે કેટલું સામ્ય છે એ વિશે એક વિદ્વત્તાપૂર્ણ અને અપૂર્વ કલ્પનાભર્યું વિવેચન કર્યું. સભા બરખાસ્ત થયા પછી તે સભાના તે દિવસના પારસી અધ્યક્ષે કહ્યું, 'મિ. તિલક, તમે તમારી બુદ્ધિનો દુરુપયોગ કરો છો. આટલી અગાધ બુદ્ધિની બક્ષિસ છે; તમે ઇતિહાસસંશોધનનું કામ કરશો તો દુનિયાભરમાં તમારી કીર્તિ ફેલાશે. તે છોડી આ રાજ્યપ્રકરણના કીચડમાં શું

પડયા છે?' તિલકે જવાબ વાળ્યો: (એમના અવાજમાં સ્હેજ ફેર પડ્યો હતો.) 'હિન્દ કંઇ વન્ધ્યા નથી. સ્વરાજ્ય થશે એટલે મારા જેવા હજારો પંડિત પાકશે. આજે તો દેશની વધારે ધાવાની જરૂર છે. આજે દરેક જણે પોતાની બુદ્ધિ, શક્તિ અને સર્વસ્વ સ્વરાજ્ય પાછળ જ આપી છૂટવું જોઇએ.'

૧૮૯૭માં સરકાર એમના ઉપર ચીડાઈ અને રાજદ્રોહનો આરોપ એમના ઉપર મુકવામાં આવ્યો. પ્રસંગ ગંભીર જોઇ એક મિત્રે એમને માફી માગી લેવાની સલાહ આપી. તિલકે જવાબમાં લખ્યું, 'દરેક ધંધા સાથે તે ધંધાનું જોખમ તો રહેલું જ છે. આપણે વર્તમાનપત્રકાર રહ્યા એટલે જેવતું જોખમ તો ખેડવું જ જોઇયે. પ્રજાના પ્રતિનિધિ તરીકે આપણે બોલીયે અને ગુન્હો ન કર્યા છતાં ડરને લીધે માફી માગીયે એ પ્રજાને દગો દીધા બરાબર છે. અને માફી માગ્યા પછી પૂનામાં રહેવું એ માંડલેમા સડવા જેટલું જ મારે મન વસમુ છે.'

એક દિવસે વર્તમાનપત્રકાર થવા માટે માણુએ શુ વાચવું જોઇયે, શી તૈયારી કરી જોઇયે એમ મેં તેમને પૂછ્યું. તેમણે કહ્યું: 'જેમ કવિ વિષે અથવા અધ્યાપક વિષે કહેવાય છે કે He is born, not made, તે જ પ્રમાણે વર્તમાનપત્રકાર વિષે પણ છે. રોજ રોજ કંઇ નવું લખવા જેવું નથી હોતું. એક જ વસ્તુ નવી નવી રીતે કહેવી પડે છે. છતા તમારી પાસે પ્રજાને આપવાને કંઇ પણ દિવ્ય સન્દેશ હોવો જોઇયે. તમને એમ થવું જોઇયે કે જો આટલું હુ પ્રજાના મનમા નહિ ઠસાવુ તો દુનિયા ડૂબી જશે, પ્રજાનો ઘાત થશે. આમ હોય તો જ વર્તમાનપત્રકાર થવું બાકીની તૈયારી ધીમે ધીમે થઇ શકે. પ્રસંગ આવી લાગે તે વખતે તે વિષયમા પૂરૂં અધ્યયન કરીને તે ઉપર લખવાનો રિવાજ રાખવો, જેથી લખાણનો પ્રભાવ પડે અને એકવાર લખેલું પાછું ખેંચવા વારો ન આવે. આપણું સ્મૃતિકાળનુ સાહિત્ય મેં આવો જ એક પ્રસંગ આવ્યે વાચી કાઢ્યું હતું.'

સ્વરાજ્યસંઘ સ્થાપવા લોકમાન્ય બેલગામ આવ્યા હતા શ્રી ગંગાધરરાવ દેશપાંડેને ત્યાં ખાનગી વાતચીત ચાલતી હતી. વિષય કયો હતો તે હું ભૂલી ગયો છું. ખાપર્ડે ઠંઠ્ઠક લય કરી રહ્યા હતા. એટલામા લોકમાન્ય એકદમ બોલી ઉઠ્યા: 'प्रयत्नान्तीं परमेश्वर, ઇશ્વરે જેટલી બુદ્ધિશક્તિ આપી હોય તેનો પૂરો ઉપયોગ કરી, આગળ પાછળનો વિચાર કરી, દક્ષતાપૂર્વક દરેક કામ કરવું રહ્યું આટલું કરવા છતા અદૃષ્ટ એવું ઘણું રહી જાય છે. ને આપણા હાથ બહારની વાત છે. તે વિષે ઇશ્વર ઉપર નિર્ભર રાખવી જોઇએ. એનુ નામ તે જ શ્રદ્ધા. નેપોલિયનમા આવી શ્રદ્ધા હતી. એક દિવસ તે રણભૂમિ ઉપર ઉભો હતો. આસપાસ ગોળીઓ અને ગોળાઓનો વરસાદ

વરસી રહ્યો હતો. એક દૂત કોઈ સેનાપતિનો કંઈક સન્દેશો કહેવા આવ્યો કહી રહ્યા પછી પણ તે કૌતુકથી બાદશાહને નિરખતો ઉભો રહ્યો. નેપોલિયન ત્રાડ પાડી કહ્યું: અહીં કેમ ઉભો છે? ગોળી વાગશે તો હાલો મરી જઈશ ચાલ્યો જા અહીંથી. યુવાને કહ્યું: ' મહારાજ, આપ બાદશાહ થઈને આટ જોખમ ખેડો છો તો હું તો શી વિસાતમાં? નેપોલિયને કહ્યું: અ જા! જોખમ ખેડવાનો મારો તો ધંધો છે, પણ તારે માટે તો એ સ્વચ્છ છે. નેપોલિયનનું વાક્ય પૂરૂં થયું ન થયું એટલામાં તો એક મોટો ગોળો આવી પડ્યો અને પેલા બિચારાના ટુકડેટુકડા થઈ ગયા!'

'રાષ્ટ્રમત' (મુંબઈનું દૈનિક પત્ર) શરૂ થયું ત્યારે ઑફિસ માટે આટલાં મેજ, આટલી ખુરશીઓ વગેરેની જરૂર પડશે, એમ સીતારામપંત બોલતા હતા. લોકમાન્યે કહ્યું, 'અમે જ્યારે કેસરી અને મરાઠા શરૂ કર્યાં ત્યારે અમારી પાસે તો આવી કશી જ સાહ્યબી નહોતી. વર્તમાનપત્રમાંથી અમને રાતી પાઈ મળતી નહિ. અમે તો પથારીનો વીંટો કરીને આગળ મુકતા અને લખતા. એ જ અમારૂં મેજ. એ વીંટાને આધારે-રહીને લખાતાં છતાં અમારાં લખાણ મોળાં પડ્યાં ન હતાં!'

વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર સાથે જુવાનીના દહાડામાં જ્યારે લોકમાન્યે ન્યૂ ઇંગ્લિશ સ્કુલ સ્થાપન કરી ત્યારે શરૂઆતમાં સારા ઘરના કે સારી બુદ્ધિના છોકરાઓ એમને મળ્યા નહિ. બધા છોકરા તોફાની અથવા ઠોઠ આવતા. આ વિષે એકવાર કોઈએ નિરાશા બતાવી ત્યારે તેમણે કહ્યું, 'આમાં જ આપણી ખરી કસોટી છે. આવા છોકરાઓમાંથી જ્યારે આપણે કંઈક કરી બતાવી શકીશું ત્યારે જ લોકોને આપણામાં શ્રદ્ધા આવશે.'

ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ શરૂ થઇ ત્યારે લોકમાન્ય ત્રીસ રૂપીયા માસિક પગાર લેતા. એક સાથીએ કહ્યું, ' મરી જઈયે ત્યારે પ્રેતદહન કરવા જેટલા પૈસા પણ આપણે ન બચાવી શકીયે?' લોકમાન્યે જવાબ આપ્યો, 'તેની પંચાત આપણા કરતાં સમાજને વધારે હોવી જોઇએ. માન આપવા નહિ તો ગંદકી અટકાવવા ખાતર પણ તેઓ આપણું મડદુ ફૂંકી બાળશે જ!'

શિક્ષણસંસ્થાઓ જેસ્યુઇટ લોકોની ઢબે ચલાવવી જોઇયે એવો એમનો ભારે આગ્રહ રહેતો. જો અધ્યાપકનો ધંધો ધર્મભાવે કરવો હોય તો અધ્યાપકે ચોવીસે કલાક શાળાને આપવા જોઇયે, શાળા પાસેથી આજીવિકા લીધા પછી બીજી રીતે માણસ કશી કમાણી ન કરે અને તેવી કમાણી થાય તો તેણે તે શાળાને જ અર્પણ કરવી જોઇયે, એવો તેમનો આગ્રહ હતો.

અહમદનગરમાં અન્ત્યજ લોકોએ લોકમાન્યને પાનસોપારીનો સ્વીકાર કરવા આમન્ત્રણ કર્યું હતું. તિલક મહારાજ ત્યાં ગયા. અન્ત્યજો સાથે

ભજીને તેમની પાનસોપારી લીધી અને સ્વરાજ્યનો ઉપદેશ કરતાં તેમને કહ્યું, 'બ્રાહ્મણોએ તમને દબાવ્યા એ ખ્યાલ કાઢી નાખો. જૂના સંસ્કારો-માંથી બ્રાહ્મણો પણ એકદમ છૂટી શકતા નથી. ધીમે ધીમે બધા સુધારા થશે.' તેઓએ કહ્યું કે 'અન્ત્યજોને અસ્પૃશ્ય માનવા વિષે શાસ્ત્રોમાં ક્યાંયે વચન નથી. પણ રૂઢિ બળવાન છે. ધીમે ધીમે જ તે નીકળી જશે.'

હિન્દુસ્તાનમાં નોકરશાહીનું રાજ્ય ચાલે એ એક ક્ષણને માટે પણ તેઓ સાંખી શકતા ન હતા છતાં ખાનગીમાં પણ તેઓ કહેતા કે 'અંગ્રેજોનું રાજ્ય જાય અને જર્મનો કે જાપાનીઓ અહીં આવીને રાજ્ય કરે એવું હું જરાયે ઇચ્છતો નથી તેના કરતાં તો અંગ્રેજોનું રાજ્ય જ ભલે રહ્યું. અંગ્રેજો તો અહીં હકુમત ભોગવીને કંઇક ધરાયા છે. નવા આવશે તે તો નવી ભૂખ લેતા આવશે.' જાપાનીઓ અને અમેરિકનો આપણને મદદ કરશે એવી એમને બિલકુલ આશા ન હતી. તેઓ કહેતા 'શા માટે આ પ્રબળ સામ્રાજ્ય સામે કોઈ પોતાની મેળે આપણને મદદ કરવા આવે? આપણે જાતે મરીને જ સ્વર્ગે જવું જોઇએ.'

સ્ત્રીશિક્ષણ વિષે તેઓ કહેતા, 'આપણે તો નવી કેળવણીને લીધે શ્રદ્ધાહીન થઇ ગયા છીએ. સંશય અને દરેક ઉચ્ચ ભાવના વિષે અશ્રદ્ધા એ લગભગ આપણો સ્વભાવ થઇ પડેલો છે શું એ જ અશ્રદ્ધા તમે સ્ત્રીઓમાં પણ પેદા કરવા માગો છો? કર્વેની શિક્ષણપદ્ધતિ સામે મારો મોટામાં મોટો વિરોધ એ જ છે. હિન્દુ સંસ્કૃતિને વિષે આપણી સ્ત્રીઓમાં જે શ્રદ્ધા છે તે આપણું રાષ્ટ્રીય ધન છે તેનો નાશ ન થવા દેવો જોઇએ.'

લોકમાન્યના વક્તૃત્વને ગોળીબારની ઉપમા આપી શકાય. સિપાહી જેમ તાકીને છાતી કે કપાળ ઉપર સીધી ગોળી છોડે છે તેમ લોકમાન્ય સીધી ભાષામાં ટુંકાં નાનાં વાક્યોમાં પોતાનાં વાગ્બાણ છોડી સાંભળનારના હૃદય અથવા બુદ્ધિને વીંધી નાખતા. તેમનો મારો હૃદય કરતાં બુદ્ધિ ઉપર વધારે હતો.

સિંહગઢમાં એમને હું મળવા ગયો ત્યારે કર્ણાટક પ્રાન્તિક પરિષદ વિષે વાત ચાલતી હતી તેઓએ કહ્યું, 'જુઓ, આ પ્રાન્તો હવે જુદા પડવા લાગ્યા છે. સિંધ અલગ થયો, તમારો ગુજરાત અલગ થયો, હવે કર્ણાટક જુદો પડવા માગે છે જેને 'મુંબઈ પ્રાન્તિક પરિષદ' કહેવામાં આવે છે તે તો હવે મહારાષ્ટ્રની જ કૉન્ફરન્સ બની ગઈ છે એક રીતે તો એ ઠીક થાય છે રાજ્યપ્રકરણની ચર્ચા દેશી ભાષામાં થશે અને તેથી સામાન્ય પ્રજા રાજ્યપ્રકરણમાં રસ લેતી થશે.' મેં કહ્યું, 'ત્રીસ વર્ષ ઉપર કેસરીએ જે કામ કર્યું તે આજે આ લોકો કરવા માગે છે' આમાં મેં ખુશામતની અતિશયોક્તિ બિલકુલ કરી ન હતી લોકમાન્યે

'ઑલ-ઇન્ડિયા લીડર' (ભારતવર્ષીય નેતા) થવાની બિલકુલ ઉતાવળ કરી નથી. મરાઠી ભાષા દ્વારા એકલા મહારાષ્ટ્રને જ તૈયાર કરવામાં તેઓ મશગુલ રહ્યા અને મહારાષ્ટ્રમાં તેઓએ એટલું બધું સંગીન કામ કરી રાખ્યું કે વખત આવ્યે હિન્દુસ્તાનના રાજ્યપ્રકરણમાં પોતાનું સ્થાન લેતાં એમને છાંટાભાર પણ અડચણ ન પડી કે ક્ષણનો વિલંબ પણ ન લાગ્યો. આવી સ્પૃહણીય સ્થિતિ એક ગાંધીજી સિવાય બીજા કોઇએ પ્રાપ્ત કરી નથી. બંગભંગ પહેલાં બંગાળાના તાજ વગરના રાજાએ—શ્રી સુરેન્દ્રનાથે—બંગાળીમાં એક પણ ભાષણ કર્યું ન હતું!

લોકમાન્યે ચર્ચા આગળ ચલાવી: 'જ્યારે અમે કેસરી શરૂ કર્યું ત્યારે બધા સલાહકારો કહેતા કે દેશી ભાષામાં પત્ર કાઢશો તો ખોટ ખાશો. દેશી પત્રની કદર કોણ કરવાનું હતું? અમે તો માન્યું નહિ. આખરે સલાહકારોએ આજીજી કરીને કહ્યું, છેવટ કેસરીમાં બે કૉલમ તો અંગ્રેજીનાં રાખો જ. અમે કહ્યું, ના. કેસરી આમપ્રજાને સારૂ છે, અને પ્રજા પાસે અંગ્રેજી વિના જ અમે એની કદર કરાવીશું. રાજ્યપ્રકરણની આખી પરિભાષા અમારે તૈયાર કરવી પડી. જૂની મરાઠીમાં ભક્તિ અને તત્ત્વજ્ઞાન પુષ્કળ હતું. ભાટચારણ શાયરોએ વીરરસનો પણ ઉમેરો કર્યો હતો. પણ રાજ્યપ્રકરણની ગંભીર ચર્ચા, જાહેર વ્યંગકટાક્ષ, ઉપહાસ, એ બધું કરવાને તો અમારે નવી ભાષા બનાવવી પડી. જે માણસમાં ઉત્કટતા છે તે એની મેળે જ ભાષા ઊભી કરી શકે છે.' મેં કહ્યું, 'હા, સાચી વાત છે. ગાંધીજીએ ગુજરાતીનો ઊંડો અભ્યાસ કર્યા વિના જ ગુજરાતી ભાષામાં નવીન જીવન રેડ્યું છે. તેમનાં લખાણોને લીધે ગુજરાતી અત્યારે વીરની ભાષા બની ગઈ છે.' તેમણે કહ્યું, 'મેં એ જોયું છે. ગુજરાતી હું બોલી શકતો નથી, પણ છાપેલું સારી પેઠે વાંચી તથા સમજી શકું છું.' પછી ભાષા વિષે ચર્ચા ચાલી. તેઓ બોલ્યા, 'હિન્દી રાષ્ટ્રભાષા થવાને લાયક છે. પણ જ્યાં લગી હિન્દી બોલનારાઓમાં દેશભક્તિની ધગશ ઉત્પન્ન નહિ થાય ત્યાં સુધી તે ભાષામાં તેજ આવવાનું નથી. પ્રજાને ખાસ સન્દેશો કહેવાની માણસમાં ઉત્કટતા હશે ત્યારે જ તે ભાષાને ખીલવી શકશે.' મેં કહ્યું, 'હિન્દીમાં ખુશામતીનો ભાગ બહુ છે. આપે ખંડવામાં હિન્દીમાં જે ભાષણ કર્યું તેની blunt grace (અતિવિવેકના અભાવને લીધે આવતી મધુરતા) જોઇને ગાંધીજી ખુશ ખુશ થઇ ગયેલા. ગાંધીજી કહે છે, તિલક મહારાજે હિન્દીમાં નવી જ ભાષાશૈલી દાખલ કરી છે.' લોકમાન્યે કહ્યું. 'હા, પારતન્ત્ર્યની હિન્દી ઉપર ખૂબ અસર થઇ છે.'

૧૯૦૬મા મહાસભા કલકત્તામાં ભરાઇ ત્યારે ત્યાંના ગષ્ટ્રીય પક્ષે ભારે ચળવળ માંડી હતી; અને લોકમાન્યનાં નામ પર ભારે ઝગડા ચાલતા હતા. કોઇએ તેમને કહ્યું, 'તમારા નામ ઉપર આટલા ઝગડા ચાલે એ તમે કેમ

સાંખી શકો છો ? તમે કેમ જાહેર નથી કરતા કે મારે પ્રમુખ નથી થવું ?' લોકમાન્યે જે જવાબ આપ્યો તેમાં તેમનું વ્યક્તિત્વ પૂરેપૂરું જણાઈ આવે છે. તે બોલ્યા, 'પ્રમુખપદનું માન મને આપવા ખાતર આ હીલચાલ ચાલે છે એમ માની લેવા જેટલો હું મૂર્ખ કે અહંકારી નથી. રાષ્ટ્રીય પક્ષનાં તત્ત્વોનો વિજય થાય તેવું કરવાને સારુ તેઓ મારા નામનો આમ ઉપયોગ કરી રહ્યા છે; તેની વચમાં હું શું કરવા આવું ? મને પૂછવા આવશે ત્યારે મારે જે કહેવું હશે તે કહીશ.' મહાસભાના પ્રમુખપદનું માન તેમને આપવાનો અને તેઓએ તેનો અસ્વીકાર કરવાનો પ્રસંગ છેક દિલ્હીની મહાસભાને અવસરે આવ્યો.

પૂનામાં અમે ભણતા ત્યારે દારૂનિષેધની હીલચાલ વિદ્યાર્થીવર્ગે ઉપાડી લીધેલી. અમારી હીલચાલ ઉપર લોકમાન્યનો સંપૂર્ણ આશીર્વાદ હતો. તેમણે કરેલો ઉપદેશ હજી મારા કાનમાં ગાજે છે. તેમણે કહેલું, 'તમે તમારું ભણતર છોડી દો એમ હું નથી ઇચ્છતો; પણ દેશહિતની ખાતર સમાજસેવા કરવામાં તમારે કાંઇ ખમવું પડે તો જરૂર તમે તે ખમી લેજો; કારણ દેશ-સેવા એ જ મોટામાં મોટી કેળવણી છે. ફર્સ્ટ કલાસમાં આવનાર છોકરો જો પોતાનો સમય દેશસેવામાં રોકવાથી સેકન્ડ કલાસમાં આવે અને સેકન્ડ કલાસવાળો જો પાસ કલાસમાં આવે, તો એણે એમાં જ ગૌરવ માનવું; એવા પ્રત્યે જ અમે માનની નજરથી જોઇશું. જે પોતાની કેળવણીનો ઉપ-યોગ દેશસેવાને અર્થે કરે છે તે જ સાચો કેળવાયેલો; બીજા બધા પોતાનો ભાર ઉપાડનાર ગધેડાં જ.'

લોકમાન્યનું આખું જીવનચરિત્ર મને લાગે છે, કદાપિ લખી શકાવાનું નથી. એક તો આપણા લોકો જે ભવિષ્યને માટે હોય એવું કંઇ લખી શકતા નથી. તેમ જેઓ તિલક જેવા મહાપુરુષના સંસર્ગમાં આવે છે તેઓ બધા જ કંઇ લખનારા હોતા નથી. પતિત દશામાં માની દરદ કરી, શું ચાલતું મોટાઇ અથવા ઉદારતા લાગા છે એ જાણનારા લોકો પણ બહુ ઓછા મળે છે. ચિકિત્સક લોકો પણ પોતપોતાની દૃષ્ટિએ જ મહાપુરુષનાં જીવનચરિત્રોને જુએ છે; તેમ અન્ધભક્તો પોતાની આરાધ્ય વ્યક્તિના ગુણ કયા હતા એનો પણ વિવેક કરી શકતા નથી. અમે નાના હતા ત્યારે અમારા એક શિક્ષક પ્રાની કોંગ્રેસમાં ગયા હતા. ત્યાંથી આવીને પોતાના મિત્રો આગળ તેમણે કોંગ્રેસનું જે વર્ણન કર્યું તેનો મુખ્ય ભાગ એટલો જ હતો કે 'સુરેન્દ્રનાથ બૅનરજીના ગળામાં આવડા આવડા મોટા ફૂલના હાર હતા!' એથી વધારે એમણે કોંગ્રેસમાં કશું જ જોવાલાયક જોયું નહિ!

મહારાષ્ટ્રમાં લોકમાન્ય ઉપર ગામડીઆ લોકોએ રચેલાં જે લોકગીતો

પ્રચલિત છે તેમાના એકમાં તેમની અગાધ પ્રતિભા સિદ્ધ કરી બતાવવા એવો પ્રસંગ કલ્પ્યો છે કે 'વિલાયતથી અહીંની સરકાર ઉપર એક કાગળ આવ્યો. તે અહીંના મોટામોટા ગોરાઓ પણ વાંચી શકયા નહિ. આખરે તે કાગળ લોકમાન્ય પાસે લાવ્યા. એક ક્ષણનો પણ વિચાર કર્યા વગર તેમણે તે કડકડાટ વાંચી બતાવ્યો! એટલું જ નહિ પણ તેનો જવાબ પણ લખી આપ્યો!' બિચારા ગામડીઆ લોકો બુદ્ધિશક્તિની સીમા તો અંગ્રેજી કાગળોના અક્ષરો ઉકેલવામાં જ છે એમ માને છે, છતા આ ક્ષુદ્ર કાવ્યમાં પણ કેટલી શ્રદ્ધા અને શક્તિ રહેલી છે!

લોકોના હૃદયમાં એક જાતનો રાજકીય અસન્તોષ છે. હિન્દુસ્તાનના ભૂતકાળનું જેને જેને સ્મરણ છે તે દરેકના મનમાં અન્તઃકરણના ઉંડાણમાં વિચારશક્તિથી પણ છૂપી રીતે એક અસ્પષ્ટ પણ પ્રબળ રાજકીય આકાંક્ષા ધૂંધવે છે. તે આકાંક્ષાની સાથે લોકમાન્યની પૂરેપૂરી સહાનુભૂતિ હતી, એટલું જ નહિ પણ એ આકાંક્ષા સાથે તેઓ તન્મય થયા હતા. પ્રજા અન્તઃસ્ફુર્તિથી આ જાણતી, તેથી જ આખું હિન્દુસ્તાન તેમના પર આટલું આફરીન હતું.

મુંબાઇના વિનીત લોકો હોય અથવા બંગાળાના અરાજક હોય, સત્યમૂર્તિ જેવા રાષ્ટ્રીય હોય અથવા લૉર્ડ સિંહ જેવા મુત્સદ્દી હોય—બધાના મનમાં હિન્દુસ્તાનનુ જે રાજકીય ધ્યેય હોય છે તે દેશી નથી. અંગ્રેજી શિક્ષણને લીધે અને માનસિક વૃત્તિના ભેદોને લીધે એ જુદાં જુદા ધ્યેયો ઉત્પન્ન થયાં છે. વક્તા પોતાની શક્તિથી છટાદાર વર્ણન કરે એટલે ગમે તે ધ્યેય લોકોને સુન્દર લાગે છે, પણ તેનો સ્વીકાર ક્ષણિક હોય છે. રાષ્ટ્રના હૃદયમાં ચિરકાળ રમી રહેલું ધ્યેય લોકમાન્ય જાણતા હતા. તે જ ધ્યેય તેમણે પોતાનું કરેલું હતું; અને તેથી જ તેઓ લોકમાન્ય થયા. ગાંધીજીનું રાજકીય ધ્યેય સ્વદેશી છે ખરૂં, પણ હિન્દી સંસ્કૃતિના સર્વોચ્ચ આદર્શોને અનુસરીને તેઓએ પોતાનું રાજકીય ધ્યેય ઘડયું છે. લોકોને તે પોતાનું અને છતાયે દૂર દૂર હોય એવું લાગે છે. (વ્યવહારમા તો ગાધીજી પણ લોકોને આજે ગળે ઉતરે એવું પાર્લામેન્ટરી સ્વરાજ્યનું ધ્યેય સન્મુખ રાખી કામ કરે છે. માત્ર સાથે પોતાને લાગતું શ્રેષ્ઠ ધ્યેય પણ લોકો આગળ સતત જાગતું રાખે છે.) લોકમાન્યે એકવાર પોતે ખાનગી વાતચીતમા ગાધીજીના આ આદર્શનું બહુ મઝાનું વર્ણન કર્યું હતું. દરીઆમા ફરતું વહાણ ધ્રુવના તારા પર લક્ષ રાખી ચાલે છે, પણ તે કાંઇ ધ્રુવતારા પર નથી જતું. કરાચી, મુંબઈ કે દાભોળ, એવું કોઇ ને કોઇ દુન્યવી બંદર જ તેનું ધ્યેય હોય છે. તે જ પ્રમાણે વ્યવહારની ઉપેક્ષા કરી કેવળ ધર્મનો જ વિચાર રાખીને નક્કી કરેલું ધ્યેય અધુરૂં હોય છે. ધ્રુવતારા તરફ ધ્યાન તો રાખો જ,

તેથી જ બંગભંગ જેવી પ્રાન્તીય ચળવળને પણ તેઓ સાર્વત્રિક સ્વરૂપ આપી શક્યા અને તે ચળવળને દોરવામાં પોતાનો ફાળો આપી શક્યા

જેમ કેળવણીની બાબતમાં ફર્ગ્યુસન કૉલેજ સ્થાપવામાં તેમણે પહેલ કરી, તેમ દેશમાં સ્વરાજની ખરી જાગૃતિ કરવા માટે 'હોમરૂલ લીગ'ની જરૂર જણાઈ ત્યારે બીજા હજુ વિચાર કરતા હતા ત્યાં એમણે પોતાની 'હોમરૂલ લીગ' સ્થાપન કરી પણ દીધી. પ્રજા જ્યારે કોઈ પણ વિષય ઉપર ઉત્તેજિત થઈ જાય ત્યારે તે ઉત્તેજનાનો પૂરેપૂરો લાભ લેવાની કુશળતા તેમનામાં હતી. સ્વરાજને માટે દિલસોજ ઝંખના હોવાથી તેઓ પ્રજાજાગૃતિના હંમેશા ભૂખ્યા રહેતા. સૂતેલી પ્રજાને જગાડવી એ જ તેમના જીવનની પ્રતિકર્તવ્યતા હતી. જુવાનના ઉત્સાહથી તેમણે એ કામ કર્યું.

*　　　　*　　　　*

લોકમાન્યનું જીવન એ એક રીતે હિન્દુસ્તાનના અરધી સદીના ઇતિહાસનું પ્રતિબિંબ છે. સશસ્ત્ર બળવાના દિવસોમાં તેમનો જન્મ થયો અને બેડા બળવાના દિવસોમાં તેમનો સ્વર્ગવાસ થયો. હિન્દુસ્તાનના વિચારપ્રવાહમાં બારે ફેરફાર થયો અને વચમાં ધારાધોરણસર ચાલનાર રાજદ્વારી ચળવળનો એક ક્રમ પડી ગયો

૧૮૫૭ સુધીમાં દેશી રાજાઓ નિરાશ થઈ ગયા હતા. પ્રજા અનિશ્ચિત જીવનથી કંટાળી ગઈ હતી. ખટપટોનો તો પાર રહ્યો ન હતો. 'માર્જાર જેવી માજરી આંખોવાળા કમ્પની સરકારના આ તામ્રમુખી એલચીઓ જ્યાં જાઓ ત્યાં ખટપટ ચલાવે છે,' એમ તે વખતના લોકો કહેતા હતા. દેશી દરબારોમાં પ્રતિષ્ઠા પામેલો મુત્સદ્દીવર્ગ અંગ્રેજો પગ ખીજાઈ ગયો હતો. પણ માંહોમાંહેના મતભેદને લીધે એકતા સ્થાપન થવી અશક્ય થઈ પડી હતી. અંગ્રેજો સાથેના સુલેહનામાંથી રાજ્યપ્રકરણ એટલું બધું જકડાઈ ગયું હતું કે સેનાપતિઓને પોતાની બાહોશ સેના હોવા છતાં કિલ્લા પછી કિલ્લા અને પ્રાન્ત પછી પ્રાન્ત છોડી દેવા પડતા આખરે સેનામાં નિરાશાનું જીવન આવી ગયું. 'ગમે તે થાઓ, પણ ચાલતી સ્થિતિ તો બદલાઓ જ' એવી વૃત્તિ ફેલાતી થઈ ગઈ હતી. કંઈક થાય તો અનિષ્ટ નથી એમ દેશી રાજાઓ માનતા અને કહેવાય છે કે મહત્ત્વાકાંક્ષી અંગ્રેજ મુત્સદ્દીઓ પણ ઇચ્છતા હતા કે લોકો જો બળવો કરે તો નાસીપાસ થયેલા આ રાષ્ટ્ર સાથે કરેલા જાતજાતના સુલેહનામાઓ અને તેને અંગે રચવા પડતા પ્રપંચો એકસામટા ધોઈ નાખીએ, કાં તો બધું ગુમાવી બેસીએ કે કાં તો સાર્વભૌમ થઈ બેસીએ

આમ બંને બાજુથી બળવાની તૈયારી થઈ રહી હતી; પણ સેના અને મુત્સદ્દીવર્ગ વચ્ચે એકતા નહોતી. મુત્સદ્દીવર્ગમાં ભારે સડો પેઠો હતો. બધાને

એકત્ર કરી શકે એવો વ્યાપક દૃષ્ટિવાળો નિઃસ્વાર્થી માણસ રહ્યો ન હતો અને સ્વરાજ્ય સ્થાપવા માટે જે રાષ્ટ્રીય નૈતિક ગુણોની આવશ્યકતા હોય છે તેનો મુત્સદ્દીવર્ગમાં અભાવ હતો એટલે બધો પ્રયત્ન નિષ્ફળ ગયો. આપણાથી કશું થવાનું નથી એ નિરાશાથી લોકોએ આવી પડેલી પરિસ્થિતિમાં સન્તોષ માની લીધો. અંગ્રેજી રાજ્યને લીધે જેમને ફાયદો થયો તેઓ તો અંગ્રેજી વિદ્યા ઉપર મોહિત થયા. તેમની ચડતી જોઇ બીજાઓનું મન લલચાયું. અંગ્રેજી સાહિત્યનો સ્વાદ ચાખવા મળ્યો. કેટલાક લોકો શિષ્યસ્તેSहं शाधि मां त्वां प्रपन्नम् એવી વૃત્તિથી અંગ્રેજ અધ્યાપકોને શરણે ગયા.

એવી દશામાં લોકમાન્ય તિલક ભણવા લાગ્યા. જૂનું સારૂં હતું એમ માનનાર એક પક્ષ હતો; અને નવું તેટલું જ સારૂં છે, જૂનું તો ફેંકી દેવા જેવું જ છે એમ માનનાર બીજો પક્ષ હતો. જેટલું આપણું તેટલું ખરાબ અને પારકાનું તેટલું સારૂં એમ કેટલાકને લાગતું; તો આપણું એ આપણું છે એટલા માટે જ સારૂં એમ માનનાર અન્ધ અભિમાની પણ દેશમાં ઘણા પડેલા હતા. તે જમાનામાં કોઇને એટલું પણ ન સૂઝ્યું કે જૂનામાંથી જ નવું પેદા થાય છે. જૂનાનો ઇનકાર કરતાં તો આપણે આપણી મૂડી જ ખોઇ બેસીયે છીયે. અને તેની સાથે જ જૂનાને વળગી રહીશું તો મડદાને સાચવવા જેવું થઇ જશે. માટે જૂનામાંથી જ નવું પેદા કરવું જોઇયે. જે પારકું છે તે પારકું જ રહેવાનું. તેની અસર આપણા ઉપર જરૂર થાય, પણ પોતીકું કાઢી તેને ઠેકાણે પારકું દાખલ કરવા જઇયે તો પોતાના વાળ કાપી નાખી પારકાના વાળનો ચોટલો પહેરવા જેવું વિચિત્ર થઇ જાય છે.

આ સ્થિતિને લીધે તે જમાનામા ઝગડા અને ચર્ચા બેહદ ચાલતાં, અને કેટલીક વાર એ ચર્ચા છાશ વલોવવા જેટલી જ સફળ નીવડતી. એવી સ્થિતિમાંથી દેશને સાચા રસ્તા ઉપર લાવવાનું કામ સહેલું નહોતું. તમારા વિચારો મૂર્ખાઇભરેલા છે એમ લોકોને કહ્યે લોકો થોડા જ સુધરવાના હતા? અને આખું રાષ્ટ્ર બેવકૂફ છે એમ કહેનારા આપણે કોણ? લોકમાન્ય તિલક જેવા કેટલાક લોકોએ આવા ઝગડાઓમાંથી પસાર થવાનો દેશને રસ્તો દેખાડ્યો અને તેથી હિન્દુસ્તાનના જાહેર જીવનમાં સુધારો થયો. અંગ્રેજી રાજ્ય શરૂ થયું ત્યારથી જ અંગ્રેજ સરકાર પોતાના ઉદ્દેશનું એક બારે ધનીંગ ચલાવતી આવી છે. દુનિયામાં જે કંઇ ઘટના થાય છે તે ઇશ્વરની પ્રેરણાથી જ થાય છે અને તેમા આપણું કલ્યાણ જ હોય છે; અને એ તત્ત્વ પ્રમાણે અંગ્રેજી રાજ્ય પણ આપણા કલ્યાણને અર્થે જ છે એ ઉચ્ચ શ્રદ્ધા મહામતિ રાનડે, દેશભક્ત ગોખલે અને મહાત્મા ગાંધીજીએ કેળવી. પણ 'અમે તમારા હિતને માટે જ દિવસરાત મહેનત કરી રહ્યા છીયે'

એમ યૂરોપીઅન મુત્સદ્દીઓ જે કલા જ કરે છે તેમાં તો શુદ્ધ દંભ જ હોય છે એટલું આપણામાંના કેટલાક લોકો સમજી શકતા નહોતા. માણુસ માણુસ વચ્ચે સંબન્ધ આવે એટલે સ્વાર્થી માણુસો પણ એકબીજાનું ભલું કરી શકે છે અને કરે છે પણ ખરા, એ વાત સાચી છે. પણ દુષ્યન્ત રાજાની પેઠે स्वसुखनिरभिलाष खिद्यसे लोकहेतोः—લોકોના કલ્યાણુને અર્થે પોતાના સુખની પરવા રાખ્યા વગર તમે મહેનત ઉઠાવો છો એવું પ્રમાણુપત્ર આપવા જેવું નોકરશાહીએ કશું કર્યું નથી એટલું પણ કેટલાક જોઈ શકતા ન હતા. આવા લોકોને સમજાવવા એ અઘરૂં હતું. વિવેકનાં વચનથી ભોળવાઈ જઈ મતલબ ખોઈ બેસનારા આપણા લોકોને જાગૃત કરવા એ સહેલી વસ્તુ ન હતી. તે કામ કરવા પાછળ લોકમાન્યે પારાવાર નિન્દા અને સરકારી અમલદારોનું શત્રુત્વ વહોરી લીધાં. અંગ્રેજ સરકાર શુદ્ધ સ્વાર્થી છે અને તેમનો સ્વાર્થ અને આપણું હિત પરસ્પર વિરોધી છે એ લોકમાન્ય બરાબર જાણુતા, અને તેથી જ આ સરકારને વીનવીને કે સમજાવીને નહિ, પણ પ્રજાની શક્તિનો પરિચય કરાવીને સુધારવી એ તેમની નીતિ હતી. તેથી તેઓ કહેતા કે શક્તિ વગરનું રાજ્યપ્રકરણુ એ શુદ્ધ બાધાઈ છે. ગાંધીજીની પદ્ધતિ ગમે તેવી હોય, પણ પ્રજાના નિશ્ચયનો અને પરાક્રમનો પરિચય તેઓ કરાવતા એ તેમને બહુ જ રુચતું. ૧૮૯૫માં તેમણે લખેલું:

કેટલાક પૂછશે કે લોકમત એટલે શું? અમે કહીએ છીએ કે સામાન્ય રીતે જે ખાએપીએ સુખી છે અથવા જેમને લખતાં વાંચતાં આવડે છે અને જેઓ પોતાની મહેનતમજૂરીથી પોતાનું અને પોતાના કુટુંબનું સચ્ચાઈથી પાલણુપોષણુ કરી શકે છે એવા લોકો સમાજમાં જેટલા હોય—પછી તેઓ વિદ્વત્તામાં, સંપત્તિમાં અને અધિકારમાં મોટા હોય કે નાના—તે બધાઓનો જે મત તે લોકમત. એવા લોકો જ્યાં સુધી આપણા તરફ થયા નથી ત્યાં સુધી તેમને બેવકૂફ અથવા જનાવર કહેવા એમાં પોતાની જ બેવકૂફી રહેલી છે. દરેક ધંધામાં એકબીજાને ટપી જાય એવા વિદ્વાન એટલાં બધા પડેલા છે કે કોઈએ પોતાની વિદ્વત્તાનો ઘમંડ રાખવો એ પોતાની ક્ષુદ્ર બુદ્ધિ અને બેપરવાઈનું પ્રદર્શન છે. કેળવાયેલા લોકોના જ મતને મહત્ત્વ આપવું હોય તો અંગ્રેજ લોકો આપણા કરતાં વધારે કેળવાયેલ ગણાય છે અને તેમના હાથમાં રાજસત્તા છે. પછી કૉંગ્રેસ અને કૉન્ફરન્સની જરૂર શી? આપણા કરતાં તેઓ વધારે શિક્ષિત છે તેથી જ તો તેઓ આપણા પર રાજ્ય કરે છે. તેમના કરતાં ઓછું ભણેલા લોકોના મતની એમણે શા માટે દરકાર કરવી? અંગ્રેજ રાજ્યકર્તાઓ જો કશાની પરવા રાખતા હોય તો તે બી. એ. એમ. એ. થયેલાઓના મતની તો નથી જ; કેમકે તેઓ જાણે છે કે યુનિવર્સિટીમાંથી નીકળેલા આ લોકો કશા કામના નથી હોતા. સરકાર જો કોઈના મતની પરવા કરતી હોય તો તે અમે ઉપર વર્ણવેલા લોકમતની જ છે. ખાલી વિદ્વાનોની કચકચને સરકાર કંઈ જ મહત્ત્વ આપે એમ નથી. જેમને સાચી વિદ્યાનો કંઈક સંસ્કાર થયો હોય તેમણે દેશહિતનો પૂરતો વિચાર કરી વેપારી, હુન્નરી,

મજૂર, કારકુન, સરદાર, જાગીરદાર, ગરાસીઆ, ખેડૂત વગેરે બધા વર્ગોનો મત અનુકૂળ કરી લેવો જોઇયે. સાચી આગેવાની આમાં જ છે; લોકોને જનાવર કહેવામાં નથી. તમે ભારે વિદ્વાન હશો, બર્ક, ગિબન, બકલ વગેરે જેવાઓના ગ્રન્થો તમને મ્હોડે હશે, એટલું જ નહિ પણ તમે તેના અનુવાદ પણ કર્યા હશે; પરન્તુ જેમ દારૂ વગરની એકલી ગોળીથી કામ થતું નથી તેમ દેશના ખેડૂતો, ધંધાવાળાઓ અને ખાધેપીધે સુખી એવા લોકો જ્યાં સુધી તમને અનુકૂળ નથી ત્યાં સુધી તમારી વિદ્વત્તાની કદર થવાની નથી, ત્યાં સુધી તમારો કોઈ સાદ પૂછનાર નથી. રાષ્ટ્રીય મહાસભાની ઉન્નતિ થાય અને રાજ્યકર્તાઓને મહાસભાનું કહેલું માન્ય કરવાનો પ્રસંગ આવે એ ત્યારે જ સંભવે કે જ્યારે અમે ઉપર કહી ગયા તેવો લોકમત મહાસભાને અનુકૂળ થાય. તંબુરાનો તાર એમ ને એમ વગાડવાથી તેમાંથી સૂર નીકળતો નથી પણ કુંભડા ઉપર વગાડવામાં આવે ત્યારે જ તેમાંથી શ્રવણમધુર ધ્વનિ નીકળે છે. તે જ સંબન્ધ વિદ્વાન આગેવાનો અને લોકમતનો છે. લોકોને જનાવરોમાં ગણી કાઢનાર પોતે જ જનાવર હોય છે એમ કહેવાને વાંધો નથી.'

લોકમાન્યે આ જે તેજસ્વી રાજકારણ શરૂ કર્યું તેનું જ સ્વાભાવિક પરિણામ આજનો બેડો બળવો છે. ૧૮૫૭ના બળવા પછી લોકો રાષ્ટ્રના ઉદ્ધાર વિષે અશ્રદ્ધાળુ બની ગયા હતા. આત્મબળથી રાજકારણ ચાલી શકે છે એ કલ્પના તે વખતે ન હતી. આજે આપણે જોઇ શક્યા છીયે કે આત્મબળથી એક માણસ પણ મહાન સલ્તનત સામે ઝુંબેશ ચલાવી શકે છે, અને તે આત્મબળ વાપરવા માટે જેટલી સહનશક્તિ આવશ્યક છે તેટલી દરેક દેહધારી ગમે ત્યારે કેળવી શકે છે; અને સહનશક્તિ કેળવી ટેક જાળવવી એમાં જ બધી વીરતા આવી જાય છે. લોકમાન્યની જીંદગી દરમિયાન હિન્દુસ્તાનની મનોરચનામાં આ એક ભારે ક્રાન્તિ થઈ ગઇ છે.

# ગોખલેજીને શ્રદ્ધાંજલિ

આજનો દિવસ શ્રાદ્ધનો છે. શ્રાદ્ધ એટલે શ્રદ્ધા વડે પૂર્વજોને જીવતા રાખવાનો એક અપૂર્વ ઉપાય. ગોખલેજી આ લોક છોડી ગયા તેને આજ સાત વર્ષ થયાં છે, છતાં હજુ આપણે તેમની પાસેથી પ્રેરણા લઇયે છીયે, સ્ફૂર્તિ લઇયે છીયે, અખંડ સેવાની દીક્ષા લઇયે છીયે અને આ રીતે તેમને આપણે આપણામાં જીવતા રાખીયે છીયે. ૧૯૧૫ ના ફેબ્રુઆરીની ૧૯મી તારીખ સુધી તેઓ પોતાને પ્રાણે જીવતા હતા, આજે તેઓ આપણા પ્રાણે જીવી શકે છે. આપણામાં જેટલો પ્રાણ હશે તેટલા જ તેઓ જીવશે. ગોખલેજીના

જીવને આપણામાં જે જીવન રેડયું તે જો આપણામાં જીવશે તો ગોખલેજી હજીયે જીવશે.. તે જીવન આપણામાં વધશે તો ગોખલેજી ચડશે. અને જ્યારે તે જીવન આપણામાંથી સમૂળું ખૂટશે ત્યારે જ ગોખલેજી ગુજરી જશે. આજે આપણે અહીંઆં ભેગાં થઇ ગોખલેજીનું શ્રાદ્ધ કરી રહ્યા છીયે તે દ્વારા આપણે કહીયે છીયે કે દેશસેવક ગોખલે ઘણું જીવો.

કોઇ પણ માણસનું જીવન જુઓ, તેમાં ફેરફાર થતા જ જાય છે. જીવન એટલે જ પરિવર્તન. જીવન એટલે જ પ્રગતિ. પ્રતિવર્ષે, પ્રતિદિવસે અને પ્રતિક્ષણે માણસનો અનુભવ વધતો જાય છે, માણસની દૃષ્ટિ વિશાળ થતી જાય છે અને માણસનું જીવન વિકસતું જાય છે. વિદ્યાર્થી ગોખલે કરતાં અધ્યાપક ગોખલે શ્રેષ્ઠ હતા, અર્થશાસ્ત્રી ગોખલે કરતાં નામદાર ગોખલે શ્રેષ્ઠ હતા, નામદાર ગોખલે કરતાં રાષ્ટ્રનાયક ગોખલે શ્રેષ્ઠ હતા. આમ ગોખલેજીની શ્રેષ્ઠતા દહાડે દહાડે વધતી જ ગઈ છે. સામાન્ય લોકો માને છે કે મૃત્યુ સુધી જ માણસ વધે છે, પણ એમા ભૂલ છે. જીવતા ગોખલેજી કરતાં રાષ્ટ્રના હૃદયમાં વસતા આજના ગોખલેજી અનેક દરજ્જે શ્રેષ્ઠ છે. જીવતા ગોખલે સુતા હતા, કામ કરી થાકતા હતા, કંટાળતા હતા, વખતે ચીડાતા પણ હતા; પણ આજના ગોખલે—હૃદયસ્થ ગોખલે આદર્શ છે, આજની તેમની દેશસેવા અમર્યાદ અને અખંડ છે અને દહાડે દહાડે તે ચડતી જશે અને વિશુદ્ધ થતી જશે.

આ શક્તિ કોની છે? આ શક્તિ શ્રાદ્ધની છે. શ્રાદ્ધ એટલે સ્મૃતિ નથી, શ્રાદ્ધ એટલે ઇતિહાસનું અધ્યયન નથી. શ્રાદ્ધ એ અમૃતસંજીવની છે. સ્મૃતિ દુઃખરૂપ હોય છે અને દુઃખની પેઠે તે અલ્પજીવી હોય છે. જેમ દુઃખનો અન્ત આવે છે તેમ સ્મૃતિ પણ ભુંસાતી જાય છે. દુઃખ જેમ આપણને દુર્બળ કરે છે તેમ સ્મૃતિ પણ આપણને કરુણાર્દ્ર કરી નાખે છે. ઇતિહાસની પણ એ જ દશા છે. ઇતિહાસ ચાલતો નથી, વધતો નથી. ઇતિહાસની સ્થિરતા મારક હોય છે. ઇતિહાસમા જીવન નથી હોતું. ઇતિહાસ એ પૂતળું છે, એ છબિ છે. નવ વર્ષની બાળા જ્યારે પ્રસન્નતાથી હસે છે ત્યારે તેમાં કેટલું અપૂર્વ ચૈતન્ય, માધુર્ય અને પાવિત્ર્ય હોય છે! પણ એ જ હાસ્યની છબિ પાડો કે મૂર્તિ બનાવો અને જુઓ. એની સ્થિરતા જ બધું મારી નાખે છે. ઇતિહાસનું પણ એમ જ છે. ઇતિહાસ સત્યનું વર્ણન કરવા જાય છે અને તેમાં જ તે અસત્યરૂપ બની જાય છે. ઇતિહાસ એ સત્યનું પ્રેત છે. ઇતિહાસ એ જ મોત છે. ઇતિહાસ વ્યક્તિનું અને રાષ્ટ્રનું સ્વરૂપ સ્થિર કરી નિર્જીવ કરી નાખે છે.

શ્રાદ્ધ એથી જુદી જ વસ્તુ છે. શ્રાદ્ધ મૃત વ્યક્તિને અમર કરે છે. રામાયણ મહાભારત ઇતિહાસ નથી પણ શ્રાદ્ધ છે. તેથી જ તે રાષ્ટ્રીય ગ્રન્થો યુગે યુગે રાષ્ટ્રમાં પ્રાણ રેડતા આવ્યા છે. ઇતિહાસમાં એ શક્તિ

નથી. આપણે વાર્ષિક શ્રાદ્ધ દ્વારા પૂજ્ય વ્યક્તિને દહાડે દહાડે રાષ્ટ્રીય બનાવીયે છીયે. સને ૧૮૯૬ થી ૧૯૧૫ સુધી જીવતા ગોખલેજી કેવા હતા તેનો યથાર્થ ચિતાર ઇતિહાસ ભલે ચિતરી રાખે, આપણને તેની દરકાર નથી. જે ગોખલે આજે આપણા હૃદયમા છે તેનુ જ આપણે દર્શન કરીયે, તેનુ જ સ્મરણ કરીયે, તેની જ પાસેથી દેશસેવાની દીક્ષા લઇયે તે વખતના ગોખલે આપણને કહેતા હતા કે વધારે પૈસા આપવા પડે તોપણ સ્વદેશી કપડા જ વાપરો તે જ ગોખલે આજે હૃદયમા પ્રવેશ કરી આપણને કહે છે કે પૈસાનો વિચાર કરો જ મા, ખાદી જ વાપરો. હૃદયસ્થ ગોખલે કહે છે કે હુ અર્થશાસ્ત્રનો અધ્યાપક હતો, પણ આજે તમને કહુ છુ કે ધર્મશાસ્ત્ર આગળ અર્થશાસ્ત્ર શૂન્ય છે જે ધર્મશાસ્ત્રને વશ રહે છે તે જ સાચુ અર્થશાસ્ત્ર ખાદી વાપરનાર હિન્દુસ્તાનનુ કોઇ કાળે આર્થિક અકલ્યાણ થવાનુ નથી, કેમકે ખાદીમા ધર્મ રહેલો છે

સરયૂ નદીને કાંઠે રહેતા રામે શુ કર્યું, તેનુ જીવન કેવુ હતું, તે આપણે જાણી શકતા નથી, આપણને તેની ગરજ પણ નથી પણ વાલ્મીકિના પ્રતિભાસ્રોતમા જન્મેલા અને આર્યાવર્તના હૃદય પર રાજ્ય કરતા રાજા રામચન્દ્રને જ આપણે જાણવા માગીયે છીયે, કેમકે ઐતિહાસિક રામ કરતા વાલ્મીકિના રાષ્ટ્રીય રામે જ ભારતવર્ષનુ વધારે કલ્યાણ કર્યું છે વિરહી દુષ્યન્ત જેમ શકુન્તલાની ભાવગમ્ય છબિ ચિતરતો હતો અને શકુન્તલાનું જેમ જેમ ધ્યાન વધે તેમ તેમ ‘ यद्यत्साधु न चित्रे स्यात्क्रियते तत्तदन्यथा ’ એમ કહી ફેરફાર કર્યે જ જતો હતો છતા તે શકુન્તલાની જ છબિ રહેતી, તેમ જ આપણે રાષ્ટ્રીય પુરુષોના શ્રાદ્ધમા કરીયે છીયે—તેમની રાષ્ટ્રીય આવૃત્તિ કાઢીયે છીયે આમ કરવામા જેટલો લાભ છે તેટલુ જોખમ પણ છે જ પવિત્ર પુરુષની સ્મૃતિ એ એક વારસો છે તે આપણે વધારી શકીયે છીયે તેમ બગાડી પણ શકીયે છીયે. મોઘા વારસા સાથે જબરદસ્ત જવાબદારી પણ આપણી ઉપર આવી પડે છે અને તે જવાબદારીનુ ભાન જ આપણને પ્રેરક અને તારક થાય છે.

આજના શ્રાદ્ધને દિવસે ગોખલેજી વિષે મારે કઇ કહેવુ જોઇયે, પણ સાચુ કહું તો મે ઐતિહાસિક દૃષ્ટિએ અથવા અભ્યાસની દૃષ્ટિએ ગોખલે જીનુ જીવન જોયુ કે વાચ્યુ નથી ગોખલેજીને મે ઘણીવાર જોયેલા પણ નહિ કોઇ વિરલાનુ દર્શન થાય તેમ એમને હુ બે ચાર વાર જ જોવા પામ્યો હતો તે વખતની સ્મૃતિ શ્રદ્ધાની ભૂમિમા મે સગ્રહી રાખી છે—ના, સગ્રહી નથી રાખી, વાવી દીધી છે એ બીજને વખતોવખત સિચન મળ્યુ છે અને તેથી તે બીજ અકુરિત થઇ અનેક રીતે ફૂલ્યુ છે, ફાલ્યુ છે.

ગોખલેજીનુ પ્રથમ દર્શન—અવ્યક્ત દર્શન—મને ફર્ગ્યુસન કૉલેજ મારફત થયુ જ્યારે હુ તે કૉલેજમા ગયો ત્યારે ગોખલેજી ત્યા ન હતા, પણ

ત્યાંનું વાતાવરણ ગોખલેમય જ હતું. બધે ગોખલેની છાપ દેખાતી હતી.

ફર્ગ્યુસન કૉલેજ એટલે વાદવિવાદનું કુરુક્ષેત્ર. પૂનામાં જેટલા પક્ષો છે તેટલા જ અથવા તેથીયે વધારે પક્ષો ફર્ગ્યુસન કૉલેજના વિદ્યાર્થી વસતિગૃહમાં જોવામાં આવે છે. જ્યારે હું પહેલવહેલો ફર્ગ્યુસન કૉલેજમાં ગયો ત્યારે મારી દશા પહેલીવાર શહેરમાં આવનાર ગામડીઆ વિદ્યાર્થી જેવી હતી. છાત્રાલયમાં દરેક પક્ષના હિમાયતીઓ મારી પાસે આવે અને મને મારા મતો નક્કી કરવામા મદદ કરે. પૂનામાં કોઇ પણ માણસ પક્ષ-રહિત ન રહી શકે. ત્યાંનું વાતાવરણ એવા માણસને સાંખી જ ન શકે. ફર્ગ્યુસન કૉલેજના છાત્રાલયમાં મેં ગોખલેજીની નિન્દા અને સ્તુતિ બન્ને એટલા બધાં સાભળેલા કે કશા નિર્ણય પર આવવું મારે માટે અશક્ય હતું. મારા મનમાં એટલું નક્કી થયું કે ગોખલેજી ગમે તેવા હો, પણ જાણવા જેવી વ્યક્તિ તો છે જ. નિન્દા અને સ્તુતિએ પરસ્પર વિઘાતક કામ કર્યું તેથી હું છૂટો રહ્યો. મનમાં એટલો ભાવ રહ્યો હતો કે ગોખલેજી ભારે દેશસેવક છે છતા તેમણે પેલી માફી માગી એ તો એમના પર કલંક જ છે. પૂરાવો ન મળ્યો તેથી શું? જ્યાં સુધી મનની ખાતરી છે ત્યાં સુધી આપણે માફી શા માટે માગીયે? મારો આ અભિપ્રાય ઘણાં વર્ષ સુધી રહેલો. આજે તે નથી. જાહેર જીવનનું સ્મૃતિશાસ્ત્ર હવે હું વધારે સમજતો થયો છું.

કૉંગ્રેસ વતી વિલાયતમા છપાતું 'ઇંડિયા' પત્ર હું કૉલેજમાં બહુ જ ધ્યાનપૂર્વક વાંચતો. તેથી ગોખલેજી વિલાયતમાં ભાષણો આપતા, મદ્યપાન-નિષેધની યોજના ઘડતા, કૅનેડા જેવું સેલ્ફ-ગવર્નમેન્ટ માગતા તે બધી વસ્તુઓથી હું વાકેફ રહેતો, અને તેથી ગોખલેજી વિષે મનમાં ધીમે ધીમે શ્રદ્ધા પેદા થતી ગઇ અને સાથે સાથે એક મૂર્તિ પણ પેદા થતી ગઇ. આખરે એક દિવસ ઉગ્યો અને મેં સાંભળ્યું કે આજે ગોખલેજી કૉલેજમાં આવવાના છે. કયો પ્રસંગ હતો તે તો હું ભૂલી ગયો. ગોખલેજીની પ્રસન્ન-ગંભીર મૂર્તિ વ્યાસપીઠ ઉપર ઉભી થઇ. એમની ભાષામા અથવા એમના અવાજમા શાસ્ત્રોક્ત વક્તાનો ચમત્કાર કે ચળકાટ ન હતો, પણ તેમની ભાષામા દેશકલ્યાણ અને દેશસેવાની લાગણી ઓતપ્રોત હતી. તેમના અવાજમા અન્તરની ઉત્કટતાનું ગુંજન હતું. ઉદાત્ત વાતાવરણમાં હમેશાં વિહરતી આ વિભૂતિ છે એમ સ્પષ્ટ દેખાતું હતું. અને વળી ફર્ગ્યુસન કૉલેજ તો તેમને જ હાથે ઉછરેલું ગોકુળ; એટલે તેમના ઉપદેશમાં અધિકાર અને વાત્સલ્ય સરખા જ સમાયેલા હતાં. તે દિવસનું વ્યાખ્યાન તો હું ભૂલી ગયો છું, પણ વ્યાખ્યાનની અસર કાયમ છે. એક જ વસ્તુ હજી સ્પષ્ટ યાદ છે. તેમણે કહેલું: 'તમે જાણો છો કે દર વર્ષે ઇન્કમ ટૅક્સ

હેનાર અમલદારો તમારે બારણે આવે છે અને સરકારનો કર તમારી પાસેથી ઉઘરાવી લઈ જાય છે. આજે દેશને નામે એવો જ એક ટૅક્સ ગૅધરર—કર વસૂલ કરનાર હું તમારે બારણે આવી ઊભો છું મારે મેં કર પચ ટકાનો કર જોઈએ છે. પણ તે પૈસાનો નહિ, નવજુવાનોના મહામૂલા જીવનનો આ મહાવિદ્યાલયમાં ભણનાર જુવાન વિદ્યાર્થીઓમાંથી પાંચ ટકા વિદ્યાર્થીઓ દેશસેવાને પોતાની જિંદગી અર્પણ કરે એમ હું ઇચ્છું છું એમ થાય તો જ મને સમાધાન થાય' કેટલી મહત્ત્વની માગણી, છતાં કેટલી થોડી ! તે દિવસે મારા હૃદયમાં નવો પ્રકાશ પડ્યો, વિચારને એક નવી દિશા મળી અને કંઈક અંશે હું દ્વિજ બન્યો.

એ જ અરસામાં ગોખલેજી બનારસમાં મહાસભાના અધ્યક્ષ થયા બનારસની ભોળી પ્રજાએ ' પૂનેમ રાજા ' કહી તેમનું સ્વાગત કર્યું તે વખતનું ભાષણ એટલું બધું સંપૂર્ણ હતું કે અનેકવાર મેં વાચ્યું તોયે સન્તોષ ન થયો. ત્યારપછી બગભગ સામેની હીલચાલ વધી સ્વદેશી, બહિષ્કાર, રાષ્ટ્રીય શિક્ષણ અને સ્વરાજ્યની ચતુર્વિધ હીલચાલ જોરથી જાગી ઊઠી એની અંદર હું તણાયો બિપિનચન્દ્ર પાલ અને અરવિન્દ ઘોષે હૃદયમાં સ્થાન લીધું અને ગોખલેજીની છાપ ભુંસાઈ ગઈ હું એ પણ ભૂલી ગયો કે દેશસેવાની જ્યોત મારામાં ગોખલેજીએ જ સળગાવી હતી. ત્યાર પછી સુરતમાં જાદવાસ્થળી થઈ તે વખતના બન્ને પક્ષના છાપાઓ વાચી હું નિરાશ થયો બન્ને પક્ષના છાપામાં એટલી બધી ક્ષુદ્રતા જોવામાં આવતી કે એને દુર્ગંધની જ ઉપમા આપી શકાય. ત્યારપછી રાજકારણ વિચિત્ર રીતે વહેવા લાગ્યું સરકાર ગાંડી થઈ અને આપણા બન્ને પક્ષો દ્વેષ, અસૂયા અને હિંસાથી તરબોળ થઈ ગયા એની અસર પણ મારા ઉપર ખૂબ થઈ રાષ્ટ્રીય પક્ષના તત્ત્વો મને પસંદ હતા, અરાજક લોકોનો યુક્તિવાદ મને યથાર્થ લાગતો, છતાં નરમ પક્ષના આગેવાનો વિરે જે નિન્દાપ્રચુર બીભત્સ લેખો અને ચિત્રો આવતા તેની તો મને સૂગ જ ચડતી અસૂયાવૃત્તિ સમાજમાં એટલી બધી વધી કે ગોખલેજીને ' હિન્દુ પંચ ' પત્ર સામે નાલેશીની ફરિયાદ કરવી પડી. મહાન ગોખલે ' હિન્દુ પંચ ' જેવા ક્ષુદ્ર પત્ર સામે નાલેશીની ફરિયાદ કરી માફી મગાવે એ તો મને બિલકુલ રુચ્યું નહિ બ્રિટિશ સોલ્જરોની ગોખલેજીએ માફી માગી એમાં તેમની મહત્તા વધી એ આજે મને સમજાય છે પણ 'હિન્દુ પંચ' પાસે માફી મગાવવામાં ગોખલેજીએ કશું મેળવ્યું નહિ એમ હું માનું છું. પણ એમાં ગોખલેજીના કરતા મારા જેવાનો જ વાંક વધારે જોઉં છું ગોખલેજીની અભદ્ર નિન્દા સાંભળી અકળાઈ જતા મારા જેવા ઘણા હશે પણ અમે મૂગા રહ્યા અમે જો તે વખતે જાહેરમાં એવી નિન્દાનો નિષેધ કર્યો હોત તો ગોખલેજીને પોતાના

સમાજ વિષે આટલું બધું નિરાશ ન થવું પડત.

એ જ અરસામાં મુંબઈમાં પ્રભુ જ્ઞાતિની સ્ત્રીઓએ એક કળાપ્રદર્શન ગોઠવ્યું હતું અને ગોખલેને હસ્તે તે ઉઘડવાનું હતું. કળા વિષે પણ તેમણે વિચાર કરી રાખેલો. હું તેમનું ભાષણ સાંભળવા ગયો હતો અને ગોખલેજી-ને ત્યાં મેં પહેલવહેલા મરાઠીમાં બોલતા સાંભળ્યા. તે જ વખતે મનમાં વિચાર આવ્યો કે આ રાષ્ટ્રપુરુષ લેજિસ્લેટિવ કાઉન્સિલ કરતાં સમાજમાં અને અંગ્રેજી કરતાં મરાઠીમાં કામ કરે તો એની દેશસેવા વધે અને કીર્તિ પણ વધે. પણ લેજિસ્લેટિવ કાઉન્સિલમાં સંગીન કામ કરનાર લોકો ઓછા હતા તેથી જ મને લાગ્યું કે ગોખલેજીને કાઉન્સિલમાં પોતાનો વધારે વખત આપવો પડ્યો હશે.

અન્ત્યજોદ્ધાર વિષેનું એમનું એક ભાષણ એ જ અરસામાં મેં મુંબઈના ટાઉન હૉલમાં સાંભળેલું. ત્યારપછી દેશમાં આરાજક વધ્યું. લોકમાન્ય માંડલેની જેલમાં 'ગીતારહસ્ય' લખતા હતા અને દેશમાં ગ્લાનિ પ્રસરેલી હતી. હું ગુજરાતમાં આવ્યો અને થોડા દિવસ સુધી અધ્યાપનમાં મશગુલ રહ્યો. ગોખલેજી ક્યાં છે, શું કરે છે એ હું જાણતો પણ ન હતો. રામકૃષ્ણ પરમ-હંસ, સ્વામી વિવેકાનન્દ, ભગિની નિવેદિતા વગેરેના ગ્રન્થોમાં જ મને વધારે રસ પડતો. ૧૯૧૧ કે ૧૨ માં ભગિની નિવેદિતા વિદેહ થયાં એ વખતે ગોખલેજીની શ્રદ્ધાંજલિ પ્રગટ થયેલી તે નાનકડી છતાં એટલી સુન્દર હતી કે મારી શ્રદ્ધા ફરી જાગૃત થઈ. ન્યાયમૂર્તિ રાનડે વિષેનાં તેમનાં ભાષણો અને લેખોનું સ્મરણ થયું અને ગોખલેજી વિષેનો આદર મારા અન્તરમાં ફરી જાગ્યો. ગોખલેજીનો હું વધારે અભ્યાસ કરવા લાગ્યો. વિદ્યાર્થી અને રાજ-કારણ, હિન્દુમુસ્લીમ ઐક્યનો પ્રશ્ન, દુનિયાની સમસ્ત પ્રજાઓની કૉંગ્રેસ આગળનું તેમનું ભાષણ વગેરે વાંચી મારી ખાતરી થઈ કે ગોખલેજી દસ પાંચ વર્ષનો વિચાર કરનાર 'પૉલિટિશ્યન' નથી, પણ રાષ્ટ્રહિતનો દીર્ઘદૃષ્ટિથી વિચાર કરનાર એક રાષ્ટ્રોદ્ધારક છે. ખાસ કરીને હિન્દુમુસલમાનની એકતા વિષે જે ધોરણ એમણે સ્વીકાર્યું હતું તે જોઈને જ તેમના ધૈર્યની અને તેમની દીર્ઘદૃષ્ટિની મને ખાતરી થઈ. હિન્દુમુસલમાનનું ઐક્ય એ જ હિન્દી રાજ્યપ્રકરણનો પાયો છે એ તેઓ જોઈ શક્યા હતા. એ એક જ કામ માટે પણ હિન્દુસ્તાને ગોખલેજી પ્રત્યે કૃતજ્ઞ રહેવું લાજમ છે.

દેશનું રાજકારણ પાયાશુદ્ધ અને ધાર્મિક કરવાનો તેમનો આગ્રહ હતો. દેશની સ્થિતિ જોતાં ગોખલેજીને એમ લાગ્યું કે જ્યાં સુધી દેશસેવાનો જ અહર્નિશ વિચાર કરનાર અને પોતાની આખી જિંદગી દેશસેવાને જ અર્પણ કરનાર લોકોનો વર્ગ દેશમાં પેદા ન થાય ત્યાં સુધી દેશનું રાજકારણ રખડવાનું જ. દુનિયાદારીમાં પણ ભળશું અને નવરાશના વખતમાં દેશસેવા પણ કરશું એ

વૃત્તિથી કોઇ કાળે દેશસેવા થઇ ન શકે, એ વસ્તુ અનુભવથી તેઓ બરાબર જોઇ શકયા હતા. બીજી એક વસ્તુ જે હિન્દી સ્વભાવમા—હિન્દી સસ્કૃતિમા અનાદિકાળથી છે તે તેમણે વિશેષ આગ્રહપૂર્વક દેશસેવામા દાખલ કરી અને દેશ આગળ વિશેષ રૂપે મુકી દીધી. તે વસ્તુ તે ગરીબાઇનુ મહત્ત્વ. દેશસેવામા પૈસાની જરૂર છે, પૈસા વગર કરેલુ કામ અટકી રહે છે, સદુપયોગ કરીયે તો અમુક દરજ્જે સપત્તિ આશીર્વાદ રૂપ થઈ શકે છે એ બધુ સાચુ છે, છતા દેશસેવક પોતે જેટલે દરજ્જે નિર્ધન રહે તેટલે દરજ્જે તેની દેશસેવા વધારે સગીન થવાનો સંભવ હોય છે આ વાત ગોખલેજી પૂરતી જાણતા હતા. બાનાવેરાગી થઇ યાત્રા કરતા ફરવું એ પ્રમાણમા સહેલું છે, પણ ગરીબાઈ ધારણ કરવા છતા સમાજમા ભળવું, સમાજને સાથે લઈ દેશોન્નતિના કાર્યો કરવા, દેશની આગેવાની કરવી અને તે સાથે દારિદ્ર્યનુ વ્રત લઈ ઓઠામા ગુણગાન ચલાવી દ્રવ્યલોભને એક કોરે મુકી દઇ નિસ્પૃહતા કેળવવી એ વાત અઘરી છે વિદ્વાન છતા નમ્ર, ગરીબ છતા તેજસ્વી અને તપસ્વી છતા દયાળુ એવા લોકો જ સમાજ ઉપર અને ખાસ કરીને હિન્દી સમાજ ઉપર પ્રભુત્વ મેળવી શકે છે. ધન મેળવવાની શકિત હોય છતા જે માણસ ગરીબાઇ પસદ કરે છે, લાખો રૂપીયા હાથમા છતા જે માણસ પૈસાથી મળતી સગવડો ભોગવવાની લાલચમા પડતો નથી તે જ માણસ સમાજની સાચી સેવા કરી શકે છે અને પોતે સ્વતન્ત્ર રહી શકે છે. ગરીબાઇનો આદર્શ ન હોય તો દેશસેવક જોતજોતામા પૈસાનો સેવક, પૈસાદારનો આશ્રિત અને દેશહિતનો દ્રોહી થઈ જવાનો હમેશા ડર રહે છે

ગરીબાઇના આદર્શ સાથે જો અખડ ઉદ્યોગનુ વ્રત ન હોય તો ગરીબાઇ જડતાનુ સ્વરૂપ પકડે. તમોગુણી ગરીબાઇ કશા કામની નથી માણસ સમાધાન રાખી પોતાના સ્વાર્થ કે એશઆરામ માટે ભલે મહેનત ન કરે, પણ એણે મહેનત તો કરવી જ જોઇયે. સકામ હો કે નિષ્કામ પણ કર્મ તો કરવું જ જોઇયે કર્મ ન કરીયે તો આપણને જીવવાનો હક ન રહે મહેનત કરવાની તક ન મળવી એ ઇશ્વરનો ભારેમા ભારે શાપ ગણાય. ઉદ્યોગ એ ઉદરનિર્વાહને માટે જ છે એમ નથી ઉદ્યોગ એ જીવનનો આનન્દ છે, કાયિક, વાચિક અને માનસિક શકિતઓ ખીલવવાનુ સાધન છે અને મોક્ષની સાધના છે એમ હુ માનુ છુ. એ જ વૃત્તિથી પ્રેરાઇને ભગિની સમાજની બહેનોએ સમાજસેવાનુ વ્રત આદર્યુ છે નવરાશનો વખત ગાળવાનો ઉપાય અથવા નામના મેળવવાનો એક પ્રકાર છે એમ માની કોઇ પણ વ્યકિત કે સસ્થા આટલા વર્ષ સુધી અખડ દેશસેવા કરી જ ન શકે. દેખાવને માટે કરેલુ કામ ભભકદાર ભલે હોય, પણ તે ઝાઝા વખત સુધી ટકી શકતુ નથી ગોખલેજી પાસેથી મેળવેલી પ્રેરણા છીછરી ન જ હોઇ શકે, ક્ષણજીવી ન જ હોઇ શકે.

દેશસેવા કરવાનો મુખ્ય ઉપાય એક જ છે કે આપણે આપણુ પોતાનું જીવન નિષ્પાપ કરીયે સમાજમા આપણે જે દુખો જોઇયે છીયે તેમાના અર્ધા કરતા વધારે તો આપણે પોતે પેદા કરેલાં હોય છે દરેક જણ જો પોતાની જીદગી સુધારવાનો પ્રયત્ન કરે તો સમાજસેવકોનુ ઘણું કામ ઓછુ થઇ જાય, અને બીજી રીતે જોતા આપણે પોતે નિષ્પાપ ન બનીયે ત્યા સુધી આપણને સમાજસેવાનો અધિકાર અથવા સામર્થ્ય ન જ પ્રાપ્ત થઇ શકે એ જોઇને જ ગોખલેજીએ ભારત સેવા સમાજની યોજનામાં અને કાર્ય-પદ્ધતિમા સાદાઇ, ગરીબાઇ, આજ્ઞાધારકપણું વગેરે વ્રતો ખાસ નાખ્યા છે.

ગોખલેજી દક્ષિણ આફ્રિકા ગયેલા તેનો અહેવાલ તો બધા જાણે છે. તે વખતે જનરલ સ્મટ્સ અને ગોખલેજી વચ્ચે જે વાતચીત થયેલી તે વિષે જ્યારે ગેરસમજ પેદા થઇ ત્યારે વિલાયતના પત્રોને પણ આપણા ગોખલે જ વધારે સાચા લાગ્યા એ જોઇને મારૂ હૈયુ અભિમાનથી ફુલાઈ ગયુ અને ગોખલેજીના નિર્મળ ચારિત્રની જ આ અસર છે એવી ખાતરી થઇ દક્ષિણ આફ્રિકાનુ કામ વધ્યુ. મહાત્માજીએ ત્યા જગનો પોકાર કર્યો અને હિન્દુસ્તાનમા દેશભક્ત ગોખલેએ આ યજ્ઞને માટે બ્રાહ્મણોચિત ભિક્ષા માગવાનુ શરૂ કર્યું એ અપૂર્વ પ્રસગ હજી સ્મૃતિમા તાજો જ છે

તે યજ્ઞ પૂરો થયો. ગાધીજી હિન્દુસ્તાનમા પાછા આ યા અને કવીન્દ્રને મળવા શાન્તિનિકેતનમા પધાર્યા ગાધીજીનુ સ્વાગત ચાલતુ હતુ એટલામા તાર આવ્યો કે ગોખલેજી મૃત્યુલોક છોડી ગયા શાન્તિનિકેતનના એક આમ્રના ઝાડ નીચે અમે કેટલાક જણ ગાધીજીની આસપાસ બેઠા હતા ગાધીજીની આખમા આસુ તો ન હતા, પણ આસુ કરતા મૃદુ અને ગભીર શ્રદ્ધાનો સાગર છલકાતો હતો તેમણે ગોખલેના જીવનની ધાર્મિકતા અમને સમજાવી. રાજ્યપ્રકરણ માટે પણ ખાનદાની આપણાથી ન છોડાય એ ગોખલેજીનો આગ્રહ એમણે અમને સમજાવ્યો અને તે જ ક્ષણે ગોખલેજીની શ્રદ્ધાનિર્મિત મૂર્તિ મારા હૃદયમા પ્રતિષ્ઠિત થઇ હુ ગોખલેજીનો અનુયાયી નથી, એમનો શિષ્ય નથી, પણ એમના શિષ્યનો શિષ્ય છુ, ગોખલેજીનો પૂજક છુ અને ગોખલેજીને સમજવાનો પ્રયત્ન કરૂ છુ ગોખલેજીના સાચા અનુયાયીઓની દેશસેવા, ધર્મનિષ્ઠા અને નીડરતા જોઈ ધ્યાનમા ગોખલેજીની મૂર્તિ વધારે ને વધારે સ્પષ્ટ અને દૃઢ થતી જાય છે. તે મૂર્તિનું જ આજે હું શ્રાદ્ધ કરૂ છુ અને તે મૂર્તિ પાસેથી આશીર્વાદ માગુ છુ

ભગિની સમાજ એ એ મૂર્તિનુ એક મન્દિર છે એમ જાણી અહીંઆ હું શ્રદ્ધાંજલિ લઇ આવ્યો છુ ગોખલેજીની દેશભક્તિ એમની દેશસેવા કરતાં મોટી હતી પચાસ વર્ષ કરતા પણ ઓછી જીદગીમાં તેમની દેશભક્તિને

સંપૂર્ણ અવકાશ ક્યાંથી મળે? શિક્ષણ અને રાજકારણ એ બે જ દિશામાં તેમણે કંઈક દેશસેવા કરી, જે કરી તે અપૂર્વ અને ઉજ્જ્વલ કરી. પણ તેટલાથી જ તેમને સન્તોષ ન હતો. તેઓ હમેશાં કહેતા કે સમાજના ડુંગર પડ્યા છે, તે ઉપાડવા હજારો દેશસેવકોની જરૂર છે. એ જ એમનો સન્દેશો લઈ ઓરિસ્સાનો મહત્ત્વનો વિભાગ બહેનશ્રી ચીતળીઆએ પોતાનો કર્યો છે. ગોખલેજીની એ દિશાની દેશભક્તિ આ ભગિની સમાજ મારફતે કાર્યમાં પરિણત થાય છે. માટે જ હું આ મન્દિરમાં યાદ કરવા આવ્યો છું. આ તક મને આપી એ આપ સહુનો પ્રસાદ ગણું છું.*

# કવિવર રવીન્દ્રનાથ

**देवो भूत्वा देवं यजेत्।**

દુનિયામાં મહત્તા દુર્લભ છે એ સૌ કોઈ માને છે. પણ એથીયે વધારે દુર્લભ વસ્તુ મહત્તાની પારખ છે. કોઈ પણ વસ્તુનું અથવા પ્રસંગનું મહત્ત્વ જાણનાર દુનિયામાં બહુ જ ઓછા હોય છે. છતાં આવું મહત્ત્વ બતાવી દીધા પછી તેને માનમાં સમજી જઈ તેનો વિસ્તાર કરનાર લોકો ઘણા મળે છે એ પણ દુનિયાનું સદ્ભાગ્ય છે. રાજકારણમાં ઘણાં છાપાંઓ લાંબા લાંબા લેખો લખે છે, પણ અમુક પ્રસંગે કયું યોગ્ય સ્વીકારવું અથવા અણીને પ્રસંગે શું કરવું એ નક્કી કરનાર બે ચાર જ વ્યક્તિઓ હોય છે. તેઓ શું નિર્ણય કરે છે એ જાણવા બધા ચાતકની જેમ તલસી રહે છે. એકવાર દિશા મળી ગઈ એટલે ગમે તેટલા સાધકબાધક પ્રમાણોનો ઢગ રચી તેઓ ગમે તેટલી હીલચાલ ચલાવી શકે છે.

આ પારખવાની શક્તિ અથવા પોતાની મેળે વસ્તુનું મહત્ત્વ આંકવાની શક્તિ એ જ રાષ્ટ્રનો પ્રાણ છે. જે રાષ્ટ્રમાં એ શક્તિ ન હોય તે રાષ્ટ્ર પાસે ધન, દોલત, બુદ્ધિ અથવા શક્તિ હોય તોપણ તે અલ્પપ્રાણ રાષ્ટ્ર છે અને તે પરતન્ત્રતામાં જ રહેવાલાયક છે. માટે કોઈ પણ વ્યક્તિ અથવા સમાજ ઉપર પૂરેપૂરો અને કાયમનો દોર ચલાવવો હોય તો મારે તે વ્યક્તિની અથવા રાષ્ટ્રની પરીક્ષણશક્તિ મારી નાખવી જોઈએ. તો જ હું તેનો તેજોવધ કરી

*૧૯૨૨ની ગોખલે જયન્તિ નિમિત્તે મુંબઈમાં ભગિની સમાજ આગળ અર્પેલી અંજલિ

શકું. એ જ રીતે મારે મારી સ્વતન્ત્રતા જાળવવી હોય તો બીજાએ મુકેલી આક નહિ સ્વીકારું. અંગ્રેજોએ જે દિવસે હિન્દુસ્તાન પોતાના કબજામા લીધું તે દિવસે આપણે પરતન્ત્ર થયા નથી. પણ જે દિવસથી અંગ્રેજોની દૃષ્ટિથી આપણે આપણા સામાજિક, ધાર્મિક, સાહિત્યવિષયક પ્રશ્નોનું નિરીક્ષણ કરવા લાગ્યા તે દિવસથી આપણે ખરેખરા પરતન્ત્ર થયા. અંગ્રેજોએ કહ્યું, 'તમારી જ્ઞાતિવ્યવસ્થા ભૂલભરેલી છે;' આપણે એકદમ જ્ઞાતિવ્યવસ્થા તોડવાનો નિશ્ચય કર્યો. તેઓએ કહ્યું, 'સંસ્કૃત સાહિત્ય કૃત્રિમ અને એકદેશી છે,' આપણે તેને તેવું માન્યુ. આ રીતે યોગ્ય શુ, અયોગ્ય શુ, સુન્દર કયું, કદરુ કયું, સમાજના ઉન્નતિ અને પુરુષાર્થ શામા રહ્યા છે, શાથી તેનો વિનાશ થાય છે, ઇત્યાદિ મહત્ત્વની બાબતોમા, એટલું જ નહિ પણ આપણા પોશાક, શિષ્ટાચાર, પત્રવ્યવહાર વગેરે બધી બાબતોમા પાશ્ચાત્ય લોકોએ નક્કી કરેલા ધોરણ ઉપર આપણે ચાલવાનો નિશ્ચય કર્યો. આપણે જાણ્યુ નહિ કે અનુકરણ એ જ મરણ છે.

આવી વૃત્તિ સામે વિરોધ પણ થયો. છતા તેમા પણ સાચુ શુ છે એ કાઇ પણ જાણ્યા વગર અંગ્રેજો કહે છે તેથી ઉલટા જઇશુ તો આપણે સહી સલામત રહીશુ એવા વિચારથી જ વિરોધ કરવામા આવ્યો. આને પણ અનુકરણ જ કહેવું જોઇયે. ફરક એટલો જ કે આ વિકૃત અનુકરણ અથવા પ્રતિકરણ છે. બન્ને વૃત્તિમા ખાનદાની તો નથી જ. ખાનદાનીમા દાઝદા પણ હોતી નથી તેમ દ્વેષ પણ હોતો નથી. સ્વદેશસસ્કૃતિનુ રહસ્ય જે જાણે છે, સ્વદેશસંસ્કૃતિ ઉપર જેની શ્રદ્ધા છે તેનામા જ આ ખાનદાની અને પ્રાણ વસી શકે છે

આવી વૃત્તિવાળા એક પ્રતિભાવાન કવિ આપણું આમન્ત્રણ સ્વીકારીને અહી પધારે છે. હિન્દી સસ્કૃતિનું ગૌરવ તેમની રગેરગમા સ્ફુરી રહ્યું છે આર્યોનુ જીવન કેટલુ ઉદાત્ત, ઉચ્ચ અને ઉજ્જ્વળ હોઇ શકે છે એનું દર્શન એમની મૂર્તિ જોતા આપણને થશે. માટે તેઓ કેવા છે, શુ કરે છે, શુ ધારે છે, તેમના આદર્શો કેવા છે, તેમને શુ પસદ છે, શુ પસદ નથી, દેશની પડતી દશામા પણ તેઓએ જગતની કેવી ભારે સેવા કરી છે તે આપણે જાણીયે તો તેમના સ્વાગતમા આપણી ત્રુટી ઓછી થાય અને સ્વાગતનું કાઇ પણ પુણ્ય આપણે મેળવી શકીયે. દેવો ભૂત્વા દેવ યજેત્ એવી શાસ્ત્રની આજ્ઞા છે. એમના ઉચ્ચ ભાવ અને ઉચ્ચ જીવનનો થોડો અંશ આપણામા આવી જાય તો જ આપણે એમની પૂજા કરી શકીયે.

### પ્રિય, બોધક અને પ્રોત્સાહક

તેઓ ખરા અર્થમા કવિ છે. કવિ એટલે દ્રષ્ટા. બહુ વાચવાથી, પૂછવાથી અથવા અનુમાન કરવાથી પણ ઘણા લોકો જે સમજી શકતા નથી તે કવિઓ સ્હેજે જુએ છે આપણી દૃષ્ટિ વર્તમાનકાળથી મર્યાદિત હોય છે. નિર્મળ

દૃષ્ટિવાળા કવિ ભવિષ્યકાળમા પણ જોઇ શકે છે. એવા કવિના વિચારો જાણવા કે બતાવવા એ મહેલી વાત નથી. છતાં કાર્ય અગત્યનું છે એટલા માટે છોડી દેવું ઠીક નહિ થાય, તેથી અત્રે એમનો ટુંકામા પરિચય કરાવવાનો વિચાર રાખ્યો છે.

કવિવર રવીન્દ્રનાથ ઠાકુરની સાહિત્યસેવા આજે ચાર તપની છે. આ દેશમા રહીને લગભગ પચાસ વર્ષ સુધી જેમણે પોતાના કવિત્વનો વરસાદ આપણા ઉપર વર્ષાવ્યો છે તેમનો આજે પરિચય આપવો પડે એ આપણા દેશની દયામણી દશા ગણાય પણ મહત્તા ઓળખવાની શક્તિ આપણે ગુમાવી બેઠા છીયે, તેથી સાત વર્ષ પહેલા યૂરોપના મહાન વિદ્વાનો અને સાહિત્યાચાર્યોએ તેમને અગ્રપૂજાનું માન આપીને દુનિયામા આ એક મહાન વિભૂતિ છે એમ આપણને કહી દીધુ, ત્યા સુધી આપણા દેશમા એમની યોગ્યતા જાણનાર અને જાણતા હોય તોપણ મુક્તકંઠે સ્વીકારનાર બહુ જ ઓછા હતા. સાચું જોતા આજ સુધી 'નોબેલ પ્રાઇઝ' જેવા વિદ્વાનોને મળ્યું છે તેમની સાથે સરખામણી કરતા એમ જ કહેવું પડે છે કે 'નોબેલ પ્રાઇઝ' મળવાથી કવીન્દ્રની મહત્તા વધી નથી, પણ કવીન્દ્રે એ પારિતોષિકનો સ્વીકાર કરીને 'નોબેલ પ્રાઇઝ'ના ગૌરવમા વધારો કર્યો છે. મહાયુદ્ધ પછી અને મહાયુદ્ધને લીધે યૂરોપના સાત્ત્વિક વિદ્વાનોની મનોરચનામા જે ફેરફાર થયો છે અને 'નૅશનૅલિઝમ'—રાષ્ટ્રપૂજાધર્મ—ની સામે જે અણગમો પેદા થયો છે તે વૃત્તિ મહાયુદ્ધની છાયા પણ યૂરોપ ઉપર પડેલી ન હતી ત્યારે રવીન્દ્રનાથમા સ્ફુરી હતી અને રાષ્ટ્ર ઉપાસનામા કેટલો અધઃપાત છે એ તેઓ તે વખતથી કહેતા આવ્યા છે. ધર્મો રક્ષતિ રક્ષિત એ વ્યાસવચનમા અડગ શ્રદ્ધા રાખીને બગભગની હીલચાલ પૂર જોશમાં હતી ત્યારે પણ એમણે એ હીલચાલના રાજસિક અને તામસિક સ્વરૂપને નિર્ભયતાથી વખોડયુ હતુ. છતા યૂરોપે એમની મહત્તા સ્વીકારી ત્યારે જ આપણે એમની જય બોલવા લાગ્યા યૂરોપમા જેમ યૂરોપની ચાર પાચ ભાષાઓ જાણ્યા સિવાય માણસ સુશિક્ષિત ગણાતો નથી તેમ આપણે ત્યા પણ હોત તો રવીન્દ્રબાબુને આપણે મૂળ બગાળીમા, અને તેથી વહેલા, જાણ્યા હોત પણ બગાળી લોકો તો એમને પહેલેથી જ જાણતા હતા, તોપણ તેમણે આ સાહિત્યરત્નને દુનિયા આગળ મુકવા જેટલો ઉત્સાહ બતાવ્યો ન હતો.

જે સ્થિતિ રવીન્દ્રનાથ ઠાકુરની છે તે જ સ્થિતિ આપણી સસ્કૃતિની છે આપણે પડયા એટલે આપણે માની લીધુ કે આપણી સસ્કૃતિ પણ નાલાયક છે. અગ્રેજોએ પણ આપણને તેવી જ શીખામણ આપી આવી સ્થિતિમાં પોતાની સસ્કૃતિ ઉપર શ્રદ્ધા રાખનાર, એટલુ જ નહિ પણ એ સસ્કૃતિનુ રહસ્ય પી જઇ આજના જમાનાના તે સંસ્કૃતિ કેટલી દીપી નીકળી

શકે છે એનો વસ્તુપાઠ આપનાર જે થોડી મહાન વિભૂતિઓ છે તેમાં શ્રી રવીન્દ્રનાથ ઠાકુર છે. માટે એમનું દર્શન આપણને પ્રિય, બોધક અને પ્રોત્સાહક થવું જોઇયે.

## સુસંસ્કૃત માણસનો આદર્શ

પરમેશ્વરે એમને શરીર પણ એવું આપ્યું છે કે એમને જોતાં જ મનમાં શ્રદ્ધાભકિત ઉત્પન્ન થાય. એમનો કદાવર બાંધો, એમના ઘાટીલા બાહુ અને પાદપિણ્ડ, પોપટની ચાંચ જેવું એમનું નાક, આ દુનિયામાં ન મળતી વસ્તુ ખોળવામાં જ પરોવાયેલી છતાં તીક્ષ્ણ સૌમ્ય એમની આંખો, એમનું વિશાળ ભાલ વગેરે જોતાં જ કોઇક મહાપુરુષની સામે આપણે ઉભા છીયે એટલું ભાન કોઈ પણ માણસને થયા વિના રહેતું નથી. એમના પ્રભાવથી અંજાઇને સ્હેજ દૂર ઉભા રહેવાનું મન થાય છે. પણ એમની દૃષ્ટિ આપણા ઉપર પડે એટલે તેમાં અમીવૃષ્ટિ જોઇને આપણને સ્હેજે ઉત્તેજન મળે છે. અને જ્યારે તેઓ બોલે છે ત્યારે એમની કોમળ, પ્રેમાળ, સંગીતમય વાણીથી માણસ એટલો આકર્ષાઈ જાય છે કે એમની સાથે હળી જવામાં પોતે વિવેકનો ભંગ કરે છે એ પણ ભૂલી જાય છે. એમના વાળ પાકી ગયેલા છે છતાં એમનામાં બાલ્યવૃત્તિ અને પ્રસન્નતા પૂરેપૂરી છે. એક ગાયનમાં એ કવિ ગાય છેઃ

'મોદેર પાકબે ના ચુલ ગો.'

'મારા વાળ કદી ધોળા થવાના નથી.' અને એ વાત તદ્દન સાચી છે.

એમના દર્શનથી બીજી વાત આપણા મન ઉપર એ ઠસી જાય છે કે તદ્દન સ્વદેશી ઢંગનો પોશાક પહેરવાથી સૌન્દર્ય અથવા ગાંભીર્યમાં કાંઇ પણ ઉણપ આવતી નથી. કવિની વૃત્તિ સર્વ વાતમાં લહેરી હોય છે, અને રવીન્દ્રનાથ ઠાકુર પોતાના પોશાકમાં પણ લહેરી છે. કોઇ દિવસ સાદું પહેરણ—જેને બંગાળીઓ 'પંજાબી' કહે છે—પહેરીને એના ઉપર રેશમી ખેસ ઓઢે છે, કોઇ દિવસ લખનૌના નવાબની માફક ઉંચી ટોપી અને લાંબો ડગલો ચડાવે છે, તો કોઇ દિવસ જાપાની ઝભ્ભો નાખે છે. એમની સામે કોઇ હિન્દી માણસ બૂટ, સુટ અને હૅટ પહેરીને ઉભો રહે તો તેની અસભ્યતા આપણી આગળ તરી આવ્યા વગર રહે નહિ.

નાનપણમાં એમને કોકિલકંઠ રવીન્દ્ર કહેતા. આજે પણ એમનો સ્વર એટલો બધો મીઠો અને ઉંચો છે કે એમનાં સામાન્ય વાક્યોથી પણ સંગીત સાંભળ્યા જેટલી તૃપ્તિ મળે છે. ટુંકામાં કહીયે તો એમની મુખચર્યા, એમનો પોશાક, એમનો અવાજ, એમનો વિવેક વગેરે બધી બાબતોમાં એટલું બધું મીઠાશભર્યું ઔચિત્ય જણાય છે કે તેમને મળવાથી સુસંસ્કૃત માણસનો

આદર્શ આજે આપણે જોયો છે એવું સમાધાન આપણને થાય છે.

મોટા લોકોને મળવું મુશ્કેલ હોય છે, પણ આમની મુલાકાત ગમે તે માણસ લઈ શકે છે. લોકોને નારાજ કરવા કરતાં પોતે જ સહન કરવું એ હિન્દી ખાનદાની વૃત્તિ એમનામાં પૂરેપૂરી છે, અને એ વૃત્તિને અંગે તેમને એટલું ખમવું પડે છે કે તે જોઈને ઉદ્વેગથી મિ. ઍન્ડ્રુઝે એકવાર કહ્યું હતું કે The Indian people simply kill their leaders. 'આપણા લોકો પોતાનાં નેતાઓને હેરાન કરી કરીને મારી નાખે છે.' છતાં એમનો આવો મીઠો સ્વભાવ જોઈને કદાચ કોઈને એમ થાય કે એમને ગમે તે રસ્તે વાળી શકાય એમ હશે, તો તે ભૂલ છે. જે વસ્તુ પોતે મહત્ત્વની માને છે તેમાં એ એટલા બધા દૃઢ રહે છે કે એમના ખાસ મિત્રો પણ એમને એમના નિશ્ચયમાંથી ચળાવી શકતા નથી.

તેઓ બહુ જ એકાન્તપ્રિય છે. કુદરત—ઝાડ, પાન, ફળ, ફૂલ, પક્ષી—ના સહવાસમાં જ રહેવાની તેમની ઉત્કંઠા જણાય છે. માણસની ભીડ એમને ગમતી નથી. બાળકો સાથે માત્ર તેઓ એટલા ખીલે છે કે વખતે તેઓ બાળકોને પણ કુદરતના બોલતા ચાલતાં ફૂલો જ માનતા હોય.

### પ્રાણપ્રિય શાન્તિનિકેતન

કાવ્યશાસ્ત્રકાર કહે છે: काव्यं यशसे । પણ આપણા રવીન્દ્રને તો પોતાની વાહવા ગવાય તે જરાય ગમતું નથી. તેઓ જાપાનમા ગયા હતા ત્યારે પોતાના જાપાની મિત્રોને તેમણે એમ જ કહેલું હતું કે હું ચાર છ મહિના જાપાનમા એકાન્તમાં રહેવા માગું છું. મારે જાપાની સ્વભાવનો સાક્ષાત્કાર કરવો છે. તે હું ત્યાંની હવામાંથી મેળવીશ. પણ તમે ત્યાં ધાધલ કરશો તો હું નાસી છૂટવાનો. ધાંધલપ્રિય અમેરિકામાં એમનું રક્ષણ કરવા માટે જ મિ. પીઅર્સન એમની સાથે ગયેલા. છતા કીર્તિ એ લોકોત્તર વિભૂતિઓની અપરિહાર્ય શિક્ષા છે, અને તે શિક્ષા આપણા કવિ ધીરજથી સહન કરે છે.

જ્ઞાનપણથી તેઓ સ્વતન્ત્રતાના વાતાવરણમાં ઉછરેલા છે. મનને ગમે તે જ વાંચવું, ઠીક લાગે તે જ કરવું એવી રીતે તેમણે જીંદગી ગાળી છે. છતાં એમણે જીંદગીનો એક પણ દિવસ નકામો ગાળ્યો હોય એમ નથી. સંસ્કારી કુટુંબમાં, નિર્દોષ વાતાવરણમા સ્વાતન્ત્ર્યથી કેવું ફળ નીપજે છે એનો તેઓ જીવતો જાગતો પૂરાવો છે. પરીક્ષાની બીક અથવા ચીવટ ન હોય તો છોકરાઓ ઠીક ભણે નહિ એ માન્યતા એમણે ખોટી પાડી છે. એમને નિશાળે જવું તો બિલકુલ ગમતું જ નહિ. નિશાળોમાં છોકરાઓની વૃત્તિને જે આઘાત પહોંચાડવામા આવે છે અને તેને પરિણામે છોકરાઓની નૈસર્ગિક શક્તિ ખીલવાને બદલે કરમાય છે તે સ્થિતિની છાપ

તેમના હૃદયમાં ઊંડી ઊંડી પડી હતી. અને તેને જ પરિણામે જ્યાં શિક્ષકનો ભય બિલકુલ રહે નહિ, મોટા છોકરાઓ નાના છોકરાઓને કનડે નહિ અને જ્યાં છોકરાઓ પોતાની વૃત્તિ પ્રમાણે અભ્યાસ કરી શકે એવી સંસ્થા કાઢવાનો તેમણે ઘણા વખત પહેલાં જ નિશ્ચય કર્યો હતો. એ સંસ્થા તે તેમનું પ્રાણપ્રિય શાન્તિનિકેતન. પણ આ આપણે આગળની વાત ઉપર ચડી ગયા.

આખરે, એમને ભણવા માટે વિલાયત મોકલવામાં આવ્યા. ત્યાં એમણે વિલાયતનું નિરીક્ષણ તો ખૂબ કર્યું, પણ ભણતરમાં તો જેવા ગયા તેવા જ પાછા આવ્યા; એટલે તેમને કોઈ પણ કૉલેજનો કે યુનિવર્સિટીનો સ્પર્શ થયો નથી.

## કવિતાસાગર

વિલાયત ગયા તે પહેલાં તેઓ આપણા અમદાવાદમાં એકવાર રહી ગયા છે, અને શાહીબાગમાંથી ગ્રીષ્મકાળની ચાંદનીમાં 'ક્ષીણસ્વચ્છસ્રોતા' સાબરમતી પોતાની 'વાલુશય્યા'મા એક બાજુએ થઈને વહી જતી જોવામાં તેમણે કેવી રીતે કલાકો ગાળ્યા તેનો ચિતાર તેમણે તેમની 'જીવનસ્મૃતિ'માં આપેલો છે. તેઓ લખે છે કે 'રાત્રે સાબરમતીને કાંઠે ફરતાં ફરતાં મેં મારાં પ્રથમ કાવ્યો રચેલાં.' સોળ વર્ષની નાની ઉમરે રચેલાં એ કાવ્યોમાંથી એક અત્યારે પણ તેમના કાવ્યગ્રન્થમાં વિરાજે છે. એના પહેલાં કવિતા રચવા તરફ એમણે પોતાની કલમ અજમાવી ન હતી એમ નથી. છેક નાનપણથી જ આપણાથી કવિતા કેમ કરાય એ બીક તો એમની ઉડી ગઈ હતી.

'વાલ્મીકિપ્રતિભા' એમનું પ્રથમ નાટક. એ એમણે ૧૯ વર્ષની ઉમરે રચેલું. તે હજી વખણાય છે અને જ્યારે જ્યારે કલકત્તામાં ભજવાય છે ત્યારે ત્યારે નાટકગૃહ ચીકાર ભરાઈ જાય છે. એમનું 'પ્રભાતસંગીત' આશા અને ઉત્સાહપૂર્ણ છે, ત્યારે એમનું 'સંધ્યાસંગીત' ઉદાસીન શાન્તિથી પરિપૂર્ણ છે. એમના પિતાશ્રી મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર ઉપાસનામાં જે ધર્મતત્ત્વ અથવા ભક્તિભાવ પ્રકટ કરતા તે જ તરુણ રવીન્દ્ર પોતાની અદ્ભુત વાણીમા કાવ્યગ્રથિત કરતા, છતાં નાનપણમાં એમની કવિતામાં સૃષ્ટિવર્ણનનો ભાગ મોટો રહેતો. જેમ કવિત્વશક્તિ એમનામાં એકાએક સ્ફુરી નથી, ક્રમશઃ વિકસી છે, તેમ જ એકાએક ઉપરતિ થઈને ધાર્મિક જીવનનો પ્રાદુર્ભાવ એમનામા થયો નથી જેમ કળીમાંથી ફૂલ થાય છે અને ફૂલમાંથી ફળ બેસે છે, તેમ એમના જીવનનો વિકાસ છે, અને તેથી સ્વાભાવિક વિકાસ—કશી પણ રોકાવટ વિનાનો વિકાસ એ એમના જીવનનો અને તત્ત્વજ્ઞાનનો મૂલમન્ત્ર થઈ પડયો છે. કેળવણીમાં તથા કળામાં, રાજકારણમાં તથા સાંસારિક બાબતોમા સ્વાભાવિક વિકાસને અટકાવવો 'નહિ એટલું

જ તેઓ માગે છે. હિન્દુ ધર્મ કરતાં બ્રાહ્મો ધર્મમાં આચાર અને વિધિની રોકવટ ઓછી તેથી બ્રાહ્મો ધર્મથી તેમને સમાધાન છે. પણ બંધનપ્રિય આપણા લોકોએ બ્રાહ્મો ધર્મનાં પણ કેટલાંક બંધનો સરજ્યાં છે. સ્વતન્ત્રતાના ઉપાસક કવિ રવીન્દ્રે આ નવાં બન્ધનોનો પણ ઓછો વિરોધ કર્યો નથી. હાલમાં તેઓ દેશના અસંખ્ય જનસમુદાયના હૃદયમાં વસતા ધર્મનું અધ્યયન કરે છે. તેઓ કહે છે, શાસ્ત્રધર્મ ધર્મગ્રન્થોમાં અને ઉચ્ચ ગણાતા વર્ગોનાં લખાણોમાં અને ચર્ચામાં જ છે. દેશના અભણ ગણાતા અને ઉચ્ચ વર્ગોએ જેમની ઉપેક્ષા કરી છે તેવા ગરીબ લોકોની ધાર્મિક ભાવનાઓમાં કાંઇ પણ કૃત્રિમતા હોતી નથી. માણસના મુગ્ધ હૃદય અને તેના હૃદયેશ્વર વચ્ચે શાસ્ત્ર કે તત્ત્વ-જ્ઞાન આવવું ન જોઇયે. નાનપણમાં જેમ તેઓ વૈષ્ણવ સાધુસન્તોનાં કાવ્યોમાં અને ભક્તિના ઉભરામાં તલ્લીન થઇ જતા હતા તેમ આજે બંગાળના 'બાઉલ' સંપ્રદાયના ગીતોમાં મશગુલ રહે છે.

કવિઓની વૃત્તિ હમેશાં ઉત્કટ હોય છે. જેમાં રસ લે તેની સાથે તદાકાર થઇ જાય છે. વૈષ્ણવ કવિઓની કવિતા વાંચતાં વાંચતાં તેનો આત્મા એમના હૃદયમાં એવો ઉતર્યો કે એમણે પોતે એ જ જાતનાં સુન્દર કાવ્યો રચ્યાં અને તે ભાનુસિંહ નામના કોઇ પ્રાચીન વૈષ્ણવ સાધુનાં કાવ્યો જડયાં છે એમ જાહેર કરીને બહાર પાડયાં. કોઇ પણ આ કવિતા નકલી છે એમ પારખી શક્યું નહિ, એટલું જ નહિ પણ આ કવિતાને લીધે સાહિત્યના ઇતિહાસમાં નોંધવા જેવી એક ગમ્મત થઇ. ભાનુસિંહની કવિતા જ્યારે 'ભારતી' માં પ્રસિદ્ધ થતી હતી ત્યારે શ્રી. નિશિકાન્ત ચટ્ટોપાધ્યાય જર્મનીમા ભણતા હતા. તેમણે પી. એચ. ડી. ની પદવીને માટે યૂરોપીય સાહિત્ય અને બંગીય સાહિત્યની તુલના કરીને એક નિબંધ લખવાનું ધાર્યું હતું. એની અંદર તેમણે જણાવ્યું હતું કે પ્રાચીન પદકર્તા રૂપે ભાનુસિંહનું સ્થાન બહુ ઉચું છે. અને આ નિબંધ ઉપરથી જ તેમને પી. એચ. ડી. ની પદવી મળી પણ ખરી; અને હવે તેઓ ડૉ. નિશિકાન્ત ચટ્ટોપાધ્યાય થઇ ગયા છે.

### ગીતાંજલિ—પાકી ઉંમરનું પરિપક્વ ફળ

રવિબાબુની વિશ્વવિખ્યાત ગીતાંજલિમાં પણ વૈષ્ણવ કવિઓના ભાવ અને સંકેત જોવામાં આવે છે. પણ ગીતાંજલિની ભાવનાઓ એટલી બધી સૂક્ષ્મ અને સાર્વભૌમ છે કે આઇરિશ લોકોને તેમજ જાપાનીઓને, મુસલમાનોને તેમજ અમેરિકન લોકોને ગીતાંજલિમાં ક્યાંય પારકાપણું લાગતું નથી. ગીતાંજલિનું ખાસ લક્ષણ તો તેની અભિજાત રસજ્ઞતામાં છે. ગીતાંજલિમાં આવતા ભાવો તો ચિરપરિચિત લાગે છે, પણ તેમના પહેરવેશમાં અને ચિત્રામણમાં એટલી બધી નવીનતા, કોમળતા અને પ્રસન્નતા છે કે દરેક પદમાં કાંઇ પણ નવીન તત્ત્વ અથવા અનુભવનો સાક્ષાત્કાર આપણને થયો છે

એમ લાગ્યા વિના રહેતું નથી. સુન્દર હીરો જેમ અનેક પાસા દ્વારા ઝળકે છે તેમ ગીતાંજલિની કવિતા ભિન્ન ભિન્ન વૃત્તિને ભિન્ન ભિન્ન અર્થ અને આનન્દ આપીને પોતાનું સર્વગામિત્વ સિદ્ધ કરે છે. ગીતાંજલિ એ એમની પાકી ઉંમરનું પરિપક્વ ફળ છે. એના પહેલાં એમની કાવ્યવલ્લીને જે પુષ્પનો ભાર આવ્યો હતો તેનો પરિચય અમે આપ્યો જ નથી. પ્રકૃતિવિષયક કવિતા લખ્યા પછી એમની વૃત્તિ પ્રેમવિષયક કાવ્ય લખવા તરફ થઇ અને પ્રેમનો વિકાસ ભક્તિમાં થયો છે એટલું જ કહીને આગળ જઇશું. પરંતુ એમના કવિતા-સાગરમાંથી નીકળતા પહેલાં એટલું કહેવું પડે છે કે જેમ તેઓ વૈષ્ણવ કે બાઉલ સંપ્રદાય સાથે એકતાન થઇ શક્યા છે તેમ સુરતામાર્ગી કબીર સાથે થયેલા જણાતા નથી, અને તેથી તેમણે કબીરનાં સોએક પદોનું જે ભાષાન્તર કર્યું છે તેથી પૂરેપૂરો આનન્દ નથી થતો.

આ ટીકા ઉપરથી કોઇએ એમ ન સમજવું કે કવિશ્રી આપણા પ્રાચીન સાહિત્યમાં સહૃદયતાથી અવગાહન કરી શકતા નથી. આપણા પ્રાચીન સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યનું અધ્યયન એમણે એટલું ઊંડું કર્યું છે કે તે સાહિત્યનું રહસ્ય અને તે સાહિત્યમાં રહેલું સંસ્કૃતિનું અંગ તેઓ જેમ વિશદ કરી શક્યા છે તેમ પ્રાચીન કે અર્વાચીન કોઇ પણ સાહિત્યાચાર્યે કર્યું નથી. કવિશ્રીનો 'The Message of the Forest' એ લેખ જેમણે વાંચ્યો હશે તેઓ કબૂલ કરશે કે ઉપરના વિધાનમાં જરા પણ અતિશયોક્તિ નથી. આજે કોઇ માણસ સંસ્કૃત સાહિત્ય ભણે અને રવીન્દ્રનાથના 'પ્રાચીન સાહિત્ય' નામના નિબન્ધો ન વાંચે તો તેનું સંસ્કૃત સાહિત્યનું અધ્યયન નિષ્ફળ નહિ તો અધૂરું તો જરૂર ગણાશે.

પ્રાચીન સાહિત્ય અને પ્રાચીન સંસ્કૃતિના વિશેષ અભ્યાસ માટે એમણે શાન્તિનિકેતન સાથે 'વિશ્વભારતી' નામની એક સંસ્થા હમણાં જ સ્થાપન કરી છે. એની અંદર સંસ્કૃત, પાલી, માગધી વગેરે ભાષામાં લખાયેલાં આપણાં પ્રાચીન શાસ્ત્રોનું તથા સંગીતાદિ કલાનું ઉત્તમ જ્ઞાન મેળવી શકાય અને નવીન શોધખોળ કરી શકાય એવી ગોઠવણ કરવામાં આવી છે.

### સુન્દર નિબન્ધો

લોકસાહિત્ય, બંગસાહિત્ય, આધુનિક સાહિત્ય ઉપર પણ તેમણે ઘણા સુન્દર સુન્દર નિબન્ધો લખેલા છે. બંગાળની બહાર તેઓ નિબન્ધલેખક તરીકે ઓછા જાણીતા છે એનું કારણ તેઓ બધું જ માતૃભાષામાં લખે છે. હાલમાં જે થોડું એમણે અંગ્રેજીમાં લખ્યું છે તે બંગાળને તો એમણે ક્યારનુંયે આપેલું હતું, કેમકે તેઓએ પોતાની પ્રતિભા માતૃભાષાની સેવામાં જ અર્પણ કરી છે. અંગ્રેજીને તો માતૃભાષાને ધરાવેલા નૈવેદ્યની થોડી પ્રસાદી જ એમણે આપી છે.

રાજકારણમાં જેમ નામદાર ગોખલે હમેશાં અગ્રતન રહેતા તેમ પાશ્ચાત્ય અને પૌરસ્ત્ય સાહિત્યમાં રવિબાબુ અગ્રતન રહે છે. આ કવિની પ્રતિભા સાહિત્ય અથવા કાવ્યથી જ અટકી નથી. રાજકારણમાં તેઓ હાલમાં પ્રત્યક્ષ ભાગ લેતા નથી, છતાં દેશના રાજકીય વિચારોને યથાર્થ અને ખાનદાની વલણ આપવામાં એમનો ફાળો ઓછો નથી. 'સ્વદેશ', 'સમૂહ', 'રાજા ઓ પ્રજા' વગેરે નિબન્ધોમાં એમણે રાજકારણ કેવું હોવું જોઇએ, રાષ્ટ્રીય હીલ-ચાલમાં આર્ય સંસ્કૃતિનો પ્રાણ કેવી રીતે સંચરશે એ કવિત્વપૂર્ણ વાણીમાં બતાવ્યું છે. રાજકીય સ્થિતિ સાથે આપણું કૌટુમ્બિક અને સામાજિક જીવન સુધરે તો જ આપણું રાષ્ટ્રીય જીવન ઉચ્ચ થાય એ એમણે પોતાના 'સમાજ' નામના નિબન્ધસંગ્રહમાં સિદ્ધ કરી દીધું છે. કેળવણી વિષેના એમના વિચારો 'શિક્ષા' નામના નિબન્ધોમા એમણે દર્શાવ્યા છે, અને સરકારી કેળવણી પદ્ધતિ વિષે તેઓ કેવો અભિપ્રાય ધરાવે છે એ તેમની 'પોપટની કહાણી' ઉપરથી જણાઇ આવે છે. પાંજરામા મરી ગયેલા આ પોપટની સ્થિતિ જોઇને કવિનું હૃદય એટલું બધુ પીગળી ગયુ છે કે ક્રૌંચવધ જોઇને આદિકવિનું હૃદય પણ એટલું પીગળ્યું નહિ હોય. કવિએ નિશ્ચય કર્યો કે આ પંખીનો ઉદ્ધાર કરીશ. જેમ ગુલામોનું દાસ્યવિમોચન કરનાર વિલ્બરફોર્સ અને લિન્કન નીકળ્યા, તેમ નાનાં નાના બાળકોને શિક્ષણને બહાને જે શિક્ષા થાય છે તેમાથી છોડવનાર રવીન્દ્રનાથ અવતર્યા છે. પોતાના 'શિશુ' અથવા 'The Crescent Moon' કાવ્યસંગ્રહ દ્વારા એમણે જગત-ને બતાવ્યું છે કે નાનાં બાળકોમાં પણ આત્મા વસે છે, એમને પણ લાગણી હોય છે, એમની એક સ્વતન્ત્ર બાળદુનિયા હોય છે અને તે દુનિયામા વિહાર કરીને જ તેઓનો વિકાસ થઇ શકે છે. આપણા કવિ જેટલે દરજ્જે બાળહૃદય સમજી અને ચિતરી શક્યા છે તેટલે દરજ્જે દુનિયાનો બીજો કોઇ પણ કવિ અત્યાર સુધી ચિતરી શક્યો નથી. અમારા કેટલાક મિત્રોએ તો અમારી પાસે એકરાર કર્યો છે કે ઠાકુરનુ 'The Crescent Moon' વાંચ્યા પછી જ અમે નાનાં બાળકો ઉપર પ્રેમ કરતા શીખ્યા છીએ. અમને લાગે છે કે ટ્રેનિંગ કૉલેજમા શિક્ષણશાસ્ત્રની સરસ કે નીરસ ચોપડીઓ સાથે રવીન્દ્રનાથનું 'શિશુ' અથવા 'The Crescent Moon' નિયત પુસ્તક રાખ્યું હોય તો શિક્ષકોની અને એમના હાથમાં સપડાયેલાં નાનાં બાળકોની જીંદગી સફળ થાય. આ વિચારો દર્શાવીને જ તેઓ અટક્યા નથી, પણ ઉપર કહ્યા પ્રમાણે છોકરાઓ જ્યાં સ્વતન્ત્ર રીતે ખીલી શકે એવું સ્થાન પણ એમણે નિર્માણ કર્યું છે. અને ત્યા નાનાં નાનાં બાળકો-ને વાર્તા કહેવામાં અથવા તેમના નિબન્ધો સુધારવામા, નવી નવી રમતો રમવામાં અથવા છોકરાઓને નાટ્યઅભિનયના પાઠ આપવામાં પોતે ઘણો

વખત આપે છે. છોકરાઓને માટે એમણે સારી સારી ચોપડીઓ પણ લખી છે. 'કથા ઓ કાહિની' માં બૌદ્ધકાલીન અને ત્યારપછીના હિન્દુસ્તાનના ઇતિહાસમાંથી તેમજ લોકવાર્તામાંથી સારા સારા પ્રસંગો શોધીને તેમણે એવી રીતે કવિતાબદ્ધ કર્યા છે કે જેમ છોકરાઓનું શરીર અજાણ્યાં કે પ્રયાસ વગર વધે છે તે જ પ્રમાણે આ કવિતા વાંચવાથી નીતિના પાઠ વાંચ્યા વગર પણ છોકરાઓમાં ઉચ્ચ જીવનની લાલસા ઉત્પન્ન થાય છે. મગરાઓના ઉત્કર્ષનું કે શીખોના બલિદાનનું રહસ્ય છોકરાઓ આ કવિતામાંથી જેટલું સુન્દર રીતે મેળવી શકે તેટલું મોટી મોટી ચોપડીઓ વાંચીને પણ ભાગ્યે જ મેળવી શકે.

## નાની નાની ગદ્ય વાર્તાઓ

રવીન્દ્રનાથ ઠાકુર કવિ અથવા નિબન્ધલેખક ન થાત તોપણ એમણે લખેલી નાની નાની ગદ્ય વાર્તાઓથી પણ તેઓનું નામ સાહિત્યજગતમાં અમર થાત. એમાંથી કેટલીક વાર્તાઓ એમણે છોકરાઓ માટે ખાસ ભેગી કરી છે. મનુષ્યજીવનના અનેક જાતના કાવ્યમય પ્રસંગો અને મનુષ્યસ્વભાવનાં રંગબેરંગી ચિત્રો એમણે ચિતર્યાં છે અમીર કુટુંબમાં ઉછરેલા અને કાવ્યસૃષ્ટિમાં વિહરનાર આ કવિએ સામાન્ય જનતાનું કરુણ જીવન ક્યાં જોયું હશે એવો વિચાર સ્વાભાવિકપણે ઉઠે છે. એનો જવાબ આપવાને માટે એમના જીવનનો એક અજ્ઞાત ભાગ તપાસવો પડશે. કૉલેજની કેળવણીની આભડછેટ પાળનાર આ દીકરાને પિતાએ ઘરની જમીનદારીની દેખરેખ રાખવાનું કામ સોંપ્યું. કવિ રાજીખુશીથી ત્યાં ગયા હશે એમ લાગતું નથી. પણ ત્યાં ગયા પછી વિશાળ પટવાળી પદ્મા નદીએ અને તેને કાંઠે રહેતા ભોળા ખેડૂતોએ કવિનું મન હરણ કર્યું. જેમ માતા પોતાની લાડકી દીકરીને વિધવિધ ઘરેણાં અને કપડાં પહેરાવી તેને નિહાળવામાં આનંદ માને છે તેમ કવિએ પદ્મા નદીની શોભાને વિવિધ રીતે અને વિવિધ પ્રસંગમાં વર્ણવવામાં આનન્દ માન્યો છે. ખેડૂતોની સાદી જીંદગીમાં ભળીને તેઓએ મનુષ્યસ્વભાવનું ઉત્તમ નિરીક્ષણ કર્યું છે, એટલું જ નહિ પણ તેમની જીંદગી સુધારવામાં તેમણે વર્ષો ગાળ્યાં છે. પોતાની રૈયતને સારી કેળવણી મળે, તેમની વચ્ચે કજીઆ ઓછા થાય, કોઇ મહાન આપત્તિ આવી પડે તો તેને પહોંચી વળવા જેટલો તેઓ વચ્ચે સહકાર ઉત્પન્ન થાય, હિન્દુ મુસલમાન પ્રેમથી ભેગા રહે, વગેરે બાબતોમાં સફળ પ્રયાસ કરીને કવિએ પોતાની વ્યવહારકુશળતા અને સમાજસેવાવૃત્તિ બતાવી છે. તેમની રૈયત તેમને રામરાજા માને છે દોષ એટલો જ છે કે લહેરી કવિ એક કામમાં લાંબા વખત સુધી ધીરજથી પરોવાઇ રહી શકતા નથી. પણ આ જાતિઅનુભવને લીધે જ તેમની પાસેથી

બંગાળામાં આજે જે લોકો સમાજસેવાનું કામ કરી રહ્યા છે તેમને સ્ફૂર્તિ અને સૂચનાઓ ખૂબ મળી શકે છે.

## ગરીબનવાજ

ગરીબ લોકોના જીવન સાથેના પરિચયને લીધે તેઓ અમીરી કુટુંબમાં ઉછરેલા છતાં ગરીબ લોકોનાં સુખદુઃખ અને માનઅપમાન સાથે એકદિલ થઇ શકે છે એનો મોટામાં મોટો પૂરાવો એમણે દુનિયાને અમેરિકામાં બતાવ્યો. આખી દુનિયામાં જ્યારે એમનો જયજયકાર થઇ રહ્યો હતો ત્યારે બ્રિટિશ સામ્રાજ્યના એક ભાગમાંથી—કૅનેડામાંથી એમને સન્માનપૂર્વક નિમન્ત્રણ આપવામાં આવ્યું. આ જ કૅનેડાએ થોડા વખત ઉપર હિન્દુસ્તાનના લોકો ત્યાં જઇ ન શકે એ ઉદ્દેશથી કેટલાક અન્યાયી કાયદાઓ ઘડયા હતા. પોતાના દેશના ગરીબ લોકોને જ્યાં અટકાયત હોય ત્યા પોતાને મળતું માન સ્વીકારવાને આ ગરીબનવાજ કવિનું મન કેમ લલચાય ? તેમણે કાનડામાં પગ મુકવાની સાફ ના પાડી અને આમ કરવાનું કારણ પણ જાહેર કર્યું. બીજો દાખલો તદ્દન તાજો છે. પંજાબમાં ઓડવાયરશાહી શરૂ થઇ ત્યારે જે સરકાર ત્યાં મનુષ્યત્વનું ખૂન કરી રહી હતી તે સરકાર પાસેથી મળેલો 'સર'-નો ખિતાબ એમને કાંટા જેવો ખૂંચ્યો. 'સર' ની પદવી ધારણ કરવામાં માનને બદલે અપમાન અને વિડંબના રહ્યાં છે એમ એમના લાગણીવાળા હૃદયને લાગી આવ્યું. એ વખતે એમણે લૉર્ડ ચેમ્સફર્ડ ઉપર લખેલો કાગળ એ બ્રિટિશ રાજ્યની નીતિ ઉપર સખતમા સખત ટીકા અને બ્રિટિશ કીર્તિ ઉપર બહુ મોટો ડાઘ છે.

## નવલકથાઓ—કવિનું તત્ત્વજ્ઞાન

પંજાબના સરકારી અત્યાચારની સામે જેમ એમણે વાંધો ઉઠાવ્યો તેમ જ બંગભંગને સમયે ઘેલા બનેલા નવયુવકોના અત્યાચારનો તેમણે નિષેધ કર્યો, એટલું જ નહિ પણ જે સ્વદેશી ચળવળમા તેઓ આગળપડતો ભાગ લેતા તે ચળવળનો તેમણે એકાએક ત્યાગ કર્યો. એ વખતે એમની બહુ જ નિન્દા થઇ. કેટલાકે કહ્યું, ચંચળ કવિ છટકી ગયા. કેટલાક માનવા લાગ્યા, કવિ બ્હી ગયા. એમની સાચી વૃત્તિ શી હતી એની કાંઇક કલ્પના એમની 'ઘરે બાહિરે' નામની લિજ્જતદાર અને અદ્ભુત નવલકથા ઉપરથી આવી શકે. દેશમાં ચૈતન્ય રેડનાર અરવિન્દબાબુની કવિએ પૂજા કરી છે, પણ નવલકથાનાયક સંદીપ જેવા સ્વૈરાચારી સાથે તેઓ કેમ ભળી શકે ?

'ઘરે બાહિરે' માં જેમ એમનું રાજકીય તત્ત્વજ્ઞાન આવી ગયું છે તેમ 'ગોરા' નામની એમની બૃહત્ નવલકથામાં એમની સામાજિક અને ધાર્મિક કલ્પનાઓ પ્રકટ થઈ છે. હિન્દુ ધર્મના જે રહસ્યનો આવિર્ભાવ

શાસ્ત્રોમાં કે સંસ્કારોમાં પણ થઇ શકતો નથી તે રહસ્ય કવિએ ગૌરમોહનની માતાના ચરિત્ર દ્વારા સમજાવ્યું છે. કવિતા, નિબન્ધ અથવા કથામાં કવિની આટલી મોટી કૃતિ બીજી નથી. છતાં 'ગોરા' માં આખર સુધી ક્યાંય રસહાનિ થતી નથી. હિન્દુ અને બ્રાહ્મો કુટુંબના ઉચ્ચ અથવા સામાન્ય આદર્શોના ભેદ પણ કવિ આ નવલકથામાં સૂક્ષ્મતાથી બતાવી ચૂકયા છે.

એમનું ત્રીજું નવલરત્ન 'ચોખેરબાલી' છે. આપણા દેશના સાહિત્યમાં આ રત્ન અદ્વિતીય છે. સામાન્ય નવલકથાકાર અમુક જાતના સ્વભાવના નમૂના લઇને એનું આબેહુબ સૂક્ષ્મ રૂપ ચિતરવામા અને એ સ્વભાવને લીધે ઉત્પન્ન થતા જાતજાતના પ્રસંગોનું વર્ણન કરવામાં પોતાની શક્તિની સીમા માને છે. માણસનો સ્વભાવ કેમ બદલાતો અથવા બગડતો જાય છે અને અધ:પાતની વેળાએ ધર્મભાવના માણસને કેમ તારે છે એનું ચલત્–ચિત્ર 'ચોખેરબાલી' માં કવિએ આલેખ્યું છે.

પ્રેમ એ અત્યંત સૂક્ષ્મ વસ્તુ છે. સ્વર્ગ અને મૃત્યુલોક વચ્ચેની તે સીડી છે. બધા પ્રતિભાવાન કવિઓએ પ્રેમનું વર્ણન કર્યું છે, છતાં તે પરિપૂર્ણ થયું નથી. ગ્રામ્ય શૃંગારથી તે લયલા–મજનૂના રહાની ઇશ્ક સુધી બધા પ્રસંગો પ્રેમનો વિષય છે. આપણા કવીન્દ્રની પ્રેમની કલ્પના કેવી છે એ જાણવું હોય તો 'ચિત્રાંગદા' તથા 'વિદાય અભિશાપ' જેવી કૃતિઓમા નિમજ્જન કરવું પડે. પણ તે ઉત્કટ રૂપે જોવી હોય તો કવિએ સરજેલી ડૂબતી નૌકામાં જ આપણે બેસવું પડશે. 'નૌકાડૂબી'માં એકેએક પાત્ર પ્રેમમય છે. માત્ર દરેકની વૃત્તિ પ્રમાણે પ્રેમનો પરિપાક ભિન્ન ભિન્ન રીતે થયેલો છે. નલિનીનો પ્રેમ નૈસર્ગિક છે ત્યારે કમલાનો પ્રેમ દિવ્ય છે. રમેશનો પ્રેમ નીતિયુકત છે ત્યારે કમલનયનનો પ્રેમ નીતિની ભૂમિકાથી પણ ચડિયાતો છે. ચક્રવર્તિબાબુ સમાજમાં રહેલું સાત્ત્વિક પ્રેમાળપણું બતાવે છે ત્યારે અક્ષયકુમારનો રાજસી પ્રેમ પોતાને લાગતી પ્રતારણામાથી દુનિયાને છોડવવાને મથે છે યોગેન્દ્રનો ઉતાવળો પ્રેમ આ દુનિયાની વ્યવસ્થા બગાડે છે ત્યારે દેવદૂત જેવો નાનો ઉમેશ પોતાની પ્રેમાળ સેવાથી બગડેલો મામલો સુધારે છે. ટૂંકામા કહીયે તો 'નૌકાડૂબી'માં રામાયણનાં આદર્શ પાત્રોમાં રહેલી સુન્દરતાની ઝાંખી થાય છે.

### કવીન્દ્રનો સન્દેશો

આ નવલકથાઓમા કવિએ જેમ વ્યક્તિગત અથવા સામાજિક જીવનનું રહસ્ય બતાવ્યું છે તે જ પ્રમાણે 'નૅશનૅલિઝમ' (Nationalism) નામના એમના ચાર વ્યાખ્યાનોમાં એમણે દુનિયાના હાલના રાષ્ટ્રોનાં જીવનનો રહસ્યસ્ફોટ કર્યો છે. આ વ્યાખ્યાનો તેમણે જાપાન અને

અમેરિકામાં આપેલાં. 'ગીતાંજલિ' પ્રસિદ્ધ થયા પછી તેમના ધાર્મિક વિચારો કેવા છે એ જાણવાની પાશ્ચાત્ય લોકોને તીવ્ર ઉત્કંઠા થઇ. તે તૃપ્ત કરવા માટે તેમણે અંગ્રેજીમાં 'સાધના' નામે પુસ્તક લખ્યું. પછી જ્યારે અમેરિકાને તેમનો વધારે પરિચય થયો ત્યારે તેણે જાણ્યું કે હાલના સ્વાર્થની ભમરીમાં ડૂબકાં ખાતાં રાષ્ટ્રોને માટે પણ એમની પાસે કાંઇક સન્દેશો છે. એ સાંભળવાની ઇચ્છાથી તેમને બીજી વાર અમેરિકામાં આવવાનો આગ્રહ કર્યો. એ સંદેશામાં તેમણે 'નૅશનૅલિઝમ' અથવા રાષ્ટ્રઉપાસના એ આધુનિક જાતિઓને થયેલો રોગ છે અને તેમાં બધાનો નાશ છે એ કહી દીધું છે. એ સન્દેશો 'ઘરે બાહિરે'માં એમણે હિન્દુસ્તાન જેવા પરતન્ત્ર રાષ્ટ્રને લાગુ પાડી બતાવ્યો છે, અને 'નૅશનૅલિઝમ'માં વિજયોન્મત્ત પાશ્ચાત્ય રાષ્ટ્રોને અને જાપાનને લાગુ પાડેલો છે.

આ સન્દેશો કવિને ક્યાંથી મળ્યો? રમતમાં જેઓ રમે છે તેઓને રમતની સંપૂર્ણ કલ્પના આવી શકતી નથી. અખાડાની બહાર રહીને નિષ્પક્ષપાતે જોનાર પ્રેક્ષક રમત યથાર્થ રીતે જોઇ શકે છે. હિન્દુસ્તાનને આજ સુધી જગતના રાજકારણમાં કાંઇ પણ સ્થાન ન હતું. દુનિયામાં ચાલતી સાઠમારીનો આપણે તો તટસ્થ પ્રેક્ષક હતા. આ સ્થિતિમાં આપણા દ્રષ્ટા કવિએ જગતની જુદી જુદી સંસ્કૃતિઓનું અધ્યયન કરી દરેકના ગુણોને પારખ્યા અને દુનિયાની આ છવક્લેશ સાઠમારી બંધ કરવી હોય તો તેનો એક જ ઉપાય છે એમ તેઓએ જોયું. લોકોની અન્તર્વૃત્તિમાં ફેરફાર થઇને રાષ્ટ્રઉપાસનાનો મોહ દૂર નહિ થાય ત્યાં સુધી આ સાઠમારી ચાલ્યાં જ કરશે. આજે રાષ્ટ્રો મોટમોટા સંચાઓની માફક આત્માશૂન્ય થઇ ગયાં છે. જ્યારે આ રાષ્ટ્રોમાં આત્માની પ્રાણપ્રતિષ્ઠા થશે ત્યારે જ આસુરી કલહ બંધ થશે અને સત્યયુગ પ્રવર્તશે. ફ્રાન્સ, અમેરિકા, જાપાન વગેરેના વિચારવાન લોકોએ એ સંદેશો ઝીલી લીધો છે અને તેઓ દુનિયામાં એ વિચાર ફેલાવીને મનુષ્યહૃદયમાં ઉપરતિ પેદા કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે.

રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે અથવા હાકુરની ભાષામાં કહીએ તો દુનિયાની મહાન મહાન જાતિઓ વચ્ચે પ્રેમની સુલેહ થાય એટલો જ આર્ય સંસ્કૃતિનો અથવા તેના પ્રતિનિધિ આપણા રવીન્દ્રનો સંદેશો નથી. સાહિત્યસમ્રાટ્ રવીન્દ્રના પહેલાં બંગીય સાહિત્યની ગાદી ઉપર વિરાજતા બંકિમબાબુએ પણ બતાવ્યું હતું કે માણસની વ્યક્તિગત અને સામાજિક સર્વાંગી ચરમ ઉન્નતિ એ જ આર્ય સંસ્કૃતિનું ધ્યેય છે. તે ધ્યેય પ્રાપ્ત કરવાને માટે માણસે પોતાની સર્વ વૃત્તિઓ અને શક્તિઓનું યથાર્થ અનુશીલન કરવું જોઇએ, એટલું જ નહિ પણ તે વૃત્તિ અને શક્તિઓ વચ્ચે સામંજસ્ય અથવા પરસ્પર મેળ હોવો

જોઇએ, અને એ મેળ આધ્યાત્મિક દૃષ્ટિથી એટલે કે અન્તે આત્માનુ દર્શન થાય એ ઉદ્દેશથી થવો જોઇએ રવીન્દ્રનાથમા વિશાળ સહૃદયતા હોવાથી જીવનના સર્વ અગોમા એમને પરિપૂર્ણ રસ છે. એમનુ આખુ જીવન સસ્કારી અને પ્રમાણયુક્ત છે અને એમનામા ધાર્મિક વૃત્તિ સર્વોપરી છે. તેથી સર્વત્ર શાન્તિ અને પ્રેમનુ સામ્રાજ્ય તેઓ એટલા જ માટે ચાહે છે કે તેથી માણસ ગ હરેક પુરાણ પુરુષની શોધ કરી શકે. આ શોધનો સન્દેશો એમના અનેક નાટકોમા આપણને મળે છે. વૈરાગ્યસાધન અથવા 'ફાલ્ગુની' નાટકમા હમેશાને માટે બાળક રહેવા માગતા કેટલાક રખડેલો એક ગુફામા પેસી ગયેલા ડોસાની શોધ કરવા નીકળ્યા છે 'રાજા' અથવા 'King of the Dark Chamber' મા એક રાણી અધારામા મળતા રાજાનુ નેત્ર વડે દર્શન કરવા જાય છે અને અહકાર રૂપી ખોટા રાજાને જ પોતાનો પતિ ગણીને કલેશ પામે છે, અને આખરે દુ:ખરૂપી તપસ્યા પૂર્ણ કર્યા પછી રાજા સાથે તેનુ પુનર્મિલન થાય છે 'ડાકઘર' અથવા 'Post office' મા એક માદુ બાળક ઘરમા બેઠુ બેઠુ પોસ્ટ ઑફિસ દ્વારા રાજાના કાગળની રાહ જુએ છે, અને મરણાને અન્તે ?'શુગતીમા આસુ ઢાળતા પિતાના દેખતા રાજા પોતે જ બાળકને લઇ જવા આવે છે. 'અચલાયતન'મા બધી બાજુએ બધ કરેલા અચલાયતન મઠમા એક બાળકની સ્વાભાવિક સ્વતત્ર વૃત્તિ બધનોની સામે બળવો કરે છે, સત્યાત્મા આચાર્ય મૂઝવણમા પડે છે અને અન્તે મઠનો અને જગતનો મહાન ગુરુ શોણપાંશુ લોકોની મદદથી મઠ તોડીને બધાને મુક્ત કરે છે આ નાટકોમા કવિએ ધાર્મિક જીવનનો આદર્શ અને તે પ્રાપ્ત કરવાનો માર્ગ બતાવ્યો છે વૃત્તિનો સ્વાભાવિક વિકાસ કર્યા વિના દુ:ખનો સ્વીકાર અને મરણ ઉપર પ્રીતિ એ એમની આધ્યાત્મિક સાધનાની કુચી છે. જેમ રાજકારણમા તેમ જ જીવનમા એ સ્વાતન્ત્ર્યઉપાસક કવિ કહે છે 'આત્માને નાનો કરો મા દુ:ખથી ડરો મા સહન કરીને મોટા થાઓ. આત્મા અમર છે અને પરિસ્થિતિ ક્ષણજીવી છે. સહન કરીને પણ પરિસ્થિતિ ઉપર કાબુ મેળવી શકાય છે આત્માની ઉપાસના છોડીને અહકારની કે શક્તિઉપાસનાની પાછળ પડો મા આત્માને જ વળગી રહો તે શિવ છે, મગલ છે, પરમ સુન્દર છે. તેની જ ઉપાસના કરો, તેની જ ઉપાસના કરો'

## આવતી કાલનો પુરુષ

દુનિયામા આજે ખરે અશાન્તિ છે. દરેક દેશમા અનેક પક્ષો પડેલા છે અને કઈ ને કઇ કારણસર જુદી ચાલે છે. દરેક માણસને પોતાના

પક્ષનુ અથવા પોતાના દેશનુ અભિમાન હોય છે. શાન્ત વૃત્તિથી આનો વિચાર કરતા મ્હોમાંથી નિરાશાના ઉદ્ગાર નીકળે છે. 'ક્યા સુધી? હે પ્રભુ, આ બધુ ક્યા સુધી ચાલવાનુ?' આ સવાલના જવાબમા ઈશ્વરે મોકલેલા કેટલાક શાન્તિના ફિરસ્તા કેટલીકવાર મળે છે. તેઓ અમુક દેશના હોતા નથી, અમુક ધર્મના હોતા નથી. ભૂતકાળનો ઇતિહાસ તેમને બાંધતો નથી, વર્તમાન કાળની જાળી તેમને સ્પર્શ કરતી નથી. દૃષ્ટિ આગળ ચાલતો અન્યાય જોઈને તેઓ દુખી થાય છે, પણ ક્રુદ્ધ થતા નથી. તેઓ ગઈ કાલના માણસ નથી, તેઓ આજના માણસ નથી; તેઓ છે આવતી કાલના માણસ. આજના લોકો તેમને સમજી શકતા નથી, આજની પરિસ્થિતિ ઉપર તેમનો કાબુ નથી, આજની પ્રવૃત્તિ સાથે તેઓ ભળતા નથી આવતી કાલ તેમની છે. ભવિષ્યના તેઓ માલિક છે. દુનિયા જ્યારે આજની પ્રવૃત્તિમા રચીપચી છે ત્યારે તેઓ શાન્તિથી, દુનિયાને અજાણ્યા, ભવિષ્યની સૃષ્ટિ નિર્માણ કરી રહ્યા છે. ૧૭મા અને ૧૮મા સૈકામા આપણે માહોમાહે લડતા હતા ત્યારે જેમ અંગ્રેજોએ પોતાનુ સામ્રાજ્ય ધીમે રહીને જમાવી લીધુ, તેમ આ આવતી કાલના લોકો આજની દુનિયાની 'તને ખાઉં કે તારા પાડોશીને ખાઉં'ની મચેલી યાદવી વચ્ચે રહ્યા રહ્યા આજથી જ એ સર્વનાશમાથી માનવજાતિને ઉગારનાર ન્યાય, સમતા, ભ્રાતૃભાવ અને ધર્મના સામ્રાજ્યને સ્થાપવાની તૈયારી કરી રહ્યા છે.

મહાશય પૉલ રિશાર આવા આવતી કાલના પુરુષોની આગાહી કરી રહ્યા છે. તેઓ ફ્રાન્સના વતની છે હાલમા પૉન્ડીચેરીમા રહે છે પોતાના જેવા નવયુગના માણસોને ભેગા કરવાને તેઓ દેશદેશાન્તરમા ફર્યા છે. હિન્દુસ્તાનમા આવીને કોઈ મહાન યોગીને મળવાની તેમની ઉત્કટ ઇચ્છા હતી, અને અકલ્પિત રીતે શ્રીમાન અરવિન્દ ઘોષ જોડે પરિચય થઈને તેમની અભિલાષા તૃપ્ત થઈ તેઓ માને છે કે એશિયાનો ઉદય કાળ હવે નજીક આવ્યો છે અને થોડા જ દિવસમા હિન્દુસ્તાન, ચીન, જાપાન જેવા પૌરસ્ત્ય રાષ્ટ્રો દુનિયાની આગેવાની કરશે એશિયાના ઐક્યને માટે તેઓ પ્રયત્ન કરી રહ્યા છે.

થોડા જ દિવસ પર 'રાષ્ટ્રોને ઉદ્દેશીને' તેમણે જે ચોપડી બહાર પાડી છે તેમા તેમણે પોતાની નવયુગની કલ્પના કાવ્યસમી મધુર ભાષામા ઋષિ વાણીની ગંભીરતાથી દુનિયા આગળ મુકી છે 'એશિયાનો પ્રભાતકાળ' એ એમની નવી કૃતિ છે અરવિન્દ ઘોષને પોતાનુ 'આર્ય' માસિક કાઢવાનો આગ્રહ એમણે જ કર્યો, અને એમની જ સલાહથી જાપાનમા એશિયાઈ ઐક્ય સાધવા માટે 'એશિયન રિવ્યુ' નીકળવા લાગ્યુ છે.

જોઈએ. અને એ મેળ આધ્યાત્મિક દૃષ્ટિથી એટલે કે અન્તે આત્માનું દર્શન થાય એ ઉદ્દેશથી થવો જોઈએ. રવીન્દ્રનાથમાં વિશાળ સહૃદયતા હોવાથી જીવનના સર્વ અંગોમાં એમને પરિપૂર્ણ રસ છે. એમનું આખું જીવન સંસ્કારી અને પ્રમાણયુક્ત છે અને એમનામાં ધાર્મિક વૃત્તિ સર્વોપરી છે. તેઓ સૌન્દર્ય, શાન્તિ અને પ્રેમનું સામ્રાજ્ય તેઓ એટલા જ માટે ચાહે છે કે તેથી મનુષ્ય ગહ્વરેષ્ઠ પુરાણ પુરુષની શોધ કરી શકે. આ શોધના સંદેશો એમના અનેક નાટકોમાં આપણને મળે છે. વૈરાગ્યસાધન અથવા 'ફાલ્ગુની' નાટકમાં હમેશાંને માટે બાળક રહેવા માગતા કેટલાક રખડેલ એક ગુફામાં પેસી ગયેલા ડોસાની શોધ કરવા નીકળ્યા છે 'રાજા' અથવા 'King of the Dark Chamber' માં એક રાણી અંધારામાં મળતા રાજાનું નેત્ર વડે દર્શન કરવા જાય છે અને બાહ્ય રૂપી ખોટા રાજાને જ પોતાનો પતિ ગણીને ક્લેશ પામે છે, અને આખરે દુઃખરૂપી તપશ્ચર્યા પૂર્ણ કર્યા પછી રાજા સાથે તેનું પુનર્મિલન થાય છે 'ડાકઘર' અથવા 'Post office' માં એક માંદુ બાળક ઘરમાં બેઠું બેઠું પોસ્ટ ઑફિસ દ્વારા રાજાના ફરમાનની રાહ જુએ છે, અને મધરાતને અન્તે ફૂલ્લુગીમાં આનુ ઢાળના પિતાના દેખતા રાજા પોતે જ બાળકને લઈ જવા આવે છે. 'અચલાયતન'માં બધી બાજુએ બંધ કરેલા અચલાયતન મઠમાં એક બાળકની સ્વાભાવિક સ્વતંત્ર વૃત્તિ બંધનોની સામે બળવો કરે છે, સનાતનના આચાર્ય નજરબંધીમાં પડે છે અને અન્તે માનવ અને જગતનો મહાન ગુરુ શોનપાંશુ લોકોની મદદથી મઠ તોડીને બધાને મુક્ત કરે છે. આ નાટકોમાં કવિએ ધાર્મિક જીવનનો આદર્શ અને તે પ્રાપ્ત કરવાનો માર્ગ બતાવ્યો છે. વૃત્તિનો સ્વાભાવિક વિકાસ કર્યા વિના દુઃખનો સ્વીકાર અને મરણ ઉપર પ્રીતિ એ એમની આધ્યાત્મિક સાધનાની કુંચી છે જેમ રાજકારણમાં તેમ જ જીવનમાં એ સ્વાતન્ત્ર્યઉપાસક કવિ કહે છે 'આત્માને નાનો કરો માં દુઃખથી ડરો મા. મહત્ કરીને ભોગ ચાખો. આત્મા સમર્થ છે અને પરિસ્થિતિ બાપડી છે. સહન કરીને પણ પરિસ્થિતિ ઉપર કાબુ મેળવી સ્વભાવે આત્માની ઉપમના છોડીને નાદ કરો કે દુઃખપાત્રતાની પાત્ર પડી માં ના ભાળો જ વધારી નહીં. તે શિવ છે, મંગળ છે પરમ સુન્દર છે. તેની જ ઉપાસના કરો, તેની જ ઉપમા કરો'

પક્ષનું અથવા પોતાના દેશનું અભિમાન હોય છે. શાન્ત વૃત્તિથી આનો વિચાર કરનારના મોઢામાંથી નિરાશાના ઉદ્ગાર નીકળે છે: 'ક્યાં સુધી? હે પ્રભુ, આ બધું ક્યાં સુધી ચાલવાનું?' આ સવાલના જવાબમાં ઈશ્વરે મોકલેલા કેટલાક શાન્તિના ફિરસ્તા કેટલીકવાર મળે છે. તેઓ અમુક દેશના હોતા નથી, અમુક ધર્મના હોતા નથી. ભૂતકાળનો ઇતિહાસ તેમને બાધતો નથી, વર્તમાન કાળની બદી તેમને સ્પર્શ કરતી નથી. દૃષ્ટિ આગળ ચાલતો અન્યાય જોઈને તેઓ દુ:ખી થાય છે, પણ ક્રુદ્ધ થતા નથી. તેઓ ગયા કાળના માણસ નથી, તેઓ આજના માણસ નથી; તેઓ છે **આવતી** કાલના માણસ. આજના લોકો તેમને સમજી શકતા નથી, આજની પરિસ્થિતિ ઉપર તેમનો કાબુ નથી, આજની પદ્ધતિ માટે તેઓ ભળતા નથી. આવતી કાલ તેમની છે. ભવિષ્યના તેઓ માલિક છે. દુનિયા જ્યારે આજની પ્રવૃત્તિમાં રચીપચી છે ત્યારે તેઓ શાન્તિથી, દુનિયાને અજાણ્યા, ભવિષ્યની સૃષ્ટિ નિર્માણ કરી રહ્યા છે. ૧૭મા અને ૧૮મા સૈકામાં આપણે માંહોમાંહે લડતા હતા ત્યારે જેમ અંગ્રેજોએ પોતાનું સામ્રાજ્ય ધીમે રહીને જમાવી લીધું, તેમ આ આવતી કાલના લોકો આજની દુનિયાની 'તને ખાઉં કે તારા પાડોશીને ખાઉં'ની મચેલી ગરદી વચ્ચે રહ્યા રહ્યા આજથી જ એ સર્વનાશમાંથી માનવજાતિને ઉગારનારા ન્યાય, સમતા, ભ્રાતૃભાવ અને ધર્મના સામ્રાજ્યને સ્થાપવાની તૈયારી કરી રહ્યા છે.

મહાશય પૉલ રિશાર આવા આવતી કાલના પુરુષોની આગાહી કરી રહ્યા છે. તેઓ ફ્રાન્સના વતની છે. હાલમાં પૉન્ડીચેરીમાં રહે છે પોતાના જેવા નવયુગના માણસોને ભેગા કરવાને તેઓ દેશદેશાન્તરમાં ફર્યા છે. હિન્દુસ્તાનમાં આવીને કોઈ મહાન યોગીને મળવાની તેમની ઉત્કટ ઇચ્છા હતી, અને અકલ્પિત રીતે શ્રીમાન અરવિન્દ ઘોષ જોડે પરિચય થઈને તેમની અભિલાષા તૃપ્ત થઈ. તેઓ માને છે કે એશિયાનો ઉદય કાળ હવે નજીક આવ્યો છે અને થોડા જ દિવસમાં હિન્દુસ્તાન, ચીન, જાપાન જેવા પૌરસ્ત્ય રાષ્ટ્રો દુનિયાની આગેવાની કરશે. એશિયાના ઐક્યને માટે તેઓ પ્રયત્ન કરી રહ્યા છે.

થોડા જ દિવસ પર 'રાષ્ટ્રોને ઉદ્દેશીને' તેમણે જે ચોપડી બહાર પાડી છે તેમાં તેમણે પોતાની નવયુગની કલ્પના કાવ્યસમી મધુર ભાષામાં ઋષિ વાણીની ગંભીરતાથી દુનિયા આગળ મૂકી છે. 'એશિયાનો પ્રભાતકાળ' એ એમની નવી કૃતિ છે. અરવિન્દ ઘોષે પોતાનું 'આર્ય' માસિક કાઢવાનો આગ્રહ એમણે જ કરેલો, અને એમની જ સલાહથી જાપાનમાં એશિયાઈ ઐક્ય સાધવા માટે 'એશિયન રિવ્યુ' નીકળવા લાગ્યું છે.

આવા મહાનુભાવની મુલાકાત થવી એ અસાધારણ લ્હાવો છે.

નાગપુરના કૉંગ્રેસનગરમાં એક દિવસ રહીને તેઓ મહાત્માજીની ઝુંપડી-માં આવી ચઢ્યા. વખત બપોરનો હોવાથી ઘણાખરા મહાસભાના કામમાં રોકાયેલા હતા. પરિચયનો ઉપચાર થયા પછી મેં કહ્યું, મહાશય, આપનું 'ડુ ધી નેશન્સ' વાંચીને હું ભારે ખુશ થયો. મને લાગે છે રવીન્દ્રના 'નૅશનૅ-લિઝમ' કરતા આપના પુસ્તકમાં યુરોપના રોગનું નિદાન અને તેનો ઇલાજ વધારે સ્પષ્ટ શબ્દોમાં બતાવાયાં છે.

તેમણે કહ્યું: ભૂતકાળ ગમે તેટલો સુન્દર હોય તોપણ તે તરફ તમે પાછા જઇ શકવાના નથી. આવતી કાલની તૈયારી કરો.

મેં કહ્યું: રવીન્દ્રનાથ રાષ્ટ્ર અને પ્રજા વચ્ચે ભેદ પાડે છે; પણ આપે એની કરેલી મીમાંસા મને વધારે ઠીક લાગે છે. સાચે જ રાષ્ટ્ર એ પ્રજાએ જ નિર્માણ કરેલું પૂતળું છે. રાષ્ટ્રીય સ્વાર્થ અને અભિમાનની તે મૂર્તિ છે. પ્રજાને પશ્ચાત્તાપ થાય એટલે પોતાના પાપનો દોષ પોતે જ નિર્માણ કરેલી મૂર્તિ ઉપર ઢોળી દઇને પ્રજા તે મૂર્તિને તોડવા તૈયાર થાય છે એટલું જ.

તેમણે કહ્યું: વાત સાચી છે. હવે નવી પ્રજા નિર્માણ થવાની છે. જેમ વાનરમાંથી માણસ નિર્માણ થયો તેમ માણસમાંથી દેવમાણસ નિર્માણ થવાનો છે. આપણી આગળ જેવાં પશુઓ છે તેવો દેવમાણસ આગળ સામાન્ય માણસ થશે.

મેં કહ્યું: જેમ નિત્શે (જર્મન તત્ત્વવેત્તા) માને છે કે સુપરમૅન એટલે કે વ્યાઘ્રપુરુષ આવવાનો છે તેમ જ આપ પણ શું માનો છો કે દેવમાણસ આવવાનો છે? બાકી એ માની લઉં છું કે નિત્શેએ કલ્પેલો વ્યાઘ્રપુરુષ રાક્ષસી છે, જ્યારે આપનો દેવમાણસ સાત્ત્વિકતાનો અવતાર છે.

એમણે કહ્યું: બરાબર છે. તમને લોકોને વિશ્વાસ નહિ આવે, પણ એવો માણસ આવવાનો તો છે જ. આજે તમે એ સમજી ન શકો, કેમકે તમારી કલ્પનામાં એ બળે એમ નથી.

મેં કહ્યું: એ વાત ઉપર મારો અવિશ્વાસ નથી. દુનિયાની નિરાશાની સ્થિતિ જોતાં જો કોઇ દેવમાણસ આવવાનો હોય તો તે આજે જ આવવો જોઇએ એમ મને લાગે છે.

તેમણે કહ્યું: આજની દુનિયાની અશાન્તિ એ એક જાતની પ્રસવ-વેદના છે. જૂની વ્યવસ્થા તૂટી ગઇ છે. અત્યાર સુધી મનુષ્ય તર્ક ઉપર ચાલતો હતો; બુદ્ધિને લીધે જ માણસની ઉન્નતિ અત્યાર સુધી થઇ છે. પણ હવે બુદ્ધિ જ એની આગળની ઉન્નતિમાં વિઘ્નરૂપ થવા લાગી છે. પાકેલા ઘડાને જેમ નવો આકાર આપી શકાતો નથી તેમ બુદ્ધિપ્રધાન

બુદ્ધિપ્રધાન માણસ હવેના નવયુગમા પ્રવેશ કરી શકે એમ નથી, કેમકે તેનામા પ્રાણ ઓછો હોય છે. જે માણસ અન્તઃપ્રેરણાને વધારે મહત્ત્વ આપે છે, જેની અદર પ્રાણ વધારે છે, બુદ્ધિમાન માણસને જે કાચો અથવા વિચિત્ર લાગે છે તેનો જ નવયુગ છે. આજે નવયુગનો માણસ જ્યારે બોલે છે ત્યારે લોકો તેનો વિશ્વાસ કરતા નથી, તેમને તે ગાડાના લવારા જેવું લાગે છે, કેમકે તે આવતી કાલની વાણી બોલે છે

મે પૂછ્યુ આવતી કાલની ભાષા કેવી હશે? આવતી કાલનો માણસ દુનિયામા કેમ વર્તતો હશે?

તેમણે કહ્યુ તે વર્તતો નથી, પણ નિરાગ્રહી થઇને ઇશ્વરને પોતાની મારફત વર્તવા દે છે. તે જાણે છે કે આ દુનિયાનો બધો એકેએક વ્યવહાર એક ચિતશક્તિના હાથમા છે. માણસે પોતાની ઇચ્છાશક્તિ, પોતાનો સકલ્પ તે ચિતશક્તિને ચરણે સોપી દેવા જોઇએ

મે કહ્યુ એડવર્ડ કાર્પેન્ટરે પણ એમ જ કહેલુ છે. પણ આ ઉપદેશ સામાન્ય લોકોને નિર્બળ બનાવે છે, પુરુષાર્થવિહીન બનાવે છે, અકર્મણ્ય બનાવે છે એમ આપને નથી લાગતુ? કેમકે તે ઉપદેશ પ્રમાણે માણસોને પોતાને કશુ કરવાની જરૂર રહેતી જ નથી આળસુ માણસને એ ઉપદેશ ઠીક ફાવશે.

તેમણે જરા ઉત્તેજિત થઇને સામુ પૂછ્યુ શુ વ્યક્તિગત ઇચ્છાશક્તિમા સામર્થ્ય છે એમ તમે માનો છો? શુ શક્તિ કેળવવા વ્યક્તિગત સકલ્પને કેળવ્યા વગર માણસનુ ચાલે જ નહિ?

મારી સામે બેઠેના તે ગભીર પુરુષની છાતી ફૂલીને આકર્ષક થઇ ગઇ. તેમની સફેદ દાઢી તે ગભીરતાને પોષતી હતી તેમના દરેક અક્ષરમા શ્રદ્ધા ઉભરાતી હતી હુ ભોળો પડ્યો

મે કહ્યુ આપની વાત હુ સમજી શકુ છુ ને તો સામાન્ય લોકોની જ દૃષ્ટિ આપની આગળ મુકી હતી. હુ આપ કહો છો તેમ સકલ્પસન્યાસમા માનુ છુ અરવિન્દ ઘોષ પણ એ જ શીખવે છે

વચમા જ એક જણે પૂછ્યુ અરવિન્દ ઘોષ ક્યારે બહાર આવશે?

તેમણે કહ્યુ થોડા જ દિવસમા. એમની સાધના પૂરી થવા આવી છે.

અરવિન્દ ઘોષ વિષે વધારે વાત ચાલી તેમા એમણે કહ્યુ: અરવિન્દ ઘોષ જોડેનો મારો પરિચય અણધારી રીતે થયો હુ જ્યારે પૉન્ડીચેરી આવ્યો ત્યારે હિન્દુસ્તાનના કોઇ મહાન યોગીને મળવાને ઇન્તેજાર હતો. મે એક જણને પૂછ્યું. તેણે મારી વાત હસી કાઢી, પણ મે કહ્યુ, મારી

તીવ્ર ઇચ્છા છે એટલે કોઇ મહાન યોગી હોસે તો જોઇયે જ. થોડા જ દહાડામાં ઉત્તરથી આવેલા અરવિન્દ ઘોષ મને મળ્યા.

ત્યારપછી મેં એમને એમના જાપાનના પ્રવાસ વિષે પૂછ્યું. જાપાનના ભવિષ્ય વિષે એમની શ્રદ્ધા અસાધારણ હતી. મેં કહ્યું: જાપાનની હાલની પ્રવૃત્તિ જોઇને જાપાન વિષેનો મારો આદર વધતો નથી. શું ત્યાંની ‘કોકુર્યુકાઇ’ સંસ્થા આપના વિચારો સાથે મળતી છે? શું જાપાનમાં સામ્રાજ્યમદ ઉત્પન્ન થયો નથી?

તેમણે કહ્યું જાપાનમાં બે પક્ષ છે. એક પક્ષ સામ્રાજ્યવાદી છે ખરો, પણ બીજો સામ્રાજ્યવાદ છોડીને એશિયામાં બન્ધુભાવનો પ્રચાર કરવા માગે છે

મેં વચમાં કહ્યું · અને જાપાન ‘મોટાભાઇપણું’ ભોગવવા માગે છે?

એમણે કહ્યું. ના, ના; એ પક્ષ સમતા ચાહે છે

મેં પૂછ્યું: ત્યારે તમારું ‘એશિયન રિવ્યુ’ શા માટે કોરિયા ઉપરની જાપાનની સત્તાનું સમર્થન કરે છે?

તેમણે કહ્યું: જાપાન કોરિયાને છોડી દે તો બીજા તેને ખાઇ જાય.

મેં કહ્યું: અને તેથી જાપાન પોતે જ તેને ખાવા માગે છે! જાપાને કોરિયામાં કેર વર્તાવ્યો છે

તેમણે કહ્યું હું અન્યાયનું સમર્થન કરવા નથી માગતો, પણ જાપાનમાંયે સાચા લોકો એશિયાઈ ઐક્ય પ્રસ્થાપિત કરવા માગે છે તેમની વાત કરું છું. તેઓ બધે સ્વરાજ્ય ચાહે છે જાપાની લોકો જે ‘રેન્નો’ની વાત કરે છે તે કોઇ દુન્યવી બાદશાહ નથી, તે આધ્યાત્મિક અને સામાજિક આદર્શ છે. તેઓ ઇશ્વરી સામ્રાજ્ય, ધર્મનું સામ્રાજ્ય સ્થાપન થાય એવું ઇચ્છે છે.

ત્યારપછી હાલની પરિસ્થિતિ વિષે વાત ચાલી. મેં કહ્યું · અમારી લડતમાં અમે જે પશુબળનો વિરોધ કરીયે છીયે તે પણ નિરાગ્રહનું જ એક સ્વરૂપ છે, કેમકે પશુબળ વાપરવું એ ઇશ્વરની સત્તા પોતાના હાથમાં લેવા જેવું છે.

તેમણે કહ્યું · તે બધું ઇશ્વરના હાથમાં સોંપી દો. ઇશ્વરના હાથમાં એક ઓજાર બનો અને ઇશ્વર કરાવે તેમ કરો. મહાત્માજીની પ્રવૃત્તિ વિષે મારા મનમાં પૂરો આદર છે. તેઓ ભારે કામ કરી ગયા છે. હવે તમારે હિન્દુસ્તાનની અંદર ઐક્ય વધારવું જોઇયે, સંઘટિત કામ કરવું જોઇયે.

મેં તેમને પૂછ્યું. મહાશય, આપ આશ્રમમાં ક્યારે પધારશો? આ મુલાકાતથી આપનો વધારે પરિચય થાય એવી લાલસા ઉપજે છે.

તેમણે કહ્યું હા, હું આશ્રમમાં જરૂર આવીશ મારી રહેણી તમારા જેવી જ છે, એટલે આશ્રમમાં રહેવામાં મને કશી અગવડ પડવાની નથી

નેમને બીજે કયાંક જવું હતું. તેથી તેમને પરાણે ઉઠવું પડયું. અગાધ વિદ્વતા હોવા છતાં આટલી નમ્રતા, વિચાર ઉંડામાં ઉંડા હોવા છતાં આટલી સાદી ભાષા, ભવિષ્યમાં જોવાની શક્તિ હોવા છતાં આવી સાદી વૃત્તિ જોઈ હું વિસ્મય પામ્યો. એ ઝુંપડી છોડી ગયા તોપણ ઘણા વખત સુધી એમનાં વિચિત્ર ફ્રેન્ચ ઉચ્ચારવાળાં અંગ્રેજી વાક્યો મારા કાનમાં ગુંજતાં હતાં અને એમની ઋષિ સમી તીક્ષ્ણ સૌમ્ય દૃષ્ટિ આંખ સામે તરી રહી હતી.

## મુક્ત હાસ્ય

આવતી કાલે ગાંધીજીની જન્મતિથિ છે. આવતી કાલે તેમને ૫૪મું વર્ષ બેસે છે. અનેક જણ આવતી કાલે તેમની જયન્તિ ઉજવનાર છે, પણ મોટે ભાગે તેમની જયન્તિ અંગ્રેજી તારીખ પ્રમાણે બીજી અકટોબરે ઉજવાશે.

તેમના ધાર્મિક, રાજકીય અને સામાજિક વિચારો સાથે કેટલાકને વિરોધ છે. પણ ગાંધીજીનું આ ૫૩ વર્ષનું ચરિત્ર અલૌકિક છે એ વસ્તુનો કોઈ ઇનકાર નહિ કરે. ૫૩ વર્ષ દરમિયાન તેમણે એક પણ વ્યક્તિની જોડે શત્રુતા બાંધી નથી એ જ વસ્તુ તેમના જીવનની અલૌકિકતા સિદ્ધ કરવા સારૂ બસ છે.

આજ સુધીની જીંદગી તેમણે નાનીમોટી લડાઈઓ લડવામા જ ગાળી છે. લડવા સારૂ જ તેમનો જન્મ છે એમ કહીએ તોપણ ચાલે. અને છતા તેમણે એક પણ માણસ સાથે વેર રાખ્યું નથી એ કંઈ ઓછો પુરુષાર્થ નથી.

દક્ષિણ આફ્રિકામાં તેમનાથી વિરુદ્ધ વિચાર ધરાવનારા કેટલાક લોકોનું એક શિષ્ટમંડળ જનરલ સ્મટ્સને મળવા ગયું હતું. પોતાનું કહેવું જનરલ સ્મટ્સના મન પર બરાબર ઠસાવવા જેટલું ભાષાનું જ્ઞાન અથવા કુશળતા તેમના કોઈનામાં ન હતાં. તેમણે મહાત્માજીને જ વિનંતિ કરી કે આપ અમારે ખાતર આટલું કામ કરી આપો. મહાત્માજીએ તે કામ કરી આપવાનું કબૂલ કર્યું અને તેમને પૂરેપૂરો સન્તોષ આપ્યો.

આ પ્રસંગમાં મહાત્માજીનું નિખાલસપણું અને અજાતશત્રુપણું જેટલાં તરી આવે છે તેટલી જ પોતાના વિરોધીના આ ગુણની કદર કરી તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ મુકનાર પેલા ભાઈઓની શ્રદ્ધા પણ તરી આવે છે. પોતાના નિખાલસપણાથી ગાંધીજીએ કેટલાયે શત્રુને મિત્ર બનાવ્યા છે, કેટલાયે જણને સજ્જનતાનો પાઠ ભણાવ્યો છે અને જ્યાં દ્વેષ, મત્સર અને છેતર-

આવા જેમના વિચારો છે તેમણે આંધળીઆં કર્યાં એમ માનવું એ કાયરયુગની નિશાની છે.

ગોપાળદાસ જેવા આદર્શ નરેશને જન્મ આપી કોઈ પણ ભૂમિ પાવન થઇ શકે છે. તેમનું અનુકરણ કરી ગુજરાતીઓ તેમની કદર કરશે એવી આશા રાખવી શું વધારે પડતી છે?

ઢસાના દરબારના ત્યાગની કીર્તિ ગુજરાત બહાર ક્યારની પહોંચી છે. તેમનું ચરિત્ર હિન્દીમાં સરસ રીતે છપાવી દેશને ભેટ કરવાની ગુજરાતની ફરજ છે.

# ઇતિહાસની પ્રેરણા

કોઇ સમાજ વર્તમાન સ્થિતિથી અસન્તુષ્ટ થઇ જાય ત્યારે તેની ભૂત અને ભવિષ્ય તરફ જાય છે, અને જેટલે દરજ્જે આ બન્ને કાળનું તે દર્શન કરી શકે છે તેટલે દરજ્જે તેની અંદર ઉત્સાહ અને આવી જાય છે; અને તે શક્તિ વડે તે વર્તમાનકાલીન આપત્તિઓ લડવાની હિંમત બાંધે છે તથા પોતાની યુદ્ધનીતિ પણ નક્કી કરે છે. ભવિષ્યકાળ તો કાળના ગર્ભમાં હોવાથી કલ્પના વડે જ તેનું દર્શન શકે છે; પણ ભૂતકાળ તો થઇ ગયેલો હોવાથી નિશ્ચિત સ્વરૂપ વાળો હોય ભવિષ્યકાળનો સ્વભાવ અનિશ્ચિતતામાંથી નિશ્ચિતતામાં આવવું એ હોય જ્યારે ભૂતકાળ પોતાનું નિશ્ચિત રૂપ છોડી દહાડે દહાડે અનિશ્ચિત થતો છે, અને જો આપણે શ્રદ્ધાપૂર્વક તેનો સંગ્રહ ન કરીયે તો તે પોત સ્વભાવ મુજબ વિસ્મૃતિમાં ડૂબી જાય છે.

ભૂતકાળ એ આપણી મૂડી છે. તેનો બરાબર ઉપયોગ કરીયે તો જ્યાં ને ત્યાં તે આપણને હમેશાં સ્ફૂર્તિ આપ્યા જ કરે છે અને પરિચય કરાવી ભવિષ્યને સ્પષ્ટ રીતે જોવાની શક્તિ આપે છે. જ્યારે કોઇ પણ દેશમાં રાજકીય, સામાજિક અથવા સાહિત્યવિષયક ક્રાન્તિ છે અથવા નવું ચૈતન્ય આવ્યું છે ત્યારે ત્યારે તેના પહેલાં લોકોએ ભૂત તરફ જોયું છે અને તેની પાસેથી પ્રેરણા મેળવી છે.

આ સાર્વત્રિક સિદ્ધાન્તને અનુસરીને ગુજરાતમાં પણ એ દ્દષ્ટાન્ત થાય એ સ્વાભાવિક હતું. રાજદ્વારી હીલચાલોમાં રાષ્ટ્ર જ્યારે વસ્થિતતાથી કંટાળી ગયું અને પોતાના પુરુષાર્થને બળે જ પોતાનો ઉ

સાધી લેવાનું રાષ્ટ્રે નક્કી કર્યું ત્યારે સ્વદેશ, સ્વધર્મ, સ્વભાષા, સ્વસમાજ અને સ્વતન્ત્ર મારફતે જ ઉદ્ધાર થઇ શકે એની રાષ્ટ્રને ખાતરી થઇ ગઇ, અને ભવિષ્યને માટે બધી પ્રવૃત્તિ કરતા છતાં ભૂતકાળ પાસેથી ' સ્વ ' નો પરિચય કરાવવાનું સૂઝ્યું ગુજરાતમાં નિકટવર્તી ભવિષ્યમાં સ્વરાજ્ય સ્થાપવાની આકાંક્ષાથી રાષ્ટ્રીય શિક્ષણની હીલચાલ શરૂ થઇ ત્યારે એની સાથે જ ગુજરાતનો ઇતિહાસ, ગુજરાતી સાહિત્ય, ગુજરાતનું સ્થાપત્ય અને દૃષ્ટિ જરા વ્યાપક કરી હિન્દુસ્તાનનો ઇતિહાસ, સાહિત્ય, સ્થાપત્ય, ભાષા, વિજ્ઞાન, કળા, ધર્મ, સમાજ, તત્ત્વજ્ઞાન વગેરે વિષયોની શોધખોળ કરવાની જરૂર જણાઇ

રાજ્યકર્તાઓએ પોતાનું રાજ્ય અને પોતાની પ્રતિષ્ઠા કાયમ કરવા માટે દરેક રીતે આપણને ભમાવ્યા હતા. આપણી સંસ્કૃતિ વિષે પોતાની દૃષ્ટિએ અભિપ્રાય બાંધીને સરકારી કેળવણી દ્વારા અને અંગ્રેજી સાહિત્ય દ્વારા તે અભિપ્રાય તેમણે એટલો બધો રૂઢ કર્યો કે આપણા ભણેલા લોકોને તે જ પ્રમાણભૂત ભાસવા લાગ્યો. તેથી આત્મગૌરવનું ભાન ઓછું થયું, સ્વરાજ્ય વિષેની શ્રદ્ધા મોળી પડી, સામાજિક એકતા તૂટી ગઇ અને આપણો પુરુષાર્થ આડે રસ્તે જવા લાગ્યો આટલું કાર્ય અંગ્રેજોએ એક દિવસમાં કર્યું નહિ ધીમે ધીમે, બહુ જ ધીમે તેઓ ગરમાશ નાખતા ગયા અને તેમણે ધારેલી ક્રાન્તિ લગભગ પૂરી કરી આપણને થયેલાં નુકસાનની ભરપાઈ કરવા માટે આપણા તરફથી સંગીન પાયા ઉપર પ્રયાસ થવો જોઇએ ' આપણે બહુ સારા હતા, ' ' આપણું બધું શ્રેષ્ઠ હતું ' એવા પોકળ અભિમાનથી સમાધાન થવાનું નથી બડાઇ એ તો દુર્બળતાનું જ લક્ષણ છે પોતાની ખરી પિછાન કરાવવાથી જે સ્વાભાવિક આત્મપ્રત્યય કેળવાય છે તેમાં જ રાષ્ટ્રીય પ્રાણ રહેલો છે યુરોપીઅન લોકોએ હિન્દુસ્તાન એક પતિત રાષ્ટ્ર છે તેથી તે ઓછું સુધરેલું છે અને તેથી ઓછા સુધરેલા દેશોમાં પુરાતત્ત્વની કિંમત જે રીતે અંકાય છે તે રીતે ભારતવર્ષનું થવું જોઇએ, એમ માન્યું આ દુષ્ટ પૂર્વગ્રહને લીધે યુરોપના સારામાં સારા યોગ્ય અને સજ્જન લેખકોએ પણ હિન્દુસ્તાનને અન્યાય કર્યો છે યુરોપીઅનોએ વિગતોની શોધખોળ માટે ખૂબ પ્રયાસ કર્યો છે અને તેમાંથી ઉત્તમ ફળપ્રાપ્તિ પણ થઈ છે તે માટે આપણે તેમનો ઉપકાર ન માનીએ તો કૃતઘ્ની કહેવાઇએ પણ ખરું જોતા દરેક દેશના ભૂતકાળની યથાર્થ કલ્પના અને તેનું તોલન તે ભૂતકાળનો વારસો જેમને મળ્યો હોય તેઓ જ યોગ્ય રીતે કરી શકે આપણે અત્યાર સુધી તે કામ કર્યું નહિ, એટલે યુરોપીઅન લોકો જે ખ્યાલ આપે તે જ સ્વીકારવો અથવા ચીડાઇને તેનો આંધળો વિરોધ કરવો એ જ ઉપાય આપણી પાસે હતો પણ હવે તે દશા રહી નથી દરેક પ્રાન્ત પોતાની દૃષ્ટિ અને શક્તિ પ્રમાણે પુરાતત્ત્વ-

સંશોધનનું કામ ક્યારનું કરવા લાગ્યો છે. ગુજરાતમાં પણ આવું કામ ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજીના દિવસથી ચાલતું આવ્યું છે, પણ સંઘટિત પ્રયત્નો એકાદ રાષ્ટ્રીય સંસ્થા દ્વારા થવાની જરૂર હતી, અને આખા ગુજરાતને તેનો લાભ મળે એટલા માટે તે સ્વભાષા મારફતે થવાની તેટલી જ જરૂર હતી. ગુજરાતના પૈસાથી અને ગુજરાતના પુરુષાર્થથી શોધખોળ થાય અને તેનાં પરિણામ પરભાષાના તાળામાં પૂરાયેલાં રહેવાથી ગુજરાત તેથી વંચિત રહે એ અસ્વાભાવિક સ્થિતિ હતી અને ભારે અન્યાય પણ હતો. ગુજરાતનો વારસો ગુજરાતને યથાસમય ન મળ્યો તેથી ગુજરાતને ભારે નુકસાન થયું છે. સ્વહિત વિષે પ્રજા બેદરકાર ન હોત તો લોકોએ પહેલેથી સરકાર પાસે અને પોતાના સાક્ષરો પાસે આની માગણી કરી હોત. પણ જાગ્યા ત્યાંથી સવાર. સાક્ષરરત્ન કેશવલાલ હર્ષદરાય ધ્રુવ જેવાઓએ પોતાની શોધખોળ ગુજરાતીમાં પ્રસિદ્ધ કરી સ્વભાષાનું ઋણ ઉતાર્યું છે, પણ અત્યાર સુધી જેટલી શોધખોળ યૂરોપીઅન ભાષામાં થઈ છે તે ગુજરાતીમા લાવવાની ભારે જરૂર છે. દેશના સર્વાંગીણ ઇતિહાસમાં તેનું મહત્ત્વ નક્કી કરી તેનો ઉપયોગ કરવો જોઇયે કે જેથી તે દ્વારા કેળવણી રાષ્ટ્રીય થાય અને સાર્વત્રિક સંસ્કારિતા વધે.

આવું કામ કરવા માટે વિપુલ સાધનોની આવશ્યક્તા છે એ કહેવાની જરૂર નથી. ગુજરાતમા એવા અનેક લક્ષ્મીપુત્રો પડેલા છે કે જેઓ ધારે તો એકલા જ બધી સાધનસામગ્રી પૂરી પાડે. પણ તેમને આ બાબતમાં રસ પડતા હજી વાર છે, અને તેથી પ્રજાકીય ઉત્સાહ ઉપર આધાર રાખી રાષ્ટ્રીય સંસ્થા સ્થાપ્યે જ છૂટકો છે.

## ઇતિહાસની કસોટી.

'ઇતિહાસનું પુનરાવર્તન થાય છે' એ સર્વવિશ્રુત વચનનો કાંઈ અર્થ હોય તો તે એટલો જ છે કે ગમે તે દેશ અથવા કાળ લો, મનુષ્યસ્વભાવ બધે સરખો જ હોય છે, અને તેથી જ સમાન પરિસ્થિતિમાં માનવી ઘટનાનો પ્રવાહ સમાન સ્વરૂપનો હોય છે. આ તત્ત્વ આમ સાદું તથા ક્ષુલ્લક દેખાય છે, છતાં ઇતિહાસના અનેક જટિલ પ્રશ્નોનો ઉકેલ લાવવાની એની શક્તિ અમોઘ છે. ઇતિહાસવેત્તાઓએ હજી એ તત્ત્વનો પૂરો ઉપયોગ કર્યો નથી. આ તત્ત્વ જેને ગળે ઉતર્યું છે તે ઇતિહાસનું રહસ્ય સામાજિક માનસશાસ્ત્રના

સિદ્ધાન્ત ઉપરથી નક્કી કરવા માંડે છે. ઘણા વીર પુરુષો અને મુત્સદ્દીઓ ઇતિહાસ વાંચ્યા વગર ઇતિહાસ નિર્માણ કરી શક્યા છે એનું કારણ પણ મનુષ્યસ્વભાવ—સમાજનો સ્વભાવ—બરાબર પારખવાની તેમની શક્તિ જ છે.

* * *

મનુષ્યસ્વભાવ બધે સરખો છે એ મુખ્ય તત્ત્વ સ્વીકાર્યા પછી બીજી એક વાત ધ્યાનમાં રાખવી જોઇયે. તે એ છે કે આ ધરતી ઉપર જે અનેક માનવવંશ છે તે દરેકનો પોતાનો વિશિષ્ટ સ્વભાવ એવું કંઇક હોય છે. તે સ્વભાવ જાણી લઇયે ત્યારે જ તે વંશના ઇતિહાસનું રહસ્ય આપણી આગળ પ્રકટ થાય છે. એ સ્વભાવ નહિ જાણવાથી અર્થનો અનર્થ કેમ થાય છે તે જોવું હોય તો કેટલાક યુરોપીય ગ્રન્થકારોએ શ્રીરામચન્દ્રના પાવન ચરિત્રને જે ઘૃણાસ્પદ સ્વરૂપ આપ્યું છે તે જોવું. વિન્સેન્ટ સ્મિથે હિન્દુસ્તાનના ઇતિહાસમાં બનેલા પ્રાચીન બનાવો મહાપ્રયાસથી આપણને એકત્ર કરી આપ્યા છે, પણ તે ઇતિહાસકાર હિન્દુસ્તાનના આર્યવંશની મનોરચના સાથે યથાર્થ પરિચય નથી કરી શક્યો અને તેથી તેણે કાઢેલાં અનુમાન દૂષિત છે.

* * *

કોઈ પણ વંશનો ઇતિહાસ તે જ વંશનો વારસો જેમને મળ્યો છે એવા લોકોમાંથી બહુશ્રુત અને નિષ્પક્ષ લોકોએ લખવો જોઇયે. પોતાના પૂર્વજોએ લખી રાખેલી વસ્તુઓનો અર્થ કેવી રીતે બેસાડવો એની કુંચી પરંપરાને લીધે એમના હાથમાં આવેલી હોય છે. જે વંશમાં શુદ્ધ ઇતિહાસ લખેલો હોતો નથી તેની પણ મહાન રાષ્ટ્રીય ઘટનાઓમાં તે વંશની દૃષ્ટિએ લાગતું રહસ્ય પરંપરાથી તે વંશમાં ચાલતું આવેલું હોય છે. શાસ્ત્રીય તર્ક કરતાં આ પરંપરાને વધારે કિંમત આપવી ઘટે છે, તેનું જ પ્રામાણ્ય બલવત્તર ગણાવું જોઇયે.

* * *

આપણા જૂના સાહિત્યમાં ઇતિહાસ છે, પણ તે ઐતિહાસિક વૃત્તિથી લખેલો નથી. એકાદ ધર્મતત્ત્વ (Philosophy of History) લોકોના મન ઉપર ઠસાવવા માટે ઐતિહાસિક વસ્તુનો આધાર લેવામાં આવે છે. सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च। આ લક્ષણ પ્રમાણે પુરાણોમાં સૃષ્ટિની ઉત્પત્તિથી માંડીને વર્તમાનકાળ સુધીનો ઇતિહાસ હોય છે, છતાં ધાર્મિક બોધ એ જ પુરાણોનો મુખ્ય ઉદ્દેશ હોય છે. પદ્મપુરાણ કહે છે તેમ पुराणे धर्मनिश्चयः।

* * *

આપણા સાહિત્યની બીજી વિશેષતા એ છે કે આપણા પૂર્વજો રહસ્ય-

મય બનાવો સરળ અથવા પ્રગટ ભાષામાં લખતા નહોતા. તેઓ વક્રોક્તિ-માર્ગનિપુણ હતા. ઉપનિષદ્‌માં કહ્યું કે परोक्षप्रिया इव हि देवाः प्रत्यक्षद्विषः।

* * *

આપણા પ્રાચીન ગ્રન્થકારોની ત્રીજી વિશેષતા એ છે કે અનિષ્ટ અથવા દુઃખદ વાતનું સ્વરૂપ ઢાંકી દેવું અથવા બદલી નાખવું. ધર્મને અર્થે અથવા કોઇ પણ ઉદાત્ત તત્ત્વને અર્થે પ્રાણ અર્પણ કરનાર વ્યક્તિનો અન્ત દુઃખદ થયો એમ તેમનાથી કહેવાતું નથી. અન્તકાળે શંખચક્રગદાપદ્મધારી વિષ્ણુ અથવા મહાદેવ આવીને જરૂર તેનો ઉદ્ધાર કરવાના. હરિશ્ચન્દ્રની કથા લો કે ગજેન્દ્રની, માર્કંડેયની લો કે વ્યાધની, મીરાંબાઇની લો કે શિબિરાજાની. આવા પરિવર્તનને અંગ્રેજી સાહિત્યકાર 'Poetic justice' કહે છે.

* * *

સંસ્કૃત ધાર્મિક સાહિત્યમાં બૌદ્ધમાર્ગ પ્રબળ કેમ થયો એનો કશો ઉલ્લેખ શોધ્યો નહિ જડે, પણ કુમારિલ, શંકરાચાર્ય વગેરેએ બૌદ્ધ ધર્મનો ઉચ્છેદ કેવી રીતે કર્યો એના જ માત્ર રસપૂર્ણ વર્ણનો મળી આવશે.

'मान सांगावा जनांत व अपमान सांगावा मनांत'

આ ઘરગથ્થુ કહેવતનો અમલ બહુ પ્રાચીન કાળથી આપણે કરેલો જણાય છે. સોમનાથ, વલ્લભીપુર, પાટલિપુત્ર, વિજયનગર વગેરે શહેરોનો નાશ કેવી રીતે થયો એની વિચિત્ર દંતકથાઓ ઉપરથી એ જ તત્ત્વ સિદ્ધ થાય છે. પ્રાચીન ગ્રીક અને રોમન લોકોએ પણ એ જ તત્ત્વોનો છૂટથી ઉપયોગ કરેલો એવું સિદ્ધ થાય છે.

* * *

પ્રાચીન સાહિત્યની આ વિશેષતાઓ ધ્યાનમા લઇને અને આર્ય જાતિના સ્વભાવની કસોટી હાથમા રાખીને આપણે પ્રાચીન ઇતિહાસ પારખીયે તો ઘણી ઐતિહાસિક ગૂઢ ઘટનાઓના રહસ્યભેદ ખુલવાનો સંભવ છે.

## સંસ્કૃતિનો વિસ્તાર

વૃક્ષો પોતપોતાની જગ્યાએ જ રહે છે, પણ વાયુ વૃક્ષોનાં બીજને એક જગ્યાએથી બીજી જગ્યાએ ઉડાડી જાય છે. ફૂલ પોતાની જગ્યાએ જ રહે છે, પણ પતંગીઆંના પગને ફૂલના જે પરમાણુ ચોંટી રહે છે તે વડે દૂરદૂરના ફૂલોમાં રહેલાં પુકેસર અને સ્ત્રીકેસરનો સંયોગ થાય છે અને એવી

રીતે પુષ્પસૃષ્ટિનો વિસ્તાર થાય છે. માનવી સંસ્કૃતિનું પણ એમ જ છે. મનુષ્યની અંદર બન્ને વૃત્તિ જોવામાં આવે છે—સ્થાવર તથા જંગમ. સ્થાવર માણસો હોય છે તેઓ એક જ જગ્યાએ રહે છે. તેઓ પોતાની જાત પૂરતો જ વિચાર કરે છે. તેમની અંદર સંરક્ષક વૃત્તિ હોય છે. સ્થાવર લોક પુરાણપ્રિય હોય છે, શાન્તિના ઉપાસક હોય છે. જંગમ લોક એમનાથી તદ્દન ઉલટા હોય છે. એમનામાં સ્થિરતા નથી હોતી. ગમે તેટલો લાભ થતો હોય તોપણ જંગમ માણસ એક સ્થાનને પકડીને બેસવાનો નહિ. સ્થાવર મનુષ્યનો ધંધો ખેતી છે, જંગમ મનુષ્યનો ધંધો શિકાર અથવા પશુપાલન છે. શિકાર એ જંગલી સ્થિતિ છે, પશુપાલન એ તેનાથી સુધરેલી સ્થિતિ છે. સ્થાવર તેમજ જંગમ બન્ને વૃત્તિઓ ઇશ્વર-નિર્મિત છે. ઉભયની મારફત ઇશ્વરનો હેતુ જ ફળીભૂત થતો હોય છે. આ તત્ત્વને ધ્યાનમાં રાખીને આપણે ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓનું અધ્યયન કરીશું.

જગતમાં મુખ્ય ત્રણ સંસ્કૃતિઓ જોવામાં આવે છેઃ મુસલમાની, ખ્રિસ્તી તથા હિન્દુ. આ સંસ્કૃતિઓને અમે ધર્મનાં જ નામ આપ્યાં છે, છતાં ધર્મ અને સંસ્કૃતિ એ બેનું નિત્યસાહચર્ય હોય છે જ એવું નથી. આટલું લક્ષમા રાખીશું તો અહીં રજૂ કરેલા વિચારોમાં ગોટાળો છે એવો ભાસ થવાપણું નહિ રહે.

મુસલમાની સંસ્કૃતિ આરબ લોકોના તંબુઓમાં નિર્માણ થઇ અને ઘોડાની પીઠ પર તેનો વિસ્તાર થયો. જ્યા જ્યાં ઘોડો પહોચી શકયો ત્યાં ત્યાં મુસલમાની સંસ્કૃતિ ગઇ. પ્રત્યેક જન્મ જે પ્રમાણે બે વ્યક્તિઓના સંયોગ વડે થાય છે તેમ સંસ્કૃતિનું પણ છે. મુસલમાની ધર્મના અરબી વીર્યનો ઇરાની સંસ્કૃતિની સાથે સંયોગ થયો અને ઇસ્લામી સંસ્કૃતિ નિર્માણ થઇ.

હવે ખ્રિસ્તી સસ્કૃતિ જોઇયે ખ્રિસ્તી સંસ્કૃતિનો જન્મ ભૂમધ્ય સમુદ્રના કિનારા ઉપર થયો છે અને એનો પ્રસાર સમુદ્રના દેહ ઉપર ફરનારી નૌકાઓ મારફત થયો છે. ખ્રિસ્તી ધર્મના તત્ત્વને ગ્રીક સંસ્કૃતિનું પોષણ મળ્યું અને આગળ જતા રોમન સંસ્કૃતિના અખાડામા શીખીને એ તૈયાર થયો. ખ્રિસ્તી સંસ્કૃતિની ઉપર માતાપિતાના કરતા ગુરુના શિક્ષણનું પરિણામ અધિક થયેલું દેખાય છે. જ્યા જ્યાં નૌકાની ગતિ છે ત્યાં ત્યાં આ સંસ્કૃતિનો વિસ્તાર થયેલો છે

ત્રીજી સંસ્કૃતિ હિન્દુઓની. મુસલમાની સંસ્કૃતિનું ચિત્ર તંબુની પાસે ઘોડો બાધીને બતાવી શકાય, ખ્રિસ્તી સંસ્કૃતિનું ચિત્ર સમુદ્રનાં મોજાંની ઉપર ડોલતી નૌકાથી વ્યક્ત કરી શકાય, ત્યારે હિન્દુ સંસ્કૃતિનું ચિત્ર વટવૃક્ષની

નીચે એકાદ ઝુંપડીની નજીક ગાય બાંધીને દર્શાવી શકાય. આર્યધર્મનો દ્રાવિડી ઇત્યાદિ સંસ્કૃતિની જોડે વિવાહ થયો તેમાંથી હિન્દુ સંસ્કૃતિ નિર્માણ થઇ છે.

ખ્રિસ્તી સંસ્કૃતિનો પ્રસાર કરવા સારુ હોડી છે, મુસલમાની સંસ્કૃતિનો પ્રસાર કરવા સારુ ઘોડો છે; હિન્દુ સંસ્કૃતિનો પ્રસાર કરનારું કોણ છે ? જંગલો સાફ કરીને ખેતી અને શહેરો સ્થાપન કરનારા આર્યોએ હિન્દુ સંસ્કૃતિનો થોડોઘણો વિસ્તાર કર્યો ખરો, પણ હિન્દુ સંસ્કૃતિનો વિસ્તાર કરનારો ખરો પ્રસારક તો ઝુંપડીની ઉપર ઉગેલી તુંબડીનું જ ભિક્ષાપાત્ર બનાવી શરીર ઉપર ઓઢેલાં વસ્ત્રોને લાલ માટીમાં રંગીને 'न धनेन न प्रजया त्यागेनैकेन अमृतत्वमानशुः' કહી ધર્મ અને અમૃતત્વનો પ્યાલો સંસારને પાવા ચાલી નીકળનારો સર્વસંગપરિત્યાગી પરિવ્રાજક છે. આ માર્ગનો આદ્ય પરિવ્રાજક તો ઉત્તર હિન્દુસ્તાનમાં જ વિચર્યો, પણ એના શિષ્યો 'अक्रोधेन जिने क्रोधम्' બોલતા આખા એશિયાને વ્યાપી વળ્યા.

વિવિધતા એ સૃષ્ટિનો મૂળમન્ત્ર છે. એક જ સંસ્કૃતિનો પ્રસાર આખા જગતમાં થાય એવી ઇતિહાસવિધાતાની ઇચ્છા નથી. વિવિધતાને વિષે એકતાને પ્રસ્થાપિત કરી એમાં જ પ્રભુનો આનન્દ રહેલો છે.

જેને એકાંગી સાક્ષાત્કાર થયો છે તેને આ તત્ત્વ સમજાતું નથી, અને એટલા માટે જ પોતાના જ તત્ત્વનું સાર્વભૌમત્વ પ્રસ્થાપિત કરવા માટે એ બહાર પડે છે. આ પ્રચારક વળી હમેશાં નિઃસ્વાર્થી જ હોય છે એવું પણ નથી નૂતન તત્ત્વપ્રાપ્તિનો પુત્રોત્સવ સમાન આનન્દ પેટમાં સમાવી ન શકાયો ત્યારે મુસલમાની ધર્મ સારી આલમમાં ફેલાવવાને ઇસ્લામી ધર્મવીર આગળ આવ્યા. આસપાસની જંગલી જાતિઓને મુસલમાની ધર્મની ઉચ્ચતા સ્હેજમાં ગમી ગઇ અને તેઓ તેમાં ભળી ગયા બીજી તરફથી મુસલમાનોએ ઇરાની સંસ્કૃતિનો સ્વીકાર કર્યો. પણ મુસલમાની ધર્મને આલમગીર (સાર્વભૌમ) બનાવવો હોય તો હિન્દુ અને ખ્રિસ્તી એ પૂર્વ અને પશ્ચિમના છેડા સાચવી-ને રહેલી બે સંસ્કૃતિઓ ઉપર પણ જય મેળવવો જ જોઇએ. તે વખતના મુસલમાની સમાજનો જેટલો કુરાનમાં વિશ્વાસ હતો તેટલો જ તલવારમાં પણ હતો. અને જોગાનુજોગે હિન્દુસ્તાન અને યૂરોપ બન્ને ઠેકાણે આં જ અરસામાં સંઘશક્તિ નાશ પામી ચુકી હતી. યૂરોપમાં નાના નાના રાષ્ટ્રો એકબીજાની જોડે લડી મરતા હતા અને હિન્દુસ્તાનમાં અનેક જાતિઓ અને અનેક રાજારજવાડાઓ 'હું મોટો કે તું મોટો' કહીને આહોમાંહે કલહ મચાવી રહ્યા હતા. સ્વાભાવિક રીતે જ સાહસિક મુસલમાનોને કુરાન, તલવાર અને વ્યાપારનો પ્રસાર કરવો સહેલો થઇ પડ્યો મુસલમાનોએ સ્પેનના અંતરમાં અલ્હમ્બ્રા (લાલમહાલ) ચણ્યો અને આગ્રામાં તાજમહાલ. તાજમહાલ ભલે ગમે તેવો સુન્દર હશો, તોપણ છેવટે તો એ એક કબર જ.

મુમતાઝમહાલ બેગમને જ નહિ, પણ સાથે મુસલમાની સંસ્કૃતિના વિસ્તારને પણ એના ગર્ભમાં દફનાવવામાં આવ્યો.

યૂરોપમાં તો ખ્રિસ્તી ધર્મનો પ્રસાર ખૂબ જ થયો હતો, પણ ખ્રિસ્તી ધર્મનું નમ્ર નીતિશાસ્ત્ર યૂરોપીઅન લોકોને કદાપિ ગળે ઉતર્યું ન હતું. એક ગાલ પર તમાચો પડે કે બીજો ગાલ ધરવાની તૈયારી યૂરોપમાં કોઇ કાળે ન હતી. તેવી સ્થિતિમાં મુસલમાની તલવારનો મારો શરૂ થતાં જ યૂરોપમાં રહેલી ક્ષાત્રવૃત્તિ જોરમાં આવી અને શાર્લમાન રાજાના વખતથી માંડીને મુસલમાની સત્તાને ધકેલી ધકેલીને યૂરોપની બહાર હાંકી મેલવાનો પ્રયત્ન આજની ઘડી સુધી ચાલુ રહ્યા છે. હવે તો મુસલમાની સંસ્કૃતિને યરોપની બહાર હાંકી મેલીને જ યૂરોપીઅન રાષ્ટ્રો સન્તોષ માની નીરાંતે બેસશે એવો તાલ દેખાતો નથી. આફ્રિકા ખંડમાં ખ્રિસ્તી અને મુસલમાન એ બન્ને ધર્મો પોતપોતાનો વિસ્તાર કરવા મથી રહ્યા છે. તેમા ખ્રિસ્તી ધર્મના કરતાં મુસલમાની ધર્મને અધિક સફળતા મળે છે એથી ખ્રિસ્તી લોકોને બહુ જ દુઃખ થાય છે. ઘણાંખરાં મુસલમાન રાષ્ટ્રોને તો યૂરોપની પ્રજાઓ આજ બ્યાપી વળી છે. આને પરિણામે કોઇ ને કોઇ કાળે મુસલમાની રાષ્ટ્રો ફરીથી સજીવન થઇને ખ્રિસ્તી રાષ્ટ્રોની ઉપર હલ્લો કર્યા વિના રહેવાનાં નથા. આઘાત પ્રત્યાઘાતના નિર્દય નિયમના સકંજામાં પકડાયેલી આ બે સંસ્કૃતિઓ ક્યાં સુધી આમ લડતી જ રહેશે એ કહી શકાય એમ નથી. ઉત્સાહના પ્રથમ જોશમાં આખા જગતને જીતવા નીકળી પડેલી મુસલમાની સંસ્કૃતિને યૂરોપમાં જેમ શેહ મળી અને તેનો ગર્વજ્વર ઉતર્યો તે જ પ્રમાણે હિન્દુસ્તાનમાં મુસલમાની સત્તાને શીખ અને મરાઠા તરફથી જબરો વિરોધ થયો અને અહીં પણ મુસલમાની સંસ્કૃતિનું અભિમાન હરાયું. 'કાં તો મુસલમાન થાઓ. નહિ તો મરવાને તૈયાર થાઓ' એવી ઝનુની ઉક્તિ શાન્ત પડી અને 'તમારો ધર્મ તે તમે પાળો, અમારો ધર્મ તે અમે પાળીશું' એ હિન્દુ ધર્મમાં રહેલું સ્વધર્મરહસ્ય મુસલમાનોને સારી પેઠે સમજાયું.

ખ્રિસ્તી ધર્મમાં ખરેખરૂં જોઇયે તો લડાઇને સ્થાન જ નથી. મુસલમાની ધર્મમાં ધર્મપ્રસારને અર્થે લડવું એ પુણ્યપ્રદ માન્યું છે, એટલું જ નહિં પણ એને કર્તવ્ય માન્યું છે. હિન્દુ ધર્મ વચલો માર્ગ સ્વીકારે છે. હિન્દુ ધર્મમાં ધર્માનુકૂલ રક્ષણ કરવા સારૂ યુદ્ધને વિહિત માન્યું છે. આત્મરક્ષણ સારૂ કે ધર્મરક્ષણ સારૂ કરવાના યુદ્ધને હિન્દુ ધર્મ यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् માને છે.

> 'That thou mayest injure none, dove-like be,
> And serpent-like that none may injure thee.'

આ બાઇબલના વચનમાં હિન્દુ તત્ત્વ યથાસ્થિત વર્ણવાયું છે. હિન્દુ લોકોએ પોતાના બચાવનો પ્રયત્ન કર્યો છે, પણ વેર વાળવાની બુદ્ધિ એમને કદાપિ સૂઝી નથી; અને તેથી જ આજ હિન્દુમુસલમાન એકત્ર રહેવાની સંકલ્પના કલ્પનામાં આવી શકે છે.

પાશ્ચાત્ય સંસ્કૃતિ અર્થપ્રધાન છે. હિન્દુમુસલમાન સંસ્કૃતિઓએ જીવનની આર્થિક બાજુ તરફ લક્ષ જ ન આપ્યું. તેના પ્રાયશ્ચિત્ત તરીકે બેઉને આજ પાશ્ચાત્ય સત્તાના પાશમાં સપડાવું પડ્યું છે. જીવનને પરિપૂર્ણ કરવું હોય, પારમાર્થિક સાથે ઐહિક કલ્યાણ સાધવું હોય, તો શ્રીવેદવ્યાસ કહી ગયા છે તેમ

धर्मार्थकामाः सममेव सेव्याः ।

આપણે તેમાંના એક અંગ પ્રત્યે દુર્લક્ષ કર્યું. આપખુશીથી જે અંગનું આપણે અનુશીલન કર્યું નહિ તેનું અનુશીલન પરાભવ અને પારતંત્ર્યની કઠોર શાળામાં ઈશ્વરે આપણી પાસે કરાવ્યું. પૅન-ઇસ્લામિઝમ બધે ગમે તે રહે, પણ મુસલમાની સંસ્કૃતિમાં જહાંગીર બનવાનો મોહ હવે રહ્યો નથી. હિન્દુઓએ જેમ વેરની બુદ્ધિ ન રાખતાં પોતાના બચાવ પૂરતો જ વિરોધ કર્યો તે પ્રમાણે આજે હિન્દુમુસલમાને એક થઈને સાત્ત્વિક વૃત્તિ વડે અને આત્મિકબળ વાપરીને આ અર્થપરાયણ પાશ્ચાત્ય સંસ્કૃતિનો વિરોધ કરવો જોઈએ. તેમનો મદ પણ પરમેશ્વર ઉતાર્યા વિના રહેનાર નથી.

આ જંગમ સંસ્કૃતિનો ત્રીજો નમૂનો હિન્દુ ધર્મમાંથી જ નીકળેલો બૌદ્ધ ધર્મ છે. આ ધર્મને પણ સાર્વભૌમ થવાની પ્રથમથી જ લાલસા હતી, પણ એનાં સાધનો સૌમ્ય અને સાત્ત્વિક હતાં એથી તેના વિસ્તાર કિંવા સંકોચની અંદર રક્તપાતની આવશ્યકતા ન દેખાઇ. આ ધર્મમાં સત્યનો જેટલો અંશ છે તેનો આપોઆપ પ્રસાર થાય છે અને ભ્રામક કલ્પનાઓ કે અહંકાર તળીએ ઠરી રહે છે. જેમ સમુદ્રમાંના શુદ્ધ પાણીની વરાળ બનીને આકાશમાં ઉડી જાય છે અને ખારૂં મીઠું નીચે પડ્યું રહે છે તે પ્રમાણે બૌદ્ધ ધર્મનું આજ સુધી થતું આવેલું છે. હિન્દુસ્તાન જ સર્વ ધર્મોનું મોસાળ છે. ધર્મોની વ્યવસ્થા કરવાની શક્તિ હિન્દુસ્તાનમાં રહેલી છે. હિન્દી સંસ્કૃતિમાં જંગમ કરતાં સ્થાવર તત્ત્વ વિશેષ છે, અને મુખ્ય વાત તો એ છે કે હિન્દુ સંસ્કૃતિમાં અહંકાર નથી. સર્વ સંસ્કૃતિઓના સમન્વયનો પ્રથમ પ્રયોગ પરમેશ્વર હિન્દુસ્તાનમાં નહિ કરે તો બીજે ક્યાં જઈને કરશે?

# ઐતિહાસિક કલ્પનાતરંગ

મહાભારત યુદ્ધ થયું તેનો કાળ અને મહાભારત ગ્રન્થ લખાયો તેનો કાળ એક નથી મહાભારત યુદ્ધનો કાળ નક્કી થઇ શકે, પણ મહાભારત તો નવું વાર નવેસરથી લખાયું છે, તેનો કાળ કેવી રીતે નક્કી કરી શકીયે? હાલમાં જે મહાભારત આપણને મળે છે તેની શરૂઆતમાં સર્પસત્રની કથા આવે છે એ મૂળ મહાભારતમાં હતી કે પાછળથી દાખલ થઇ છે, એ આપણને કોણ કહેશે? મહાભારતની શરૂઆતમાં સર્પસત્રની કથા જે રીતે આવી છે તે રીત બહુ જ મહત્ત્વની છે જર્મન યુદ્ધની વખતે નેપોલિયનના યુદ્ધનું સ્મરણ થાય અને કોઇ ઇતિહાસકાર નેપોલિયનનું ચરિત્ર લખે એ પ્રમાણે મહાભારત લખાયેલું દેખાય છે

આર્ય અને નાગ લોકો વચ્ચે મહાન વિગ્રહ થયો, બન્ને પક્ષ ક્ષીણ થયા અને માંડમાંડ સન્ધિ કર્યો એ વખતે મહાભારત યુદ્ધનો ઇતિહાસ લખવાની કોઇ બ્રાહ્મણને ઇચ્છા થઇ હોય એમ જણાય છે નાગ અને આર્ય લોકોના વિગ્રહનું વર્ણન મહાભારતમાં એટલું બધું તાજું દેખાય છે અને નાગ લોકોના ત્રાસનું વર્ણન કવિકલ્પનાથી શૃંગારિત હોવા કરતા એટલું બધું આબેહૂબ વર્ણવેલું દેખાય છે કે તે ભૂતકાળનો ઇતિહાસ નથી પણ વર્તમાન કાળનો ચિતાર છે એવી જ છાપ મન પર પડે છે.

મહાભારતમાં વર્ણવેલા નાગલોક આપણે હમેશા જોઇયે છીયે એવા ફૂંફાડાવાળા સર્પ નથી, પણ તેઓ નાગપૂજક એક માનવજાતિ જ હશે એવી કલ્પના સ્હેજે સ્ફુરે છે તેઓ કાશ્મીર તરફથી આવ્યા હશે અથવા અફઘાનિસ્તાનમાથી આવ્યા હશે તેમનો રાજા તક્ષક હતો એને તક્ષક શા માટે કહેતા હશે? તક્ષ એટલે લાકડામાં કે પત્થરમાં કોતરીને મૂર્તિ ઘડવાનું કામ શું આ તક્ષકે આ દેશમા મૂર્તિ ઘડવાની કળા દાખલ કરી હશે? અને એમ હોય તો મૂર્તિપૂજાની પ્રથા પણ આ નાગ લોકોએ જ આ દેશમા શરૂ કરી હશે, એવી કલ્પના થાય છે.

આર્ય લોકોના વૈદિક ધર્મમા મૂર્તિપૂજા નથી હિન્દુસ્તાનની વાયવ્ય સરહદ ઉપરની રાજધાની તક્ષશિલા મૂર્તિકામને માટે પ્રખ્યાત હતી શું એનો તક્ષક સાથે કંઇ સબન્ધ હશે?

તક્ષક લોકો આ દેશમા કેવી રીતે આવ્યા? મહાભારત યુદ્ધ પછી આર્ય લોકો ક્ષીણ થઇ ગયા હતા સમાજ દુર્બળ અને શિથિલ થયો હતો ઘણાખરા ક્ષત્રિયોને બાલ્હિક, સીરિયા, એસીરિયા, ટ્રૉય તરફ દેશાન્તર કરી ગયા હશે સમાજમા જૂની વ્યવસ્થા ટકવી મુશ્કેલ થઇ પડી હશે બ્રાહ્મણોની

પ્રતિષ્ઠા પહેલાંના જેવી ક્યાંથી હોય ? શ્રીકૃષ્ણ ગયા પછી તેમના દીકરાઓએ બ્રાહ્મણોની કરેલી મશ્કરી અને ગેળવેલો શાપ અને પરિક્ષિતે શમીકનું કરેલું અપમાન પણ એવી જ જાતનાં હોવાં જોઇયે. મહાભારતકારે એનું સ્વરૂપ બહુ સૌમ્ય કર્યું છે, તોયે ધ્યાનસ્થ ઋષિને મારો શિકાર ક્યાં ગયો છે એમ પૂછનાર રાજાની ધૃષ્ટતા છૂપી રહેતી નથી. બ્રાહ્મણો પણ ઓછા બગડેલા હશે એમ માનવાનું કારણ નથી. શમીકના દીકરાએ આર્યદ્વેષી તક્ષક રાજાને પારક્ષિતનો નાશ કરવાને પ્રેર્યો, અને કશ્યપ બ્રાહ્મણે તક્ષક પાસેથી લાંચ ખાઇને રાજાનું રક્ષણ કરવાનું પોતાનું કર્તવ્ય છોડી દીધું.

રુરુ જેવા કેટલાક બ્રાહ્મણો નાગ જેવા પરદેશી લોકોનો આ દેશમાંથી નાશ કરવા કૃતનિશ્ચય હતા, અને કેટલાક ભાવિને ઓળખી નાગ લોકો જોડે સ્નેહસંબન્ધ તેમજ શરીરસંબન્ધ બાંધવા તૈયાર થઇ ગયા હતા. મહાભારતમાં નિર્વિષ નાગ અને ઝેરી નાગ એવો ભેદ પાડવામાં આવેલો છે. વાસુકિ, અનન્ત વગેરે નિર્વિષ હતા. ઝેરી નાગોનો આગેવાન તક્ષક હતો. એનો અર્થ શો હશે ? આર્ય લોકોની સંસ્કૃતિ સ્વીકારીને આર્ય લોકો જોડે ભળવા જેઓ તૈયાર હતા તેઓ નિર્વિષ, અને જેઓ આર્યોનો વિરોધ કરી તેમના ઉપર રાજ્ય ચલાવવા માગતા તેઓ ઝેરી, એવો અર્થ તો નહિ હોય ? નાગ લોકોનું રાજ્ય થયું ત્યારે આવા પક્ષ પડે એ સ્વાભાવિક છે. એમ હોય તો હાલની ભાષામાં રુરુ નૅશનાલિસ્ટ કે એક્સ્ટ્રીમિસ્ટ કહેવાય. આસ્તિક મૉડરેટ સુધારક ગણાય. તક્ષક એ સામ્રાજ્યવાદી અને શેષ–વાસુકિ એ ઉદારમતવાદી અથવા નિર્વર્ણી કે સ્વપરશૂન્ય કહી શકાય. પરસ્પરભિન્ન બે જાતિઓનો સંયોગ થાય ત્યારે આવા ચાર પક્ષ પડવા સ્વાભાવિક છે.

નાગ લોકો કુટિલનીતિમાં પ્રવીણ હોવા જોઇયે. તક્ષકે કશ્યપને લાંચ આપીને તેને પાછો વાળ્યો એ વિધાનનો જરા વ્યાપક અર્થ કરવો જોઇયે. પોતાનું અપમાન સહન ન થવાથી બ્રાહ્મણોએ તક્ષક સાથે ષડ્યન્ત્ર રચ્યું હશે અને તેથી જ પરિક્ષિતને એકદંડીઆ મહેલમાં, એટલે કે જેની આસપાસ પાણીની ખાઇઓ હોય એવા શહેરમાં અથવા કોઇ બેટમાં ભરાઇ જવું પડ્યું હશે. પરિક્ષિતનો આ ગઢ દુર્જેય હતો, તેથી તક્ષક છળકપટથી ફળ વગેરે વેચનારને વેષે પોતાના સાથીઓને લઇને શહેરમાં ઘૂસ્યો હશે અને તેણે રાજાનો વધ કર્યો હશે.

આ નાગ લોકોનું રાજ્ય કેટલાં વરસ ચાલ્યું અને તેનો વિસ્તાર કેટલો હશે તે આજે કહી ન શકાય. નાગપૂજા આજે હિન્દુસ્તાનમાં ચાલતી નથી, પણ એક કાળે તે સાર્વત્રિક હતી એમાં શક નથી. નાગપૂજા કાશ્મીરમાં હતી તેમજ બંગાળમાં હતી અને રામેશ્વર તરફ પણ હતી. તે ઉપરથી એમ

લાગે છે કે કાં તો નાગ લોકોનું સામાન્ય વૈભવશાળી હશે અથવા તો નાગ લોકોમાં ' missionary zeal ' અન્યને વટલાવવાની વૃત્તિ ખૂબ હશે. આ બીજું અનુમાન વધારે બંધબેસતું છે, કેમકે બંગાળમાં નાગપૂજક લોકોએ શિવપૂજક લોકોનું ધર્માન્તર કરાવવા સારૂ બળ કર્યાનો ઉલ્લેખ છે. ત્યાં મનસાદેવીની જે વાર્તા છે તેની અંદર નાગ લોકોની મનસાદેવીએ એક શિવ-પૂજકનો અનેક રીતે બળ કર્યો છતાં તેણે પોતાનો ધર્મ છોડ્યો નહિ; પણ આખરે મનસાદેવીનું સત્વ વધારે હોવાથી શિવપૂજકને હાર ખાવી પડી.

આજે વર્ષમાં નાગપૂજાને માટે એક દિવસ ખાસ રાખેલો છે. આ વ્યવસ્થા કેવી રીતે દાખલ થઇ હશે ? નાગ લોકોનું સામાન્ય જામ્યું ત્યારે પોતાની સત્તાના દ્યોતક તરીકે બધાએ વરસમાં એક દિવસ નાગપૂજા કરવી જ જોઇએ એવો નિયમ કરવામાં આવ્યો હશે; અથવા તો નાગપૂજક લોકોનો પરાભવ કર્યા પછી દ્વેષનું બીજ કાઢી નાખીને કાયમની સુલેહ કરવા માટે આપમેળા તરફ ઉપર આર્ય રાજાઓએ નિયમ કર્યો હશે કે દેશમાં કોઇએ નાગપૂજા કરવી નહિ—માત્ર નાગપંચમીને દિવસે નાગની પૂજા થાય, અને તે બધા તરફથી કરવામાં આવે.

સર્પસત્રનું આખ્યાન એ આર્ય અને નાગ વચ્ચેનો મહાન વિગ્રહ સૂચવે છે. ખ્રિસ્તી અને મુસલમાન વચ્ચે ક્રુઝેડ નામનાં જે ધર્મયુદ્ધો થયાં તેને પ્રેરનાર પીટર ધી હર્મિટ જેમ દરેક ખ્રિસ્તી રાજા પાસે જઇને તેને ઉશ્કેરતો તેમ વેદાનુયાયી ઉત્તંકે જનમેજયને ઉશ્કેર્યો હશે. જનમેજયે સર્પસત્ર ( war of extirpation ) શરૂ કર્યો અને સંખ્યાબંધ નાગ લોકોનો નાશ થવા લાગ્યો. હિમાલય અને તિબેટ તરફ રહેનાર દેવ લોકોનો રાજા ઇન્દ્ર આર્ય લોકોનો જૂનો મિત્ર હતો. તેની જોડે તક્ષકે સન્ધિ કરી. તક્ષકને એમ થયું કે જનમેજય ઇન્દ્રની સામે થવાનો નથી. જનમેજયે વિચાર કર્યો કે જે શત્રુને આશ્રય આપે છે તેને પણ શત્રુ જ લેખવો જોઇયે. ઇન્દ્ર ગભરાયો. નિર્વિષ નાગો ગભરાયા. નાગો જોડે સહકાર કરવા ઇચ્છનાર બ્રાહ્મણો વચ્ચે પડ્યા. તેમણે જનમેજયને કહ્યું, કોઇનો સર્વનાશ કરવો એ આર્યનીતિ નથી. નાગ લોકોનો ઘણો ક્ષય થયો છે, ઝેરી નાગ લગભગ બધા મરી ગયા છે, હવે એમને જવા દો. નાગ લોકોને હવે રહેવા દો. આ સન્ધિકારી બ્રાહ્મણોનો આગેવાન આસ્તિક હતો. તેનો પિતા બ્રાહ્મણ હતો અને તેની મા નાગપૂજક હતી. પોતાની વિદ્વત્તા ને તપશ્ચર્યાથી તે બ્રાહ્મણોનો આગેવાન થઇ પડ્યો હતો. જનમેજયે જોયું કે આસ્તિકની સલાહ પડતી ન મુકાય. તેણે સર્પસત્ર બંધ કર્યો.

કદ્રૂ અને વિનતાની વાર્તાનું રહસ્ય પણ આવું જ કંઇક હોવું જોઇયે. વિષ્ણુઉપાસના ક્યારે શરૂ થઇ એ જો નક્કી થાય તો વખતે એવું પણ સિદ્ધ થઇ જાય કે આર્ય અને નાગ વચ્ચેનો ઝગડો વિષ્ણુપૂજાથી ટળી ગયો, કેમકે વિષ્ણુને લીધે ગરુડ અને સર્પ વચ્ચેનો વિગ્રહ મટી ગયો. તેથી જ શ્રીવિષ્ણુ શેષશાયી છે અને ગરુડવાહન છે. હિમાલયમાં - બદરીનારાયણના રસ્તા ઉપર ગરુડ ભગવાનનું એક ક્ષેત્ર છે. ત્યાં ગરુડની પૂજા હજી ચાલે છે. કાશ્મીરમાં ઘણાં ક્ષેત્રોનાં અનંતનાગ, વેરીનાગ, શિશુનાગ વગેરે નામો છે. એ ઉપરથી શું અનુમાન નીકળી શકે છે એનો ઇતિહાસસંશોધકોએ વિચાર કરવો જોઇયે.

* * *

આપણા પ્રાચીન ગ્રન્થોમાં આપણને ઇતિહાસ મળે છે, પણ તે પ્રગટ રૂપમાં નથી હોતો. આપણા પૂર્વજો બધું રહસ્યમય લખતા. તે ઉપરથી ઇતિહાસ કેવી રીતે ઉપજાવવો એ બતાવવા ખાતર આ પ્રયત્ન કરેલો છે. આમાં વર્ણવેલી દરેક બીનાને મહાભારતનો આધાર છે, પણ તેનું રહસ્યોદ્ઘાટન કલ્પનાથી કરેલું છે. ઇતિહાસસંશોધનનું પણ એક શાસ્ત્ર છે. તેના નિયમોને અનુસરીને જ અનુમાનો કાઢી શકાય. ઉપરનાં અનુમાનોમાં એવું કશું ધ્યાનમા રાખેલું નથી. ફક્ત જૂની વાર્તાઓનું રહસ્ય જૂના અને નવા લોકોને શોધતાં આવડે એટલા જ માટે આ પ્રયાસ છે.

-

# એશિયાની સાધના

દક્ષિણ તરફ બ્રાહ્મણ બ્રાહ્મણેતરનો ઝગડો કેટલાયે વર્ષોથી ચાલે છે. બ્રાહ્મણો એટલે કોણ એ આપણે જાણીયે છીયે. પણ બ્રાહ્મણેતર જેવો વર્ગ ક્યાંથી ઉત્પન્ન થયો? બ્રાહ્મણેતર નામની એક જાતિ તો છે જ નહિ. છતાં બ્રાહ્મણેતરનો પક્ષ ઉભો થયો છે. બ્રાહ્મણ બ્રાહ્મણેતરના સવાલમાં જરાયે ઉતર્યા વગર આપણે કહી શકીયે કે બ્રાહ્મણોનું બ્રાહ્મણત્વનું ભાન અને બીજાથી પોતે અલગ છે એવું પાર્થક્ય એ જ બ્રાહ્મણેતર વર્ગ ઉભો થવાનું એક કારણ છે. બ્રાહ્મણોમાં જાતિનું એ ભાન તીવ્ર હોવાથી જ બીજાઓમાં વિરુદ્ધ ભાવના જાગવા પામી છે.

આજની આપણી એશિયા વિષેની ભાવના એવી જ છે. યુરોપના લોકો ભૌતિક શાસ્ત્રોમાં અને આસુરી રાજકારણમાં પ્રવીણ થયા ત્યારથી

તેમણે અંદર અંદર મત્સર અને વેર હોવા છતા સાધારણ રીતે સારો સંપ જાળવ્યો છે અને યુરોપે બહારના દેશો પર આક્રમણ ચલાવ્યુ છે આ આક્રમણનો ભોગ થઈ પડેલા લોકોમાં અંદર અંદર ઐક્ય કરવાની વૃત્તિ વહેલી મોડી જાગવાની જ, અને તેથી જ આપણામા એશિયાના ઐક્યની કલ્પના ફેલાવા લાગી છે એશિયાના ઐક્યની કલ્પના પાછળ આ એક જ કલ્પના હોય તોપણ તે ઐક્ય સકારણ તો ગણાય, છતા કૃત્રિમ તો ખરૂં જ.

પણ એશિયાનું ઐક્ય યુરોપીઅન લોકોના ઉત્કર્ષ જેટલું આધુનિક નથી. તે બહુ જ જૂનું અને ઊંડું છે. ચીન અને જાપાન, રશિયા અને મધ્ય એશિયા, તુર્કસ્તાન, અગ્ગાનસ્તાન, ઇરાન અને આપણો હિન્દુસ્તાન એ બધા દેશો વચ્ચે પ્રાચીન કાળથી અનેક રીતે ઐક્ય વણાયેલું છે. પણ તે વખતે યૂરોપ જુદું ન હતું યુરેશિયા (યૂરોપ+એશિયા) એ અખંડ ખંડ હતું, અને આજે તેટલુ અખંડ રહ્યું ન હોય તોપણ આખરે તે અખંડ જ થવાનું છે

કેટલાક લોકોના મનમા વિચાર આવે છે કે હજી આપણને સ્વરાજ્ય મળ્યુ નથી, આપણી મ્યુનિસિપાલિટીઓ પણ આપણા હાથમા નથી, ઘણા અન્ત્યજોને આપણે સમાજમા જોડી શક્યા નથી—એવી સ્થિતિમા આખા એશિયાનો વિચાર કયા કરવા જઈશે? પણ એ આક્ષેપ યોગ્ય નથી દુનિયાની આજની સ્થિતિનો વિચાર કરી ભવિષ્યનો વિચાર કરતી વખતે દુનિયા સમસ્ત સાથેનો આપણો સબન્ધ ધ્યાનમા લઇ વિચાર કર્યો હોય તો જ આપણને આપણો રસ્તો બરાબર સૂઝી શકે વળી આપણે બહારની દુનિયાથી ગમે તેટલા અલગ રહેના માગતા હોઇયે તોપણ દુનિયા ક્યાં આપણને અલગ રહેવા દે એવી છે? અને એવી સલ્તનત સાથે આપણો સબન્ધ જોડાયો છે કે જે બિલાડીની માફક એકેએક ઘરનુ દૂધ ઘી ચાખી આવે છે એટલે આપણો આપણી પડોશના દેશો સાથેનો સબન્ધ આજે કઇ જાતનો છે તેનો અને પરિસ્થિતિ જો આપણા કાબુમા આવી જાય તો આપણે કેવો સબન્ધ રાખીશુ એનો પણ વિચાર કરવો જોઇયે.

કેટલાક લોકો કહે છે કે 'યૂરોપીઅન લોકોના અને હિન્દુસ્તાની લોકોના હિત વિરોધી હોવાથી બન્ને કોમો ગમે તેટલી લડે, તોપણ બન્નેમા જીવનના આદર્શ વિષેનો અમુક જાતનો એકમત છે બન્નેના રાજકીય આદર્શ અને સામાજિક કલ્પનાઓમા વ્યાપક દૃષ્ટિએ જોતા એશિયાના બીજા દેશો કરતા સામ્ય અથવા આકર્ષણ વધારે છે. ચીની અને હિન્દી લોકો વચ્ચે સામાજિક એકતા છે તેના કરતા યૂરોપીઅન અને હિન્દી લોકો વચ્ચે વધારે છે હિન્દુ ધર્મ અને ખ્રિસ્તી ધર્મ વચ્ચે જેટલું સામ્ય છે તેટલું

હિન્દુ ધર્મ અને ઇસ્લામ વચ્ચે નથી. ગમે તો કે સામાજિક [illegible] જોતાં આપણે એશિયાના અને દેશો કરતા યુરોપ સાથે વધારે નિકટ છીએ. માટે આપણે યુરોપ સાથે લડીને પણ આપણો સંબંધ વધારવો જોઈએ. એશિયાઈ એકતા એ ભૌગોલિક અથવા પ્રાદેશિક એકતા છે, જ્યારે યુરોપ સાથેની આપણી એકતા દ્રવ્ય દૃષ્ટિએ જોતા સંસ્કૃતિક અથવા જાતીય છે લાકડીના બે છેડા પરસ્પર વિરુદ્ધ દિશામા હોય તોપણ લાકડી તો એક જ છે, તે જ પ્રમાણે યુરોપીઅન અને હિન્દી આદર્શ પરસ્પર વિરોધી હોવા છતા એક જ આર્ય આદર્શના વારસો છે.'

આ દલીલમા વજુદ નથી એમ નથી. યુરોપની હાલની સંસ્કૃતિ આસુરી છે (રાક્ષસી નહિ) અને હિન્દુસ્તાનની સસ્કૃતિ પાછળનો આદર્શ દૈવી છે એમ સ્વીકારીએ તોપણ દેવ અને અસુર ભાઈ ભાઈ છે એ આપણા પુરાણકારોએ જ કબૂલ રાખ્યુ છે.

યુરોપ સાથેનો આપણો સબન્ધ પરાણે વધ્યો તેથી આપણે યુરોપ સાથે થોડેઘણે અશે પરિચિત થયા ઇસ્લામ સાથેનો આપણો સબન્ધ પણ પરાણે જ થયો એટલે ઇસ્લામની પણ આપણે કદર કરતા શીખ્યા. હવે ઇશ્વરનો સવાલ છે કે દુનિયાનું ઐક્ય અનુભવવા ખાતર ચીની સસ્કૃતિ સાથે પરિચય કરવો છે કે પરાણે કરવુ? પોતાની મેળે પરિચય વધારશો તો સ્વતન્ત્ર રહેશો, પરાણે વધારવા માગશો તો તેની કિંમત આપવી પડશે

યુરોપના સર્વભક્ષી ધનલોભ અને સત્તાલોભથી બ્હીને યુરોપની સામે થવા માટે જો એશિયા એક થાય તો તે આસુરી સઘ થશે, કેમકે યુરોપ જેવો જ સ્વાર્થમૂલક તે સઘ હશે અને તેમા ક્ષણે ક્ષણે સન્ધિવિગ્રહના રગ બદલાતા રહેશે, અને આખરે આખુ યુરોપ એક તરફ અને આખુ એશિયા બીજી તરફ થઈને એવુ એક મહાયુદ્ધ કે અતિયુદ્ધ સળગશે કે જેને અન્તે મનુષ્યજાતિનો તેમજ માનવી સસ્કૃતિનો લગભગ સહાર થશે અને હજારો વરસોનો માનવી પુરુષાર્થ માટીમોલ થશે. સર્વોદયનો આદર્શ રાખનાર આમ કેમ થવા દે?

યુરોપનો વિરોધ હોય કે ન હોય, મનુષ્યજાતિનું ઐક્ય દૃઢ કરવા, દયાધર્મનુ અને શાન્તિનું સામ્રાજ્ય સ્થાપવા એશિયાએ એક થવું જ જોઇયે

અને એશિયા એક થવા માગે છે પણ ખરો આપણી ખિલાફતની હીલચાલ એ એક રીતે એશિયાઈ ઐક્યનો પાયો છે ઇસ્લામ સાથેનો આપણો સંબન્ધ પુરાણો છે. ખિલાફતની હીલચાલમા ભાગ લઈ આપણે તે પૂર્ણ કરીએ છીએ

એશિયાઈ એક્તાની શરૂઆત આપણે ખિલાફતથી કરી છે, પણ એશિયાઈ એક્તાની કલ્પના કંઈ આજની નથી. દિગ્વિજયથી આર્ય રાજાઓએ ચીનથી મિસર દેશ સુધી અને ઉત્તર ધ્રુવથી કંઈ નહિ તો, લંકા અને બાલિદ્વીપ સુધી સાંસ્કૃતિક એક્તા સ્થાપન કરવાના પ્રયત્નો કરેલા છે. અને આ એક્તામાં આર્ય લોકોએ પોતાના પડોશીઓને જેટલું આપ્યું છે તેટલું તેમની પાસેથી છૂટથી લીધું પણ છે; ફક્ત પોતાની ઉચ્ચ અભિરુચિ પ્રમાણે પસંદગી પોતાની જ કરેલી છે. હું માનું છું કે ધર્મરાજાને રાજપ્રાસાદ બાંધી આપનાર મયાસુર ચીન દેશનો હતો, અને બૃહસ્પતિ કે શુક્રાચાર્યની કળાથી તેની પદ્ધતિ જુદી હતી. ચીન દેશનાં ચિત્રકામ તેમજ નૃત્યકળાની અસર ભારતીય કળા ઉપર થઈ હશે એમ પણ મનાય છે.

ઇતિહાસકારોના મત પ્રમાણે એક વખતે એશિયાઇ કળાકૌશલ્યનું કેન્દ્ર સમરકંદ અને ખોતાનની આસપાસના મુલકમાં હતું. ત્યાંથી વેપારના અનેક રસ્તાઓ ભિન્ન ભિન્ન દિશાઓમાં જતા હતા. એક રસ્તો ચીન તરફ જતો, એક રસ્તો હિન્દુસ્તાન તરફ આવતો, એક રસ્તો મિસરમાં જતો અને એક યૂરોપમાં. અને આ રીતે વેપારવણજ સાથે સંસ્કૃતિની પણ આપલે એ મધ્ય ભૂમિમાં થતી. જનાર્દનની ઇચ્છા થઇ કે થોડા દિવસ સુધી આ છેડાઓ એકબીજાથી અલગ થઇ કંઇક ભિન્નતા કેળવે. એટલે તરત જ રેતીના સાગરો ઉછળવા લાગ્યા અને તેમણે અમૂદરિયા અને સરદરિયાનો મુલક ઉજ્જડ કરી નાખ્યો. આજે જ્યારે ઝંઝાવાત છૂટે છે અને રેતીના પડ ઉડી જાય છે ત્યારે આ પ્રાચીન સંસ્કૃતિના અવશેષ ત્યાં મળી આવે છે.

આર્ય લોકો તો પહેલેથી જ યાત્રામાં પ્રવીણ. ડુંગર જુએ તે ઓળંગવાનું તેમને મન થયા વિના રહે નહિ. નદી જુએ એટલે તેનું મૂળ, તેનો ઉગમ શોધ્યા વિના રહે નહિ. આર્યોનો દેવ ઇન્દ્ર ભુજ્યુને સમુદ્ર પાર લઇ ગયો હતો. આર્ય રાજાઓ દરેક રાજસૂય યજ્ઞ વખતે ચીન અને મિશ્ર દેશના રાજાઓને આમન્ત્રણ આપતા. અશોક રાજાએ ચારે દિશામાં બૌદ્ધ ધર્મના ફેલાવને અર્થે અને અભયનો સન્દેશો સંભળાવવા માટે આર્યો અને અર્હતો મોકલેલા અને તે દિવ્ય સન્દેશ સાંભળ્યા પછી દયામય ધર્મરાજ ભગવાન બુદ્ધના દેશની યાત્રા કરવા દિગન્તના યાત્રાળુઓ આવવા લાગ્યા.

એશિયાનું ઐક્ય સાધવાની સંપૂર્ણ શક્તિ ધરાવતું તત્ત્વ તો મહાયાન બૌદ્ધ ધર્મ જ હતો. મહાયાન બૌદ્ધ ધર્મમાં ભગવાન બુદ્ધનો ઉપદેશ, તન્ત્રમાર્ગના લોકપ્રિય વિધિઓ અને અનેક દેવદેવતાઓનું વૃન્દ હોવા ઉપરાંત દુઃખતપ્ત માણસને દિલાસો આપે અને પરોપકારી વીર પુરુષોને આકર્ષે એવો

બોધિસત્ત્વનો આદર્શ હતો. મહાયાન પન્થનો જ્યારે ફેલાવો થયો ત્યારે હિન્દુસ્તાનનો ચીન દેશ સાથે, ઇરાન, બૅક્ટ્રિયા વગેરે પશ્ચિમ એશિયા સાથે અને સુવર્ણદ્વીપ (બ્રહ્મદેશ) સાથે સબન્ધ ઘરના આગણા જેવો થઈ ગયો હતો ત્યારપછી ધર્મસામ્રાજ્યની કલ્પના અગસ્તાનમા પહોચી અને એણે ત્રણ ખડમા એકેશ્વરવાદ અને સમતાનો સન્દેશો પહોચાડયો હજી પણ એ ધર્મ મધ્ય એશિયામા અને આફ્રિકામા નવા નવા લોકોને અલ્લાતાલા અને તેના નબી સાહેબના ચરણમા લાવવાનું કામ કરે છે મુસલમાની ધર્મનો ઉદય થયો ત્યારે હિન્દુસ્તાનના ધર્મધુરધર બ્રાહ્મણો અને શ્રમણો તિબેટ અને ચીનમા જઈ વસ્યા હતા હિમાલય અને હિન્દુકુશની પેલી પાર અનેક મઠોમા હિન્દુસ્તાનની પ્રાચીન સસ્કૃતિના સાક્ષી તરીકે સાહિત્ય, સ્થાપત્ય અને કળાના નમૂના પડેલા છે હિન્દુ લોકોની અતિ પવિત્ર યાત્રા કૈલાસ અને માનસસરોવરની છે. તે દ્વારા હિન્દુ અને ચીની સસ્કૃતિની આપલે અખડ ચાલતી આજે પણ તે થોડેઘણે અશે ચાલે જ છે હિમાલય ઓળગી ઉત્તર તરફ જવાના જ્યા જ્યા રસ્તાઓ છે ત્યા ત્યા આર્ય સસ્કૃતિના થાણા—તીર્થસ્થાનો ઉભેલા છે.

હિન્દુસ્તાનનો શિષ્યસમૂહ આપણે જાણીયે છીયે એના કરતા મોટો છે. ચીની અને જાપાની લોકો હિન્દુસ્તાન પ્રત્યે આદરભાવથી જુએ છે. તિબેટ જવાના રસ્તાઓ ફરી ખુલ્લા થવા માડયા છે હિન્દુસ્તાનનો અહિસાનો માર્ગ આખી દુનિયામા મશહૂર થયો છે યૂરોપ અને એશિયા વચ્ચેના યુદ્ધમા જો આપણે અહિસાધર્મને પ્રધાનપદ આપીશુ તો જરૂર ચીન દેશમા તેનો સ્વીકાર થશે અને જાપાન ઉપર તેની અસર થશે, ખિલાફતનો નીવેડો આવવાથી મુસલમાનોએ અહિસાધર્મ પારખ્યો હશે, અને આ રીતે એશિયાનુ જ નહિ પણ આખી દુનિયાનુ ઐક્ય કરવાને માટે જોઈતું વાતાવરણ ઉભુ થશે

એશિયાએ એક થવુ જ જોઇયે, પણ તે સ્વાર્થને યાટે નહિ, યૂરોપ સામે લડી યૂરોપને પાદાક્રાન્ત કરવા માટે નહિ, પણ યૂરોપમા જે સ્વાર્થ-પરાયણ સામ્રાજ્યવાદ ફાટી નીકળ્યો છે તેનો નાશ કરવા ખાતર અને ધર્મનું સામ્રાજ્ય સ્થાપન કરવા ખાતર

# હિન્દી ઇતિહાસની યોજના

[ હિન્દુસ્તાનના ઇતિહાસનું એક શાળાપયોગી
પુસ્તક લખવા વિષે કેટલીક સૂચનાઓ ]

ઇતિહાસના સામાન્ય મહત્ત્વ વિષે તથા દરેક રાષ્ટ્રે પોતાનો ઇતિહાસ જાણવાની આવશ્યકતા વિષે કાંઇ કહેવાની જરૂર નથી. પરન્તુ આજ સુધી દુનિયાના વિપ્લવોથી નિર્લિપ્ત રહેલા ભારતવર્ષ ઉપર અર્વાચીન પાશ્ચાત્ય સંસ્કૃતિનું આક્રમણ અત્યારે પરિપૂર્ણ થયેલું છે. પ્રાચીન આર્યજીવનની, ઋષિજીવનની પવિત્ર ભાવના અને અર્વાચીન પાશ્ચાત્ય સંસ્કૃતિનો શરીરસુખનો મોહક આદર્શ એ વચ્ચે હિન્દવાસી દોલાયમાન સ્થિતિમાં ઉભેલો છે. વળી આ મહાન યુદ્ધને અન્તે દુનિયાનાં બધાં રાજ્યો તથા સમાજોનાં સ્વરૂપમાં ભારે ફેરફારો થઇ રહ્યા છે તે સમયે હિન્દે કયો માર્ગ ગ્રહણ કરવો એ મોટો પ્રશ્ન થઇ પડેલો છે. હવે પહેલાંની માફક હિન્દને દુનિયાની અનેકરંગી પ્રવૃત્તિઓથી અલગ પડી રહેવું પાલવે તેમ નથી, તેમ દુનિયાની પ્રવૃત્તિમાં આંખ મીચીને ઝુકાવવામા પણ જોખમ રહેલું છે. માટે પોતાની ભૂતપરંપરાનો વિચાર કરી વર્તમાન સ્થિતિમાં કયો માર્ગ હિન્દને અનુકૂળ પડશે તે નક્કી કરવા આપણા દેશના ઇતિહાસના સંગીન અભ્યાસની જરૂર છે. આને માટે પરદેશી વિદ્વાનોને હાથે બહુ સુન્દર પદ્ધતિ પર અને સંપૂર્ણ સમભાવપૂર્વક લખાયેલાં પુસ્તકો પણ આપણને પૂરેપૂરા ઉપયોગી થઇ શકે તેમ નથી, કારણકે ભારતવર્ષનું રાષ્ટ્રકાર્ય શું છે અને તેનો ઇશ્વરી આદેશ શો છે તે તેઓ કદાચ સમજી શકે તોપણ તેનો મન્ત્ર તેમની રગેરગમાં ઉતરી શકે નહિ. અને આ આદેશ અને આ કાર્ય કાંઇ સામાન્ય નથી. ગુજરાતના પ્રાણવાન કવિ નાનાલાલ કહે છે કે

' આપણો ઇતિહાસ પ્રકાશ શો સ્પષ્ટ છે.
પશ્ચિમના પાયા માંડનાર
વૃદ્ધ મહાવીર ગ્રીસ અને રોમન
જ્યારે પારણાં હીંચોળ્યાં હતાં,
પુરાણુ મિસર અને બાબિલોનિય
તે મોટી બ્હેન છે,
પ્રાચીનોમાં યે પ્રાચીન
પૃથ્વીની પહેલી પુત્રી
આર્યાવર્તની આર્ય પ્રજા છે.

*   *   *

સમસ્ત દુનિયાના ઇતિહાસનું
મધ્યબિન્દુ એશિયા છે;

એ એશિયાના ઇતિહાસનું કેન્દ્ર
ભારતખંડની મહાકથા છે.
પૂર્વ અને પશ્ચિમનાં પર્વોની
દાંડી ભારત છે.
ને ઉભય ગોલાર્ધની દૈવી સંપત્તિ
નજીકના ભવિષ્યમાં તે તોળશે.

*   *   *

સૃજન સર્વ સહેતુક છે,
ને હિન્દનું સૃજન નિષ્ફળ નથી
અવનીના આધ્યાત્મિક ઉદ્ધારને અર્થે
જન્માવી છે ભારતમાતા જગન્નાથે
ને જીવતી રાખી છે હજીયે.'

જે દેશે આટલી સંસ્કૃતિઓને પોષી છે તે અર્વાચીન સંસ્કૃતિના નવા પ્રવાહના તોફાની જોશને શમાવી તેનું બળ ઓછું કર્યા વિના તેના વેગને ખરી ગતિ આપી શકશે અને પૂર્વ અને પશ્ચિમનુ એકીકરણ કરશે એ દૃષ્ટિ રાખીને ભારતવર્ષના સંતાનોને તેમના દેશનો ઇતિહાસ શીખવાડવો જોઈયે. પરન્તુ વસ્તુસ્થિતિ વિપરીત છે

આપણા દેશની વર્તમાન શિક્ષણવ્યવસ્થા વિદ્વાનો તથા શાસ્ત્રવિશારદોના હાથમાં હોવા છતા દેશની પરિસ્થિતિને તે અનુકૂળ નહિ હોવાથી તેમા ભારે ફેરફાર કરવાની જરૂર છે એમ ઘણા સ્વીકારે છે. તે જ પ્રમાણે સરકારી નિશાળોમા ચાલતાં પાઠ્ય પુસ્તકો વિદ્વાનોને હાથે લખાયેલા હોવા છતા અને વિગત તથા વિવરણની બાબતમા ઉંચી કોટીએ મુકી શકાય તેવાં હોય તોપણ તે આપણા દૃષ્ટિબિન્દુથી નહિ લખાયેલા હોઇ તેમા ફેરફાર કરવાની જરૂર છે. આ જરૂર હિન્દુસ્તાનના ઇતિહાસના પાઠ્ય પુસ્તક વિષે વિશેષે કરીને છે. હિન્દુસ્તાનના ઇતિહાસ ઉપર અંગ્રેજી ભાષામા લખાયેલા પાઠ્ય પુસ્તકોમાના ઘણા અમુક યોજનાને અવલબીને લખાયેલા છે અને ઇતિહાસ ઉપર થયેલી છેલ્લામા છેલ્લી શોધખોળનો પણ તેમા ઉપયોગ થયેલો જોવામાં આવે છે, પરન્તુ તેમા ઘણા ઐતિહાસિક બનાવો એવી રીતે વર્ણવેલા હોય છે કે બાળકના મન ઉપર પોતાના દેશના ઇતિહાસ વિષે જે છાપ પડવી જોઇયે તે એ પુસ્તકો પાડી શકતા નથી, એટલુ જ નહિ પણ તેથી ઉલટી છાપ પડે છે. આ વાત આપણા પ્રાચીન ઇતિહાસ અને મધ્યકાલીન (મોગલ સમયના) ઇતિહાસ વિષે વિશેષ ખરી છે. ગુજરાતી ભાષામાં લખાયેલા પાઠ્ય પુસ્તકો વિષે સખેદકહેવું પડે છે કે તેમાનું એક પણ પાઠ્ય પુસ્તક તે નામને યોગ્ય નથી. આપણા વિદ્વાનોમાથી પણ કોઇએ આ વિષય ઉપર પોતાની કલમ અજમાવી નથી. જે પાઠ્ય પુસ્તકો છે તે કા તો

અંગ્રેજીના તરજુમા છે, કાં તો નિર્માલ્ય અનુકરણ છે; અને એક પણ પુસ્તક કોઇ વિશિષ્ટ ઉદ્દેશથી લખાયેલું નથી. માટે હાલનાં પાઠ્ય પુસ્તકોમાં જે દોષો છે તેથી રહિત અને પોતાનો ઉદ્દેશ સાધે તેવું નવું પાઠ્ય પુસ્તક લખવાની જરૂર છે.

નીચે જે યોજના આપી છે તે ઇતિહાસના પાઠ્ય પુસ્તકની નથી. ઇતિહાસના એક પાઠ્ય પુસ્તકથી શાળામાં ચાલી શકે નહિ. જુદી જુદી શ્રેણીના વિદ્યાર્થીઓ માટે જુદાં જુદાં પાઠ્ય પુસ્તકો જોઇએ. પરન્તુ તેવાં ક્રમિક પુસ્તકો તૈયાર કરતા પહેલાં એક એવું પુસ્તક તૈયાર થવું જોઇએ, જેમાં ઇતિહાસના દરેક અંગ સંબન્ધી જેટલી સામગ્રી ઉપલબ્ધ છે તેટલી ઉપરથી વિદ્યાર્થીને ઉપયોગી હોય તેવી વધારેમાં વધારે હકીકત એક પુસ્તકમાં સંગ્રહ કરેલી હોય અને વિશિષ્ટ પદ્ધતિએ લખેલી હોય ( પદ્ધતિ આગળની યોજના ઉપરથી સ્પષ્ટ થશે ). આ પુસ્તકની મદદ વડે કેન્દ્રાનુગામી પદ્ધતિ પ્રમાણે પુસ્તકો રચવાનું કામ પણ સહેલું થાય. આ યોજના મુખ્ય ત્રણ હેતુ લક્ષમાં રાખીને ઘડી છેઃ

(૧) આ યોજના પ્રમાણે તૈયાર થયેલું પુસ્તક ક્રમિક પુસ્તકો રચવામાં સાધનરૂપ થઇ પડે; (૨) શિક્ષકોને તેમના શિક્ષણકાર્યમાં તે દિશાદર્શક થઇ પડે તથા ઐતિહાસિક માહિતી માટે તાત્કાલિક ઉપયોગ માટે એક નાના કોષરૂપ થઇ પડે; (૩) પ્રૌઢ વિદ્યાર્થીઓને વિશેષ વાચન માટે ઉપયોગી થઇ પડે.

કેટલાકને કદાચ લાગશે કે આ યોજનામાં ઇતિહાસ સાથે ખાસ સંબન્ધ ન ધરાવનારા કેટલાક વિષયો ભેળવી દેવામાં આવ્યા છે. આપણાં ઇતિહાસના પુસ્તકોમાં તે જોવામા આવતા નથી. તેનું કારણ એ છે કે શાળાઓ માટે ઇતિહાસની કલ્પના હાલ જે ઘણી સંકુચિત રાખવામાં આવે છે તે વધારે વ્યાપક રાખવાની જરૂર છે. ઇતિહાસ રાજાઓની વંશાવળીઓ અગર લડાઇની તારીખોનું દફતર નથી, પણ એક જાતિ અથવા રાષ્ટ્રની સમગ્ર જીવનયાત્રાની કથા છે. લોકોના જીવનને લગતા તમામ પ્રસંગો અને *વિષયોનું ક્રમનબળની એક હકીકત તરીકે તેમાં વિવેચન આવવું જોઇએ.* એટલે કે ઇતિહાસના પુસ્તકમાં સંતતિશાસ્ત્ર (Eugenics) જેવાં શાસ્ત્રની ચર્ચામાં ઉતર્યા વિના જાતિવિવરણ કરી શકાય; સમાજશાસ્ત્રમાં ઉતર્યા વિના તાત્કાલિક સમાજોના તાદૃશ ચિત્રો આલેખી શકાય; શબ્દશાસ્ત્ર (Philology) માં પેસવાની જરૂર ન પડવા દેતાં ભાષાની તુલનાત્મક ચર્ચા કરી શકાય; પુરાણવસ્તુશાસ્ત્રમાં માથું ન મારતાં સ્થાપત્ય વર્ણવી શકાય. મતલબ કે, ઉપરનાં શાસ્ત્રોમાંથી પોતાને જોઇતાં પોષક તત્ત્વો મેળવી લઇને રાષ્ટ્રનું જીવન

કેવી રીતે ફૂલ્યું ફાલ્યું તે તારવી કાઢવા પૂરતો તે તે શાસ્ત્રોનો ઉલ્લેખ ઇતિહાસના પુસ્તકમાં આવવો જોઇયે.

આ યોજનામાં પુસ્તકના બે વિભાગ કલ્પેલા છેઃ પર્વવિભાગ અને પ્રકરણવિભાગ. પર્વવિભાગમાં ઐતિહાસિક ઘટનાઓ કાલાનુક્રમે વર્ણવવામાં આવે અને પ્રકરણવિભાગમાં સંસ્કૃતિનાં અંગોનો, ઇતિહાસના આરંભથી તે આજ સુધીમાં દરેક પર્વમાં કેવી રીતે સંકોચ કે વિકાસ થતો ગયો તે બતાવવામાં આવે. પર્વવિભાગમાં લખાણ વર્ણનાત્મક રહે અને પ્રકરણવિભાગમાં ચર્ચાત્મક થાય.

આ પુસ્તક લખવામાં નીચેની બાબતો ધ્યાનમાં રાખવી જોઇયેઃ

૧. વર્તમાન પાઠ્ય પુસ્તકોમાં અહીં આવીને વસેલા પરદેશીઓનો વૃત્તાન્ત જ વધારે આવે છે. દેશનાં સંતાનોની હકીકત કાંઇ જ આવતી નથી. દાખલા તરીકે પાઠ્ય પુસ્તકોમાં સિકંદરની ચઢાઇને મોટું સ્વરૂપ આપવામાં આવે છે. વાસ્તવિક રીતે તો તે માત્ર હિન્દુસ્તાનની સરહદ ઉપર જ આવ્યો હતો અને દેશના એક પ્રાન્તના રાજા પોરસને તેણે હરાવ્યો હશે. આ બનાવ ઉપર ઇતિહાસકારો પાનાં ભરે છે, પરન્તુ તે સમયે ભારતવર્ષમાં કોણ કોણ રાજાઓ રાજ્ય કરતા હતા, તેમની વચ્ચે કેવો સંબન્ધ હતો, દેશની સ્થિતિ કેવી હતી, તેની સંસ્કૃતિ કેટલી ઉજ્જવળ હતી વગેરે બાબતોનો કાંઇ જ ઉલ્લેખ કરવામાં આવતો નથી. તે જ પ્રમાણે મુસલમાન રાજ્યના સમયના ઇતિહાસમાં દિલ્હીના તખ્ત માટે જે લડાઇઓ થતી તથા પ્રપંચો રચાતા તેનું જ વર્ણન પાઠ્ય પુસ્તકોમાં વાચવામાં આવે છે; પરન્તુ તે વખતે બીજા રાજાઓના દરબારમા શું ચાલતું, દેશના લોકોની સ્થિતિ કેવી હતી, તેમની સાહિત્ય, વ્યાપાર, હુન્નરઉદ્યોગમા કેવી પ્રવૃત્તિઓ હતી, દેશમાં ધર્મ-પ્રવર્તકો, સન્તો કોણ કોણ થયા વગેરે બાબતોની માહિતી કાંઇ જ મળતી નથી. યુરોપીઅન પ્રજાઓ હિન્દુસ્તાનમાં આવી તે વખતના ઇતિહાસનું પણ તેમ જ છે. હિન્દુસ્તાનમાં સત્તા જમાવવા માટે તેમની વચ્ચે થયેલાં યુદ્ધો અને વિગ્રહોના વર્ણનને પાઠ્ય પુસ્તકોમા પ્રધાનપદ આપ્યું છે, પરન્તુ તે સમયનાં બીજાં રાજ્યો તથા લોકોની હકીકતનું બહુ જૂજ વર્ણન આવે છે. આમ બનવું સ્વાભાવિક છે, કારણ અત્યાર સુધી આપણો તે ઇતિહાસ પરદેશીઓના હાથે લખાયેલો છે. આ દોષ નવાં પાઠ્ય પુસ્તકોમાં દૂર થવો જોઇયે.

૨. જે પ્રજાનો ઇતિહાસ લખવો હોય તે પ્રજાના આદર્શને પ્રધાન-પદ આપવું જોઇયે. ઇગ્લંડના ઇતિહાસમાં પ્રજાની રાજકીય હકો માટે લડત તથા વ્યાપારવૃદ્ધિ માટેના પ્રયાસોનો જ વૃત્તાન્ત મુખ્યતઃ આવે. મુસલમાનોના ઇતિહાસમાં સ્વધર્મપ્રચાર માટેનો તેમનો અનહદ ઉત્સાહ એટલે સુધી કે

બાહુબળથી પણ તે કરવા તેઓ પ્રવૃત્ત થયા છે તેનો વૃત્તાન્ત વિશેષ આવે તેમ હિન્દી પ્રજાનો આદર્શ ધાર્મિક જીવન છે અને તેથી ઘણા મતમતાન્તર હોવા છતાં તે સર્વમાં વ્યક્તિ અને સમાજના અન્તિમ આદર્શની એકતા છે તથા તે પ્રાપ્ત કરવાના માર્ગની દિશા પણ એક છે અને તેને લઇને સમગ્ર પ્રજાના દષ્ટિબિન્દુ અને પુરુષાર્થમાં સમાનતા છે તે ભારતવર્ષના ઇતિહાસમાં સારી રીતે સમજાવવું જોઇયે અને તેને જ પ્રધાનપદ આપવું જોઇયે. જેમ બીજા દેશોના ઇતિહાસમાં રાજાઓ, સેનાપતિઓ, રાજનીતિજ્ઞ પુરુષો, વેપારઉદ્યોગમાં અગ્રણી પુરુષોને પ્રધાનપદ આપવામાં આવે છે તેમ આપણા દેશના ઇતિહાસમાં ધર્માચાર્યો તથા સાધુસન્તોને આપવું જોઇયે વળી જેમ ઇંગ્લંડના ઇતિહાસમાં ત્યાંની મુખ્ય રાજસંસ્થા 'પાર્લામેન્ટ'ને મહત્ત્વનું પદ આપવામાં આવે છે, રોમન ઇતિહાસમાં 'સેનેટ'ને અગત્યની ગણવામાં આવે છે, તેમ આપણા ઇતિહાસમાં આપણા દેશની જુદી જુદી જાતોની મુખ્ય મુખ્ય ધર્મસંસ્થાઓને મહત્ત્વનું પદ આપવું જોઇયે.

૩. દરેક જમાનાના લેખકો પોતાના જમાનાની જરૂરીયાત જોઇ તે જમાનાના જરૂરી અંગો ઉપર ભાર મુકે છે અને તે દષ્ટિબિન્દુથી ઇતિહાસ લખે છે. એ જ કારણથી રામાયણ અને મહાભારત અનેકવાર લખાયા છે. અત્યારે ભારતવર્ષમાં એકરાષ્ટ્રીયતાની ભાવના સ્ફુરી રહી છે માટે હિન્દુસ્તાનના ઇતિહાસમાંથી તેને મળી આવતા તત્ત્વો હોય તે ઉપર ભાર દેવાવો જોઇયે. નીચેના તત્ત્વો તેવા ગણી શકાય

(૧) ભૌગોલિક એકતા (Geographical Solidarity)

(૨) સંસ્કૃતિની એકતા (Unity of Culture)

(૩) સમાન હિતસબન્ધ (Community of Interest)

(૪) અન્ય દુનિયાથી વિશ્લેષ

(૫) એકતા માટે બુદ્ધિપુરઃસર કરવામાં આવેલા પ્રયાસો સંસ્કૃત ભાષા, રાજસૂય યજ્ઞ, પંચાયતનપૂજા, મહાભારતાદિ રાષ્ટ્રીય ગ્રન્થ, ચાર ધામની યાત્રા, ચાર મઠની વ્યવસ્થા, પ્રાચીન સામ્રાજ્યો, અકબરનો દીન-ઈ-ઇલાહી વગેરે.

૪ અત્યાર સુધીના આપણા ઇતિહાસના પાઠ્ય પુસ્તકોમાં દેશની પ્રાકૃતિક સ્થિતિ તથા વ્યવહારના સાધનોની આપણી સંસ્કૃતિ તથા ઇતિહાસ ઉપર થયેલી અસર બરાબર બતાવેલી નથી, તેનું બરાબર વિવરણ કરીને ઇતિહાસમાં કાર્યકારણશૃંખલા બરાબર સમજાવવી જોઇયે

૫ દેશના ઇતિહાસમાં મહાન પરિવર્તન કરનારા પ્રસંગો જાણે આકસ્મિક હોય તેમ પાઠ્ય પુસ્તકોમાં વર્ણવેલા હોય છે એક માણસ આવીને

એક લડાઈમાં જીતેલો એટલે આખા રાષ્ટ્રમાં ફેરફાર થઈ ગયો એવી છાપ પાઠ્ય પુસ્તક વાંચતાં મન ઉપર પડે છે. તેમ બનવું સંભવિત નથી. ઇતિહાસ એ પ્રજાના પુરુષાર્થનું પરિણામ છે. અમુક રાજાઓ કે નેતાઓના પરાક્રમથી જ ઇતિહાસ બનતો નથી. તેમને ફતેહ મળવાનાં કારણો ઊંડાં હોય છે અને તે પ્રજાજીવનની જાગૃતિમાં જ મળી આવે. માટે તેની તપાસ ઇતિહાસમાં પ્રધાનરૂપે આવવી જોઈએ.

૬. હાલનાં પાઠ્ય પુસ્તકોમાં હિન્દુ સમાજની પડતી દશા શરૂ થઈ ત્યાર-પછીનો જ ઇતિહાસ મુખ્યત્વે આપવામાં આવે છે, અને પરદેશીઓના હિન્દુ-સ્તાન ઉપરના હુમલાના બચાવમાં જ હિન્દુઓ રોકાયેલા હતા તે સમયથી ઇતિહાસ શરૂ થાય છે. પરન્તુ એક વખત હિન્દુ સંસ્કૃતિનું દુનિયામાં સામ્રાજ્ય હતું અને તે વખતે તેણે દુનિયાને વધુ આપ્યું છે, તેનો બને તેટલો સવિસ્તર અહેવાલ આપવો જોઈએ.

[ભારતવર્ષે ચીન, જાપાન, મલાયા, જાવા, સીલોન, બ્રહ્મદેશ, અરબ-સ્તાન, મિસર, મધ્ય એશિયા ઉપર તથા તે દ્વારા યૂરોપના ધાર્મિક આદર્શ ઉપર અસર કરી છે. અહીંની બનાવટની વસ્તુઓ પૂરી પાડીને તેમની કળાકૌશલ્ય પ્રતિ અભિરુચિ અને બંધારણ ઉપર અસર કરી છે; તે દેશોને ગણિત, જ્યોતિષ, વૈદક ઈત્યાદિ વિદ્યાઓનુ જ્ઞાન આપ્યુ છે. ]

૭. આર્ય સંસ્કૃતિનું વિશ્વાકર્ષક સ્વરૂપ યથાર્થ સમજાવવુ જોઈયે. જે પરદેશી જાતો અહીં આવી તે કેવી રીતે અહીંની પ્રજા સાથે ભળી ગઈ તથા તેમનું વ્યક્તિત્વ અખંડિત રહેવા છતાં તેમના ઉપર આર્ય સંસ્કૃતિની કેવી છાપ પડી તે મુસલમાન, પારસી તથા યાહુદીઓ વગેરેના દાખલા ઉપરથી બતાવી શકાય.

૮. પરદેશી જાતોના હિન્દમાં આવીને વસવાથી હિન્દુસ્તાનને થયેલા લાભ અને નુકસાન તથા હિન્દુ પ્રજાના આદર્શો ઉપર તેની જે અસર થઈ તે બરાબર બતાવવાં જોઈયે.

**મુસલમાનો**—મુસલમાન તેટલા સમાન એવી ભાવના હતી તે ઉપરથી સર્વના સમાન અધિકારની ભાવના હિન્દુસ્તાનમાં દાખલ થઈ. ગુલામ પણ બાદશાહની પદવીએ આ જન્મમાં જ પહોંચી શકે એ વિચાર હિન્દુસ્તાનમાં પહેલાં ન હતો. તે જ પ્રમાણે ધર્મવિધિમાં પણ મુસલમાનોમાં ઉચ્ચનીચનો ભેદ ન હતો તેની પણ હિન્દુ સંસ્કૃતિ ઉપર અસર થઈ અને નવા નવા સંપ્રદાયો નીકળ્યા. મુસલમાનોના એકેશ્વરવાદની અસર થઈને શીખ, કબીર-પંથ, બ્રાહ્મોસમાજ જેવા પંથ ઉત્પન્ન થયા. આધુનિક પદ્ધતિ પ્રમાણે ઇતિ-હાસ લખવાની રીત અને અગત્ય મુસલમાનો આવ્યા પછી દેશમાં દાખલ થઈ.

**યૂરોપીઅન**—યાંત્રિક ઉપકરણોનો ઉપયોગ, લશ્કરી કવાયત; રાજ્ય-

વહીવટના ખાતાઓ પાડી નાખીને કામ કરવાની રીત, પદ્ધતિસર દેશાભિમાન અને રાષ્ટ્રીયતાની ભાવના, વ્યક્તિસ્વાતન્ત્ર્ય અને વ્યક્તિના અધિકાર, બહારની દુનિયા સાથે લગભગ હજાર વર્ષથી તૂટી ગયેલા પ્રત્યક્ષ સબન્ધનુ ફરી શરૂ થવુ

૯ હિન્દુ ઇતિહાસકારો મુસલમાનોનો ઇતિહાસ કાઇક વિરોધબુદ્ધિથી અને તેમને પરદેશી ગણીને લખે છે, પરન્તુ જ્યારે હવે તેઓએ અહી આવીને કાયમનો વસવાટ કર્યો છે અને હિન્દને પોતાની માતૃભૂમિ ગણી છે તો તેમને હિન્દવાસીઓ જ ગણીને તેમનો ઇતિહાસ લખાવો જોઇયે દાખલા તરીકે, હાલ કોઈ અંગ્રેજ અથવા સ્કૉચ લેખક ઇંગ્લડનો ઇતિહાસ લખવા બેસે છે તો તે અંગ્રેજો તથા સ્કૉચ વચ્ચે થયેલી લડાઇઓ કાઈ પણ તીખાશ વિના વર્ણવી શકે છે

૧૦ ઘણા ઇતિહાસના લેખકો યૂરોપીય પર્યટકો અહી આવી તે વખતની આપણા દેશની સ્થિતિને પશ્ચિમના દેશોની આધુનિક સ્થિતિ સાથે સરખાવી, પશ્ચિમના દેશોને વધારે સુધરેલા ગણે છે આમ કરવામા કાલાન્તરનો ભેદ ધ્યાનમા નહિ લેવાની ભૂલ થાય છે મધ્યકાળમા અહી જ્યારે સુગઠિત રાજ્યવ્યવસ્થા અને લોકોમા શાન્તિ હતી ત્યારે પશ્ચિમના દેશોમા પ્રમાણમા કાઈ જ ન હતુ (સરખાવો ચન્દ્રગુપ્ત, અશોક અથવા ભોજના સમયનુ હિન્દુસ્તાન અને તે સમયની પાશ્ચાત્ય દેશોની સ્થિતિ, Wars of the Roses ના સમયની ઇંગ્લડની સ્થિતિ અને તે સમયની હિન્દુસ્તાનની સ્થિતિ, અકબર તથા ઔરગઝેબના સમયના હિન્દુસ્તાનની સ્થિતિ અને તે જ સમયના પશ્ચિમના દેશોની સ્થિતિ) પાશ્ચાત્ય દેશો વૈજ્ઞાનિક શોધખોળ અને તેના ઉપયોગમા આગળ વધ્યા છે, પરન્તુ તે તેમના છેલ્લા સો વરસના પુરુષાર્થનુ પરિણામ છે સો વર્ષ પહેલા વિજ્ઞાનમા પણ આપણે તેમની પાછળ ન હતા એટલે તે પ્રદેશમા આપણે તેમના કરતા ફક્ત સો વર્ષ પાછળ છીયે પરન્તુ આ વાતનુ ઇતિહાસના પુસ્તકોમા વિસ્મરણ થયેલુ જોવામા આવે છે, અને તેથી પાશ્ચાત્ય સસ્કૃતિ આપણી સસ્કૃતિ કરતા ઘણી શ્રેષ્ઠ હતી અને છે એવી વિદ્યાર્થીના મન ઉપર છાપ પડે છે આમ ન થાય તે ધ્યાનમા રાખવુ જોઇયે

૧૧ હિન્દુસ્તાનના ઇતિહાસના પાઠ્ય પુસ્તકમા એશિયાના બીજા દેશો—તુર્કસ્તાન, ઇરાન, ચીન, જાપાન વગેરે સબન્ધી કઇક માહિતી આપવી જોઇયે અને આપણા દેશનો તે દેશો સાથે ઇતિહાસસબન્ધ દર્શાવવો જોઇયે વળી અફઘાનિસ્તાન વિષે—ત્યાના લોકો તથા ત્યાની રાજ્યવ્યવસ્થા વિષે પણ આપણા દેશના ઇતિહાસના પુસ્તકોમા કાઇક માહિતી આપવી જોઇયે, કારણકે તે આપણા સાખપડોશી અને મહમ્મદ ગઝનીના સમયથી આજ સુધી હિન્દુસ્તાન સાથે તેનનો અતિ ઘનિષ્ટ સબન્ધ રહેલો છે મહમ્મદ

બિન કાસીમ, ચંગીસખાન, તૈમુર, નાદીરશાહ વગેરે ક્યાંથી આવ્યા તે સંબન્ધી પણ આપણાં પુસ્તકોમાં નહિ જેવી માહિતી હોય છે.

## ૧. ઇતિહાસનાં પર્વ

૧ ઋષિઓનું ભારત.
વેદકાળઃ વસિષ્ઠ, વિશ્વામિત્ર; અગસ્ત્ય.
ઉપનિષત્કાળઃ જનકવિદેહી, યાજ્ઞવલ્ક્ય.

૨. રામ અને કૃષ્ણનું ભારત.

(૧) પરશુરામનો સમય—બ્રાહ્મણો અને ક્ષત્રિયો વચ્ચે સત્તા માટે હરીફાઈઃ કોકણ તથા મલબારમાં ઉપનિવેશ (Colonization), નવા બ્રાહ્મણો નિર્માણ કરવા.

(૨) રામાયણ અને મહાભારત
સૂર્યવંશ, ચન્દ્રવંશ તથા યદુવંશ યુધિષ્ઠિરનો રાજસૂય યજ્ઞ; ભીષ્મ અને કૃષ્ણ—બે પક્ષના કર્તા પુરુષો (King-makers) હિન્દુ સમાજ ઉપર ભારતીય યુદ્ધની અસર.

૩. સ્મૃતિઓ, દર્શનો તથા સૂત્રો.
સ્મૃતિકાળનિર્ણય સંબન્ધી કાંઈક જણાવવુ

૪. બૌદ્ધ અને જૈન ધર્મોનો પ્રાદુર્ભાવઃ ચન્દ્રગુપ્ત, અશોક, કનિષ્ક

૫ બૌદ્ધ ધર્મનો ક્ષય અને હિન્દુ ધર્મની સંઘટના.
શાલિવાહન, વિક્રમાદિત્ય (શક, હૂણ, યુએચી વગેરે જાતિઓના હુમલા), સમુદ્રગુપ્ત, હર્ષ, પુલકેશી ઈત્યાદિ સંબન્ધી હકીકત સંસ્કૃત સાહિત્યનો રાજાશ્રય તથા પુરાણોનું પુનર્લેખન

૬. રજપૂત રાજ્યો અને મુસલમાનોની ચડાઇઓ.

૭. મુસલમાન રાજ્યની સંસ્થાપના અને રજપૂતોનુ રજપૂતાનામા સંકેલાઈ જવું

૮. દક્ષિણના હિન્દુ રાજ્યો

૯. મોગલો આવ્યા તે સમયની ભારતવર્ષની સ્થિતિ,

૧૦. મોગલ સામ્રાજ્યની સ્થાપના અને વિસ્તાર
અકબરથી ઔરંગઝેબ સુધી

૧૧. હિન્દુઓનું પુનરુત્થાન—રજપૂતોનો પ્રતિરોધ, શીખોનું બલિદાન અને મરાઠી સત્તાનો ઉદય.

૧૨. મોગલ સામ્રાજ્યનો વિચ્છેદ અને મરાઠા રાજ્યમંડળ (Confederation) ની સંઘટના.

૧૩. દેશમાં એકતાનો અભાવ, પરસ્પર ઈર્ષા, વ્યક્તિઓના સ્વાર્થ અને તેને પરિણામે પરદેશીઓનું ફાવી જવું.

૧૪. પશ્ચિમની પ્રજાઓનું હિન્દુસ્તાનમાં આગમન અને વેપાર તથા રાજ્યસત્તા જમાવવા માટે તેમની વચ્ચેનો કલહ.

૧૫. પાશ્ચાત્યો સામેનો નિષ્ફળ પ્રતિરોધ, જેનું પરિણામ ૧૮૫૭ ના સ્વતંત્ર થવાના પ્રયાસમાં આવ્યું; મહારાણીનો ઢંઢેરો.

૧૬. પાશ્ચાત્ય સંસ્કૃતિના બાહ્ય તેજથી અંજાઈ જવું અને તેનો અંગીકાર કરવાનો પ્રયત્ન.

૧૭. રાષ્ટ્રીય જાગૃતિ, રાજકીય હકો માટે લડત, વ્યક્તિસ્વાતન્ત્ર્યના સિદ્ધાન્તોનો પ્રચાર અને જીવનના દરેક અંગના વિકાસની તીવ્ર ઇચ્છા.

૧૮. હિન્દુસ્તાનની આધુનિક સ્થિતિ.

નોંધ: દરેક પર્વને અન્તે દુનિયાના અન્ય દેશોમાં તે સમયે શું ચાલતું, તેમની કેવી સ્થિતિ હતી વગેરે બાબતોનો ખ્યાલ આવે તેવી ટુંકી માહિતી આપવી

## ૨. પ્રકરણવિભાગ

નીચેના વિષયો ઉપર પૃથક્ પૃથક્ પ્રકરણો લખવાં જોઇએ.

૧. વેદકાળથી આજ સુધીના હિન્દુ સમાજની રચના અને તેના આદર્શ કેવા હતા તથા તેમા ક્રમે ક્રમે કેવી રીતે ફેરફાર થતા ગયા તેનું વિવરણ.

(૧) કુટુમ્બવ્યવસ્થા—ગોત્ર, પ્રવર, વંશ; અવિભક્ત કુટુમ્બ પદ્ધતિ; કુટુમ્બમા અને સમાજમાં સ્ત્રીઓની પદવી.

(૨) ચાર આશ્રમની વ્યવસ્થા—તે પૂર્ણ રીતે ક્યારે અમલમાં હતી તે બતાવવું.

(૩) સમાજસ્થિતિ અને જાતિવ્યવસ્થા—નવી જાતિઓ કેવી રીતે નિર્માણ થતી ગઈ અને ભિન્ન જાતિઓ કેવી રીતે થઈ ગઈ. હિન્દુ સમાજની આદર્શ સ્થિતિ સ્મૃતિ અને રામાયણમાં મળે છે અને વાસ્તવિક સ્થિતિ વેદ, મહાભારત, ચાણક્યનું અર્થશાસ્ત્ર, કથાસરિત્સાગર અને તેના જેવા અન્ય ગ્રંથો તથા પ્રાકૃત સાહિત્યમાંથી મળે છે; તેનું વિસ્તૃત વર્ણન અને પરસ્પર સરખામણી.

(૪) મુસલમાનોના આવવાથી હિન્દુ સમાજ ઉપર શી અસર થઈ ?

અને તે બન્ને જાતો સાથે સાથે રહેવા લાગી ત્યારે પરસ્પર અનુકૂળતા માટે તેમણે કેટલું જતું વહેતું કર્યું.

(૫) પશ્ચિમની સાથેના સંબન્ધની હિન્દુ સમાજ ઉપર અસર.

ધર્મનો ઇતિહાસ.

(૧) ધર્માચાર્યોનાં જીવનચરિત્ર.
કૃષ્ણ, મહાવીર, બુદ્ધ, શંકરાચાર્ય, મધ્વાચાર્ય, રામાનુજાચાર્ય, રામાનંદ, કબીર, નાનક, ગુરુગોવિંદ, વલ્લભાચાર્ય, રામદાસ. રામમોહન રાય, દયાનન્દ સરસ્વતી, વિવેકાનન્દ.
જરથુસ્ત્ર, ઇસામસીહ, મહમ્મદ પેગમ્બર (આ ત્રણ હિન્દી નથી, પરન્તુ તેમણે પ્રવર્તાવેલા ધર્મની હિન્દુસ્તાનના ઇતિહાસ ઉપર અસર થઈ છે.)

(૨) પંથોનો ઇતિહાસ—થીઑસૉફી સુધીનો.
વેદકાળથી તે આજ સુધીમાં હિન્દુ ધર્મના જુદા જુદા કાળમાં જુદાં જુદાં સ્વરૂપ થયાં છે તેનું વિવરણ કરવું. તેમાં નીચેના સંબન્ધી હકીકત આવે:
૧. વેદકાલીન દેવતાઓ અને યજ્ઞવિધિ. ૨. વિષ્ણુ, રુદ્ર, શિવની ઉપાસના. ૩. તાન્ત્રિક માર્ગ. ૪. બુદ્ધની ઉપાસના. ૫. ભાગવત ધર્મ અને કૃષ્ણઉપાસના તથા ભક્તિમાર્ગ. ૬. જૈન ધર્મ. ૭. રામઉપાસના. ૮. પંચાયતનપૂજા. ૯. નાગપૂજા. ૧૦. દેવીપૂજા. ૧૧. લિંગાયત પંથ. ૧૨. શીખ પંથ ૧૩. સ્વામીનારાયણ પંથ વગેરે.

(૩) ધાર્મિક તહેવારો તથા ઉત્સવો.

૩. બ્રાહ્મણો તથા બૌદ્ધોએ ધર્મપ્રચારાર્થે કરેલા પ્રયાસો તથા તેમણે નિર્માણ કરેલી સંઘની સંસ્થા અને તેની વ્યવસ્થા.

૪. આર્ય જાતિનો દેશાન્તરવસવાટ અને આર્ય સંસ્કૃતિનો પ્રચાર.

૫. ગ્રીસ તથા અન્ય દેશો સાથે આપણા દેશનો સંપર્ક અને તેની પરસ્પર અસર. ખાસ કરીને હિન્દની ગ્રીસ ઉપર શી અસર થઈ તે બતાવવું.

૬. દેશની રાજ્યપદ્ધતિનો ઇતિહાસ.
(૧) ભિન્ન ભિન્ન કાળમાં ધારા કોણ ઘડતું અને કોણ તેનો અમલ કરતું.
(૨) જમીન ઉપર કોની માલિકી ગણાતી અને મહેસૂલ કેવી રીતે આકારવામાં તથા ઉઘરાવવામાં આવતું.

(૩) લશ્કરની વ્યવસ્થા.

(૪) કર કેવા પ્રકારના લેવામાં આવતા.

(૫) લોકની નીતિ ઉપર દેખરેખ.

(૬) ન્યાય કરવાની પદ્ધતિ—પ્રાયશ્ચિત્ત.

(૭) વેઠવારાની રીત.

ઉપરની બાબતો ઉપર કાલાનુક્રમે વિવરણ કરવું અને સાથે સાથે દરેક બાબતમાં હાલ કેવી વ્યવસ્થા છે તે બતાવવું.

૭. જમાબંધીની રીતનો ઇતિહાસ.

(૧) મનુ પ્રમાણે (૨) કૌટિલ્યના અર્થશાસ્ત્ર પ્રમાણે (૩) રજપૂત રાજાઓના સમયમાં (૪) મલેક અંબરે શરૂ કરેલી પદ્ધતિ (૫) વિજયનગરના રાજ્યની (૬) શેરશાહની (૭) ટોડરમલની (૮) શિવાજીની (૯) બ્રિટિશ.

૮. ગ્રામપંચાયત.

૯. લોકની રહેણીકરેણી, આહારની વસ્તુઓ, શિષ્ટાચાર, ખાસ રિવાજો અને વહેમો, રમતો, પાળવામાં આવતાં પ્રાણીઓ વગેરેનું કાલાનુક્રમે વિવરણ.

દેશની સાંપત્તિક સ્થિતિનો ઇતિહાસ.

( ૧ ) વપરાશની વસ્તુઓ, ખોરાકપોષાક તથા વિલાસની વસ્તુઓ.

( ૨ ) જુદી જુદી જાતના લોકોની રહેણીનું ધોરણ (Standard of living ).

( ૩ ) વસ્તુઓના ભાવ—ખાસ કરીને ખોરાકની વસ્તુઓના—તથા મજૂરીના દર.

( ૪ ) વેપાર, ઉદ્યોગ અને હુન્નર—દેશમાં ક્યા ક્યા વેપાર, ઉદ્યોગ, હુન્નર જુદે જુદે કાળે પ્રચલિત હતા તેનાં નામ ગણાવવાં. જુદા જુદા પ્રાન્તના હુન્નરઉદ્યોગ, જુદી જુદી જાતોના હુન્નરઉદ્યોગ, જ્ઞાતિવ્યવસ્થાની હુન્નરઉદ્યોગ ઉપર અસર અને તેને લીધે વિનાશક હરિફાઈના અવકાશનો અભાવ.
અન્ય દેશો સાથે વેપારનો સંબન્ધ—આયાત અને નિકાશ. દેશની અંદર વેપાર માટે તથા લોકની આવજા માટેનાં સાધનો.

૧૧. યુદ્ધકળા અને યુદ્ધનીતિનો ઇતિહાસ.
આર્યો તથા આર્યેતર લોકોની; ગ્રીક, રજપૂતો તથા પઠાણોની; મોગલ, શીખ અને મરાઠાની રજપૂતોની સાથે સરખામણી; યુરોપીય પ્રજાઓની. ( એશિયાવાસીઓ અને યુરોપીઓ વચ્ચેનો મોટો ભેદ—પહેલા લૂણને

વફાદાર અને બીજા લોહીને વફાદાર—બનાવવો. )

૧૨. ભાષાઓ અને તેમનો વિકાસ.

વૈદિક ભાષા; પાણિનીય સંસ્કૃત; પ્રાચીન પ્રાકૃત ભાષાઓનાં સ્વરૂપ. અર્વાચીન દેશી ભાષાઓ: હિન્દી અને ગુજરાતી; બંગાળી, મરાઠી અને સિંધી; કાનડી, તેલગુ, તામીલ અને મલયાલમ; ઉર્દૂ.

રાષ્ટ્રીય ભાષા તરીકે હિન્દીનું સ્થાન.

આ પ્રકરણમાં જુદી જુદી ભાષાઓનાં સ્વરૂપ સમજાવવાં. હાલની બોલાતી ભાષાઓ સંસ્કૃતમાંથી નીકળી છે તે બતાવવું. દ્રાવિડી એટલે કાનડી, તેલગુ, તામીલ અને મલયાલમ ભાષાઓ સંસ્કૃતમાંથી નથી બનેલી, પરન્તુ તેના ઉપર સંસ્કૃતની ઘણી અસર થઈ છે તે બતાવવું. ભાષાનો પ્રાન્તિક વિસ્તાર તથા સંકોચ જુદે જુદે કાળે થતો ગયો હોય તે બતાવવું. ઉર્દૂ અથવા હિન્દુસ્તાની ભાષાની ઉત્પત્તિ રાજકીય કારણોને લઇને કેવી રીતે થઇ તે બતાવવું.

૧૩. સાહિત્ય તથા વિજ્ઞાન.

(૧) સાહિત્ય: ધાર્મિક અને દાર્શનિક સાહિત્ય; ઐતિહાસિક અને પૌરાણિક સાહિત્ય તથા લોકવાર્તા; ભક્તિવિષયક સાહિત્ય, કાવ્યશાસ્ત્ર ( Rhetorics ); કવિતા, તામીલ સાહિત્ય; ગુજરાતી, મરાઠી, બંગાળી, ઉર્દુ તથા હિન્દી ભાષાના સાહિત્યો.

ઉપર લખેલાં સાહિત્યોનું ભિન્ન ભિન્ન કાળનું સ્વરૂપ બતાવવું. હિન્દુસ્તાનની પ્રાચીન તથા અર્વાચીન ભાષાઓમા કયા કયા વિષયો ઉપર સંપૂર્ણ અથવા એકાંગી સાહિત્ય છે અને કયા વિષયો તદ્દન ખીલખેડાયલા રહ્યા છે તે જણાવવું અને તેનાં ઐતિહાસિક કારણો સમજાવવા.

(૨) વિજ્ઞાન: શાસ્ત્રીય અને વૈજ્ઞાનિક સાહિત્ય, વ્યાકરણ, ગણિત અને જ્યોતિષ; વૈદક; રસાયન; ( Alchemy & Chemistry ); મંત્રતિશાસ્ત્ર (Linguistics); સંગીત—હિન્દુસ્તાની પદ્ધતિ, કર્ણાટકી પદ્ધતિ, નાટ્ય, અર્થશાસ્ત્ર

કયાં વિજ્ઞાનશાસ્ત્રોમાં આપણે પ્રગતિ કરી છે તથા કયા શાસ્ત્રો આપણે પરદેશીઓ પાસેથી શીખ્યા તે બતાવવું વિજ્ઞાનમા આપણી પ્રગતિ કુંઠિત થવાનાં ઐતિહાસિક કારણો બતાવવા.

૧૪. શિક્ષણ.

(૧) શિક્ષણપદ્ધતિ: ઉપનિષત્કાલીન પદ્ધતિ; મનુસ્મૃતિમાં વર્ણવેલ પદ્ધતિ; બૌદ્ધકાલીન પદ્ધતિ; જુદી જુદી વિદ્યાપીઠોમાં ચાલતી

(૩) લશ્કરની વ્યવસ્થા.

(૪) કર કેવા પ્રકારના લેવામાં આવતા.

(૫) લોકની નીતિ ઉપર દેખરેખ.

(૬) ન્યાય કરવાની પદ્ધતિ—પ્રાયશ્ચિત્ત.

(૭) વેહવારાની રીત.

ઉપરની બાબતો ઉપર કાલાનુક્રમે વિવરણ કરવું અને સાથે સાથે દરેક બાબતમાં હાલ કેવી વ્યવસ્થા છે તે બતાવવું.

૭ જમાબંધીની રીતનો ઇતિહાસ.

(૧) મનુ પ્રમાણે (૨) કૌટિલ્યના અર્થશાસ્ત્ર પ્રમાણે (૩) રજપૂત રાજાઓના સમયમાં (૪) મલેક અંબરે શરૂ કરેલી પદ્ધતિ (૫) વિજયનગરના રાજ્યની (૬) શેરશાહની (૭) ટોડરમલની (૮) શિવાજીની (૯) બ્રિટિશ.

૮. ગ્રામપંચાયત.

૯ લોકની રહેણીકહેણી, આહારની વસ્તુઓ, શિષ્ટાચાર, ખાસ રિવાજો અને વહેમો, રમતો, પાળવામા આવતાં પ્રાણીઓ વગેરેનું કાલાનુક્રમે વિવરણ.

૧૦. દેશની સાંપત્તિક સ્થિતિનો ઇતિહાસ.

( ૧ ) વપરાશની વસ્તુઓ, ખોરાકપોષાક તથા વિલાસની વસ્તુઓ.

( ૨ ) જુદી જુદી જાતના લોકોની રહેણીનું ધોરણ (Standard of living ).

( ૩ ) વસ્તુઓના ભાવ—ખાસ કરીને ખોરાકની વસ્તુઓના—તથા મજૂરીના દર

( ૪ ) વેપાર, ઉદ્યોગ અને હુન્નર—દેશમાં કયા કયા વેપાર, ઉદ્યોગ, હુન્નર જુદે જુદે કાળે પ્રચલિત હતા તેનાં નામ ગણાવવાં. જુદા જુદા પ્રાન્તના હુન્નરઉદ્યોગ, જુદી જુદી જાતોના હુન્નરઉદ્યોગ, જ્ઞાતિવ્યવસ્થાની હુન્નરઉદ્યોગ ઉપર અસર અને તેને લીધે વિનાશક હરિફાઈના અવકાશનો અભાવ.

અન્ય દેશો સાથે વેપારનો સંબન્ધ—આયાત અને નિકાસ દેશની અંદર વેપાર માટે તથા લોકની આવજા માટેનાં સાધનો.

૧૧ યુદ્ધકળા અને યુદ્ધનીતિનો ઇતિહાસ

આર્યો તથા આર્યેતર લોકોની; ગ્રીક, રજપૂતો તથા પઠાણોની; મોગલ, શીખ અને મરાઠાની રજપૂતોની સાથે સરખામણી; યુરોપીય પ્રજાઓની. ( એશિયાવાસીઓ અને યુરોપીઓ વચ્ચેનો મોટો ભેદ—પદ્ધેસા તથુને

વરાદાર અને બીજા લોહીને વફાદાર—અનાત્મવો. )

૧૨. ભાષાઓ અને તેમનો વિકાસ.

વૈદિક ભાષા; પાણિનીય સંસ્કૃત; પ્રાચીન પ્રાકૃત ભાષાઓનાં સ્વરૂપ. અર્વાચીન દેશી ભાષાઓ: હિન્દી અને ગુજરાતી; બંગાળી, મરાઠી અને સિંધી; કાનડી, તેલગુ, તામીલ અને મલયાલમ; ઉર્દૂ.

રાષ્ટ્રીય ભાષા તરીકે હિન્દીનું સ્થાન.

આ પ્રકરણમાં જુદી જુદી ભાષાઓનાં સ્વરૂપ સમજાવવાં. હાલની બોલાતી ભાષાઓ સંસ્કૃતમાંથી નીકળી છે તે બતાવવું. દ્રાવિડી એટલે કાનડી, તેલગુ, તામીલ અને મલયાલમ ભાષાઓ સંસ્કૃતમાંથી નથી બનેલી, પરન્તુ તેના ઉપર સંસ્કૃતની ઘણી અસર થઈ છે તે બતાવવું. ભાષાનો પ્રાન્તિક વિસ્તાર તથા સંકોચ જુદે જુદે કાળે થતો ગયો હોય તે બતાવવું. ઉર્દૂ અથવા હિન્દુસ્તાની ભાષાની ઉત્પત્તિ રાજકીય કારણોને લઈને કેવી રીતે થઈ તે બતાવવું.

૧૩. સાહિત્ય તથા વિજ્ઞાન.

(૧) સાહિત્ય: ધાર્મિક અને દાર્શનિક સાહિત્ય; ઐતિહાસિક અને પૌરાણિક સાહિત્ય તથા લોકવાર્તા; ભક્તિવિષયક સાહિત્ય. કાવ્યશાસ્ત્ર (Rhetoric); કવિતા; તામીલ સાહિત્ય; ગુજરાતી, મરાઠી, બંગાળી, ઉર્દૂ તથા હિન્દી ભાષાના સાહિત્યો.

ઉપર લખેલાં સાહિત્યોનું ભિન્ન ભિન્ન કાળનું સ્વરૂપ બતાવવું. હિન્દુસ્તાનની પ્રાચીન તથા અર્વાચીન ભાષાઓમાં કયા કયા વિષયો ઉપર સંપૂર્ણ અથવા એકાંગી સાહિત્ય છે અને કયા વિષયો તદ્દન બીનખેડાયલા રહ્યા છે તે જણાવવું અને તેનાં ઐતિહાસિક કારણો સમજાવવાં.

(૨) વિજ્ઞાન: શાસ્ત્રીય અને વૈજ્ઞાનિક સાહિત્ય; વ્યાકરણ, ગણિત અને જ્યોતિષ; વૈદક; રસાયન; (Alchemy & Chemistry); સંતતિશાસ્ત્ર (Eugenics); સંગીત—હિન્દુસ્તાની પદ્ધતિ, કર્ણાટકી પદ્ધતિ, નાટ્ય; અર્થશાસ્ત્ર.

કયાં વિજ્ઞાનશાસ્ત્રોમાં આપણે પ્રગતિ કરી છે તથા કયા શાસ્ત્રો આપણે પરદેશીઓ પાસેથી શીખ્યા તે બતાવવું. વિજ્ઞાનમાં આપણી પ્રગતિ કુંઠિત થવાના ઐતિહાસિક કારણો બતાવવા.

૧૪. શિક્ષણ.

(૧) શિક્ષણપદ્ધતિ: ઉપનિષત્કાલીન પદ્ધતિ; મનુસ્મૃતિમાં વર્ણવેલી પદ્ધતિ; બૌદ્ધકાલીન પદ્ધતિ; જુદી જુદી વિદ્યાપીઠોમાં ચાલતી

પદ્ધતિ; વંશપરંપરાગત મળતી ધંધાની શિક્ષણપદ્ધતિ; મુસલમાનોના સમયની શિક્ષણપદ્ધતિ; ખ્રિસ્તી પાદરીઓએ ચલાવેલી શિક્ષણપદ્ધતિ; વર્તમાન શિક્ષણપદ્ધતિ; રાષ્ટ્રીય શિક્ષણ માટેના આધુનિક પ્રયાસો.

(૨) વિદ્યાપીઠો—પ્રાચીન અને અર્વાચીન.

પ્રાચીનઃ કાશી, મિથિલા, નવદ્વીપ, નાલંદ, તક્ષશિલા, પ્રતિષ્ઠાન (પેંઠણ), શ્રીનગર (કાશ્મીરનું), ઉજ્જયિની, કાંજીવરમ, કુંભકોણમ, વિજયનગર, પાટણ, જયપુર, આગ્રા.

અર્વાચીનઃ કલકત્તા, મુંબઈ, મદ્રાસ, લાહોર, અલાહાબાદ, બનારસ, અલીગઢ, પટણા, બેંગલૂર (મ્હૈસુર), હૈદરાબાદ (નિઝામ), પૂના.

ચિત્રકળા, શિલ્પ, સ્થાપત્ય તથા બીજી લલિત કળાઓ.

વેદકાલીનઃ યજ્ઞવિધિનાં ઉપકરણો, યજ્ઞકુંડ, ઘરનાં રાચરચીલાં વગેરે.

મહાભારત અને રામાયણના સમયનું કિલ્લા, નગરરચના, ઘરેણાં, પોશાક, આયુધ વગેરે.

બુદ્ધપૂર્વકાલીનઃ મન્દિરો તથા ગુફાઓ.

બુદ્ધકાલીનઃ મન્દિરો, વિહારો, ગુફાઓ, મૂર્તિઓ તથા સ્તૂપો, કુંભારકામ તથા ઘરનાં રાચરચીલાં.

બુદ્ધોત્તરકાલીનઃ યાવનિક કળા (Greek Art) ની અસર, તાન્ત્રિક વિધિમાં આવતી ચિત્રકળા.

દક્ષિણ હિન્દુસ્તાનનું સ્થાપત્ય—તળાવો, મન્દિરો, મૂર્તિઓ, નહેરો તથા પરિવાહ (Drainage)ની બાંધણી.

મુસલમાન સમયનું—રાજમહેલો, મસ્જિદો તથા મકબરા, હમામખાનાં, કિલ્લા, દરવાજા.

શાહજહાનના સમયનું—સ્થાપત્ય તથા ચિત્રકળા (તાજ બાંધનારા હિન્દુ કારીગરો).

જૈન લોકોનું સ્થાપત્ય.

જુદા જુદા સમયની ઉપયુક્ત અને લલિત કળાઓઃ વણાટકામ, રંગાટ, ભરતકામ, મીનાકારી, લાકડાનું ઝીણું કોતરકામ, પત્થરનું કોતરકામ વગેરે.

ધર્મની કળાઓ ઉપર અસર, પશ્ચિમની અસર

૧૬ પ્રાચીન ઇતિહાસના સાધનો.

વેદ, વેદાંગ, સંસ્કૃત સાહિત્ય, વ્યાકરણ અને વાર્તિક.

શિલાલેખો, સ્તૂપો તથા સ્તંભો, પ્રાચીન ચિત્રો તથા સિક્કાઓ—સ્વદેશી, વિદેશી.

કાલગણનાપદ્ધતિ (કલિ, યુધિષ્ઠિર, વિક્રમ, શાલિવાહન ઇત્યાદિ)
તહેવારો અને ઉત્સવો.
તામ્રપત્રો, હસ્તલેખો, ઇત્યાદિ
પ્રાચીન ઇતિહાસનાં પુસ્તકો—રાજતરંગિણી, હર્ષચરિત, દીપવંશ, મહાવંશ.
પરદેશી પ્રવાસીઓએ લખેલાં વૃત્તાન્તો—હ્યુએનસંગ, ફાહીયાન, મેગેસ્થિનિસ, માર્કોપોલો, અલબેરૂની, બર્નિયર, ઇબ્ને બટુટા, ઇત્યાદિ.

આ પ્રકરણમાં દરેક સાધન સંબન્ધી ટુંકી માહિતી આપવી. વિદ્યાર્થી આપણા પ્રાચીન ઇતિહાસનાં સાધનોથી પરિચિત થાય તે હેતુથી આ પ્રકરણ દાખલ કર્યું છે.

૧૭. દેશની પ્રાકૃતિક સ્થિતિ અને દેશના ઇતિહાસ ઉપર તેની અસર.

(૧) હિન્દુસ્તાનની કુદરતી સરહદ.
(૨) સિન્ધુ અને ગંગા નદીના પ્રદેશ (પંજાબ અને બંગાળાની તુલના).
(૩) વિન્ધ્ય પર્વત અને દણ્ડકારણ્ય.
(૪) રજપૂતાનાનો નિર્જળ પ્રદેશ.
(૫) કાશ્મીરની ઉપત્યકા (Valley).
(૬) સહ્યાદ્રિનો પહાડી પ્રદેશ અને કોંકણપટ્ટી.
(૭) દરીઆકિનારો.
(૮) પ્રાચીન અને અર્વાચીન બંદરોઃ
તામ્રલિપ્તિ, દાભોલ, સોપારા, દ્વારિકા, ભૃગુકચ્છ, સ્તંભાવતી, સુરત, કાલીકટ, વિજગાપટ્ટણ ઇત્યાદિ.
કરાંચી, મુંબઈ, કોલંબો, મદ્રાસ, કલકત્તા, રંગુન ઇત્યાદિ.
(૯) પ્રાકૃતિક પરિવર્તન—સરસ્વતી નદીનું ગુપ્ત થવું, જંગલોનો નાશ, બંદરોનું પુરાઈ જવું, વરસાદમાં ફેરફાર.
(૧૦) મોસમનો વરસાદ—ચોમાસું.

૮. જુદા જુદા કાળમાં રાજ્યસત્તાનાં કેન્દ્રસ્થાનો ક્યાં ક્યાં અને કેવી રીતે બદલાયાં.

(૧) પંજાબ (વેદકાલીન આર્યોનું રહેઠાણ.)
(૨) બ્રહ્માવર્ત (યજુર્વેદ અને મનુકાલીન)
(૩) અયોધ્યા અને મિથિલા (રામાયણ)
(૪) હસ્તિનાપુર અને ઇન્દ્રપ્રસ્થ (મહાભારત)
(૫) પાટલીપુત્ર (મૌર્યવંશ)
(૬) પેશાવર (કનિષ્કના સમયમાં)

(૭) કાન્યકુબ્જ (હર્ષનું-કનોજ)
(૮) ઉજ્જયિની (વિક્રમાદિત્ય)
(૯) દિલ્હી (પૃથુરાજ)
(૧૦) દિલ્હી (મુસલમાનોનું)
(૧૧) ચિતોડ (રજપૂતોનું)
(૧૨) દેવગિરિ (યાદવ વંશના રાજાઓનું)
(૧૩) વિજયનગર ( હોયસલ વંશના રાજાઓનું )
(૧૪) પૂના ( મરાઠાનું )
(૧૫) લાહોર ( શીખનું )
(૧૬) કલકત્તા અને દિલ્હી ( અંગ્રેજનું )

૧૯. હાલનાં મુખ્ય દેશી રાજ્યોનો ઇતિહાસ અને બ્રિટિશ સરકાર સાથેનાં તહનામાં પ્રમાણે તેમનો બ્રિટિશ સાથે કેવો સંબન્ધ છે તે. ગાયકવાડ, નિઝામ, મ્હૈસુર, કાશ્મીર, રજપૂતાનાનાં રજપૂત રાજ્યો, કાઠીયાવાડનાં રાજ્યો, ગ્વાલિયર, ઇંદોર, નેપાળ વગેરે.

આ પુસ્તકની સાથે એક નકશાનું પુસ્તક તૈયાર કરાવવું જોઇયે. તેમાં નીચે પ્રમાણે નકશાઓ આવે:

૧. પૃથ્વીનો નકશો—હિન્દુસ્તાન મધ્યમાં રાખીને.
૨. એશિયાનો નકશો—તેમાં પ્રાચીન કાળના તથા અર્વાચીન કાળના વ્યાપારના જળમાર્ગ તથા સ્થળમાર્ગ જુદા જુદા રંગની લીટીઓથી બતાવેલા હોય.
૩. હિન્દુસ્તાનનું પ્રાકૃતિક સ્વરૂપ બતાવનારો નકશો—તેમાં પર્વતો, નદીઓ, ઘાટો, ઉચ્ચ પ્રદેશ, સપાટ પ્રદેશ, નીચ પ્રદેશ વગેરે બતાવેલાં હોય. આવા નકશા બે રીતે બનાવવામાં આવે છે: એક Shading 'શેડિંગ'-થી અને બીજો Contour Lines ' કૉન્ટુર લાઇન્સ 'થી. આ બે રીતનું મિશ્રણ મોરીસનની 'જ્યૂનિયર જ્યૉગ્રાફી ફૉર ઇન્ડિયા, બર્મા એન્ડ સિલોન'માં સારી રીતે કર્યું છે. તે પ્રમાણે કરવું.
૪. હિન્દુસ્તાનના ભાષાનુસાર વિભાગ બતાવનારો નકશો—તેમાં આર્ય તથા આર્યેતર ભાષાઓનો રંગ જુદો જુદો હોવો જોઇયે. બીજું, હાલ ભાષાનુસાર જે નકશાઓ બનાવવામાં આવે છે તેમાં હિન્દી ભાષાની ઘણી પ્રાન્તિક બોલીઓ જુદી ભાષાઓ તરીકે બતાવવામાં આવે છે. તેથી હિન્દી કેટલી વ્યાપક છે તે દેખાઈ આવતું નથી. માટે હિન્દી ભાષાનો જુદો રંગ રાખવો જોઇયે, અને તેમાં જુદી જુદી બોલીઓના વિભાગ લીટીઓથી દર્શાવવામાં આવે.

૫. વસ્તીનું પ્રમાણ બતાવનારો નકશો—તેમાં રંગની જરૂર નથી, પરન્તુ મોટાં નાનાં ટપકાંથી વસ્તીનું પ્રમાણ બતાવવામાં આવે.

૬. જુદા જુદા ધર્મના વિસ્તાર બતાવનારો નકશો—તે ટપકાંથી બતાવી શકાય. જુદા જુદા ધર્મ જુદા જુદા રંગનાં ટપકાંથી બતાવી શકાય. દરેક પ્રાન્તમાં ટપકાંની સંખ્યા ઉપરથી તે તે ધર્મ પાળનારાઓનું પ્રમાણ માલમ પડે. આટલા ધર્મો બતાવવામાં આવેઃ ૧.ઇસ્લામ ૨. આર્યસમાજ ૩. બ્રાહ્મોસમાજ ૪. જૈન ૫. શીખ ૬. હિન્દુ ૭. અસ્પૃશ્ય. (આ લોકો હિન્દુ ધર્મના જ છે, પરન્તુ અત્યારે તેમનો પ્રશ્ન અગત્યનો હોવાથી તેમને નકશામાં દર્શાવવાની જરૂર છે.)

૭. વ્યાપારી તથા ઔદ્યોગિક હકીકત બતાવનારો નકશો.

૮. પ્રાચીન કાળનાં શહેરો તથા પ્રખ્યાત મન્દિરો, સ્તૂપો, કિલ્લાઓ, મહાપુરુષોનાં જન્મ સ્થળો, વિદ્યાપીઠો, રાજસત્તાનાં કેન્દ્રો વગેરે બતાવનારો નકશો.

૯. લશ્કરી દૃષ્ટિથી હિન્દના વિભાગ, લશ્કરના મથકો, લશ્કરી દૃષ્ટિએ ઉપયોગી રેલવે, પર્વતના ઘાટ, નદીના આરા, વગેરે બતાવનારો નકશો.

૧૦. આર્યોનું અસલ રહેઠાણ બતાવનારો નકશો. વિદ્વાનો જુદાં જુદાં રહેઠાણ હોવાનો મત ધરાવે છે તે બધા રહેઠાણો બતાવવાં.

૧૧. ઋષિઓના ભારતનો નકશો.
સપ્તસિન્ધુનો પ્રદેશ, બ્રહ્માવર્ત, આર્યાવર્ત, ભરત અને ત્રિત્સુ લોકોનાં રાજ્ય વગેરે બતાવવામાં આવે.

૧૨. રામાયણના ભારતનો નકશો.
કોસલ દેશ, વિદેહ અથવા મિથિલા, અંગદેશ, દણ્ડકારણ્ય તથા જનસ્થાન, કિષ્કિન્ધા, લંકા વગેરે તથા રામનો અયોધ્યાથી લંકા સુધીના પર્યટનનો માર્ગ બતાવવામાં આવે

૧૩. મહાભારતના ભારતનો નકશો.
શ્રી. ચિંતામણરાવ વૈદ્યના 'મહાભારતનો ઉપસંહાર'. એ પુસ્તકમાં આપેલો નકશો.

૧૪. ઍલેક્ઝાન્ડર જે રસ્તે હિન્દમાં આવેલો તે રસ્તો બતાવનારો તથા તે આવ્યો તે સમયનાં ભારતવર્ષનાં રાજ્યો બતાવનારો નકશો. 'હિસ્ટોરિકલ ઍટલાસ ઑફ ઇન્ડિયા બાય જોપેન' એમાંથી નકશો નં. ૨ જરૂરી ફેરફારો સાથે.

| | | |
|---|---|---|
| અશોકના સમયનું ભારત. | હિ. ઍ. ઈ. નં. | |
| કનિષ્કના ,, ,, | ,, | નં. |
| સમુદ્રગુપ્તના ,, ,, | ,, | નં. |
| . શેક, હૂણ, કુશેથી વગેરે જાતોના હુમલા બતાવનારો નકશો. | ,, | નં. |
| હર્ષના સમયનું ભારત. તેમા પુલકેશીનું રાજ્ય જુદું બતાવવું. | ,, | નં. |
| . રજપૂત રાજ્યો | ,, | નં. ૧ |
| . મહાણ રાજ્યો. આ નકશામાં અલાઉદ્દીનની દક્ષિણ ઉપરની ચડાઇઓના માર્ગ બતાવવા. | ,, | નં. ૧. |
| ૨. બામણી રાજ્ય અને વિજયનગરનું રાજ્ય | ,, | નં. ૧૩ |
| ૩. બાબર આવ્યો તે સમયનું ભારત. | ,, | નં. ૧૪ |
| ૪ અકબરના સમયનું ભારત | ,, | નં. ૧૮ |

૫. ઔરંગઝેબના સમયનું ભારત

આ નકશો નવો બનાવડાવવો અને તેમા રજપૂતો, મરાઠાઓ તથા શીખનાં રાજ્યોની સીમા જુદા જુદા રંગની લીટીઓથી બતાવવી

| | | |
|---|---|---|
| .૬. મરાઠા રાજ્યની શિવાજીના મરણ સમયની હકીકત બતાવનારો નકશો | ,, | ન ૨૦ |
| .૭ ઇ. સ ૧૭૯૫ મા મરાઠા રાજ્યોનો વિસ્તાર બતાવનારો નકશો | ,, | નં. ૨૧ |
| ૨૮. મ્હૈસૂર તથા નિઝામના રાજ્યોનો વિસ્તાર બતાવનારો નકશો | ,, | નં. ૨૧, |

૨૨, ૨૪ તથા ૨૫ માથી હકીકત લેવી

૨૯ દક્ષિણ હિન્દુસ્તાનમા બ્રિટિશ અને ફ્રેન્ચ વચ્ચેનો ઝગડો બતાવનારો નકશો

૩૦. બ્રિટિશ સત્તાની જમાવટ ધીમે ધીમે થતી ગઈ અને રાજ્યવિસ્તાર વધતો ગયો તે બતાવનારો નકશો જુદા જુદા સમયની સ્થિતિ આઠ જુદા રંગથી બતાવવી

૩૧. ઈ.સ ૧૮૫૭ ના સ્વતન્ત્ર થવાના પ્રયત્ન વખતની લશ્કરી છાવણીઓ વગેરે બતાવનારો નકશો.

એવરીમૅન સિરીઝ્નો 'લિટરરી ઍન્ડ હિસ્ટૉરિકલ ઍટલાસ ઑફ્ એશિયા'ના પા. ૧૩૩. તેમાં દક્ષિણ હિન્દુસ્તાનની હકીકત વધારવી.

* * *

ઉપરની યોજના જોઈ કેટલાકને લાગશે કે આ બધી વાત તો ખરી, પરન્તુ આ માહિતી માટે સાધનો ક્યાં છે ? આ બાબતમાં અમારો મત એવો છે કે ઉંડાં સંશોધનો કરી સ્ફોરક માહિતી ઉપલબ્ધ-અને સંગૃહિત થાય ત્યાં સુધી રાહ જોવાની જરૂર નથી. જે માહિતી આજે ઉપલબ્ધ છે અગર સાધારણ પ્રયાસથી મેળવી શકાય તેમ છે તેને જ નવું રૂપ આપી, નવી-પદ્ધતિએ માત્ર રજુ કરવાની છે. વળી માહિતીના સંબન્ધમાં આજે કાંઠે ઉભાં આપણને ધુમ્મસ દેખી નિરાશા થાય છે તે નિરાશા અંદર પડયા પછી થવાપણું રહે તેમ નથી. માહિતી એકત્ર સ્વરૂપમાં અને પદ્ધતિસર સંગ્રહાયેલી નથી, બાકી જ્યાં ત્યાં વેરાયેલી તો પુષ્કળ પડી છે.

આ કામ એક વ્યક્તિનું નથી. આ પુસ્તકના જે જે વિભાગ, પેટા-વિભાગ અથવા વિષયમાં જે વિદ્વાન નિષ્ણાત હોય તેને તે વિભાગ ઉપર લખવાનું કામ સોંપવું જોઈયે અને સમગ્ર પુસ્તકમા પ્રમાણ તથા એકરૂપતા જળવાય તે માટે બે અથવા ત્રણ વિદ્વાનોને તેના તંત્રી નીમવા જોઈયે. આવું પુસ્તક રચવા પાછળ શ્રમ કરનારને આર્થિક લાભ થઈ શકે એવી અત્યારે સ્થિતિ નથી. ઉલટું તેને કાંઈક ખર્ચમા ઉતરવુ પડે. એટલે આ કામ ખાનગી સાહસથી થવાનો સંભવ બહુ ઓછો છે કોઈ સંસ્થા તે ઉપાડી લે તો થાય. તેમાં ગુજરાતના વિદ્વાનોનો પણ સહકાર હોવો જોઈયે. તાઈદે તેમ થશે એવી આશા રાખીયે છીયે.

## હિન્દી ઈતિહાસનો ક્રમ

એશિયા અને યુરોપ મળીને એક અખંડ 'ખંડ' છે. આ ખંડના જુદા જુદા ભાગો વચ્ચે આપણે ધારીયે છીયે તેનાથી પૂર્વે અને તેનાથી વધારે સંબન્ધ હતો. હિન્દુસ્તાનનો ઇતિહાસ શરૂ કરવો હોય તો આ યુરેશિયા ખંડના પ્રાકૃતિક સ્વરૂપથી માંડીને કરવો જોઈયે.

ત્યારપછી હિન્દુસ્તાનની રચના અને એ રચનામાં બનેલા ફેરફાર વગેરેનું વર્ણન કરવું. હિમાલયની આસપાસના પ્રદેશનું જરા વિશેષ વર્ણન આવે. ઉત્તર કાશ્મીર, અફઘાનિસ્તાન, મધ્ય એશિયા, પામીર, પશ્ચિમ તિબેટ તથા

પંજાબ. તે પછી આર્યોની રહેણીકરણી, તેમની સમાજરચના, તેમના યજ્ઞયાગ, વેદ વગેરે બધું કહેવું.

ત્યારપછી દક્ષિણ હિન્દુસ્તાનનું વર્ણન આવવું જોઇયે. વિન્ધ્યાચળ પર્વત, દંડકારણ્ય, ગોદાવરી, કૃષ્ણા, તુંગભદ્રા, કાવેરી, સિંહલદ્વીપ એ વિષે વિગતવાર માહિતી આપવી.

તે પછી નાની નાની ભટકતી ટોળીઓ (Nomadic tribes) અને સ્થાયી ખેડૂતો વચ્ચેનો ભેદ, અને આ રહેણીના ભેદને લીધે ઉત્પન્ન થતો સંસ્કૃતિનો ભેદ. [ઉદાહરણાર્થ: ભટકતી ટોળીઓમાં લોહીના સંબન્ધ અથવા જાતિઅભિમાન તરફ વધારે ધ્યાન અપાય છે, જ્યારે ખેડૂતોમાં સ્થાનિકસંબન્ધ અથવા દેશાભિમાન તરફ વધારે ધ્યાન અપાય છે; આ ભટકતી ટોળીઓનું ધન ઢોર અને ગુલામ હોય છે, ત્યારે ખેડૂતોનું ધન તેમની જમીન છે; સ્થાપત્યકળા ખેડૂતોમા જ નિર્માણ થઈ શકે છે; ભટકતી ટોળીઓની કળા તેમનાં હથિયારો, યજ્ઞનાં ઉપકરણો, રાચરચીલાં વગેરેમાં દેખાય છે; વગેરે વગેરે. ]

આર્ય, અનાર્ય, દ્રાવિડ વગેરે જાતિનો ગોટાળો અહીં સ્પષ્ટ કરવો.

ભારતીય યુદ્ધકાળ ત્યારબાદ વર્ણવવો. ઉપનિષત્કાળની સમાજસ્થિતિ અને રાજ્યબંધારણની સાથે આ કાળ સરખાવવો.

રામાયણના અયોધ્યાના વર્ણન સાથે હસ્તિનાપુર ઇંદ્રપ્રસ્થનું વર્ણન સરખાવવું. શ્રીકૃષ્ણે સમુદ્રકાંઠે દ્વારિકા વસાવીને નગરરચનામા એક ક્રાન્તિ કરી તે બતાવવા માટે દ્વારિકાનું વર્ણન અને રક્ષણની વ્યવસ્થા કહેવી.

હિન્દુસ્તાનમાં પ્રથમ નાના નાનાં રાજ્યો હતાં, તેમાંથી મહાન સામ્રાજ્યો કેમ અને કેવી રીતે બનતાં ગયાં એ શોધી કાઢવા તરફ ધ્યાન ખેંચવું.

પરશુરામે પૃથ્વી નિઃક્ષત્રિય કરવાનો પ્રયાસ કર્યો તેથી ક્ષત્રિયોએ મળીને રાષ્ટ્રસંઘ બનાવીને ચક્રવર્તિપદ્ધતિ શરૂ કરી હશે ?

કૃષ્ણચરિત્રમાં યવનનો ઉલ્લેખ આવે છે એ યવન કોણ? નાગ લોકો અસલ ક્યાંના ? તેમની સંસ્કૃતિની વિશેષતા કઈ ?

સૂર્યવંશ અને ચન્દ્રવંશ વચ્ચે શા ઉપરથી ભેદ પડ્યો ? ભિન્ન ભિન્ન સમયે આર્ય લોકોની ભિન્ન ભિન્ન ટોળીઓ આ દેશમાં આવી એમ કહેવાય છે. તેથી આ ભેદ પડ્યો? અથવા કાલગણનાની પદ્ધતિમાં મતભેદ થવાથી ધાર્મિક ( યજ્ઞાદિક ) વિધિમાં ભેદ ઉત્પન્ન થવાને લીધે આ ભેદ પડ્યો ? કે એ દેશભેદ હતો ? અથવા શું ચન્દ્રવંશી રાજાઓએ અનાર્ય લોકો સાથે ભળી જવાનો નિશ્ચય કર્યો હતો ? સૂર્યવંશી રાજાનો રાજ્યવ્યવસ્થાનો આદર્શ અને ચન્દ્રવંશી રાજાનો તે આદર્શ એ બેની વચ્ચે કંઈ તફાવત હતો ?

હવે પછી ગ્રીક લોકોનો સંબન્ધ આવે છે તે એકાએક શરૂ ન કરતા પ્રથમ હોમર, હરક્યુલિસ (હરિકુલેશ) ના સમયથી લઇને ઍલેક્ઝાંડર (સિકંદર) સુધીનો ગ્રીક લોકોનો ઇતિહાસ ટુંકામા આપવો

ગ્રીક લોકોની ધાર્મિક માન્યતા, ગ્રીક દેવતાઓ, ગ્રીક મૂર્તિપૂજા, યજ્ઞ, તહેવારો, સમાજરચના, યુદ્ધપદ્ધતિ અને સામાન્ય રીતે ગ્રીક સંસ્કૃતિ—એનું વિવેચન કર્યા પછી હિન્દી ઇતિહાસ પાછો શરૂ કરવો

આની શરૂઆતમા ડેરિયસના સમયની સામ્રાજ્યની હકીકત કહેવી, અને પછી બુદ્ધ ભગવાન તથા મહાવીર સ્વામીનુ વૃત્તાત, તેમના સમયની લોકસ્થિતિ, તેમના ધર્મસિદ્ધાન્ત, તેમણે સ્થાપેલા મઠો વગેરેની વિગત આપવી

હવે પછીનો મહત્ત્વનો મુદ્દો—હિન્દુસ્તાનનો વેપાર કેમ વધતો ગયો અને પારદાઓએ હિન્દુસ્તાન ઉપર ચડાઈ કરવાનુ કેમ શરૂ કર્યું એ બાબતનો આવશે

ઉત્તર હિન્દુસ્તાનના વર્ણનમા આ સ્વારીઓનુ વર્ણન વધારે આવે છે વેપારની વૃદ્ધિ દક્ષિણ તરફ વધારે હતી

પરદેશી લોકો અહી આવીને વસ્યા અને તેઓએ બૌદ્ધ અને હિન્દુ એ બન્ને ધર્મોનો સ્વીકાર કર્યો તેને પરિણામે મહાયાન એ રાષ્ટ્રીય ધર્મ ઉત્પન્ન થયો પણ આખરે તે પણ હિન્દુ ધર્મમા સમાઈ ગયો આ જ હિન્દુ સંસ્કૃતિ ચીનમા પ્રસરી

* * *

હિન્દુ ધર્મ સાથે ભળી ન ગયો તેવો પહેલો ધર્મ મુસલમાની એમ થવાનું પણ કારણ છે ગ્રીક, રોમન, પારસી, ચીની સમાજરચનામા એક જાતની વર્ણ વ્યવસ્થા અથવા વર્ણભેદ હતો અગ્નિપૂજા, યજ્ઞ, મૂર્તિપૂજા વગેરે પણ બધામા સરખા હતા તેથી આ બધા સમાજો ઉપર હિન્દુ ધર્મની અસર ઠીક પડી નિર્વર્ણી અને મૂર્તિદ્વેષી મુસલમાની ધર્મનો એ જ રહ્યો

માટે હિન્દુસ્તાનનો ઇતિહાસ હર્ષ સુધી આવ્યા પછી મુસલમાની ધર્મ અને મુસલમાની સમાજની પૂર્વપીઠિકા આપવી આમા પયગંબરના સમયની લોકસ્થિતિ, પયગંબરનો જન્મવૃત્તાત, તેમના ધર્મમતો અને તેમની સંઘરચના આપીને મુસલમાની ધર્મનો પ્રસાર કેવી રીતે અને ક્યા ક્યા થયો તેનો ઇતિહાસ આપવો અને મુસલમાની સંસ્કૃતિની વિશેષતા સ્પષ્ટ કરવી

અરબસ્તાન, તુર્કસ્તાન, ઇરાન, મધ્ય એશિયા, ઇજીપ્ત, દક્ષિણ યુરોપ વગેરે પ્રદેશોમા ઇસ્લામે શુ શુ કર્યું છે તેનુ જ્ઞાન થવાથી ઇસ્લામી ધર્મના હુમલાઓ હિન્દુસ્તાન ઉપર કેમ થયા એની ઐતિહાસિક ઉત્પત્તિ સમજાશે નહિ તો હિન્દુસ્તાન ઉપરના મુસલમાનોના હુમલાઓ એટલે આ

દેશ ઉપર ક્યાંકથી પડેલી તીડોની ધાડ અથવા ઈશ્વરી કોપથી થયેલો પ્લેગનો ફેલાવો હતો એવો જ ખ્યાલ બંધાય છે. મુસલમાની સંસ્કૃતિનો બરાબર ખ્યાલ આવવાથી તેની હિન્દુસ્તાનના ઇતિહાસ ઉપર કેવી છાપ પડી તે સમજવું સહેલું થશે.

[ડૉકટર લોક કહે છે, જ્યારે શરીર નબળું પડે છે અને લોહીમાંના આરોગ્યજન્તુઓ ક્ષીણપ્રાણ થાય છે ત્યારે જ બહારનાં જન્તુઓ શરીરમા ઘૂસીને ઘર કરે છે. હિન્દુસ્તાનનું તેવું જ થયું છે. શક, હૂણ, પહ્લવ, પઠાણ, મોગલ, યૂરોપીઅન બધા આવી સન્ધિ સાધીને જ આવ્યા છે.]

પઠાણ અને મોગલ વચ્ચેનો ભેદ આપણા મનમાં સ્પષ્ટ થતો નથી. તેનું અધ્યયન કરીને મુસલમાની રિયાસતનો ઇતિહાસ સ્પષ્ટ કરવો જોઇયે. શૌર્ય સાથે દાવપેચ વાપરીને કેમ લડવું એ મુસલમાનો પાસેથી આપણે શીખવું રહ્યું હતું તેમજ સમાનભાવ પણ જાગૃત કરવો હતો. સુનિયન્ત્રિત રાજ્યપદ્ધતિ હિન્દુઓની હતી અને તેથી મુસલમાનોના સમયમાં રાજ્યપદ્ધતિમાં હિન્દુ લોકોનો જ હાથ વધુ હતો. મુસલમાનો પાસેથી જે શીખવાનું હતું તે શીખી લીધા પછી હિન્દુઓએ ફરી માથું ઊંચું કર્યું.

* * *

રાષ્ટ્રમાં સંપત્તિ અને સામર્થ્યનું કંઈ પણ પ્રમાણ હોવું જોઇયે. તે ન હોય તો ઉત્પાત થાય છે. સામર્થ્ય વધારે હોય અને સંપત્તિ ઓછી હોય તો પરદેશ જઇને વેપાર અથવા લૂંટફાટ કરવાનું મન થાય છે, અને સંપત્તિ વધારે હોય અને સામર્થ્ય ઓછું હોય તો પરદેશીઓની સવારીઓ અથવા વેપાર દેશમાં આવી પડે છે. હિન્દુસ્તાનમાં ઉદ્યોગહુનર વધી જવાથી અહીં સંપત્તિ એકત્રિત થઈ. સંપત્તિનો જે સંગ્રહ કરે તેણે સામર્થ્ય મેળવવું જોઇયે અને બાહ્ય દુનિયા વિષેનું જ્ઞાન જાગ્રત રાખવું જોઇયે. આ બન્ને બાબતમાં હિન્દુસ્તાન ગાફેલ રહ્યું તેથી નખ-દંષ્ટ્રા-વિષાણ-વિહીન અને માંસલ અજાપુત્ર જેવી હિન્દુસ્તાનની સ્થિતિ થઈ, અને દુનિયાના બધા લોકો વારાફરતી અહીં આવ્યા.

* * *

અહંકાર બે પ્રકારના હોય છે. (૧) પાડોશીઓ વિષે ઉદાસીન રહેવું; (૨) પાડોશીઓના કારભારમાં માથું મારવું. હિન્દુઓમાં પહેલા પ્રકારનો અહંકાર હતો, ત્યારે યૂરોપીઅનોમાં બીજા પ્રકારનો. તેથી આ બે અહંકારનો એટલે હિન્દી અને યૂરોપી સંસ્કૃતિનો પરમેશ્વરે યોગાયોગ ઘટાવ્યો. અત્યન્ત પ્રાચીન કાળથી હિન્દુસ્તાનનો વેપાર પોતાના હાથમાં લેવા માટે ઇરાની, અરબી, તાતાર, રોમન વગેરે લોકોએ કેવા કેવા

પ્રયત્ન કર્યો અને દુનિયાના રાજકારણનાં કેન્દ્રો ક્યાં ક્યાં બદલાતાં ગયાં તે બતાવીને યુરોપીઅનોએ હિન્દુસ્તાન્ આવવાનો સ્વતન્ત્ર રસ્તો ખોળવાના કેવા પ્રયત્નો કર્યા એ બતાવવું.

હિન્દુસ્તાનનો રસ્તો શોધવાના પ્રવાસમાં જ યુરોપીઅન લોકોને આફ્રિકા ખંડની વધારે માહિતી મળી, તેને પરિણામે ગુલામગીરીની પ્રથા વધી. એ શોધમાં જ અમેરિકાની શોધ થઈ. ગુલામગીરીની પ્રથા અને અમેરિકાની શોધ એ બેનો સંયોગ થઈ અમેરિકાનું સોનું યુરોપમાં આવવા લાગ્યું. તેથી યુરોપીઅન લોકોનું સાહસ વધ્યું, તેઓ હિન્દુસ્તાનમાં આવ્યા અને હિન્દુસ્તાન સાથે મોટો વ્યાપાર ચલાવ્યો. અહીંના લોકોને બાહ્ય જગતની સ્થિતિ અને દુનિયાના વ્યાપાર વિષે કંઈ ભાન નહોતું. મુસલમાનો સાથે ધર્મયુદ્ધ કરવામાં જ હિન્દુઓ મશગુલ હતા. મુસલમાનો ભોગવિલાસથી ક્ષીણ થઈ ગયા હતા. તેથી હિન્દુ અને મુસલમાન બન્ને જણાએ હરેક અણીને વખતે આ પારકા વેપારીઓની લશ્કરી મદદ માગી, અને જેના હાથમાં લશ્કરી સત્તા અને વેપાર તેનું જ રાજ્ય એ સિદ્ધાન્ત પ્રમાણે યુરોપીઅનોનું અહીંઆં રાજ્ય થયું, એ બધું સ્પષ્ટ કરવું જોઈએ.

* * *

યુરોપીઅનોનું આગમન, હિન્દુસ્તાનમા પ્રભુત્વ મેળવવાના હેતુથી તેઓમાં માહોમાંહે થયેલા યુદ્ધો સ્પષ્ટ કરવાને માટે કોન્સ્ટાન્ટિનોપલના પતનથી એલિઝાબેથ સુધીનો યુરોપનો ટુંકો ઇતિહાસ—ખાસ કરીને ઇંગ્લંડનો ઇતિહાસ—અહીંઆં કહેવો અને બ્રિટિશ રિયાસત ચલાવવી

અંગ્રેજી શિક્ષણનું હિન્દુ સંસ્કૃતિ ઉપર શુ પરિણામ થયુ છે અને હિન્દુસ્તાનનો દુનિયા સાથેનો સંબન્ધ કેમ વધતો જાય છે એ ત્યારપછી બતાવવું, અને હિન્દુસ્તાનના ઇતિહાસનું વર્તમાન કાળમાં વિસર્જન કરવું.

* * *

બની શકે તો ત્યારપછી, એક ભાવિ સંકટની સૂચના આપવી. યુરોપીઅન વેપારનો જાપાનમાં થયેલો પ્રવેશ, તેથી થયેલી જાપાનની સામાજિક અને રાજકીય ક્રાન્તિ, ચીન જાપાનનું યુદ્ધ, રશિયા જાપાનનું યુદ્ધ, યુરોપીય મહાયુદ્ધ, હિન્દુસ્તાનમાં જાપાનનો વધતો જતો વેપાર, મહાયુદ્ધને પ્રસંગે જાપાની નૌકાસૈન્યે હિન્દુસ્તાનનું કરેલું રક્ષણ વગેરેનુ વર્ણન કરી આ જાપાની સંકટનું સૂચન કરવું.

* * *

હિન્દુસ્તાનમાં આઠ કરોડ મુસલમાન કાયમના વસ્યા છે. માટે ઇસ્લામી દુનિયાનો ઇતિહાસ અને ઇસ્લામી સંસ્કૃતિની આજની સ્થિતિ શી છે એનું

વર્ણન કર્યા વગર હિન્દુસ્તાનનો ઇતિહાસ પૂરો થયો નહિ ગણાય. માટે આ વિષય ઉપર એક પરિશિષ્ટ આપવું જોઈએ.

* * *

સૂચના—આ નોંધોમાં રાજકીય સત્તા, સંસ્કૃતિ, સમાજરચના અને વ્યાપાર એટલી જ બાબતોનું વિવેચન કર્યું છે. ધર્મ, તત્ત્વજ્ઞાન, જાતિમીમાંસા (Ethnology) અને લલિત કળા વિષે કાંઈ પણ લખેલું નથી. ઉપલી નોંધ ઉપરથી આ બાબતોમાં પણ દિશા સૂઝી શકે તેમ છે. મુખ્ય ઉદ્દેશ હિન્દુસ્તાનનો ઇતિહાસ જીવન્ત કેમ થઈ શકે અને દુનિયાના ઇતિહાસ સાથે એનો સંબન્ધ કેમ બતાવી શકાય, તેમજ ઇતિહાસમાંથી ઇતિહાસનું રહસ્ય—અથવા Philosophy of History—કેમ ઘટાવવું એ છે.

## ભૂગોળની યોજના

[ ભૂગોળનું એક સાર્વોપયોગી પુસ્તક ગુજરાતી ભાષામાં તૈયાર કરવા સંબન્ધી કેટલીક સૂચનાઓ ]

ઔરંગઝેબ બાદશાહ થયો ત્યારે તેનો શિક્ષક બારે આશામાં તેની પાસે શિરપાવ માગવા ગયો. તેને ઔરંગઝેબે જે ઉત્તર આપ્યો તેમાં તેણે કહ્યું છે કે 'પૃથ્વી ઉપરની દરેક પ્રજાના ખાસ લક્ષણો સંબન્ધે, તેની સાધનસંપત્તિ, તેનું બળ, તેની યુદ્ધકળા અને યુદ્ધનીતિ, તેના રીતરિવાજ, તેનો ધર્મ, તેની રાજ્યપદ્ધતિ અને તેનો મુખ્ય લાભ શામાં રહેલો છે તે બધાથી મને માહિત કરવાની શું તમારી ફરજ ન હતી?' આખા ઉત્તરમાંના આ એક વાક્ય ઉપરથી તે બાદશાહનો ભૂગોળ વિષે શો ખ્યાલ હતો તે જણાઈ આવે છે, અને તે જ ભૂગોળનો યથાર્થ ખ્યાલ છે. પોતાની આસપાસની દુનિયા કેવી છે તેનો ચોક્કસ ખ્યાલ મનુષ્યના સર્વાંગી વિકાસ માટે અત્યન્ત આવશ્યક છે અને તેથી જ ભૂગોળનો અભ્યાસ બહુ ઉપયોગી છે. શહેરો અથવા નદીઓ કે પર્વતોનાં નામ અને તે ક્યાં આવ્યાં છે તે ગોખી જવું એ કાંઈ ભૂગોળ નથી અને તે એટલું ઉપયોગી પણ નથી. છતા આપણી શાળામાં ઘણેખરે ભાગે ભૂગોળનો વિષય આટલું જ્ઞાન આપવામાં સમાપ્ત થાય છે. બાળકને હમેશાં પોતાની આસપાસની દુનિયા વિષે વધારે ને વધારે જાણવાની જિજ્ઞાસા અને ઉત્સાહ હોય છે, છતાં તે શીખવવાનો જે વિષયનો હેતુ છે તે શાળામા બાળકને તદ્દન અપ્રિય કરી મુકવામાં આવે છે. તેનું મુખ્ય કારણ વિદ્વાનો અને શિક્ષકોની આ વિષય પ્રત્યે ઉદાસીનતા અને

તેને પરિણામે ભાષામા સારા પાઠ્ય પુસ્તકનો અથવા કોઈ પણ પુસ્તકનો અભાવ છે

શિક્ષણક્ષેત્રમા અનેક વિષયોની ભૂમિને ગમે તો ખગગ રીતે પરન્તુ ખેડવાનો પ્રયત્ન થયો છે, ત્યારે ભૂગોળનો વિષય તો બીલકુલ ખેડાયો જ નથી બીજા વિષયોમા સારા પાઠ્ય પુસ્તકને અભાવે શિક્ષકો તે વિષયો ઉપર લખાયેલા મોટા ગ્રન્થોનો આશ્રય લઈ શકે છે, પરન્તુ ભૂગોળના વિષય ઉપર તો તેવા ગ્રન્થો પણ નથી અંગ્રેજી ભાષામા ભૂગોળના વિષય ઉપર સારા ગ્રન્થો તથા પાઠ્ય પુસ્તકો છે, પરન્તુ તે હિન્દી વિદ્યાર્થીને સપૂર્ણ રીતે ઉપયોગી થઈ શકે તેમ નથી, કારણ તે હિન્દી દૃષ્ટિથી લખેલા હોતા નથી, તેમા હિન્દુસ્તાનની હકીકતને વિશેષ અગત્ય આપી તેને પ્રધાનપદ આપેલુ હોતુ નથી દરેક દેશના વિદ્યાર્થીઓ માટે જુદા જુદા પાઠ્ય પુસ્તકો હોવા જોઈયે એટલે હિન્દી વિદ્યાર્થીઓ માટેના ભૂગોળના પુસ્તકમા પ્રધાન સ્થાન હિન્દુસ્તાનને, પછી હિન્દુસ્તાનને જે દેશો સાથે નિકટ સબન્ધ હોય તથા હિન્દીઓ જે દેશોમા જઈને વસેલા હોય તે દેશોને, અને ત્યારપછી શેષ દુનિયા સબન્ધી હકીકતને સ્થાન અપાવુ જોઈયે જેવી દેશ પરત્વે જુદા પુસ્તકની જરૂર છે તેવી જ કાળ પરત્વે પણ છે ગઈકાલનુ લક્ષ્ય હમેશા એક જ હોતુ નથી ભિન્ન ભિન્ન સમયે તે ભિન્ન ભિન્ન રહેલુ છે એમ કહેવાય છે કે હિન્દુસ્તાનમા પ્રાચીન સમયમા લોકોને ભૂગોળ સબન્ધી માહિતી ઘણી ઓછી હતી, કારણ તે વિષય ઉપર કોઈ ગ્રન્થ લખાયેલા નથી હાલની રીતિએ ભૂગોળનો કોઈ ગ્રન્થ લખાયેલો નથી એ વાત ખરી છે, પરન્તુ તેનુ કારણ એ છે કે આજકાલ જેમ પશ્ચાત દેશોના મૂળ વતનીઓનો ઉચ્છેદ કરી અથવા તેમને તાબે કરી તેમની મજૂરીનો લાભ લઈ, ખેતીથી અથવા બીજી રીતે તે દેશોની સપત્તિ હરી જવાની વૃત્તિ સુધરેલા ગણાતા દેશોની છે તેવી પ્રાચીન હિન્દુસ્તાનની ન હતી ધાર્મિક વૃત્તિનુ જ દેશમા સામ્રાજ્ય હતુ તેથી 'તીર્થયાત્રાપ્રબન્ધ', 'ઉત્તરાખડમાહાત્મ્ય' જેવા તીર્થયાત્રા સબન્ધી માહિતી આપનારા પુસ્તકો લખાયેલા છે તે પુસ્તકો તે યુગની સકુચિત જરૂરીયાત પૂરી પાડતા

શોચનીય સ્થિતિ એ છે કે ઘણા પ્રાચીન સમયથી તે આજ સુધી આપણા લોકોએ અન્ય દેશો સબન્ધી માહિતી મેળવવા કાઈ ઇચ્છા જ રાખી નથી હૂણ તથા શક લોક આવી લૂટફાટ કરી ચાલતા થયા, ગ્રીક લોકોએ આવી આપણા દેશ સાથે વેપારનો સબન્ધ બાધ્યો, મુસલમાનોએ ઘણા સમય સુધી માત્ર ચડાઈ કરનારાઓ તરીકે આવ્યા કર્યુ અને છેવટે અહી આવીને વસવાટ કર્યો, પછી યૂરોપીય પ્રજાઓ આવી અને તેમણે પ્રથમ વેપાર જમાવ્યો અને પછી રાજ્યસત્તા જમાવી, છતા એ બધા લોકો

ક્યાંથી આવ્યા, આપણે ત્યાંથી માલ લઈ જઈને શું કરે છે, વગેરે જાણવાની આપણા લોકોએ અપેક્ષા રાખી જ નથી. તેમના દેશ સંબન્ધી તો શું, પરન્તુ આપણા દેશ સંબન્ધી પણ જેટલી હકીકત ગ્રીક અને ચીના મુસાફરોએ આપી છે અને હાલ પણ યુરોપીય વિદ્વાનો જેટલી માહિતી મેળવવાનો પ્રયત્ન કરે છે તેનો દસમો ભાગ પણ આપણે નથી કરતા. આપણે દુનિયાને હમેશ પરદેશીઓનાં ચશ્માં વડે જોઈ છે અને હમણાં હમણાં તો આપણા દેશને પણ આપણે યુરોપીય ચશ્માં વડે નિહાળીએ છીએ. પરદેશીઓ કુદરતી રીતે જ, જે વૃત્તાન્ત અને વિગતો પોતાને હિતકર અને અનુકૂળ હોય તેના ઉપર ભાર મુકે. તેથી પરદેશીઓને હાથે લખાયેલાં પુસ્તકોમાં આપણી દૃષ્ટિ હોઈ ન શકે અને તેવાં પુસ્તકો દ્વારા આપણા દેશના વિદ્યાર્થીઓને તેવું જ્ઞાન ન મળી શકે.

*અત્યારે દેશની પ્રવૃત્તિ સર્વતોમુખી થઈ છે, એટલે આ કાળના* ભૂગોળના પુસ્તકમાં ધાર્મિક માણસને માટે તીર્થસ્થાનો, પવિત્ર ક્ષેત્રો, પવિત્ર નદીઓ, સિદ્ધમઠો, દેવોને અત્યન્ત પ્રિય ગણાતાં રમણીય પર્વતશૃંગો, સન્ત પુરુષોનાં જન્મ અને મરણનાં સ્થાનો, તેમજ ધર્મને માટે જ્યા જાત કુરબાન કરવામાં આવી હોય તેવાં સ્થળો સંબન્ધી હકીકત; વેપારી માટે બંદરો, વેપારના મથકો, વેપારના માર્ગો વગેરે સંબન્ધી હકીકત; વિદ્વાનો માટે વિદ્યાપીઠો, પદાર્થસંગ્રહાલયો વગેરે સંબન્ધી હકીકત;—એમ અનેક વિષયો સંબન્ધી માહિતી આપવી જોઇયે.

આ પુસ્તક શાળામા પાઠ્ય પુસ્તક તરીકે ઉપયોગમાં આવે એવી ધારણાથી અમે નીચેની સૂચનાઓ નથી કરી. ભૂગોળના વિષયમાં હિન્દી વિદ્યાર્થીને કેટલી માહિતી ખાસ કરીને આપવી જોઇયે તે સંબન્ધે શિક્ષકોને દિશા સૂચવવાનો અને તે માહિતી એક પુસ્તકમાં સંગ્રહિત કરવાનો અમે યોજેલા પુસ્તકનો હેતુ છે. આ પુસ્તકની મદદ વડે શિક્ષક વિદ્યાર્થીની બુદ્ધિ તથા ગ્રહણશક્તિ ધ્યાનમાં લઇ પોતાનો સ્વતન્ત્ર પાઠ આપી શકે તથા શિક્ષણશાસ્ત્રમાં પ્રવીણ ગૃહસ્થો જુદી જુદી શ્રેણીના વિદ્યાર્થીઓને માટે જુદાં જુદાં પાઠ્ય પુસ્તકો રચી શકે.

આ પુસ્તકમાં અમે કેટલીક એવી માહિતી આપવાની સૂચના કરી છે કે જે ભૂગોળના બહારના વિષયની ગણી શકાય. પરન્તુ તેનું કારણ એ છે કે તે તે વિષયો ઉપર જ્યાં સુધી જુદા ગ્રન્થો રચાયા નથી ત્યાં સુધી આ પુસ્તક જેટલું વ્યાપક બની શકે તેટલું સારૂં.

આ પુસ્તકની યોજના એવી છે કે પુસ્તકના ત્રણ ભાગ પાડવા. પ્રથમ માં હિન્દુસ્તાન સંબન્ધી હકીકત આવે, બીજા ભાગમાં હિન્દુસ્તાનને

દુનિયાના જે દેશો સાથે અતિ નિકટ સંબન્ધ છે તે તથા જે દેશોમા જઈને હિન્દીઓએ વસવાટ કર્યો છે તે સબન્ધી હકીકત આવે, અને ત્રીજા ભાગમા ગેર દુનિયા સબન્ધી હકીકત આવે

હિન્દુસ્તાન સબન્ધી જે વિગતો ખાસ આપવી જોઈયે તે નીચે પ્રમાણે –

### ૧. આબોહવા

હિન્દુસ્તાનની ભૌગોલિક સ્થિતિ અને તે સ્થિતિના જુદા જુદા ભાગની આબોહવા ઉપર થતા પરિણામો

### ૨. દેશનું કુદરતી સ્વરૂપ ( Configuration )

૧ પર્વતો, દિશા, વિસ્તાર, ઉંચાઈ

૨ સપાટ પ્રદેશ—વિસ્તાર વેરાન છે કે ફળદ્રુપ ?

૩ નદીઓ—મુખ્ય પ્રવાહની દિશા, પ્રવાહનુ જોર, લબાઈ, તેના પાણીનો આસપાસ ખેતી માટે ઉપયોગ થઈ શકે છે કે કેમ અને કેટલો થાય છે, કેટલે સુધી તેમા વહાણ ચાલી શકે છે, કેટલા પ્રદેશમાથી તેને પાણી મળે છે અને કેટલા પ્રદેશને તે પાણી આપે છે, પ્રાચીન પ્રવાહ અને તેમા થયેલો ફેરફાર

૪ સમુદ્રકિનારો—કિનારાના પ્રદેશની લબાઈ, નદીઓના મુખોનુ ઉંડાણ, હિન્દુસ્તાનમા અખાત ઓછા હોવાથી દરીઆકિનારાનો ઉપયોગ ઓછો થાય છે, કિનારા પાસેના દ્વીપો, બદરો (સ્વાભાવિક તથા કૃત્રિમ) ભૂશિરો, સામુદ્રધુનીઓ, સયોગીભૂમિઓ, ઉપસાગરો વગેરે

૫ જગલો—ક્યા ક્યા છે અને તેમા શુ શુ ઉત્પન્ન થાય છે તથા કેટલુ ઉપયોગમા લઈ શકાય છે, તેમા વસતા પશુપક્ષીઓ સબન્ધી માહિતી

૬ પવનની દિશા અને વેગ—ઋતુઓ પ્રમાણે, મોસમનો પવન અને તેની વરસાદ ઉપર અસર, હવામા ભેજ જુદે જુદે સ્થળે કેવો છે અને તેની વનસ્પતિ ઉપર અસર

૭ હવા ખાવાના સ્થળો—સમુદ્રકિનારા ઉપરના તથા પર્વતો ઉપરના સ્વાસ્થ્યપ્રદ સ્થળો ( Sanitoriums )

### ૩. ભૂસ્તરશાસ્ત્ર પ્રમાણે દેશના વિભાગ

૧ હિમાલયનો પ્રદેશ—શિવાલિક પર્વતો સુધીનો

૨ સિન્ધુ અને ગગાના પ્રવાહથી બનેલો પ્રદેશ, તથા તે બે નદીઓની વચ્ચેનો પ્રદેશ એટલે રજપૂતાના

૩ અરવલ્લી પર્વત તથા સાબરમતી અને મહી નદીથી બનેલા ગુજરાતના ખડસ્થ ભાગ

૪. સમુદ્રમાંથી ઉપસી આવેલો કાઠીયાવાડનો પ્રદેશ.

૫. વિન્ધ્ય અને સાતપુડા પર્વત તથા નર્મદા અને તાપી નદીથી બનેલો પ્રદેશ.

૬. સહ્યાદ્રિની પૂર્વનો પ્રદેશ તથા સહ્યાદ્રિની પશ્ચિમનો પ્રદેશ.

૭. લક્ષદ્વીપ તથા માલદ્વીપ.

૮. પૂર્વઘાટ તથા મહાનદી, ગોદાવરી, કૃષ્ણા, કાવેરી વગેરે નદીઓથી બનેલો પ્રદેશ.

૯. રામસેતુ.

૧૦ આન્દામાન તથા નિકોબાર દ્વીપો.

ઉપરના પ્રદેશો ભૂકંપ વગેરે ઉત્પાતોથી તથા નદીઓ અને સમુદ્રોનાં ધોવણ ( Erosive effect ) થી કેવી રીતે બનેલા છે તે સમજાવવું.

### ૪. દેશની ખનિજ અને ઉદ્ભિજ્જ સંપત્તિ

જમીનના પ્રકાર તથા પાક

### ૫. દેશના જાતિ તથા ભાષાવાર વિભાગ

(૧) જાતિવાર વિભાગ.

(૨) ભાષાવાર વિભાગ.

જાતિ એક હોય પણ ભાષા જુદી હોય, અને ભાષા એક હોય પણ જાતિ જુદી હોય, તથા ભાષા તથા જાતિ એક જ હોય એવા ત્રણ પ્રકાર દેશમાં જોવામા આવે છે, તે બતાવવું.

### ૬. વ્યાપાર, હુન્નર, ઉદ્યોગ

પ્રાચીન સમય*

૧. જુદે જુદે કાળે કઈ કઈ ચીજો કયે કયે સ્થળે બનાવવામાં આવતી અને તેમાંથી કઈ કઈ ચીજોનો કયા કયા દેશમાં નિકાસ થતો. મોતી, પ્રવાળ, મીઠું, માછલાં વગેરે સંબન્ધી વ્યાપારી હકીકત અહીં જણાવવી

૨. કઈ ચીજો પરદેશથી અને તે કયા કયા દેશમાંથી આયાત કરવામાં આવતી.

૩. ભારતવર્ષનાં બંદરો તથા આ દેશની સાથે સંબન્ધ ધરાવનારાં અન્ય દેશોના બંદરો.

*પ્રાચીન સમય એટલે હિન્દુસ્તાનનો વ્યાપાર યુરોપીય પ્રજાઓના હાથમાં ગયો તે પહેલાંનો સમય.

૪. ચીન, મધ્ય એશિયા, ઈરાન તથા એશિયા માઈનર ( એનેટોલિયા ) જવાના સ્થળમાર્ગ.

૫. સુમાત્રા, જાવા, સિંહલદ્વીપ, અરબસ્તાન તથા મેસોપોટેમિયા જવાના જળમાર્ગ.

૬. દેશની અંદરના જળમાર્ગ ( નદીના ) તથા સ્થળમાર્ગ.

અર્વાચીન સમય

પહેલા ત્રણ ઉપરના ત્રણ પ્રમાણે

૪. હિન્દુસ્તાનની અસલ બનાવટો ( indigenous industries ) વિષે હાલ ઘણી થોડી માહિતી છે. ભૂગોળના પુસ્તકમાં પહેલેથી આવતી ચીજો વિષે જે તેનું અનુક્રમ કરીને અહીં બનાવવામા આવે તો લખવામાં આવે છે, પરન્તુ અસલથી અહીં જ બનતી ચીજોની માહિતી આપવામા આવતી નથી, માટે તેની બરાબર તપાસ કરીને કઇ ચીજો કયા કયા સ્થળે હાલ બને છે તે જણાવવું

૫. યુરોપથી હિન્દમા આવવાના જળમાર્ગ, આફ્રિકાની દક્ષિણે કેપ ઑફ ગુડ હોપ આગળ થઇને આવવાનો જૂનો રસ્તો અને સુએઝ કૅનાલમા થઇને આવવાનો નવો રસ્તો

૬ યુરોપથી અહીં આવવાના સ્થળમાર્ગ—બગદાદ રેલવેનુ મહત્ત્વ—તે પોતાને હાથ કરવાનો જર્મનીનો હેતુ

૭ જાપાન, ઑસ્ટ્રેલિયા, ફીજી તથા અમેરિકા જવાના માર્ગ.

૭. ધર્મ

૧. યુરોપીય લેખકોએ લખેલા પુસ્તકોમા ધાર્મિક દષ્ટિ હોતી જ નથી આ દષ્ટિથી હિન્દુસ્તાનની ભૂગોળનો વિચાર કરતા પ્રથમ હિન્દુસ્તાનના કયા કયા ભાગમા કયા કયા ધર્મનો વિશેષ પ્રચાર છે તે જણાવવુ જોઇયે ઉદાહરણાર્થઃ શીખ ધર્મનો પ્રચાર પજાબમા, જમ્મુના સંસ્થાનમા તથા સિધમા છે, જૈન ધર્મનો પ્રચાર ગુજરાતમા અને રજપૂતાનાના કેટલાક ભાગમા તથા થોડો બગાળ તરફ છે, બૌદ્ધ ધર્મ નેપાળમા, બ્રહ્મદેશમા તથા સિંહલદ્વીપમા છે. આ જ પ્રમાણે મુસલમાન ધર્મનો, પારસી ધર્મનો તથા હિન્દુ ધર્મની શૈવ, શાક્ત, વૈષ્ણવ વગેરે શાખાઓનો પ્રચાર કયા કયા છે તે બતાવવુ

૨ ધાર્મિક મેળાઓ—કુંભનો, માઘનો, સિંહસ્થનો વગેરે કયા કયા થાય છે અને ક્યારે ક્યારે થાય છે તથા કયા કયાથી લોકો તેમા આવે છે તે બતાવવુ

૩ સાધુસન્તોના જન્મસ્થળો તથા કાર્યક્ષેત્રો, તીર્થક્ષેત્રો, સિદ્ધપીઠો,

જ્યોતિર્લિંગો, ચાર ધામો વગેરે બાબત માહિતી આપવા.

૪. પ્રાચીન સમયમાં જે યાત્રાનાં સ્થળ તરીકે પ્રસિદ્ધ હતાં, પણ હાલ જેનો નાશ થઈ ગયો છે તેવાં સ્થળો બાબત માહિતી આપવી.

૫. જૈન, મુસલમાન, પારસી, શીખ વગેરે ધર્મોનાં તીર્થક્ષેત્રો તથા પવિત્ર સ્થળો બાબત માહિતી આપવી.

૬. અભણ લોકોમાં અને શુદ્ર વર્ણમાં ઘણા નાના નાના પંથો, જેવા કે રામદેવ પીરનો પંથ, દાદુ પંથ, બીજક પંથ, બૈરાગીનો પંથ વગેરેનો પ્રચાર ઘણો છે; તેમના મુખ્ય સ્થળ અને વિસ્તાર વિષે માહિતી આપવી.

## ૮. વિદ્યા

૧. પ્રાચીન વિદ્યાપીઠો—સંસ્કૃત વિદ્યાની, બૌદ્ધોની, મુસલમાનોની તથા જૈનોની. કેટલાંક સ્થળો અમુક એક ખાસ શાસ્ત્ર માટે પ્રખ્યાત થયેલાં હતાં; જેવાં કે નવદ્વીપ (નદિયા) નવ્યન્યાય માટે, ઉજ્જયિની તથા જયપુર જ્યોતિષ માટે, આગ્રા અને જયપુર શિલ્પ માટે; તે સંબન્ધી માહિતી આપવી.

૨. પ્રાચીન પંડિતોના સંબન્ધથી પ્રસિદ્ધિ પામેલાં સ્થળો બાબત માહિતી આપવી.

૩. પ્રાચીન સમયમાં વિદ્યાની પરિષદો (સમિતિઓ) જ્યાં જ્યાં થયેલી તે તે સ્થળો સંબન્ધી માહિતી આપવી.

૪. અર્વાચીન વિદ્યાપીઠો ( Universities ), શાસ્ત્રીય શોધસંસ્થાઓ ( Research Institutes ), રાષ્ટ્રીય શિક્ષણનાં સ્થળો, પદાર્થસંગ્રહાલયો Museums ) તથા પુસ્તકાલયોનાં સ્થળો સંબન્ધી માહિતી આપવી.

## ૯. લશ્કરી દૃષ્ટિએ જાણવાજોગ હકીકત

૧. કુદરતી સરહદ અને સરહદનો પ્રદેશ.

૨. પર્વતો અને તેના ઘાટ.

૩. નદીના આરા તથા પૂલો

૪. પ્રાચીન કાળથી આજ સુધીમાં જુદે જુદે રસ્તે થયેલે હુમલાઓ આવ્યા છે તે રસ્તાઓ.

૫. દેશના બચાવને અનુકૂળ સ્થળો.

૬. લશ્કરી અનુકૂળતા પ્રમાણે દેશના વિભાગ.

૭. લશ્કરી છાવણીઓ તથા ચેતાળઘરો (Wireless installments.)

૮. કિલ્લાઓ તથા કોટબંધ શહેરો—પ્રાચીન તથા અર્વાચીન.

૯. નૌકાસૈન્યનાં મથક.

૧૦. દેશમાં જે જે સ્થો પુષ્કળ અનાજ મળી શકે તે સ્થળો
૧૧ લડાયક જાતો જે જે સ્થળમાં વસે છે તે સ્થળો

## ૧૦. ઐતિહાસિક ભૂગોળ

૧ ઐતિહાસિક દૃષ્ટિએ હિન્દુસ્તાનના બે વિભાગ—હિન્દુસ્તાન અને દક્ષ્ખણ

૨. પ્રાચીન સમયમા દેશના જુદા જુદા વિભાગ, તેમના પ્રાચીન નામો તથા દરેક ભાગનો વિસ્તાર

૩ પ્રાચીન નગરો તથા યુદ્ધક્ષેત્રો

૪ શિલાલેખો, સ્તભો, સ્તૂપો વગેરેના સ્થળો

૫ પ્રાચીન સમયમા (ખાસ કરીને અકબરે) મહેસુલ માટે કરેલા દેશના વિભાગ અથવા પ્રાન્ત કે સુબા

## ૧૧. રાજકીય ભૂગોળ

હિન્દુસ્તાનને જે દેશો સાથે નિકટ સબન્ધ છે તે દેશો સબન્ધી હકીકત નીચે પ્રમાણે·

ગ્રેટબ્રિટન—હિન્દુસ્તાન સાથે કઈ રીતનો સબન્ધ છે તે લખવુ (એ પ્રમાણે નીચેના બીજા દેશો સબન્ધી જણાવવુ)

લંડન—સામ્રાજ્યની રાજધાની, ઇન્ડિયા ઑફિસ, પાર્લામેન્ટ, પદાર્થ-સંગ્રહાલયો, પુસ્તકાલયો, હિન્દીઓ જે સ્થળોના સબન્ધમા આવે છે તે સ્થળો વગેરે

વેપારી અને ઔદ્યોગિક મથકો—મૅન્ચેસ્ટર, લૅન્કેશાયર, શેફીલ્ડ વગેરે

વિદ્યાપીઠો—લન્ડન, ઑક્સફર્ડ, કેમ્બ્રિજ વગેરે

નૌકાસૈન્યના મથક—તેની તથા હિન્દુસ્તાનની વચ્ચે આયાત નિકાસ

જાપાન—વેપારી અને ઔદ્યોગિક મથકો, વિદ્યાપીઠો, ચિત્રશાળાઓ, આયાત નિકાસ

અફઘાનિસ્તાન અને બલુચિસ્તાન—બોલનઘાટથી ખૈબરઘાટ સુધીના તમામ ઘાટોની બહુ જ વિગતવાર હકીકત, તે દેશો સાથેનો વેપાર

ઇરાની અખાત અને મેસોપોટેમિયા—વેપારના બદરો, આયાત નિકાસ

ચીનનો સમુદ્રકિનારો—વેપારના બદરો, આયાત નિકાસ

અરબસ્તાન—વેપારના બદરો, આયાતનિકાસ, મક્કા તથા મદીનાની વિસ્તૃત ભૂગોળ તથા ત્યા જવાના માર્ગ વિષે હકીકત

અમેરિકા—વિદ્યાપીઠો, આયાત

ફ્રાન્સ—પૅરિસ સાથેનો મોતીનો વેપાર.

ઇજિપ્ત—ત્યાંના રૂની આયાત.

હિન્દીઓ જે અન્ય દેશોમાં જઇને વસ્યા હોય તે દેશો સંબન્ધી આપવા યોગ્ય હકીકત નીચે પ્રમાણેઃ

૧. દુનિયાના જે જે ભાગોમાં હિન્દીઓ જઇને વસ્યા છે તે ભાગોનાં નામ અને ત્યાં વેપાર માટે, ખેતી માટે, મજૂરી માટે કે બીજા શા માટે વસ્યા છે તે હકીકત.

૨. દેશોના કયા કયા ભાગોમાંથી હિન્દીઓ ગયા છે તેનાં નામ અને ગયેલા માણસોની પ્રાન્તવાર સંખ્યા.

૩. જે જે દેશોમા હિન્દીઓ ગયેલા છે તેના ખાસ કયા કયા ભાગોમાં તેમણે વસવાટ કર્યો છે તે તથા ત્યાની આબોહવા સંબન્ધી સામાન્ય હકીકત અને અહીંની કયા પ્રાન્તની આબોહવા સાથે તેની સરખામણી થઈ શકે તે.

૪. તે દેશોમાં જવાનાં સાધન તથા સગવડ

૫. તે દેશોની રાજ્યવ્યવસ્થા ત્યા હિન્દીઓને કેટલા હક મળે છે અને કેટલી બાબતમા અધિકારહીનતા રહે છે તે સંબન્ધી ટુકી હકીકત.

અન્ય દુનિયા વિષે માહિતી નીચે પ્રમાણે-

ક. પૃથ્વીનું સામાન્ય સ્વરૂપ

૧. જમીન તથા પાણીના વિભાગ અને તેનું પ્રમાણ

૨. ખંડો તથા મહાસાગરો અને સમુદ્રોના નામ.

૩. પૃથ્વીના જુદા જુદા ભાગો ઉપર ગરમી તથા ઠંડી અને હવામા ભેજનું પ્રમાણ તથા પવનના મુખ્ય મુખ્ય પ્રવાહ.

૪. પૃથ્વીના જુદા જુદા ભાગમા મનુષ્યની વસ્તીનું પ્રમાણ—કયા ભાગોમા બહુ ગીચ વસ્તી છે અને કયા ભાગોમાં બહુ આછી વસ્તી છે તે.

૫. જુદી જુદી માનવજાતિઓ પ્રમાણે પૃથ્વીના વિભાગ.

૬. દુનિયાના મુખ્ય મુખ્ય ધર્મોના વિસ્તાર પ્રમાણે પૃથ્વીના વિભાગ

ખ. પૃથ્વી ઉપરના જુદા જુદા સામ્રાજ્યો તથા રાજ્યો અને તેમનો વિ

૧. બ્રિટિશ સામ્રાજ્ય.
૨. ફ્રેન્ચ ,,
૩. જર્મન ,,
૪. રશિયન ,,

૫. યુરોપનાં નાનાં રાજ્યો—ઇટલી, સ્પેન, પોર્તુગાલ, બેલજિયમ, સ્વીડ
નૉર્વે વગેરે.

૬. અમેરિકન સામ્રાજ્ય.

૭. ઑટોમન અથવા ટર્કિશ સામ્રાજ્ય.

૮. ચાઈનીઝ સામ્રાજ્ય.

૯. જાપાનીઝ સામ્રાજ્ય.

દરેક સામ્રાજ્ય તથા રાજ્યનાં રાજ્યબંધારણો કેવાં છે, તેમની વસાહ કયાં કયાં છે, તેમનું લશ્કરી અને નૌકાસામર્થ્ય કેટલું કેટલું છે, તેમ મુખ્ય આયાત અને નિકાસ કઈ કઈ છે તથા તેમના મુખ્ય ઉદ્યોગો કયા છે તે જણાવવું.

ગ. મનુષ્યને ખાસ ઉપયોગની વસ્તુઓ જેમાંની કેટલીક નીચે ગણ છે તે દુનિયાના કયા કયા ભાગમાં અને કેટકેટલા પ્રમાણ ઉત્પન્ન થાય છે:

૧. કાચો માલ

| | | |
|---|---|---|
| ઘઉં | રૂ | કોલસા—લાકડાં—કેરોસ |
| ચોખા | ઊન | લોઢું |
| બટેટા | રેશમ | સોનું |
| માંસ | | રૂપુ |
| માછલી | | તાંબું |
| ચ્હા | | એલ્યુમિનિયમ |
| તંબાકુ | | હીરામોતી |

૨. બનાવટી માલ (Manufactured products)

કાપડ
યન્ત્ર
દીવાસળી
કેળવાયેલાં ચામડાં
લોઢાનો સામાન
પોલાદનો સામાન વગેરે
દવાઓ

ઘ. દરેક ખંડ વિષે સામાન્ય હકીકત

એશિયા—દેશોનાં નામ, રાજધાનીઓ તથા મુખ્ય મુખ્ય શહેરો નામ સાથે

મુખ્ય મુખ્ય પર્વતો.
,, ,, નદીઓ—કાંઠાનાં શહેર સાથે.
,, ,, સમુદ્રો, અખાતો અને ઉપસાગરો.
,, ,, રણો તથા જંગલો.
,, ,, દ્વીપો.
,, ,, બંદરો.

આ પ્રમાણે યૂરોપ, આફ્રિકા, અમેરિકા તથા ઑસ્ટ્રેલેશિયા સંબન્ધી હકીકત.

### પરિશિષ્ટ

પ્રખ્યાત પ્રવાસીઓ તથા ભૂગોળશાસ્ત્રવેત્તાઓનાં અતિ સંક્ષિપ્ત જીવન-ચરિત્ર.

આ પરિશિષ્ટ આપવાનું કારણ એ છે કે તે ઉપરથી દેશના યુવાનોને ઇતિહાસ અને વિજ્ઞાનની જેમ ભૂગોળમાં પણ શોધખોળ કરીને દેશસેવા કરવાનો અથવા ધન અને કીર્તિ પ્રાપ્ત કરવાનો અવકાશ છે તે માલુમ પડે

## ભૂગોળનું જ્ઞાન કે ભૂગોળનું ભાન ?

[ એક મિત્રને લખેલો પત્ર ]

એવા પારેખ મારા જોવામાં આવ્યા છે, જેઓ એકાદ સોનાની વીંટી હાથમા આવતાં જ એ કેટલા તોલા અને કેટલા રતીભાર છે તે કહી દે. પાસે ઘડિયાળ ન હોય છતાં સ્વાભાવિકપણે જ કેટલા વાગ્યા તે કેટલાક કહી શકે છે. રાત્રે આંખ ઉઘડી જતાં કેટલા વાગ્યા હશે એ લગભગ બરોબર કહી દેવાની યુક્તિ મને પોતાને પહેલાં સાધ્ય હતી, હવે ભૂલી ગયો છું. લખતાં વાંચતાં નહિ જાણનાર લોકોની સ્મરણશક્તિ અને નિરીક્ષણ (અવ-લોકન) શક્તિ ઘણી તીવ્ર હોય છે. તેવી જ રીતે ગામડાંના લોકોને દિશાનું બહુ સારૂં ભાન હોય છે. કબુતરને આંખે પાટા બાંધીને અને પેટીમાં પૂરીને ફાવે તે રસ્તે આડીઅવળી વાટે એક ગામથી બીજે ગામ ને બીજેથી ત્રીજે લઈ જઈએ તોપણ તેને છોડ્યું કે તરત જ સીધું જ્યાંથી આવ્યું તે ગામ બારોબાર સીધી લીટીમાં જઈને બેસવાનું કબુતરમાં દિશાનું ભાન સ્વાભાવિક છે.

હવે પ્રશ્ન એ છે કે શિક્ષણમાં કયું ધ્યેય મુકરર કરવું. તમારો ભૂગોળ-

વિષયક પ્રશ્ન તમે પોતે નિરૂપણ કર્યો છે તેના કરતા વધારે વ્યાપક છે શિક્ષણનુ ધ્યેય કયુ ? લોકો આજ તો શિક્ષણની વ્યાખ્યા એક રીતે કરે છે અને વર્તન બીજી રીતે કરે છે અન્તસ્થ શક્તિઓનો વિકાસ કરવો એ થઈ શિક્ષણની વ્યાખ્યા, પરન્તુ બાહ્ય સાધનો વપરાશમા લેતા શીખવુ એ થયો તેનો માર્ગ પાશ્ચાત્યોની વ્યાખ્યા પ્રમાણે (તેમજ આપણી પ્રાચીન પ્રણાલિ પ્રમાણે) શિક્ષણ એટલે યોગવિદ્યા અધ્યાત્મ શુ કે કળા શુ, પદાર્થવિદ્યા શુ કે ધનુર્વિદ્યા શુ, પૂર્વે આપણે 'योगबलेन' સઘળુ અવગત અથવા હસ્તગત કરતા એક સ્થૂલ ઉદાહરણ આપુ તો, પહેલા અમગ્રોપ મ્હોડે કરતા, હવે પેસારમ કેમ વાપરવો એ શીખીયે છીયે પૂર્વે આપણે આક ગોખતા, આજ રેડી રેકનર કેમ વાપરવું કે ચેમ્બર્સનુ લાગરથમનુ કોષ્ટક કેમ વાપરવુ એ શીખીયે છીયે પૂર્વે કંઠમાથી ઉત્તમ સૂર કેમ નીકળે એની ઉપર અધિક ધ્યાન દેવાતું, આજ એ જ સૂર ગ્રામોફોનમા કેમ ઉતારના એની પછવાડે મહેનત લેવામા આવે છે ટુકામાં પૂર્વે કલાવાન થઈને શક્તિશાળી બનવા તરફ વલણ હતુ અને હવે ધનવાન થઈને સાધનવાન બનવાની પ્રવૃત્તિ જોવામા આવે છે

આજે યૂરોપમા સાધન સબન્ધે એક જાતનુ વૈરાગ્ય ઉપજવા લાગ્યુ છે અને અન્તસ્થ શક્તિની વૃદ્ધિ કરવાની લાલસા દીસી આવે છે, પણ કયે રસ્તે એ લાલસા તૃપ્ત થશે એ હજી નક્કી થયુ નથી ઉપકરણ ઉપર તેમનો મોટે ભાગે આધાર રહ્યો આપણે ત્યા આધાર ધ્યાન ઉપર હતો બેઉ પદ્ધતિઓમા ગુણ અને દોષ રહેલા છે સાધનો વડે નાલાયક હોય તે પણ ઘણુ સુખ ભોગવતા થાય છે અન્તસ્થ શક્તિ તો જેનામા હોય તેને પોતાને જ ખપ લાગે છે અગર પોતાને જ નડે છે નકશા વિષે આવુ જ બન્યું છે. हमारा स्वदेश हिन्दुस्तान કે प्यारा हिन्दुस्तान વાળા ગીત ગાતી વખતે લાકડાની બે ચીપોની વચ્ચે જડેલો લાલ અને પીળા ( અને ક્યાક ક્યાક લીલા ) રગ વાળો નકશો આખ સામે તરી આવે એ કેમ કામ આવે ? જરા વધારે શીખ્યો હોય તેને બહુ તો ફિલિપનો રિલીફ મૅપ સાભરી આવશે भारत हमारा देश है એ શબ્દો મુખમાથી નીકળે તેની સાથે જ દશરાને દિવસે ગગાજીમા સ્નાન કર્યું હોય તે, શિવરાત્રીને દિવસે રામેશ્વર પર અભિષેક કર્યો હોય તે, દીવાળીને ટાકણે શણગારેલુ અમૃતસર, મોહોરમના તહેવારોનુ પૂના, દુર્ગાપૂજા કરતુ કલકત્તા અથવા દશરાના સીમોલ્લઘન માટે નીકળી પડેલું વડોદરા આખ સામે તરવા જોઇયે 'अभ्रचुम्बितमाल हिमाचल' નો લલકાર આવે તે વેળાએ નદાદેવીનુ દિવ્ય શિખર, ગૌરીશકરનો ધવલ મુગટ સાભરવો જોઇયે હિન્દુસ્તાન શબ્દ કાને પડતા વેત આગ્રાનો તાજમહાલ, અજટાની ગુફાઓ, સિહગઢનો કિલ્લો અને અજમેરનુ પુષ્કર સરોવર, હલદીઘાટ તથા પાણીપતની સમરભૂમિઓનુ સ્મરણ થવુ જોઇયે, શકરાચાર્ય

અને સમુદ્રગુપ્ત, અશોક અને અકબર, કાલિદાસ અને તાનસેન, જગદીશ અને રવીન્દ્ર, ગાંધી અને તિલક, બિસંટ અને નિવેદિતા—એ બધાના ભ્રમગુ થવા જોઇયે.

પણ આ બધું બને કેમ કરીને ? અત્યારે 'સુવર્ણયુગ' બેઠો છે. સુવર્ણ માટે જ્યાં જુઓ ત્યાં પડાપડી થઇ રહી છે, કે છોકરો ઝટઝટ રળતો થવો જોઇયે, કેમકે પૈસા વિના કંઇ જ મળતું નથી. દેશાટન કરીને અને પ્રવાસીઓ જોડે હળીમળીને દેશભૂમિનું ભાન આસ્તે આસ્તે થાય એટલી વાર સુધી ધીરજ કોને હોય ? સાહિત્યાચાર્યો સ્ત્રીને અર્ધાંગી કહેતા આવ્યા છે; સ્ત્રીસ્વાતન્ત્ર્યના જમાનામાં એમના શબ્દો ખોટા પડ્યા છે. આજે મનુષ્યનું અર્ધું અંગ તો એનું ઘડિયાળ, સાઇકલ, થર્મૉમીટર, રેલવે ગાઇડ, રોજ્જંદાં છાપાં, નકશા અને Who is who એ છે

તમારો પત્ર આવ્યો તે જ વેળાએ મારો ભૂગોળનો વર્ગ ચાલતો હતો અને હું —ને પૂછતો હતો કે ઈશાન્ય કઈ ? તેણે કહ્યું: 'હું નકશા ઉપર બતાવી શકું, એમ ને એમ મને ખબર નથી.' આ ઉત્તરથી હું લજ્જિત થયો એ જ અવસરે તમારો પત્ર આવેલો

બે કલાક પછી જ એક અંગ્રેજી ચોપડીમાં મે વાચ્યુઃ . .

'Maps have become so completely mixed up with our thoughts of places far and near that we take their existence as a matter of course, almost in the same way as that of the sun above our heads or the air about us.'

# જીવન્ત ઇતિહાસ

હિન્દુસ્તાનનો ઇતિહાસ હિન્દુસ્તાનના લોકોએ લખેલો નથી એ વિધાનનો આપણે ગમે તેટલો વિરોધ કરીએ, તોપણ પ્રાચીન કાળનો આપણો ઇતિહાસ લખાયેલો છે એવું સિદ્ધ થતું નથી રામાયણ મહાભારત ઇતિહાસ કહેવાય નહિ આધુનિક દૃષ્ટિએ તે ઇતિહાસ નથી જ રામાયણ મહાભારતમા તેમજ પુરાણોમા ઇતિહાસ છે, પણ તે ધર્મનિશ્ચય કરવા માટે યોજેલા દૃષ્ટાન્તરૂપ છે. મહાવંશ અને દીપવંશ ઇતિહાસ ગણાય પણ તે સીલોનના છે, અને તેમા આવેલો ઇતિહાસ જૂજ છે કાશ્મીરની રાજતરંગિણી વિષે પણ એમ જ કહેવું પડે તેમ છે ત્યારે આપણો ઇતિહાસ કેમ નથી ? જીવનનું ગમે તે અંગ લો, તેમા આપણા લોકોએ અસાધારણ પ્રાવીણ્ય મેળવેલું છે, છતા આપણામા ઇતિહાસ કેમ નથી ?

ઇતિહાસ એટલે મનુષ્યજાતિ આગળ ઉભા થયેલા સવાલોની નોંધ આમાથી કેટલાક સવાલોનુ નિરાકરણ થયેલું હોય છે અને કેટલાક સવાલો હજી અનિર્ણિત છે. જે સવાલોનો નિશ્ચય થઈ શક્યો છે તે હવે સવાલો રહ્યા નથી. તેનું નિરાકરણ થયું છે અને તે સમાજમા—સામાજિક જીવનમા સંસ્કાર રૂપે દાખલ થઈ ગયા છે જેમ પચેલા અન્નનું લોહી બની જાય છે તેમ તે સવાલો રાષ્ટ્રીય માન્યતા અથવા સામાજિક સંસ્કારનું રૂપ પામ્યા છે. અન્ન પાચન થયેલું હોય તો કાલે મે શુ ખાધુ એનો જેમ મનુષ્ય વિચાર કરતો નથી, તેમ જે સવાલનો ઉકેલ આવી ગયો છે તે વિષે પણ તે ઉદાસીન રહે છે

હવે સવાલ રહ્યો અનિર્ણિત પ્રશ્નોનો આપણા લોકો પરમાર્થી (serious) છે. તેઓ અનિર્ણિત સવાલને કાગળ ઉપર દાખલ કરીને છોડી દેવા નથી માગતા અનિર્ણિત સવાલોમા મતભેદ હોય છે જેટલા મતભેદ

હોય તેટલા સંપ્રદાયો આપણે ઉભા કરીયે છીયે વેદના ઉચ્ચારણમા મતભેદ પડ્યો તો આપણે ભિન્ન ભિન્ન શાખાઓ ઉભી કરી જ્યોતિષમા મતભેદ પડ્યો ત્યા પણ આપણે સ્માર્ત અને ભાગવત એકાદશી જુદી જુદી માની દાર્શનિક તત્ત્વભેદ જણાયો તો આપણે દ્વૈતવાદી અને અદ્વૈતવાદી પથો સરજ્યા આહારભેદ થયો અથવા ધધાનો ભેદ પડ્યો ત્યારે આપણે જુદી જુદી ન્યાતો બાધી સામાજિક રિવાજોમા જ્યા મતભેદ પડ્યો ત્યા આપણે જ્ઞાતિની પેટાન્યાતો ઉભી કરી ભૂલથી માણસ રિવાજ તોડે અથવા મોટામા મોટુ પાપ કરે તેને માટે પણ તેને પ્રાયશ્ચિત્ત છે, તેટલા સારૂ નવી ન્યાત ઉભી કરતા નથી મહાન ઐતિહાસિક અને રાષ્ટ્રીય મહત્ત્વની ઘટનાઓનો ઇતિહાસ આપણે તહેવારો મારફત જાગ્રત્ રાખીયે છીયે દરેક સામાજિક હીલચાલના ઇતિહાસને તે તે હીલચાલના કેન્દ્રને તીર્થનુ રૂપ આપી આપણે જીવતો રાખેલો છે એ રીતે ઇતિહાસ લખવા કરતા ઇતિહાસ જીવવો એટલે કે જીવનમા જીવી બતાવવો એ આપણા સમાજની ખૂબી છે ચીથરામાથી બનેલા કાગળ ઉપર ઇતિહાસ સઘરવો એ સારૂ કે જીવનમા જ ઇતિહાસ સઘરવો એ સારૂ ? કયો વધારે સુધરેલો માર્ગ છે એ કહેવુ શુ મુશ્કેલ છે ? જ્યા સુધી પરપરા તૂટી ન હતી ત્યા સુધી આપણો ઇતિહાસ આપણા જીવનમાં જીવતો હતો હજી પણ લોકોના રિવાજ, લોકોની માન્યતાઓ, જ્ઞાતિબધારણો, તહેવારો વગેરે તપાસીયે તો ઘણો ઇતિહાસ મળી શકે એમ છે માત્ર તે ઘણે ભાગે રાજકીય નહિ હોય, રાજનૈતિક નહિ હોય, પણ સામાજિક અને રાષ્ટ્રીય હશે ઇતિહાસસશોધકો આ દિશામા શુ મહેનત નહિ કરે ?

ગ્રહણુ એક રાશિમાંથી બીજી રાશિમાં જવું તે.

## સંક્રાન્તિનો સન્દેશો

જેમ માણસોની માણસો ઉપર છાપ પડે છે તેમ કુદરતની પણ માણસો ઉપર છાપ પડે છે એના શરીર ઉપર જ નહિ, પણ એના મન ઉપર, એની રહેણીકરણી ઉપર, એના આદર્શ ઉપર, એના સામાજિક જીવન ઉપર

જેમ શ્રેષ્ઠ અથવા પૂજ્ય વિભૂતિની આપણા જીવન ઉપર અસર પડે છે તેમ કુદરતી ઘટનાની પણ પડે છે કોઈ સગાવહાલાના મોતને લીધે જેમ આપણે હતોત્સાહ થઈયે તેમ સૂર્યનુ ખગ્રાસ ગ્રહણ જોઈને પણ આપણે ખિન્નસ્ થઈયે છીયે મહાયુદ્ધ અને દુકાળ બન્નેના આપણા ઉપર સરખા જ પરિણામ થાય છે દુકાળ અને વસન્તોત્સવ વચ્ચે સબધ નથી એમ

કોણ કહી શકે ? શ્રીકૃષ્ણનો કંસ ઉપર, રામનો રાવણ ઉપર, બુદ્ધનો માર ઉપર વિજય થયે હજારો વર્ષ વીતી ગયા છે, છતા તે વિજયનો દિવસ જ્યારે ફરી ફરી આવે છે ત્યારે તે વિજયનો સન્દેશો આપણને ફરી ફરી મળે છે તડકાનો ટાઢ ઉપરનો વિજય કંઈ પ્રભાવમા એથી ઉતરતો નથી દરરોજની એ વાત છે એટલા માટે કંઈ તે ઓછી અસરકારક નથી સૂર્યોદય રોજ થાય છે, છતા સર્વ દેશમા અને સર્વ ભાષાના કવિઓને તથા રસિકોને સૂર્યોદયની ઉપમા ઉત્સાહદાયક જ લાગે છે

મકરસંક્રાન્તિ એ દિવસનો રાત્રિ ઉપરનો વિજય, તડકાનો ટાઢ ઉપરનો વિજય, પ્રવૃત્તિનો નિદ્રા ઉપરનો વિજય સૂચવે છે આષાઢ મહિનાથી દીર્ઘ ઋતુમા રાત્રિનો વિજય થતો હતો, દહાડે દહાડે પ્રવૃત્તિ ઓછી થતી હતી, સર્વત્ર એક જાતની ગ્લાનિ છવાઈ હતી, સૂર્યના કિરણ ઓછા થતા હતા દીપોત્સવ કરીને આપણે માંડમાંડ નવા વરસનો ઉત્સવ ઉજવ્યો, પણ ટાઢની કઠોરતા તો વધતી જ ગઈ મહાત્મા સવિતા જાણે દક્ષિણમા બંદીવાસમા જ પડી ગયા એ ક્યારે છૂટશે ?

આપત્તિને પણ અન્ત હોય છે સૂર્યનુ દક્ષિણ તરફનુ સંક્રમણ પૂરૂ થયુ અને ઉત્તરાયનની શરૂઆત થઈ સવિતાના કિરણો વધારે ને વધારે ફેલાવા લાગ્યા, દિવસની પળો વધવા લાગી, રાત્રિની પળો ઓછી થવા લાગી, રાત્રિના સામ્રાજ્યનો ક્ષય શરૂ થયો, એવા સ્પષ્ટ ચિહ્નો દેખવા લાગ્યા, અને મહાત્મા સવિતા દક્ષિણ દિશાના બંધનમાથી હવે જરૂર મુક્ત થવાના એવી ખાતરી થવા લાગી બસ, એ જ ભાવિ મુક્તિનો આનન્દ તે જ મકરસંક્રમણ

આ મકરસંક્રમણ આપણે કેવી રીતે ઉજવીયે ? ગંગા નદીને કિનારે જઈ ને જુઓ ત્યા અસંખ્ય ભાવિક લોકો ગંગાના પટમા ઝુંપડીઓ બાંધી કેટલાયે દિવસથી ત્યા જ રહ્યા છે ગંગા અને યમુનાનો હિન્દુ ધર્મની સરસ્વતી સાથે જ્યા સંગમ થાય છે ત્યા હજારો લોકો પ્રયાગસ્નાનને માટે આવી રહેલા હુ હમણા જ જોઈ આવ્યો છુ સૂર્યોદય પહેલા ઉઠીને નામ સ્મરણ કરતા અને ભીષ્મમાતા ગંગાનો અથવા ધર્મભગિની યમુનાનો જયજયકાર પોકારતા તેઓ ન્હાવા જાય છે યમુનામા ન્હાય તે શુ યમથી બીયે ? ગંગામા ન્હાય તેની દૃઢતા શુ ભીષ્મ જેવી ન હોવી જોઈયે ? પ્રયાગનુ સ્નાન એ નિર્ભયતા અને દૃઢતાની દીક્ષા જ છે

મકરસંક્રમણ એ જેટલો વિજયનો ઉત્સવ છે તેટલો જ સ્નેહ અને ભીખારીની વૃદ્ધિનો પણ ઉત્સવ છે ભૂખ અને ટાઢથી ક્ષીણ થયેલા લોકો પડની પેઠે એકબીજા સાથે લડે એમા નવાઈ નથી, પણ પ્રકાશ અને

સમૃદ્ધિમા તે બધુ ભૂલી જવુ જોઇયે માટે જ હિન્દુસ્તાનના અનેક પ્રાન્તોમાં ઉત્તરાયનની શરૂઆતમા તલ અને ગોળ એકબીજાને આપવાનો રિવાજ છે શીયાળામા તે પૌષ્ટિક ખોરાક છે એટલા જ માટે નહિ, પણ સ્નેહ અને મીઠાશની વૃદ્ધિ સૂચવવા માટે તલમા સ્નેહ છે (સસ્કૃતમા સ્નેહ એટલે તેલ) અને ગોળમા મીઠાશ છે બધા ધાન્યોમા તલની ઉપજ સૌથી વધારે હોય માટે જ તેની—પ્રેમની આપલે કલ્યાણકારક ગણેલી છે

મકરસક્રાન્તિને દિવસે એકબીજાને તલગોળ આપી એકબીજાના જૂના અપરાધોને માટે ક્ષમા માગવાની પ્રથા જો હૃદયથી સ્વીકારવામા આવે તો જરૂર સમાજમા ઐક્ય અને ઉત્સાહ વધે અને વધતા સૂર્યની પેઠે દેશનું સૌભાગ્ય વધે.

ઉત્તરાયનનો આ સન્દેશો ઉન્નતિમાર્ગક છે સ્વરાજના દિવસોમા તે આપણે ભૂલી ન જવો જોઇયે

ઉત્તરાયન પછી વસન્તપચમી, ત્યારબાદ રથસપ્તમી કરી આખરે ભોગવિલાસને બાળી નાખી સયમધર્મ સ્વીકારવા હોલિકોત્સવ કરવાનો હોય છે ઋતુચક્રના પરિવર્તનમા પણ ધર્મ રહેલો છે કુદરત સાથે જેનો સહકાર તૂટ્યો નથી તે જ તે મેળવી શકે છે

## વસન્ત

વસન્તપચમી એટલે ઋતુરાજની પધરામણી

માઘ શુકલ પચમીને આપણે વસન્તપચમી કહીયે છીયે પણ દરેક માણસને માટે તે જ દિવસે વસન્તપચમી નથી હોતી ટાઢા લોહી વાળા માણસ માટે વસન્તપચમી એટલી વહેલી આવતી નથી

વસન્તપચમી એ કુદરતનું યૌવન છે જેની રહેણી કુદરતથી વિખુટી થઇ નથી, કુદરતને રગે જે રગાય છે તે વસન્તનું આગમન વગરકહે અનુભવે છે નદીના ક્ષીણ પ્રવાહમા એકાએક ઘોડાપૂર આવેલું જેમ આપણે જોઇયે છીયે તેમ આપણે વસન્તને પણ આવતો બરાબર જોઈ શકીયે છીયે માત્ર બધાના હૃદયમા એક જ વખતે તે પ્રવેશ કરતો નથી

વસન્ત જ્યારે આવે છે ત્યારે યૌવનના ઉન્માદ સાથે આવે છે– યૌવનમા સુન્દરતા હોય છે, પણ હમેશા ક્ષેમ હોય છે જ એમ નથી.

યૌવનમા શારીરિક અને માનસિક સ્વાસ્થ્ય જાળવવુ બહુ જ અઘરુ હોય છે, તેમ વસન્તમા પણ છે તારુણ્યની પેઠે વસન્ત પણ લહેરી અને ચચળ હોય છે ઘડીમા ટાઢ અને ઘડીમા તાપ ઘડીમા ઝટાગો ને ઘડીમા દ નાસ ગયેલી શક્તિ શીયાળામા પાછી મેળવાય છે, પણ શીયાળામા મેળવેલી શક્તિ વસન્તમા સાચવવી એ સહેલી વાત નથી વસન્તમા સયમ સચવાય તો આખુ વર્ષ આરોગ્ય જળવાય વસન્તમા પ્રાણીમાત્ર ઉપર આકર્ષક કાન્તિ ચડે છે, પણ તે તેટલી જ જોખમકારક હોય છે

વસન્તના ઉલ્લાસમા સયમની ભાષા શોભતી નથી, સહન થતી નથી, પણ તે જ વખતે તેની અત્યન્ત જરૂર હોય છે ક્ષીણ થયેલો માણસ પથ્ય સાચવે એમા શી નવાઈ ? એમા શો લાભ ? માદમાદ જીવવુ એમા શુ મહાત્મ્ય ? જાળવેલો વસન્ત એ જ જીવનનો લ્હાવો છે

વસન્ત ઉડાઉ હોય છે આમા પણ કુદરતનુ તારુણ્ય જ પ્રગટ થાય છે ફૂલો અને ફળો કેટલાયે બેસે છે અને કેટલાયે કરમાઈ પડી જાય છે જાણે કુદરત શીયાળાની કજુસાઈનો બદલો જ વાળે છે વસન્તની સમૃદ્ધિ એ કઈ શાશ્વત સમૃદ્ધિ નથી દેખાય છે તેટલુ ટકતુ નથી

ગરીબનો વસન્ત પણ ઘણીવાર ઉડાઉ હોય છે કેટલાયે ફૂલ અને ફળ ભારે આશા બતાવે છે, પણ પરિપક્વ થતા પહેલા જ કરમાઈને ખરી પડે છે શરદ્ ઋતુ સુધી પહોચે તે જ ખરા રાજ્યના વસન્તમા સયમની કાળજી અપ્રિય હોય છે, પણ તે જ પથ્ય છે

ઉત્સવમા વિનય સમૃદ્ધિમા સ્થૈર્ય, યૌવનમા સયમ એ જ સફળ જીવનનુ રહસ્ય છે ફૂલોનો દર્પ ફળોના રસમા પરિણમે એમા જ તેની સાર્થકતા છે

વસન્તપચમીનો ઓચ્છવ શાસ્ત્રકારોએ સરજ્યો ... થી ધર્માચાર્યોએ માન્ય રાખ્યો નથી કવિઓએ અને ગાયકોએ, તરુણોએ અને રસિકોએ તેને ગોઠવ્યો છે, કોયલે તેને નોતર્યો છે અને ફૂલોએ તેને વધાવ્યો છે વસન્ત એટલે પક્ષીઓનુ ગાન આમ્રમજરીની સુગધ કુસુમ અને ઓની વિવિધતા અને પવનની ચચળતા પવન તો હમેશા ચચળ હોય પણ વસન્તમા તે વિશેષ ભાવે ફરે છે જ્યા જાય ત્યા પૂરજોસમા જાય જ્યા વાય ત્યા પૂરજોસમા વાય, જ્યારે ગાય ત્યારે પૂરજોસમા ગાય અને ઘડીમા ફરી પણ જાય

વસન્તથી સગીતનુ નવુ સત્ર શરૂ થાય છે ગાયકો આઠે પહોર વસન્તના આલાપ લઈ શકે છે ન જુએ પૂર્વરાત્ર કે ન જુએ ઉત્તરરાત્ર

સયમ, ઔચિત્ય અને રસ એ ત્રણેનો સયોગ થાય ત્યારે જ સગીતનો પ્રવાહ ચાલે જીવનમા પણ એકલો સયમ સ્મશાનવત્ થઈ જાય એકલુ ઔચિત્ય દભરૂપ થઈ પડે, અને એકલો રસ ક્ષણજીવી વિલાસિતામા જ ખપી જાય ત્રણેનો સયોગ એ જ જીવન છે વસન્તમા કુદરત આપણને રસની રેલ આપે છે સયમ અને ઔચિત્ય એ આપણી મૂડી હોવી જોઈએ

# હરણાંનું સ્મરણ*

એક વિશાળ વન હતું. વીસ વીસ ત્રીસ ત્રીસ ગાઉ સુધી માણસની ઝુંપડી કે મુસાફરનો કામચલાઉ ચૂલો પણ ક્યાંયે ન મળે. ત્યાં એક રળિયામણા તળાવ પાસે કેટલાંક હરણાં રહેતાં. તળાવને કાંઠે એક બીલીનું ઝાડ હતું. એ ઝાડની નીચે પાષાણરૂપમાં મહાદેવ વિરાજમાન હતા. હરણાં રોજ તળાવમાં સ્નાન કરે, મહાદેવનાં દર્શન કરે અને ચરવા જાય. બપોરે આવીને બીલીને છાંયે વિશ્રાન્તિ કરે અને સાંઝરે તળાવનું પાણી પીયે, મહાદેવનાં દર્શન કરે ને સૂઈ જાય. કશાં શાસ્ત્ર ભણ્યા વગર જ હરણાંને ધર્મનું જ્ઞાન થયું હતું, તેથી બહુ જ સન્તોષપૂર્વક તેઓ પોતાનું નિર્દોષ જીવન વીતાડતાં હતાં.

માઘ મહિનો હતો, કૃષ્ણપક્ષની ચતુર્દશી. એક વિકરાળ પારધી પેલા વનમાં પેઠો. સાંઝ પડું પડું થઈ રહી હતી. પારધીને ભૂખ બહુ જ લાગી હતી. પારધીની ભૂખ કંઈ જેવી તેવી ન હોય. બીજું કંઈ ન મળે તો કાચું ને કાચું માંસ પણ કરડી ખાય. પણ આ આપણા પારધીને પોતાની ભૂખનું દુઃખ નહોતું. ઘરમાં બાળબચ્ચાં ભૂખ્યાં છે, તેમને શું આપવું? શું મ્હોંકું લઈ ઘેર જવું? શિકાર ન મળે તો હાલે હાથે ઘેર જવા કરતાં વનમાં જ રાતની રાત પડયા રહીયે; વખતે કંઈક હાથ ચડી જાય- આવો વિચાર કરતો તે તળાવ પાસેની બીલી પર ચડીને બેઠો.

પોતાનાં બાળબચ્ચાંનું ભરણપોષણ કરવા માટે પોતે કષ્ટ વેઠવા અને જોખમો ઉઠાવવાં એટલો જ પોતાનો ધર્મ છે એમ તે માનતો. એથી વ્યાપક ધર્મનું તેને ભાન ન હતું.

રાત પડી. કૃષ્ણપક્ષની કાળીમેશ રાત. કશું જ સૂઝે નહિ. પારધીએ તળાવ તરફ જોવા માટે આડાં આવતા બીલીના પાંદડા તોડી તોડીને નીચે ફેંક્યા. એટલામાં બે ચાર હરણાં પાસે પાણી પીવા આવ્યાં. ઝાડ ઉપરના

*એકાદશી, અષ્ટમી, ચતુર્થી, શિવરાત્રિ એ બધા હિન્દુ મહિનામાં હમેશાં આવનારા તહેવારો છે. એકાદશી વૈષ્ણવોએ સર્વલોકપ્રિય કરી દીધી છે; ગણપતિના ઉપાસકો વિનાયકી અને સંકષ્ટી ચતુર્થીનું વ્રત કરે છે; દેવીના ઉપાસકો અષ્ટમીનું વ્રત આચરે છે. શિવરાત્રિ એ દર મહિને કૃષ્ણપક્ષની ચતુર્દશીને દિવસે આવે છે. શૈવ લોકો શિવરાત્રિ કરે છે. જેમ એકાદશીઓમાં આષાઢી અને કાર્તિકી મહાએકાદશીઓ છે તેમ માઘ મહિનાની શિવરાત્રિ તે મહાશિવરાત્રિ.

દરેક માસના દરેક તહેવારનું માહાત્મ્ય અને તેની એક વાર્તા હોય જ છે. તેમાં મહાશિવરાત્રિની કથા ઉપર મુજબ છે.

લોકવાર્તાનો સંગ્રહ કરનાર સંશોધકોનું આ વાર્તાના પુરાતન ક્ષેત્ર તરફ ધ્યાન જવું જોઈએ.

પારધીને જોઈ ચમકયા અને નિરાશાના અવાજમાં બોલ્યાં : 'ભો ભો વ્યાધ, તારા ધનુષ્ય ઉપર બાણ ચડાવ મા અમે મરવા તો તૈયાર છીએ, પણ અમને ઘેર જઈ અમારા બાળબચ્ચાંને અને સગાવ્હાલાને મળી આવવા જેટલી ત આપ સૂર્યોદય પહેલા અમે પાછા આવીને હાજર થઈશુ '

પારધી ખડખડ હસ્યો 'શુ તમે મને બેવકૂફ સમજો છો? આમ હાથ આવેલો શિકાર હુ જતો કરૂ? મારા બાળબચ્ચા ભૂખે મરે છે તે?'

'અમે પણ તારી પેઠે અમારા બાળબચ્ચાનો ખ્યાલ કરીને જ રજા માગીએ છીએ. અમે વચન પાળીએ છીએ કે નહિ એની પરીક્ષા તો કરી જો'

પારધીના મનમા શ્રદ્ધા અને કૌતુક જાગી ઉઠ્યા બરાબર સૂર્યોદય પહેલા આવવાની ખાસ તાકીદ આપી તેણે હરણાને જવા દીધા અને પોતે બીલીના પાંદડા તોડતો ઝાડ ઉપર જ રાતવાસો રહ્યો

બરાબર સૂર્યોદયનો સમય થયો, અને હરણાનું એક મોટું ટોળુ ત્યાં આવી પહોંચ્યુ પેલા હરણા ઘેર ગયા, બાળબચ્ચાને ભેટ્યા, પોતપોતાના શીંગડાથી એકબીજાને ખજવાળ્યા, છેક નાના બચ્ચા હતા તેમને ધરાઈ ધરાઈને ચાટી લીધા, બનેલી વાત બધાને કહી સંભળાવી અને વિદાય માગી 'शठं प्रति शाठ्यं कुर्यात् । આવે દુષ્ટ પારધી સાથે વચનપાલન કેવુ? રાટીઆમા જેટલુ જોર હોય તેટલુ વાપરી અહીંથી છાનામાના નાસી જાઓ'—એવી સલાહ આપનાર ત્યા કોઈ ન નીકળ્યુ સગાવ્હાલા બોલ્યા

'ચાલો, અમે પણ સાથે આવીએ સ્વેચ્છાએ મરણ વહોરી લેવાથી મોક્ષ મળે છે તમારો અપૂર્વ આત્મયજ્ઞ જોઈ અમે પાવન થઈશુ'

બાળબચ્ચા સાથે થયા પારધીના હિંસકપણાની જાણે પરીક્ષા કરવાને જ ન નીકળ્યા હોય'

સૂર્યોદય પહેલા ટોળુ આવી પહોંચ્યુ રાતવાળા હરણા આગળ આવ્યા ને બોલ્યા 'લો ભાઈ, અમે વધને માટે તૈયાર છીએ' બીજા હરણા પણ બોલી ઉઠ્યા 'અમને પણ માર અને તારા બાળબચ્ચાની ભૂખ શમો'

પારધીની હિંસાવૃત્તિ રાત્રિની પેઠે ગળી ગઈ આખા દિવસનો ઉપવાસ અને આખી રાત્રિનુ જાગરણ થવાથી તેની વૃત્તિ અન્તર્મુખ થઈ જ હતી તેમાંયે આ પ્રતિજ્ઞાપાલક હરણાનું ધર્માચરણ જોઈને તો તે દિંગ જ થઈ ગયો તેના હૃદયમા નવીન પ્રકાશ પડ્યો પ્રેમશૌર્યની તેને દીક્ષા મળી તે ઝાડ નીચે ઉતર્યો અને હરણાને શરણે ગયો બે પગનુ માણસ ચારપગાળા પશુને પગે લાગ્યો આકાશમાંથી શ્વેત પુષ્પોની વૃષ્ટિ થઈ કૈલાસમાંથી મોટુ વિમાન ઉતરી આવ્યુ, તેમા પારધી અને હરણા બેઠા અને કલ્યાણકારી શિવરાત્રિનુ માહાત્મ્ય ગાતા ગાતા શિવલોક સિધાવ્યાં આજે પણ તેઓ આકાશમાં દિવ્ય રૂપે પ્રકાશે છે

મહાશિવરાત્રિનો દિવસ એટલે તે ધર્મનિષ્ઠ સત્યવ્રતી હરણાના સ્મરણનો દિન

# ગુલામોનો તહેવાર?

દરેક તહેવારમાં કાંઈ પણ ગ્રહણ કરવા લાયક હોય છે. પણ આજની હોળીમાં એવું કાંઈ પણ મળી શકે ખરું? ગયા વીસ પચીસ વરસમાં જે રીતે આ તહેવાર ઉજવાયો છે તે રીત જોતાં તો આ તહેવાર વિષે કશો ઉત્સાહ ઉત્પન્ન થાય એમ નથી. આનો જૂનો ઇતિહાસ અથવા પૌરાણિક કથાઓ પણ આ તહેવાર પર કંઈ સુન્દર પ્રકાશ પાડે એમ લાગતું નથી. છતાં એટલું તો કબુલ કરવું જ જોઈએ કે હોળી એ જૂનામાં જૂનો તહેવાર છે. શીયાળો પૂરો થતાં એક બાજુ હોળી સળગાવી આ આનન્દોત્સવ કરવાનો રિવાજ દરેક દેશમાં અને દરેક જમાનામાં ચાલુ જ છે. આ ઉત્સવમાં સંયમની લગામ ઢીલી મૂકી લોકો સ્વચ્છન્દનો કંઈક આસ્વાદ લેવા માગે છે.

હિન્દુ ધર્મમાં માણસોને ન્યાત હોય છે, એટલું જ નહિ પણ દેવો, પશુપક્ષીઓ અને તહેવારોને સુદ્ધાં ન્યાત હોય છે. અષ્ટાવસુ ન્યાતે વૈશ્ય હોય છે, નાગ અને કબુતર બ્રાહ્મણ હોય છે અને પોપટ વાણીઆ હોય છે તેમ હોળીનો તહેવાર જાતે શૂદ્ર છે. શું એટલા જ માટે હોળીનો કાર્યક્રમ કોઇ પણ જમાનાના બગડેલા શૂદ્રોએ જ રચ્યો હશે અને તેમનો હક સાચવવા બાકીના વર્ણોએ તેનો સ્વીકાર કર્યો હશે? હોળીને દિવસે અન્ત્યજોને અડવું જોઇએ એવો એક નિયમ પુરાણોમાં છે એનો ઉદ્દેશ શો હશે? દ્વિજ લોકો તે સંસ્કારી એટલે સંયમી અને શૂદ્ર તે સ્વચ્છન્દી એમ માનીને શું હોળીમાં આટલો સ્વચ્છન્દ ગણ્યો હશે? હોળીને દિવસે રાજાપ્રજા એક થઇ એક બીજા ઉપર રંગ ઉડાડે છે તે શું કંઈ નહિ તો વરસના ચાર પાંચ દિવસ સમાનતાનું તત્ત્વ અનુભવવા માટે હશે?

હોળી એટલે કામદહન, વૈરાગ્યની સાધના. વિષયને કાવ્યનું મોહક સ્વરૂપ આપવાથી તે વધે છે. તેને જ બિભત્સ સ્વરૂપ આપી તેને નાગો કરી તેનું સાચું સ્વરૂપ સમાજ આગળ ઉભું કરી વિષય વિષે સૂગ પેદા કરવાનો ઉદ્દેશ તો એમાં નહિ હોય? આખો શીયાળો જેના મોહમાં આપણે સપડાયા તેની ફજેતી કરી તેને બાળી મૂકી પશ્ચાત્તાપની વિભૂતિ શરીરે ચર્ચી વૈરાગ્ય ધારણ કરવાનો શું આમાં ઉદ્દેશ હશે?

પ્રાચીન કાળની લિંગપૂજાની વિડંબના તો આમાં નહિ હોય?

પણ હોલિકા એટલે વસન્તોત્સવ પણ ખરો. શીયાળો ગયો, વસન્તનું નૂતન જીવન વનસ્પતિમાં પણ આવી ગયું, એટલે શીયાળામાં બધાં લાકડાં ભેગાં કરી છેલ્લી તાપણી સળગાવી ટાઢને વિદાય આપવાનો તો આ ઉત્સવ

નહિ હોય ? અને પેલી ઢુંઢા રાક્ષસી કોણ ? કહે છે કે તે નાના બાળકોને પીડા કરે છે હોળીને દિવસે બધે દેવતા સળગાવી બૂમરાણ મચાવી તેને નસાડવામા આવે છે એમા શુ કાવ્ય કે રહસ્ય હશે ?

લોકોમા અશ્લીલતા છે જ તે મારી મરવાની નથી તુષ્યતુ દુર્જન એ ન્યાયે એને વસન્તનો એક દિવસ આપવાથી તે હીન વૃત્તિ આખુ વરસ કાબુમા રહે છે એમ કેટલાક માને છે સાચે જ તેમ હોય તો તે ભયકર ભૂલ છે અગ્નિને ઘી આપવાથી તે કદી કાબુમા નથી રહેતો પાપ અને અગ્નિ સાથે સ્નેહ શાનો ? વસન્તનો ઉત્સવ ઈશ્વરસ્મરણપૂર્વક સૌમ્ય રીતે ઉજવવો જોઇયે દીવાળીમા શુ ઉત્સવનો આનન્દ ઓછો હોય છે ? લાકડા બાળીને હોળી કરીએ તો જ સાચો વસન્તોત્સવ થાય હોલિકા એક રાક્ષસી હતી તેને બાળવાનો આ તહેવાર છે એમ જો મનાય તો આપણે તેને ચોરી આણેલા લાકડાથી બાળી ન શકીએ હોલિકા રાક્ષસી પ્રહ્લાદના નિર્દંભ પાવિત્ર્યથી જ બળી શકે

આપણે એ વિચાર કરવો જોઇયે કે આપણા તહેવારો આપણા રાષ્ટ્રીય જીવન અને આપણી સસ્કૃતિના પ્રતિબિંબરૂપ છે કે નહિ માણસમાત્ર ઉત્સવપ્રિય છે પણ સ્વતન્ત્ર માણસોનો ઉત્સવ જુદો હોય છે અને ગુલામોનો જુદો હોય છે જે સ્વતન્ત્ર હોય છે, જેના માથા પર જવાબદારી હોય છે, જેને અધિકાર ભોગવવાનો હોય છે તેની અભિરુચિ સાદી અને પ્રતિષ્ઠિત હોય છે જે પરતન્ત્ર છે, જેને જવાબદારીનુ ભાન નથી જેના જીવનમા મહત્ત્વાકાક્ષા રહી નથી તેની અભિરુચિ ઢંગધડા વગરની અને અતિરેકવાળી હોય છે એક ગ્રન્થકારે લખ્યુ છે કે સ્ત્રીઓને જાતજાતના રંગ પસંદ પડે છે અને ચિત્રવિચિત્ર પોશાક તરફ તેમનુ મન દોડે છે તેનુ કારણ તેમની પરવશતા છે સ્ત્રી સ્વાધીન થઈ જાય તો તેનો પહેરવેશ પણ સાદો અને સફેદ થઈ જાય સ્ત્રીઓ વિષે આ વાત સાચી હોય કે ન હોય પણ પ્રજા વિષે તો સાચી છે જ પ્રજા અધિકાર વગરની, પરતન્ત્ર બાલવૃત્તિની અને બેજવાબદાર હશે ત્યારે જ બેવકુફીભરેલા કૃત્યોથી આ તહેવાર ઉજવવાનુ પ્રચલિત થયુ હશે

રોમન લોકોમા સૅટર્નેલિયા નામનો એક ગુલામોનો તહેવાર હતો તે દિવસે ગુલામો પોતાના ધણી સાથે જમે, જુગટુ રમે, છૂટથી બોલે અને મોજ કરે એટલા આનન્દ ઉપર ફરી એક વર્ષ સુધી ગુલામીમા રહેવાની તેમનામા હિંમત આવતી

સ્વરાજ્યવાદી પ્રજાએ વધારે ગંભીર થવુ ઘટે છે પોતાની યોગ્યતા શી છે પોતાની સ્થિતિ શી છે તેનો વિચાર કરી તેને છાજતુ જીવન ગાળવુ જોઇયે વસન્તોત્સવ કરવો હોય તો સમાજમા નવુ જીવન પેદા કરી આ તહેવાર

જાળવવો જોઈએ કામદહન કર્યું હોય તો બ્રહ્મચર્યવ્રત ધારણ કરી પવિત્ર થવું જોઈએ હોલિકોત્સવ એ ગુલામોનો એકમાત્ર દિલાસો હોય તો તેને સ્વરાજ્યને ખાતર એકદમ કાઢી નાખવો જોઈએ ભાષામાંથી ગાળોનું ભંડોળ ઓછું થશે તેનો શોક કરવાની જરૂર નથી હોળીના દિવસો આપણે શહેરો અને ગામડાંઓ સ્વચ્છ કરવામાં ગાળી શકીએ છીએ છોકરાઓ મરદાની કસરતો અને રમતો રમવામાં અને દારૂના વ્યસનમાં પડેલા લોકોના લત્તામાં જઈ દારૂનિષેધનો ઉપદેશ કરવામાં ગાળી શકે છે, અને સ્ત્રીઓ સ્વદેશીના ગરબા ગાતાં ગાતાં ખાદીનો પ્રચાર કરી શકે છે

દરેક તહેવારનું સ્વરાજ્યસંસ્કરણ થવું જ જોઈએ, કેમકે સ્વરાજ્ય એટલે આત્મશુદ્ધિ અને નવજીવન

# રામનવમી

રામજન્મનો આનન્દ અપૂર્વ છે રામજન્મ પહેલાંની સ્થિતિ આદિકવિ વાલ્મીકિએ વર્ણવી છે વિશ્વામિત્ર જ્યારે ધર્મની રક્ષાને અર્થે બે વિદ્યાર્થીઓની દશરથની પાસે માગણી કરે છે ત્યારે રાજા મોહવશ થઈ પ્રથમ તો ના પાડે છે, પણ તરત જ કર્તવ્યનું ભાન થતાં પોતાના પ્રાણસમાન પ્રિય પુત્રોને ઋષિના હાથમાં સોંપે છે

હવે રામલક્ષ્મણની રોજની કેળવણી બંધ પડે છે રાજપુત્રની કેળવણી બહુવિધ હોય છે અનેક વિષયો તેને ભણવા પડે છે બધી ઇન્દ્રિયોનો વિકાસ થાય એ હેતુથી કુલપતિ વસિષ્ઠે તેમને કેળવવાનો વિચાર રાખેલો, પણ વિશ્વામિત્રે તે બધું ઊંધું વાળ્યું વિશ્વામિત્ર રાજપુત્રોને પ્રવાસે લઈ ગયા ત્યાં તેમનો કુદરત સાથે પરિચય કરાવ્યો દેશની સ્થિતિ નજરે જોઈ રામચન્દ્ર પૂછે 'આ પ્રદેશમાં આટલી નદીઓ વહે છે, આટલી કુદરતી સમૃદ્ધિ છે, છતાં અહીંઆ આબાદી કેમ નથી ? અને જે થોડી છે તે આવી ભયભીત [illegible] કાં ?'

વિશ્વામિત્ર પછી તે પ્રદેશનો ઇતિહાસ કહેવા લાગે કે એક વખતે આ પ્રદેશ સુખી હતો, સમૃદ્ધ હતો પણ પછી પ્રજાભક્ષક અસુરોનું અહીં રાજ્ય થયું, તેથી લોકોની આ દશા થઈ છે, અને પોતાનાં તેજસ્વી નેત્રોથી રામલક્ષ્મણને નિહાળી તે રાજર્ષિ કહે, 'જુવાનો, આ બધો ત્રાસ દૂર કરવાનો ભાર તમારે માથે છે ।' સાંજ પડ્યે વિશ્વામિત્ર આ રાજપુત્રોને રઘુકુળની ઉજ્જ્વળ કીર્તિ સંભળાવે.

રાજા દિલીપનો દિગ્વિજય, ભગીરથનું મહાતપ, બધું કહે સવારે ઉઠી, નહાઈ ધોઈને જ્યારે રામલક્ષ્મણ વન્દન કરવા આવે ત્યારે દેશમા વર્તતા ત્રાસ દૂર કરવાની ખૂબીઓ, ઉપાયો, મન્ત્રો અને અસ્ત્રો ભણાવે

આ જ યથાર્થ સ્થિતિ કાવ્યમય ભાષામા બીજે ઠેકાણે વાલ્મીકિએ વર્ણવી છે પ્રસગ રામજન્મ પહેલાનો છે અસુરો ઉન્મત્ત બન્યા છે શૂર્પણખા આખા દેશને પોતાના તીક્ષ્ણ નખોથી ઉઝરડી રહી છે ખર અને દૂષણ દેશભર અનીતિ પ્રસારી રહ્યા છે કુભકર્ણ પ્રજાના મોટામોટા વર્ગોને એમ ને એમ ખાઈ જાય છે સાત્ત્વિક બુદ્ધિ વાળો વિભીષણ રાવણના દરબારમા ધર્મને નામે આક્રન્દ કરે છે એની સલાહને સામ્રાજ્યમદથી ઉન્મત્ત થયેલા રાક્ષસો હસી કાઢે છે પોતાના ભાઈ સાથે સહકાર કરવો કે અસહકાર કરવો એનો એ નિર્ણય કરી શકતો નથી અને રાવણ પોતાના રાજ્યના દશવિધ ખાતાઓ દ્વારા એકમુખી જોહુકમી હાકે છે કુદરતી શક્તિઓ તો બિચારી ક્યા—નવગ્રહો સુદ્ધા એને ઘેર પાણીવાસીદા કરે છે દુનિયાનો માલિક તે ઈશ્વર કે રાવણ એ વિષે પણ લોકોમા શકા ઉત્પન્ન થાય છે પોતાના મહેલમા રહ્યા રહ્યા તે આખા દેશને ખૂણેખાચરે સુધી દેખી શકે છે, રાવણથી છાનુ કશુ રહેતુ નથી

રાવણના અભિમાનને સીમા રહી નથી રાવણ મનમા અને પોતાના દરબારમા જાહેરપણે પણ કહે છે 'આ એક શત્રુ મે હણ્યો આમ જ બીજાઓને પણ હણીશ હુ સૌથી શ્રેષ્ઠ છુ હું જ સુખોપભોગ કરીશ સિદ્ધિમાન મારી દાસીઓ છે મારૂ બળ સૌમા સર્વોપરી છે સૌથી મોટી જાતિ પણ મારી જ છે મારી જ સસ્કૃતિ સર્વશ્રેષ્ઠ છે દુનિયાનુ ભલુ કરવાનો ભાર મારે જ માથે છે હુ જ દાની છુ સર્વ પ્રકારના સુખ મારે માટે જ છે'
આ ગર્વોક્તિ કાઢીને જ રાવણને સન્તોષ નથી થતો બધાઓને મ્હોડેથી પણ પોતાના એ જ ગુણગાન એ ગવડાવે છે સૌ કોઈ એના બદીજન બની રહ્યા છે. પડિતો એની ઈચ્છા પ્રમાણે શાસ્ત્રાર્થ કરી બતાવે છે પુરાતત્ત્વવિદો એના યશ ઇતિહાસ ભૂગર્ભ આદિમાથી ખોળી કાઢે છે દરેક ગુણી માણસ પોતાની શક્તિ એને ચરણે અર્પવામા જ પોતાને ધન્ય માનવા જેટલો પામર બની ગયો છે'

આવી દશામા દીનહીન બનેલી પૃથ્વી સર્જનહાર પાસે જાય છે અને કહે છે 'પ્રભો' હવે આ ભાર અસહ્ય થયો છે માનવની માગલ્ય ઉપરની શ્રદ્ધા ઉઠી ગઈ છે લોકો તપસ્યા છોડી સુરાપાન કરી રહ્યા છે લકાની રાષ્ટ્રદેવી રોજ અસખ્ય પ્રાણીઓના બળિ લઈ રહી છે શરાબની તો કોઠીઓની કોઠીઓ રોજ ખાલી થાય છે દેવોના વહેવારમાત્ર બધ પડી ગયો છે આ દશા ક્યા સુધી ચાલવાની?' સર્જનહાર કહે છે 'હે પૃથ્વી! તુ શ્રદ્ધા ન ખો ચરાચરમા

વ્યાપી રહેલા ઇશ્વરતત્ત્વને શરણ જવાથી દુઃખમાત્રનું નિવારણ થાય છે. રાક્ષસો નેમજ મનુષ્યો જેમને જંગલી વાનર કહે છે, અનાડી કહે છે, રાક્ષસી સંસ્કૃતિનો જેમને સ્પર્શ થયો નથી, જેઓ માણસ છે કે નહિ એ શંકાથી 'વા-નર' કહેવાય છે એવી ભોળી પ્રજામાં એ ઇશ્વરી શક્તિ પ્રગટ થશે. એમને હાથે જ આ રાવણનો પરાભવ થશે. આર્યાવર્તની માતાઓ પહાડ ઉપર બેસી જે તપશ્ચર્યા કરી રહી છે તે જરૂર ફળશે અને વજ્રકાય, વજ્રકૌપીન બાળકો દેશમાં પેદા થશે. ધર્મની ફરી જાગૃતિ થશે અને પરમાત્મા પોતે અવતાર લેશે.' પરમાત્માનો અવતાર થયો એ કેમ સમજવું એવી પૃથ્વીને શંકા ઉઠે છે ત્યારે સરજનહાર કહે છે: 'જ્યારે દેશમાં બ્રહ્મચારીઓ પેદા થશે, જ્યારે ગૃહસ્થો એક-પત્નીવ્રતનું પાલન કરશે, જ્યારે વિદ્યાર્થીઓ ધર્મરક્ષક ગુરુઓને વશ રહેશે, જ્યારે માબાપો પોતાનો મોહ છોડી પોતાના પુત્રોને મખ (યજ્ઞ) રક્ષણને અર્થે સોંપી દેશે, જ્યારે ભાઇભાઇઓ અપૂર્વ પ્રેમથી એકબીજા જોડે સંકળાશે, જ્યારે ઉચ્ચ કુળના લોકો પતિત સ્ત્રીઓનો પણ ઉદ્ધાર કરશે, જ્યારે રાજપુત્રો ભીલ અને શુદ્રક લોકો જોડે સમાનભાવે મૈત્રી કરશે, જ્યારે બ્રાહ્મણો પોતાના અભિમાનની એંટ ત્યાગશે, જ્યારે બ્રહ્મચર્યનું તેજ સત્ય અને ધર્મની સેવા સ્વીકારશે અને જ્યારે પ્રજામાં શ્રદ્ધા જાગશે, જ્યારે ઉચ્ચ કુળના તરુણો નગરજીવનના વિલાસો છોડી ગામડેગામડે અને વનવગડે ફરશે ત્યારે ઇશ્વરનો અવતાર થયો છે એમ માનવું.' પૃથ્વીને સન્તોષ થયો, દિલાસો મળ્યો અને તે સ્વસ્થાને શાન્ત થઈ

દશરથે તપસ્યા આદરી ધર્મનો અગ્નિ પ્રગટાવ્યો. યજ્ઞપુરુષે પાયસરૂપી ચૈતન્ય આપી દીધું. દુનિયા રાહ જોવા લાગી. સંજોગો પણ અનુકૂળ થવા લાગ્યા. ગ્રહો અને ઉપગ્રહો પરસ્પર અનુકૂળ બન્યા. પાપની ઘડી પૂરી થઈ, પુણ્યનો ઉદય થયો, અને **રામજન્મ થયો.**

તે દિવસે પ્રજાએ આનન્દ કર્યો. હજી તો રાવણરાજ્ય કંઈ ગયું નહોતું, હજુ તાટકાનો વધ થયો નહોતો, હજુ કાંચનમૃગ મારીચની માયા ઉઘાડી પડી નહોતી, છતાં પ્રજાએ ઉત્સવ કર્યો, કારણકે **રામજન્મ થઈ ચુક્યો હતો.** જેમ કોઈ ખેડૂત આકાશના મેઘમાં મોલે આવ્યા પાક જોઈ લે તેમ પ્રજાએ મેઘશ્યામ રામચન્દ્રમાં સ્વાતન્ત્ર્ય દેખ્યું, ધર્મરાજ્ય દેખ્યું, મુક્તિ દેખી. તે દિવસથી માંડીને આટલા કાળ પ્રજાએ ચૈત્ર શુક્લ નવમીએ ઓચ્છવ કર્યો છે, કેમકે તે દિવસે માણસમાં સત્ય ઉપરની, બ્રહ્મચર્ય ઉપરની, ધર્મ ઉપરની શ્રદ્ધા જાગી.

# જન્માષ્ટમી

એનો એ જ સૂરજ રોજ રોજ ઉગે છે, છતાં દરરોજ નવો પ્રાણ, નવું ચૈતન્ય, નવું જીવન લઈ આવે છે. સૂરજ જૂનો જ છે એમ ધારી પક્ષીઓ નિરુત્સાહ નથી થતાં કાલનો જ સૂરજ આજે આવ્યો છે એમ કહી દ્વિજગણ ભગવાન દિનકરનો નિરાદર નથી કરતા જે માણસનું જીવન શુષ્ક થઈ ગયું છે, જેની આંખોનું તેજ ઉતરી ગયું છે, જેના હૃદયમાં લોહી ફરતું અટક્યું છે, તેને માટે જ સૂરજ જૂનો છે જેનામાં પ્રાણનો કાંઈ પણ અંશ છે તેને હિસાબે તો ભગવાન સૂર્યનારાયણ નિત્યનૂતન છે જન્માષ્ટમી પણ દરવર્ષે આવે છે દરવર્ષે આપણે એની એ જ કથા સાંભળીએ છીએ, એ ને એ જ રીતે ઉપવાસ કરીએ છીએ અને એ ને એ જ રીતે કૃષ્ણજન્મના ઓચ્છવ કરીએ છીએ, છતાં હજારો વર્ષો થયાં જન્માષ્ટમી દરવર્ષે તે જગદ્ગુરુનો નવો જ સન્દેશો આપણને આપતી આવી છે કૃષ્ણપક્ષની અષ્ટમીના વક્ર ચન્દ્રની પેઠે એક પગ ઉપર ભાર મૂકી એક પગ વાંકો રાખી શરીરને કમનીય વાંક આપી મુરલીધરે જે દિવસે સંસારમાં પ્રથમ પ્રાણ ફૂંક્યો તે દિવસથી આજ સુધી દરેક નિરાશ્રિત માણસને આશ્વાસન મળ્યું છે કે

न हि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति ।

ભાઈ ' જે માણસ સન્માર્ગે વળ્યો છે જે ધર્મને વળગી રહે છે તેની કોઈ કાળે દુર્ગતિ નથી

લોકોને ભ્રમ છે કે ધર્મ એ દુર્બળ લોકોને માટે છે બહુ બહુ તો વ્યક્તિ વ્યક્તિના સંબંધમાં તેની ઉપયોગિતા હશે પણ રાજાઓ અને સમ્રાટો તો કહે તે ધર્મ સામ્રાજ્યશક્તિ ધર્મથી પર છે વ્યક્તિનો પુણ્યક્ષય થતો હશે, પણ સામ્રાજ્ય તો અલૌકિક વસ્તુ છે ઈશ્વરની વિભૂતિ કરતાં સામ્રાજ્યની વિભૂતિ શ્રેષ્ઠતર સામ્રાજ્ય જ્યારે હાથમાં વિજયપતાકા લઈને ઘૂમે છે ત્યારે દિવસના ચન્દ્રમાની પેઠે ઈશ્વર ક્યાંય સંતાઈ રહે છે

મથુરામાં કંસની ભાવના આવી જ હતી, મગધદેશમાં જરાસંધને આમ જ થતું, ચેદિદેશમાં શિશુપાલની એ જ મનોદશા હતી, જલાશયમાં રહેનાર કાલિનાગ આમ જ માનતો, દ્વારિકા ઉપર હુમલો કરનાર કાળયવનની દિલસુરી એ જ હતી, મહાપાપી નરકાસુરને એ જ કેળવણી મળી હતી, અને દિલ્હીનો સમ્રાટ કૌરવેશ્વર પણ એ જ વૃત્તિમાં ઉછરેલો હતો આ બધા મહાપરાક્રમી રાજાઓ અંધ કે અજ્ઞાન ન હતા એમના દરબારમાં ઇતિહાસ-વેત્તાઓ, અર્થશાસ્ત્રનિષ્ણાતો અને રાજધુરંધર અનેક વિદ્વાનો હતા. તેઓ પોતાના-શાસ્ત્રો નીચોવી તેનો સાર કાઢીને પોતપોતાના સમ્રાટોને સમજાવતા

પણ જરાસંધ કહેતા, 'તમારા ઇતિહાસના સિદ્ધાન્તો ધર્યા રહે, મારો પુરુષાર્થ મારા બુદ્ધિબળ અને બાહુબળથી એ તમારા સિદ્ધાન્તો ખોટા પાડવામા છે.' કાળયવન કહેતો, 'હું એક જ અર્થશાસ્ત્ર જાણુ છુ બીજા દેશોને નીચોવીને એમનુ ધન હરણ કરવુ. એ જ ધનવાન થવાનો એક માત્ર સીધો, સહેલો—અને તેથી સર્વોત્કૃષ્ટ—માર્ગ છે' શિશુપાલ કહેતો, 'ન્યાયઅન્યાયની વાત પ્રજાના આપસના વિખવાદમા ચાલી શકે અમે તો સમ્રાટ્ રહ્યા અમારી નીતિ જ જુદી ઇચ્છિત અને મોજ એ જ અમારો ધર્મ' કૌરવેશ્વર કહેતો, 'જેટલા રત્નો છે તે બધા અમારો વારસો, અમારી પાસે જ તે આવવા જોઇયે 'वयं रत्नभुजो वयम्' (કેમકે અમે રત્નભોગી છીયે, રત્નનો ઉપભોગ કરવા માટે સરજાયેલા છીયે) દુનિયામા જેટલા તળાવ હોય તેટલા અમારા જ વિહારને માટે છે. લડ્યા વગર કોઇને સોયની અણી ઉપર રહી શકે એટલી ભૂમિ પણ અમે ન આપીયે.'

પક્ષપાતશૂન્ય નારદે કંસને ચેતવી દીધુ હતુ કે પાગલ થયો છે તું ભલે ફાવ્યો હોય, પણ તારા સામ્રાજ્યની અંદર—રે, તારા ઘરની અંદર જ—તારો શત્રુ પેદા થશે. જે સગી બહેનને તે આશ્રિત દાસીની સ્થિતિએ મુકી છે તેના જ પુત્રને હાથે તારો નાશ થવાનો, કેમકે તે ધર્માત્મા હશે તેનો તેજોવધ કરવાના તુ જેટલા પ્રયત્નો કરીશ તેટલા બધાય તેને અનુકૂળ જ થઇ પડવાના કંસે મનમા વિચાર કર્યો, 'Forewarned is forearmed' આટલી ચેતવણી વેળાસર મળી ને પાણી પહેલી પાળ ન બાંધીયે તો આપણે ઇતિહાસજ્ઞ શાના? આપણે સમ્રાટ્ શાના? નારદે કહ્યુ, 'આ તારી વિનાશ કાળની વિપરીત બુદ્ધિ છે હું કહી રહ્યો છુ એ ઇતિહાસનો સિદ્ધાન્ત નથી, એ ધર્મનો સિદ્ધાન્ત છે, એ સનાતન સત્ય છે વસુદેવપત્નીના આઠ અપત્યો-માથી એકને હાથે તુ જરૂર મરવાનો તારે માટે એક જ ઉપાય છે હજી પશ્ચાત્તાપ કર અને શ્રીહરિને શરણે જા.' માની કંસે તિરસ્કારયુક્ત હાસ્યથી જવાબ આપ્યો, 'સમ્રાટો સમરભૂમિ ઉપર પરાજય પામ્યા વગર પશ્ચાત્તાપ કરતા નથી' 'તથાસ્તુ' કહી નિરાશ નારદ ચાલ્યા ગયા કંસે વિચાર કર્યો, અત્યાર સુધીના સમ્રાટો ફાવ્યા નહિ એનુ કારણ તેમની ગફલત, તેઓએ પુરતા સાવધાન રહેવું ન જાણ્યુ હું પણ જો ગાફેલ બનુ તો મારે પણ પરાજય સ્વીકારવો પડે પણ તેનુ કાંઇ નહિ જે વીર છે તે હમેશા જયને માટે મથે અને પરાજયને માટે તૈયાર રહે. હારી જઇયે તેમા ખોટુ નથી, પણ ધર્મને નામે વશ થઇયે એમા નામોશી છે ધર્મનુ માહાત્મ્ય સાધુસન્તવૈરાગી અને દીન બ્રાહ્મણોને મુબારક હો, હું તો સમ્રાટ્ છુ હું તો એક શક્તિને જ ઓળખુ'

દૂર થઇ કંસે વસુદેવના સાત નિરપરાધ બાળકોના ખુન કર્યા કૃષ્ણજન્મ વખતે ઇશ્વરી લીલા ચાલી અને કૃષ્ણપરમાત્માને બદલે કન્યારૂપધારી શક્તિ કંસને

હાથ આવી કંસે તેને જમીન ઉપર પછાડી, પણ શક્તિથી કંઈ શક્તિ ઓછી જ મરવાની હતી? વસુદેવે ગુપ્તરૂપે શ્રીકૃષ્ણને ગોકુળમા રાખ્યા પણ પરમાત્માને કોઈ જ વસ્તુ છાની રાખવી ન હતી પરમાત્માને કંઈ જાહેરાતની બીક (fear of exposure) હતી શક્તિએ અટ્ટહાસ કરીને લોકો પડે કંસને કહ્યુ 'તારો શત્રુ તો ગોકુળમા દિન દુગુના ઓર રાત ચોગુના વધે છે' મથુરાથી ગોકુળવૃન્દાવન બહુ દૂર નથી, ચારપાંચ ગાઉ પણ નહિ હોય કંસે કૃષ્ણને મારવાના જેટલા સૂઝ્યા તેટલા પ્રયત્નો કર્યા પણ શ્રીકૃષ્ણનુ મરણ શામા છે એ જ તે સમજી શક્યો નહિ શ્રીકૃષ્ણ અમર તો હતા જ નહિ, તેમ મરણાધીન પણ હતા નહિ ધર્મકાર્ય કરવા માટે તેઓ આવેલા ધર્મનુ રાજ્ય સ્થાપન ન થાય ત્યા સુધી તે કેવી રીતે વિરામ પામે? કંસને થયું કે શ્રીકૃષ્ણને આપણા દરબારમા બોલાવીને તેમનુ મોત કરીયે, પણ ત્યા જ તેની બાજી બગડી, કેમકે પ્રજાએ પરમાત્મતત્ત્વ ઓળખ્યુ અને પ્રજા પરમાત્માને અનુકૂળ થઈ ગઈ

કંસનો નાશ જોઈ જરાસંધે એનુ જોઈતુ હતુ પણ જરાસંધને થયુ કે ના, કંસ કરતા હુ વધારે બળવાન છુ, મે અનેક ભિન્ન ભિન્ન અવયવો સાંધીને મારું સામ્રાજ્ય પ્રબળ કરેલુ છે મલ્લયુદ્ધમા મારો બરોબરીઓ કોણ છે? મારી નગરીનો કોટ દુર્ભેદ્ય છે મને બીક શાની? જરાસંધના પણ બે હાથ થયા કાલિનાગ તો પોતાના જલસ્થાનને સલામતીનો નમૂનો માનતો હતો એનુ વિષ અસહ્ય હતુ ફૂત્કારમાત્રથી જ મોટમોટી સેનાઓને મારી નાખે તેના વિરુદ્ધ પણ કશુ ચાલ્યુ નહિ કાળયવન ચડાઈ કરી આવ્યો, પણ સૂતેલા મુચકુન્દના ક્રોધાગ્નિથી વચમા જ બળી મુઓ નરકાસુર એક સ્ત્રીને હાથે ભસ્મ થયો કૌરવેશ્વર દુર્યોધન દ્રૌપદીના ક્રોધવહ્નિમા ભસ્મ થયો અને શિશુપાલને તેણે કરેલી ભગવત્‌નિન્દાએ જ મારી નાખ્યો

૫ રિપુ જેવા આ ૭ સમ્રાટો તે વખતે મરી ગયા સપ્તલોક અને સપ્ત પાતાળ સુખી થયા અને જન્માષ્ટમી મંગળ થઈ છતા દરવર્ષે આટઆટલા કાળ આપણે એ ઉત્સવ શા માટે ઉજવીયે છીયે? એટલા જ માટે કે હજી આપણા હૃદયમાથી ૫ રિપુનો નાશ થયો નથી, તેઓ આપણને અત્યન્ત પીડે છે આપણે લગભગ નાસીપાસ થઈયે છીયે એવે પ્રસગે આપણા હૃદયમા પુણ્યચન્દ્રનો જન્મ થવો જોઈયે 'જ્યા પાપ છે ત્યા પાપપુંજહારી પણ છે' એ આશ્વાસનનો આપણા હૃદયમા ઉદય થવો જોઈયે મધ્યરાત્રિના અન્ધકારમા પુણ્યચન્દ્રનો ઉદય થાય તો જ નિરાશ થયેલી દુનિયા આશ્વાસન લઈ શકે અને ધર્મમા દૃઢ રહી શકે

પશ્ચાત્તાપ કોઈ કાળે ન થયો. કર્તવ્યપાલનની ધગશથી શ્રીકૃષ્ણની બુદ્ધિ એટલી તીવ્ર થઈ હતી કે ગુરુ પાસે વિદ્યા ભણતાં કાળ કે શ્રમ તેમને લાગ્યો જ નહિ. માતપિતાને છોડાવ્યાં, વિદ્યા પૂરી કરી, ગુરુને દક્ષિણા આપી દીધી અને પછી શ્રીકૃષ્ણ પરણ્યા અને પરણ્યા પછી આખી જીંદગી નિરાસક્તવૃત્તિથી પરોપકાર કરવામાં ગાળી જ્યારે બીજા બધા પોતાના રાજ્યનો અને પોતપોતાના ઉત્કર્ષનો વિચાર કરતા ત્યારે શ્રીકૃષ્ણ આખા ભારતવર્ષના રાજકારણનો અને ધર્મસંસ્થાપનાનો વિચાર કરતા. લોકસંગ્રહ એટલે લોકમઙ્ગલનો સંગ્રહ એમ શ્રીકૃષ્ણ માનતા ન હતા, અને તેથી જ તેમણે ભયંકર મનુષ્યસંહાર જોતા છતાં ધર્મને જ વળગી રહેવાની હિંમત બતાવી અને પોતે અપ્રતિમ મલ્લ હોવા છતાં અને દેશમાં આટલું ભારે સર્વક્ષયકારી યુદ્ધ મચેલું હોવા છતાં અશસ્ત્ર અને અયુધ્યમાન રહી શક્યા. દુર્યોધન અને અર્જુન બન્ને શ્રીકૃષ્ણની મદદ માગવા આવ્યા ત્યારે તેમણે તે બન્ને રાજપુત્રો આગળ મુકેલી પસંદગી અર્થપૂર્ણ છે— કાં તો નિઃશસ્ત્ર શ્રીકૃષ્ણને પસંદ કરો, કાં તો યાદવસેના પસંદ કરો. બન્નેએ મનગમતી પસંદગી કરી અને તેનું પરિણામ આપણે જોઈ શકીએ છીએ

* * *

ભારતીય યુદ્ધ મહાન હતું, પણ કૃષ્ણચરિત્ર તેથીયે મહત્તર છે મહાભારતમાં ગૌરીશંકર અને ધવલગિરિ જેવા બે પ્રચંડ શિખરો ચળકે છે આ બેના પ્રમાણમાં બીજા બધા ઉત્તુંગ શિખરો ટેકરી જેવા દેખાય છે આ બે શિખરો તે ભીષ્મ અને કૃષ્ણ તે મહાન યુદ્ધમાં કર્તુમ્ અકર્તુમ્ અને અન્યથા કર્તુમ્ શક્તિ આ બે જણની જ બન્ને સરખા જ અનાસક્ત, સરખા જ ધર્મનિષ્ઠ, સરખા જ પરોપકારી અને સરખા જ યોગી છતાં બન્નેમાં કેટલું અન્તર? બન્નેના સમાજશાસ્ત્ર જુદાં, બન્નેની રાજદ્વારી શૈલસુરી જુદી અને બન્નેના જીવિતકર્તવ્ય જુદાં ચાલતી રાજ્યવ્યવસ્થા ટકાવવી, તેની મારફતે જ બની શકે તેટલું લોકકલ્યાણ સાધવું અને વર્તમાનકાળને વફાદાર રહેવું એ ભીષ્મનો વિચાર. શ્રીકૃષ્ણ અન્યાયના શત્રુ, પાપપુંજના અગ્નિ અને રૂઢિના વિધ્વંસક તેમની દૃષ્ટિ ભવિષ્ય તરફ રાજદ્વારી પ્રશ્નોમાં ભીષ્માચાર્ય ધારાધોરણને વળગનાર હતા, જ્યારે શ્રીકૃષ્ણ જૂના સડી ગયેલા એકેએક ધારાધોરણના મડદાને દાટી દેવા નીકળ્યા હતા. તેથી ભીષ્માચાર્યે સત્તાનો પક્ષ લીધો અને શ્રીકૃષ્ણે સત્યનો

સમાજશાસ્ત્રમાં પણ બન્નેમાં એ જ ભેદ હતો ભીષ્માચાર્ય કહેતા, राजा कालस्य कारणम्—રાજા બનાવે તેવો જમાનો.' શ્રીકૃષ્ણ કહેતા, 'રાજા શાનો જમાનો ઘડે? જમાનો તો હું પોતે જ છું અને એકેએક જૂની

રદિનો નાશ કરવાને અવતરેલો છું. कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धः । ભીષ્માચાર્ય ધર્મશાસ્ત્રથી હમેશા દબાયેલા રહેતા અને ધર્મશાસ્ત્રની આજ્ઞાઓ સાચવવામા જ સંપૂર્ણતા સમજતા, જ્યારે શ્રીકૃષ્ણ ધર્મની આજ્ઞા પાછળ રહેલુ ધાર્મિક રહસ્ય સમજી લઇ તેને જ વળગી રહેતા.

* * *

છતા શુ આશ્ચર્ય ! ભીષ્માચાર્યે પ્રતિજ્ઞાપાલન કરી ભારતવર્ષમા નાન્યક્રાન્તિ થવા દીધી અને જે સમાજવ્યવસ્થાને તે વળગી રહેવા માગતા હતા તેનો જ તેમણે ભારતયુદ્ધ દ્વારા ઉચ્છેદ કર્યો શ્રીકૃષ્ણે પ્રતિજ્ઞાભંગ કરી પોતાના ભક્તના પ્રાણ બચાવ્યા અને ભીષ્મને જશ આપ્યો

* * *

શરીર જેમ અનેક નવા નવા વસ્ત્ર ધારણ કરે છે, આત્મા જેમ નવા નવા દેહ ધારણ કરે છે, તેમ ધર્મના સનાતન આત્માએ પણ નવા નવા વિધિ શોધી કાઢવે જ છૂટકો ઇન્દ્રની પૂજામા જ્યારે માલ ન રહે ત્યારે ગોવર્ધનની પૂજા જ કરવી જોઇયે અને યજ્ઞયાગની ધમાલ કરતા શ્રીકૃષ્ણને શરણ જવુ એ જ વધારે શ્રેયસ્કર છે એ જન્માષ્ટમી આપણને શીખવે છે

શ્રીકૃષ્ણનુ ચરિત્ર આપણે હજી ધ્યાનપૂર્વક જોયુ નથી શ્રીકૃષ્ણની નાનપણની લીલા અને મોટપણનુ જગદુદ્ધારનુ અવતારકૃત્ય એટલા બધા મોહક અને વિશાલ છે અને શ્રીકૃષ્ણને અવતાર માની આપણે એટલા આશ્ચર્યમુગ્ધ થયા છીએ કે આ પુરુષોત્તમે આદર્શ પુરુષ તરીકે જે રીતે પોતાનું જીવન ગાળ્યુ તે તરફ આપણુ ધ્યાન જતું જ નથી આજ સુધી આપણે જેટલા નરરત્નોના ચરિત્ર વાચ્યા છે અથવા જેયા છે તે બધાથી શ્રીકૃષ્ણનુ ચરિત્ર જુદુ પડે છે નાનપણમા શીકા ઉપરના માખણનુ નૈવેદ્ય આત્મદેવને સમર્પણ કર્યા પછી યશોદા માતા પકડે એ બીકથી ગભરાયેલા શ્રીકૃષ્ણની નાટકી લીલા છોડી દઇયે તો શ્રીકૃષ્ણના આખા જીવનમા દુખ કે ભયનો દેખાવે લવલેશ સરખો જડતો નથી આટલુ બધુ વિવિધ ઘટનાઓથી પરિપૂર્ણ જીવન હોવા છતાં શ્રીકૃષ્ણ કોઈ કાળે દિઙ્મૂઢ થયા નથી, દુખથી કરમાઈ ગયા નથી અથવા ઉદાસીનતાથી મોળા પડ્યા નથી જેને આસક્તિ જ નથી તે ઉદાસીન શાનો થાય ? જે બ્રહ્માનન્દ જાણે છે તે શાને બ્હીયે? જે સર્વ ભૂતોમા પોતાને જ જુએ છે તેના મનમા રાગ, દ્વેષ કે જુગુપ્સા ક્યાથી હોય ? એ જ શ્રીકૃષ્ણનું પૂર્ણત્વ છે શ્રીકૃષ્ણની એક બ્રાહ્મણે લાત મારી તેને તેમણે અલંકારની પેઠે ધારણ કરી ગાંધારીએ ઘોર શાપ આપ્યો તેને શ્રીકૃષ્ણે પોતાના અવતારકૃત્યના મદદગાર તરીકે વધાવી લીધો અભિમન્યુ

ભગાયો, ધટોત્કચ મરાયો, દ્રૌપદીના પુત્રોનો વધ થયો, અઢાર અક્ષૌહિણી સેનાનો નાશ થયો, મહાન મહાન આચાર્યો પડ્યા, યાદવકુળનો સંહાર થયો, પણ શ્રીકૃષ્ણ જેવા ને તેવા—અવિચલિત, ગંભીર, મહાસાગર.

* * *

ભારતીય યુદ્ધમાં સંગ્રામભૂમિ પર ઘાયલ થયેલા હજારો મુમૂર્ષુ યોદ્ધાઓ લોહીના કીચડમાં રગદોળાઇ ગયા છે અને તેમની વચ્ચે શ્રીકૃષ્ણની કારુણ્યમૂર્તિ દરેકના માથા પર પોતાનો શીતલ વરદ હસ્ત મેલતી ફરે છે એવું ચિત્ર કોઇ સમર્થ ચિત્રકાર કાઢી આપે? કેવી ઘડીએ શ્રીકૃષ્ણનું દર્શન! એ અહોભાગ્ય જે જમાનાને મળ્યું તે જમાનો ધન્ય છે! તે વખતના કવિઓએ 'મરણોન્મુખ વીરનો વીસામો આ મોરલીધર છે' એવા ભાવના ગીતો ગાયા હશે!

* * *

જ્યારે સંકટ દેખાય ત્યારે મોખરે રહે અથવા એકલા જ આખું સંકટ માથે લે, અને જ્યારે રાજ્યવૈભવ કે નામના મળવાના હોય ત્યારે શરમાળ વહુની પેઠે પાછળ પાછળ રહે, એ શ્રીકૃષ્ણનો સ્વભાવ કેટલો ઉદાત્તમધુર છે! ગોકુળમાં જેટલા રાક્ષસો આવ્યા તેટલા શ્રીકૃષ્ણે પોતે માર્યા. યમુનામાં કાળિનાગ આવીને રહ્યો અને તેણે આખા વૃન્દાવનમાં ત્રાસ ફેલાવ્યો ત્યારે પોતાનું શું થશે તેનો વિચાર કર્યા વગર શ્રીકૃષ્ણે કદંબના ઝાડ ઉપરથી સંકટના ધરામાં ભૂસકો માર્યો. ગોવાળ છોકરાઓ બધા ભયભીત થયા. કેટલાક ઘર ભણી દોડ્યા, કેટલાક ત્યાં ને ત્યાં જ મૂઢ બની થાંભલા જેવા ચોંટી રહ્યા. કોઇને કશું સૂઝ્યું નહિ. એકલા શ્રીકૃષ્ણે કાળિ સાથે યુદ્ધ કર્યું, તેને હરાવ્યો, નમાવ્યો અને જીવતદાન આપી છોડી દીધો. કંસવધમાં પણ આગળ અને જરાસંધના વધમાં પણ અગ્રેસર. જ્યાં જ્યાં સંકટ ત્યાં ત્યાં પોતે હાજર.

* * *

ઇન્દ્રે પ્રલયકાળનો વરસાદ મોકલ્યો ત્યારે પણ શ્રીકૃષ્ણે ગોવર્ધન ઉપાડી પ્રજાનું રક્ષણ કર્યું, પણ તેની સાથે પ્રજાને એ પણ બોધ આપ્યો કે દરેક માણસ જ્યારે ગોવર્ધન ઉચકવામાં મદદ કરે ત્યારે જ પ્રભુ શ્રીકૃષ્ણ પોતાની આંગળી લગાવે. શક્તિ પરમાત્માની પણ પ્રયત્ન તમારો.

* *

જન્માષ્ટમીને દિવસે શ્રીકૃષ્ણ પાસે આપણે શું માગીએ? દરેક જણ પોતાની વૃત્તિ પ્રમાણે માગી લે. પાંડવગીતામાં ભારતકાલીન પ્રમુખ વ્યક્તિઓએ શ્રીકૃષ્ણ પાસે શું શું માગ્યું હતું તે આપેલું છે. કૃપણ કૃપણની પેઠે માગી લે, ભક્ત

ભક્તહૃદયથી માગી લે, અભિમાની અભિમાનને છાજે એવાં વચનો કાઢે અને પોતાનું પાપ પણ પરમાત્મા પર ઢોળી દે. પણ માગવું હોય તો વીરમાતા, ધર્મમાતા, તપસ્વિની કુન્તીએ જે માગી લીધું તે જ માગવું જોઇયે. ભાગવતમાં કુન્તીની પ્રાર્થના બહુ જ સુન્દર શબ્દોમાં આપેલી છે. કુન્તી માતા કહે છે, 'હે ભગવન્! જેમાં તારું વિસ્મરણ થાય તે વૈભવ મારે નથી જોઇતો. જેનાથી હમેશાં તારું સ્મરણ રહે, તારું ચિન્તન થાય, શરણાગતતા વધે એવી આપત્તિ અમને આપ. ભગવન્! અમને આપત્તિ આપ. आपदः सन्तु नः शश्वत्! કેમકે

विपदो नैव विपदः संपदो नैव संपदः।
विपद्विस्मरणं विष्णोः संपन्नारायणस्मृतिः ॥

પરમાત્માને ભૂલી જવો એ જ ભારે સંકટ અને નારાયણનું અખંડ સ્મરણ રહેવું એ જ સંપત્તિ, એ જ વૈભવ, એ જ શ્રેયપ્રેય, એ જ સ્વરાજ્ય, સ્વારાજ્ય અને સામ્રાજ્ય.

## જન્માષ્ટમીનો ઉત્સવ

દેશની સ્થિતિ વિષે એક વૃદ્ધ સાધુ જોડે મારે વાતચીત થઇ હતી. વાતચીત દરમિયાન રાજનિષ્ઠા વિષે હું કંઇક બોલ્યો. સાધુ એકદમ બોલી ઉઠ્યા, 'અરે, હિન્દુસ્તાનમા તો બે જ રાજાઓ થયા છે: મર્યાદાપુરુષોત્તમ શ્રીરામચન્દ્ર અને જગદ્‌ગુરુ શ્રીકૃષ્ણ. હજુ આ બેનું જ હિન્દુ લોકો ઉપર તો રાજ્ય ચાલે છે. રાજનિષ્ઠા તો એમની જ પ્રત્યે સંભવે છે. જમીન ઉપર કે પૈસા ઉપર રાજ્ય કરનાર ગમે તે હોય, પણ હિન્દુઓનાં હૃદય ઉપર રાજ્ય ચલાવનાર તો આ બે જ છે.' મને એ વાત તદ્દન સાચી લાગી. ભજન પૂરું કરીને 'રાજા રામચન્દ્ર કી જય' અથવા 'કૃષ્ણચન્દ્ર કી જય' બોલાવીને લોકો જ્યારે જયજયકાર કરે છે ત્યારે જે ભક્તિનો ઉભરો ઉઠે છે તેવી ભક્તિ બીજા કોઈ વિષે ઉત્પન્ન થતી નથી.

શ્રીરામચન્દ્રજીનું જીવન જેટલું ઉદાત્ત છે તેટલું જ સુગમ છે. રામચન્દ્ર એ આર્યનો આદર્શ પુરુષ—પુરુષોત્તમ છે. સમાજના નીતિનિયમોનું, રિવાજોનું તે પરિપૂર્ણ પાલન કરે છે, એટલું જ નહિ પણ કોઈ પણ પ્રજાસત્તાક રાજ્યના રાષ્ટ્રાધ્યક્ષને પણ લજાવે એવું માન શ્રીરામચન્દ્રને લોકલાગણીને વિષે છે. મારું જીવન સમાજને માટે છે એ નિશ્ચય શ્રીરામચન્દ્રજીમાં દૃઢ છે.

શ્રીકૃષ્ણ પણ પુરુષોત્તમ છે, પણ તે ભિન્ન યુગનો પુરુષોત્તમ છે. જ્યારે સમાજબંધારણ આત્મિક ઉન્નતિની આડે આવે ત્યારે તે સમાજબંધનો તોડવાં અને નવીન નિયમો ઘડવા એ વૃત્તિ શ્રીકૃષ્ણમાં દેખાઈ આવે છે. છતાં શ્રીકૃષ્ણ અરાજક ન હતા. લોકસંગ્રહનું મહત્ત્વ તેઓ સારી પેઠે જાણતા. શ્રીકૃષ્ણે ધર્મને એક નવીન સ્વરૂપ આપ્યું. અને તેથી શ્રીકૃષ્ણના જીવનનો દરેક પ્રસંગ રહસ્યમય છે. કોઈ વ્યાકરણકાર જેમ એક મોટો સર્વવ્યાપી નિયમ બતાવ્યા પછી તેના અપવાદો એક સૂત્રમાં ગ્રથિત કરે તેમ શ્રીકૃષ્ણે જાણે પોતાના જીવનમાં માનવધર્મના બધા અપવાદો સૂત્રબદ્ધ કર્યા છે. ગોપીઓ સાથેનો અસન્ત શુદ્ધ, પવિત્ર પણ મર્યાદારહિત પ્રેમ, દુરાચારી રાજા મામો હોવા છતાં તેનો વધ, ભક્તની પ્રતિજ્ઞા સાચી કરવા પોતાની પ્રતિજ્ઞા તોડીને પણ યુદ્ધમાં શસ્ત્રગ્રહણ વગેરે સર્વ પ્રસંગોમાં તત્ત્વ જાળવવા ખાતર નિયમભંગ કર્યાનાં દૃષ્ટાન્ત છે. શ્રીકૃષ્ણે આર્યજનતાને વધારે અન્તર્મુખ કરી છે, વધારે આત્મપરાયણ કરી છે. ભોગ અને ત્યાગ, ગૃહસ્થાશ્રમ અને સંન્યાસ, પ્રવૃત્તિ અને નિવૃત્તિ, જ્ઞાન અને કર્મ, ઇહલોક અને પરલોક ઇત્યાદિ સર્વ દ્વંદ્વોનો વિરોધ ખ્યાસરૂપ છે, બધામાં એક જ તત્ત્વ રહેલું છે એમ શ્રીકૃષ્ણે પોતાના જીવનથી અને ઉપદેશથી સિદ્ધ કરી બતાવ્યું છે. આર્ય જીવન ઉપર વધારેમાં વધારે અસર તો શ્રીકૃષ્ણની જ થઈ છે, છતા એ અસરનું સ્વરૂપ કેવું છે એ નક્કી કરવું મુશ્કેલ છે. જેમ અત્યન્ત સરળ ભાષામાં લખેલી ભગવદ્ગીતાના અનેક અર્થ કરવામા આવ્યા છે તેમ કૃષ્ણજીવનમા રહેલું રહસ્ય પણ વિવિધ રીતે વર્ણવાતું આવ્યું છે. જેમ વાલ્મીકિરામાયણના રામચન્દ્ર અને તુલસીરામાયણના રામચન્દ્ર વચ્ચે મહદન્તર છે, તેમ મહાભારતનો શ્રીકૃષ્ણ, ભાગવતનો શ્રીકૃષ્ણ, ગીતગોવિંદનો શ્રીકૃષ્ણ, ચૈતન્ય મહાપ્રભુનો શ્રીકૃષ્ણ અને તુકારામ બુવાનો શ્રીકૃષ્ણ એક હોવા છતાં ભિન્ન છે. હાલના જમાનામાં પણ નવીનચન્દ્ર સેનનો શ્રીકૃષ્ણ બંકિમચન્દ્રના શ્રીકૃષ્ણથી જુદો છે, ગાંધીજીનો શ્રીકૃષ્ણ તિલકના શ્રીકૃષ્ણથી જુદો છે અને અરવિન્દ ઘોષનો શ્રીકૃષ્ણ તો વળી સૌથી ન્યારો છે. આવા સુલભ અને દુર્લભ, એક અને અનેક, રસિક અને વિરાગી, બંડખોર અને લોકસંગ્રાહક, પ્રેમળ અને નિષ્ઠુર, માયાવી અને સરળ, એવા શ્રીકૃષ્ણની જયન્તિ કેવી રીતે ઉજવવી એ નક્કી કરવું મહાકઠણ છે.

શ્રીકૃષ્ણનું ચરિત્ર તેમના જીવન જેટલું જ વ્યાપક છે. દુનિયાની દરેક સ્થિતિ શ્રીકૃષ્ણે ભોગવી છે, દરેક સ્થિતિને માટે શ્રીકૃષ્ણે આદર્શ બતાવેલો છે. શ્રીકૃષ્ણનું બાલપણ અતિ રમ્ય છે. ગાયો અને વાછરડાં ઉપરનો તેમનો પ્રેમ, વનમાલાઓનો તેમનો શોખ, મોરલીનો મોહ, બાલમિત્રો પરનો તેમનો સ્નેહ, મલ્લવિદ્યા વિષેનો તેમનો રસ, બધા અદ્ભુત અને અનુકરણીય છે.

નાનાં છોકરાંઓ જરૂર તેનું અનુકરણ કરે. સુદામાનું ચરિત્ર ધ્યાનમાં લઇને જન્માષ્ટમીને દિવસે આપણે આપણા દૂર રહેતા મિત્રોને એ દિવસ સાથે રહેવા માટે શ્રીકૃષ્ણનું ગુણગાન કરીને રમવા માટે બોલાવીયે તો તે બહુ જ ઉચિત ગણાશે.

શ્રીકૃષ્ણના મનમાં મોટા કે નાનો, ગરીબ કે તવંગર, જ્ઞાની કે અજ્ઞાની રૂપાળો કે વરવો કોઇ જાતનો ભેદ ન હતો. ગાયો ચારવા જાય ત્યારે શ્રીકૃષ્ણ સહુ સાથીઓને કહેતા કે દરેક જણે ઘરમાંથી પોતપોતાનું ખાવાનું લેતા આવવું. પછી તેઓ બધા મળીને બધાનું ખાવાનું ભેગું કરીને પ્રેમથી વનભોજન કરતા. આજે પણ આપણે એક નિશાળના વિદ્યાર્થીઓ, એક ઑફિસમાં કામ કરનારાઓ, એક મીલના મજૂરો, એક કલબમાં રમનારાઓ ભેગા થઇને પોતપોતાને ઘેરથી ખાવાનું લઇને શહેર કે ગામડાની બહાર કોઈ વાવ ઉપર કે નદીને કાંઠે, ઝાડ નીચે વાતો કરતા અને ગાતા, રમતા કે ભજન કરતા દિવસ ગાળીયે એમાં કશુંયે ખોટું નથી. માત્ર આ વનભોજનમાં લાડુ, ભજીયાં કે ચેવડો ન ચાલે. કૃષ્ણાષ્ટમીને દિવસે મુખ્ય આહાર તો ગોરસનો જ હોય. દૂધ, દહીં, માખણ અને કંદમૂળ ફળ એ જ આહાર તે દિવસને માટે યોગ્ય છે. ધર્મસંશોધક જગદ્‌ગુરુનો જે દિવસે જન્મ થયો તે દિવસે છોકરાંઓ આવો સાત્ત્વિક આહાર કરે. મોટેરાં ઉપવાસ કરે. ઉપવાસની પ્રાચીન પ્રથા છોડવી ન જોઇયે. એમાં ઉંડું રહસ્ય રહેલું છે. ઉપવાસથી મન અન્તર્મુખ થાય છે, દૃષ્ટિ નિર્મળ થાય છે, શરીર હલકું રહે છે. વારંવાર ઉપવાસ કરવાની ટેવ હોય તો ઉપવાસને દિવસે મન વધારે પ્રસન્ન રહે છે એવો અનુભવ ઘણાનો છે. ઉપવાસથી વાસના શુદ્ધ થાય છે. શરીરમાં દોષ ન હોય તો ઉપવાસ કરવાથી ચિત્ત એકાગ્ર થાય છે અને ધર્મનાં ઉંડામાં ઉંડા તત્ત્વો સ્પષ્ટ થાય છે. ઉપવાસ કરીને, બુદ્ધિયોગ હોય તો ધર્મતત્ત્વનું ચિન્તન કરવું અને તેટલી શક્તિ ન હોય તેણે શ્રદ્ધાવાન લોકો જોડે ધર્મચર્ચા કરવી. તે પણ ન બની શકે તો ગીતાનું પારાયણ કરવું, નામસંકીર્તન, ભજન વગેરે કરવાં, સાત્ત્વિક સંગીત સાથે ભજનો ગાવાં. ઉપવાસને દિવસે વ્યવહારનાં કામો બનતાં સુધી ઓછાં કરી નાખવાં,' પણ નવરાશનો સમય આળસ, નિદ્રા કે વ્યસનમાં ન ગાળવો. ઘણીવાર આપણને સુન્દર સુન્દર ધાર્મિક વચનો, ભજનો, પદો જડી આવે છે, પણ તે લખી કાઢવાનો આપણને સમય નથી મળતો. આ દિવસે તે લખવામાં સમય ગાળવો એ ઠીક ગણાય.

સાર્વજનિક કાર્ય કરવાની શક્તિ જેમનામાં હોય તેમને માટે ગોપાલના જન્મોત્સવને દિવસે ગોરક્ષણની હીલચાલ કરવી એના કરતાં ઉત્તમ વસ્તુ કઇ હોઇ શકે ? શ્રીકૃષ્ણના સાથીઓને જેટલું દૂધ અને ઘી મળતું તેટલું દૂધ

અને ઘી જ્યા સુધી આપણા છોકરાઓને ન મળે ત્યા સુધી આપણે કૃષ્ણ જન્મોત્સવ ઠીક ઉજવ્યો ન જ ગણાય. શ્રીકૃષ્ણ અપ્રતિમ મલ્લ હતા, ગૃહસ્થાશ્રમમા રહીને બ્રહ્મચર્ય પાળતા હતા, શ્રીકૃષ્ણ દીર્ઘાયુ હતા, માટે જ દરેક અખાડામા જન્મોત્સવ ઉજવવો જોઇયે અને શ્રીકૃષ્ણના જીવનનો આ ભૂલાઇ ગયેલો ભાગ ફરી પાછો સભારવો જોઇયે. જેઓ પાડિત્યમા જ જીવન વ્યતીત કરવા માગતા હોય તેમને માટે સરસમા સરસ કામ એ હોઈ શકે કે જેમ ગીતામા શ્રીકૃષ્ણે અર્જુનને ઉપદેશ આપેલો છે તે જ પ્રમાણે શ્રીકૃષ્ણે ભિન્ન ભિન્ન પ્રસગે કાઢેલા ઉદ્ગારો મહાભારતમાથી કે ભાગવતમાથી, વિષ્ણુપુરાણમાથી કે હરિવશમાથી જેટલા મળી આવે તેટલા બધા એકત્ર કરવા. એવા ઉદ્ગારો અને શ્રીકૃષ્ણના ચરિત્રને અનુસારે ગીતાજીનો અર્થ બેસાડવો અને આ મહાન જગદ્ગુરુનુ તત્ત્વજ્ઞાન ( Philosophy of Life) શુ હતુ, એમનુ રાજકારણ કેવુ હતુ તે નક્કી કરીને પ્રજાની આગળ મુકવું.

સ્ત્રીઓ જન્માષ્ટમીનો દિવસ કેવી રીતે ઉજવે એ બહુ નાજુક પ્રશ્ન છે. ભક્તિના અતિરેકનુ સ્વરૂપ પોતાના ભક્તિસૂત્રમા નારદે વર્ણવેલુ છે, તે ઉપરથી મનોવૃત્તિને ગોપી કલ્પીને પરબ્રહ્મ પરપુરુષ ઉપર તેઓ કેટલી આસક્ત હતી એનુ વર્ણન કેટલાક કવિઓએ એટલુ બધુ કર્યુ છે કે શ્રીકૃષ્ણના જીવનનું પરિપૂર્ણ રહસ્ય પ્રજા લગભગ ભૂલી ગઈ છે શ્રીકૃષ્ણને ગોપીજનવલ્લભ કહ્યા છે શ્રીકૃષ્ણ અને ગોપીઓ વચ્ચેનો પ્રેમ કેટલો વિશુદ્ધ અને આધ્યાત્મિક બની ગયો હતો તેની કલ્પના જે હૃદયમા આવી શકતી નથી તેઓએ કા તો કૃષ્ણને ઉતારી પાડ્યો છે અથવા તે પ્રેમનુ વર્ણન કરનાર કવિઓને હલકી વૃત્તિ વાળા ને અમસવાદી ગણી કાઢયા છે કૃષ્ણગોપી વચ્ચેનો પ્રેમ વર્ણવવામા કવિઓએ ભૂલ કરી નથી એમ મારૂ કહેવુ નથી હું તો એમ જ માનુ છુ કે સમાજની સ્થિતિ જોઇને કવિઓએ વધારે સાવચેતીથી તે પ્રેમનું વર્ણન કરવુ ઘટતું હતું મુસલમાની ધર્મમા સુફી પન્થના મસ્ત કવિઓને અને ફકીરોને ચુસ્ત મુસલમાન ગઝ્નીઓ સજા કરતા ત્યારે કહેતા કે આ સાધુઓ જે કહે છે તે ખોટુ નથી, પણ અનધિકારી સમાજમા આવી રીતે રહસ્યમય વસ્તુઓ મુકીને તેઓ સમાજને નુકસાન પહોચાડે છે અને તેથી જ તેઓ શિક્ષાને પાત્ર છે ગોપીઓનો પ્રેમ આપણે સમજી શકતા નથી એટલા માટે હાલની આપણી નીતિની કલ્પનાઓને પમદ પડે એવુ સ્વરૂપ તે પ્રેમને આપવાની પણ જરૂર નથી મીરાબાઇએ ગોપીઓનો પ્રેમ કેવો હતો તે સ્પષ્ટ કરી બતાવ્યુ છે જ્યારે જ્યારે ધર્મ ઉપરથી લોકોની શ્રદ્ધા ઉઠી જાય છે ત્યારે ત્યારે ધર્મ ઉપરની શ્રદ્ધા ફરી સ્થિર કરવા માટે મુક્ત પુરુષો આ દુનિયામા અવતાર લે છે અને પોતાના પ્રત્યક્ષ અનુભવ પરથી અને જીવન પરથી લોકોમા ધર્મ વિષે શ્રદ્ધા-ઉપજાવે છે તે જ પ્રમાણે

ગોપીઓની શુદ્ધ ભક્તિ વિષે જ્યારે લોકોમાં અશ્રદ્ધા ઉત્પન્ન થઈ ત્યારે ગોપીમાંથી એક—વખતે રાધાજીએ—મીરાંનો અવતાર લઈ પ્રેમધર્મસંસ્થાપના કરી. જો આપણે ઈશ્વર અને ભક્ત વચ્ચેનો આ અનિર્વચનીય પ્રેમ-સંબન્ધ સ્પષ્ટ કરી શકીયે તો તો ગોપીના પ્રેમનાં અથવા વિરહનાં પદો ગાવામાં કશો વાંધો જોતો નથી. મીરાંનો ત્યાગ આપણાથી ન જ થઈ શકે. જમાનો ખરાબ આવ્યો છે એટલા માટે શું મીરાંબાઈને આપણે ભૂલી જવાં ? શ્રીકૃષ્ણ સાથે ફક્ત ગોપીઓને જ સંબન્ધ હતો એમ નથી. યશોદા બાલકૃષ્ણને પૂજતી. કુન્તી પાર્થસારથીને પૂજતી. સુભદ્રા અને દ્રૌપદી કૃષ્ણને બન્ધુરૂપે પૂજતાં. શ્રીકૃષ્ણનું સંપૂર્ણ જીવન આપણી સ્ત્રીઓ આગળ મુકવું જોઇયે. શ્રીકૃષ્ણ કેટલા સંયમી હતા, કેટલા નીતિજ્ઞ હતા, કેટલા ધર્મનિષ્ઠ હતા તે બધું સ્ત્રીઓ આગળ સ્પષ્ટ કરવું જોઇયે, અને પછી જ ગોપીપ્રેમનો આદર્શ તેમની આગળ મુકવો જોઇયે. પ્રેમ અને મોહ વચ્ચે સ્વર્ગ નરક જેટલો જે ભેદ છે તે સ્પષ્ટ કરી બતાવવો જોઇયે. રાસલીલામાં ગોપીઓના મનમા મલિન કલ્પના આવતાં વાર શ્રીકૃષ્ણ—અસંખ્યરૂપ ધારી શ્રીકૃષ્ણ એકદમ અદૃશ્ય થયા, ગોપીઓનું મન પવિત્ર થયું ત્યારે જ તેઓ ફરી પ્રગટ થયા, એવો સુન્દર પ્રસંગ પુરાણોમાં વર્ણવેલો છે તેનું રહસ્ય દરેક જણે જાણવું જોઇયે. તે રહસ્ય કોઇ પણ માણસથી છૂપું રાખવામાં સલામતી નથી. અરધા જ્ઞાનથી ઉત્પન્ન થતા દોષો કાઢી નાખવાનો ઉપાય સંપૂર્ણ જ્ઞાન છે, અજ્ઞાન નથી. પ્રેમને આપણે એના શુદ્ધ રસ્તે દોરવો જોઇયે. પ્રેમ દબાવ્યો દબાતો નથી, પણ દબાવવા જતાં વિકૃત થઈ જાય છે.

જન્માષ્ટમીને દિવસે આપણે સુદામાચરિત્ર ગાઇયે, શ્રીકૃષ્ણે ગોપીઓને કરેલો ઉપદેશ ગાઇયે, ઉદ્ધવ જોડે શ્રીકૃષ્ણે ગોપીઓને મોકલેલો સન્દેશ ગાઇયે, ગીતાજીનું રહસ્ય સમજીયે, રાસ રમીયે, ગરબીઓ ગાઇયે, અને ઉપવાસ કરી શુદ્ધ વૃત્તિથી તેની અંદર રહેલું રહસ્ય સમજીયે.

જન્માષ્ટમીને દિવસે જો આપણે ગાયની પૂજા કરીયે તો તેમા કંઈ ખોટું નથી. ગાયની પૂજા કરવામાં પશુને આપણે પરમેશ્વર નથી ગણતા, પણ તે પૂજા દ્વારા પ્રેમ અને કૃતજ્ઞતા વ્યક્ત કરીયે છીયે. નદીની પૂજા, તુળસીની પૂજા, ગાયની પૂજા બરાબર સમજીને જો આપણે કરશું તો તેથી અન્તઃકરણ-ની ભારેમા ભારે કેળવણી મળશે, રસવૃત્તિ ખીલશે અને હૃદય પવિત્ર થશે. દરેક પૂજામા સરખો ભાવ નથી રહેતો. પૂજા કૃતજ્ઞતાથી થઇ શકે છે, વફાદારીને લીધે થઈ શકે છે, પ્રેમને લીધે થઈ શકે છે, આદરબુદ્ધિથી થઇ શકે છે, ભક્તિથી થઇ શકે છે, આત્મનિવેદનવૃત્તિથી થઇ શકે છે અથવા સ્વસ્વરૂપાનુસંધાનથી થઇ શકે છે. આમ જોતાં ગાયની પૂજા કરવામાં એકેશ્વરવાદી કે નિરીશ્વરવાદીને પણ વાંધો ન હોવો જોઇયે. નિરીશ્વરવાદી ઑગસ્ટસ કૉમ્ત

ક્યાં માનવજાતિનું પૂતળું બનાવીને તેની પૂજા નહોતો કરતો ? શ્રાવણ મહિનામાં ઘણીખરી ગાયો વીઆય છે. ઘરની નાની નાની છોકરીઓ જો કૃતજ્ઞતાથી ગાય અને આમતેમ કુદતાં નમણાં નાનકડાં વાછરડાંની હરિદ્રા-કુંકુમથી પૂજા કરે તો કેટલી પ્રેમવૃત્તિ જાગૃત થાય! કન્યાશાળાઓમાં અનેક રીતે કૃષ્ણજયન્તિ ઉજવી શકાય. ઘરની અંદર જમીન ઉત્તમ રીતે લીંપીને સફેદ પત્થરના લોટથી તેની ઉપર સાથીઆ પૂરવાની હરિફાઇ કરાવી શકાય. છોકરીઓ ગરબીઓ ગાય, રાસ રમે, કૃષ્ણજીવનના જુદા જુદા પ્રસંગોનું ગદ્ય અને પદ્યમાં વર્ણન કરે, ઘેરથી ફુલાહાર લાવીને નિશાળમાં સહુ મળીને ખાય. તે દિવસે નિશાળની છોકરીઓને પોતાની સહીયરોને પણ સાથે લાવવાની છૂટ હોય તો વધારે આનન્દ આવશે અને વધારે કન્યાઓ શિક્ષણ તરફ આકર્ષાશે. ધાર્મિક શિક્ષણને જો પરિણામદાયી કરવું હોય તો નિશાળને દરેક તહેવારને પ્રસંગે મન્દિરનું સ્વરૂપ આપવું જોઇએ. જો આપણે મૂર્તિપૂજાથી બ્હી ન ગયા હોઇયે તો જન્માષ્ટમીને દિવસે નિશાળમાં પારણું બાંધીને હાલરડાં ગાઇયે. આમાં કન્યાઓની માતાઓ પણ જરૂર ભાગ લેશે.

આજે કન્યાશાળાઓ સમાજનું અંગ બનેલી નથી, કન્યાશાળાઓએ સમાજમાં જડ ઘાલી નથી, અને તેથી કન્યાશાળા ચલાવનાર ઉત્સાહી દેશસેવકનો અર્ધોધિક શ્રમ નિષ્ફળ જાય છે. જન્માષ્ટમી જેવા તહેવારો ઉજવવામા સમાજની બધી સ્ત્રીઓ જો ભાગ લેતી થઇ જાય તો શિક્ષણ જોતજોતામા સફળ થશે, શિક્ષણનો લાભ નિશાળમાં ભણનારી કન્યાઓને જ નહિ પણ આખા સમાજને મળશે અને આપણે શિક્ષણનું જે પવિત્ર કાર્ય કરીયે છીયે તેના ઉપર કૃષ્ણપરમાત્માની અમીદૃષ્ટિ વરસશે.

# નવરાત્રિ

મહિષાસુર સામ્રાજ્યવાદી હતો. સૂર્ય, ઇન્દ્ર, આગ્ન, પવન, ચન્દ્ર, યમ, વરુણ વગેરે બધા દેવોનો અધિકાર તે પોતે જ ચલાવતો હતો. સ્વર્ગના દેવોને તેણે ભૂલોકની પ્રજા બનાવ્યા હતા. કોઇને પોતાને સ્થાને સલામતી લાગતી ન હતી. દેવો પરમાત્મા પાસે ગયા. પરમાત્માએ સૃષ્ટિની જે વ્યવસ્થા કરી હતી તે મહિષાસુરે કેટલી બગાડી નાખી છે એ બધું કહી સંભળાવ્યું. બધું સાંભળી વિષ્ણુ, બ્રહ્મા, શંકર વગેરે સર્વ દેવોનાં શરીરમાંથી પુણ્યપ્રકોપ ઉછળ્યો અને તેની એક દૈવી શક્તિમૂર્તિ નિર્માણ થઇ. સર્વ દેવોએ આ

સર્વદેવમયી શક્તિને પોતપોતાનાં આયુધની શક્તિથી મંડિત કરી અને પછી આ દૈવી શક્તિ અને મહિષાસુરની આસુરી શક્તિ વચ્ચે ભીષણ યુદ્ધ જામ્યું. કેટલાં વરસ સુધી ચાલ્યું તે કોણ કહી શકે? પણ આશ્વિન માસની શુક્લ પ્રતિપદાથી દશમી સુધી એ યુદ્ધ ચાલ્યું એમ મનાય છે અને તે પ્રમાણે દૈવી શક્તિના વિજયનો નવરાત્રિનો ઉત્સવ આપણે ઉજવીયે છીયે.

દૈવી શક્તિ એ પરમા વિદ્યા છે, બ્રહ્મવિદ્યા છે, આત્મતત્ત્વ, વિદ્યાતત્ત્વ અને શિવતત્ત્વનું શુદ્ધ સ્વરૂપ છે. આ શક્તિ शठ प्रति शुभंकरी છે, अहितेषु साध्वी છે; વેરી પ્રત્યે પણ તે દયા પ્રગટ કરે છે. રુષ્ટ લોકોનો પ્રબળ સ્વભાવ શાન્ત પાડવો એ જ આ દૈવી શક્તિનું શીલ છે. दुर्वृत्तवृत्तशमनं तव देवि शीलम् ।

અસુરો આ શક્તિને ન સમજી શક્યા. ભક્તો જ્યારે દૈવી શક્તિની જય બોલવા લાગ્યા ત્યારે અસુરો મૂંઝાઈ જઈ 'અરે આ શું? આ શું?' એવી ચીસો પાડવા લાગ્યા. આખરે અસુરોનો રાજા પોતે જ લડવા લાગ્યો. તેણે અનેક જાતની નીતિ ચલાવી, અનેક રૂપો ધારણ કર્યાં, પણ આખરે निशेषदेवगणशक्तिसमूहमूर्ति નો જ વિજય થયો. પવન અનુકૂળ વાવા લાગ્યો, વરસાદે ભૂમિને સુજલા સુફલા કરી નાખી, દિશાઓ પ્રસન્ન થઈ અને ભક્તો દેવીનું મંગળ ગાવા લાગ્યા. દેવીએ ભક્તોને આશ્વાસન આપ્યું કે આવી જ રીતે ફરી જ્યારે જ્યારે આસુરી લોકોને લીધે ત્રાસ ફેલાશે ત્યારે હું પોતે અવતાર ધારણ કરી દુષ્ટતાનો નાશ કરીશ.

એ મહિષાસુર દરેક માણસના હૃદયમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપન કરવા મથે છે અને તે તે વખતે દૈવી શક્તિને તેનાં બધા સ્વરૂપો ઓળખી તેનો સમૂળો નાશ કરવો પડે છે. દરેક હૃદયમાં આ યુદ્ધ કેટલાં વરસ સુધી ચાલે છે એ દરેક જણ પોતાનું અન્તર તપાસી જાણી શકે છે. નવરાત્રિના દિવસોમાં હૃદયમા અખંડ દીપ પ્રજાળી આપણે તે દૈવી શક્તિની આરાધના કરવી જોઈયે, કેમકે જ્યારે તે પ્રસન્ન થાય છે ત્યારે તે દૈવી શક્તિ જ આપણને મોક્ષ આપી દે છે.

सैषा प्रसन्ना वरदा नृणां भवति मुक्तये ।

## વિજયાદશમી

આગ્રામાં મોગલ સમયની જે ઇમારતો છે તેમાં એક વિશેષતા એ છે કે તેનો નીચલો મજલો લાલ પત્થરનો હોય છે અને ઉપરનો સફેદ પત્થરનો.

લાલ પત્થરનુ કામ જહાગીરના વખતનુ અને સફેદ પત્થરનુ શાહજહાના વખતનુ. દરેક ઇમારતમા આવો કાળક્રમનો ઇતિહાસ વર્ણભેદથી સ્પષ્ટ જ દેખાય છે

કોઇ પણ જૂના મોટા શહેરમા જૂની વસ્તી ને નવી વસ્તી પાસે પાસે આવેલી હોય છે વસ્તીનાથર ઉપર પડ બાઝેલા દેખાય છે

ભાષાની કહેવતોમા પણ ભિન્ન ભિન્ન કાળનો ઇતિહાસ સમાયેલો હોય છે આપણે ઘરમા જમીન પર જે લાદીઓ જડીયે છીયે તે એક પત્થર જેવી દેખાય છે, પણ તેમા દરેક પડમા કેટલાયે વરસોનુ અન્તર હોય છે. નદીને કાંઠે દર વર્ષે જે કાંપના થર એક ઉપર એક જામે છે તેનો જ આખરે એક પત્થર બની જાય છે

દશેરાનો તહેવાર પણ એક જ તહેવાર હોવા છતા ભિન્નકાલીન ભિન્ન પડોનો બનેલો છે દશેરાના તહેવાર સાથે અસખ્ય યુગોના અસખ્ય પ્રકારના આર્ય પુરુષાર્થનો નિત્ય સમાયેલો છે

માણસ માણસ વચ્ચેની લડાઇ જેટલી મહત્ત્વની છે તેટલી જ અથવા તેના કરતા વધારે મહત્ત્વની લડાઈ માણસ અને કુદરત વચ્ચેની છે. માણસનો કુદરત ઉપરનો મોટામા મોટો વિજય તે ખેતી છે ખેડેલી જમીનમા નવ જાતનુ ધાન્ય વાવી કૃત્રિમ જળનુ સિચન કરી તેમાથી પોતાની આજીવિકા અને ભવિષ્યના સગ્રહ જેટલુ અનાજ જે દિવસે માણસ મેળવી શક્યો તે દિવસ માણસને માટે ભારેમા ભારે વિજયનો હતો તે દિવસનુ સ્મરણ હમેશા તાજુ રાખવુ એ કૃષિપ્રધાન આર્ય લોકોનુ પ્રથમ કર્તવ્ય હતુ

વીસમી સદી એ ભૌતિક અને યાન્ત્રિક શોધોની સદી ગણાય છે, અને તે યોગ્ય છે પણ મનુષ્યપ્રાણીની હસ્તી અને સસ્કૃતિને માટે જે મહાન શોધો કારણરૂપ થઈ છે તે બધી આદ્યયુગમા જ થઈ છે જમીન ખેડવાની કળા, સૂતર કાતવાની કળા દેવતા સળગાવવાની કળા અને માટીમાથી પાકા વાસણ ઘડવાની કળા—આ ચાર કળા માનવી સસ્કૃતિના આધારસ્તભરૂપ છે આ ચારે કળાનો ઉપયોગ કરીને વિજયાદશમીને દિવસે આપણે કૃષિ મહોત્સવ ઉપજાવી કાઢ્યો છે

નાનપણનો મારી સ્મૃતિમા રહેલો પહેલો નવરાત્રિનો ઉત્સવ હજી મને સાભરે છે પ્રતિપદાને દિવસે શહેરની બહાર જઈ ખેતરોમાથી સરસમા સરસ કાળી માટી મારા ભાઈ લઈ આવ્યા હુ પોતે નવ ધાન્યની યાદી લઈ તેમાથી ઘરમા જેટલા ન મળ્યા તેટલા મારા નાનાને ત્યાથી લઈ આવ્યો મારી દાદીએ નાનકડા ધનુષ વતી રૂ પીજી તેની પૂણી આગળની દીવેટ તૈયાર કરી મારી બાએ સૂતર કાતી (રેટીયા ઉપર નહિ, પણ લોટા ઉપર) તે સૂતરની

એક હજાર નાનકડી વાટો બનાવી બજારમાંથી નાળિયેર અને પંચરત્ન હું લઈ આવ્યો. પંચરત્નમાં સોનું, મોતી, હીરો, પરવાળું અને લીલમ હતા. આ પંચરત્નનો આકાર બહુ જ નાનો હતો મારી ભત્રીજીએ બગીચામાંથી ફૂલો અને જાતજાતના પાંદડાં ભેગાં કર્યાં હતાં પિતાશ્રીએ ન્હાઈને ગાયના છાણથી લીંપેલી જમીન ઉપર પેલી કાળી માટી પાથરી એનો સુન્દર ચોરસ આકાર બનાવ્યો આ અમારું ખેતર આની વચ્ચોવચ એક લોટો મુકી દીધો. આ લોટામાં પાણી ભરેલું હતું અંદર આખી સોપારી, દક્ષિણા, પંચરત્ન વગેરે વસ્તુઓ નાખેલી હતી ઉપર આંબાના ઝાડની એક નાની પાંચ પાંદડાં વાળી ડાળી રાખી તેના ઉપર એક નાળિયેર મુકેલું હતું સુન્દર ઘાટ વાળા લોટામાંથી બહાર નીકળતા કેરીના લીલાછમ પાંચ પાંદડાં અને તેના ઉપર શિખર જેવા નાળિયેરનો આકાર જોઈ હું ખુશ ખુશ થઈ ગયો પૂજાની તૈયારી થઈ ત્યારે ખેતરમાં નવ ધાન્ય વાવવામાં આવ્યાં તેના ઉપર પાણી છાંટવામાં આવ્યું વચ્ચે મુકેલા ઘટની ચંદન, કેસર અને કંકુથી પૂજા કરવામાં આવી આ ઘટ ઉપર એક પુષ્પમાળા ટીંગાડવામાં આવી યથાવિધિ સાંગષોડશોપચાર પૂજા થઈ ઘટ આગળ વાટ વાળો દીવો સળગાવવામાં આવ્યો પછી આરતી થઈ અને ઘરમાં સૌ કહેવા લાગ્યા કે આજે અમારે ત્યાં નવરાત્રની ઘટસ્થાપના થઈ છે પેલો નન્દાદીપ નવ દિવસ સુધી બળતો રાખવાનો હતો વચમાં હોલવાઈ જાય તો મહાઅશુભ બીજે દિવસે પૂજામાં બે પુષ્પમાળા ટીંગાડવામાં આવી ત્રીજે દિવસે ત્રણ એમ માળા વધતી ગઈ ઉપર માળાઓ વધી અને નીચે ખેતરમાંથી અંકુર ફૂટી નીકળ્યા કેટલાક અંકુર તો પોતાના ફોતરાની છત્રી બનાવીને બહાર નીકળ્યા હતા અમને રોજ મિષ્ટાન્ન મળતું, પણ પિતાશ્રી એક જ વખત જમતા અને આખો દિવસ અબોટીયું પહેરીને પેલો નન્દાદીપ સાચવતા વાટ તૂટે નહિ, તેલ ખૂટે નહિ અને દીવો હોલવાય નહિ એની સંભાળ રાખવી પડતી રાત્રે પણ બે ચાર વાર ઉઠી તેલ પૂરવું, બહુ જ સંભાળથી ઉપર બાઝેલી મેશ ખંખેરવી વગેરે કામો કરવાં પડતાં

નવ ધાન્યના અંકુર પૂરેપૂરા ફૂટી નીકળ્યા તે વખતની ખેતરની શોભા અવર્ણનીય હતી કેટલાક ધાન્ય વહેલાં ઉગ્યાં, કેટલાક મોડાં વહેલાં કોણ છે ને મોડાં કોણ છે એ હું બરાબર ધ્યાનમાં રાખતો બધા અંકુર સાવ સફેદ હતા, કેમકે નવરાત્રનું આ ખેતર ઘરની અંદર હતું, અને અજવાળા વગર લીલો રંગ આવે નહિ પછી પિતાશ્રી ખેતર ઉપર હળદરનું પાણી છાંટવા લાગ્યા મેં પૂછ્યું, 'હળદરનું પાણી કેમ છાંટો છો ?' 'ઉગેલું અનાજ સોના જેવું દેખાય એટલા માટે'

સાતમે દિવસે સરસ્વતીનું આવાહન થયું ઘરમાં જેટલી ધાર્મિક અને

સંસ્કૃત ચોપડીઓ હતી તે બધી એક રંગીન પાટલા ઉપર મુકી અને તેમની પૂજા કરી. અમને ભણવામાંથી રજા મળી. આને અનધ્યાય કહે છે. સરસ્વતીનું આવાહન, પૂજન અને વિસર્જન એટલું ત્રણ દિવસમા થયું. નવમે દિવસે ખંડપૂજા થઇ. ખંડપૂજા એટલે શસ્ત્રાસ્ત્રની પૂજા. હાથીઘોડા જેવા યુદ્ધોપયોગી પશુઓની પણ પૂજા કરવામા આવી. આ રીતે નવરાત્ર પુરી થઇ અને દશમે દિવસે દશેરા આવ્યા. દશેરાને દિવસે હોમ, બલિદાન અને સીમોલ્લંઘન એ મુખ્ય વિધિ હતા. વિદ્યારંભનો પણ તે દિવસ હતો.

વિજયાદશમીના તહેવારમા ચાતુર્વર્ણ્ય એકત્ર થયેલું દેખાય છે બ્રાહ્મણોના સરસ્વતીપૂજન અને વિદ્યારંભ, ક્ષત્રિયોના શસ્ત્રપૂજન, અશ્વપૂજન અને સીમોલ્લંઘન; અને વૈશ્યોની ખેતી, એ ત્રણે આ તહેવારમા એકત્રિત થાય છે. અને જ્યા આટલી બારે પ્રવૃત્તિ હોય ત્યા શૂદ્રોની પરિચર્યા તો સમાવિષ્ટ છે જ. ગામડાના લોકો નવરાત્રના અનાજના સોના જેવા જવારા તોડી પાઘડીમા ખોસી દે છે અને સુન્દર પોશાક પહેરી વાજતેગાજતે સીમોલ્લંઘન કરવા જાય છે ત્યારે જાણે આખા દેશનું પૌરુષ પરાક્રમ દાખવવા બહાર નીકળ્યું હોય એવુ દૃશ્ય બની રહે છે.

દશેરાનો ઉત્સવ જેમ કૃષિપ્રધાન છે તેમ ક્ષાત્ર મહોત્સવ પણ છે ભાડાના સૈનિકોને મજુરોની પેઠે લડાવવાની પદ્ધતિ જ્યારે ન હતી ત્યારે ક્ષાત્રતેજ અને રાજતેજ ખેડૂત લોકોમા જ કેળવાતા ખેડૂત એટલે ક્ષેત્રપતિ—ક્ષત્રિય. આખુ વરસ ભૂમિમાતાની જે સેવા કરે તે જ પ્રસંગ પડયે તેનુ રક્ષણ પણ કરે. નદી, નાળા, પહાડ, ટેકરી સાથે જેનો દિવસરાત્ર સંબન્ધ છે, ઘોડા બળદ જેવા પશુઓને જે કેળવી શકે છે, અનેક મજૂરોને જે આજીવિકા આપી શકે છે અને આખા સમાજને જે ખવડાવે છે તેની અંદર રાજત્વના બધા ગુણો કેળવાય એમા આશ્ચર્ય શું? રાજા તે જ ખેડૂત અને ખેડૂત તે જ રાજા.

આવી સ્થિતિ હોવાથી કૃષિનો તહેવાર ક્ષાત્ર તહેવાર થઇ ગયો એમા ઐતિહાસિક ઔચિત્ય પૂરેપૂરૂ છે ક્ષત્રિયોનું મુખ્ય કર્તવ્ય તો સ્વદેશરક્ષણ જ છે પણ ઘણીવાર શત્રુ સ્વદેશમા ઘુસી દેશમા ખરાબી કરે એના પહેલા જ તેનો દુષ્ટ હેતુ કળી જઇ પોતે જ સીમોલ્લંઘન કરી—પોતાની સીમ એટલે સરહદ ઓળંગી શત્રુના જ દેશમા લડાઈ લઈ જવી એ સલાહભરેલુ અને વીરોચિત હોય છે.

સ્હેજ વિચાર કરતા જણાઇ આવશે કે આ સીમોલ્લંઘન પાછળ સામ્રાજ્યવૃત્તિ રહેલી છે. પોતાની સરહદ ઓળંગી બીજો દેશ તાબે કરવો, ત્યાથી ધનધાન્ય લૂટીને લઇ આવવું એમા ધર્મબુદ્ધિ કરતા મહત્વાકાંક્ષાનો

અંશ વધારે છે. આવી રીતે લૂંટીને આણેલું સોનું પરાક્રમી પુરુષો પોતાની પાસે જ રાખે તો વર્તમાન યુગના ક્ષત્રપ્રકોપ (Militarism) સાથે વૈશ્યપ્રકોપ (Industrialism) ના મેળાપની ભયંકર સ્થિતિ ઉભી થાય. પ્રભુત્વ અને ધનિત્વ જ્યાં એકત્ર છે ત્યાં સેતાનને જુદું આમન્ત્રણ કરવાની જરૂર રહેતી નથી. એટલા માટે જ દશેરાને દિવસે લૂંટી આણેલા સોનાને બધા સ્વજનોમાં વહેંચી નાંખવું એ તે દિવસનો મહત્ત્વનો ધાર્મિક વિધિ નક્કી કરેલો છે.*

સુવર્ણ વહેંચી નાખવાના આ રિવાજનો સંબન્ધ રઘુવંશના રાજા રઘુ સાથે જોડાએલો છે.

રઘુ રાજાએ વિશ્વજિત્ યજ્ઞ કર્યો. સમુદ્રવલયાંકિત પૃથ્વી જીત્યા પછી સર્વસ્વ દાન કરી દેવું એનું નામ વિશ્વજિત્ યજ્ઞ. આવો વિશ્વજિત્ યજ્ઞ રઘુ રાજાએ પૂરો કર્યો ત્યારપછી એની પાસે વરતન્તુ ઋષિનો શિષ્ય વિદ્વાન તેજસ્વી કૌત્સ આવી પહોંચ્યો. કૌત્સે ગુરુ પાસેથી ચૌદ વિદ્યાઓ ગ્રહણ કરી હતી તેની દક્ષિણા તરીકે ચૌદ કોટિ સુવર્ણમુદ્રા ગુરુને આપવાની તેની ધારણા હતી. પણ સર્વસ્વનું દાન કર્યા પછી રહેલા માટીના વાસણથી જ રાજાને આદરાતિથ્ય કરતો જોઇ કૌત્સે રાજા પાસે કંઇ પણ માગવાનો વિચાર માંડી વાળ્યો. રાજાને આશીર્વાદ આપી તે જવા લાગ્યો. રઘુએ આગ્રહપૂર્વક તેને રોકી રાખ્યો અને બીજે દિવસે સ્વર્ગ ઉપર ચડાઇ કરી ઇન્દ્ર અને કુબેર પાસેથી ધન લાવવાની ગોઠવણ કરી. રઘુરાજ ચક્રવર્તી હતો તેથી ઇન્દ્ર અને કુબેર પણ તેના ખંડીઆ રાજા હતા. બ્રાહ્મણને દાન કરવા સારૂ તેમની પાસેથી કર ઉઘરાવતાં સંકોચ શાનો ? રઘુરાજની ચડાઇની વાત સાંભળી દેવો ડરી ગયા. તેમણે એક શમીના ઝાડ ઉપર સુવર્ણમુદ્રાની વૃષ્ટિ

* 'ક્ષત્રપ્રકોપ' અને 'વિટ્પ્રકોપ' એ બે નવાં નામોની સાર્થકતા મારે સિદ્ધ કરવી જોઇએ. ચાતુર્વર્ણ્યનું સમતોલન અથવા સામંજસ્ય એ તો સમાજશરીરની સ્વાભાવિક સ્થિતિ છે. સમાજને માટે આ ચારે વર્ણની જરૂર સ્વીકારાયેલી છે. વ્યક્તિના શરીરમાં જેમ વાત, પિત્ત અને કફ એ ત્રણ ધાતુઓ પ્રમાણસર હોય ત્યારે જ શરીર નીરોગી રહે છે તેમ સમાજશરીરમાં ચાતુર્વર્ણ્ય પ્રમાણસર હોવું જોઇએ. શરીરમાં પિત્તનું પ્રાબલ્ય વધે તો તેને પિત્તપ્રકોપ કહે છે અને તેથી આખું શરીર બગડી જાય છે. એ જ પ્રમાણે વાતપ્રકોપ અને કફપ્રકોપ વિષે. સમાજશરીરમાં ક્ષાત્રવર્ગનો અતિરેક થઇ જાય અથવા પ્રાબલ્ય થઇ જાય ત્યારે તે સ્થિતિને ક્ષત્રપ્રકોપ કહેવો એ જ યોગ્ય છે. એ જ પ્રમાણે વિટ્પ્રકોપ અથવા વૈશ્યપ્રકોપ વિષે. શરીરનો નાશ થવાની ઘડી આવ્યે ત્રણે ધાતુનો પ્રકોપ થઇ જાય છે.' એને ત્રિદોષ કહે છે. યૂરોપમાં આજે ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર ત્રણે વર્ણનો સામટો પ્રકોપ ચોખ્ખો દેખાય છે અને ત્યાંના બ્રાહ્મણો આ ત્રણે વર્ગના કિંકર બની ગયા છે.

ફરી. રઘુરાજે સવારે ઉઠીને જોયું કે જોઇયે એટલું સુવર્ણ આવી ગયું છે. કૌત્સને તેણે તે ઢગલો આપી દીધો. કૌત્સ ચૌદ કરોડ કરતા વધારે લે નહિ અને રાજા દાનમાં આપેલું બાકીનું ધન પાછું રાખે નહિ. આખરે નગરવાસી લોકો પા  તેમણે તે ધન લૂંટાવ્યું. તે દિવસ આશ્વિન શુક્લ દશમીનો હતો, તેથી જ આજ પણ લોકો દશેરાને દિવસે શમીનું પૂજન કરી તેનાં પાંદડાં સોનું ગણીને લૂટે છે અને એકબીજાને આપે છે. કેટલાક લોકો શમી નીચેની માટીને સુવર્ણ ગણી લઈ જાય છે.

શમીનું પૂજન બહુ જ પ્રાચીન છે. શમીના ઝાડની અંદર ઋષિઓનું તપસ્તેજ છે એમ મનાય છે. શમીના ટુકડા એકબીજા પર ઘસીને પ્રાચીન કાળમાં અગ્નિ પેદા કરતા હતા. શમીની સમિધો આહુતિમાં કામ આવે છે. પાંડવો જ્યારે અજ્ઞાતવાસમાં રહેવા ગયા ત્યારે તેમણે પોતાના હથિયારો એક શમીના ઝાડ ઉપર સંતાડી રાખ્યાં હતાં અને કોઈ ત્યા જાય નહિ એટલા માટે એક હાડપિંજર ઝાડને થડે બાધી રાખ્યું હતું.

રામચન્દ્રે રાવણ ઉપર ચડાઈ કરી તે વિજયાદશમીને મુહૂર્તે. આર્ય લોકોએ—હિન્દુ લોકોએ અનેકવાર વિજયાદશમીના મુહૂર્ત ઉપર જ ચડાઈ કરી વિજય મેળવ્યો છે. તેથી વિજયાદશમી એ રાષ્ટ્રીય વિજયનું મુહૂર્ત અથવા તહેવાર થઈ ગઈ છે. મરાઠાઓ અને રજપૂતો એ જ મુહૂર્ત ઉપર સ્વરાજ્યની સીમા વધારવા શત્રુના મુલક ઉપર ચડાઇ કરતા. શસ્ત્રાસ્ત્ર સજ્જ કરી હાથી-ઘોડાની સવારી કાઢી સરઘસ શહેર બહાર લઈ જવાનો રિવાજ આજે પણ છે. ત્યાં શમીનું પૂજન અને અપરાજિતા દેવીનું પૂજન એ સીમોલ્લઘનનો મુખ્ય ભાગ છે.*

શમી અને અશ્મંતક વૃક્ષમાં પણ શત્રુનો નાશ કરવાનો ગુણ છે એમ મનાય છે. અશ્મંતક એટલે આપટાનું ઝાડ. શમી ન મળે ત્યારે આ ઝાડનું પૂજન થાય છે. આપટાના પાદડાનો આકાર સોનાના સીક્કા જેવો ગોળ હોય છે અને જોડેલા કાર્ડ (Reply Card) ની માફક બે પાદડાં જોડેલા હોય છે તેથી તે બહુ જ સુન્દર દેખાય છે.

દશેરાના દિવસ સુધીમાં ચોમાસું લગભગ પૂરૂં થયેલું હોય છે. શિવાજી-ના ખેડૂત સૈનિકો દશેરા સુધીમાં ખેતીની ચિન્તામાંથી મુક્ત થતા. ખેતીમાં

*મહિષાસુર નામના એક પ્રબળ દૈત્યે કાળો કેર વર્તાવ્યો હતો. તેની સાથે શ્રીજગદંબાએ નવ દિવસ યુદ્ધ કરી વિજયાદશમીને દિવસે તેનો નાશ કર્યો એવી પુરાણોમાં કથા છે. તેથી જ અપરાજિતાનું પૂજન અને મહિષનું એટલે પાડાનું બલિદાન કરવાનો રિવાજ પડ્યો છે.

કેવું કરવાપણું ન રહેતું. એક જ લણણી બાકી રહેતી. પણ તે તો ઘરના ખેડછોકરા અને ડોસાઓ કરી શકે, એટલે સૈન્ય ભેગું કરી સ્વરાજ્યની સરહદ વધારવા માટે વહેલામાં વહેલું મુહૂર્ત દશેરાનું જ હતું, તેથી મહારાષ્ટ્રમાં દશેરાનો તહેવાર અત્યન્ત લોકપ્રિય હતો અને છે.

આપણે જોઈ શક્યા છીએ કે વિજયાદશમીના એક તહેવાર ઉપર અનેક સંસ્કાર, અનેક સંસ્કરણો અને માન્યતાઓના પડ બાઝેલા છે. કૃષિમહોત્સવ ક્ષાત્રમહોત્સવ બન્યો. સીમોલ્લંઘનનું પરિણામ દિગ્વિજય સુધી ગયું. સ્વસંરક્ષણ સાથે સામાજિક પ્રેમ અને ધનનો વિભાગ કરવાની વૃત્તિ હમેશ સાથે જોડાઈ ગઈ. પણ એક ઐતિહાસિક ઘટના હમેશ સાથે જોડવાની આપણે ભૂલી ગયા છીએ. તે જ આજના જમાનામાં વધારે મહત્ત્વની છે. દિગ્વિજય કરતાં ધર્મજય શ્રેષ્ઠ છે, બાહ્ય શત્રુને મારવા કરતાં હૃદયસ્થ ષડ્રિપુને મારવામાં જ પુરુષાર્થ મોટો છે, નવ ધાન્યની લણણી કરવા કરતાં પુણ્યની લણણી વધારે ટકે છે, એવો ઉપદેશ આખી દુનિયાને આપનાર મારજિત, લોકજિત ભગવાન બુદ્ધનો જન્મ વિજયાદશમીના શુભ મુહૂર્તે જ થયો હતો. વિજયાદશમીને દિવસે બુદ્ધ ભગવાનનો જન્મ થયો અને વૈશાખી પૂર્ણિમાને દિવસે બુદ્ધ ભગવાનને શાન્તિદાયી ચાર 'આર્ય' તત્ત્વોનો અને અષ્ટાંગિક માર્ગનો બોધ થયો એ આપણે ભૂલી જ ગયા છીએ. વિષ્ણુનો ચાલુ અવતાર તે બુદ્ધ અવતાર છે માટે વિજયાદશમીનો તહેવાર ભગવાન બુદ્ધના મારવિજયના સ્મરણથી જ આપણે ઊજવવો જોઈએ.

## દીવાળી

દરેક ઘરના દીવાનખાનામાં એકાદ સુન્દર વસ્તુ રાખવાનો રિવાજ હોય છે. બહારનો કોઈ માણસ આવે એટલે સ્હેજે તે પર એની નજર જાય અને તે બોલી ઊઠે છે, 'શી મઝાની વસ્તુ! તમે આ ક્યાંથી મેળવી?' પણ અજાયબ ઘર (મ્યુઝિયમ)માં તો જ્યાં જુઓ ત્યાં સુન્દર જ, સુન્દર વસ્તુઓ હોય. જોઈને માણસ ખુશખુશ થઈ જાય, પણ સાથે સાથે એ તેટલો જ મૂંઝાય પણ ખરો! એને થાય કે આમાંથી શું જોવું અને શું ન જોવું?

આપણી દીવાળી એ તહેવારોનું એવું જ અજાયબ ઘર છે. અથવા એને બધા તહેવારોનું સ્નેહસંમેલન કહીએ તોપણ ચાલે. દીવાળીનો તહેવાર પાંચ દિવસનો ગણાય છે. પણ સાચું જોતાં છેક નવરાત્રિના અરસાથી તેની શરૂઆત

થઇ જાય છે અને ભાઇબીજની ભેટમા એ આનન્દ પરિસીમાએ પહોચે છે

શાસ્ત્રોમા દરેક તહેવારનુ માહાત્મ્ય અને કથા આપેલા હોય છે દીવાળી વિષે એટલી બધી કથાઓ છે કે 'દીવાળીમાહાત્મ્ય' લખવા જઇયે તો એક મોટુ પુરાણ થઇ જાય ધનતેરસની કથા જુદી, કાળીચૌદશની જુદી, અમાસ (દીવાળી) ની તો વળી ખાસ કથા ત્યારપછી નવુ વર્ષ બેસે છે અને બીજને દિવસે બાઇ બહેનના ઘરનો અતિથિ બને છે દીવાળી એ ગૃહસ્થાશ્રમી તહેવાર છે, જનતાનો તહેવાર છે બળેવને દિવસે ધર્મ અને શાસ્ત્ર પ્રધાન હોય છે, દશેરાને દિવસે યુદ્ધ અને શસ્ત્ર પ્રધાન રહે છે, દીવાળીને દિવસે લક્ષ્મી અને ધન પ્રધાનપદ ભોગવે છે, અને હોળી રમત અને રંગરાગનો તહેવાર છે જેમ માણસોમા ચાર વર્ણ છે તેમ તહેવારોમા પણ આમ ચાર વર્ણ પડ્યા છે'

જૂના વખતમા બળેવને દહાડે આપણા લોકો વહાણવટે નીકળતા અને દરીઆપારના દેશોની સફરે જતા. દશેરાને દિવસે રાજાઓ અને યોદ્ધાઓ પોતાની સરહદોના સીમાડા ઓળગી શત્રુ ઉપર ચડાઇ કરવા નીકળતા અને દીવાળીને દિવસે રાજાઓ અને વેપારીઓ બન્ને સ્વદેશ આવી કૌટુમ્બિક સુખનો લ્હાવો લેતા

પુરાણોમા કથા છે કે નરકાસુર નામનો એક પરાક્રમી રાજા પ્રાગ્જ્યોતિષમા રાજ્ય કરતો હતો પ્રાગ્જ્યોતિષ એટલે હમણાંના ભૂતાનની દક્ષિણે આવેલો મુલક નરકાસુર બીજા રાજાઓ સાથે લડતો તે તો ઘડીવાર ન માની પણ લેવાય, પણ તે દુષ્ટ તો સ્ત્રીઓને પણ હેરાન કરવા માંડી એના કેદખાનામા સોળ હજાર રાજકન્યાઓ હતી શ્રીકૃષ્ણે વિચાર કર્યો કે આ સ્થિતિ આપણને નામોશી લગાડનારી છે હવે નરકાસુરનો નાશ કર્યે જ છૂટકો છે સત્યભામાએ કહ્યુ, 'સ્ત્રીઓનો ઉદ્ધાર કરવા માટે તમે જાઓ છો, ત્યા હુ કેમ ઘેર રહુ? નરકાસુર સામે હુ જ લડીશ તમે મદદમા બને રહેજો'

શ્રીકૃષ્ણે કબૂલ કર્યું તે દિવસે રથમા સત્યભામા આગળ બેઠા હતા શ્રીકૃષ્ણ પાછળ મદદમા હતા ચતુર્દશીને દિવસે નરકાસુરનો નાશ થયો, દેશ સ્વચ્છ થયો, લોકોએ આનન્દ કર્યો નરકાસુરનો કાળો કેર દૂર થયો એ બતાવવા આતુર લોકોએ રાતે દીપોત્સવ કર્યો અને અમાસને દિવસે પણ પૂર્ણિમાની શોભા આણી.

પણ એ નરકાસુર એકવાર માર્યે મરે એવો નથી. એને તો દર વર્ષે મારવો પડે છે ચોમાસામા બધે કાદવ થઇ જાય એમા ખરેલા પાદડા, છાણ વગેરે પડે, કોહવાઇ જાય અને ગામની આસપાસ આમ નરક ઊભુ થાય. વરસાદ પછી ભાદરવાના તડકા તપે એટલે તે નરકની દુર્ગન્ધ હવામા ફેલાય ને ઘણા લોકો માંદા પડે, પછી બહાદુર લોકો પાવડા કોદાળી લઇ આ નરક સામે લડવા જાય, ગામની આસપાસના નરકનો નાશ કરે અને ઘરમા આવી સારી રીતે તેને ચોળી ન્હાય. ગૌશાળા તો સાફ કરેલી હોય જ. ત્યાના મચ્છર હાંકી કાઢવા માટે રાતે ત્યા

પણ દીસ કરે અને પ્રસન્ન થઇ નિષ્પાપ પકવાનનાં ભોજન કર.

દીવાળી પછી નવું વર્ષ બેસે છે અને નવું અનાજ ઘરમાં આવે છે. વૈદકાળથી આજ સુધી હિન્દુ ઘરોમાં આ નવાન્નનો વિધિ બહુ શ્રદ્ધા પૂર્વક પાળવામાં આવે છે. મહારાષ્ટ્રમાં જમતાં પહેલાં એક કડવા ફળનો નાશ ચાખવાની પ્રથા છે. એનો ઉદ્દેશ એમ હશે કે કડવી મહેનત કર્યા વગર મિષ્ટાન્ન મળે નહિ. ભગવદ્ગીતામાં પણ લખેલું છે કે જે શરૂઆતમાં ઝેર જેવું અને અન્તે અમૃત જેવું હોય એ જ સાત્વિક સુખ. ગોવામાં દીવાળીને દિવસે પૌંઆનું મિષ્ટાન્ન કરે છે અને જેટલા ઈષ્ટમિત્ર હોય તે બધાને તે વખતે નોતરે છે. એટલે દરેક જણે દરેક ઈષ્ટમિત્રને ઘેર જવું જ જોઈએ. દરેકને ત્યાં ફળાહાર ગોઠવેલો હોય છે. તેમાંથી એક કટકો ચાખી માણસ બીજે ઘેર જાય. વ્યવહારમાં કડવાશ આવી હોય, વેરવિખવાદ થયા હોય, ગમે તે બની ગયું હોય, પણ દીવાળીને દિવસે બધું મનમાંથી કાઢી નાખી ફરી હેતપ્રીતના સંબંધ જોડવાના. જેમ વેપારી દીવાળી પર કુલ લેણદેણ પતાવી લઈ નવા ચોપડામાં બાકી નથી ખેંચતા, તેમ દરેક જણ હૃદયમાં કશો વેર ઝેર બાકી નથી રાખતો. જે દિવસે પૃથ્વીમાંથી નરક નીકળી જાય, હૃદયમાંથી પાપ નીકળી જાય, રાત્રિમાંથી અંધારું નીકળી જાય અને માથા પરનું કરજ દૂર થાય, તે દિવસ કરતા વધારે પવિત્ર દિવસ બીજો કયો હોઇ શકે?

## બળિનું રાજ્ય

બળિરાજાએ દાનનું વ્રત લીધું હતું. માગનાર જે માગે તે બળિરાજા તેને આપતો. બળિરાજ્યમાં જીવહિંસા, સુરાપાન, અગમ્યાગમન, ચોરી અને વિશ્વાસઘાત આ પાંચ મહાપાપોનું નામ સરખું પણ ન હતું. સર્વત્ર દયા, દાન ઉત્સવ પ્રવર્તતા હતા. બળિએ આખરે વામનમૂર્તિ શ્રીકૃષ્ણને સર્વસ્વ અર્પણ કર્યું. બળિના આ દાનશૌર્યના સ્મારક તરીકે શ્રીવિષ્ણુએ બળિને નામે ત્રણ અહોરાત્રનો તહેવાર નક્કી કર્યો. એ જ આપણી દીવાળી. બળિના રાજ્યમાં આળસ; મલિનતા, રોગ અને દારિદ્ર્યનો અભાવ હતો. બળિના રાજ્યમાં કે લોકોના હૃદયમાં અન્ધકાર ન હતો. સૌ પ્રેમથી રહેતા હતા. દ્વેષ, મત્સર કે અસૂયાનું કારણ જ ન હતું. બળિનું રાજ્ય એટલું બધું લોકકલ્યાણકારી હતું કે પ્રત્યક્ષ શ્રીવિષ્ણુ તેના દ્વારપાળ થઈને રહ્યા હતા. તેથી જ એમ નક્કી કરવા-મા આવ્યું કે બળિરાજાના સ્મારકમાં આ તહેવાર પહેલા લોકોએ કાદવકીચડ

અનેગ દરી કાઢી નાખતા, જ્યા જ્યા અધારૂ હોય ત્યા દીપાવલિની શોભા કરવી, લોકોના પ્રાણ હરનાર યમરાજાનુ તર્પણ કરવુ, પૂર્વજોનું સ્મરણ કરવુ, મિષ્ટાન્નભક્ષણ કરવુ, સુગધી ધૂપ, દીપ, પુષ્પપત્રથી સુન્દરતા ભેગી કરવી આ દિવસોમા સન્ધ્યાકાળની શોભા એટલી બધી મનોહારી હોય છે કે યક્ષ, ગન્ધર્વ, કિન્નર, ઔષધિ, પિશાચ, મન્ત્ર અને મણિ એ બધા જ ઉત્સવનુ નર્તન કરે છે બલિરાજનુ સ્મરણ કરી લોકો ચિત્રવિચિત્ર રગથી સાથીઆ પૂરે છે, સફેદ ચોખા ગોઠવી જાતજાતના સુન્દર ચિત્રો બનાવે છે, ગાય બળદ વગેરે ગૃહ પશુઓને શણગારી તેમનુ સરઘસ કાઢે છે, શ્રેષ્ઠ અને કનિષ્ઠ સઘળા એક થઇ યષ્ટિકાકર્ષણની રમત રમે છે યષ્ટિકાકર્ષણ એ યૂરોપીઅન લોકોની દોરડુ ખેચવાની ' ટગ ઑફ્ વૉર ' ની રમત જેવી એક રમત છે આને જ આપણે 'રાજઆહ' નુ નવુ નામ આપ્યુ છે જૂના વખતમા રાજા લોકો દીપાવલિને દિવસે પોતાની રાજધાનીના બધા છોકરાઓને સાર્વજનિક આમન્ત્રણ આપતા અને તેમને રમાડતા

સુગધી દ્રવ્યનુ મર્દન કરી ન્હાવુ અને જાતજાતના દીવાઓ હારબધ ગોઠવવા અને મિત્રો સાથે મિષ્ટાન્નનુ ભોજન કરવુ એ દીવાળીનો મુખ્ય ભાગ છે બલિરાજ્યમા પ્રવેશ કરવો હોય તો દ્વેષ, મત્સર, અદેખાઇ, અપમાન વગેરે સર્વ ભૂલી જઈ બધા સાથે એકદિલ થઇ જવુ એ અત્યન્ત મહત્ત્વનુ છે અને આવી રીતે નિષ્પાપ થઇ નવા વર્ષમા પ્રવેશ કરવો એ આપણો પ્રાચીન રિવાજ છે

આ જ દિવસે સત્યભામાએ શ્રીકૃષ્ણની મદદથી નરકાસુરનો નાશ કર્યો હતો અને સોળ હજાર રાજકન્યાઓને મુક્ત કરી હતી

દીપાવલીના ઉત્સવમા સ્ત્રીઓની ઉપેક્ષા કરેલી નથી સ્ત્રીપુરુષ વચ્ચેના સર્વ સબન્ધોમા ભાઇબહેનનો સબન્ધ શુદ્ધ સાત્ત્વિક પ્રેમનો અને સમાનતાના ઉલ્લાસનો હોય છે પતિપત્નીનો સબન્ધ અથવા માતાબાળકનો સબન્ધ આટલો વ્યાપક અને આટલો ઉલ્લાસયુક્ત નથી હોતો

ધનતેરશથી ભાઇબીજ સુધીના પાચે દિવસ સાથે યમરાજનુ નામ જોડાયેલુ છે એનો ઉદ્દેશ શો હશે? ઇન્દ્રપ્રસ્થનો રાજા હસ મૃગયાને માટે ફરતો હતો તેનુ હેમ નામના એક નાનકડા રાજાએ આતિથ્ય કર્યુ તે જ દિવસે હેમને ત્યા પુત્રોત્સવ હતો રાજા આનન્દ કરે છે-એટલામા ભવિતવ્યતાએ આવીને કહ્યુ કે વિવાહ પછી ચોથે જ દિવસે આ પુત્ર સર્પદશથી મરી જશે હસ રાજાએ આ પુત્રને બચાવવાનો નિશ્ચય કર્યો, યમુનાના એક ધરામા એક સુરક્ષિત ઘર બાધ્યુ અને હેમ રાજાને ત્યા રહેવાનુ કહ્યુ સોળ વરસ પછી રાજપુત્રનો વિવાહ થયો ચોથે જ દિવસે

આવા દુર્ગમ સ્થાનમાં પણ એક સર્પ પ્રગટ થયો અને રાજપુત્ર મરાયો. આનન્દની ઘડી અપાર શોકની થઈ ગઈ. ક્રૂર યમદૂતોને પણ આ કરુણ પ્રસંગે દયા આવી અને તેમણે યમરાજ પાસે માગી લીધું કે દીપાવલિના પાંચ દિવસમાં જેઓ દીપોત્સવ કરે તેમના પર આવો કરુણ પ્રસંગ ન આવે.

આ થઈ ધનતેરસની વાર્તા. કાળીચૌદસને દિવસે તો યમરાજનું અને બીજાનું તર્પણ ખાસ કહેલું છે. દિવાળી તો અમાસનો દિવસ. તે દિવસે યમલોકવાસી પિતૃઓનું પૂજન અને પાર્વણ શ્રાદ્ધ કરવું જ પડે. પડવાને દિવસે યમરાજ સાથેની કંઈ વાત નથી, પણ એમ માનવાને હરકત નથી કે યમરાજ પણ તે દિવસે નવા ચોપડા શરૂ કરતા હશે. ભાઈબીજને દિવસે યમરાજ પોતાની બહેન યમુનાને ત્યાં જમવા જાય છે. દીપાવલિના સ્વચ્છન્દ સાથે યમરાજનું સ્મરણ રાખવામાં ઉત્સવકારોનો ઉદ્દેશ ગમે તે હોય, પણ તેની અસર બહુ સારી થતી હશે એમાં કંઈ શક નથી. જેણે ઉત્સવમાં પણ સંયમ રાખ્યો હશે એ જ યમરાજના પાશમાંથી મુક્ત રહી શકશે.

## સંપનો તહેવાર

કર્તવ્યભક્તિ અને કૌટુમ્બિક મોહ એ બે વચ્ચે પરાપૂર્વથી યુદ્ધ ચાલતું આવ્યું છે. દરેક ધર્મમાં ધર્મપાલનને અર્થે કૌટુમ્બિક મોહનો નાશ કરનાર ભક્તોના અનેક દાખલાઓ છે.

એકાદશીવ્રતની એક કથા છે કે રાજા રુક્માંગદે પોતાની માનીતી રાણીને એક વરદાન આપ્યું હતું. રાજા પરમ વૈષ્ણવ હતો અને એકાદશીનું વ્રત કરતો. રાણીએ રાજા પાસે વરદાન માગ્યું, કાં તો વ્રત તોડી ભોજન કરો, કાં તો તમારા માનીતા પુત્રનો વધ કરો. વ્રત તોડવું રાજાને માટે અશક્ય હતું. પિતૃભક્ત પુત્રે રાજાને આગ્રહ કર્યો કે વચન પાળવા માટે મારો વધ કરો એ જ ઠીક, હું મરવા તૈયાર છું. રાજા શસ્ત્ર ઉગામે છે, પણ વિષ્ણુ ઉપરથી જ તેનો હાથ ઝાલી લે છે.

સગાળશા શેઠે પણ અતિથિધર્મના પાલનને અર્થે કેલૈયા પુત્રને કુરબાન કર્યો હતો. સ્ત્રીપુત્રને વેચી નાખનાર હરિશ્ચન્દ્ર અને સીતાનો ત્યાગ કરનાર રામચન્દ્ર એ જ કોટિના માણસ થઈ ગયા. માલિકના પુત્રનું રક્ષણ કરવા ખાતર પોતાના દીકરાનું બલિદાન આપનાર પન્ના પણ એ જ ભક્તકોટિની હતી

એવા જ એક ભક્તરાજના સ્મારક તરીકે મુસલમાન લોકોમાં બક્ર-ઇદનો તહેવાર પ્રચલિત થયો છે. તે તહેવાર મહમ્મદ પયગમ્બરે શરૂ કર્યો નથી. તે પયગમ્બરથી પણ પ્રાચીન છે.

ઇશ્વરનિષ્ઠ ઈબ્રાહીમને બે પુત્ર હતા. તેમાના નાનાનુ નામ ઇસ્માઇલ. પિતાનું ઇસ્માઇલિ પ્રત્યેનું વિશેષ વ્હાલ દેખી સેતાને ઇશ્વરને કહ્યું, ' જોઈ તારા ભક્તની ભક્તિ ! તુ જાણે કે એ તારો ભક્ત છે, પણ તે તો પુત્રભક્ત છે. જો, તે પુત્ર પાછળ કેવો ગાંડો થયો છે !' ઈશ્વિરે ઇબ્રાહીમના સ્વપ્નામા આવી તેને કુરબાની કરવા કહ્યું. કુરબાનીનો કાયદો છે કે જે વસ્તુ આપણને અત્યન્ત પ્રિય હોય, જેને આપણે કિંમતી ગણતા હોઇયે તેને કુરબાન કરવી. ઈબ્રાહીમે બીજે દિવસે ગાય કે બકરાની કુરબાની કરી. પણ ફરી પાછું તે જ સ્વપ્નું આવ્યું કે કુરબાની કર. તેણે વધારે બલિદાન આપ્યુ, છતા એનું એ જ સ્વપ્નું ! તેણે નમ્ર થઇ ઇશ્વરની પ્રાર્થના કરી અને પૂછ્યું, ' ઓ માલિક, તું કોની કુરબાની માગે છે ?' ઇશ્વરે કહ્યુ, ' તારા વ્હાલા પુત્રની.'

ભક્તશ્રેષ્ઠ ઇબ્રાહીમના હૃદયને આઘાત સરખો પહોંચ્યો નહિ. એણે ઇશ્વિરને સર્વસ્વ અર્પણ કર્યું હતુ. બીજે દિવસે દીકરાને લઇને ભક્તરાજ કુરબાનીની જગાએ જવા નીકળ્યા. સેતાને માને અને દીકરાને ઉશ્કેરવાનો પ્રયત્ન કર્યો, પણ આ પ્રેમાળ કુટુંબમા ઇશ્વિરભક્તિ એટલી સાચી હતી કે ત્રણમાથી એક મોહવશ ન થયુ. પિતાએ પુત્રની ગરદન પર છરી મુકી, પણ ઇશ્વિરે તે રોકી અને ઇસ્માઇલના બદલામા એક પશુની જ કુરબાની કબૂલ રાખી. ઇબ્રાહીમ, ઇસ્માઇલ અને ઇસ્માઇલિની માતા ત્રણેની પરીક્ષા પૂરી થઇ અને સેતાન ફજેત થયો.

એ ઇસ્માઇલના વંશમા જ ઇસ્લામી ધર્મના નબી મહમ્મદ પયગમ્બરનો જન્મ થયો.

એવા અદ્ભુત પ્રસંગના સ્મરણમા ઇસ્લામી ભાઇઓ બક્ર-ઇદને દિવસે કુરબાની કરે છે. કૌટુમ્બિક મોહ તજી શુદ્ધ ઇશ્વરભક્તિ કરી, કર્તવ્ય આગળ મોહને ફના કરવો એ જ ધાર્મિક તત્ત્વ આ તહેવારમા રહેલુ છે. તે તત્ત્વ જેટલુ ઇસ્લામને પ્રિય છે તેટલુ જ બીજા ધર્મોને પણ પ્રિય છે. સ્વાર્થ, મોહ, લોભ એ બધાનો નાશ કરવા ખાતર પોતાની અને પોતાની પ્રિય વસ્તુની કુરબાની કરવી એ જ સાચી ધાર્મિકતા છે એ જ મહાન યજ્ઞ છે. એના સ્મારકચિહ્ન તરીકે દરેક ધર્મમા બલિદાનની પ્રથા પ્રાચીન કાળથી ચાલતી આવેલી છે. પણ જેમ જેમ આપણામા જીવદયા વધતી ગઇ તેમ તેમ આપણે આ બલિદાનમાથી એક એક બાહ્ય વસ્તુ ઓછી કરતા આવ્યા. નરમેધ છોડયો, અશ્વમેધ છોડયો, માંસનો ભોગ છોડયો અને આખરે

પાડા કે પેઠાને બદલે અડદના લોટનું પશુ બનાવી તેનું બલિદાન કરવા લાગ્યા. આખરે કોળું અને નાળિયેર વધેરીને જ આપણે સન્તોષ માનવા લાગ્યા. પણ બલિદાનની કલ્પના આપણે જાગ્રત રાખી છે. જેઓ માંસાહારી છે તેઓ બલિદાનમાં પશુ અર્પણ કરે એ આશ્ચર્યકારક કે અજુગતું નથી. આપણે માંસાહાર છોડયો તેથી પશુનું બલિદાન છોડયું.

હિન્દુસ્તાનમાં દયાધર્મ છે. જૈનોમાં છે તેમજ હિન્દુઓમાં પણ છે; અને હિન્દુઓમાં છે તેમજ મુસલમાનોમાં પણ છે. એ દયાધર્મ ઉપર આપણે વિશ્વાસ રાખીયે તો તેની અસર સાર્વત્રિક થયા વગર ન રહે. મુસલમાન ભાઇઓ હિન્દુઓની લાગણી દુભવવા ખાતર ગોવધ કરે છે એ ખ્યાલ ભૂલભરેલો છે. તે છોડી દઇયે એટલે આપણા કલા વગર, કોઈ જાતની શરત કર્યા વગર અથવા કાયદાઓ પસાર કર્યા વગર મુસલમાનો ગોવધ છોડી દેશે. એમા શંકા રાખવાથી આપણે આપણા પડોશીઓનું અપમાન કરીયે છીયે. મુસલમાન કોમ ખાનદાન છે. પડોશીધર્મનું પાલન કરવા ખાતર તેમણે આજ સુધીમાં અસંખ્ય વેળા પોતાનો જાન જોખમમાં નાખ્યો છે અને અનેક વેળા સર્વસ્વ જતું કરી ખુવાર થયા છે. મુસલમાન લોકો પણ આપણી પેઠે જ ખેતી ઉપર નિર્વાહ કરે છે, આપણી પેઠે તેઓ પણ ઢોર ઉપર પ્યાર કરે છે. ગોરાઓની પેઠે ગોમાંસ એ તેમણે હમેશના ખોરાકની વસ્તુ બનાવી નથી. ગોરક્ષાની બાબતમાં મુસલમાનો આપણા શત્રુ નથી, મિત્ર બની શકે છે. આપણે ઇસ્લામ ઉપર વિશ્વાસ રાખીયે તો હિન્દુસ્તાનમાં જ નહિ પણ આખી દુનિયામા તેમની મદદથી આપણે ગોરક્ષા કરી શકીયે.

બક્ર-ઇદનો તહેવાર એટલા ઇબ્રાહીમ અને તેનાં સ્ત્રીપુત્રનું સ્મરણ કરવાનો જ નથી. આજ સુધી ધર્મને નામે જેમણે પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું છે તેવા બધા ધર્મવીરોનું આ પવિત્ર દિવસે આપણે સ્મરણ કરીયે. હિન્દુઓ પણ બક્ર-ઇદને દિવસે આ ભક્તરાજનું સ્મરણ કરે તો તેમની ધાર્મિકતા વધ્યા વગર નહિ રહે અને બક્ર-ઇદનો તહેવાર હિન્દુસ્તાનની રાષ્ટ્રીય એકતા વધેરવાને બદલે વધારશે. જેમ જિલ્હજની દસમી તારીખ ઇબ્રાહીમની સ્મારક છે તેમ ખિલાફત અને સ્વરાજ માટે હિન્દુ અને મુસલમાન એક થયા તેનું પણ તે સ્મારક થશે. ઇબ્રાહીમ જેવા પવિત્ર પુરુષનો સ્મારક દિન હિન્દુમુસલમાન વચ્ચેના ઝગડાથી આપણે મેલો ન કરીયે એટલી કાળજી ધાર્મિક હિન્દુમુસલમાનો જરૂર લેશે એવી અમારી ખાતરી છે. એકબીજાના હૃદયની પીછાણ થયા પછી ઝગડાનું મૂળ જ રહેશે નહિ.

# સત્યનારાયણ

## ૧

સ્વામી વિવેકાનન્દે પોતાના 'ઉદ્બોધન' માં કેટલીક સરસ વાતો‌એ અને મજેદાર શબ્દચિત્રો આપેલાં છે. તેમાં નીચેનું એક છેઃ

'સનાતન હિન્દુ ધર્મનું ગગનસ્પર્શી મન્દિર, તે મન્દિરમાં જવાન । ફક્ત રસ્તાઓ પણ કેટલા ! અને તે મન્દિરમાં નથી શું? વેદાન્તીઓના નિર્ગુણ બ્રહ્મથી લઇને બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ, દુર્ગા, સૂર્યનારાયણ, ચાંદા મામા અને ઉંદર ઉપર સવાર થયેલા ગણેશથી લઇને તે ઠેઠ છઠ્ઠી, શીતળા જેવાં નાનાં મોટાં દેવદેવીઓ સુધી બધું છે; અને વેદ, વેદાન્ત, દર્શન, પુરાણ, તન્ત્ર વગેરેમાં એટલો તો માલ ભરેલો છે કે જેમાંની એક જ વસ્તુથી પણ ભવબન્ધ તૂટી શકે. અને એ મન્દિર આગળ લોકોની ભીડ પણ કેટલી ! તેત્રીસ કરોડ લોકો તે મન્દિર તરફ દોડે છે. અમારા મનમાં પણ કુતૂહલ પેદા થવાથી અમે પગે ચાલ્યા. પરન્તુ જઇને જોઇયે છીયે તો આ શું? મન્દિરની અંદર તો કોઇ જતું જ નથી. બારણા ઉપર પચાસ માથાં, સો હાથ, બે પેટ અને પચાસ ટાંટીઆવાળી એક મૂર્તિ ઉભી છે અને બધા લોકો એ મૂર્તિના પગ આગળ આળોટે છે. એક જણને આ છે શું ? એમ પૂછતાં તેણે કહ્યું, પેલા મન્દિરની અંદર જે દેવદેવીઓ દેખાય છે તેમને દૂરથી જ નમસ્કાર કરીયે અને તેમની ઉપર એક બે ફૂલ ફેંકી દઇયે એટલે તેમની ખૂબ પૂજા થઇ. પણ અસલ પૂજા તો આ બારણા પરના દેવની જ કરવી જોઇયે. અને આજે વેદ, વેદાન્ત, દર્શન, પુરાણ, શાસ્ત્ર બધું તમે જુઓ છો એનું પ્રસંગોપાત શ્રવણ કરો તો વાંધો નથી. પણ માનવો જોઇયે આનો જ હુકમ.

અમે ફરી પૂછ્યું, ત્યારે આ દેવાધદેવનું નામ શુ છે? જવાબ મળ્યોઃ લોકાચાર.'

આ છટાદાર શબ્દચિત્રમા સ્વામી વિવેકાનન્દે હિન્દુ ધર્મનું અમલી સ્વરૂપ બતાવેલું છે. આ સ્થિતિ હિન્દુ ધર્મની જ છે એમ નથી. આખી દુનિયામાં બધા ધર્મોની આ જ સ્થિતિ છે. શાસ્ત્રની પ્રગતિ ભલે તર્ક પ્રમાણે ચાલે, પણ લોકરૂઢિ તો હૃદયનો પ્રવાહ જ્યાં જાય તે દિશામાં જ વહે છે. ખ્રિસ્તી ધર્મમાં તેમજ મુસલમાની ધર્મમાં કેટલાયે સંસ્કારો અને રિવાજો તે તે ધર્મના સિદ્ધાન્તોથી જુદા જ છે. હિન્દુસ્તાનમાં દ્વિજ અને અદ્વિજ એવા સમાજનો મોટો ભેદ હોવાથી શાસ્ત્રધર્મ અને પ્રાકૃતધર્મ એવા બે ચોખ્ખા ભેદ પડેલા આપણે જોઇયે છીયે. દરેક વખતે ધર્મસુધારકોએ આ પ્રાકૃત ધર્મને સુધારી તેનો સંસ્કૃત ધર્મ કરવાનો પ્રયત્ન કરેલો છે. રૂઢ ધર્મ અને

તેની રૂઢિઓ વખોડવામાં જ આપણે હમણાં હમણાં ઘણાં વર્ષો ગાળ્યાં, પણ રૂઢ ધર્મ પાછળ ગહન પ્રાણ હોય છે તે આપણા ધ્યાનમાં ન આવ્યું. દેશની ખામી અને ખૂબી, દેશની શક્તિ અને અશક્તિ આ રૂઢ ધર્મને જ આભારી હોય છે કોઈ પણ દેશનો શાસ્ત્રધર્મ તે દેશનો આદર્શ અથવા મહત્ત્વાકાંક્ષા બતાવે છે, પણ રૂઢ ધર્મ ઉપરથી જ દેશની યથાર્થ સ્થિતિ સમજી શકાય છે સમાજ જ્યારે વહેતા પાણીની માફક પુરુષાર્થી અને સ્વચ્છ હોય છે ત્યારે શાસ્ત્રધર્મ પત્થર જેવો કઠણ બનેલો નથી હોતો, અને રૂઢ ધર્મ પણ અપમાનિત નથી હોતો સમાજમાં ઉચ્ચવર્ગ અને આમવર્ગ જ્યારે અરસપરસ મળીને રહે છે ત્યારે શાસ્ત્રધર્મની ઉદાત્તતા રૂઢ ધર્મમાં ઝરી ઉતરે છે, અને જેમ કમળને કાદવમાંથી પોષણ મળે છે તેમ શાસ્ત્રધર્મને રૂઢ ધર્મમાંથી નિત્યનૂતન ભોજન મળે છે શાસ્ત્રધર્મનું તર્કશાસ્ત્ર બહુ તીક્ષ્ણ હોય છે, શાસ્ત્રધર્મનું માનસશાસ્ત્ર બહુ સૂક્ષ્મ હોય છે. રૂઢ ધર્મ ભોળો હોય છે તે મનુષ્યસ્વભાવનું ઉંડું પરીક્ષણ નથી કરતો શાસ્ત્રધર્મ બ્રહ્મદેવની પેઠે હંસવાહન હોય છે, જ્યારે રૂઢ ધર્મ બહુચરાજીની પેઠે કુક્કુટવાહન હોય છે. શાસ્ત્રના હંસને તત્ત્વ રૂપી મોતી મળે છે કે નહિ તે કહેવું મુશ્કેલ છે, પણ રૂઢિના કુકડાને, તે બહુ ફરતો હોવાથી, સંસ્કારરૂપી દાણા તો ખૂબ મળે છે.

હાલમાં યુરોપમાં ઍન્થ્રૉપૉલૉજી ( Anthropology ) અથવા માનવવંશશાસ્ત્ર તરફ સંસ્કારી લોકોનું લક્ષ વધારે છે. એની અસર અહીં આ પણ થઈ છે, અને અહીંઆના વિદ્વાન લોકો શાસ્ત્રબાહ્ય એવા હિન્દુ સંસ્કારો અને રિવાજોનું અધ્યયન કરતા થયા છે. બંગાળમાં રવીન્દ્રનાથ ઠાકુરે બાઉલ સંપ્રદાયના સાહિત્ય તરફ લોકોની દૃષ્ટિ ખેંચી છે મ્હૈસૂરમાં મિથિક્લ સોસાયટીએ, મુંબઈમાં સર નારાયણ ચંદાવરકરે લોકરૂઢિની દૃષ્ટિએ હિન્દુ ધર્મનું રહસ્ય શોધી કાઢવાનો પ્રયાસ આદર્યો છે યુરોપમાં માનવવંશશાસ્ત્રીઓ મુખ્યત્વે આવાં સાધનો નોંધવાનું અને ભિન્ન ભિન્ન દેશોમાં ચાલતી માન્યતાઓની સરખામણી કરવાનું કામ કરતા આવેલા છે

સંસ્કારી સનાતન ધર્મનો રૂઢ ધર્મ પણ ભારે સંસ્કારી છે. એનું અધ્યયન જુદી જ રીતે થવું જોઈએ. કિંબહુના, હિન્દુ સમાજના નેતાઓની દૃષ્ટિ પહેલેથી જ આ રૂઢ ધર્મ તરફ ગયેલી હોવાથી તેમણે રૂઢ ધર્મના સ્વતન્ત્ર પ્રવાહને કોઈ પણ રીતે રોક્યા વગર તેને સંસ્કારી બનાવવાનો શુભ પ્રયત્ન પહેલેથી આદર્યો છે. રૂઢ ધર્મના બધા દેવદેવીઓને પંચાયતનના અવતાર કરી નાખ્યા, તેમનામાંથી પ્રમુખ દેવદેવીઓને રાષ્ટ્રીય તહેવારોમાં સ્થાન આપી દીધું, માંસને બદલે અડદનો લોટ અથવા ભૂરું કોળું મુકી હિંસક સંસ્કારોને અહિંસક બનાવી દીધા અને જનસમસ્તને ઉન્નતિને પન્થે દોર્યો.

રૂઢ ધર્મમા બહુ શુદ્ધતા શોધવા જવું એજ બારે ભૂલ છે. લોકોનો સ્વભાવ જેવો છે તેવો જ લઈ તેમા ઉન્નતિનું એકાદ બીજ વાવી દેવું, લોકજીવનમા અહિંસાની એકાદ કાવ્યમય છટા ઉમેરી દેવી એટલું જ કામ ત્યા થઈ શકે. એજ દૃષ્ટિથી હિન્દુ શાસ્ત્રકારોએ રૂઢ ધર્મના કયા અને કેટલા સંસ્કારો કરેલા છે અને તેને લીધે આજનું હિન્દુ જીવન કેવું સંસ્કારી ને કાવ્યમય થયું છે એ આપણે સસ્કૃતિની દૃષ્ટિએ તપાસવું જોઈએ. આવું અધ્યયન ભગિની નિવેદિતાએ ઘણું કર્યું છે. ફીલ્ડિંગ હૉલે બ્રહ્મદેશ વિષે એજ જાતના લખાણો લખેલા છે. કિન્કેડ સાહેબે ઍંગ્લો-ઇન્ડિયન પદ્ધતિથી આ દિશામા ઘણુ લખ્યું છે. પણ આપણે આટલાથી સન્તોષ ન જ માની શકીએ દરેક તહેવાર, રિવાજ અને સસ્કાર આપણે તપાસવો જોઈએ અને તેમા કયુ રહસ્ય ગોઠવવાનો પ્રયત્ન છે તે શોધી કાઢવું જોઈએ. રૂઢિમા દોષ જોવા એ કાંઈ અઘરૂ નથી, પરંતુ સત્યદૃષ્ટિ-ગુણદોષવિવેચન નથી કરતી પણ રહસ્ય જાણવા માગે છે. આવી જ દૃષ્ટિએ આપણા દેશમા ચાલતા વ્રત અને ઉત્સવોનો અભ્યાસ કરવાનો અમારો વિચાર છે. તેમાં ગુજરાત અને મહારાષ્ટ્રના બહુ જ લોકપ્રિય અને પ્રમાણમા અત્યન્ત નવીન વ્રત સત્યનારાયણના વ્રતથી જ શરૂઆત કરીએ.

सत्या परता नाहीं धर्म ।
सत्य तेच परब्रह्म ।
मुक्तेश्वर

સત્યનારાયણનુ વ્રત આ પ્રાન્તમા તેમજ મહારાષ્ટ્રમા બહુ જ લોકપ્રિય છે. ધર્મશાસ્ત્રોમા આ વ્રતને સ્થાન નથી, પણ રૂઢ ધર્મમા સત્યનારાયણવ્રતનું સ્થાન ઉંચું છે આ વ્રતથી ઇષ્ટકામના સિદ્ધ થાય છે એવી લોકોની માન્યતા છે. આ વ્રતમા સત્યનારાયણની પૂજા, કથાશ્રવણ અને પ્રસાદભક્ષણ એવા ત્રણ મુખ્ય વિભાગ છે. કદાચ આ જ કારણસર આ વ્રત પાછળ સત્યનો જે મહિમા રહેલો છે તે લોકોના ધ્યાનમા નથી આવતો તે તરફ લોકોનુ ધ્યાન ખેંચવા માટે આ અલ્પ પ્રયત્ન છે આ રહસ્ય વાચતા પહેલા સત્યનારાયણની કથા જેમને યાદ ન હોય તેમણે તે જાણી લેવી અગત્યની છે.

ધર્મ એ માનવી હૃદયની અત્યન્ત ઉચ્ચ એવી વૃત્તિ છે, અને તે મનુષ્યના આખા જીવનને વ્યાપીને રહેલી હોય છે. આપણું જીવન જેમ ઉત્તમ, સામાન્ય અથવા હીન હોય છે, તેમ આપણે ધર્મને પણ તેવું જ સ્વરૂપ આપીએ છીએ. બુદ્ધિપ્રધાન તાર્કિક લોકો ધર્મવૃત્તિને તત્ત્વજ્ઞાનનું દાર્શનિક રૂપ આપે છે, પ્રેમાળ નમ્ર લોકો ઉપાસનાનુ રૂપ આપે છે, કર્મપ્રધાન કર્માગ્રસિક લોકો

પૂજાઅર્ચા વગેરે તાન્ત્રિક વિધિ દ્વારા ધર્મવૃત્તિનું પોષણ કરે છે, જ્યારે સામાન્ય અજ્ઞ જનસમુદાય કથાકીર્તન દ્વારા જ ધર્મના ઉચ્ચ સિદ્ધાન્તોનું આકલન કરી શકે છે.

ધર્માચરણના ફળની બાબતમા પણ એ જ સિદ્ધાન્ત લાગુ પડે છે. ધર્માચરણનુ ફળ અન્તર્ગત અને ઉચ્ચ હોય છે એ વસ્તુ જેમના ધ્યાનમા નથી આવી શકતી તેમના સન્તોષની ખાતર પૌરાણિક કથા દ્વારા બાહ્ય ફળ બતાવવું પડે છે. ધર્મતત્ત્વો ગમે તેટલા ઉચ્ચ હોય, પણ જો તે સમાજમાં રૂઢ કરવા હોય તો તેમને સમાજની ભૂમિકા સુધી નીચે ઉતારવા પડે છે. ભગવાન તથાગતે ઉપદેશેલા તત્ત્વો ઉચ્ચ, ઉદાત્ત અને નૈતિક હતા, પણ જ્યારે તેમને દેવદેવતા, પૂજાઅર્ચા, મન્ત્રતન્ત્ર વગેરેનું તાન્ત્રિક સ્વરૂપ આપી મહાયાન પન્થ અવતર્યો ત્યારે જ તે તત્ત્વો અથવા તેમનો અંશ અર્ધા એશિયા ખંડને ગળે ઉતર્યો. સત્યનારાયણનું વ્રત એ એવી જ જાતનું એક તાજું ઉદાહરણ છે. સત્યનારાયણનું વ્રત છેલ્લા સો વર્ષની અંદર જ નિર્માણ થયું છે એમ એક પુરાણધર્માભિમાની શાસ્ત્રીએ જાહેર કર્યું હતું. ગુજરાત મહારાષ્ટ્ર વચ્ચેના વેપારનું અને નાનકડા રાજ્યોનુ સ્મરણ જ્યારે તાજું હતું ત્યારે આ વ્રત શરૂ થયુ હશે પણ આ વ્રતનો વિસ્તાર અને તેની લોકપ્રિયતા જોતા લોકહૃદયમા વસતું ધર્મનું સ્વરૂપ આ વ્રતમા મળી આવે છે એમ કહેવામા વાંધો નથી.

દુનિયાનો ઘણોખરો વ્યવહાર અલ્પપ્રાણ લોકોના હાથમા હોય છે. બહુજનસમાજની સત્ય પરની શ્રદ્ધા બહુ ઓછી હોય છે. અસત્યમા ગમે તેટલી હાનિ સહન કરવા જેટલુ પૌરુષ લોકોમા જોવામા નથી આવતુ. સત્યાસત્યનો કોઇ પણ વિધિનિષેધ ગણ્યા વગર ક્ષણિક અને દૃશ્યમાન લાભને ખાતર લોકો વચનભંગ કરે છે, નિયમ તોડે છે, જૂઠાને સાચુ કરી દેખાડે છે. કામનાસિદ્ધિને અર્થે સત્યની માંડવાળ કરનાર આવા અજ્ઞ લોકોને સત્યની લગની કેવી રીતે લગાડવી અને સત્યસેવનથી જ આખરે સર્વ કામના સિદ્ધ થાય છે એવી શ્રદ્ધા અજ્ઞ લોકોના મનમા કેવી રીતે ઠસાવવી એ એક ભારે પ્રશ્ન છે. સાધુસંતોએ, કાયદા ઘડનારાઓએ તેમજ સમાજના નેતાઓએ અનેક રીતે પ્રયત્નો કરી જોયા છે. સત્યનારાયણવ્રતપ્રવર્તકે આ પ્રશ્નનો ઉકેલ પોતાની શક્તિ અને મતિ અનુસાર સત્યનારાયણની પૂજા અને કથા દ્વારા લાવવાનો પ્રયત્ન કરેલો છે.

સત્યનારાયણની પૂજા લોકોમા ચાલતી કરવામા બે હેતુ સધાયેલા છે. લોકોએ સત્યનુ સેવન કરવું એ એક ઉદ્દેશ, અને સત્યનો મહિમા સમાજમાં નિરન્તર ગવાતો રહે એ બીજો ઉદ્દેશ. આ પૂજાને ઉત્સવનુ નામ આપ્યું નથી, વ્રત કહ્યું છે, એ પણ ખાસ ધ્યાનમા લેવા યોગ્ય છે. ઉત્સવમા આપણે

કોઈ ભૂત વૃત્તાન્તનું અથવા કોઈ ધાર્મિક તત્ત્વનું ઉત્સાહપૂર્વક સહર્ષ સ્મરણ કરીએ છીએ, ત્યારે વ્રતમાં આપણે આપણું જીવન દૃઢવ્રત બનાવવા માટે કોઈ પણ દીક્ષા ગ્રહણ કરીએ છીએ

સત્યનારાયણની કથા સાંભળવાથી અને સ્વાદિષ્ટ પ્રસાદ ભક્ષણ કરવાથી સત્યનારાયણનો ઉત્સવ થયો ગણાય, તેને કોઈ વ્રત ગણી ન શકાય જેને સત્યનારાયણનું વ્રત કરવું હોય તેણે પોતે સર્વ કાળે, સર્વ સ્થળે અને સર્વ પ્રસંગોમાં સત્યના આચરણની, અને તક મળતાં સર્વ લોકોને સત્યનું મહત્ત્વ સમજાવી સત્યનું કીર્તન કરવાની દીક્ષા લીધી હોય તો જ તેને સત્યનારાયણનું વ્રત કર્યાનું પુણ્ય મળે, બાકી ન મળે

દુનિયામાં બધા લોકો સામર્થ્ય અને સંપત્તિ ઇચ્છે છે ધર્મ કહે છે, 'ભૂતદયા અને સત્યાચરણ મારફતે જ તમને સાચું સામર્થ્ય અને સંપત્તિ મળી શકશે' આ જ સિદ્ધાન્ત પુરાણોએ એક સુંદર રૂપક દ્વારા આપણા મન પર ઠસાવેલ છે પુરાણો કહે છે, સામર્થ્ય અને સંપત્તિ એટલે કે શક્તિ અને લક્ષ્મી, અનુક્રમે કલ્યાણની ઇચ્છા અને સત્ય એટલે કે શિવ અને સત્યનારાયણને આધીન રહે છે, કેમકે શક્તિ એ શિવની પત્ની છે અને સત્યનારાયણની પત્ની લક્ષ્મી છે પતિની આરાધના તમે કરો એટલે પત્ની તમારા પર જરૂર અનુગ્રહ કરે આ રીતે ધન, ધાન્ય, સંતતિ, સંપત્તિ વગેરે ઐહિક લક્ષ્મીની ઇચ્છા રાખનાર લોકોને સત્યનું એટલે કે સત્યનારાયણનું આરાધન કરવાનું આ વ્રતમાં કહેલું છે

હિન્દુ ધર્મમાં અને હિન્દુ નીતિશાસ્ત્રમાં સત્યનો બહુ જ વ્યાપક અર્થ કરેલો છે શ્રીવેદવ્યાસે મહાભારતમાં સત્યના તેર પ્રકાર કલ્પેલા છે હિન્દુ શાસ્ત્રો અને પુરાણો ઉથલાવી જોઈએ તો છેક પરસ્પર ભિન્ન એવી ત્રણ વસ્તુઓનો સત્ય શબ્દમાં સમાવેશ થાય છે

પહેલી વસ્તુ—સત્ય એટલે યથાર્થ કથન જે વાત જેવી હોય, જે સ્વરૂપમાં આપણે જાણતા હોઈએ અથવા જે રૂપે બનેલી આપણે જોઈ હોય, જે સ્વરૂપમાં આપણે તેનું અનુભવન કર્યું હોય તે તેવી જ રીતે યથાતથ કહેવી તેનું નામ સત્ય

બીજી વસ્તુ—સત્ય એટલે ઋતમ્, સૃષ્ટિનો નિયમ અથવા કોઈ પણ મહાકાર્યનું વિધાન 'સત્યથી જ સૂર્ય ઊગે છે,' 'સત્યથી જ વાયુ વાય છે,' 'સત્યથી જ પૃથ્વી વિશ્વને (સર્વને) ધારણ કરે છે,' 'સત્યથી જ આ લોક ચાલે છે,' 'સત્ય એ જ યજ્ઞની પ્રતિષ્ઠા છે,' ઇત્યાદિ શાસ્ત્રવચનોમાં સત્ય એટલે અનુલ્લંઘનીય નિયમ એવો અર્થ થાય છે

ત્રીજી વસ્તુ—સત્ય એટલે પ્રતિજ્ઞાપાલન સત્ય એટલે એકવાર મ્હોડેથી

નીકળેલો બોલ પાળવો જ જોઇયે એવી ટેક, એકનાર કહેલુ વચન આપરો ગણી ન જઇયે એવી ટેક આ સત્યને માટે જ કર્ણે તેના કુડળો આપી દીધા, આ સત્યને માટે જ રામ વનવાસ ગયા, આ સત્યને માટે જ હરિશ્ચન્દ્રે રાજદાન દીધુ હિબ્રુના, માતૃભક્ત પાડવોએ માતાનુ વચન સાચુ પાડવા ખાતર એક દ્રોપદી સાથે પાચે ભાઇઓએ લગ્ન કરવાનું નિન્દાપાત્ર કર્મ કર્યુ (આજે આપણી સત્યની અને વફાદારીની કલ્પના વધારે વિશુદ્ધ થઇ છે પોતાના દીકરાઓએ શુ મેળવી આણેલુ છે એ જાણ્યા વગર પાચે ભાઇ સરખુ વહેચી લો એવુ માતાના મુખથી નીકળેલુ વચન સાચુ પાડવા આજ જો પાચ ભાઇઓ એક સ્ત્રી સાથે પરણવા જાય તો આપણે તેમને સત્યદ્રોહી મૂર્ખ ગણી કાઢીયે સ્વપ્નામા બ્રાહ્મણને આપેલુ વચન સાચુ પાડવા ખાતર પ્રજાની માલિકીનુ આખુ રાજ્ય પ્રજા ઉપર કાગો કેર વર્તાવનાર એક તામસી બ્રાહ્મણને ખરેખર આપી દેનાર રાજાને આપણે રાજધર્મભ્રષ્ટ, શ્રદ્ધાજડ, પામર કહીશુ અસ્તુ અહી તો આપણે જૂની કલ્પના પ્રમાણે સત્યનારાયણકથાનુ રહસ્ય ઉકેલવા નીકળ્યા છીયે)

જનસમુદાયમા બે વૃત્તિઓ ખાસ કરીને જોરાવર હોય છે લોભ અને ભય. આ બે વૃત્તિઓનો લાભ લઇ સત્યનારાયણકથાકારે સત્યનો મહિમા ગાયો છે સત્યનુ સેવન અને કીર્તન કરો, એટલે તમને સતતિ અને સપત્તિ વગેરે બધા વાના મળશે, સકટો દૂર થશે અને મનકામના પરિપૂર્ણ થશે, આ થઇ લાલચ સત્યને વિસરો, સત્યને છુપાવો કે તરત જ તમારા બાગબગ્યા મરશે, ધનધાન્ય નાશ પામશે, જમાઇ ડૂબી મરશે, રાજા જો અન્યાયથી કોઇને કેદખાનામા પૂરી દેશે, તો તેની સત્તા નાશ પામશે ને તેની ઉપર સર્વ પ્રકારના અનર્થો આવી પડશે, આ થયો ભય

સત્યનુ તત્ત્વ બધાને માટે સરખુ જ ફલદાયી છે સત્યપાલન એ સાર્વત્રિક ધર્મ છે એમ બતાવવા માટે આ કથામા બ્રાહ્મણ, રાજા, વાણીઆ, ગોવાળીઆ, અને કઠીઆરાને આણેલા છે અને ઉપર આપેલા સત્યના ત્રણે અર્થ સત્યવ્રતમા અભિપ્રેત છે એમ લાગે છે સાધુ અને તેનો જમાઇ કરેલી પ્રતિજ્ઞાઓ ભૂલી જાય છે તેથી તેમના ઉપર સત્યદેવનો કોપ થાય છે તેના પરિણામ તરીકે ચન્દ્રકેતુ રાજા પણ પરાડ્મુખ થાય છે આ દુર્દૈવી લોકોની સ્ત્રીઓના હૃદયમા પ્રતિજ્ઞાપાલનની ધર્મબુદ્ધિ જાગૃત થઇ એટલે તરત જ ચન્દ્રકેતુ રાજાના હૃદયમા પણ ન્યાયબુદ્ધિ જાગૃત થાય છે સાધુ અને તેનો જમાઇ ચોર નથી છતા સાધુ આગળ જૂઠુ બોલે છે, માટે આપણા કથાકાર આ તેમના અસત્યભાષણને લીધે તેમના સર્વસ્વનો નાશ થયો એમ તેમનો અનુભવ આપી તેમના ભયથી તેમને સત્યનિષ્ઠ બનાવે છે કલાવતી પતિદ[illegible]ના

મોહને લીધે સત્યનારાયણવ્રતના નિયમ તોડે છે તુંગધ્વજ રાજા પોતાના ઉચ્ચ વર્ણના ગર્વથી અને સત્તાના મદથી સત્યનો અનાદર કરે છે તેથી કલાવતીનો પતિ અને તુંગધ્વજ રાજાનુ રાજ્ય નષ્ટ થઈ જાય છે, પણ તેમનો તે મોહ અને તે મદ નષ્ટ થતા વાત તેમને તેમનુ સૌભાગ્ય ફરીથી પ્રાપ્ત થાય છે, એમ બતાવી કથાકાર લોકોને કહે છે ભાઈઓ, જે સાચુ હોય તે જ બોલો, પોતાનુ વચન તોડો નહિ, તેમજ સમાજના અથવા નિસર્ગના સર્વવ્યાપી નિયમો તોડો નહિ, તેમનુ ઉલ્લંઘન કરો નહિ આ પ્રમાણે વર્તશો તો તમારૂ ઐહિક અને પારલૌકિક કલ્યાણ જરૂર થશે, કેમકે જે સત્યથી ચાલે છે તે

सर्वान् कामानवाप्नोति
प्रेत्य सायुज्यमाप्नुयात् ।

આ લોકકાવ્યની અંદર સત્યને સર્વસંગપરિત્યાગી ફકીરનુ સ્વરૂપ આપેલુ છે, એ પણ ધ્યાનમા લેવા લાયક છે સત્યથી ચાલનારની બધી વાસનાઓનો ક્ષય થઈ મનુષ્યમા મધ્યસ્થવૃત્તિ ખીલી જાય છે, અને સત્યાચરણી મનુષ્યમા અન્તસ્થ વૃત્તિઓનુ તેમજ બાહ્ય સમાજનુ નિયમન અથવા દમન કરવાની દૃઢશક્તિ આવી જાય છે, એમ કવિએ ઘણુ સુન્દર રીતે સૂચવેલુ છે સત્યનારાયણની પૂજામા સત્યનુ સ્વરૂપ અને મહિમા બતાવનાર કેટલાક શ્લોકો અત્યન્ત ઉદાત્ત છે, તે અહીં આપી શ્રીસત્યનારાયણની યથામતિ કરેલી આ ઉપાસના અહીંઆં પૂરી કરૂ છુ

नारायणस्त्वमेवासि सर्वेषां च हृदि स्थितः ।
प्रेरकः प्रेर्यमाणानां त्वया प्रेरितमानसः ।
त्वदाज्ञां शिरसा धृत्वा भजामि जनपावनम् ॥
नानोपासनमार्गाणां भावकृद् भावबोधकः ।
त्वदधिष्ठानमात्रेण सैव सर्वार्थकारिणी ।
तामेव त्वां पुरस्कृत्य भजामि हितकाम्यया ॥
न मे त्वदन्यज्ज्ञातास्ति त्वदन्यं न हि दैवतम् ।
त्वदन्यं न हि जानामि पालकं पुण्यरूपकम् ॥
नमस्ते देवदेवेश नमस्ते धरणीधर ।
त्वदन्य कान्ज पादेभ्यस्त्रातास्ते जगतीतले ।

વાંછિતાર્થફલપ્રદ એવા આ શ્રીસત્યનારાયણવ્રતનુ અને કથાનુ આ રહસ્ય જે વાચશે તેને જ શ્રીસત્યનારાયણનો કૃપાપ્રસાદ મળશે તે સંસ્કૃત ભાષામા લખેલુ નથી અથવા આધુનિક છે એમ માની જો કોઈ એનો અનાદર કરશે તો તેનુ સત્યનારાયણવ્રત નિષ્ફળ જશે પણ જો કોઈ ધ્યાનમનનપૂર્વક આનુ શ્રવણ કરી સત્યનારાયણનુ વ્રત આચરશે તો તે

सर्वदुःखैर्विमुक्तो भवति मानवः ।
सर्वपापविनिर्मुक्तो दुर्लभं मोक्षमाप्नुयात् ॥
इह सत्य फलं भुक्त्वा परे मोक्षमाप्नुयात् ।
धनधान्यादिकं तस्य भवेत् सत्यप्रसादतः ॥
दरिद्रो लभते वित्तं बद्धो मुच्येत बन्धनात् ।
भीतो भयात् प्रमुच्येत सत्यमेव न संशयः ॥

કલિયુગમાં ગમે તે માણુસ ગમે તેવી સારી નરસી કામનાઓ સિદ્ધ કરવા માટે સત્યનારાયણવ્રત કરવા લાગ્યો, એ જોઈ શ્રીમહાદેવે ફલપ્રાપ્તિના રસ્તામાં એક કીલક અને અર્ગલા નાખી દીધાં છે: જે માણુસ જિતેન્દ્રિય અને સત્યવાદી હશે તે જ તેનું ઉત્કીલન કરી આ વ્રતફલનું દ્વાર ઉઘાડી શકશે. इति शम् ।

## ગયાની ખ્યાતિ

દેશનું ભાવિ ગયામાં નક્કી થવાનું છે એ ખ્યાલથી જ પ્રતિનિધિઓ અને પ્રેક્ષકો ગયા જવાના છે. પણ ગયા એક પ્રખ્યાત તીર્થસ્થાન છે, ત્રિસ્થળીની યાત્રાનુ છેલ્લું સ્થળ છે અને તેથી તે દૃષ્ટિએ પણ ગયા જવામાં લાભ છે એવો ખ્યાલ ઘણા લોકોના મનમાં નહિ આવ્યો હોય એમ નથી. જે સ્થળે બુદ્ધ ભગવાનને ભવરોગનું ઓસડ જડયું અને શાન્તિ મળી તે સ્થાન પણ ગયા પાસે જ છે, એ કારણ પણ કેટલાકને માટે ગયા જવાને પ્રેરક થતું હશે એવે સમયે ગયામાહાત્મ્યની મુખ્ય કથા વાચકવર્ગને ભેટ કરીયે તો કેટલાકને ગયા જતાં રસ્તામાં વિચાર કરવાનું એક સાધન મળશે અને કઈ ભૂમિ પર બેસીને આપણે પ્રજાહિતનો વિચાર કરીયે છીયે એની કલ્પના આવશે. જેઓ ગયા જવાના નથી તેમને પણ આ વાર્તામાં રસ નહિ પડે એમ નથી.

* *

લોકપિતામહ બ્રહ્મદેવે અસુરસૃષ્ટિથી અસુરો ઉત્પન્ન કર્યા અને સદ્‌ભાવથી દેવો ઉત્પન્ન કર્યા. આ અસુરોમાં ગયાસુર મહાબળીઓ અને પરાક્રમી હતો. તેનું શરીર બહુ જ સ્થૂળ હતું. અસુર એટલે મહાપાપી, ક્રૂર, સર્વ લોકોને રંજાડનાર, ઇન્દ્રને ધાક બેસાડનાર, અપ્સરાઓને ઉપાડી જનાર એવો માયાવી, કપટી કોઈક જીવ, એવો જ ખ્યાલ મનમાં આવે છે. પણ બધા જ અસુરો કંઈ એવા નથી હોતા. બલિરાજા પણ અસુર ગણાય છે. ગયાસુર એ જ

કોટિનો અસુર હતો એને પાવિત્ર્યની લગની લાગી અને એણે કોલાહલ પર્વત પર દારુણ તપ આદર્યું

હજારો વર્ષ સુધી શ્વાસ સ્થિર કરી એણે તપ કર્યું, તેથી દેવો હમેશની પેઠે મૂંઝાઈ ગભરાયા. ચિન્તા મુજબ દેવો બ્રહ્મદેવ પાસે ગયા બ્રહ્મદેવ શંકર પાસે, અને શંકર વિષ્ણુ પાસે દેવોના રિવાજ મુજબ તેમણે વિષ્ણુની સ્તુતિ કરી વિષ્ણુએ તેમના ગભરાટનું કારણ પૂછ્યું 'ગયાસુરના ભયથી અમારું રક્ષણ કરો, રક્ષણ કરો' એવો તેમણે પોકાર કર્યો 'તમે આગળ જાઓ હું અબઘડી આવીને ગયાસુરને વરદાન આપું છું' એમ વિષ્ણુએ વચન આપ્યું સૌએ મળીને ગયાસુરને 'વર બોલવાને' કહ્યું ગયાસુરે માગી લીધું, 'દેવ, બ્રાહ્મણ, યજ્ઞ, તીર્થ, ઋષિ, મુનિ, જ્ઞાની, ધ્યાની બધા કરતા પવિત્ર થાઉં' દેવોએ ખુશીથી 'તથાસ્તુ' કહી વર આપ્યો અને સૌ પોતાને ઘેર ગયા

પણ ત્યાં તો ખડ્ડ કાઢતા ઊંટ પેસી ગયા જેવું થયું ગયાસુરનું પવિત્ર દર્શન કરી, તેનો સ્પર્શ કરી બધા જ વૈકુંઠ જવા લાગ્યા ત્રણે લોક ખાલી પડ્યા યમપુરી ઉજ્જડ થઈ એટલે યમ, ઇન્દ્ર વગેરે અધિકારીઓ બ્રહ્મદેવ પાસે જઈને શિકાયત કરવા લાગ્યા, 'આ લો અમારા ગજ્જીનામા તમે દીધેલો અધિકાર પાછો લો અમારું કશું કામ રહ્યું નથી'

સંઘ ફરી વિષ્ણુ સુધી જઈ પહોંચ્યો વિષ્ણુ ગયાસુરને સનદ આપી ચુક્યા હતા, એટલે તેમણે દેવોને એક યુક્તિ સુઝાડી

'ગયાસુર પાસે જઈ તેનો પવિત્ર દેહ યજ્ઞને માટે માગી લો અને તેના શરીર પર જ યજ્ઞ કરો'

દેવો બ્રહ્મદેવને આગેવાન કરી ગયાસુર પાસે ગયા ગયાસુરે તેમનું આતિથ્ય કરી તેઓ કંઈ પણ કહે એના પહેલા જ તેમનું કામ કરી દેવાનું વચન આપ્યું બ્રહ્માએ કહ્યું 'યાત્રાને અર્થે હું ખૂબ ફર્યો છું, પણ તારા શરીર કરતા વધારે પવિત્ર સ્થાન મને ક્યાંય જડ્યું નથી મારે યજ્ઞ કરવો છે તારું શરીર આપ'

ગયાસુર ધન્ય ધન્ય થઈ ગયો તેણે બ્રહ્મદેવને કહ્યું 'મારા પિતાનો વંશ અને માતાનો વંશ ધન્ય થયા છે તે જ આ દેહ ઉત્પન્ન કર્યો છે અને તે જ તે પવિત્ર કર્યો છે, **મારી ખાતરી છે કે તારો યજ્ઞ બધાના ઉપકારને માટે હશે.** सर्वपामुपकाराय यागोऽवश्य भविष्यति।'

આટલા નિર્મળ ભાવથી પ્રેરાયેલો ગયાસુર દેહ આપવા શેની વાર લગાડે? તે આડો થઈ સૂતો સૃષ્ટિ રચનાર બ્રહ્માએ યજ્ઞની સામગ્રી અને યજ્ઞના ઋષિઓ ત્યાં ને ત્યાં જ નિર્માણ કર્યા એટલા બધા ઋષિઓ કે જેમની નામાવલિનો પાર ન આવે' ગયાસુરના શરીર પર મોટો યજ્ઞ થયો બ્રાહ્મણોને દક્ષિણા અપાઈ ગયાસુર મરણ પામ્યો હશે એમ માની બધાએ ઉપાડીને એને એક

મોટા સરોવરમા નાખી દીધો ત્યા તો અસુર હાલવા લાગ્યો ' હે ભગવાન ' હવે શુ કરીયે ' ચકિત થયેલા બ્રહ્મદેવે ધર્મરાજ યમને બૂમ પાડી કહ્યુ, ' તારા ઘરમા પેલી ભારે ધર્મશિલા છે તે આણીને આના માથા પર ઝટ મૂકી દે મારી આજ્ઞા છે. વિચાર ન કર.'

શિલા માથા પર મુકાઈ, તોપણ અસુર હાલવા લાગ્યો એટલે બધા દેવોએ તેના પર પોતપોતાના પગ મૂકી તેને સારી પેઠે દાબ્યો તોયે અસુર ટાઢો ન થયો હવે બ્રહ્મા વ્યાકુળ થયા, ક્ષીરસાગરમા વિષ્ણુ સૂતા હતા ત્યા જઈ પહોચ્યા દ્વારપાળે વિષ્ણુને ખબર આપી શ્રીવિષ્ણુએ બ્રહ્માને અહીં બોલાવી આવવાનુ કારણ પૂછ્યુ બ્રહ્માએ કહ્યુ, 'અમે યાગ કર્યો, દેવરૂપિણી ધર્મશિલા તેની ઉપર નાખી, રુદ્ર વગેરે બધા દેવો તેના ઉપર બેઠા, છતા એ નિશ્ચળ થતો નથી હવે તમેજ અમારા પર દયા કરી શકો'

વિષ્ણુએ પોતાના શરીરમાથી મૂર્તિ કાઢીને બ્રહ્મદેવને આપી તેનો પણ ભાર બસ ન થયો આખરે ક્ષીરસાગરમાથી વિષ્ણુ પોતે આવ્યા અને શિલા ઉપર ઉભા રહ્યા તેમના હાથમા પુરાણપ્રસિદ્ધ ગદા હતી વિષ્ણુ સાથે ગાયત્રી, સાવિત્રી, સરસ્વતી, લક્ષ્મી, સીતા, યક્ષ ગન્ધર્વ, ઇન્દ્ર, બૃહસ્પતિ વગેરે સઘળા દેવદેવી આવીને ગયાસુરના શરીર પર ઉભા એટલે અસુર સ્થિર થઈ ગયો

सर्वोपकाराय જેણે પોતાના દેહ સુદ્ધા બધુ આપ્યુ હતુ તેના હૃદયને આ કપટથી આઘાત થયો અંતઃકરણની વેદનાથી તેણે દેવોને પૂછ્યુ, 'શા માટે તમે મને આવી રીતે છેતર્યો? મે મારુ નિર્મળ શરીર બ્રહ્મદેવને યજ્ઞને માટે આપ્યુ હતુ શુ શ્રીવિષ્ણુના વચનમાત્રથી હુ નિશ્ચળ ન થઈ જાત કે તમે અને વિષ્ણુએ પોતાની ગદાથી મને આટલો પીડ્યો? હશે, મને પીડવાનુ જો નક્કી થયુ હોય તો હુ એટલુ જ ઇચ્છુ છુ કે એથીયે બધા સદા સન્તોષ પામો'

> ऊचे गयासुरो देवान्किमर्थं वञ्चितो ह्यहम् ।
> यज्ञाय ब्रह्मणे दत्तं शरीरममलं मया ॥
> विष्णोर्वचनमात्रेण किं न स्यां निश्चलो ह्यहम् ।
> यत्सुरैः पीडितोऽत्यर्थं गदया हरिणा तथा ॥
> पीडनाद्य यद्यहं देवाः प्रसन्ना ह तु सर्वदा ॥

દેવો શરમાયા કે નહિ તે માહાત્મ્યમા લખ્યુ નથી, પણ તેમણે ગયાસુરને કહ્યુ કે 'અમે તારા પર પ્રસન્ન થયા છીયે વર બોલ' ગયાસુરે માગી લીધુ, 'જ્યા સુધી આ પૃથ્વી, આ પર્વત અને આ ચન્દ્ર, સૂર્ય, તારાઓ છે ત્યા સુધી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ અને બીજા દેવો, ત્રિલોકના સર્વ તીર્થો,

ગંગાદિ નદીઓ બધા મારા માથાની આ શિલા ઉપર રહેજો અને તે બધા **મારી ખાતર લોકોનું ભલું કરજો.** અહીં જે લોકો સ્નાન, તર્પણ અને શ્રાદ્ધ કરે તેમની હજાર પેઢીઓનો ઉદ્ધાર થજો, તેમનું પાપ ધોવાઈ જજો બધા તીર્થો લોકોનું ભલું કરજો વધારે હું શું માગું ? તમારામાંથી એક પણ હવે અહીંથી ખસતું નહિ આટલું વચન પાળજો समय प्रतिपाल्यताम् ।'

દેવોએ 'तथास्तु' કહ્યું દૈત્ય હર્ષિત થયો અને કાયમને માટે નિશ્ચળ થયો

* *

આ મહત્કૃત્ય કર્યા પછી બ્રહ્મદેવે દેવોના દેખતા તે બધી ભૂમિ અને પાંચ પાંચ ગામો બ્રાહ્મણોને આપી દીધા, ગચરચીલા સાથે ઘર બાંધી આપ્યા, કામધેનુ, કલ્પવૃક્ષ, પારિજાતક વગેરે વૃક્ષો આપ્યા, દૂધની નદીઓ આપી, ઘીના તળાવો આપ્યા, મધના ઝરાઓ આપ્યા, દહીંના સરોવર આપ્યા, અન્નના પર્વતો આપ્યા, ભક્ષ્ય ભોજ્ય ફળોની સગવડ કરી આપી અને બ્રાહ્મણોને કહ્યું, 'હવે તમારે બીજાની પાસે કશું માગવું નહિ' ગદાધરને નમસ્કાર કરી બ્રહ્મદેવ બ્રહ્મલોક ગયા

પણ બ્રાહ્મણોથી રહેવાયું નહિ તેમણે ધન લઈને યજ્ઞ કરવાનું શરૂ કર્યું યજ્ઞનો ધુમાડો સ્વર્ગ સુધી પહોંચ્યો એટલે બ્રહ્માએ આવીને તેમનું બધું છીનવી લીધું

'તમે હમેશા લોભી જ રહેવાના' એમ કહી બ્રહ્માએ શાપ આપ્યો બ્રાહ્મણો રોવા લાગ્યા 'અમારા ગુજરાનની કંઈ પણ સગવડ કરો' બ્રહ્માએ દયાથી કહ્યું, 'હવે તો તમને ભીખ માગશો તો જ મળશે હમેશને માટે તમારે માથે તીર્થનું ગોરપદું જ રહેશે લોકો તમારી પૂજા દ્વારા જ મારી પૂજા કરશે' આ બ્રાહ્મણોના વંશજ તે ગયાવળ પંડાઓ

* * *

અહીંને પ્રસંગે બ્રહ્મદેવને જે ધર્મશિલાનું સ્મરણ થયું તેનું માહાત્મ્ય શું છે?

એક પવિત્ર સાધુની ધર્મવ્રતા નામની એક કન્યા હતી તે સર્વ લક્ષણસંપન્ન હતી ગુણોમાં લક્ષ્મી કરતાં પણ ચડે એવી હતી બ્રહ્મદેવના પરમ તપસ્વી પુત્ર મરીચિ સાથે તેનો વિવાહ થયો ઘડપણમાં એક દિવસે મરીચિ જંગલમાં ફળફૂલ લાવવા ગયેલો ત્યાંથી થાકીને આવ્યો ધર્મવ્રતાએ થાકેલા પતિના પગને ઘી ચોળવાનું કામ શરૂ કર્યું જેમ થાક ઉતરતો ગયો તેમ ઋષિને ઊંઘ આવવા લાગી એટલામાં બ્રહ્મદેવ આવ્યા સસરાને જોઈ સતી ઊઠી કેમકે તે ગુરુના ગુરુ હતા તેમને પગ ધોવાનું

પાણી આપી વહુએ સસરાની પૂજા કરી અને એક સગ્સ પથારી કરી આપી. એટલામા મરીચિ ઉઠ્યા. સ્ત્રી પાસે નથી એમ જોઈ ક્રોધમા આવી શાપ આપ્યો કે 'પગચપી કરવાનું કામ મારી આજ્ઞા વિના છોડીને ગઈ તેથી તુ શિલા થઇ જ.' સતીને બહુ જ ખોટું લાગ્યુ. તે બોલી, 'ધર્મમા પિતા આવે ત્યારે તેની સેવાપૂજા કરવાનું કર્તવ્ય તમારું હતુ. તમારી ધર્મ-પત્ની તરીકે મે તે કર્યું એમા મારો વાક શો ?' મરીચિ મુનિ પોતાની ભૂલ સમજ્યા. બન્ને મળીને હરિને શરણુ ગયા અને માગી લીધું કે અમારું રક્ષણુ કરો. એટલામા બ્રહ્મદેવ પણુ નિદ્રામાથી ઉઠ્યા. બધાએ સતીના તપની મુક્ત કંઠે પ્રશંસા કરી. પણ કહ્યુ કે 'તારા પતિનો શાપ ભૂંસી કાઢવાની શક્તિ અમારામાથી કોઇની નથી. ધર્મનું રક્ષણુ થાય એવો બીજો કોઇ પણ વર માગી લે.' સતીએ માગી લીધુ, 'પતિનો શાપ દૂર કરવાની શક્તિ તમારામા ન હોય તો આટલુ આપો કે નદી, નદ, સરોવર, તીર્થ, દેવ, ઋષિ, મુનિ, પ્રધાન દેવો, યજ્ઞક્ષેત્રો મારામા આવીને વસે. આખા બ્રહ્માડમા હુ પાવની શિલા થાઉં. અને જોઇને સર્વલોક પાપ અને ઉપપાતકથી મુક્ત થાય. શિલા ઉપર જે લોકો શ્રાદ્ધ કરે તેમને અને તેમના કુળને વિષ્ણુલોક મળે અને જ્યા સુધી આ બ્રહ્માડ રહે ત્યા સુધી આ શિલા રહે.' દેવોએ તેવો વર આપ્યો, પણુ પસ્તાયા. સર્વ લોકો તે શિલાનો સ્પર્શ કરી કરી વૈકુંઠ જવા લાગ્યા. યમરાજ અકળાયો. તેણે પોતાનો અધિકાર અને પોતાનો યમદંડ બ્રહ્મદેવને સુપરત કર્યા અને કહ્યુ, 'હવે તો મારૂ કામ રહ્યુ જ નથી' બ્રહ્માએ યમરાજને કહ્યુ, પેલી શિલા ઉપાડીને તારા ઘરમા રાખી મુક, એટલે પત્યુ. ત્યારથી યમરાજ ફરી લોકોનું શાસન કરવા લાગ્યા અને લોકોમા ધર્મશિલાની કીર્તિ જ રહી.

ગયાસુરના શરીર પર યજ્ઞ કર્યા પછી પણ જ્યારે ગયાસુર હાલવા લાગ્યો ત્યારે બ્રહ્મદેવે યમરાજ પાસેથી આ જ શિલા માગી લીધી હતી. તે શિલામા સર્વ તીર્થોની સ્થિતિ હોવાથી તે અત્યન્ત ભારે અને અત્યન્ત પવિત્ર થઇ હતી.

* * *

ગયાસુરના શરીર પર શ્રીવિષ્ણુ જે ગદા હાથમા લઇને ઉભા હતા તે ગદાની પણુ કથા છે. વજ્ર કરતા પણ દૃઢ અને મજબૂત એવા ગદ નામના એક અસુર પાસેથી બ્રહ્મદેવે તેના હાડકા માગી લીધા હતા, વિશ્વકર્મા પાસેથી તે હાડકાની એક વજ્રગદા તૈયાર કરાવી હતી અને હેતિ નામના મહાબળવાન રાક્ષસને મારવાને માટે શ્રીહરિને એ આપી હતી, કેમકે દેવોના શસ્ત્રાસ્ત્ર વડે તેનો વધ ન થાય એવો વર બ્રહ્મદેવે પોતે જ તેને આપ્યો હતો.

આવા આવા પ્રસંગોથી પ્રસિદ્ધ થયેલી ભૂમિ પર

લોકોનો રક્ષણાર્થે જગતા મુક્તિહેતરે

શ્રી આદિગદાધર લક્ષ્મી સાથે રહેલા છે. ત્યાં જેઓ યાત્રા માટે જાય છે તેમની મનકામનાઓ તૃપ્ત થાય છે. માત્ર શાસ્ત્રમાં લખ્યું છે કે ત્યાં જનાર બ્રહ્મચારી અને સંયમી હોવું જોઈએ, શુદ્ધ અને સંતુષ્ટ હોવું જોઈએ, દાન ન લેતું જોઈએ, અહંકારથી નિવૃત્ત હોવું જોઈએ, જિતેન્દ્રિય અને દાનશીલ થવું જોઈએ, તો જ તેને તીર્થફળ મળે.

ધર્મવ્રતાને શાપ આપનાર મરીચિને 'તું દુઃખી થા' એવો મહાદેવે શાપ આપ્યો. પણ તેનો પશ્ચાત્તાપ જોયા પછી 'તારી ગયામાં મુક્તિ થશે' એવો ઉશાપ આપ્યો. મરીચિએ શિલા પાસે બેસી દુષ્કર તપ આદર્યું. મહાદેવના શાપથી કાળો પડેલો મરીચિ તપ વડે શુદ્ધ થયો અને હરિના વરથી સ્વર્ગ-લોકમાં ગયો.

*                    *                    *

જે માણસ આ પુણ્ય ગયાખ્યાન શ્રદ્ધાપૂર્વક વાંચશે અથવા સાંભળશે તેને સારી ગતિ મળશે.

इति श्रीवायुपुराणे श्वेतवाराहकल्पे गयामाहात्म्यं संपूर्णम् ।

काम क्रोधं तथा लोभं त्यक्त्वा यो सत्यवाक् शुचिः ।
सर्वभूतहिते रक्त स तीर्थफलमश्नुते ॥
तीर्थान्यनुसरन्वीरः पाखंडं पूर्वतस्त्यजेत् ।
पाखंडं तच्च विज्ञेयं यद्भवेत्कर्म कामत. ॥

# ગજેન્દ્રમોક્ષ

ઈશ્વર આપણો પરમ પિતા છે એમ તો સૌ કોઈ માને છે, પણ આપણે સૌ ભાઈભાઈ છીએ એ વાતનો વિશ્વાસ સૌને નથી હોતો. સત્યાગ્રહી 'वसुधैव कुटुंबकम्' ના નિયમનું પાલન કરનાર હોય છે, તેથી તેને કોઈ શત્રુ નથી હોતો. એનો અર્થ એ નથી કે કોઈ એની પ્રત્યે શત્રુતા નથી રાખતું. એના શત્રુ ઘણા હોઈ શકે છે. ધર્મ અનુસાર ચાલનાર દરેક માણસ અધર્મથી ચાલનાર માણસના માર્ગમાં વિઘ્નરૂપ થઈ પડતો જણાય છે. છતાં સત્યાગ્રહી પોતાના મનમાં કોઈને વિષે પ્રેમ સિવાય બીજો ભાવ નથી રાખતો. જ્યારે તે પોતાના ભાઈને કુવાસનાને વશ થયેલો જુએ છે ત્યારે તેનો પ્રેમથી

વિરોધ જરૂર કરે છે. પ્રેમ વખત આવ્યે કઠોર થઈ શકે છે. પ્રેમમા દુર્બળતાની કે મોહની મૃદુતા નથી હોતી. પણ સત્યાગ્રહી વિરોધ કરતો છતા પણ પોતાના ભાઈનુ હિત જ ઇચ્છે છે, અને એનો વિરોધ તો પોતે કષ્ટ સહન કરીને જ વ્યક્ત કરે છે. પ્રેમમૂલક વિરોધ હમેશા સફળ જ થાય છે. જરા વાર ભલે લાગે, પરન્તુ વિજય તો તેનો જ છે. અને સાચુ જોઇએ તો પ્રતિપક્ષનો પણ વિજય છે. એ બિચારો જે કુવાસનાથી ઘેરાયેલો હતો તેમાથી છૂટી ગયો—તેમાથી પોતાના આત્માને ફરી પ્રાપ્ત કરી લીધો. આ પણ એક અસાધારણ જીત છે. સત્યાગ્રહનુ યુદ્ધ ધર્મયુદ્ધ હોય છે. તેથી તેનું પરિણામ સર્વકુશળ જ હોય છે. જ્યારે બે માણસ પરસ્પર વિરોધી સ્વાર્થને વશ થઈને લડે છે ત્યારે એકની જીત અને બીજાની હાર થાય છે, ઈશ્વર તટસ્થ રહીને જુએ છે અને કર્મનો નિયમ નીવેડો આણે છે. પણ જ્યારે એક પક્ષ સ્વાર્થને છોડી તે ધર્મનો આધાર લે છે ત્યારે પરમાત્મા પોતે એનો પક્ષ કરે છે, કારણ પરમાત્મા હમેશા સત્યનો પક્ષપાતી હોય છે. કઠણ વસ્તુ છે સ્વાર્થ છોડીને ધર્મનુ પાલન કરવાની. ધર્મનિષ્ઠ મનુષ્યની કસોટી પણ ઇશ્વર કઈ થોડી નથી કરતો. ધર્મનિષ્ઠ તેમજ તેનો વિરોધ કરનાર બન્નેનું હિત કરવુ એ ઇશ્વરની નીતિ છે, તેથી ધર્મસગ્રામનો કાળ પણ લાબો હોય છે. ધર્મનિષ્ઠ પક્ષ નિષ્પાપ થઈ જાય ત્યારે જ તેને સફળતા મળે છે અને સફળતાનો મુખ્ય ભાગ તો એ છે કે વિરોધીઓનો વિરોધ શમી જઈને બન્ને ફરી પહેલાના જેવા એકપ્રાણ ભાઈભાઈ બની જાય છે. આ જ સિદ્ધાન્ત પુરાણોમા 'ગજેન્દ્રમોક્ષ'ની કથામા બતાવવામા આવ્યો છે.

ઇન્દ્રના દરબારમા હાહા અને હૂહૂ નામના બે ગવૈયા ભાઈઓ હતા તેમના હૃદયમા મત્સરે પ્રવેશ નહોતો કર્યો ત્યા સુધી તેઓ હળીમળીને રહેતા હતા. પણ એમના દુર્ભાગ્યે એમના અન્તરમા સ્પર્ધા વધી પડી. બન્નેના મનમા એવો ભાવ ઉત્પન્ન થયો કે 'હુ શ્રેષ્ઠ છુ અને મને શ્રેષ્ઠ સ્થાન મળવું જોઇયે.' ઇન્દ્રે પણ તેમને સમજાવીને કહ્યુ, 'ઇશ્વરને ઘેર સૌ સરખા છે હુ તો તમારા, બેમા કશો ભેદ જોઈ શકતો નથી.' છતા પેલા ગવૈયાઓને સન્તોષ ન થયો. આખરે ઇન્દ્રે તેમને દેવલ ઋષિની પાસે મોકલી દીધા. દેવલ મહાજ્ઞાની હતા, ત્રિકાળદર્શી હતા. પણ પૂર્ણજ્ઞાની ઘણુખરૂ મૌની જ હોય છે. ઋષિનુ મૌન જોઇને ઈર્ષ્યા અને મત્સરથી ભરેલા બન્ને ગવૈયાઓ કહેવા લાગ્યા, 'સાવ ગમાર છે. કશુ સમજતો નથી.' મુનિએ મૌન મૂકીને દયાભાવથી કહ્યુ, 'કેવા મૂર્ખ છો! સ્પર્ધા અને અસૂયાથી તમારા ભેજા સડી ગયા છે. તમારા ભાગ્યમા શુ લખ્યુ છે તે તમે નથી જાણતા. જાણતા હોત તો આવડો મત્સર ન રાખત. પરમાત્માએ દરેક માણસનું ભવિષ્ય તેનાથી છુપુ રાખ્યુ છે, છતા કર્મનો સિદ્ધાન્ત સમજાવવાને ખાતર જરા કઠોર થઈને હું તમારુ ભવિષ્ય જેટલુ ભાખી શકું છું

તેટલું તમને સુણાવી દઉ છુ. ભાઇઓ થઇને પણ તમે એકબીજાના મત્સર કરો છો એનું પરિણામ એ આવવાનું છે કે તમે સ્વર્ગમાંથી નીચે પડશો અને ત્રિકૂટ પર્વતની પાસે પશુયોનિમા જન્મ લેશો. એક થશે જગતનો હાથી અને બીજો થશે સરોવરમા રહેનારો મગર. ત્યા તમે તમારા વેરને પશુભાવે પોષશો, ભાઇભાઈ મટીને શત્રુ બની જશો.'

બન, બન્નેનો મદ ઉતરી ગયો. બન્નેને ક્ષણિક પશ્ચાત્તાપ થયો બન્ને ઋષિને પગે પડ્યા અને આજીજી કરવા લાગ્યા કે 'આપ અમારા પર કંઈ દયા નહિ કરો?' ઋષિએ કહ્યુ, 'કર્મનો નિયમ અટળ છે. એમા મેહની દયા કામ આવતી નથી. પણ સાથે સાથે કર્મનો નિયમ કલ્યાણમય પણ છે. તે જેટલો કઠોર તેટલો જ દયામય પણ છે. કર્મનું કરી દડરૂપ નથી, પણ બગડેલાને સુધારવાનુ બળ એનામા છે. તમારા બેમાથી એકના હૃદયમા પશ્ચાત્તાપ જાગ્રત રહેશે અને તે ધર્મને માર્ગે ચાલશે. આફતની વેળાએ તેને ઇશ્વરનુ સ્મરણ થશે. બીજાના હૃદયમા મત્સરનો અગ્નિ ભડભડાટ બળી રહ્યો છે તે નીચે ને નીચે જ પડતો જશે. છતા એનો પણ ઉદ્ધાર થશે પોતાના ભાઇનો વિરોધ કરતા કરતા તેના હૃદયમા ભાઇની શ્રદ્ધાનો સચાર થશે, તેનામા પણ આસ્તિકતા આવી જશે અને આસ્તિકતાને બળે તેનો પણ ઉદ્ધાર થઈ જશે'

ભવિષ્યનો આટલો પડદો ખોલીને મુનિરાજ મૌનમા ડૂબી ગયા અને હાહા તથા હૃહૃ કર્મવશાત્ સ્વર્ગમાંથી નીચે પડી ગયા. એક થયો રાજાનો હાથી અને બીજો બગોવરનો મોટો મગર બન્ને પોતાના પૂર્વજન્મને ભૂલી ગયા, પોતાનુ ભાઇપણુ વિસરી ગયા. મગર હાથીને ખાવા ઇચ્છતો હતો અને હાથી મગરથી ડરતો હતો હાથી પોતાના પશુજીવન અનુસાર વિલાસમા ચકચૂર હતો શત્રુ ક્યા છે અને શત્રુનુ જોર ક્યા રહેલુ છે તે વાત વિલાસના નશામા તે ભૂલી ગયો અને રૂપવતી હાથણીઓની સાથે સરોવરમા પડ્યો. આહને તો જોઇતુ મળી ગયુ. તેણે ગજરાજનો પગ પકડી લીધો. ગજ છૂટી જવાને ચીસો પાડવા લાગ્યો હાથણીઓ પણ ચીસો પાડવા લાગી. પણ પાણીમા હાથીનુ બળ કેટલુ ચાલે? હાથી જમીન તરફ ખેચવા લાગ્યો, અને ગ્રાહ પાણી તરફ ખેચવા લાગ્યો—गजो ह्याकर्षते तीरं ग्राहश्चाकर्षते जलम् । સદીઓ સુધી ( दिव्यवर्षसहस्रकम् ) બેનુ યુદ્ધ ચાલ્યુ અન્તે અવ્યક્તમૂર્તિ ગ્રાહે એ વિશાળ ગજને પકજવનમા—કીચડમા ખેચી લીધો. હવે ગજને બચવાનો કોઈ આરો રહ્યો નહિ હવે એક હૃદયસ્થ પરમાત્મા જ બચાવી શકે એમ છે એવુ જ્ઞાન ગજને થયુ ગજરાજ ન તો શાસ્ત્ર ભણ્યો હતો કે ન તો વેદવિદ્ હતો પણ ઉચ્ચ કુળમા જન્મેલો હોવાથી તે નારાયણપરાયણ હતો. તેણે નારાયણનુ ધ્યાન ધર્યું:

अनाश्रयाय देवाय निःस्पृहाय नमो नमः ।
नमो जगत्प्रतिष्ठाय गोविन्दाय नमो नमः ।
विश्वेश्वराय देवाय शिवाय हरये नमः ॥
नारायणाय परलोकपरायणाय...
कालाय लोकैकनाथाय ।
हितात्मकाय आर्तिविनाशनाय नमस्करोमि ।
अच्युतं आत्मवन्तं प्रभुं प्रपद्ये ।
सनातनं लोकगुरुं नमामि ॥
शरण्यं शरणार्तानां प्रपद्ये भक्तवत्सलम् ।
प्रपद्ये मुक्तसंगानां यतीनां परमां गतिम् ॥
एकाय लोकनाथाय परतः परमात्मने ।
नमः सहस्रशिरसे अनन्ताय नमो नमः ॥

ધ્યાન પૂરું થતાં જ આત્મશક્તિનો આવિષ્કાર થયો; હૃદયમાં શ્રદ્ધાનું પૂર ચડ્યું-

तावद्दशति मे दुःखं चिन्तासंसारसागरे ।
यावत्कमलपत्राक्षं न स्मरामि जनार्दनम् ॥

ઇશ્વર કમલપત્રાક્ષ છે; તેની દૃષ્ટિ કમળની જેમ અનાસક્ત રહે છે. ગજરાજ પાણીમાં પૂરેપૂરો ડૂબી ગયો હતો. શ્વાસ લેવાની સૂંઢનો અગ્રભાગ પાણી પર રહ્યો હતો. તેનાથી એક કમળ લઇને ગજેન્દ્રે ભક્તિભાવે ઈશ્વરને અર્પણ કર્યું. કમળ તો અનાસક્તિનું પ્રતીક ( Symbol ) છે. કીચડમાં તેનો જન્મ છે; પાણીમાં તેનો નિવાસ છે; છતાં તે અત્યન્ત શુદ્ધ, પવિત્ર રહે છે. પાણીમા રહીને પાણીથી અલિપ્ત રહે છે અને પ્રકાશમાન પ્રતાપશાળી સૂર્યનું ધ્યાન ધરે છે. કમળની વૃત્તિ ધારણ કરીને ગજરાજે કમળ અર્પણ કરી દીધું, એટલે ભગવાનને ધાવું પડ્યું. પરમાત્માએ બન્નેને કીચડની બહાર ખેંચી લીધા.

પૃથ્વી પર આવતાં જ ગ્રાહની શક્તિ અને તેની દુર્બુદ્ધિ દૂર થઇ ગઇ. સ્વાર્થ છૂટી જવાથી તેને પણ પશ્ચાત્તાપ થયો. અપ્રમેય પરમાત્માએ બન્નેનો ઉદ્ધાર કર્યો. ભગવદ્દર્શન થયા પછી કોની દુર્ગતિ થઇ છે ? બન્નેનાં હૃદય પવિત્ર થઇ ગયાં. એક જ પરમપિતાના અમે પુત્ર છીયે; ભાઇભાઇ છીયે; સમસમાન છીયે; એક જ છીયે.

दृढवद्धधर्ममूलो वेदस्कन्धः पुराणशाखाढ्यः ।
क्रतुकुसुमो मोक्षफलो मधुसूदनपादपो जयति ॥*

* ધર્મ જેનું દૃઢ મૂળ છે, આધ્યાત્મિક જ્ઞાન જેનું થડ છે, પ્રાચીન ઇતિહાસ જેની

મહાભારતકાર લખે છેઃ ગજેન્દ્રમોક્ષની આ કથા સાંભળનારા દુષ્ટ સ્વપ્નના નાશ થાય છે. કેમ ન થાય! ઈશ્વર ભલાં બૂરાં બન્નેનો કલ્યાણકર્તા છે. અને પોતપોતાની રીતે તેની ચરણપૂજા કરે છે.

सुरासुरैरर्चितपादपद्मं सनातनं एकगुरुं नमामि ।

ાખા છે, સ્વાર્થત્યાગ જેનું પુષ્પ છે અને સ્વતન્ત્રતા જેનું ફળ છે એવા પરમાત્મા-રૂપી કલ્પવૃક્ષનો સદા જય જ છે.

# सा विद्या या विमुक्तये

[ કેળવણીનો આપણો આદર્શ ]

आत्मबुद्धिः सुखायैव गुरुबुद्धिर्विशेषतः।
परबुद्धिर्विनाशाय स्त्रीबुद्धिः प्रलयावहा॥

આ શ્લોકનો અર્થ સારી પેઠે તપાસવો જોઈએ. આમા સ્ત્રીની બારેમાં ભારે નિન્દા છે એમ લાગશે, પણ તે બરાબર નથી. આત્મબુદ્ધિ અને સ્ત્રીબુદ્ધિનો વિચાર કરીએ. સામાન્ય કુટુંબોમાં સ્ત્રી અજ્ઞાન હોય છે. સ્ત્રીની દૃષ્ટિ સંકુચિત હોય છે. પોતાનાં બાળબચ્ચા, પોતાનો પતિ અને પોતાના પીયેરીઆં, એમનું તાત્કાલિક ભલું થાય એટલું જ તેઓ ઇચ્છી શકે છે. પૈસો મળે, આસપાસનાં સગાંવ્હાલાંમાં પોતાની પ્રતિષ્ઠા વધે અને પોતાને અને પોતાનાં સગાંવ્હાલાંને શારીરિક સુખ મળે, એશઆરામ મળે એ તેમનો મોટામા મોટો આદર્શ રહે છે. તેથી આવો આદર્શ જેનો હોય તેની બુદ્ધિને સ્ત્રીબુદ્ધિ કહી છે.

હાલમાં કેળવણી લેનાર યુવાનોની અંદર જે આદર્શ અથવા હેતુ જોવામાં આવે છે તે આથી સ્ત્રીબુદ્ધિ કરતા જરા પણ ઉચ્ચ હોય એમ લાગતું નથી. ઉપર બતાવેલાં સુખસાધનનો સમાવેશ 'કરીઅર' એ સુન્દર શબ્દમાં કરેલો હોય છે એટલું જ. આત્મબુદ્ધિ એટલે જેથી મનને, અન્તરાત્માને સમાધાન થાય એવી બુદ્ધિ.

સ્ત્રીબુદ્ધિ સંકુચિત અને આંધળી હોય છે, આત્મબુદ્ધિ વિશાળ અને શ્રદ્ધાવાન હોય છે; સ્ત્રીબુદ્ધિ પરબુદ્ધિને વશ થાય છે, આત્મબુદ્ધિ ગુરુબુદ્ધિને વશ થાય છે. સરકારી નોકરી મળશે, સરકાર દરબારમાં પ્રતિષ્ઠા થશે, સગાં-

બ્હાલાંમા આપણે જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ ગણાઇશુ એવી સ્ત્રીબુદ્ધિથી આપણે પરબુદ્ધિ એટલે અંગ્રેજી કેળવણી ગ્રહણ કરી છે. પણ આત્મબુદ્ધિ હવે જાગૃત થઇ છે. પરબુદ્ધિથી થતો વિનાશ આત્મબુદ્ધિ જોઇ રહી છે. આવે પ્રસંગે આત્મબુદ્ધિ ગુરુને શરણ જઇ ગુરુબુદ્ધિ શી છે એ જાણી લેવા આતુર થઇ છે. ગુરુબુદ્ધિ એટલે આપણો આર્ય સંસ્કૃતિનો આદર્શ, ગુરુબુદ્ધિ એટલે Wisdom of the Race.

પ્રાચીન ઋષિમુનિઓ મનુષ્યજીવનનો ઉદ્દેશ—પુરુષાર્થ કયો ઠરાવી ગયા છે અને તે પ્રાપ્ત કરવા સારૂ કયે રસ્તે જવાનુ કહી ગયા છે એ બધું જાણવાની તીવ્ર ઇચ્છા આત્મબુદ્ધિને થઇ છે. માટે આપણા પ્રાણવાન પૂર્વજો કેળવાયેલો પંડિત કોને કહેતા, વિદ્યા શાને કહેતા, એ હવે આપણે તપાસીએ.

પૂર્વજોના વચનો બહુ સાદા હોય છે, પણ તેમા ઉંડો અર્થ હમેશા ગ્હેલો હોય છે. હાલની જેમ ગૌરવવાળી ભાષા જૂના લોકો લખતા નહોતા. મહર્ષિની ભાષા સાદી જ હોય અનુભવની વાણી સાદી પણ સર્વવ્યાપક હોય હાલના વિકૃત જમાનામા ડાહ્યા લોકોનો આદર્શ એક તરફ હોય છે અને સમાજનો પ્રવાહ બીજી તરફ વહે છે, તેથી વિદ્વાનોની વાણી અસન્તોષનું સ્વરૂપ પકડે છે. 'આ ખોટું છે, આમ થવુ જોઇએ' વગેરે પ્રયોગો હાલમા લખાય છે સાચી કેળવણીનો ઉદ્દેશ આવો આવો હોવો જોઇએ એમ આપણે લખીયે છીયે. આપણા પૂર્વજો વિદ્યાથી આમ થાય છે, અમુક મળે છે એવું સાદુ વાક્ય કહી જાય છે, એટલા માટે આધુનિક વૃત્તિના લોકોનું ધ્યાન તેમના વચનો તરફ ખેંચાતુ નથી

હવે આપણે કેળવણીનો આદર્શ શો મનાતો તે જોઇયે.

सा विद्या या विमुक्तये ।

માણસ બદ્ધ છે, અજ્ઞાન છે, કુવાસનાઓથી ઘેરાયેલો છે, પરિસ્થિતિથી જકડાયેલો છે તેથી તેનો આત્મા દબાઇ ગયો છે. વિકાસને માટે તેને અવકાશ નથી મળતો. આ બધા બંધનોમાથી જે મુક્ત કરે તે જ સાચી કેળવણી. શરીરને રોગ અને દુર્બળતાથી મુક્ત કરે, બુદ્ધિને અજ્ઞાન અને ખોટા વિચારમાથી મુક્ત કરે, હાથપગ વગેરે કર્મેન્દ્રિયોને જડતાથી મુક્ત કરે, મનને લાલચ, ભય અને ક્ષુદ્ર સ્વાર્થ જેવી કુવાસનાઓથી મુક્ત કરે, હૃદયને કઠોરતાથી તેમજ ખોટી લાગણીથી મુક્ત કરે, આખા માણસને પ્રાકૃતિક, સામાજિક, આર્થિક, રાજકીય, બૌદ્ધિક વગેરે સર્વ દાસ્યોમાથી મુક્ત કરે, રસવૃત્તિને વિલાસમાથી મુક્ત કરે, શક્તિને મદમાથી મુક્ત કરે, આત્માને કૃપણતા કે અહંકારના પંજામાથી મુક્ત કરે, તે જ વિદ્યા—તે જ 'કેળવણી'. अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तव । એ વસ્તુસ્થિતિ છે. એમાથી જે મુક્તિ આપે તે વિદ્યા

મોક્ષ અથવા સ્વતન્ત્રતા એ આપણો ધાર્મિક, સામાજિક અને આર્થિક આદર્શ છે. કેળવણીનો પણ એ જ આદર્શ છે. સ્વાધીનતામાં જ જન્મ-સાફલ્ય છે, પરાધીનતાથી મરણ કંઇ જુદું નથી, એવો આપણા પૂર્વજોનો નિશ્ચય છે.

एतद्धि जन्मसाफल्यं यदनायत्तवृत्तिता ।
ये पराधीनता यातास्ते वै जीवन्ति के मृता ॥

માટે કેળવણીથી જન્મસાફલ્ય કરવું હોય તો સ્વતન્ત્ર આજીવિકાનો પ્રશ્ન કેળવણીએ ઉકેલવો જોઇએ. અનાયત્તવૃત્તિનુ મરણ કેળવણીથી ન ટળે તો એ કેળવણી શાની ? પણ કેળવણી માણસની પોતાની આજીવિકા જ આપે એટલું બસ નથી. જંગલના પશુ પણ સ્વતન્ત્ર રહીને પોતાની આજીવિકા મેળવે છે. કેળવણીને લીધે પરોપકાર કરવાની વૃત્તિ પેદા થવી જોઇએ. જે સમાજમા આપણે રહીએ છીએ તે સમાજની—એટલા માનવી સમાજની નહિ પણ આખી જીવસૃષ્ટિની સેવા કરવાની વૃત્તિ અને શક્તિ કેળવણી આપણને ન આપે તો કેળવણીએ આપણને માણસ બનાવ્યા નહિ ગણાય

यन्न भूतहितार्थाय तत्पशोरिव चेष्टितम ।

કેળવણીથી ધર્મબુદ્ધિ (Conscience) જાગ્રત થવી જોઇયે (ધાર્મિક). કેળવણીથી કુવાસનાનો નાશ થવો જોઇયે (નૈતિક) કેળવણીથી સર્વ જાતનુ જ્ઞાન મળવુ જોઇયે (બૌદ્ધિક). તો જ કેળવણીથી મોક્ષનો આદર્શ સચવાય (આધ્યાત્મિક).

श्रुत्वा धर्मं विजानाति श्रुत्वा त्यजति दुर्मतिम ।
श्रुत्वा ज्ञानमवाप्नोति श्रुत्वा मोक्ष च विन्दति ॥

લોકોની નીતિમત્તા પોલીસ ખાતુ રાખવાથી અથવા ગામડે ગામડે ન્યાયની અદાલત સ્થાપવાથી જળવાની નથી. સાચી કેળવણીથી જ તે કામ થાય છે. જો સમાજમા ધર્માધર્મનુ જ્ઞાન અથવા ન્યાયબુદ્ધિ ઓછા થયા હોય તો રાજાએ જાણવું કે કેળવણીમા ખામી છે. રાજાએ હમેશા જાગ્રત રહીને સાચી કેળવણી આપવી જોઇયે.

धर्माधर्मौ न जानाति लोकोऽयं विद्यया विना ।
तस्मात्सदैव धर्मात्मा विद्यादानपरो भवेत् ॥

બ્રાહ્મણનુ જીવન ધર્મને માટે છે (स तु धर्मार्थमुत्पन्न). માટે તેના જ હાથમા કેળવણીનુ કાર્ય હતુ. એક રાજા કહે છે

विप्रोऽपि यो भवेन्मूर्खः स पुराद् बहिरस्तु मे ।
कुम्भकारोऽपि यो विद्वान स तिष्ठतु पुरे मम ॥

જેની પાસેથી આપણે કેળવણી મેળવીએ છીએ—પછી તે કેળવણી ગમે

તે જાતની હોય—તેનો ધર્મ ધીમે ધીમે આપણામા ઉતરે છે. અંગ્રેજો આપણને વટલાવાતા નથી, પણ અંગ્રેજી કેળવણીને લીધે આપણી વૃત્તિ પ્રૉટેસ્ટંટ ક્રિશ્ચિયન થતી જાય છે એમ સૂક્ષ્મ દૃષ્ટિએ જોતા આપણી ખાતરી થશે. પ્રૉટેસ્ટંટ વૃત્તિમાં સંયમ અને તપસ્યાની પ્રતિષ્ઠા ઓછી છે. આપણા જૂના આદર્શમાં વિદ્યા અને તપ બન્નેનુ મહત્ત્વ સરખુ હતુ તપમા જ સામર્થ્ય છે તે આપણા લોકો જાણતા તેઓ તો એટલે સુધી કહે છે કે विद्या तपोविवृद्ध्यर्थम् । તપ એટલે ખડતલપણું, તપ એટલે ઇન્દ્રિયનિગ્રહ, તપ એટલે સંકલ્પબળ, તપ એટલે ઉદ્યમ, તપ એટલે પ્રાણ અને વીર્ય, તપ એટલે અવિશ્રાન્ત ઉદ્યોગ, તપ એટલે દુષ્ટ વાસનાઓનો નાશ, तपसा किल्बिषं हन्ति विद्ययामृतमश्नुते । અને તેથી જ तपो विद्या च विप्रस्य निःश्रेयसकरं परम् ॥ વિદ્યા તેજસ્વી હોવી જોઇયે ગમે તે પરિસ્થિતિમા પોતાનો અભ્યુદય કરી લેતા કેળવાયેલા માણસને આવડવું જ જોઇયે.

सविद्यः पुरुषः श्रेष्ठो यत्र कुत्रापि तिष्ठति ।
तत्रैव भवति श्रीमान् पूजापात्रं च भूभुजाम् ॥

છતા શ્રીમાન થવાની અથવા રાજદરબારમાં પૂજ્યપાત્ર થવાની તેની ઇચ્છા નથી હોતી. જેને સાચી કેળવણી મળી છે તે આપત્તિમા પોતાનુ શીલ છોડતો નથી

आपत्स्वपि न मुह्यन्ति नराः पण्डितबुद्धयः ।

ખોટી કેળવણીથી ખૂબ ધન મળતુ હોય તોપણ સારો માણસ સાચી કેળવણી જ પસદ કરે.

निरक्षरे वीक्ष्य महाधनत्वं विद्यानवद्या विदुषा न हेया ।
रत्नावतंसाः कुलटाः समीक्ष्य किमार्यनार्यः कुलटा भवन्ति ॥

માણસને સાચી કેળવણી મળી છે કે નહિ એ જોવાની નીચેની કસોટી પરિપૂર્ણ નથી એવું કોણ કહી શકશે?

निषेवते प्रशस्तानि निन्दितानि न सेवते ।
अनास्तिकः श्रद्दधान एतत्पण्डितलक्षणम् ॥

કેળવાયેલા માણસે દીનતા ન બતાવવી જોઇયે.

वाग्देवी वदनाम्बुजे वसति चेत् को नाम दीनो जनः ।

સમાજે પણ કેળવાયેલા માણસને દીનદશામા ન રાખવો જોઇયે સામાજિક પ્રતિષ્ઠાનો આધાર પાચ વાતો ઉપર રહે છે ધન, ઉચ્ચ કુળ અને લાગવગ, વય, આવડત અને પાચમી સાચી કેળવણી. આપણા શાસ્ત્રકારો કહે છે કે કેળવણીને સૌથી શ્રેષ્ઠ સ્થાન આપવું જોઇયે:

वित्तं बन्धुर्वयः कर्म विद्या भवति पञ्चमी ।
एतानि मान्यस्थानानि गरीयो यद्यदुत्तरम् ॥
अकुलीनोऽपि यो विद्वान् स देवैरपि पूज्यते ।

રાજાએ પોતાનું રાજ્યતન્ત્ર કેળવાયેલા લોકોના હાથમાં જ રાખવું જોઇયે એવો નિયમ હતો. ન્યાયખાતુ, કારોબારી ખાતુ, એટલુ જ નહિ પણ લશ્કરીખાતુ પણ ધર્મનિષ્ઠ કેળવાયેલા લોકોના જ હાથમા રાખવુ એવો નિયમ હતો

सेनापत्यं च राज्य च दण्डनेतृत्वमेव च
सर्वलोकाधिपत्य च वेदशास्त्रविदर्हति

કેમકે જેને આર્ય કેળવણી મળી હોય તે જ ન્યાયથી પ્રજાનુ હિત કરે.

आर्यकर्मणि रज्यन्त भूतिकर्माणि कुर्वते।
हित च नाभिसूयन्ति पण्डिता भरतर्षभ ॥

એવી ખાતરી પ્રાચીન કેળવણીના આચાર્યો પોતાના રાજાઓને આપી શકતા.

આવી કેળવણી યુરોપમાથી નષ્ટ થઈ છે અને તેથી જ મનુષ્યજાતિનો ક્ષય કરનાર મહાયુદ્ધો ત્યા ઉદ્‌ભવે છે. પાશ્ચાત્ય રાષ્ટ્રપૂજાધર્મમા ઈશ્વિરને સ્થાને અહકાર બેઠેલો છે, તેથી પાશ્ચાત્ય કેળવણીમા વિનય નથી રહ્યો, કુલીનતા નથી રહી.

विद्या ददाति विनयम्।

એમ આપણે માનીયે છીયે

विद्वान् कुलीनो न करोति गर्वम्।

આસુરી વિદ્યા વિષે કહેતા એક પ્રાચીન પડિત કહે છે

विद्यया विनयावाप्तिः सा चेत् अविनयावहा।
किं कुर्मः कं प्रति ब्रूमो गरदाया स्वमातरि ॥

કેશમા આજે મળતી કેળવણીને આ શ્લોક લાગુ નથી પડતો શુ?

સાચી વિદ્યા તો કલ્પલતા પ્રમાણે

किमपि दा पुष्णाति सर्वात्मना मातेव रक्षति। पितेव हिते नियुङ्क्ते।
कान्तेव चापि रमयत्यपनीय खेदम्।लक्ष्मीं तनोति। वितनोति च दिक्षु कीर्तिम्।

અહાહા, किं किं न साधयति कल्पलतेव विद्या !

માટે જ विद्याधनं सर्वधनप्रधानम् એમ કહેલુ છે.

न तत्र धनिनो यान्ति यत्र यान्ति बहुश्रुता ॥

જેમ વિદ્યા ઐહિક અને પારલૌકિક લાભો મેળવી આપે છે તે જ પ્રમાણે મેળવેલી વિદ્યા જન્માન્તરમા પણ ઉપયોગી થાય છે, એવી આપણા લોકોની શ્રદ્ધા છે, અને એ શ્રદ્ધાથી જ ઘરડાઓ પણ બાળકની પેઠે શીખવા બેસે છે.

गतेऽपि वयसि ग्राह्या विद्या सर्वात्मना बुधैः।
यद्यपि स्यान्न फलदा सुलभा सान्यजन्मनि ॥

કેળવાયેલા માણસનું જીવન વ્યવસ્થિત હોય છે. હમેશાં તે ઉદ્યોગમાં રહે છે. પહેલેથી વિચાર કરીને હેતુપુરઃસર તેનાં કામો થતાં હોય છે. પરિસ્થિતિને કે મનની લહેરને એ વશ નથી થતો. આ દૃષ્ટિથી જોતાં આજના આપણા ગ્રેજ્યુએટોમાં કેટલા જણ કેળવાયેલા ગણાય?

निश्चित्य यः प्रक्रमते नान्तर्वसति कर्मणः ।
अवन्ध्यकालो वश्यात्मा स वै पण्डित उच्यते ॥

આવું જેનું વ્યવસ્થિત જીવન હોય તેને શોક અથવા ભય રાખવાનું કારણ જ ન રહે, કેમકે

शोकस्थानसहस्राणि भयस्थानशतानि च ।
दिवसे दिवसे मूढमाविशन्ति न पण्डितम् ॥

અને વિઘ્નો આવે તોયે કેળવાયેલો માણસ સ્થિતપ્રજ્ઞ હોવાથી પોતાનું કર્તવ્ય કર્મ છોડતો નથી. તે તપસ્વી હોવાથી શીત, ઉષ્ણ, ભય અથવા રતિને લીધે મોહ પામીને કર્તવ્યચ્યુત થતો નથી.

यस्य कृत्यं न विघ्नन्ति शीतमुष्णं भयं रतिः ।
समृद्धिरसमृद्धिर्वा स वै पण्डित उच्यते ॥

આવી કેળવણી જ્યારે મળશે ત્યારે જ દેશનો ઉદ્ધાર થશે. આવી કેળવણી શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ અને શિષ્યવત્સલ ગુરુ પાસેથી જ મળી શકે.

गुरुगतां विद्यां शुश्रूषुरधिगच्छति ।

બીજે સ્થાને લખ્યું છે,

गुरुशुश्रूषया विद्या पुष्कलेन धनेन वा ।

આજે તો આ બેમાંથી એકે નથી.

કેળવણીની પદ્ધતિ વિષે નીચલો શ્લોક સંપૂર્ણ નથી છતાં મહત્ત્વનો છેઃ

यः पठति<br>लिखति<br>पश्यति<br>परिपृच्छति<br>पण्डितानुपाश्रयति

तस्य दिवाकरकिरणैः<br>नलिनीदलमिव<br>विकास्यते बुद्धिः

આ શ્લોકમાં સૂર્યકિરણ અને કમલવિકાસનો દૃષ્ટાન્ત કેટલો સમર્પક છે અને કેળવણીની આધુનિક વ્યાખ્યા સાથે કેટલો મળતો છે એ જોવા જેવું છે. ગુરુએ શિષ્યમાં જ્ઞાન રેડવાનું નથી, શિષ્યની બુદ્ધિ એ કંઈ વાસણ કે ઠામ નથી; તે એક કમળ છે. સૂર્યની પેઠે દૂરથી જ પોતાનાં પ્રખરસૌમ્ય કિરણોથી તેનો વિકાસ કરવો છે એ આદર્શ અધ્યાપકોને તેમનો ધર્મ શીખવશે.

વિદ્યાનો મોટામાં મોટો લાભ તો એ છે કે માણસ સ્વાર્થ ભૂલી જાય

છે અને તેની દૃષ્ટિ નિર્મળ થાય છે માટે જ વિધાને વિષે

नेत्रं तृतीयं च सा

એમ કહેલું છે. આજની કેળવણી એથી એકદમ ઉલટી છે. નિર્મળ દૃષ્ટિ ઉપર પણ મોહપટલ ઉત્પન્ન કરે એવી છે. આવી કેળવણી શા કામની અને આવું જીવન શા ખપનું ?

किं तस्य मानुषत्वेन
बुद्धिर्यस्य न निर्मला ।

શુદ્ધિ નિર્મળ થશે ત્યારે જ રાગદ્વેષ નષ્ટ થશે, મનમાંથી હિંસા નીકળી જશે અને ભૂતમાત્ર ઉપર પ્રેમ ઉપજશે. ભગવાન કહે છે,

आत्मवत्सर्वभूतेषु
य पश्यति स पश्यति ।

તે જ કેળવાયેલો. તેને વિષે શોક મોહ હોઈ જ ન શકે.

तत्र को मोहः कः शोक
एकत्वमनुपश्यत ।

માટે જ કહ્યું છે કે

सा विद्या या विमुक्तये ।

# અંગ્રેજી કેળવણી

શ્રી. આનન્દ કુમારસ્વામીએ અંગ્રેજી કેળવણીનુ આવું વર્ણન કર્યુ છે :

'આપણે ત્યાં અંગ્રેજી રાજ્યની એવી વિચિત્રતા છે કે જે વસ્તુએ હિન્દુસ્તાનના લોકોનું ભારેમાં ભારે નુકસાન કર્યું હોય તે જ વસ્તુઓ આપણને આપણે માટે આશીર્વાદરૂપ ભાસે છે. આનો સચોટ દાખલો તે કેળવણી.

ભલા કે બૂરા ઇરાદાથી કેળવણી કરીને જે વસ્તુ આપણા લોકોને અપાય છે તેણે હિન્દુસ્તાનના રાષ્ટ્રીય ઉત્કર્ષ પર જેવડા મરમના ઘા માર્યા છે તેવડા બીજી કોઇ વસ્તુએ માર્યા નથી

આજે આપણે સ્વરાજ્યને માટે લાયક છીયે તેનું કારણ આ કેળવણીને લીધે થયેલો આપણો સુધારો નથી, પણ અંગ્રેજી કેળવણીની પદ્ધતિએ આપણી રાષ્ટ્રીય સંસ્કૃતિનો અને આપણી ખાસ સંસ્થાઓનો તિરસ્કાર અને નાશ કર્યા પછી અને આપણી રાષ્ટ્રીયતાનો નાશ કરનાર કલ્પનાઓ આપણામાં ફેલાવ્યા પછી પણ આપણામાં જે થોડુંક રાષ્ટ્રીય જીવન બચવા પામ્યું છે તેને જ લીધે આપણે સ્વરાજ્યને માટે લાયક રહ્યા છીયે '

આપણે ભોળા અજ્ઞાન હતા, સંકુચિત દૃષ્ટિ વાળા હતા, આપણુ આખું જીવન જાતજાતના વહેમોથી ઓતપ્રોત હતું, આપણે દુનિયા વિષે કશુ જાણતા ન હતા, સ્વતન્ત્રતાની સિલ્લત આપણે ચાખી ન હતી, ટુકામા કહીયે તો આપણે જીવવાને નાલાયક હતા, તેવે સમયે અંગ્રેજી કેળવણીએ આવીને આપણો ઉદ્ધાર કર્યો એવી સામાન્ય માન્યતા છે. કોઇ અંગ્રેજી કેળવણી સામે તકરાર કરે તો તેના હિમાયતીઓ કહે છે કે ભાષાએ શુ પાપ કર્યું છે? જેવી દુનિયાની અનેક ભાષાઓ તેવી જ અંગ્રેજી માત્ર તે વધારે ખેડાયેલી અને સમૃદ્ધ છે, જ્ઞાનનો એક પણ એવો વિષય નથી કે જેના ઉપર અંગ્રેજી ભાષામા ગ્રન્થો નથી અને અંગ્રેજો તો સિપાઇની પેઠે દુનિયાના બધા જ પ્રદેશોમા ફરી આવનાર એક જાતિ છે, તેથી અંગ્રેજી ભાષાથી આપણો દુનિયા સાથેનો પરિચય વધે છે અંગ્રેજી કેળવણી બધી રીતે આશીર્વાદરૂપ જ નીવડી છે મુબઇ સરકારના હાલના શિક્ષણમન્ત્રીએ એક વખત કહ્યુ હતુ કે અંગ્રેજ લોકો વગરનુ હિન્દુસ્તાન કલ્પી શકાય પણ અંગ્રેજી ભાષા વગરનુ હિન્દુસ્તાન કલ્પનામા પણ આવવુ મુશ્કેલ છે

આ ઉદ્ગારો અંગ્રેજી કેળવણીના વિજયનાસૂચક છે જે કામ ડાયર જેવા અમલદારોની ગોળીથી ન થઇ શક્યુ તે અંગ્રેજી કેળવણીથી થઈ શક્યુ છે લોકો કહે છે ભાષાએ શુ પાપ કર્યું છે? પણ ભાષા કાઇ વ્યાકરણ અને શબ્દકોષ એટલુ જ નથી ભાષા એટલે તે ભાષા બોલનાર લોકોનો સ્વભાવ, તેમનો ધર્મ, સમાજ વિષેની તેમની કલ્પના, શુ વખાણવુ અને શુ વખોડવુ એ વિષેના તેમના સૂક્ષ્મ સિદ્ધાન્તો અને રિવાજો ભાષા એટલે સમાજનો પ્રાણ, સમાજની મૂડી અને સમાજનો વારસો. અંગ્રેજી ભાષામા જ કેળવણી લેવી, કુમળી વયમા બધી જાતના સંસ્કારો અંગ્રેજી પુસ્તકોમાથી જ લેવા, એનો સીધો અર્થ અંગ્રેજોની જાતમા ઘૂસી જવુ એ જ થાય છે આપણે અંગ્રેજી રાજ્ય સામે હિંમત બતાવીયે છીયે, અંગ્રેજી રહેણીકરણી આપણે માટે અનુકૂળ નથી એ પણ હવે જાણતા થયા છીયે, પાશ્ચાત્ય સુધારા નીચે માનવી કલ્યાણનો પાયો નથી એમ આપણે સાભળીયે છીયે, યુરોપની હાલત આપણે જોઇયે છીયે, છતા માનીયે છીયે કે અંગ્રેજ લોકોનો સ્વભાવ અને અંગ્રેજ લોકોનો આદર્શ જેની અંદર ભરેલો છે તે ભાષામા જ છોકરાઓને કેળવણી આપવી એ જોખમભરેલુ નથી

અંગ્રેજી કેળવણી એટલે પ્રૉટેસ્ટન્ટ કેળવણી અંગ્રેજી કેળવણી એટલે પરલોક વિષે બેદરકાર રહેવા ઉપદેશ કરનાર કેળવણી અંગ્રેજી કેળવણી લીધેલો માણસ દયા કરવાનો, માયા રાખવાનો કે માણસાઈ કેળવવાનો વિચાર ભાગ્યે જ કરે, છે તેના મ્હોમા તો જીવનકલહ, હક, ન્યાય, આર્થિક દૃષ્ટિએ ફાયદાકારક, કુદરતનો કાનુન, એવા એવા શબ્દો જ હમેશા હોય છે અંગ્રેજી કેળવણી આપણને કુટુમ્બધર્મ ભૂલાવી સિકન્દર્મ શીખવે છે

કેટલાક કહે છે કે અમુક વિચારો ધગવવા વિષે તમારા પર કોઈ જબરાઇ તો કરતુ નથી. અને અંગ્રેજી સાહિત્યમા ઉચ્ચ વિચારો નથી એમ તો કહેવાય જ કેમ ? વાત સાચી છે. જબરાઇ નથી પણ માયાજાળ છે. અને ઉચ્ચ વિચારો કયા સાહિત્યમા નથી ? પણ આપણી દૃષ્ટિ આગળ આદર્શ કયો મુકવામા આવે છે એ જ સવાલ છે. અશ્લીલ નાટકોમાથી પણ બોધ વચનો તો જડી જ આવે છે, પણ તેની અસર થતી નથી. અસર થાય છે વિલાસ અને હલકાઈની. આ ઉપમા જરા ભારેપડતી ગણાય. કહેવાનો ઉદ્દેશ એટલો જ છે કે જે લોકોની ભાષા મારફત કેળવણીના પ્રથમ સંસ્કાર આપણે લઈયે છીયે તેમના સ્વભાવની છાપ આપણા ઉપર પડ્યા વગર રહેતી નથી. સ્વભાષા મારફત બાળકોને કેળવણી આપીયે એટલે આપણી સંસ્કૃતિના ગુણદોષ બાળકોમા ઉતરે અને જો કેળવણીની પદ્ધતિ સારી હોય તો નવી પેઢી તેમાથી ઉન્નતિના અંશ શોધી શકે. પરદેશી ભાષામાથી કેળવણી લઇયે એટલે પારકા લોકોના ગુણદોષની છાપ પડ્યા વગર રહે જ નહિ. અને પરાયા ગુણો પચાવવા અઘરા હોવાથી ઘણીવાર તેમના દોષોનું જ અનુકરણ થાય છે, અને એમ આખી ચિત્તવૃત્તિ બગડી જાય છે તે જુદું.

આપણે અંગ્રેજી કેળવણી લેવાનુ શરૂ કર્યું તે કાઇ અંગ્રેજોના ધર્મ કે સમાજરચના વિષેના આદરને લઈને નહિ, પણ મોટે ભાગે સરકારી નોકરી મેળવવાને લોભે અને કાઇક અંશે સ્વચ્છન્દ કરવાની બુદ્ધિથી ત્યારપછી અંગ્રેજ લોકોએ કહ્યું કે હિન્દુસ્તાનની સમાજરચના કરતા યુરોપીય સમાજરચના શ્રેષ્ઠ છે. અંગ્રેજો આ દેશના રાજ્યકર્તા થયા તેથી જ આપણે તેમનો દાવો સ્વીકાર્યો દેશપરદેશ વિષેના જ્ઞાનમા અને ભૌતિક શાસ્ત્રોમા તેમણે કરેલી પ્રગતિ જોઇ આપણી ખાતરી થઈ કે અંગ્રેજો આપણા કરતા ડાહ્યા છે. પણ ડાહ્યા એટલે કાઇ સુધરેલા નહિ, ડાહ્યા એટલે કાઇ ધર્મનિષ્ઠ નહિ આપણામા જો ધર્મતેજ હોત તોપણ આપણે અંગ્રેજોથી અંજાઇ ન જાત પણ દુર્દૈવે તે બાબતમા આપણા દેશમા મંદગત હતી, એટલે બધી જ રીતે અંગ્રેજી કેળવણીના ફેલાવાને માટે અનુકૂળ સમય હતો.

હવે અંગ્રેજી કેળવણીને લીધે આપણામા કયા કયા ફેરફાર થયા છે તે જોઇશુ.

સૌથી પહેલો ફેરફાર તો એ થયો કે પોતાની હાજતો વધારવામા અને ગમેણી ખરચાળ કરવામા કશો દોષ નથી પણ ઉલટુ સમાજહિત જ છે એમ આપણે માનવા લાગ્યા આને લીધે પરદેશી વેપાર વધ્યો અને આપણી નાણાની કોથળીમા અનેક કાણા પડ્યા.

બીજો ફેરફાર એ કે પોતાના સમાજ વિષે તિરસ્કાર ઉત્પન્ન થયો અને જ પરિણામે આપણે સમાજની મદદ કરતાં નાણાની મદદથી બધુ ચલાવ-

વાની સગવડ શોધવા લાગ્યા અને દહાડે દહાડે સમાજમા રહેનાર લોકોનો પરસ્પર સબધ તૂટતો ગયો

ત્રીજો એક ફેરફાર એ થયો કે ભણેલો માણસ પોતાની સાહિત્ય સબન્ધી ભૂખ કે તરસ અગ્રેજી સાહિત્ય દ્વારા જ મટાડતો હોવાથી સ્વભાષાનું ઉચ્ચ સાહિત્ય ખોરવાઈ પડયુ. એનુ જ્યા અધ્યયન પણ ન થાય ત્યા એમા ઉમેરો તો ક્યાથી જ થાય ?

ચોથો ફેરફાર એ થયો કે આપણે અગ્રેજી જાણનાર લોકોને જ શ્રેષ્ઠ સમજી તેમની પાસેથી નામના મેળવવાને આતુર થયા અને પોતાના લખાણો અગ્રેજીમા જ લખવા લાગ્યા હિન્દુસ્તાનના કેળવાયેલા વર્ગે સસ્કૃત અને દેશી ભાષાના ગ્રન્થોના અગ્રેજી અનુવાદ કરી અગ્રેજી ભાષાને ઘેર ઓછી ગુલામી કરી નથી હિન્દુસ્તાનને જીતનાર જાતિને આપણા વિદ્વાન લોકોએ આપેલો આ કર બહુ જ ભારે છે.

આપણી રાજદ્વારી હીલચાલ પણ આપણે અગ્રેજી ભાષામા જ ચલાવી, જેથી રાજ્યકર્તાને સરસ કેળવણી મળી અને રાજ્યકારભાર કરવાની કુશળતા પણ મળી ગઇ તેના પ્રમાણમા આપણા લોકોને સ્વરાજ્યની કેળવણી કરી મળી જ નહિ

અગ્રેજી જાણનાર લોકોની એક જુદી જ ન્યાત પડી ગયેલી છે તેઓ અગ્રેજી નહિ જાણનારા રાષ્ટ્ર સાથે સમભાવ ધરાવતા નથી, તેમના વિચારો સમજી શકતા નથી પોતાના વિચારો તેમને સમજાવી શકતા નથી, અને તેમના પ્રત્યે કઇક તુચ્છભાવ કેળવે છે

અગ્રેજી કેળવણી દ્વારા લીધેલુ જ્ઞાન વન્ધ્ય નીવડે છે તે દેશી ભાષામા આપી શકાતુ નથી કે જીવનમા સારી રીતે ઉતારાતુ નથી આપણા જૂના સસ્કારો સાથે તેનો મેળ ખાતો નથી અને તેથી જૂનુ બધુ તોડીને ત્યા પાશ્ચાત્ય સૃષ્ટિની એક નકલ ઉભી કરવાને તે મથે છે બે જ જમાનાની અદર આખા રાષ્ટ્રને સસ્કૃતિની દૃષ્ટિએ દેવાળીયુ અને ભીખારી બનાવવાનુ સામર્થ્ય આ કેળવણીએ બતાવેલુ છે

અગ્રેજી કેળવણીથી જીવનમા સ્વચ્છન્દ નુ તત્ત્વ એટલુ બધુ આવી ગયુ છે કે વિવેક અને મર્યાદા બન્ને સમાજમાથી ભૂસાઈ ગયા છે માનસિક અને નૈતિક નબળાઈથી લાગવી જોઇતી શરમ જતી રહી છે, અને જેમ જેમ સ્વચ્છન્દ વધે તેમ તેમ નૈતિક આદર્શ નીચે ખેચવા તરફ ભણેલા લોકોનુ વલણ જોવામા આવે છે

અગ્રેજી કેળવણીથી ભૌતિક શાસ્ત્રોમા આપણે કાંઈ ભાર ઉમેરો કર્યો નથી દુનિયામા કૃતજ્ઞતા ઉપજે એવુ સાહિત્ય આ મોટા મસ્મારી દેશના

પ્રમાણમા આપણે કશુ જ ઉપજાવ્યું નથી.

પરદેશ જવુ એ કાંઈ આખા રાષ્ટ્રનો ઉદ્દેશ ન જ હોઇ શકે. હજારમા ભાગ્યે જ એક માણસ પરદેશ જતો હશે. તેને માટે આખી કેળવણીનો પાયો અંગ્રેજી ભાષા ઉપર રચવો એના જેવુ ગાંડપણ બીજુ શુ હોઇ શકે?

અંગ્રેજી કેળવણી લીધેલા સામાન્ય લોકો અંગ્રેજી રાજ્યનો ગમે તેટલો દ્વેષ કરતા હોય, તોપણ આચરણમા તેઓ અંગ્રેજી રાજ્યને ટેકો જ આપે છે. સ્વરાજ્યની હીલચાલમા જે આકરા ભોગો આપવા જોઇયે અને રાષ્ટ્રીય દૃષ્ટિમા જે ફેરફાર કરવો જોઇયે તેમા આ અંગ્રેજી ભણેલા લોકો જ વિઘ્નરૂપ થઈ પડે છે પાણી બહાર માછલીની જે દશા થાય છે તેવી જ દશા આ લોકોની અંગ્રેજી કેળવણીના વાતાવરણ બહાર થઈ જાય છે

અંગ્રેજી કેળવણીને લીધે જ હિન્દુસ્તાનનુ રાજ્યતન્ત્ર અંગ્રેજી ભાષામા ચાલી શકે છે અને તેથી પ્રજા પર વધારે જુલમ થાય છે અને પ્રજાને તે મૂગે મોઢે સહન કરવો પડે છે

અમેરિકાનો કોઇ પણ માણસ પોતાના કુટુંબનો ઇતિહાસ લખે ત્યારે એને પોતાના કુટુંબનો મૂળ પુરુષ યુરોપમા શોધવો પડે છે આપણા અંગ્રેજી ભણેલા લોકો પણ કોઇ પણ વિષય પર જ્યારે વિચાર કે વિવેચન કરે છે ત્યારે તેમને હમેશા યુરોપની પરંપરા, ત્યાનો અનુભવ અને ત્યાની દલીલો પ્રમાણ તરીકે લેવાની ટેવ પડેલી હોય છે એટલે આપણે પોતાનો વારસો છોડી પરાયા વારસા પર પ્રતિષ્ઠિત થવા માગીયે છીયે વર્ણસંકર એટલુ જ આ બાબતે સાચું છે

આટલુ બધુ નુકસાન હોવા છતા આપણે અંગ્રેજી ભણીયે છીયે શાને લોભે? એટલા જ ખાતર કે થોડી કમાણી વધારે થાય અને રાજદરબારમા થોડી પ્રતિષ્ઠા ભોગવવી પડે પણ એ કમાણી પરદેશી વસ્તુનો વેપાર કરી અથવા પરદેશી સરકારને જુલમ કરવામા પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે મદદ કરી મેળવવાની હોય છે અને કોઈ મજૂર જેમ કન્ટ્રાકટરનો પટાવાળો થઈ ગયા પછી પોતાની જ જાતિનો તિરસ્કાર કરવામા પોતાને કૃતાર્થ માને છે, તેમ સ્હેજસાજ અંગ્રેજી ભણેલા લોકો પોતાના અંગ્રેજીના જ્ઞાનથી ફૂલાઈ જઈ પોતાના જ સમાજ તરફ તોછડાઈનુ વર્તન રાખે છે સારા સરકારી લોકોમા એવો દોષ ઓછો જણાય છે, અને તેમની સામાજિક પ્રતિષ્ઠાને લીધે તે ઢંકાઈ પણ જાય છે પણ આ પરિસ્થિતિને લીધે દેશનો તંત્રસંધ પાર વિનાનો થાય છે

ટુકામા કહીયે તો અંગ્રેજી કેળવણીને લઇને આપણે પોતાની સંસ્કૃતિ ખોઈ બેઠા, સમાધાન ખોઇ બેઠા, સમાજનો સંપ તોડી નાખ્યો, સ્વદેશનું ધન

પરદેશ મોકલ્યું, દીન બની પારકાઓની જાતજાતની ગુલામી કરી અને સ્વરાજના રસ્તામાં મોટા અન્તરાય રૂપ થઈ પડ્યા. એ બધા દોષો દીવા જેટલા સ્પષ્ટ હોવા છતાં આપણે તે જોઈ શકતા નથી એ પણ એ કેળવણીની જ અસર. હિન્દની પાયમાલીનાં બીજાં બધાં કારણો લોકો સહેલાઈથી સ્વીકારશે, પણ અંગ્રેજી કેળવણી પણ આપણી પાયમાલીનું એક મોટું કારણ છે એમ કહેતાં કેટલાય લોકો પોતાનો સખત વિરોધ જાહેર કરશે એ દેખીતું છે; કેમકે બીજાં કારણોની અસર આપણા પોશાક પર, આપણા ગજવા પર, આપણી કુટુંબ-વ્યવસ્થા પર અથવા આપણી તંદુરસ્તી પર થઈ હશે, પણ અંગ્રેજી કેળવણીની અસર તો આપણા મગજ અને હૈયાં ઉપર જ થઈ છે.

હિન્દુસ્તાનમાં કોઈ પણ માણસ કોઈ પણ કાળે અંગ્રેજી ન જ ભણે એમ કહેવાનો અહીં આશય નથી. અંગ્રેજીને કેળવણીમાં સ્થાન ન હોય. કેળવણીના સંસ્કારો પૂરા થયા પછી જેને અંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવવું હોય તે ભલે મેળવે. તેમાંથી તે ઘણો લાભ મેળવી શકશે. કેળવણીમાં અંગ્રેજીને સ્થાન આપવું જ હોય તો તે જેટલું મોડામાં મોડું અપાય તેટલું વધારે ઠીક. કેમકે સ્વદેશી, સ્વકર્મ, સ્વધર્મ, સ્વભાષા અને સ્વરાજ્યના સંસ્કારો દૃઢ થયા પછી જ અંગ્રેજી સાહિત્યનો કોઈ અભ્યાસ કરે તો તેમાંથી તે ઘણો લાભ ઉઠાવી શકે, અને સ્વદેશને તેમજ ઇંગ્લંડને ઘણો લાભ આપી શકે. આજે અંગ્રેજી કેળવણીને લીધે આપણી જે રાષ્ટ્રીય હાનિ થતી જાય છે તે તુરત અટકાવવાની જરૂર છે.

## રાષ્ટ્રીય શિક્ષણ

અંગ્રેજી શિક્ષણ લેવા માંડ્યાને આપણને લગભગ સો વર્ષ જ થયાં. જે ઉત્સાહથી આપણે અંગ્રેજી રાજ્યને વધાવી લીધું તેટલા જ ઉત્સાહથી આપણે અંગ્રેજી કેળવણીને વધાવી લીધી. અંગ્રેજી કેળવણીથી આપણો દરેક રીતે ઉદ્ધાર થશે એવી મહાન આશાઓ આપણે બાંધી. અંગ્રેજ સરકાર પાસેથી રાજકીય હકો મેળવતાં ફક્ત અંગ્રેજી કેળવણીના અભાવનો વાંધો છે એમ સરકારે આપણને મનાવેલું. આ બન્ને વિષે જેમને મોહ ન હતો એવા ઘણા લોકો અંગ્રેજી કેળવણીને લીધે પ્રાપ્ત થતા ધનલાભ અને અંગ્રેજી વિદ્યાથી મળતી સામાજિક પ્રતિષ્ઠાથી એટલા બધા અંજાઈ ગયા હતા કે આ વિદ્યાથી દેશનું સાચે જ ભલું થશે કે કેમ એનો તેમને ઊંડો વિચાર કરવાનું ન સૂઝ્યું.

એ વર્ષ કેડે આપણે જોઈ શકીએ છીએ કે આ સર્વે બાબતોમાં આપણે નિરાશ થવાનું જ રહે છે. હવે આપણને લાગી ગયું છે કે આપણો ઉદ્ધાર આપણે જ હાથે થઈ શકે. બીજી પ્રજા કે બીજી પ્રજાની કેળવણી એ આપણો ઉદ્ધાર ન કરવા ઇચ્છે, ન જ કરી શકે. આપણું સાહિત્ય આપણી સંસ્કૃતિને અનુરૂપ હોય, આપણું શિક્ષણ આપણી સંસ્કૃતિને પોષક હોય તો જ આપણી કેળવણી તેજસ્વી અને આપણું જીવન પ્રાણવાન થાય. એનો અર્થ એ નથી કે આપણે બીજી પ્રજા પાસેથી કશું લેવાનું ન હોય કે બીજી ભાષા શીખવાની જરૂર ન હોય; પણ આપણી કેળવણીનું લક્ષ્યબિન્દુ આપણું સ્વત્વ જાળવવાનું અને આપણી પોતાની સંસ્કૃતિનો વિકાસ કરવાનું જ હોવું જોઈએ.

પણ તે છતાં આ કરવાને માટે રાષ્ટ્રમાં કેટલીક તેજસ્વિતા અને શ્રદ્ધા હોવી જોઈએ. પરતન્ત્ર દશામાં તે નથી હોતી એવો સાર્વત્રિક અનુભવ છે. પરતન્ત્ર પ્રજા ઉચ્ચ અભિલાષા રાખતાં પણ બ્હીએ છે. ભાવિ ઉત્કર્ષ કરતાં પ્રસ્તુત દુર્બળતા તેની દૃષ્ટિ આગળ વધારે સત્ય દેખાય છે, અપવાદરૂપ પરવશતા તેને સનાતન નિયમ જેવી ભાસે છે, અને આત્મશ્રદ્ધાની કમાન એકદમ ઢીલી પડેલી હોય છે. જેમ રોગગ્રસ્ત અથવા ભયભીત માણસ કાંઈ પણ દૃઢતાભર્યો કાયમનો નિશ્ચય કરવાને નાલાયક હોય છે, કેમકે તે તદ્દન દીન દશામાં હોઈ તેના આત્મપ્રત્યય અને સ્વાભિમાન ગળી ગયેલાં હોય છે તેમ પરતન્ત્ર પ્રજાનું પણ છે. તેથી રાષ્ટ્રીય કેળવણીનું અંતિમ સ્વરૂપ અત્યાર સુધી આપણે કલ્પી શક્યા નથી. કોઈ દૂરદર્શી, શ્રદ્ધાવાન વિચારક એની આપણને ઝાંખી કરાવે તો તે આપણને મનોરાજ્ય જેવી અવ્યવહારુ લાગે છે. ભવિષ્યકાળનું ઉજ્જ્વળ ચિત્ર પણ શ્રદ્ધાને અભાવે ભૂતકાળનાં નિર્માલ્ય ચિત્રોની નકલ જણાય છે.

આવી સ્થિતિમા રસ્તો પરિપૂર્ણ નક્કી કર્યા વગર અંધારાથી અજવાળા તરફ જેમ બને તેમ જવાનો પ્રયત્ન કરવો એ જ સલાહભરેલું હોય છે. અજવાળું મળ્યા પછી ધ્યેય અને રસ્તો પોતાની મેળે નક્કી થશે. આજે આપણે માટે અજવાળાની દિશા પ્રજાકીય અંકુશ મેળવવામાં છે. આજે અજવાળાની દિશા સ્વભાષાની સેવા કરવામાં અને સેવા લેવામાં છે. આજે અજવાળાની દિશા પ્રજાને તંદુરસ્ત અને કૌવતવાળી બનાવવામાં છે. આજે અજવાળાની દિશા પ્રજાનો આત્મા—પછી તે ગમે તેટલો ક્ષીણ હોય—જાગ્રત કરવામાં છે.

માટે સરકાર પાસેનો પૈસો આપણો હોય તોયે સરકારની નીતિથી દૂષિત થયેલો હોવાથી તેનો સ્વીકાર ન કરીયે; તેની પાસે કેળવણીના રોજ નવા સુધારાઓ કરવાને સાધનોનો અખૂટ ભંડાર હોય, તોપણ જેમ સુન્દરમાં

સુન્દર જાતનું બીજ શેકાઇ ગયું હોય તો તે ઉગી શકે નહિ, તેમ અત્યારી સરકારના હાથની કેળવણી વિદ્યાર્થીમાં ફળી શકે જ નહિ.

આજે કાંઇ ભૂલ થાય તોયે તેમાંથી આપણને શીખવાનું જ રહેશે. ભૂલો કરીને પણ જે શિક્ષણ આપણને પોતાના અનુભવમાંથી મળે તે જ આપણું પોતાનું છે. ઉછીનું જ્ઞાન આપણને લાભદાયી થઇ શકે નહિ.

પણ પારકી ભાષા દ્વારા મેળવેલું જ્ઞાન જીવનમાં રચીપચી જતું નથી. જેટલું જ્ઞાન સ્વભાષામા આપણે મુકી અથવા આપી શકીયે તેટલું જ આપણે પોતાનું કરેલું છે એમ માનવું.

કેળવણી આપણા જીવનમા કેટલી ઉતરી છે તે જાણવાનો આ સુન્દરમાં સુન્દર તાળો છે.

સો વર્ષ સુધી આપણે અંગ્રેજી કેળવણી દ્વારા કેટલું મેળવ્યું છે તે વિષે ભારે વિવાદ છે, પણ આ સો વરસની અંદર આપણી પ્રાચીન પરંપરા સાથેનો આપણો સંબન્ધ તૂટવાથી આપણે જે ખોયું છે તે વિષે બે મત હોય નહિ. ગમે તે વિષયની ચર્ચા આપણા સાક્ષરો જ્યારે કરે છે ત્યારે તેની પૂર્વપીઠિકા ઈંગ્લંડમાં કે યુરોપમા શોધે છે. કોઇ પણ વિષય ઉપર વિચાર કરવો હોય તો તે વિષયની પ્રેરણા અને દિશા પાશ્ચાત્ય લોકો પાસેથી આપણે મેળવવા માગીયે છીયે. આને લીધે પૂર્વપરંપરાનો પ્રાણ આપણને નથી મળતો, અને પૂર્વપરંપરામાં આપણા પુરુષાર્થ વડે સુધારા વધારા કરીને જે નવીનતા લાવી શકાય તેનાથી આપણે તેને વંચિત રાખીયે છીયે.

પારકાની તપશ્ચર્યાથી આપણે ફળ મેળવી શકતા નથી. યુરોપીઅન કેળવણી અને યુરોપીઅન રાજ્યપદ્ધતિની પાછળ યુરોપીઅન પ્રજાની તપશ્ચર્યા અને આપભોગ છે. આપણે અસાર સુધી પોતાની તપશ્ચર્યા ફેંકી દીધી છે અને નવીન કરી તપશ્ચર્યા કરી નથી. આ ભૂલ સુધારવા માટે આપણે આપણું પ્રાચીન સાહિત્ય, આપણા ધર્મગ્રન્થો અને આપણું સામાજિક જીવન એનું ફરીથી અને શ્રદ્ધાપૂર્વક શિષ્યભાવે અધ્યયન કરવું જોઇશે આપણા જીવનમા જે ઉત્સવ હતો તે ધાર્મિક સુધારો કરવા જતા આપણે ખોઈ બેઠા છીયે. અને ઉત્સવ સાથે સંયમ હતો તે પણ આપણી કેળવણીની શંકાખોર પ્રૉટેસ્ટન્ટ વૃત્તિથી આપણે ગુમાવ્યો છે હવે જીવનના દરેક અંગમા ફરી ધર્મતત્ત્વનો પ્રવેશ કરાવી સંયમથી મળતુ સામર્થ્ય અને ઉત્સવથી મળતી પ્રેરણા મેળવવી જોઇયે.

આ સામર્થ્ય અને આ પ્રેરણા શરીર અને મન તંદુરસ્ત હોય ત્યારે જ ટકી શકે છે એ દેખીતુ છે.

અન્યાય અને અનાચાર જોઇને ઉપજ્ન થયેલા પુણ્યપ્રકોપને પરિણામે કંઇ પણ તેજસ્વી અને શુભ કાર્ય હવે થવું જોઇયે એમ આપણને વારંવાર લાગે છે, છતાં આપણે તે કરવાનો નિશ્ચય કરી શકયા નથી અને કીધો હોય તો તે પાર પાડી શકતા નથી. એનું કારણ પણ આપણી શારીરિક અને તેને લીધે આવેલી માનસિક દુર્બળતા જ છે.

પ્રજાનાં શરીર તંદુરસ્ત હોવાં જોઇયે એ વિષે બધે ચર્ચા ચાલે છે, પણ એને માટે અત્યાર સુધી સૂચવેલા ઉપાયો તો સારો ખોરાક, શુદ્ધ હવા અને કસરત એટલા જ છે. આ ત્રણે ઉપાયો મહત્ત્વના છે. તે તરફ દુર્લક્ષ ન જ થવું જોઇયે. પણ આ ત્રણે ઉપાયો ફલદાયી નીવડવાને વાસ્તે જે વસ્તુની આવશ્યકતા છે તે દિશામા યોગ્ય પ્રયત્ન થયેલો જણાતો નથી. બ્રહ્મચર્ય પુરુષાર્થનું મૂળ છે એ સૌ કોઇ જાણે છે, તત્ત્વતઃ સ્વીકારે છે. છતાં વિદ્યાર્થી દશામા છોકરાઓ બ્રહ્મચર્યનું પાલન કરે, તેમના વાતાવરણમાં બ્રહ્મચર્યને વિઘાતક કશું ન રહે એ તરફ આપણે આજ સુધી ઉપેક્ષા જ રાખી છે. આ બ્રહ્મચર્યનું વાતાવરણ ધાર્મિક બુદ્ધિ વગર ઉત્પન્ન થતું નથી એ પણ ધ્યાનમાં લેવું જોઇયે. પાશ્ચાત્ય લોકોની સમાજરચના જુદી છે. તેઓ જે વસ્તુ નિર્દોષ માને છે તે તેમને માટે સાચે જ નિર્દોષ છે એમ માનીયે તોપણ આપણે માટે તે ઘાતક હોઇ શકે છે આપણા ધાર્મિક આદર્શોને લીધે આપણે જે સાદાઈ, પવિત્રતા અને દયા કેળવી શકયા છીયે તે આપણે ન જ ખોવી જોઇયે.

આપણી સાદાઇને લીધે જીવનસંગ્રામ આપણે માટે બહુ અઘરો ન હતો. આપણે નિઃસ્પૃહી અને તેથી તેજસ્વી રહી શકતા આજે એક તરફ શ્રમ કરવાની વૃત્તિ ઓછી થઇ છે અને બીજી તરફ આપણે આપણી હાજતો કારણ વગર વધારી છે. તેથી આજીવિકાનો પ્રશ્ન વિકટમા વિકટ થઈ ગયો છે, અને એ પ્રશ્ન કેવી રીતે ઉકેલવો એ હાલની કેળવણી નથી બતાવતી, તેથી ભારેમા ભારે વિદ્વાનો પણ પામર બની ગયેલા આપણે જોઇયે છીયે. હવે આપણે કેળવણીનું ધોરણ એવુ રાખવું જોઇયે કે જેથી વિદ્યાર્થીની આગળ સાદાઇનો આદર્શ રહે, અને પોતાની સ્વાભાવિક હાજતો પૂર્ણ કરવા જેટલી શારીરિક અને બૌદ્ધિક શક્તિ તેમજ હિંમત તેમનામા આવે. આજીવિકાનો સવાલ જેઓ ઉકેલી શકતા નથી તેઓ આજીવિકા મેળવવાનો સહેલો પણ પામર રસ્તો એટલે નોકરી સ્વીકારે છે. આજીવિકાને માટે સરકાર ઉપર અવલંબીને રહેનાર વર્ગ જો હીન અને પામર બને તો તેમાં કશી નવાઇ નથી.

આજે સરકાર જોડેનો આપણો સહકાર એ બે સરખા ભાગીદારો વચ્ચેનો સહકાર નથી, પણ સ્વામી અને આશ્રિત વચ્ચેનો સહકાર છે. પંજાબ અને ખિલાફતના અન્યાયને લીધે નહિ પણ પોતાની તેજસ્વિતા ફરી પાછી

મેળવવા માટે પણ આ નિર્માલ્ય આશ્રિતવૃત્તિ છોડી દેવી જોઇયે.

આ દૃષ્ટિથી સરકારી નોકર કરતાં વકીલોની સ્થિતિ જરાયે ભિન્ન નથી. તેઓ પણ સરકાર ઉપર જ આધાર રાખે છે. પોતાનો ધંધો સ્વતન્ત્ર અને પ્રતિષ્ઠિત માનનાર વકીલો સરકાર જોડે અસહકાર કરીશું તો અમારૂં શું થશે એવી ધાસ્તી રાખીને બેઠા છે, એ જ સ્પષ્ટ બતાવે છે કે સરકારી કેળવણી આપણને કેટલા પરાવલંબી અને પુરુષાર્થહીન બનાવે છે. અન્ય રીતે આપણે ગુજરાન કરી શકીયે અને ધર્મપાલનને અર્થે ગરીબાઈ વેઠી થોડામાં ચલાવી લઇયે એમ તેમને લાગવું જોઇયે. આ બન્ને વસ્તુ દેશમાં આવે એવી કેળવણી તરત જ શરૂ કરવી જોઇયે.

પ્રજા જ્યારે નિર્વીર્ય, સ્વાર્થી અને પામર બને ત્યારે જ પારકાનું રાજ્ય દેશમાં જામી શકે. એ પામરતામાંથી આપણને સરકાર કેળવણી આપી છોડવશે એ કલ્પના જ ભૂલભરેલી હતી. તેજસ્વી પ્રજા સંખ્યામાં ગમે તેટલી નાની હોય તોપણ તેની ઉપર પારકા લોકો રાજ્ય કરી શકતા નથી; અને તેથી જેને રાજ્યકારભાર હમેશા હાથમાં રાખવો છે તેઓ એવી જ કેળવણી આપે કે જેથી પ્રજા નિરન્તર પરાવલંબી રહે. આજે અંગ્રેજ લોકો આપણા ઉપર રાજ્ય કરે છે. તે વિચાર કરી જોતા, પોતાની સેનાથી નહિ, મશીનગન અને એરોપ્લેનથી નહિ, પોલીસથી નહિ અથવા કાયદાથી નહિ પણ કેળવણી દ્વારા આપણું મન શ્રદ્ધાહીન કરીને. મન સ્વતન્ત્ર હોય તો શરીર ઉપર રાજ્ય ક્યાં સુધી ચાલે ? સરકાર કેળવણી દ્વારા પોતાની ઉપર, પોતાની જાતિની કર્તબગારી ઉપર, પોતાના કાયદા ઉપર, પોતાની શક્તિ અને બુદ્ધિ ઉપર શ્રદ્ધા ઉપજાવે છે, અને પ્રજાને તેના પૂર્વ ઇતિહાસ વિષે, તેના સારાસારવિવેક વિષે, તેના આગેવાનો વિષે અને આડકતરી રીતે તેનાં ધર્મ અને સંસ્કૃતિ વિષે અશ્રદ્ધાળુ બનાવે છે. શું ભજવું અને શું તજવું, શું સારૂં અને શું નઠારૂં એ પોતાની દૃષ્ટિથી જોતા સરકાર આપણને શીખવે છે, અને તેથી માનસિક અને હૃદયનું દૌર્બલ્ય પેદા કરી આપણા ઉપર રાજ્ય જમાવે છે. સરકાર આમ જો ન કરે તો તેને રાજ્ય છોડવું પડે અથવા સ્વતન્ત્ર દેશમાં જેમ હોય છે તેમ પ્રજાના સેવક થઇને રહેવું પડે.

આ રીતે આપણે કોઇ પણ દૃષ્ટિએ જોઇયે તો પ્રજાનું શિક્ષણ પ્રજાએ જ પોતાના હાથમા લઈ પોતાની દૃષ્ટિએ ચલાવવું એ જ અંધારામાથી અજવાળા તરફ જવાનો એકમાત્ર માર્ગ છે એમ સ્પષ્ટ થશે.

આપણી ગુજરાત રાજકીય પરિષદ એ નિશ્ચય ઉપર આવી છે. આખું ભારતીય રાષ્ટ્ર એ જ મતનું છે. એ દિશામા પ્રત્યક્ષ પ્રયત્ન કરવાની ભલામણ બધા આગેવાનોએ કરી છે, અને આપણી પરિષદે એ વિષે ઠરાવ પસાર કર્યો છે.

આ વિચારપ્રવાહ નવો નથી, જૂનો છે. જ્યારે જ્યારે સરકારે પ્રજા ઉપર પારાવાર જુલમ કરીને તેને પરાધીનતાનું તીવ્ર ભાન કરાવ્યું છે ત્યારે ત્યારે સ્વાશ્રયની, સ્વરાજ્યની, સ્વદેશીની અને તેની સાથે રાષ્ટ્રીય શિક્ષણની ભાવનાઓ ખીલી છે. પણ અત્યાર સુધીમાં પ્રજામત પૂરેપૂરો જાગૃત નહિ થયેલો હોવાથી તે ભાવનાઓ થોડાંક છૂટાંછવાયાં સ્મારકો મુકીને શમી ગઇ છે. પણ ખિલાફત અને પંજાબ વિષેના સરકારના અત્યાચારોને લીધે હવે પ્રજાના મોટા સમૂહનો સરકારને વિષે વિશ્વાસ પૂરેપૂરો ઉઠી ગયો છે. સરકારી કેળવણીના તન્ત્રમાં ધીમેધીમે સુધારા કરી તેને રાષ્ટ્રીય સ્વરૂપ આપવાની કલ્પનાનો લોપ થયો છે. સરકાર સાથે અસહકાર કરી અને પોતાના પગ પર ઉભા રહી રાષ્ટ્રીય કેળવણીનુ તન્ત્ર ઉપજાવવાની સલાહ રાષ્ટ્રીય મહાસભાએ પહેલી વાર આપી છે. જે કાર્ય કોઈ પણ વખતે પુણ્યકર્મ હતું તે હાલ રાષ્ટ્રીય ધર્મરૂપ બન્યું છે.

# શિક્ષકોને સન્દેશ

## (૧)

ઘણા શિક્ષકો એમ જ માને છે કે ઉદરનિર્વાહ માટે આપણે શિક્ષકનો ધંધો કરીયે છીયે. દરેક માણસને ઉદરનિર્વાહ કરવો પડે છે. રાજાને પણ ઉદરનિર્વાહ કરવો પડે છે, સંન્યાસીને પણ ઉદરનિર્વાહ કરવો પડે છે. માણસ મોટો ધનિક ન હોય તો તે જે કામ કરે છે તેમાથી જ ઘણુ કરીને તેને આજીવિકા મેળવવી પડે છે એ વાત પણ ખરી છે, પણ તે ઉપરથી એ નથી સાબીત થતું કે ઉદરનિર્વાહને માટે આપણે તે કામ કરીયે છીયે. જે માણસ ઉદરનિર્વાહને માટે જ કામ કરે છે તે ઓછામા ઓછી મહેનત કરીને જેથી ભલી ભાતે ઉદરનિર્વાહ ચાલે એવો જ ધંધો પસંદ કરે. ચોરી ઠગાઇ એ ધંધાઓ ઉદરનિર્વાહ માટે છે ખરા, પણ જ્યારે આપણે નીતિનો વિચાર કરીયે છીયે ત્યારે જ ધંધો પસંદ કરવામા ઉદરનિર્વાહ કરતા બીજું કંઇક તત્ત્વ દાખલ કરીયે છીએ.

અમુક ધંધો કરવાથી આપણે સ્હેજે ખૂબ પૈસા મેળવી શકીયે એમ જાણ્યા છતા આપણે તે કરતા નથી. આપણે કહીયે છીયે, 'તેમા લાભ છે ખરો, પણ તે ધંધો મને રુચતો નથી.' આ જવાબમાં અસ્પષ્ટ રીતે આપણે કર્તવ્યનું તત્ત્વ, સમાજસેવાનું તત્ત્વ અથવા ઇશ્વરી આદેશનું તત્ત્વ દાખલ કરીયે છીયે. જૂના લોકો એમ જ કહેતા કે 'ગુજારો તો ગમે તેમ થઇ રહેશે, પણ ઋષિમુનિઓએ

જે ધંધો આપણા બાપદાદાને બતાવ્યો છે તે જ આપણે કરવો જોઇયે.' આપણે જે ધંધો કરીયે છીયે તે ધર્મપાલનને અર્થે કરીયે છીયે એ ભાવ આપણા કરતાં જૂના લોકોમાં વધારે હતો એમ એ ઉપરથી જણાય છે; અને તેથી જ જે ધંધો તેઓ કરતા તે ધર્મને અનુસરીને જેટલો થાય તેટલો જ કરતા. ધર્મનો ત્યાગ કરીને જો કાંઈ પણ લાભ થતો હોય તો તે અભક્ષ્યાભક્ષણ ગણવો અને તેનો ત્યાગ કરવો એ તત્ત્વ બધા સ્વીકારે છે, પણ ધર્મહાનિથી થતો લાભ જતો કરવા જેટલું નિશ્ચયબળ ધર્મવિહીન કેળવણી-ને લીધે આપણામાંથી ઘણું ઘટી ગયું છે. જે ધર્મને અનુસરતું હોય તે જ પસંદ કરવાની આપણી શક્તિ ઓછી થઈ છે અને તેને બદલે જે આપણને પસંદ હોય તે જ ધર્મ છે એમ સિદ્ધ કરવા માટે આપણે આપણી બુદ્ધિશક્તિ ખરચીયે છીયે. અધર્માચરણ કરવા કરતાં પ્રાણ ત્યજી દેવો બહે-તર છે એ વૃત્તિ આપણા દેશમાં અસાધારણ સાધુઓમાં જ નહિ, પણ સામાન્ય લોકોમાં પણ ઘણી હતી, એ આપણે જોયું છે. ધર્મને માટે ગમે તે અગવડ વેઠવાની શક્તિ આપણાં બૈરાંઓ હજી પણ બતાવે છે. એ શક્તિ એ આપણું રાષ્ટ્રીય ધન હતું, એ જ આપણો પ્રાણ હતો. એ જો આપણે ખોઇ બેસીયે તો આપણી તર્કશક્તિ, આપણી રસિકતા અને આપણી સહિષ્ણુતાની એક કોડીની પણ કિંમત નથી.

આજે જે કેળવણી આપણે લઇયે છીયે અથવા આપીયે છીયે તેમાં ધર્મના, દેશસેવાના, આપભોગના પાઠ નથી એમ નથી, પણ તેનાથી વૃત્તિ કેળવાતી નથી. ધર્મને માટે આપભોગની વૃત્તિ કેળવાય એવું વાતાવરણ જ આપણે ક્યાંય જોતા નથી. નથી તે શિક્ષકોમાં કે નથી તે માબાપોમા; પછી વિદ્યાર્થીઓમાં તો તે ક્યાથી આવે ?

આપભોગની વૃત્તિ સમાજમાથી મરી ગઈ છે એમ હું નથી કહેવા માગતો. આટલા હજાર વર્ષ આપણા ઋષિઓએ જે તપ કર્યું છે તે મરી જવાનું તો નથી, પણ સાચી કેળવણીને અભાવે ધર્મવૃત્તિ ઉપર રાખ છવાઇ ગઈ છે. એ દોષ શુદ્ધ અંગ્રેજી કેળવણીમા છે એમ પણ હું નથી કહેવા માગતો; કેમકે યૂરોપની પ્રજા, ઇંગ્લંડની પ્રજા આસુરી વૃત્તિની હોવા છતા તેની અંદર આપભોગની વૃત્તિ ખૂબ કેળવાય છે. પણ અંગ્રેજી કેળવણી જ્યારે અહીં દાખલ થઇ, અંગ્રેજી રાજ્ય જ્યારે અહીં શરૂ થયું ત્યારે દેશમા અધમ સ્વાર્થવૃત્તિ અને સુખની લાલસા બહુ જ વધી ગઈ હતી. એ વૃત્તિને જ ઉત્તે-જન આપીને અંગ્રેજોએ અહીં પોતાનું રાજ્ય સ્થિર કર્યું. એમ ન હોત તો પૂનામાં પેશ્વાઇ નાશ પામી તેની ખુશાલીમાં એલફિન્સ્ટન સાહેબે જે દક્ષિણા આપી તે પૂનાના અને નાશિકના બ્રાહ્મણો કેમ લેત ! અંગ્રેજી કેળ-વણીથી મોટી મોટી નોકરીઓ મળે છે, પૈસા મેળવીને આપણે એશઆરામ

કરી શકીએ છીએ અને હાથમાં જે કાંઈ થોડો અધિકાર આવે છે તેથી આપણે સમાજની પણ અવગણના કરી ગમે તે સ્વચ્છંદ કરી શકીએ છીએ, એ ભાવના તે વખતથી આપણા લોકોમાં જે પેસી ગઈ છે તે હજી સુધી ઓછા વત્તા પ્રમાણમાં છે જ એ વૃત્તિને લીધે જ આપણે પરતન્ત્ર થયા અને એ વૃત્તિ જ્યાં સુધી રહેશે ત્યાં સુધી આપણે પરતન્ત્ર રહેવાના.

અંગ્રેજી કેળવણીને લીધે બીજી એક ખોટી વસ્તુ આપણામાં દાખલ થઈ છે અંગ્રેજી રાજ્ય પહેલાં શિક્ષકોને આપણે ગુરુજી કહેતા વિદ્યાર્થીઓના નૈતિક અને ધાર્મિક આચરણ ઉપર શિક્ષકોની નજર રહેતી અને શિક્ષકો પણ ચુસ્ત ધર્મનિષ્ઠ રહેતા અંગ્રેજ સરકારે ઉદારભાવ બતાવી ધર્મની બાબતમાં ઉદાસીનતા રાખી તેથી આપણા શિક્ષકો પણ ધર્મ વિષે ઉદાસીન થયા—પોતાના આચરણમાં પણ અને અધ્યાપનમાં પણ હવે તો અંગ્રેજી શિક્ષણ દ્વારા જે એશઆરામ અને નોકરી મેળવવાની આપણા લોકો આશા રાખતા હતા તેમાંથી સોમો ભાગ પણ રહ્યો નથી છતાં સરકારી કેળવણી અને સરકારી નોકરીનો મોહ જેવો હતો તેવો ને તેવો જ રહ્યો છે અને સ્વાર્થત્યાગની વૃત્તિ દહાડે દહાડે ભૂંસાતી જાય છે એમાંથી નીકળી જવાનો રસ્તો શિક્ષકોએ જ પ્રજાને બતાવવો જોઈએ શિક્ષકો જ તરુણ પેઢીના અને તેથી પ્રજાના સ્વાભાવિક ગુરુ છે તેઓએ સૌથી પહેલાં જાગ્રત થવું જોઈએ અને બીજાને જગાડવા જોઈએ

સ્વાભાવિક રીતે શિક્ષકોનો ઉચ્ચ વિચાર સાથે પરિચય હોય છે ઉચ્ચ સાહિત્યનો મર્મ અર્થ કરી બતાવવાનું એમનું કામ હોય છે દેશદેશાન્તરનો ઇતિહાસ તેમને વાંચવો પડે છે નીતિશિક્ષણ સાથે કેટલેક અંશે ધર્મની ચર્ચા કરવી પડે છે શું એની એમના પોતા ઉપર કશી અસર નથી થતી? જૂના પુરાણીઓને આપણે હસીએ છીએ કે પોથીના રીંગણા પોથીમાં એવી તેમની વૃત્તિ હોય છે એ વૃત્તિમાંથી આપણે મુક્ત છીએ કે નહિ એ તપાસવું જોઈએ પોતાનું આચરણ તેજસ્વી છે કે તેજોહીન એનો વિચાર દરેક શિક્ષકે કરવો જોઈએ શિક્ષકનો ધંધો પવિત્રમાં પવિત્ર છે જે આદર્શ બ્રાહ્મણનો કલ્પેલો છે તે જ આદર્શ શિક્ષકનો છે તેથી તેમને માટે સૌથી વધારે અગત્યની વસ્તુ તો પવિત્રતા છે સરકારની ખુશામત કરીને પગારમાં વધારો મળતો હોય તો તે શિક્ષકોને માટે હરામ જ હોવો જોઈએ સરકારને ખુશ કરવા માટે આપણે પ્રજાને તેજોહીન અને પામર ન જ બનાવીએ જે સમાજની આપણે સેવા કરીએ છીએ તે સમાજ આપણો છે અને સરકાર પારકી છે સમાજનું લૂણ ખાઈને આપણે સમાજને દગો ન જ દઈએ

આજે શિક્ષકે પોતાનો ધર્મ શું છે એ તપાસવાની ખાસ જરૂર ઉત્પન્ન થઈ છે યુદ્ધમાં જીત મળ્યાથી આપણી સરકાર ઉન્મત્ત અને બેદરકાર થઈ

છે. ન્યાય અન્યાય ભૂલી જઈ મધ્ય એશિયામા પોતાનું રાજ્ય વધારવાની યુક્તિઓ યોજે છે અને આપણા ઉપરનો અંકુશ વધારે ને વધારે સજ્જડ કરવા માગે છે. ન્યાય અથવા પ્રજાની લાગણી જેમાથી એની સરકાર પરવા નથી રાખતી સરકાર સાથે હમેશા હળીમળીને કામ કરનાર લોકો, સરકાર ઉપર જેમની અપાર શ્રદ્ધા હતી અને સરકાર પણ જેમની ઉપર શ્રદ્ધા બતાવતી હતી એવા લોકો પણ હવે નિરાશ થયા છે વિચાર કરનાર આપણા આગેવાનો હવે પછી સરકાર સાથે સહકાર કરવો એમા નામોશી ગણે છે એવે વખતે આપણે શિક્ષકો શુ કરશુ ? રાજકારણમા આપણે પ્રત્યક્ષ ભાગ લેતા નથી, કેમકે રાજકારણ કરતા પણ મોટું કામ આપણે હાથમા લીધુ છે પણ તેથી શુ આપણે આપણો ધર્મ વિસરી જઈશું ? તેથી શુ સમાજનું નેતૃત્વ—ગુરુપદ આપણે છોડી દઈશુ ? આપણે પૈસાની દૃષ્ટિએ ગરીબાઈમા રહીયે છીયે એટલા માટે શુ બીજાના કરતા આપણે પામર છીયે ? સરકાર જ્યા સુધી ન્યાયથી ચાલે ત્યા સુધી સરકાર પાસેથી આજીવિકા લઈને સમાજની સેવા કરવામા માન રહેલુ હતું જ્યારે સરકારે પોતાનો ધર્મ અને લોકોની લાગણીનો વિચાર ત્યજી દીધો છે ત્યારે પણ જો આપણે નોકરીનો મોહ ન છોડીયે તો મનુ ભગવાન કહે છે તે પ્રમાણે આપણી નોકરી શ્વવૃત્તિ કહેવાય

સરકારી નોકરીનો ત્યાગ કરવો એ શિક્ષકોને માટે સહેલામા સહેલુ કામ હોવુ જોઈએ, કેમકે આજે પણ તેઓ ઓછામા ઓછો પગાર લઈને સમાજની બારેમા બારે સેવા કરી રહ્યા છે સરકારી નોકરી છોડીને એ ને એ જ ગામમા એ ને એ જ છોકરાઓને ભણાવવા માટે તેઓ જો ખાનગી શાળા ચલાવે તો તેમને ઓછો પગાર મળશે એમ નથી સરકાર પણ આજે ક્યા આપણને પેટપૂરતુ આપે છે ? સરકારના નોકર મટી જો આપણે પ્રજાના સેવક બની જઈશુ તો તેમા કશુ ખોવાના નથી બધી રીતે જોતા એની અદર મેળવવાનુંજ રહ્યુ છે. મોટી વાત એ છે કે સમાજમા આપણી પ્રતિષ્ઠા વધશે પ્રજા હવે સમજતી થઈ છે સરકારી નોકર કરતા પ્રજાસેવકને લોકો વધારે માન આપે છે પ્રતિષ્ઠા અને માન વધવાથી આપણુ કર્તવ્યભાન પણ વધારે જાગૃત થશે, આપણી બુદ્ધિશક્તિ પણ દીપી નીકળશે, આપણા છોકરાઓને પણ સારી કેળવણી મળશે, અને આપણે સમાજના આગેવાન તરીકે આપણુ કર્તવ્ય બરાબર બજાવી શકશુ 'બિચારો શાળામાસ્તર' અથવા 'બિચારા 'શાળામાસ્તરનો દીકરો' એવા શબ્દો સાભળવાનો તો પછી પ્રસગ નહિ આવે

આપણુ જ્ઞાન તેજસ્વી છે એમ આપણે બતાવીયે ત્યારે જ આ બધુ થઈ શકે પ્રજા સ્વતન્ત્રતાના હક્કો મેળવવા તત્પર થઇ છે પ્રજાને સ્વતન્ત્ર કેળવણી જોઇયે છે પ્રજાના પુરુષાર્થમા નોકરીના લોભથી આપણે જો ભાગ નહિ લઇયે તો પ્રજા બીજા શિક્ષકો શોધી લેશે ઇશ્વરનો આદેશ છે એટલે

પ્રજાનું ઉત્થાન થશે જ થશે. પણ સાથે સાથે ઇતિહાસમાં લખાશે કે જ્યારે પ્રજાએ સ્વરાજ્ય મેળવવાનો ભગીરથ પ્રયત્ન કર્યો ત્યારે પતિતમાં પતિત વર્ગ આપણો—શિક્ષકોનો હતો, તેઓએ પોતાનું જ્ઞાન વેચી ખાધું હતું, અને તેથી પ્રજાના આગેવાનોને નવો જ શિક્ષકવર્ગ નિર્માણ કરવો પડ્યો.

જૂના વખતમાં પણ શિક્ષકોને ભારે પગાર મળતો એમ નથી. પણ શિક્ષક જ્યાં જતો ત્યાં તેને માન અને પ્રેમથી આવકાર મળતો. ગામના લોકો તેના ઘરની બધી સગવડની ચિન્તા રાખતા. વિદ્યાર્થીઓ તેની સેવા કરવામાં પોતાને કૃતાર્થ માનતા. અને ધાર્મિક વૃત્તિથી કેળવણીનું કામ કરી શિક્ષક અધ્યાપકની પદવી મેળવતો. ધાર્મિક ફરજ ગણી પોતાનું આચરણ અત્યન્ત ઉજ્જ્વળ રાખી, સમાજનો ગુરુ બની અધ્યાપનનું કામ જે કરતો તે જ અધ્યાપક.

આવી વૃત્તિ જો આપણે ફરી ધારણ કરીશું તો ભવિષ્યના ઇતિહાસમાં લખાશે કે સ્વરાજ્યસૂર્ય ઉગ્યો તે પહેલાં—સૌથી પહેલાં શિક્ષકો જાગ્યા, અધ્યાપકો જાગ્યા; તેઓએ અજ્ઞાનપટલ ભેદી બીજાઓને જગાડ્યા અને રાષ્ટ્રીય મહોત્સવમાં આગળ પડતો ભાગ લીધો હતો ત્યારે ભવિષ્યના ઇતિહાસમાં આપણે શું લખાવવા ઇચ્છીએ છીએ?

# શિક્ષકોને સન્દેશ

## (૨)

માણસ પોતાની શક્તિ જેટલું જ કામ કરે છે પણ કેટલાક કામો એવા હોય છે કે ગમે તેમ કરીને તે કામ પૂરતી શક્તિ માણસે લાવવી જોઈએ એવું એક કામ કેળવણીનું છે, અથવા એમ કહેવું જોઈએ કે કેળવણીનું કામ વધારે ને વધારે તેવું થતું જાય છે જૂના કાળમાં જ્યારે સારી કે નરસી પણ સમાજવ્યવસ્થા નિશ્ચિત હતી ત્યારે શિક્ષકનું કામ સહેલું હતું સમાજને શાળા પાસેથી જોઈતી વસ્તુ ઓછી, સાદી અને નિશ્ચિત હતી ચાલતી સમાજવ્યવસ્થા ટકાવવી અને વિદ્યાર્થીઓને લખતા વાચતા કરવા એટલું જ કામ શિક્ષકનું હતું ધાર્મિક આચારવિચારનું જ્ઞાન અને પાલન તથા 'માતાપિતા-ધણી-ગુરુ' પ્રતિ આદર એટલું ઉત્પન્ન કરવા શિક્ષકો પોતાની ઇચ્છાથી મથતા તે જમાનામાં આ કામ સહેલું હતું આજે આ યુગમાં અઘરી વસ્તુ એ જ થઈ પડી છે, કેમકે આજે સામાજિક અને ધાર્મિક આદર્શની બાબતમાં અરાજક, અવ્યવસ્થા અને અનવસ્થા છે.

અંગ્રેજ સરકારે કેળવણી પોતાના હાથમાં લીધી ત્યારે પણ શિક્ષકોનું કાર્ય સહેલું હતું, કેમકે તે જમાનામાં કેળવણીનો ઉદ્દેશ બહુ જ સંકુચિત હતો—આપણા લોકોની દૃષ્ટિથી અત્યન્ત સંકુચિત હતો. પારકા લોકોનું રાજ્ય થયું છે, તેમની ભાષા શીખીયે તો ઠીક નોકરી મળશે; વળી અંગ્રેજ પ્રજા વણિકવૃત્તિવાળી છે, તેમની સાથે વ્યાપાર કરવો જ પડવાનો, ત્યાં પણ અંગ્રેજી જાણતા હોઈયે તો વધારે નફો મેળવી શકીયે; એટલો જ આપણો ઉદ્દેશ હતો. હજી ઘણા લોકોનો અંગ્રેજી તાલીમ લેવામાં એટલો જ ઉદ્દેશ રહેલો હોય છે.

હવે સરકારનો ઉદ્દેશ તપાસીયે. શરૂઆતમાં પોતાની રાજ્યપદ્ધતિ સારી રીતે અમલમાં આવે એટલા વાસ્તે અંગ્રેજી જાણનાર નોકરોની સરકારને જરૂર હતી. તેથી અહીંઆ સરકારે કેળવણી શરૂ કરી. પણ પછી સરકારે કેળવણીની વૃદ્ધિ વધારે વ્યાપક ઉદ્દેશથી કરેલી છે. રાજા પ્રજા વચ્ચે જેટલું વધારે ઐકય હોય તેટલો રાજ્યકારભાર સહેલો થાય છે. માટે કાં તો રાજ્યકર્તાએ પ્રજાના સામાજિક આદર્શ અને પ્રજાની મનોરચના સાથે ભળીને એકરૂપ થવું જોઈયે, કાં તો પ્રજાને એવી કેળવણી આપવી જોઈયે કે પ્રજાજીવનનો આદર્શ અને પ્રજાની મનોરચના—વિચારપદ્ધતિ પોતાને અનુકૂળ થઈ જાય. સરકારે આ બીજો ઉદ્દેશ પોતાની આગળ રાખ્યો છે એમા કશી શંકા કે નવાઇ નથી.

આપણે હવે સ્વરાજ્ય માગીયે છીયે એનો અર્થ એટલો જ છે કે સરકારે આ બીજો ઉદ્દેશ છોડીને પહેલો ઉદ્દેશ દૃષ્ટિ સામે રાખીને તે પ્રમાણે રાજ્યકારભારમા ફેરફાર કરવો. આજે પ્રજા જાગૃત થઈ છે, અને દુનિયા સાથે હિન્દુસ્તાનને પણ યુગાન્તર ( reconstruction ) કરવાનો પ્રસંગ આવ્યો છે. હવે શિક્ષકોનું કામ બહુ જ અઘરૂં અને મહત્ત્વનું થઇ પડેલું છે—પછી તે શિક્ષક કૉલેજનો હોય કે ગામડી શાળાનો હોય, ટ્રેઈન્ડ હોય કે અન્‌ટ્રેઈન્ડ હોય, કન્યાશાળાનો હોય કે અન્ત્યજશાળાનો હોય. આજે કેળવણીનો ઉદ્દેશ છોકરાંઓ લખતાં વાંચતાં અને દાખલા ગણતાં થઈ જાય એટલો જ નથી; અંગ્રેજી સમજતા અને વાપરતાં થઈ જાય એ પણ નથી. ગમે તે ધંધો કરીને પૈસા મેળવતા થઈ જાય એટલો પણ નથી. આજે તો દેશમાં રાજકીય, સામાજિક અને આર્થિક ક્રાન્તિ જ ચાલે છે. આવે પ્રસંગે દેશમાં જે રાજકીય, સામાજિક કે આર્થિક વગેરે જાતજાતની હીલચાલ ચાલી રહી છે તેમની સાથે તણાઇ ન જતા આ બધી બાબતોમાં થતા યુગાન્તરની સાથે શિક્ષકની પરિપૂર્ણ સહાનુભૂતિ હોવી જોઈએ. આપણો જૂનામાં જૂનો આદર્શ અને આ ઘડીની પરિસ્થિતિનો અનુકૂળ મેળ નહિ બેસાડીયે તો બધી કેળવણી ફોકટ છે.

હિન્દુ સમાજની રચના એવી છે કે પ્રાચીન કાળથી ગુરુ અથવા શિક્ષક

એ જ સમાજનો નેતા છે અંગ્રેજી રાજ્યમા શાળામાસ્તરે આ સ્થાન ખોયુ હતુ એનું કારણ શાળામાસ્તરે કેળવણીનુ ધ્યેય બહુ ક્ષુદ્ર કલ્પ્યુ હતુ અને તેણે પોતાનું જીવનધ્યેય પણ બહુ ઉદાત્ત રાખ્યુ ન હતુ હવે પછી એવુ ચાલશે નહિ દરેક શિક્ષકે જાણવુ જોઇયે કે સમાજનુ નેતૃત્વ એ એનો અધિકાર અને ધર્મ છે. ગમે તેમ કરીને શિક્ષકે એ સ્થાનને પાત્ર બનવુ જ જોઇયે સમાજધર્મ અને સંપત્તિ વિષેની આજની દુનિયાની સ્થિતિ તથા દુનિયાના રાજકારણ સાથે શિક્ષકોને પૂર્ણ પરિચય હોવો જોઇયે અને દેશની સંસ્કૃતિ જાગવનાર રાષ્ટ્રીય આગેવાનોએ દરેક વિષય ઉપર કેવા વિચારો બાંધેલા છે એટલું તો ઓછામા ઓછુ જાણવુ જ જોઇયે પછી સમાજ શ્રદ્ધાપૂર્વક એનું નેતૃત્વ સ્વીકારે એટલી એની તપશ્ચર્યા પણ હોવી જોઇયે

આપણા દેશમા સમાજ રાજબળ અને તપોબળ એવા બે જ બળને ઓળખે છે, અને તેની અંદર પણ તપોબળની પ્રતિષ્ઠા વધારે માને છે આ આપણા સમાજની વિશેષતા છે માણસ જેટલો વાસનાને ઓછો આધીન, જેટલુ એનુ જીવન સાદુ અને સંયમી, તેટલુ તેનુ તપ વધારે, સ્વાર્થ અને વિલાસની પામરતા જેની અંદર ઓછી તે તેટલા પ્રમાણમા તપસ્વી. આવી આપણા સમાજની માન્યતા છે

જ્ઞાન અને તપસ્યા એનો સંયોગ એ જ ઐશ્વર્ય છે આ ઐશ્વર્ય દરેક શિક્ષકમા હોવુ જોઈયે જૂની સમાજવ્યવસ્થા, જૂની આર્થિક વ્યવસ્થા અને જૂનુ રાજકારણ હવે ચાલે તેમ નથી આ ત્રણે બાબતમા સમાજને નવો રસ્તો બતાવવો જ જોઈયે કેટલાક કહે છે, શંકરાચાર્ય જેવો કોઇ પ્રતિભાવાન સ્મૃતિકાર હોય તો તેને જ સામાજિક રિવાજ, આચાર અને આદર્શમા ફેરફાર કરવાનો અધિકાર છે, ત્યા સુધી આપણે જૂનુ જાળવી રાખી રહેવુ રહ્યુ હું કહું છુ, આમ બની શકે તો બલિહારી પણ આપણે જૂનુ ટકાવી શક્યા નથી જૂની પ્રથાનો પ્રાણ તો ક્યારનો નીકળી ગયો છે ઉપરનું ખોખુ અથવા મડદુ કોક કોક ઠેકાણે ટકી રહ્યુ છે પણ તેયે સડે છે તેની ગંધ નથી આવતી ? ભાઇઓ, હવે એ અલ્પપ્રાણ અશ્રદ્ધાને ફેકી દો નવા સ્મૃતિકાર તમે જ બનો કાં નહિ તો નવા જમાનાના નવા સ્મૃતિકાર કોણ તે ઓળખી તો કાઢો જ અને અનન્ય શ્રદ્ધાથી તેમને અનુસરો હાલના બધા નેતાઓ સ્મૃતિકાર છે એમ હું નથી કહેતો જેઓએ હિન્દી સંસ્કૃતિનો આત્મા ઓળખ્યો છે, જેઓ પ્રાણવાન છે, જેઓ હાલની નિર્બળ દશામા પણ રાષ્ટ્રમા સુપ્ત અવસ્થામા રહેલી શક્તિ પર શ્રદ્ધા રાખે છે અને તેને જાગૃત કરવા મથે છે તેઓ જ આપણા સ્મૃતિકાર છે તેઓએ સૂચિત કરેલી સ્મૃતિ અખત્યાર કરો, નહિતો જીવનકલહની નાસ્તિક સ્મૃતિ પોતાનું સામ્રાજ્ય જમાવશે, અર્થશાસ્ત્રની નિર્ઘૃણ સ્મૃતિ જારી થશે.

થશે શું ? થવા માંડી છે. ધર્મનો લોપ થાય છે, અસુરવૃત્તિનો વિજય થાય છે. દેવોને મદદ કરવા કટિબદ્ધ થાઓ. ભવિષ્ય શિક્ષકોના હાથમાં છે.

'वर्णानां ब्राह्मणो गुरुः।'

એ જૂનું સ્માર્તવાક્ય નવેસર લખો અને કહો

'प्रजानां शिक्षको गुरुः।'

શાસ્ત્રમાં આમ લખ્યું છે અથવા સરકારી કાનૂન આવો છે, એવી ભાષા તમારા મ્હોડામાં ન શોભે. પ્રજાનું હિત શામાં છે અને મોક્ષનો માર્ગ કયો છે એ પ્રજાને તમારી અથવા તમારા આગેવાનોની અધિકારયુક્ત વાણીમાં બતાવો. ગામડાના રહેનાર ગામઠી શિક્ષકો ! તમારે માટે પણ એ જ સન્દેશો છે. તમને પેટપૂરતું મળતું નથી, ગામડામાં પણ સરકારી અમલદારો તમારી પ્રતિષ્ઠા ટકવા દેતા નથી, એ હું જાણું છું; છતાં આ બધું સહન કરીને તમારે તમારૂં ઉચ્ચ કાર્ય પાર પાડવું જોઇયે. સ્વરાજ્યવાદીઓને હું કહું છું, તમારે સાચું સ્વરાજ્ય જોઇતું હોય, સ્વરાજ્યનો સન્દેશો ઘેરેઘેર પહોંચાડવો હોય તો શિક્ષકોની દૈન્યાવસ્થા દૂર કરો. શિક્ષકોએ પૈસાની લાલચ ન રાખવી જોઇયે, તેમનું જીવન સાદું હોવું જોઇયે, એ વાત સાચી છે. સાથે સાથે એ પણ તેટલું જ સાચું છે કે તેમને પેટપૂરતું મળવું જોઇયે; નહિ તો શિક્ષકોમાં પામરતા પેસી જશે. માટે શિક્ષકોને પેટપૂરતું મળે તેવી ગોઠવણ બનતી તાકીદે કરો. દેશના રાષ્ટ્રીય આગેવાનોએ હિન્દી સંસ્કૃતિનો રાજકીય, સામાજિક, ધાર્મિક, આન્તધાર્મિક, ઔદ્યોગિક આદર્શ શું છે અને હાલના જમાનામાં તે કેવી રીતે અમલમાં મુકી શકાય એ બધું સ્પષ્ટ કરી બતાવવું જોઇયે. તેથી શિક્ષકો સમાજને ઉચિત રસ્તે દોરશે. આજની લડત વિરાટ્ છે. હિન્દી સંસ્કૃતિ ટકશે તો વિશ્વવિજયી થશે એટલી આ લડતની ઉદાત્તતા છે. અને શિક્ષકો એ આપણા સૈનિકો છે. શિક્ષકો પોતાનું આ કાર્ય સમજશે તો તરત જ તેઓ પોતાનું જીવન ધાર્મિક બનાવશે. હિન્દુસ્તાનનો અથવા દુનિયાનો ઉદ્ધાર શિક્ષકોનું જીવન ધાર્મિક થવા ઉપર રહેલો છે.

# રાષ્ટ્રીય વિદ્યાપીઠ

## (૧)

રાષ્ટ્રીય વિદ્યાપીઠ સ્થાપીને ગુજરાતે એક મહાન કાર્ય કર્યું છે. એની મહત્તા આજે સામાન્ય લોકોના ધ્યાનમાં ભલે ન આવે, પણ ગુજરાતના

રાષ્ટ્રીય જીવનમાં આ વિદ્યાપીઠને લીધે ભારે પરિવર્તન થવાનું છે. મુંબઇમાં ઓરીબંદર ઉપર ઘણી ગાડીઓ ઉભી રહે છે; બધી સરખી દેખાય છે; બધીની દિશા પણ એક જ રહે છે; એટલું જ નહિ પણ ઘણીવાર કલ્યાણ સ્ટેશન સુધી બધીનો રસ્તો પણ એક જ હોય છે. આથી અજાણ્યા માણુસને એમ જ થાય કે આપણે ગમે તે ગાડીમાં બેસીયે તો શું ? ફેર કશો જ નથી. પણ ગાડી પસંદ કરવામાં કેટલો ફેર પડે છે એ અનુભવી મુસાફર પહેલેથી જાણી લે છે. એક ગાડીમાં બેસવાથી માણુસ દિલ્હી પહોંચે છે, બીજીમાં બેસવાથી કલકત્તા જાય છે અને ત્રીજી તેને મદ્રાસ લઈ જાય છે. એ જ પ્રમાણે આ વિદ્યાપીઠનું છે. વિદ્યાપીઠનું બંધારણ મુંબઇની યુનીવર્સિટીના જેવું જ લાગે છે. અભ્યાસક્રમ લગભગ સરખો જ છે. કૅાલેજના પ્રોફેસરો ? તે પણ સરકારી યુનીવર્સિટીમાંથી જ નીકળેલા પદવીધરો છે. ચોપડીઓ અગ્રેજી છે અથવા તરજુમીયા ગુજરાતી છે. ફરક ફક્ત બંધારણમાં મળી આવતા કેટલાક નવા નવા સંસ્કૃત શબ્દોનો અને બંધારણ સાથે જોડી દીધેલી એક લાંબી પૂરવણીનો જ હોય એવો ભાસ થાય છે. ભવ્ય મકાન છોડીને અગવડવાળા મકાનમાં આવવાનો ફરક તો છે જ. અને સરકારી નોકરી અથવા કોરટની વકીલાત હવે આપણા ભાગ્યમાં નથી એ જાતની નિરાશા અથવા સમાધાન—નિવૃત્તિ પણ એમાં જનારને રહેલ છે. એટલો જ ફરક આજે જણાય છે. પણ આગળ જતાં આ ફરકને લીધે નરકના રસ્તામાથી બચીને આપણે નંદનવનનો—દેવભૂમિનો રસ્તો પકડ્યો છે એનો અનુભવ વધારેને વધારે થતો જ જવાનો.

રસ્તો દેવભૂમિનો છે ખરો, પણ એ રસ્તે જનાર લોકોમા અમૃતમન્થન કરનાર દેવોની શ્રદ્ધા અને તેમનો પ્રાણ હોવા જોઇયે. ક્ષુદ્ર રત્નોથી તેઓ લલચાઈ ન જાય, હલાહલથી ડરી ન જાય, એટલો ઉત્સાહ અને નિશ્ચય તેમનામાં હોય તો જ અન્તે દેવભૂમિને મુકામે પહોચી શકાશે. વિદ્યાપીઠ સ્થાપવામા ગુજરાતે જે સંકલ્પ કર્યો છે તે પાર પાડવા માટે જેટલો પ્રાણ જરૂરી છે તેટલો પ્રાણ ગુજરાતના આગેવાન અને નવયુવકોમાં જો નહિ હોય તો બોરીબંદરથી નીકળતી લોકલ ટ્રેનની માફક ચાણા કે કલ્યાણ સુધી જઇને જ તે અટકશે. પણ ગુજરાતની તપશ્ચર્યા અને ગુજરાતનું નેતૃત્વ જોતાં અમને શ્રદ્ધા છે કે આ ઢીલચાલના એંજીનમાં લોકલ એંજીનના કરતા વધારે પ્રાણ છે. અમે માનીયે છીયે કે 'હનોઝ દેહલી દૂર અસ્ત' ( ભાઇસાહેબ, દિલ્હી હજી દૂર છે ), એ મૅાન્ટેગ્યુ સાહેબનું વચન ખોટું પાડીને એક વરસની અંદર સ્વરાજ્યની દિલ્હી સુધી પહોંચવાની હામ બીડનાર આમલોકોની આ દિલ્હી એક્સપ્રેસ છે.

ગુજરાતનું રાષ્ટ્રીય વિદ્યાપીઠ વિમુક્તિ આપનાર, સ્વતન્ત્રતાનો પ્રાણ રેડનાર વિદ્યા દેશમાં ફેલાવવા માટે સ્થાપિત થયું છે, રાષ્ટ્રીય ઐક્ય ઉત્પન્ન કરવા

ાટે સ્થાપિત થયું છે. સરકારી નોકરી અને સરકાર મારફતે મળતી પ્રતિષ્ઠા
ા વિદ્યાપીઠના વિદ્યાર્થીઓની દૃષ્ટિ આગળ હરામ છે. પોતાની આજીવિકા
ઘાર્થીઓ સ્વતન્ત્રતાથી મેળવે અને પોતાની તેજસ્વિતા કોઈ કાળે નષ્ટ ન
ય એવી સ્થિતિમાં તેમને મુકે એવું શીન આ વિદ્યાપીઠ વિદ્યાર્થીઓને
ાપશે તો જ તેનો ઉદ્દેશ પાર પડ્યો ગણાશે. અને તેથી આર્થિક, માનસિક
ને નૈતિક સ્વતન્ત્રતા જળવાય એવા ધંધાઓ શોધી કાઢી તેને લાયક
ક્ષણ આપવું એ આ વિદ્યાપીઠનું એક પ્રધાન કાર્ય ગણાશે. આપણા
ર્ષિઓએ જે પ્રાણને લીધે દુનિયામાં અલૌકિક સ્થાન મેળવ્યું હતું તે પ્રાણ
ી પ્રાપ્ત કરવા માટે ઇતિહાસ અને ધર્મનું સંશોધન આ વિદ્યાપીઠને કરવું
શે. ઇશ્વરી યોજનાને લીધે દુનિયાના બધા ધર્મો આ દેશમાં આવીને વસ્યા
આ દેશના પ્રધાન ધર્મે—સનાતન હિન્દુ ધર્મે અહીં આવી વસેલા
ા ધર્મોને અભયદાન આપ્યું છે; એટલું જ નહિ પણ બધા ધર્મો સાથે મિત્રાચારી
મેલી છે. રાષ્ટ્રૈક્ય સાધવા માટે વિદ્યાપીઠે હિન્દુ ધર્મની આ વિશ્વપ્રેમી
તે સ્વીકારીને બધા ધર્મોનું સંગોપન કરવું જોઈશે. ધર્મસહિષ્ણુતા અને
ક રાષ્ટ્રીયત્વ ધાર્મિક અજ્ઞાનથી ન જ ઉત્પન્ન થાય. બધા ધર્મો વિષે
પક્ષપાતી તિરસ્કારની વૃત્તિ માત્ર રાખીને રાષ્ટ્રીય કલ્યાણ ન જ સધાય.
ારનો આદેશ જાણી લઇને એકેએક હિન્દીએ હિન્દુસ્તાનમા પડેલા આ
સમૃદ્ધ અથવા તો ધર્મકુટુંબનું આસ્થાપૂર્વક અધ્યયન કરવું જોઇશે. એ
રસ્તે આ રાષ્ટ્રથી ઇશ્વરી આદેશ પાર પાડી શકાશે; પોતાનું આત્યન્તિક કલ્યાણ
ી શકાશે. એટલા માટે જ ( ૧ ) હિન્દુસ્તાનમા આવેલા બધા ધર્મોનું
ાપૂર્વક અધ્યયન, ( ૨ ) હિન્દુસ્તાનમા ચાલતી મુખ્ય મુખ્ય ભાષાઓનું
માન્ય જ્ઞાન, ( ૩ ) ઇસ્લામી, હિન્દી, ચીની અને જાપાની સંસ્કૃતિના
નો સામાન્ય પરિચય, ( ૪ ) સ્વતન્ત્રતા જાળવી ઉપજીવિકા થઈ શકે
ં ધંધાનું શિક્ષણ અને ( ૫ ) દેશમા સંઘટિત કાર્ય થઈ શકે એટલા
! રાષ્ટ્રીય હિન્દુસ્તાની ભાષા અને સ્વદેશીધર્મની દીક્ષા, આ પંચવિધ
ે વિદ્યાપીઠ આગળ છે. આટલી વસ્તુઓ આ વિદ્યાપીઠ સ્ત્રીઓની,
ત્યજોની કે મજૂરવર્ગની ઉપેક્ષા કર્યા વગર સાધ્યમાં પ્રવૃત્ત કરશે તો જ
નો ઉદ્ધાર થશે અને સ્વરાજ્ય જ નહિ પણ સ્વારાજ્ય (સત્યયુગ) અવ-
શે. વિદ્યાપીઠના સંસ્થાપક અને પ્રવર્તકોમાં એ વિશાળ દૃષ્ટિ અને તે મુજબ
ે કરવાની શક્તિ ઇશ્વર મુકે એવી અમારી પ્રાર્થના છે.

# રાષ્ટ્રીય વિદ્યાપીઠ

## (૨)

'ભક્તિસુધોદય'માં ધ્રુવ કહે છે, 'હે ભગવન્ ! સાવકી મા ઉપર રીસાઇને હું અચળ સ્થાન માગવા તારી પાસે આવ્યો હતો, પણ તેં તો મોટામોટા મુનિઓને પણ અલભ્ય એવું પોતાનું દર્શન આપી દીધું. હું કાચ માગવા આવ્યો હતો, ત્યાં મને રત્ન સાંપડ્યું. હવે વર શું માગું ?'

આપણે પણ સરકાર ઉપર રીસાઇને, સરકારના અન્યાયથી ચીડાઇને કેળવણીને સ્વતન્ત્ર કરવાના ઇરાદાથી આપણું સ્વતન્ત્ર વિદ્યાપીઠ સ્થાપ્યું. કેળવણીમાં અસહકાર કરવાના જ ઇરાદાથી આપણે નીકળ્યા. પણ આપણને સર્વ રીતે અને સર્વ દિશામાં દેશનો ઉદ્ધાર કરવાની કુંચી રાષ્ટ્રીય શિક્ષણમાં જડી ગઇ છે. પારસમણિ ઉપર ઘસવાથી લોઢાનું પણ સોનું થઇ જાય છે, અગ્નિના સંયોગથી કાળો કોલસો પણ ચળકતો ઉજળો થઇ જાય છે, તે જ પ્રમાણે રાષ્ટ્રીય શિક્ષણથી આપણા સામાજિક દોષો મટીને ગુણ થઇ જાય છે. સંસારસુધારાની હીલચાલ જે ન કરી શકી, રાજદ્વારી હીલચાલ જે આટલા દિવસ ન મેળવી શકી, તે પોતાની મેળે આપણી પાસે ચાલતું આવે એવું કરવાની શક્તિ રાષ્ટ્રીય શિક્ષણમા છે. રાષ્ટ્રીય શિક્ષણનો વિશ્વાસ પરિષદોના ઠરાવો ઉપર નથી; રાષ્ટ્રીય શિક્ષણનો આધાર ધારાસભાના કાનૂનો ઉપર નથી. રાષ્ટ્રીય શિક્ષણની શ્રદ્ધા પ્રજાનો પ્રાણ કેળવવામા છે; રાષ્ટ્રીય શિક્ષણની શક્તિ વજ્ર જેવી છે; પણ તે વાપરનારનામા વજ્રકાય કાર્તિકસ્વામીના જેટલું શ્રદ્ધાબળ હોવું જોઇયે

આજે દેશના આગેવાનોએ અને નવયુવકોએ ભારે સ્વાર્થત્યાગ કર્યો છે, ભારે સાહસ ખેડ્યું છે. આ સ્વાર્થત્યાગ અને આ સાહસને છાજે એટલી શ્રદ્ધા, એટલી દીર્ઘદૃષ્ટિ તેમનામાં હોય તો જ ઇષ્ટ પરિણામ હાથમા આવે. આજે સંકુચિત વ્યવહારૂ દૃષ્ટિનું કામ નથી. આજે ભૂતકાળના અનુભવોનાં સરવૈયાં કાઢી તપાસીને કામ લેવાનું નથી. દુર્બળતાના પાયા ઉપર ઇમારત ચણવી નથી. જશ અપજશ ઇશ્વરના હાથમાં છે, પણ આપણો આશય ઉચ્ચ રાખવો કે હીન રાખવો એ તો અવશ્ય આપણા હાથમાં છે. આપણો ઉત્સાહ—આપણો પ્રાણ ઉણો પડ્યા તેથી એક સોનેરી તકનો પૂરો લાભ આપણને લેતાં આવડ્યો નહિ, એમ આપણે વિષે ઇતિહાસમાં ન લખાય એ આપણે જોવું જોઇયે. 'રાષ્ટ્રના જીવનમાં આની તક વારે ઘડીએ નથી આવતી. વરસાદ આખું વરસ વરસતો નથી. પહેલું નક્ષત્ર આપણે ખોયું. તે વખતે આપણે કશું જ વાવ્યું નહિ; જે થોડું વાવ્યું તે

જમીન ખેડ્યા વગર વાવ્યુ બીજું નક્ષત્ર બેઠુ ત્યારે આપણે ભૂમિનો વિચાર કર્યો નહિ, જે વાવ્યું તે આ ભૂમિને અનુકૂળ ન હતું, વાવેલુ ઉગ્યુ, પણ પાક ઉતર્યો નહિ પરદેશી બીજ આ ભૂમિને કેમ ભાવે ? આજે છેલ્લુ નક્ષત્ર બેઠુ છે આજે જમીન ઘણી સારી રીતે ખેડાઇ ચુકી છે ખાતર પણ એને જલિયાંવાલા જેવા બાગોના લોહીનું મળ્યુ છે, આજે જો સ્વદેશી બીજ વાવીશુ તો જ સત્તર આની પાક ઉતર્યા વગર રહેશે નહિ

કેટલાક કહે છે કે જૂની વિદ્યા લઈને શુ કરશો ? જમાનો પલટાયો છે, આજનો વિચાર કરો વાત સાચી છે આજનો જ વિચાર કરવો જોઇયે આ વર્ષને માટે જ અનાજ ઉગાડવુ છે, પણ તેને માટે વાવવુ તો ગયું ગયા વરસનુ જ ધાન્ય આપણો પ્રાણ ભૂતકાળમા સચવાયેલો છે તે ભૂતકાળના કોઠારમા રાખી મુકવાથી કશો લાભ નથી તેને વર્તમાન કાળની ભૂમિમા વાવીશુ તો જ ભવિષ્યકાળનો પાક આપણે હાથ આવશે

હાલની કેળવણી ઉપર આપણે નારાજ તો છીયે, પણ જ્યારે તેને ફેકી દેવાનો વિચાર આગળ આવે છે ત્યારે પરિચયને લીધે તે ફેકી દેતા દુઃખ થાય છે હાલની કેળવણી નિષ્પ્રાણ છે એ આપણે સ્વીકારીયે છીયે પણ જ્યા રાષ્ટ્રનો પ્રાણ આપણી રાહ જોતો વિધુરાવસ્થામા દિવસ ગણી રહ્યો છે ત્યા જવાની આપણે ના પાડીયે છીયે, તે કેમ ચાલે ? આજે ભાગ્યવશાત્ હિન્દુસ્તાનનુ નેતૃત્વ આપણા પ્રાન્તના હાથમા આવી ગયુ છે અશ્રદ્ધાની અમાસમા શ્રદ્ધાનો ધ્રુવતારો ગુજરાતમા જ ચળકે છે બધા પ્રાન્તો શક્તિનો મન્ત્ર સાભળવા ગુજરાત તરફ નજર કરે છે

આવે પ્રસગે રાષ્ટ્રીય દુર્બળતાના પ્રતિનિધિ ગમે તે હોય, પણ રાષ્ટ્રીય સામર્થ્યનું પ્રતિનિધિત્વ તો ગુજરાતે જ સ્વીકારવુ જોઇયે રાષ્ટ્રનુ ઉજ્જ્વલ ભવિષ્ય જોઇ શકવા જેટલી દૃષ્ટિ કેળવવી જોઈયે અને રાષ્ટ્ર શેખચલ્લી ન બની જાય એટલા માટે ઉચ્ચ કલ્પનાને પહોચી વળે એવો પુરુષાર્થ આદરવો જોઇયે

રવીન્દ્રનાથે બગાળમા 'ભારતી' દ્વારા રાષ્ટ્રીય આત્મા જાગૃત કર્યો છે. હિન્દુ, બૌદ્ધ, શીખ, ફારસી બધી સસ્કૃતિઓનું ત્યા અધ્યયન ચાલે છે. જાવા, બાલી વગેરે દૂરદૂરના દ્વીપોમા આર્ય સંસ્કૃતિના જે અવશેષ રહેલા છે તેનુ અધ્યયન કરવા માટે ખાસ અધ્યાપક નીમવા માગે છે જાવા અને બાલીમા ગુજરાતના લોકો જઈ વસ્યા હતા ત્યાના પ્રાચીન મન્દિરોની અદ્ભુત કારીગરી ભૃગુકચ્છ અને તગરના ઉત્સાહને આભારી છે આજે પરદેશ જોડે વેપાર ખેડવાનુ માન ગુજરાતીઓ અને સિન્ધીઓને છે હિન્દી સસ્કૃતિનો વિસ્તાર કરવામા અને ભિન્ન ભિન્ન પરિસ્થિતિમા તે ટકી શકે છે એ સિદ્ધ કરવામા ગુજરાતનો ફાળો કેટલો છે એનુ અધ્યયન આજે કોણ કરે છે ?

હિન્દુસ્તાનના ઇતિહાસનો એ અનુભવ છે કે જ્યારે જ્યારે સામાન્ય પ્રજામા પ્રાચીન સાહિત્ય જાણવાની વૃત્તિ ઉપ્તન્ન થાય છે ત્યારે દેશમા ધર્મસંશોધન થાય છે, સામાજિક પ્રવૃતિને નવું વલણ મળે છે અને દેશનો પ્રાણ ફાલે છે. રાષ્ટ્રીય વિદ્યાપીઠ દ્વારા જો સંસ્કૃત અને અરબી, પ્રાકૃત અને ફારસી, પાલી અને માગધી, ફ્રેન્ચ અને જર્મન વગેરે ભાષાઓનું અધ્યયન શરૂ થાય તો જરૂર સમાજમાં આપણે પુનરુજ્જીવન જોઇશું માગધી અને પાલીને લીધે જૈન ધર્મનું સંરક્ષણ થશે, સંસ્કૃતનો ઉંડો અભ્યાસ કરવાથી હિન્દુ ધર્મ ઉપર વળેલો કાટ ધોવાઈ જશે, ધાર્મિક સંકુચિતતા ઓગળી જશે, ફ્રેન્ચ અને જર્મનનો પરિચય થવાથી યૂરોપ વિષેનો એકદેશી ખ્યાલ મટી જઇ યૂરોપના આત્માની આપણે ઝાખી કરીશું. આપણા વેપારીઓ બ્રહ્મદેશમા અને આફ્રિકામા જઇને વસેલા છે આપણું વિદ્યાપીઠ જો બ્રાહ્મી અને સ્વાહીલી ભાષાઓનો સહેજ સગવડ કરી આપશે તો આપણા વિદ્યાર્થીઓ તે તે દેશોમા જઇ વધારે કમાણી કરશે, એટલુ જ નહિ પણ ત્યાની પ્રજાની સાચી સેવા પણ કરી શકશે. આજે જ સ્વરાજ્ય ઇચ્છતી પ્રજા માટે આ મહત્ત્વાકાક્ષા ભારે ન ગણાય. દુનિયાનુ સામ્રાજ્ય મેળવવા અગ્રેજ પ્રજા નીકળી ત્યારે તે આપણા કરતા ચડિયાતી ન હતી. તેમનામા શ્રદ્ધાએ પ્રવેશ કર્યો, અને અશક્ય વસ્તુઓ શક્ય થઇ. ગુજરાતના નવયુવકોએ હવે વાણીઆશાહી હિસાબ છોડી દેવા જોઇયે, કલ્પનાશક્તિને અવકાશ આપવો જોઇયે, પુરુષાર્થની સીમા કરવી જોઇયે અને ઇશ્વરે આપેલુ સ્થાન દીપાવવુ જોઇયે

'Where there is no vision, people perish.'

## નવો સંકલ્પ

अन्यक्षेत्रे कृतं पापं पुण्यक्षेत्रे विनश्यति ।
पुण्यक्षेत्रे कृतं पापं वज्रलेपो भविष्यति ॥

બીજે કરેલું પાપ તીર્થમા ધોવાઈ જાય છે, કેમકે તે અજાણ્યા કરેલું હોય છે· અને તેમા પશ્ચાત્તાપને અવકાશ રહે છે. તીર્થમા જઇને વૃત્તિ પવિત્ર થયા બાદ અને કૃતકર્મને માટે પશ્ચાત્તાપ કર્યા બાદ ફરી પાછા જો આપણે પાપના મોહમા સપડાઇયે તો તેમાથી આપણને કઈ શક્તિ ઉગારશે ? અને તેથી જ શાસ્ત્રકારો કહે છે કે પુણ્યક્ષેત્રમા કરેલુ પાપ વજ્રલેપ થાય છે.

રાષ્ટ્રીય શિક્ષણ એ આવું પુણ્યક્ષેત્ર છે. સરકારી અરાષ્ટ્રીય શિક્ષણનો કડવો

અનુભવ મળ્યા પછી તેનું પાપ ધોવા માટે આપણે રાષ્ટ્રીય શિક્ષણ તરફ વળ્યા છીએ. બેશક, આપણને પ્રેરણા તો અસહકાર પાસેથી જ મળી છે; પણ સરકારી કેળવણીનો ત્યાગ કર્યો એટલે અસહકારનું કાર્ય તો પૂરૂં થયું. સરકારનો સંબંધ છોડીને સરકારી પદ્ધતિ ઉપર સ્વતન્ત્ર શિક્ષણપદ્ધતિ જારી કરીએ તો એની સાથે અસહકાર કશું ન કહે. પણ સરકાર સાથેનો સંબંધ એટલો જ દોષ ચાલુ કેળવણીમાં નથી રહેલો. તે આપણા રાષ્ટ્રને બિલકુલ અનુકૂળ નથી; રાષ્ટ્રીય ભાવનાને નષ્ટ કરનારી છે. તે કેળવણીએ આપણી સંસ્કૃતિને અધમૂઈ કરી નાખી છે. કેળવાયેલા લોકોમાં આપણી સંસ્કૃતિને વિષે શ્રદ્ધા કે આદર નથી રહ્યાં. સરકારી કેળવણીથી આપણામાં ગુલામી વૃત્તિ પેસી જાય છે. તરતનો સ્વાર્થ છોડવા જેટલી પણ આપભોગવૃત્તિ આપણામાં રહેતી નથી. એવી શિક્ષણપદ્ધતિ એક ક્ષણ પણ આપણે ન ચલાવી લેવી જોઇયે. અત્યાર સુધી સરકારી કેળવણીથી અનેક દોષો સાથે જૂજ ફાયદાઓ થતા. અસહકાર કરીને આપણે તે છોડી દીધા છે. હજુ પણ જો આપણે સરકારી કેળવણી ચલાવીશું તો તે નિષ્કામ પાપ થશે.

રાષ્ટ્રીય શિક્ષણ જો યશસ્વી કરવું હોય તો કેળવણીનું ધ્યેય બદલવું જોઇએ, કેળવણીના વિષયોમાં ફેરફાર કરવા જોઇયે અને અભ્યાસક્રમની રચનામાં પણ ફેરશાર કરવો જોઇયે. અત્યાર સુધી રાજ્ય ચલાવવામાં સરકારને કેમ મદદ થાય એ કેળવણીનું મુખ્ય દષ્ટિબિન્દુ રહેતું; હવે પછી સ્વરાજ્ય વહેલું કેમ મળે એ ઉદ્દેશ દષ્ટિ સામે રહેવો જોઇયે. આટલા દિવસ ઉછરતી પ્રજા રાજ્યનિષ્ઠ કેમ થાય એ ઉપર ધ્યાન અપાતું; હવે પછી દેશનાં સંતાન ધર્મનિષ્ઠ અને દેશનિષ્ઠ કેવી રીતે થાય એનો જ વિચાર રહેવો જોઇયે. અત્યાર સુધી કેળવણીને લીધે ગામડાના હોશિયાર છોકરાઓ શહેરમાં આવતા; હવે પછી શહેરના દેશભક્ત જુવાનો દેશોદ્ધારને માટે ગામડાંઓમાં જઇને વસશે. અત્યાર સુધી અંગ્રેજી ભાષા દ્વારા આપણે આપણો ધર્મ, આપણો સમાજ, આપણી સ્થિતિ વગેરે વિષેનું જ્ઞાન પરદેશીઓને આપતા; હવે પછી દુનિયા વિષેનું જ્ઞાન દેશબાંધવોને આપવા માટે આપણે ગુજરાતી ભાષા કેળવીશું. આજ સુધી કેળવાયેલા વર્ગને હાથ પગ વાપરતા આવડતુ નહિ, અને હાથ પગ વાપરીને ગુજરાન ચલાવનાર દુર્ભાગી લોકોને કેળવણીનો લાભ મળતો ન હતો; હવે પછી કારીગરલોકો સંસ્કારી દેખાશે અને કેળવાયેલા લોકો હાથ પગ વાપરતા થઇને વધારે છજશે. આજ સુધી સરકારી નિયમ પ્રમાણે ચાલનારા નિષ્પ્રાણ માસ્તરોના હાથમા કેળવણી હતી, હવે પછી તે જ માસ્તરો પ્રાણવાન અધ્યાપકો બનશે અને પોતાના નિયમોને પોતાની મેળે ઘડી લેશે આજ સુધી શિક્ષકો જ પોલીસ, ન્યાયાધીશ અને જેલર હતા; હવે પછી તેઓ બન્ધુ, મિત્ર અને ગુરુ બનશે. હવે પછી એક ને એક વિષય એકવાર ગુજરાતીમાં અને વળી પાછો અંગ્રેજીમાં

ભણુવો નહિ પડે દરેક વિષય સ્વભાષામા ભણુવાથી કેળવણી વાઝણી રહેવાની નથી. ઘરમા એક છોકરો ભણુશે તો પણુ તેની માબ્હેન એ વિદ્યાર્થીના પાઠ ઘેર બેઠા સાભળી સાભળીને સસ્કારી થશે મજૂરોને જેમ વધારે મજૂરી આપવાની આપણે હીલચાલ કરી રહ્યા છીયે તેમ જ ગામડાઓના છોકરા ઓને પૂરતી કેળવણી મળે એવી જ પ્રાથમિક શિક્ષણપદ્ધતિ આપણે રાખીશુ

આપણો દેશ કેળવણીમા પછાત છે, ઘણી વસ્તુઓ આપણા લોકોએ શીખવાની જરૂર છે, એ બધુ ખરૂ છે. પણુ તેટલા માટે બાર ને બાર ચોવીસ વર્સ સુધી છોકરો ભણ્યા જ કરે એવી સ્થિતિ આપણે ઉભી ન કરીયે વીસ વર્સ પછી પણ છોકરો જો વિદ્યાર્થીદશામા જ રહે તો તેની તેજસ્વિતા ફીકી પડે છે, તેની કર્તૃત્વશકિત બૂઠી થાય છે આજે દેશમા પુરુષાર્થી લોકોની જરૂર છે કેળવણીની અતિશયતા કરીને તેનો નાશ ન કરીયે વિદ્યાર્થીની બુદ્ધિ મર્યાદી થઈ ગઇ એટલે કેળવણી પૂરી કરવી જોઈયે ત્યારપછી પોતાના ખાસ વિષયમા પ્રવીણુતા મેળવવા અથવા સર્વસામાન્ય સસ્કાર પ્રાપ્ત કરવા આખો જન્મારો એ ભલે મથે જેમ રાજકીય બાબતો મા, ધાર્મિક બાબતોમા, તેમજ સામાજિક બાબતોમા પણ સ્વતન્ત્રતાની આજે જરૂર છે, તે જ પ્રમાણે શિક્ષણુમા પણુ વિદ્યાર્થીઓને વધારે ને વધારે સ્વતન્ત્રતા મળવી જોઈયે જે સ્વતત્રતા મેળવી આપે તે જ વિદ્યા આ સર્વ આદર્શનો વિચાર કરીને આપણે રાષ્ટ્રીય કેળવણીની શરૂઆત કરીયે જૂના ચીલામા જડતાથી ખેચાઇ ન જઇયે એવો સકલ્પ કરીને આવો આપણે કાર્યનો આરભ કરીયે

## વિદ્યાર્થીવર્ગને—

એક માણસ અધારી રાતે જગલમા ચાલતો ચાલતો એક ભેખડ ઉપરથી નીચે પડયો સર્વનાશ થયો એમ માનીને તે મૂર્છિત થવાની અણી ઉપર હતો, એટલામા ભેખડની બાજુ પર ઉગેલા એક ઝાડની ડાળી તેના હાથમા આવી ગઈ તેને પકડીને તે લટક્યો જ્યો લાગીને કાટા હતા તે તેને વાગતા હતા ડાળી ઉપરની ખીડીઓ પણ તેને કરડતી હતી પણ ડાળી છોડી દઉશ તો ફરી નીચે કેટલી ઉંડા એ જઈ પડવાનુ હશે તેનો વિચાર કરતા ઉપરનુ બધુ સહન કરી લઈ ટીંગાઈ રહેવામા જ સલામતી છે એવા જ નિશ્ચય ઉપર તે આવતો લગભગ આખી રાત એણે આ રીતે વીતાવી

અન્તે હાથનું કળતર અસહ્ય થયું અને શરીરની બધી શક્તિ ખપી ગયેલી લાગી. 'હવે તો જરૂર મૂઓ' એમ લાગતાં જ તેનો હાથ છૂટી ગયો અને તે ફરી પડ્યો. પણ કેટલો ? બરાબર એક હાથ ! એક હાથ ઉપર જ જમીન હતી. આખી રાત એણે નાહક દુઃખ વેઠ્યું હતું !

સરકારી કેળવણી છોડી દેવાથી આપણો સર્વનાશ થશે એમ માનીને આપણા નવયુવકો રાષ્ટ્રીય ઈજ્જતને સાટે કેળવણી લઈ રહ્યા છે અને તેથી ઉત્પન્ન થતા બધા ગેરલાભો સહન કરી રહ્યા છે. દેશ ઉપર વિશ્વાસ રાખી, રાષ્ટ્રીય નેતાઓના શબ્દો પર શ્રદ્ધા રાખી, પરમમંગલ પરમેશ્વર ઉપર દૃઢ ભરોસો રાખીને તેઓ આ જીવલેણ કેળવણી છોડી દેશે તો એક હાથ ઉપર —એક જ હાથ ઉપર સ્વરાજ્ય અને સુખ છે. આજે સરકારી કેળવણીથી આપણને શું મળે છે ? કેટલાકને—બહુ જ થોડાને સારી સરકારી નોકરી મળે છે. બીજા થોડાનો અદાલતોમાં જઈને લોકોને લડાવવાનો ધંધો ચાલે છે. બાકીના બધા પોતાની ડિગ્રી હાથમાં લઈને ગમે તે ભાવે તેને વટાવવા ફાંફાં કરે છે અને આખરે પોતાને લીલામને ભાવે જવા દે છે. અભણ હાડીઆ મજૂરને જેટલું મળે છે તેટલું મેટ્રિક થયેલાને મળતું નથી, અને સામાન્ય કડીઓ કે સુતાર જેટલું મેળવે છે તેટલું મેળવતા ડિગ્રીવાળાના વાળ સફેદ થઇ જાય છે. આ થઇ આર્થિક સ્થિતિની વાત. એ કેળવાયેલા વર્ગની તન્દુરસ્તીની તો વાત જ શા માટે કરવી ? સવારના પહોરમાં ડાકટરને ઘેર ૭ આના ભરી આવી ચોવીસ કલાકને માટે 'જીવવાનો પરવાનો' મેળવી લાવ્યા વગર દુનિયા ઉપર હરવા ફરવાનો પણ તેમને માટે પ્રતિબન્ધ ! બાકી રહી સંસ્કારિતાની વાત. કેળવણીથી પોતાની દૃષ્ટિ વિશાળ અને ઉદાર થાય છે, દેશપરદેશની સ્થિતિ સમજતા થવાય છે, સ્વદેશ પ્રત્યેના કર્તવ્યનું ભાન થાય છે, સમાજસુધારણા કરવાની હિમ્મત આવે છે, આવું આવું આટલા દિવસ આપણા કેળવાયેલા વર્ગે અને તેમના કહેવા ઉપરથી બીજાઓએ માન્યાં કીધું. પણ સંપત્તિશાસ્ત્ર ભણ્યા છતા હિન્દુસ્તાનની સંપત્તિમાં કેળવાયેલો વર્ગ કોડીનો ઉમેરો કરી શક્યો નહિ. ધર્મ અને નીતિની મીમાંસા પઢ્યા છતાં અન્યાયની સામા થવા જેટલી નીતિમત્તા કે ચારિત્ર તે વર્ગે ન કેળવ્યાં. સમાજબંધનનું મહત્ત્વ જાણતા છતાં સમાજમાં ભળીને—સમાજની એક્તા સાચવીને સમાજને ઉંચે ચડાવવાનો કશો પ્રયત્ન તેમને હાથે થયો નહિ. અંગ્રેજ સરકારની સામે ભાષણો કરવામાં અને લખાણો લખવામા તેઓ જરૂર અગ્રણી હોય છે, છતાં અંગ્રેજી રાજ્ય ટકાવવામાં પોતાની આબરૂ, પોતાની નીતિમત્તા, પોતાનો ધર્મ અને સંસ્કૃતિ સર્વ કંઇ હોમી દેવા તેઓ જ સૌથી પહેલા અને સૌથી વધારે તૈયાર થનારા છે. છેલ્લા ત્રીસ ચાળીસ વરસનો આપણો પુરુષાર્થ સામાજિક બંધન તોડી સમાજને વિશૃંખલ કરવામાં અને

સરકારી બંધનો દસ્તર કરવામાં ખરચાયો છે. બુદ્ધિપૂર્વક હોય કે અન્ધ-ભક્તિથી હોય, પણ આપણો પ્રજાવર્ગ પોતાની સાદાઈ, ઉદ્યોગ અને સંયમ પાળતો હતો. આપણે કેળવાયેલાઓએ પ્રથમ સંયમ છોડ્યો. વિલાસની જેટલી વસ્તુઓ વિલાયતથી આવી તેનો સ્વીકાર કરવામાં જ આપણે નીતિબળ બતાવ્યું માન્યું. આવી રીતે સમાજને બગાડવામાં આપણે કારણ બન્યા. ધર્મનું બંધન ઓછું કરી કાયદા ઉપર આપણે વધારે આધાર રાખતા થયા. દેશી કારીગરોને ભૂખે મારી વિલાયતી કારખાનાંના આપણે વફાદાર ઘરાક બન્યા. આમ ક્યા સુધી ગણતરી કરીયે ? હવે પ્રાયશ્ચિત્ત કરવાનો પ્રસંગ આવ્યો છે. સાચા દિલથી પ્રાયશ્ચિત્ત કરીશું તો હજી ઉદ્ધારનો રસ્તો ખુલ્લો છે. પાશ્ચાત્ય સંસ્કૃતિના પંજામા જેઓ સપડાયા છે તેમને નવ માહનામા સ્વરાજ્ય મેળવવું અશક્ય ભાસે છે. પણ તેઓ જાણતા નથી કે આખું રાષ્ટ્ર તેમના જેવું બગડેલું નથી. તે મોહનિદ્રામા સૂતેલું છે. તેને જગાડતાં વાર નહિ લાગે. સૂતેલો તન્દુરસ્ત માણસ અને જાગતો માંદો માણસ એ બે વચ્ચે જેટલો ફેર છે એટલો જ ફેર આમવર્ગ અને ભણેલા વર્ગ વચ્ચે છે.

ભણેલાવર્ગે પ્રાયશ્ચિત્ત કરવું જોઇયે અને આજ સુધી તેને મળેલું સમાજ-નું નેતૃત્વ આજે દીપાવવું જોઇયે. તેઓ તેમ ન કરે તો બીજા વધારે શ્રદ્ધાવાળા, વધારે પ્રાણવાળા, આગેવાન આગળ આવશે જ આવશે. ઇશ્વરની જ ઇચ્છા છે કે આ સનાતન રાષ્ટ્ર દુનિયાને દુર્દશામાથી ઉગારે અને એ ઇશ્વરનિર્દિષ્ટ આદેશ સિદ્ધ કરવાનું સામર્થ્ય મેળવવા પ્રથમ પોતે ઉગરે

આ સ્વાભાવિક આગેવાની લેવાને માટે રાષ્ટ્ર આજે વિદ્યાર્થીવર્ગને આહ્વાન કરે છે, કેમકે સમાજમા તેમનું સ્થાન સમાજની ખાસ પ્રીતિ અને મમતાનું પાત્ર છે તેમનામા સસ્કારિતા છે, ઉમગ છે, સાચી શ્રદ્ધા છે શિક્ષિત મોટેરાઓ જે ન જોઇ શકે તે તેઓ જોઇ શકે છે, ન કહી શકે તે તેઓ કરી શકે તેમ છે. માટે જ રાષ્ટ્ર તેમને આજે આહ્વાન કરે છે. રશિયા સાથે યુદ્ધ પોકારતી વેળાએ જાપાનના મિકાડોએ જે ગંભીરતાથી અને શ્રદ્ધાથી રાષ્ટ્રનુ ભાવિ ઍડમિરલ ટોગોના અને માર્શલ ઓયામાના હાથમા સોપી દીધું તે જ ગંભીરતાથી આજે રાષ્ટ્રીય મહાસભા વિદ્યાર્થીવર્ગને રાષ્ટ્રનુ ભાવિ હાથમા લેવાની આશા કરે છે. વિદ્યાર્થીવર્ગ એ વિશ્વાસને પાત્ર નીવડો, જાપાની વીરોની પેઠે શાસ્ત્રીય શ્રદ્ધા ( scientific fanaticism ) પ્રગટ કરો અને નવ મહિનાની અંદર સ્વરાજ્ય મેળવવાનું શ્રેય લો.

# લડતનો મર્મ

માણસ જ્યારે તરતા શીખે છે ત્યારે પહેલા એક બે દિવસ ગમે તેટલી મહેનત કરતાં છતાં કાંઈ પણ પ્રગતિ થયાનું ચિહ્ન તેના જોવામા નથી આવતું નિરાશ થઈને તે મનમા કહે છે બધાને તરતા આવડતું હશે મને તો કોઈ દિવસ આવડવાનું નથી આવા નિરાશાના ઉદ્વેગમા પોતાનો પ્રયત્ન છોડી ન બેસતા એક જ દિવસ પણ જો પોતાનો પ્રયત્ન વધુ ચાલુ રાખે છે તો તેને અચંબા સાથે માલૂમ પડે છે કે બહારની કશી મદદ વગર પોતે પાણીની ઉપર તરે છે પણ હજુયે તેને શ્રદ્ધા નથી બેસતી તેને થાય છે કે આમા કાંઈ પણ ભૂલ હોવી જોઈયે અથવા આ ક્ષણે તો હું પાણીમા અદ્ધર તરી રહ્યો છું આ ઘડીએ જ ડૂબવાનો આમ ફતેહ મળ્યા છતા તેને શ્રદ્ધા બેસતી નથી

આપણો સ્વરાજ્ય મેળવવાનો પ્રયત્ન આવો જ છે દુનિયાના પ્રાતઃકાળથી જે રાષ્ટ્ર સુધરેલું ગણાતુ હતુ, ઇતિહાસની શરૂઆતથી જે રાષ્ટ્ર દુનિયામા અગ્રગણ્ય લેખાતુ તે રાષ્ટ્રને સ્વરાજ્ય મેળવતા કેટલી વાર? છતા આપણને લાગે છે, 'નવ મહિનામા સ્વરાજ્ય' કેમ મળે? હિન્દુસ્તાનનું સામ્રાજ્ય હાથમા આવ્યા છતા અંગ્રેજોને એમ જ થતુ કે આટલુ મોટુ સામ્રાજ્ય આટલા અલ્પ પ્રયત્નથી હાથમા આવ્યુ જ શી રીતે? સ્વરાજ્ય મેળવ્યા પછી આપણને પણ એમ જ થશે કે સ્વરાજ્ય મેળવવાનો રસ્તો આટલો સહેલો હોવા છતા સો બસો વર્ષ સુધી આપણે પારતન્ત્ર્યમા રહ્યા જ કઈ રીતે? અંગ્રેજોએ હિન્દુસ્તાનનુ સામ્રાજ્ય વીસ પચીસે વરસની વયના, મૂછ કે અનુભવ વિનાના જુવાનીઆઓને હાથે મેળવ્યુ હતુ આપણે પણ ધારીયે તો શાળાઓ અને કૉલેજોના વિદ્યાર્થીઓને હાથે સ્વરાજ મેળવી શકીયે એમા આશ્ચર્ય શાનુ? નવજવાનોમા શ્રદ્ધા હોય છે, કલ્પનાશક્તિ હોય છે, ઉત્સાહ હોય છે, પવિત્રતા હોય છે તેઓ ધારે તો શુ ન થાય? બંગાળના નવજવાનોએ કેસરીઆ કરી બંગભંગ રદ કરાવ્યો તે જ દિવસે સ્વરાજ્યનો માણેકથંભ રોપાયો ત્યાર પછી એ મંગલયજ્ઞ ક્યારે પૂરો થશે એ ફક્ત સમયનો જ સવાલ હતો ખેડા જીલ્લામા જ્યારે ખેડૂતોએ પ્રજાનો જ સિક્કો ખરો કરાવ્યો ત્યારથી આપણે કેટલેક અંશે સ્વરાજ્યભોગી થઈ ગયા છીયે નાગપુરમા નિર્ભેળ સ્વરાજ્યનો ઠરાવ પસાર કર્યો તે જ દિવસે આપણે રાષ્ટ્ર તરીકે માનસિક સ્વાતન્ત્ર્ય મેળવ્યુ છે હવે તેનો અમલ કરવાનો રહ્યો સ્વરાજ્ય ચાલુ કરવા માટે હવે ફક્ત આપણે આપણુ કારોબારી ખાતુ ઉભુ કરવાની જ વાર છે સરકાર સામી થાય ત્યારે આપણે સ્વરાજ્ય ભોગવવાનો પૂરો નિશ્ચય કર્યો છે એટલુ

આપણા તરફથી એકવાર બતાવી આપવાનુ રહેશે નદીના પાણી જ્યારે સમુદ્ર તરફ જવાનો નિશ્ચય કરે છે ત્યારે તે વગરપૂછયે શાન્તિપૂર્વક પોતાનો માર્ગ લે છે અને વહેવા માડે છે કાઈ પણ રોકાણુ આવે છે અથવા કોઈ કરાડ આવે છે ત્યારે જ તેના નિશ્ચયની પરીક્ષા થાય છે કરાડ ઉપરથી કુદતી વેળાએ કેટલી ઉંચાઈએથી પડવાનુ છે એનુ ગણિત કરીને પાણી પડતુ નથી તેનામા શ્રદ્ધા હોય છે કે જ્યા સુધી પોતે પોતાનો ધર્મ છોડશે નહિ ત્યા સુધી ફાટીતૂટીને તેના અસખ્ય ફેરા થઈ જાય, કણ પણ થઈ જાય, તોપણ વિનાશ થવાનો નથી માર્ગમા મોટા પથરો કે બાધ આવી પડે તોપણ પાણી મૂઝાઈ જતુ નથી કે પાછુ હઠતુ નથી પોતાની શક્તિ ત્યા ને ત્યા જ એકઠી કરે છે અને અન્તે રોકાણની ઉપરવટ થઈને, ઉપર ફરી વળીને અથવા તો તેના પાયામા ભગદડ પાડીને તે સોસરો પોતાનો રસ્તો કાઢે છે અસહકારનો માર્ગ એવો જ છે. પાણી જેટલો જ તે નમ્ર છે, પાણી જેટલો જ શાન્તિયુક્ત છે, પાણી જેટલો જ અહિંસક છે, છતા પાણી જેટલો જ અમોઘ છે એ શસ્ત્રનો અખત્યાર કરનારમા પાણી જેટલુ પાવિત્ર્ય અને તેટલી શ્રદ્ધા હોવા જોઈયે

આપણા નવજુવાનો આ પાણી પોતામા છે એમ સિદ્ધ કરી બતાવશે કે નહિ એ સવાલ છે ભારતમાતાએ ઘણુ સહન કર્યું છે, અસહ્ય દુ ખ વેઠ્યા છે ઈશ્વરથી પણ ભારતનું દુ ખ જોયુ જતું નથી તેથી જ તેણે ભારત ને સ્વરાજ્ય મેળવવાના સજોગો આજે એકઠા કરી આપ્યા છે શુ શ્રિગને જે અસહ્ય થયુ છે તે આજના વિદ્યાર્થીઓ સહન કરી લેશે ? જ્યારે અનુકૂળતા ન હતી, તક ન હતી ત્યારે આપણે તકની રાહ જોતા હતા આજે તક મળી ગઈ છે, અનુકૂળ સમય આવી ગયો છે, દુનિયામા જૂનો જમાનો અસ્ત પામી બધે નવયુગ બેઠો છે, તે વખતે શુ ભારતના વિદ્યાર્થીઓ મડદાની શાન્તિ મૂએના મડદાઓની નિશ્ચેષ્ટતા પ્રગટ કરતા રહેશે ? શુ દેશના આગેવાનોની તપશ્ચર્યાને તેઓ અફળ કરી મુકશે ? બગાળના વિદ્યાર્થીઓએ એનો જવાબ આપ્યો છે અલીગઢના વિદ્યાર્થીઓએ પોતાની ભીષ્મપ્રતિજ્ઞા જાહેર કરી છે કર્ણાટકના વિદ્યાર્થીઓ કેસરીઆ કરવા તૈયાર થયા છે આ વખતે ગુજરાતના વિદ્યાર્થીઓ લાભાલાભના અને જય અપજયના ગણિત કરતા બેસી રહેવાના શુ ? એ છાજે જ કેમ ? હિન્દુસ્તાનનુ નેતૃત્વ આજે ગુજરાતને ઘેર આવ્યુ છે સ્વતન્ત્ર વિદ્યાપીઠ સ્થાપન કરવાની શ્રદ્ધા ગુજરાતે જ બતાવી છે એ જ ગુજરાતના વિદ્યાર્થીઓ પ્રજાકીય હાકલનો પડઘો વાળવામા શુ પછાત પડવાના ? જ્યારે બીજા પ્રાન્તના વિદ્યાર્થીઓ નવો ઇતિહાસ ઘડી રહ્યા છે ત્યારે ગુજરાતના વિદ્યાર્થીઓ પોતાના પારતન્ત્ર્યનો ઇતિહાસ ભણી ભણીને તેમા પારગત થવાની પદવી

મેળવવામાં જ શું પુરુષાર્થ માનશે ?

કેટલાક વિદ્યાર્થીઓ ભવિષ્ય સલામત છે કે નહિ એનો વિચાર કરી રહ્યા છે. બીજા કેટલાક આગેવાનો જોડે શરતો કરી રહ્યા છે, જાણે હિન્દુસ્તાન એ આગેવાનોનું ઇનામી ગામ હોય અને પોતે પગારને માટે પોતાનું જીવન વેચી નાખનાર ભાડુતી સિપાઈ હોય! આજનું યુદ્ધ અંગ્રેજોનું રાજ્ય હાંકી કાઢીને કોઇ બીજા રાજાનું રાજ્ય સ્થાપન કરવાને માટે નથી. આજની લડત તો સ્વરાજ્યને માટે છે, ધર્મરાજ્ય સ્થાપવાને માટે છે. આજનું યુદ્ધ કુટિલનીતિનું નથી કે જેમાં કપટપટુ સેનાપતિની જરૂર હોય. જુવાનો! શા માટે આગેવાનોની રાહ જોઈ રહ્યા છો? જેના હૃદયમાં સચ્ચાઈ હોય અને હિંમત હોય તે પોતાની શક્તિ હોમી કુરબાની કરવા તૈયાર થઈ જાય ને પાછા વળીને જોવાનો પણ વિચાર ન કરે એમાં જ મહત્તા છે, શ્રેય છે. 'અમારી શી સગવડ કરો છો' એમ કહી આગેવાનો પાસે જવામાં પોતાનો ભાર તેમના ઉપર નાખીને રાષ્ટ્રનું કાર્ય અધરું કરવાનો આજનો પ્રસંગ નથી. નવ મહિના સુધી પોતાની બુદ્ધિશક્તિ અને બહાદુરીથી કામ ફતેહમંદ કરવા જેટલી હિંમત અને કલ્પકતા શું આપણા નવજવાનો ન બતાવી શકે? મુખ્ય કામ તો તેમનામાં જે પ્રાણ સંચરે છે તે બીજાઓમાં રેડવાનું છે. પ્રાણ આપીશું પણ હવે પછી પારતન્ત્ર્ય નહિ સહીયે એ નિશ્ચય પોતામાં અને બીજામાં કેળવવાનો છે.

કાર્થેજની અબળાઓએ શસ્ત્રાસ્ત્રને અભાવે પોતાના લાંબા વાળ કાપી તેની વણેલી ધનુષ્યની દોરીઓથી કાર્થેજના વીરોને સજ્જ કરી લડવા મોકલી દીધા હતા! શું સ્વરાજ્ય મેળવવા ખાતર, હિન્દુસ્તાનની નમાલી અવસ્થાની લાજ ઢાંકવા ખાતર આપણે ત્રણ હજાર વર્ષનો આપણો સાથી રેંટીયો હાથમાં નહિ લઇયે? ઘરમાંથી પચીસ પચીસ, ત્રીસ ત્રીસ રૂપીયા લાવીને કૉલેજમાં ભણનાર વિદ્યાર્થીઓ નવ મહીના માટે પોતાનું ગુજરાન પોતાની મેળે નહિ ચલાવી શકે? કાશીના અસહકારી વિદ્યાર્થીઓને પૂછો. તેઓ પોતાના અસહકારી અધ્યાપક શ્રી. જીવતરામ કૃપાલાની પાસે ગયા. તેમણે કહ્યું, 'અમને ઘેરથી પચીસ રૂપીયા આ મહીનાના મળ્યા છે. પચીસ રૂપીયામાં એકને બદલે બે જણનું ગુજરાન ચલાવીશું, જેથી અમારી બમણી સંખ્યાનો નિર્વાહ થાય. આપ જેટલું ભણાવી શકો તેટલું ભણાવો, બાકીનો સમય અમે અમારા અભણ ભાઇઓને ભણાવવામાં ગાળીશું. રાત્રિશાળા ચલાવીશું.' તેમની તપશ્ચર્યા ચાલુ થઇ અને આવી નિર્મળ અને કઠણ તપશ્ચર્યાના પાયા ઉપર કાશીનું નવું રાષ્ટ્રીય વિદ્યાપીઠ સ્થપાયું છે. 'અમારૂં શું થશે' એમ પૂછવા તેઓ નેતાઓ પાસે ગયા ન હતા. પોતાનું શું થશે એ તેઓ પોતે પણ જાણતા ન હતા. તેમનો

ગુરુ પણ તેવો જ હતો. તેના ગજવામાં ફક્ત સો રૂપીયા હતા. આખરે કાશીજીના ધનિક લોકોને શરમ ઉપજી. તેઓએ આવીને ' તમારું કેમ ચાલે છે ' એમ પૂછ્યું અને વગરમાગ્યે મદદ આપી. આવી શ્રદ્ધા હોય ત્યાં જ તે શ્રદ્ધા કહેવાય.

ગામડાંમાં જવાની વાત બધાને ગળે ઉતરે છે, પણ ત્યાં જઇને શું કરવાનું છે એનો ખ્યાલ બરાબર કરી લેવો જોઇયે. ત્યાં અમલદાર થઇને જવાનું નથી. ત્યાં પ્રાયશ્ચિત્ત કરવા જવાનું છે. ગામડાંના લોકોને આપણે આટલા કાળ જે લૂંટયા છે તેનું પ્રાયશ્ચિત્ત કરવાનું છે. અન્ન, વસ્ત્ર, બુદ્ધિ, કર્મ દરેક બાબતમાં પારકી સરકારની સેવા કરવા માટે, પરદેશી લોકોને ચરણે એ બધું અર્પણ કરવા માટે આપણે આટલા દિવસ ગામડાંઓને ચૂસ્યાં છે તેનું પ્રાયશ્ચિત્ત કરવાનું છે. મહાસભાને સાક્ષી રાખીને આપણે તે પ્રાયશ્ચિત્ત કરીશું. આપણો આપભોગ જેટલે દરજ્જે વધારે સાચો અને વધારે કિંમતી હશે તેટલે દરજ્જે સ્વરાજ્ય વધારે પાસે આવશે. લાંબાં લાંબાં વ્યાખ્યાનોથી નહિ, પણ ગામડાંના લોકોની સાચી સેવા કરીને તેમનું નેતૃત્વ મેળવવું જોઇયે. આ રીતે સ્વરાજ્યની લડત જ્યારે ગામડાં સુધી પહોંચે ત્યારે ગામડાંની ભોળી પ્રજા શાન્ત છતાં મક્કમ રહે. એ પાઠ તેમને શીખવવો જોઇશે. એ જ આજે સ્વરાજ્યની સાચી કેળવણી છે.

## 'મૉડર્ન રિવ્યુ'ના આક્ષેપ

બાબુ રામાનન્દ ચતરજીએ પોતાના અંગ્રેજી માસિક 'મૉડર્ન રિવ્યુ' માં 'કેળવણીમાં અસહકાર' ઉપર એક લાંબો લેખ લખ્યો છે, જેમાં તેમણે અસહકારના સિદ્ધાન્ત વિષેની પોતાની માન્યતા જાહેર કરી છે, તેની ઉપયોગિતા સ્વીકારી છે અને સાથે સાથે હાલ જે રીતે કેળવણીમાં અસહકાર કરવાની યોજના અમલમા મુકાઇ રહી છે તેની વિગતો અને પદ્ધતિ વિષે પોતાનો વાંધો પણ દર્શાવ્યો છે. રામાનન્દ બાબુ એક બાહોશ અને પીઢ પત્રકાર છે. તેમનું માસિક હિન્દુસ્તાનના અંગ્રેજી માસિકોમાં સ્હેજે પ્રથમ સ્થાન ભોગવે છે. તેમને હાથે લખાતી માસિક નોંધો આખા દેશભર આદરપૂર્વક વંચાય છે. વિદ્યાર્થીવર્ગને તો 'મૉડર્ન રિવ્યુ' એ સ્નાતક થયા પછી લેવાના ઉચ્ચ અભ્યાસક્રમ (પોસ્ટ ગ્રૅજ્યુએટ સ્ટડી) જેવું જ છે. ઘણીવાર અનેક લોકોના મનમાં એમ થઇ જાય છે કે આટલા

વિદ્વાન અને આવા સુન્દર વિચારક પ્રત્યક્ષ જાહેર જીવનમાં ભાગ કેમ નહિ લેતા હોય! સાચે જ રામાનન્દબાબુ જેવા જાહેર જીવનમાં આવે તો પ્રજાકીય જાહેર જીવન અવશ્ય વધારે શુદ્ધ થાય અને જાહેર જીવનના પ્રત્યક્ષ અનુભવથી તેમની પોતાની દૃષ્ટિ પણ વધારે વ્યવહારુ અને તેથી વધારે યથાર્થ બને.

એ વાત સાચી છે કે જેઓ પોતે કશો સ્વાર્થત્યાગ કરતા નથી તેઓ બીજાને સ્વાર્થત્યાગ કરવાને કહી શકતા નથી, અને કહે તોપણ તેની ઝાઝી અસર થતી નથી. પણ રાષ્ટ્રીય મહાસભા જેવી પ્રતિનિધિ સભા જ્યારે રાષ્ટ્રીય હિતઅહિતનો વિચાર કરવા બેસે ત્યારે તે પોતાના પ્રતિનિધિઓમાં વકીલોની સંખ્યા વધારે છે કે વેપારીઓની વધારે છે એનો વિચાર કરીને જ રાષ્ટ્રીય હિતના ઉપાયો ન સૂચવી શકે. કયા ઉપાયો અસરકારક છે અને કયા આજે જ અમલમાં મુકાય એવા છે, એટલો જ વિચાર તેણે કરવો બસ છે. આપભોગ એ યજ્ઞ છે. એમાં વળી સરખે ભાગે વહેંચણ અને સૌને સરખા ન્યાયનો સવાલ જ કેમ હોઇ શકે? જેનું જેટલું કૌવત હોય તે તેટલો આત્મયજ્ઞ કરી છૂટે. આપભોગ કાંઈ કોઈ મહાજનવાડી સારુ પચાયતી હામ વસાવવા કરેલી ટીપ નથી કે જેમાં દરેક જણનો ફાળો સરખા પ્રમાણમાં જ હોવાનો આગ્રહ જાળવવો જોઈયે. રામાનન્દબાબુની મોટામાં મોટી ફરિયાદ એ છે કે મહાસભાએ વકીલો અને વેપારીઓને બચાવી લીધા છે અને વિદ્યાર્થીઓને જ ઊંડે કૂવે ઉતાર્યા છે! આ ફરિયાદની પાછળ પાશ્ચાત્ય લોકોની સમાજનું વર્ગીકરણ કરવાની વૃત્તિ રહેલી છે. શું રાષ્ટ્રીય મહાસભામાં ભેળા થયેલા સોળ હજાર પ્રતિનિધિઓને કે મહાસભાના ઠરાવોને વધાવી લેનાર અસંખ્ય હિન્દીઓને છૈયાછોકરા હતા જ નહિ? રામાનન્દબાબુ જો એમ કહેતા હોય કે વિદ્યાર્થીઓના આત્મનિર્ણયની એ વાત હતી, તો ત્યાં પણ મહાસભાએ ખોટું પગલું ભર્યું એમ કહી શકાશે નહિ કેમકે તેઓ જાણે છે કે મહાસભાના અધિવેશન પહેલાં બે જ દિવસ પર પુખ્ત ઉંમરના વિદ્યાર્થીઓની પરિષદે લગભગ સર્વાનુમતે, કશી શરત વગર અને તત્કાળ અસહકાર અખત્યાર કરવાનો ઠરાવ પસાર કર્યો હતો. મહાસભાએ તો આ વાત વિદ્યાર્થીઓની ધર્મવૃત્તિ (કૉન્શ્યન્સ) ઉપર છોડી. વળી કૉન્શ્યન્સનું બહાનું કાઢી પોતાના કર્તવ્યમાંથી ન છટકી જવા વિષે જેમ ઉપદેશ કરવામાં આવ્યો હતો, તેમ કોઇના ઉપર સૂક્ષ્મ પણ દબાણ ન કરવા વિષે પણ તેટલો જ ભાર મુકવામાં આવ્યો હતો. બંગાળમાં કેટલાક વિદ્યાર્થીઓએ આ મર્યાદાનું ઉલ્લંઘન કર્યું અને તેના પરિણામ શાં આવ્યાં તે આપણે જાણીયે છીયે. આ દબાણનો નિષેધ વખતસર થયો એ પણ રામાનંદબાબુ જાણે છે.

અસહકારની આ મર્યાદા વિષે રામાનન્દબાબુએ જે લખ્યું છે તે અમને સંપૂર્ણ રીતે માન્ય છે અને તે અમે અહીં ટાંકીએ છીએ:—

સ્વરાજ્યપ્રાપ્તિની શરૂઆતમાં લોકોના આચારસ્વાતન્ત્ર્યમાં આવી રીતે બા નાખવી એ મંગળાચરણ ઠીક ન ગણાય. સત્યાગ્રહની વૃત્તિને તે છાજતું ના સત્યાગ્રહ ધર્મ જ એવો છે કે સત્યાગ્રહીએ જાતે દુઃખ સહન કરી થઇ પોતા શત્રુ કે વિરોધી અથવા ભિન્ન મતવાળાને જીતી લેવો અને પોતાના મતની એ પર છાપ પાડી એને પોતાનો સાચો અને ઉત્સાહી મિત્ર બનાવવો. સામા પક્ષ હેરાન કરી, તેને ચીડવીને જબરદસ્તીથી પોતાના પક્ષમાં લાવવા મથવું નહિ. કે પણ વર્ગના લોકોને અને તેમનાં સગાંવ્હાલાં કે વાલીઓને ચીડવીને કે પજવ .રાષ્ટ્રીય એકતા અને રાષ્ટ્રીય સામર્થ્ય પ્રાપ્ત નથી કરી શકાતું. પશુબળથી ; કરવું અથવા નિરોધવિરોધ કરવો એના કરતાં સત્યાગ્રહનો માર્ગ ચઢિયાતો ર અસરકારક શા માટે છે એ જાણવું અઘરું નથી. શત્રુનું હૃદય જીતી લેવાથી ' શત્રુ મટી કાયમનો મિત્ર થઇ જાય છે. કોઇને જોરજુલમથી અથવા પરાણે ! પણ કામ કરતા અટકાવીયે તેમાં તે જબરદસ્તી અથવા રોકાવટ દૂર થતાં વેં ફરી પાછું 'પોતાનું ધાર્યું' કર્યા વગર રહે નહિ. અસહકારી વિદ્યાર્થીઓ કંઈ હમે પરીક્ષાના મંડપ સામે બેસી રહી ન શકે. બીજા કોઈ પણ સારા કામમાં તે ગોઠવાવું જોઈયે. અને તેમ થાય એટલે પરીક્ષા આપવા ઇચ્છનારા વિદ્યાર્થી પાછા પરીક્ષા આપવા ગયા વિના રહે નહિ.'

કેળવણીમાં અસહકાર કરવાની બાબતમાં રામાનન્દબાબુનો વિરોધ ' પિકેટિંગના અનેક માઠાં પરિણામોમાનું એક પરિણામ ગણાય ઉત્સાહમા અ જઇને, ઝટપટ ભારે પરિણામ બતાવવાની આશાથી પિકેટિંગ કરનાર જુ નીઆઓએ હવે ધ્યાનમાં રાખવું જોઇયે કે આવા ઉપાયોથી આપણે આ પક્ષમાં દુર્બળતા જ સંઘરીયે છીયે અને રામાનન્દબાબુ અથવા મિ. ઍ- જેવા સારા માણસોની સહાનુભૂતિ ખોઈ બેસીયે છીયે. અસહકાર · વિદ્યાર્થીની સ્વેચ્છાપૂર્વક કરેલી પસંદગી ઉપર છોડવામાં આવે રામાનન્દબાબુના લાંબા લેખમાં આવેલી લગભગ બધી દલીલો ઉડી ( કેમકે તેઓ પોતે જ કહે છે કે

'કોઈપણ વર્ગના લોકો પોતાને પ્રિય અથવા પવિત્ર લાગતા કોઈ કાર્યને આપસોઆપની સ્વેચ્છાપૂર્વક કમાલ કરે તો તેની સામે અમે નથી.'

બીજા બધા વર્ગો કરતાં વિદ્યાર્થીઓને વધારે ખમવું પડે છે, દલીલ કર્યા પછી વિદ્યાર્થીઓના અસહકારને લીધે ભણવાને માટે અને પર ને માટે પૈસા આપનારાં માબાપોને કેટલું ખમવું પડે છે એનું રામા બાબુએ વર્ણન કર્યું છે. અને દલીલના વેગમાં તેઓ એટલા બધા ( ગયા છે કે અસહકારને લીધે ચોપડીઓ છાપનાર અને નોટિસો વગેરે

[આવી દલીલ યોગ્ય માનીયે તો તો આજ પંદર વરસથી રામાનન્દબાબુ સંસાર-સુધારાની જે યોજનાઓ પ્રજા આગળ આગ્રહપૂર્વક મુકતા આવ્યા છે તે બધી નુકસાનકારક જ ગણાવી જોઇયે.] આ દલીલ ઉપરથી એટલુ તો સિદ્ધ થાય છે જ કે ગમે તે વર્ગ અસહકાર કરે તોપણ આખા સમાજને ખમવું તો પડે જ છે.

'વકીલોની માફક વિદ્યાર્થીઓને પોતાનું ભણતર માત્ર મુલતવી રાખવા જ કેમ નથી કહેતા ? નિશાળો એકદમ છોડાવી દેવાનો જ આગ્રહ કેમ રાખો છો ?' આવો સવાલ પૂછી રામાનન્દબાબુએ ચર્ચાનું બીજું અંગ ખુલ્લું કર્યું છે. તેમની દલીલ એ છે કે 'હાલની કેળવણી ગમે તેટલી દોષભરેલી હોય અને તે આપવામાં સરકારની દાનત ગમે તેટલી ખોટી હોય તોપણ તેની અસર સરવાળે તો સારી જ છે. આજે વિદ્યાર્થીઓમાં જે આપભોગની વૃત્તિ છે તે પણ આ કેળવણીને જ આભારી છે. એમ ન હોય તો આપણા આગેવાનો માત્ર અંગ્રેજી કેળવણી લેનાર વિદ્યાર્થીઓને જ આ રાષ્ટ્રીય યજ્ઞમા હોમાઇ જવાનું આમન્ત્રણ શા માટે આપે છે ? સંસ્કૃત પાઠશાળાઓ, અરબી મક્તાબો, મદ્રેસાઓ અથવા ગામઠી શાળામાં ભણનાર વિદ્યાર્થીઓને શા માટે તેમણે આમન્ત્રણ નથી કર્યું ? આવો સવાલ પૂછીને તેમણે જાણે પોતાની દલીલ સોળે આના અભેદ્ય કરી છે. ઘણા લોકોને લાગે કે આ દલીલ સામે ઉત્તર હોઇ જ ન શકે, છતા સ્હેજ વિચાર કરીયે તો આપણે જોઈ શકીયે કે આપભોગની વૃત્તિ અથવા દેશદાઝ એ ધાર્મિક અથવા નૈતિક સદ્ગુણ છે. હાલની કેળવણીમાં જો કોઇ વસ્તુ તરફ કેવળ દુર્લક્ષ કરવામાં આવ્યું હોય તો તે ધાર્મિક અને નૈતિક કેળવણી છે. છતાં અંગ્રેજી ભણેલા લોકોમાં જાહેર પ્રવૃત્તિ સારૂ આપભોગ આપવાની જે વૃત્તિ દેખાય છે તે સામાન્ય લોકોમાં કેમ નથી એ સવાલ થાય છે. પણ એનો જવાબ એટલો જ છે કે અંગ્રેજી ભણેલો વર્ગ સમાજમા પ્રતિષ્ઠિત ગણાય છે અને બીજાઓ તેટલા પ્રતિષ્ઠિત ગણાતા 'નથી. જે વર્ગ પ્રતિષ્ઠિત હોય તેને તેના નામની ખાત સામાજિક દરજ્જાને લીધે અનાયાસે કર્તવ્યનુ ભાન રહે છે. આનું શ્રેય કેળવણીને આપવું ન ઘટે. જૂના વખતમાં અર્થ જાણ્યા વગર વેદના દસ ગ્રંથ મ્હોડે કરનારા વેદીઆ બ્રાહ્મણમાં કર્તવ્યનું જે ભાન હતું અને પવિત્ર જીવનનો જે આદર્શ તેઓ સાચવી શકતા તે આજે આપણા હાઇકોર્ટ જડ્જો પણ બતાવી શકતા નથી. પ્રોફેસરો કેટલું બતાવી શકે છે તે લાહોરની માર્શલ લૉની કારકીર્દી વેળાએ દેશે નજરે જોયું. ગધેડે બેસાડીને લઇ જવામાં આવતી મૂર્તિને થતા નમસ્કાર ગધેડાને થાય છે એમ માનવામાં જે ભૂલ થાય છે તે જ ભૂલ પ્રતિષ્ઠિત કુળના બધા જ વિદ્યાર્થીઓ ઓછુંવત્તું અંગ્રેજી ભણે છે એ વસ્તુસ્થિતિનો લાભ લઇ, તેમનામાં પડતા સદ્ગુણોનું શ્રેય અંગ્રેજી કેળ-

વધુને આપવામા થાય છે. અંગ્રેજી કેળવણી લઇને નોગ લોકોની બગરથી તરીકે સેવા કરનાર ગોવાનીઝોની નીતિમત્તા બહુ જ બગડેલી હોય છે એવો પોકાર તે જ કોમના આગેવાન લોકોએ કેંદહાડાનો કરવા માડયો છે. આજે અંગ્રેજી કેળવણીને મળતી પ્રતિષ્ઠા સંસ્કૃત કેળવણીને અથવા અરબી ઇલમને આપી જુઓ, અને, એથી અરધીયે કદર કરો અને પછી જુઓ કે દેશદાઝની ઉછાપ કયા ઉભી રહે છે ? રમાનન્દબાબુ વિદ્વાન છે, દેશપ્રેમી છે, સ્વાર્થત્યાગી પણ હશે, પણ પાશ્ચાત્ય કેળવણીના મોહમાથી તેઓ હજી છૂટયા નથી. આવા લોકો જ, માનુ જોતા, અંગ્રેજી રાજ્યના આધારસ્તભ છે. અંગ્રેજી કેળવણીના આટલા શ્રદ્ધાવાન શિષ્યો બીજુ શુ હોઈ જ શકે ? અંગ્રેજી કેળવણીને લીધે આપણે સાયન્સનુ માહાત્મ્ય સમજી શકયા છીયે (ફક્ત સમજી જ શકયા છીયે), દુનિયા વિષે આપણે વધારે જાણતા થઈ ગયા છીયે, જીવનના અનેક સવાલો તરફ જુદી દૃષ્ટિએ જોતા થઇ ગયા છીયે પણ એ અંગ્રેજી કેળવણીનો ગુણ નથી - કોઇપણ માણસ પોતાથી તદ્દન ભિન્ન સંસ્કૃતિના સાહિત્યમા જ્યારે પ્રવેશ કરે છે ત્યારે હમેશા એમ જ થાય છે ફારસી અને અરબી સાહિત્યને લીધે હિન્દી જીવન ઉપર થયેલી અસર અંગ્રેજીની અસરના કરતા ઓછી ન હતી એ તે વખતમા નિર્માણ થયેલા ધાર્મિક સંપ્રદાયો ઉપરથી સ્પષ્ટ થાય છે અંગ્રેજી સાહિત્યની હિન્દુસ્તાન ઉપર જે અસર થઇ છે તેના કરતા સંસ્કૃત સાહિત્યની યૂરોપ ઉપર વધુ ઉડી અને દીર્ઘપરિણામી અસર થઇ છે એ સૌ કોઈ જાણે છે. અને ફક્ત અંગ્રેજી જ કેળવણીમા ઉછરેલા આપણા શિક્ષિત વર્ગને માટે તો અંગ્રેજી કેળવણીના વગાડનો Cતાર સંસ્કૃત કેળવણી જ હોઈ શકે તેથી થોડા દિવસને માટે આ પુરુષાર્થનાશિની અંગ્રેજી કેળવણીનો ત્યાગ કરીને અત્યાર સુધી જેની તરફ દુર્લક્ષ ર્યુ છે તે દેશી કેળવણી અને દેશી હુન્નરઉદ્યોગ તરફ જ જો વધારે લક્ષ આપીએ તો વિદ્યાર્થીઓની મગજ-શક્તિ વધે, કાર્યશક્તિ ખીલે અને આત્મયજ્ઞ કરવાનો પ્રાણ સૌ કોઇનામા સ્ફુરી ઉઠે એ નિઃસંશય છે.

અંગ્રેજી કેળવણીના ત્યાગથી વિદ્યાર્થીઓની જીવનયાત્રા ચલાવવાની અથવા દેશસેવા કરવાની શક્તિ ઓછી થશે, એ રામાનન્દબાબુની બીક મિથ્યા છે. આજે અંગ્રેજી કેળવણી લઇને વ્યાપક અર્થમા કાગકુન બનેલા શિક્ષિત વર્ગના કરતા અશિક્ષિતવર્ગ વધારે કમાય છે અને વધારે દેશસેવા પણ કરે છે. ફેર એટલો જ છે કે અશિક્ષિતવર્ગની સમાજસેવાના બણગા ફૂકાતા નથી. આનન્દ કુમારસ્વામીએ અંગ્રેજી કેળવણી વિષે જે કહ્યુ છે તે અક્ષરશઃ સત્ય છે. તેઓ કહે છે 'અંગ્રેજી રાજ્યને લીધે જે જે વસ્તુઓમા આપણુ ભારે નુકસાન થયુ છે તે જ વસ્તુઓ આપણને આશીર્વાદરૂપ લાગે છે !'

અંતમા વાચકવર્ગને એક જ વાત ધ્યાનમા રાખવા વિનન્તિ છે, અને

તે એ કે કેળવણીના અસહકાર સામે ઉપલા વાંધા ધરાવતા હોવા છતાં રામાનન્દબાબુ બીજાઓના જેવા અસહકારની પ્રવૃત્તિના વિરોધી નથી. અસહકારના વિરોધ કરનારા બીજા આક્ષેપકો અને એમની વચ્ચેનો તફાવત તો રસ્તે ચાલનારને પણ સ્હેજે દેખાઈ આવે એવો છે. દાખલા તરીકે આ રહી તેમણે એ જ લેખમાં અંતરના અવાજને માન આપી કૉલેજ બહાર પડેલા અસહકારી વિદ્યાર્થીઓને આપેલી સલાહ :

' જે વિદ્યાર્થીઓને પાછા કૉલેજોમાં જવું નામોશીભર્યું લાગતું હોય તેમણે અલબત્ત ન જવું. તેઓ (૧) રાષ્ટ્રીય કૉલેજોમાં જાય (જગા હોય તો), (૨) ગામડાંઓનું કે સમાજસેવાનું કામ ઘટતી તાલીમ લઈને ઉપાડી લે, અગર તો (૩) જેમાં નૈતિક અધ:પાતનો ભય નથી એવો હરકોઈ બીજો ઉદ્યમ હાથ ધરે. ગામડાંઓમાં શિક્ષક બની ભણાવવાનો વ્યવસાય તો ભારે પવિત્ર છે જ; પણ કુલી કે મજૂરનો, ગાડી હંકનારનો, ફેરીઆનો, પાલીસ કરનારનો, બત્તીઓ કરનારનો, ઇજનેરનો, છટ પાડનારનો, કે મીઠુમરચું વેચવાનો એકએક ધંધો માનભર્યો છે. આવા કેટલાયે કારીગરો કાને કલમ ખોસનારા કારકુનો કરતાં વધુ કમાય છે. પણ પૈસા વધુઓછા કમાવાનો અહીં સવાલ નથી. જો કૉલેજોમાંથી બહાર પડતી વેળાએ તમે તમારા વાલીઓને પૂછવા વાટ ન જોઇ તો હવે ગમે તે સ્થિતિમાં પણ તમે તમારા પોતાના પગ ઉપર ઉભા રહી શકો તેમ છો એ પણ તમારે બતાવી જ આપવું રહ્યું. સંસારમાં મોટામાં મોટી યુનિવર્સિટી જ ધોલધપ્પાની અને ઠોંસાઠોકરની છે. એથી ન હારતાં એમાંથી ઉંચે માથે પાર ઉતરવાની તમારી લાયકાત છે એ બતાવી આપો. તમારાં ગામડાં અને શહેરો અભણ અને નિરક્ષર મજૂરો જેઓ એ કામને માટે જન્મ્યા નથી તેમનાથી જ શા સારૂ ઉભરાતાં રહેવાં જોઇયે ? એ મજૂરીનાં ક્ષેત્રોમાં તમે જ બધા કાં ન ફેલાઈ જાઓ ? આવાં સર્વ પ્રકારનાં પ્રામાણિક કાર્યક્ષેત્રોમાં આનન્દપૂર્વક જોડાઈ જવા અને જોડાવાની તમારી શક્તિ બતાવી આપવા તમે એકેએક કૉલેજને જમીનદોસ્ત કરો તો અમે રાજી જ છીયે. ઝીણાં ધોતીઆં અને વિલાયતી બૂટ પહેર્યે જ કંઈ માણસાઇ નથી. મરદામી તો પડે તે સંકટ ઉઠાવી લેવાની તાકાત બતાવવામાં છે.

'પણ તમે તમારી પોતાની બાબતમાં નિર્ણય કરીને જ અટકજો. તમારો નિર્ણય બીજાઓની ઉપર લાદવાના આગ્રહમાં પડતા ના.'

## પ્રથમ સ્નાતકો પ્રત્યે

અસહકારનું યુદ્ધ શરૂ થયું ત્યારે રાષ્ટ્રની આબરૂને ખાતર તમે પહેલવહેલી તમારી પોતાની આહુતિ આપી. સરકારની કેળવણીનો તમે ત્યાગ કર્યો, રાષ્ટ્રને ખાતર આટલું કરવું જ જોઇયે એમ તમને લાગ્યું, અને તમે ઝંપલાવ્યું. તમારી સાથે કેટલા આવશે એનો તમે વિચાર સરખો ન કર્યો.

જોકે તમે આશા રાખી હતી કે તમારી પેઠે બીજા હજારોને સ્વાર્થત્યાગની પ્રેરણા થશે બધા જ વિદ્યાર્થીઓ તમારી પેઠે સરકારી કેળવણીનો ત્યાગ કરીને ચાલ્યા આવત તો આપણે સ્વરાજ્યમન્દિરને દરવાજે પહોંચી જ ગયા હોત પણ તેની સાથે એમ પણ સિદ્ધ થયુ હોત કે અંગ્રેજી કેળવણીની માઠી અસર રહુ ઉંડાણ સુધી પહોંચી નથી જો દેશની આશાની સાથે એકએક વિદ્યાર્થી બહાર નીકળી આવત તો સરકારી કેળવણી સામે બહુ કહેવાપણુ રહેત જ નહિ તેથી જ તમારા સ્વાર્થત્યાગની કિંમત વધે છે આત્માને કચરી નાખનારી કેળવણીમા રહ્યા છતા તમે તમારો આત્મા જાગૃત રાખ્યો એથી જ તમે પોતાની મુક્તિ સાધી શક્યા

દુન્યવી દૃષ્ટિએ તમે ભારે સ્વાર્થત્યાગ કર્યો છે, પણ વાસ્તવિક જોતા તમે શ્રેષ્ઠ સ્વાર્થ જ સાધ્યો છે જેમા માનહાનિ, તેજોવધ અને બુદ્ધિભ્રંશ છે એવી કેળવણીનો તમે ત્યાગ કર્યો એમા તમે શુ ગુમાવ્યુ? જેથી સ્વરાજ્ય દૂર થાય એવુ જીવન—એવી 'કરીયર'—સ્વરાજ્યવાદીની દૃષ્ટિએ તો હરામ જ હોય એટલે તમારે ખોવાપણુ કશુ રહ્યુ જ નથી પણ આ સ્વરાજ્યવાદી દૃષ્ટિ તમે સ્વીકારી—જ્યારે ઘણા સ્વીકારી શક્યા નહોતા ત્યારે તમે સ્વીકારી—એ તમારી ભારેમા ભારે કીર્તિ છે જે પરિસ્થિતિમા તમે ઉછર્યા છો, જે વિચારોમા તમારુ નાનપણ ગયુ છે તેની હીનતા જોતા વાર તમે તેને ફેંકી શક્યા, એ બતાવે છે કે તમારો આત્મા પ્રાણવાન છે સત્ય જણાયુ કે તરત જ તેને અમલમાં કરી લેવુ એ મહાત્માઓનો જીવનસિદ્ધાન્ત હોય છે તેનો તમે જીંદગીના પ્રારંભમા જ અમલ કર્યો અને તેથી જ દેશના આગેવાનોને લડત આગળ ચલાવવાની હિંમત આવી તમારી હિંમત જોઈને જ વિદ્યાપીઠ જેવી સ્થાયી સસ્થા સ્થાપન કરવાની તેમણે હામ ભીડી અનેક વિદ્વાનો તમારી સેવા કરવા ભેગા થયા અને તમારી મારફતે પોતાની નિષ્ફળ જીંદગીનુ જેટલુ બને તેટલુ સાર્થક કરવા, પોતાના સ્વપ્ન પ્રત્યક્ષ થયેલા જોવા, પોતાના પૂર્વકર્મોનુ પ્રાયશ્ચિત્ત કરવા તેઓ ભેગા થયા તમારો અને તમારે માટે થયેલો સ્વાર્થત્યાગ મહાન છે હવે તે સ્વાર્થત્યાગને લાયક બનો, જેથી કોઈ એમ ન કહે કે તમારો ત્યાગ ક્ષણિક ઉત્તેજનાનું પરિણામ હતું તમારી આખી જીંદગીએ પૂરવાર કરવુ જોઈએ કે જે દિવસે તમે સરકારી સસ્થાઓ છોડી તે જ દિવસે તમારા જીવનના તત્ત્વોમા કાયમની ક્રાન્તિ થઈ છે, તમે દ્વિજ બન્યા છો

તમારી ઉપર સરકારી અને રાષ્ટ્રીય બન્ને જાતની કેળવણીના સસ્કારો પડેલા છે તમે જ્યારે રાષ્ટ્રીય મહાવિદ્યાલયમા આવ્યા ત્યારે ત્યા કશી તૈયારી ન હતી તમને રાષ્ટ્રીય કેળવણીની સપૂર્ણ યોજનાનો લાભ મળ્યો છે એમ તો ન જ કહી શકાય પણ રાષ્ટ્રીયતાનુ ચૈતન્ય તમને મળ્યુ છે એમા શક

નથી. બન્ને પદ્ધતિઓનું સામાન્ય સ્વરૂપ તમારી દૃષ્ટિ આગળ છે જ. રાષ્ટ્રીય પ્રેરણાથી માણસના જીવનમાં કેવો બદલો થઈ જાય છે એ તમારા જીવનથી રહેજે, અનાયાસે સિદ્ધ થવું જોઈએ.

સત્યાગ્રહી, અસહકારી અને રાષ્ટ્રીય વિદ્યાર્થીઓમાં આત્મશુદ્ધિથી આવતો વિનય અને વિવેક એ તમારો અલંકાર છે. સ્વદેશ, સ્વધર્મ અને સ્વભાષાની ઉન્નતિ સાધવાને તમે વ્રતબદ્ધ છો. તમે આ ત્રણેને દેવ તરીકે જ પૂજો. તમારા દેખતાં આ ત્રણમાંથી એકની અવહેલના કે મશ્કરી થઈ જ ન શકે એટલી તમારી આ ત્રણેને વિષે ભક્તિ હોવી જોઈએ. સ્વભાષાની પ્રતિષ્ઠા ખોઈ તમે તમારી પોતાની પ્રતિષ્ઠા જાળવી શકવાના નથી. સ્વદેશનું અપમાન સહન કરી તમે સ્વમાન જાળવવાને સમર્થ નથી થવાના. ધર્મ વિષે અશ્રદ્ધા રાખી તમે કોઈ કાળે આત્મશ્રદ્ધા કેળવી શકવાના નથી. સ્વધર્મ એ અગ્નિ જેવો છે. એના સહવાસથી આપણા દોષો બળી જાય છે અને પછી એ આપણને પોતાના સમાન જ તેજસ્વી બનાવી દે છે. આજે એ અગ્નિ ઉપર કુસંસ્કારોની રાખ વળી ગઈ છે તેટલા માટે તેની ઉપેક્ષા નહિ કરતા, તેના ઉપર પાણી નહિ રેડતા. તમારા પોતાના પ્રાણથી તેને ફુંકીને જાગૃત કરો.

તમે તમારા કુલપતિ અને આચાર્યને સાક્ષી રાખી પવિત્રતાનો લેબાસ પહેર્યો છે, રાષ્ટ્રીય ધ્વજના રંગો ખભા ઉપર ધારણ કર્યા છે. હું મારૂં મસ્તક અર્પણ કરીશ પણ એ રાષ્ટ્રધ્વજનું અપમાન થવા નહિ દઉં, એ તેનો અર્થ છે. બીજા લોકો ખાદીની ભલે ચર્ચા કરે, તમારે માટે તો તે ધાર્મિક વસ્તુ છે, તમારી વિદ્યાની તે દ્યોતક છે. જેમ આપણે પોતાનાં માબાપ અને કુળની ચર્ચા કરતા નથી, ઈશ્વરની દેણગી ગણી આપણે તેને માથે ચડાવી લઈયે છીયે, તેમ જ ખાદી પ્રત્યે તમારો આદર હોય. ખાદી એ તમારા કુલપતિની દીક્ષા છે. સર્વ વિદ્યાનું મૂળ, સંસ્કૃતિનો આધાર—સત્ય અને અહિંસા એ તમારા કુલપતિનો મન્ત્ર છે. એ લઈને તમે દુનિયામાં વિચરો ગમે તે સ્થિતિમાં હો તોપણ તમારો વિજય જ છે. આજે તમારે સ્વરાજ્યના સૈનિક તરીકે કામ કરવું છે. હિન્દુસ્તાનની ખાનદાની અને હિન્દુસ્તાનની બહાદુરી તમારી મારફતે પ્રગટ થવાની છે. માટે નીડર થઈને જ્યાં જ્યાં દીનદુબળાં ઉપર અત્યાચાર થતો હોય ત્યાં એકલા હો તોપણ લડો. જ્યાં જ્યાં ક્ષુદ્ર સ્વાર્થ, મત્સર અને ઈર્ષા હોય ત્યાં તેને તમારી ઉદારતાથી શરમાવો અને પ્રેમથી વશ કરો. તમે પોતે મુક્ત થાઓ અને દુનિયાને મુક્ત કરો. એ જ તમારી વિદ્યાનું વિદ્યાપણું, કેમકે

**सा विद्या या विमुक्तये**

# આજની અગત્ય

આજે કેટલાયે વર્ષો થયાં આપણો દેશ સ્વરાજ્યપ્રાપ્તિની સાધના કરી રહ્યો છે. પ્રથમ તો વિચાર સ્પષ્ટ કરવામાં જ દિવસ ગયા. વ્યક્તિઓ ચિન્તનથી અથવા ચર્ચાથી પોતાના વિચારો ફેરવી શકે છે. મહાન રાષ્ટ્રો ઘણીવાર અનુભવથી જ વિચાર ફેરવી શકે છે. આમ એક બે દાયકા તો સ્વરાજ્ય વિષેના વિચારો નક્કી કરવામાં જ વીત્યા. પછી તેની સાધનાની દિશા ફેરવવાનો યુગ બેઠો. તેમાં પણ આપણે અનુભવને ક્રમે જ ગયા, અને આખરે સ્વદેશી, પરદેશી વસ્ત્રોનો ત્યાગ, રાષ્ટ્રીય શિક્ષણ, પંચાયત, હિન્દુમુસલમાન એકતા, અહિંસાત્મક અસહકાર, કાયદાનો સવિનય ભંગ, અસ્પૃશ્યતા-નિવારણ, દારૂનિષેધ—એવો સાધનાનો અનેકવિધ ક્રમ નક્કી થયો. તેનો પણ આપણે અનુભવ લેવા લાગ્યા. ત્યાં પણ અનુભવ થયો છે કે આ સાધનોનો અખત્યાર અમુક ક્રમમાં થાય તો જ તે સફળ નીવડે.

ઉપરના સાધનો જરા ધ્યાનપૂર્વક તપાસીયે તો આપણે જોઇ શકશું કે તેમાંની કેટલીક વસ્તુઓ રાષ્ટ્રની વૃત્તિમાં ફેરફાર કરવાને માટે જ છે, કેટલીકમાં આપણે અત્યાર સુધી કરતા આવ્યા તેમ ન કરવું એટલું જ છે, અને કેટલીકમાં પ્રત્યક્ષ કાર્ય કરવાનું છે. વૃત્તિફેર રૂપી સાધનામાં હિન્દુ-મુસલમાન એકતા, અસ્પૃશ્યતાનિવારણ વગેરે બાબતોનો સમાવેશ થાય છે. ન કરવાની બાબતોમાં સરકાર જોડેનો સહકાર બંધ કરવો, હિંસાવૃત્તિનો ત્યાગ કરવો, દારૂ શરાબ વગેરે વ્યસનો છોડવા વગેરે છે. ન કરવાની બાબતો-ને છોડી દેવામાં મુહૂર્ત શોધવું નથી પડતું. વૃત્તિફેરમાં 'જાગ્યા ત્યારથી સવાર' એ નિયમ હોય છે. પણ પ્રત્યક્ષ કાર્યને માટે અનુકૂળતાનો અને શક્યાશક્યતાનો વિચાર કરવો પડે છે. અમુક હદ સુધીની અહિંસા ન કેળવી હોય તો કાયદાનો સવિનય ભંગ ન જ આરંભી શકાય. દેશમાં એકતા અને રાષ્ટ્રહિતને પ્રધાનપદ આપવાની વૃત્તિ ન કેળવાય હોય ત્યાં સુધી પંચાયતપદ્ધતિ અમલમાં ન આણી શકાય. સ્વદેશીનો સિદ્ધાન્ત જ્યાં સુધી હૈયે ન બેઠો હોય ત્યાં સુધી રાષ્ટ્રીય શિક્ષણ સાચું સ્વરૂપ ન પકડે.

વૃત્તિ કેળવવાના ઇલાજોનો ઉપદેશ દેશમાં બરાબર ચાલી રહ્યો છે. ત્યાગ કરવાનો હતો તે પણ યથાશક્તિ કરી રહ્યા છીયે. હવે રહ્યો કાર્ય કરવાનો ક્રમ. અનુભવ ઉપરથી જણાય છે કે આમાં પ્રથમ સ્વદેશી, પછી રાષ્ટ્રીય શિક્ષણ અને ત્યારપછી પંચાયતપદ્ધતિ એ ક્રમે જ સફળતા મળી શકશે. અને એટલું થાય ત્યારે જ કાયદાનો સવિનય ભંગ કરવાનો વારો આવે.

અથવા ન પણ આવે, કેમકે સ્વદેશી, રાષ્ટ્રીય શિક્ષણ અને પંચાયત

ે નખુમા પ્રગત બગબગ કાવે તો તે જ સ્વરાજ્ય છે. પછી રાજ્યતં
ાથમા લેવા માટે વખતે સવિનય ભંગ કરવો પણ ન પડે. સ્વદેશી, રાષ્ટ્રી
શિક્ષણ અને પંચાયત એ હુકમના પાના છે. એ આપણા હાથમા જોઈએ. ન
ાગો પક્ષ પોતાના પાના નીચે ન મુકી દે તો બહુ બહુ તો બે ત્રણ પાન
ઉતરવા પડે એટલું જ.

સ્વરાજ્યપ્રાપ્તિનું મોટામા મોટુ સાધન સ્વદેશી છે. સ્વદેશી દ્વારા દેશનો આર્થિક
ાન બંધ થશે, કરોડો ગરીબ લોકોને ધંધો મળશે, ગામડાઓ પગભર થશે,
ને તેણે હરિરાઈ મોળી પડશે અને દેશમા સ્વાભિમાન જાગશે, દેશના રિવાજો,
ામાજિક આદર્શો વિષે આદર વધશે અને સ્વધર્મનિષ્ઠા જાગશે. સ્વદેશી
ારા સ્વદેશી સંસ્કૃતિનો ખ્યાલ આવશે અને તે દ્વારા જ રાષ્ટ્રીય શિક્ષણની
ાચી દિશા કાર્યકર્તાઓને સૂઝશે.

આજે દેશમા રાષ્ટ્રીય શિક્ષણના કેન્દ્રોની જેટલી જરૂર છે તેના કરતા
ાષ્ટ્રીય શિક્ષણ કેવુ હોય એનો બરાબર ખ્યાલ કાર્યકર્તાઓમા હોવાની જરૂર
ધારે છે. નહિ તો આખુ ગાડુ અવળે રસ્તે જવાનુ. પ્રાયશ્ચિત્તના પર્વમા
ણ જો આપણે પાપ કરીશુ તો તે ધોવા ક્યા જઈશુ ?

રાષ્ટ્રીય શિક્ષણ સ્વરાજ્ય આપનાર શિક્ષણ હોવુ જોઈએ. યુરોપનું સાહિત્ય
ને યુરોપની સમાજરચના વિદ્યાર્થીઓને ભણાવવામા હજારો અને લાખો
પીયાનો ખર્ચ કરવાથી અને યુવકપ્રજાના કિંમતીમા કિંમતી ચાર પાચ
ર્ષો બરબાદ કરવાથી રાષ્ટ્રીય શિક્ષણ ન મળે. વેપારી દલાલીને ઉત્તેજન
ે એવુ વેપારી શિક્ષણ આપવાથી અથવા પરદેશી વસ્તુની ખપત
ે એવુ ઉદ્યોગશિક્ષણ આપવાથી રાષ્ટ્રીય શિક્ષણ ન થાય એ તો
અરાષ્ટ્રીય શિક્ષણ જ કહેવાય. લોકોના મોજશોખની વસ્તુઓ પેદા કરવામા
અથવા શહેરોની કૃત્રિમ હાજતો પૂરી પાડવામા મદદગાર થાય એવુ શિક્ષણ
આપી દસ પાચ હજાર વિદ્યાર્થીઓને કમાણીનુ સાધન મેળવી આપવાથી
ાષ્ટ્રીય શિક્ષણ શરૂ કર્યું ન ગણાય. આખું રાષ્ટ્ર યુરોપ પાસે જ્ઞાન લેનાર
ાથી. રાષ્ટ્રનો કોઈપણ ભાગ યુરોપની ઢબે ચાલી પોતાનુ શ્રેય મેળવવાનો
ાથી. યુરોપ સાથેનો વેપાર ખોટનો વેપાર છે એ રાષ્ટ્રીય આદર્શ હોઈ જ
ા શકે. રાષ્ટ્રીય કેળવણીને માટે અથવા કેળવણી સર્વાંગ સુન્દર કરવા માટે
આખા રાષ્ટ્રને યુરોપમા કે અમેરિકામા જવાપણુ ન જ હોય. પછી રાષ્ટ્રીય
શિક્ષણને નામે અરાષ્ટ્રીય અને કૃત્રિમ કેળવણી આપણે શા સારૂ ચલાવીએ ?

રાષ્ટ્રીય શિક્ષણ એટલે ગામડાઓનુ શિક્ષણ. કેમકે રાષ્ટ્ર ઝુપડાઓમા
વસે છે. ગામડાઓ ન બન્ય છે. રાષ્ટ્રીય શિક્ષણ એટલે સ્વદેશીનુ શિક્ષણ. કેમકે તેમા

પ્રજામા પ્રાણ મચશે જે પદ્ધતિથી અને વ્યવસ્થાથી દરેક ગામડામા રાષ્ટ્રીય શાળા ચાલી શકે અને નભી શકશે તે જ રાષ્ટ્રીય પદ્ધતિ.

ગામડાઓમા આખું વરસ શાળા ચાલવી જ જોઇએ એવો આગ્રહ ન હોય ગામડાઓની સ્થિતિ, ખેતી, વણાટ વગેરે ધધાઓની ગોઠવણ, ઉનાળો, ચોમાસુ વગેરે ઋતુઓની અસર અને ત્યાની આર્થિક સ્થિતિ એ બધાનો વિચાર કરી ગામડાઓમા રાષ્ટ્રીય કેળવણીની યોજના ઘડી જોઇએ. રાષ્ટ્રીય વિદ્યાર્થીઓએ વાવેતરની મોસમમા માબાપોને મદદ કરવી જોઇએ, ખાલી દિવસોમા સતર કાતી આપનાર મામલતોને પૂણીઓ પૂરી પાડવી જોઇએ, ધર્મશાસ્ત્રની વાતો અને છાપાઓની હકીકતો ગામના નાનામોટાને રોજ સાજે વાચી સભળાવવી જોઇએ, અને ધાડ પડે અથવા ક્યાયે રેલ/સાજ તોફાન મારામારી થાય તો નિરાધારનુ રક્ષણ કરવાને યુવાન રાષ્ટ્રીય વિદ્યાર્થીઓએ દોડી જવુ જોઇએ.

રાષ્ટ્રીય શિક્ષક પણ રાષ્ટ્રીય સ્થિતિને અનુકૂળ આવે એવુ જ જીવન ગાળનાર હોવો જોઇએ રાષ્ટ્રીય શિક્ષકે જે મોસમમા શાળા ન ચાલી શકે એમ હોય તે દિવસોમા ગામના લોકોને ખેતીમા મદદ કરવા જવુ જોઇએ વણાટકામમા તેણે લોકોને ઉત્સાહ અને સશાસ્ત્ર માહિતી આપી પ્રત્યક્ષ મદદ કરવી જોઇએ સામાન્ય રોગ દૂર કરવાને જરૂરજોગુ વૈદકનુ જ્ઞાન તેની પાસે હોય. રાતે વાળુ કર્યા બાદ ગામડાના સ્ત્રીપુરુષોને ભેગા કરી તેણે તેમને ધીમે ધીમે અનેક વિષયોનુ સામાન્ય જ્ઞાન આપવુ જોઇએ આવુ બધુ કરવા માટે શિક્ષક ઉત્સાહી અને ચારિત્ર્યવાન હોવો જોઇએ

દેશમા રાષ્ટ્રીય શિક્ષકોનો એક ધાર્મિક સઘ કે સપ્રદાય સ્થાપવાની ખાસ જરૂર છે એવા સઘમા દાખલ થનાર શિક્ષકોએ પોતાના જીવનમા અમુક વસ્તુઓ દાખલ કરવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ અને પોતાનુ ચારિત્ર કસી પ્રજાનુ ચારિત્ર વધારવા તનતોડ મહેનત કરવી જોઇએ રાષ્ટ્રીય શિક્ષણ એટલે રાષ્ટ્રીય ચારિત્રનુ શિક્ષણ એ મહામત્ર દરેક રાષ્ટ્રીય શિક્ષકના મન ઉપર કોતરેલો હોવો જોઇએ.

આવુ રાષ્ટ્રીય શિક્ષણ ફેલાશે અને પ્રજામા રાષ્ટ્રીય સદ્ગુણો વધશે ત્યારે જ પરસ્પરનુ હિત સાચવવાની અને સાધવાની વૃત્તિ બધે ફેલાશે અને પચાયતપદ્ધતિ ગામડે ગામડે અમલમા આવશે જ્ઞાતિના મહાજનો કેવળ કુસપ વધારવા નહિ પણ સપ અને સમૃદ્ધિ વધારવાને યોગ્ય થશે. સરકારની બીક ઓછી થશે, સ્વાશ્રય વધશે અને પોતાનુ રાજ્ય પોતાના હાથમા લેવુ પ્રજાને શક્ય અને સહેલુ થશે -

# જેનો ગજ તેનું રાજ્ય

જૂના વખતમા રાજાનો હાથ તે જ ગજ મનાતો. એના રાજ્યમા એના હાથનું જ માપ બધે ચાલતું. દરેક દેશની પ્રજા પોતપોતાના ગજ લઈને દુનિયામા ફરે છે. જેટલા લોકો તે ગજ સ્વીકારે તેટલા પર તે ગજવાળાનું રાજ્ય ચાલે છે. પછી તે ગજ ભલે શ્રદ્ધાથી સ્વીકારવામા આવે, કે બીકથી કે બેવકુફીથી.

રાષ્ટ્રીય જીવનમા જો આપણે સરકારી ગજ ફેંકી દઈ આપણો પોતાનો ગજ ચલાવીએ તો જ તે સાચું રાષ્ટ્રીય જીવન ગણાય. જેઓ અંગ્રેજી રાજ્યનો વિરોધ કરે છે, અંગ્રેજી પ્રજાનો દ્વેષ કે તિરસ્કાર કરે છે તે બધાઓએ અંગ્રેજી ગજ ફેંકી દીધો છે એમ માનવા કારણ નથી. નિત્ય વ્યવહારમા જે ગજની ટેવ પડી હોય તે ફેંકી દેતા માણસને બહુ કષ્ટ પડે છે, અને તેથી માંડવાળ તરીકે પરદેશી ગજથી નભાવી લેવાની તેઓ ભલામણ કરે છે. 'સ્વદેશી ગજ અમને પણ પસંદ છે, અમે પણ તેના જ હિમાયતી છીએ, પણ હાલ તુરત તે સર્વત્ર વાપરવો અઘરો છે, માટે હાલ તો પરદેશી ગજથી જ ચલાવીએ; અનુકૂળ વખત આવ્યે સ્વદેશી ગજ ચાલુ કરીશું' એમ કહી તેઓ પરદેશી દોરનું આવરદા લંબાવે છે અને તેટલે દરજ્જે સ્વરાજ્યની શક્તિ ક્ષીણ કરે છે.

સ્વદેશી ગજ સર્વત્ર ચલાવવાની મહત્તા જેઓ સમજે છે તેઓ જવાબમા કહે છે 'સ્વદેશી ગજ બધે ચલાવવો અઘરો હોય તોયે શું? સ્વદેશી ગજ જેટલે સુધી તેટલો જ વ્યવહાર શુદ્ધ છે અને આપણે માટે ફાયદાકારક છે. બાકીના વ્યવહારને માટે જાલિમનો ગજ ચલાવીએ તે કરતા તેટલા વ્યવહારનો જ સંકોચ કરી નાખીએ એ જ યોગ્ય છે.' પરદેશી ગજની ટેવને લીધે લોકો તે ઝટ છોડતાં નથી, એટલા માટે જ સ્વદેશી ગજનો વ્યવહાર અઘરો બને છે. જ્યા જુઓ ત્યા પરદેશી ગજ જ વ્યાપેલો છે. એને કાઢી નાખ્યા વગર સ્વદેશી ગજને અવકાશ મળવાનો નથી

સ્વરાજ્યને માટે સ્હેજ પણ તકલીફ ઉઠાવવાની લોકોમા દાનત હોય તો એક વરસની અંદર જરૂર સ્વરાજ્ય મળી ગયું હોત. પણ સહેલો રસ્તો પણ ટેવનો ન હોય તો ઝટ ન સ્વીકારવો એ મનુષ્યસ્વભાવની જડતાને લીધે આપણે સ્વરાજ્યના પ્રયત્નમા પરરાજ્યના ગજને જ વળગી રહ્યા. જેઓ ઉત્સાહ ખોઈ બેઠા છે તેમને તો પરદેશી ગજ હાથમાથી ગયો એ જાણે એક હથિયાર હાથમાથી ગયું એમ જ લાગે છે. પરદેશી ગજ વગર આપણે નિઃશસ્ત્ર થયા છીએ એવો કકળાટ કરીને જે થોડીઘણી સ્વતન્ત્રતા આપણે મેળવી હતી તે પણ તેઓ ખોવા બેઠા છે.

આપણે ફરીવાર મૂળથી વિચાર કરીને સમજી લેવું પડે છે કે જેનો ગજ તેનું ગજ્ય. પછી તે ગમે તેના હાથમાં હોય. સવાલ હાથનો નથી, પણ ગજની જાતનો છે.

આ સિદ્ધાન્ત સાર્વત્રિક છે. રાજદરબારમાં તેમજ શિષ્ટ સમાજમાં, સામાજિક વ્યવહારમાં તેમજ ન્યાયમન્દિરમાં આ જ નિયમ લાગુ પડે છે. ખાસ કરીને કેળવણીમાં આ સૂત્ર સૌથી વધારે મહત્ત્વનું છે. કેળવણીમાં કેટલા વિષયો શીખવવામાં આવે છે એ મહત્ત્વનો સવાલ નથી. દરેક વિષયની કિંમત કયા ગજથી આપણે માપીએ છીએ એના ઉપર રાષ્ટ્રીય કેળવણીનું સ્વરૂપ નક્કી થવું જોઈએ. પરદેશી ગજથી કેળવણીનું સ્વરૂપ આંકવામાં આવે અને તે ગજ સરકારના હાથમાંથી છીનવી લઈ આપણા જ હાથમાં રાખવામાં આવે તો તેથી ક્ષણિક લાભ દેખાશે, પણ દહાડે દહાડે કેળવણી ક્ષીણ જ થવાની. ગજ વાપરવામાં પણ સ્વધર્મનો સિદ્ધાન્ત લાગુ પડે છે. કેળવણીમાં આપણો ગજ હશે તો કેળવણી ફૂલશે ફાલશે. આપણા હાથમાં પરદેશી ગજ સફળ થવાનો નથી. તે બોજારૂપ જ થશે, વ્યાધિરૂપ થશે, નાશનું કારણ થશે.

## દિશાભૂલ

રાષ્ટ્રીય કેળવણીના પ્રયત્ન આપણે અનેકવાર કરેલા છે. આ ફેરાનો પ્રયત્ન અસહકારથી શરૂ થયો છે. શરૂઆતમાં આપણે એમ માન્યું હતું કે દેશમાં અહિંસા સારી પેઠે કેળવાયેલી છે તેથી આપણે થોડા જ દિવસમાં અસહકારનો કાર્યક્રમ પૂરો કરીશું અને સરકાર કાં તો સમજી જશે અથવા તો તેના સૂત્રો આપણા હાથમાં આવશે. તેથી આપણે સરકારી કેળવણીના ત્યાગનો જ વિચાર કર્યો. રાષ્ટ્રીય કેળવણીનું સ્વરૂપ નક્કી કરવાને આપણે ઇંતેજાર ન હતા. સરકાર સાથેનો સંબંધ તોડી નાખ્યા પછી તુરત ગમે તેવી કેળવણી લઈએ તો પણ ચાલે, કેમકે સરકારી કેળવણી લેવાના પાપમાંથી આપણે ઉગરી જઈએ એટલે બસ, એટલો જ માની વિચાર તે વખતે પ્રધાન હતો.

પછી આપણે જોઈ લીધું કે અસહકારની લડત ટૂંક મુદતમાં પૂરી થવાની નથી, અને સ્વરાજ્યવૃત્તિ, અસહકારનો ધર્મ તથા અહિંસા પરની શ્રદ્ધા કેળવવા હોય તો શિક્ષણ અસહકારી હોવા ઉપરાંત રાષ્ટ્રીય હોવું જોઈએ. શરૂઆતમાં કેળવણીના ધોરણનો આપણે વિચાર કર્યો ન હતો. આ દોઢ બે વર્ષના અનુભવ પછી હવે આપણે જોઈ શક્યા છીએ કે સરકારી કેળવણી પાછળ

જે આદર્શો અને પદ્ધતિ મ્હેલાં છે તેનો સંબન્ધ તો કાયમનો તોડવો જોઇયે; અને હું માનું છુ કે આ બે વરસના અનુભવ પછી કેળવણીનું રાષ્ટ્રીય સ્વરૂપ નક્કી કરવાને આપણે કંઇક લાયક બન્યા છીયે. આપણે અસહકારના કાર્યક્રમમા કેળવણીનો સવાલ દાખલ કર્યો, પણ કેળવણીના સવાલોમા અસહકારનું તત્ત્વ દાખલ ન કર્યું

આજે દેશ આગળ રાજ્યપ્રકરણમા બે તત્ત્વો મોજૂદ છે એક અસહકારનુ અને બીજુ વિરોધી સહકારનુ; એક ઉપેક્ષાનુ અને બીજુ હરિફાઇનું. દેશે પ્રથમ તત્ત્વ સ્વીકાર્યું છે. છતા બીજા તત્ત્વમા માનનાર કેટલાક પડ્યા છે. કેળવણીની બાબતમા પણ એવા જ બે તત્ત્વો છે માત્ર આ વિષયમા દેશનો મોટો ભાગ અત્યારે હરિફાઇમા માનનારો છે, અને અસહકાર અથવા ઉપેક્ષામા માનનાર પક્ષ ગમે તેટલો શ્રદ્ધાવાન હોય તોપણ આજે તો નાનો જ છે

આપણે સૌ માનીયે છીયે કે અંગ્રેજોએ જે જડવાદી, અસયમી અને દુરાગ્રહપોષક પદ્ધતિ આ દેશમા દાખલ કરી તેને પરિણામે જ આપણે પડ્યા અને એટલે જ દરજ્જે સરકારનુ રાજ્ય સ્થિર થયુ. આપણો આત્મવિશ્વાસ ઉડી ગયો હિન્દના ગેહમા શ્રેષ્ઠ વિચારો અને આચારો આપણને તિરસ્કાર યોગ્ય લાગવા માડ્યા. આપણે અદૂરદર્શી, સ્વાર્થે કેળવ્યો અને અનુકરણપ્રિય થયા, અને તેથી જ અરાષ્ટ્ર બનેલા આપણા ઉપર અંગ્રેજોને રાજ્ય કરવુ સહેલુ થયુ ભણેલા લોકોના વિચાર અને ભાવના પર સરકારે કાબુ મેળવ્યો રાષ્ટ્રાભિમાન ને લીધે આપણે અંગ્રેજ જાતિનો વિરોધ કર્યો ખરો, પણ અંગ્રેજ સસ્કૃતિના આપણે અનુયાયી બન્યા. ત્યારથી તે આજ લગી અંગ્રેજી કેળવણી લઇને અંગ્રેજો સામે લડવુ જોઇયે, તેમ કરવાને આપણી સસ્કૃતિ પૂરતી નથી, આપણે તેમના જ શસ્ત્રો ધારણ કરવા પડશે એમ આપણને થયુ અને હજી પણ થાય છે અંગ્રેજોની વિદ્યા કેળવ્યા વગર આપણે જીવનકલહમા ફાવવાના નથી એમ જ ઘણાખરા માને છે અને તેથી કેળવણીમા વિરોધી સહકાર અથવા હરિફાઇનુ તત્ત્વ જ આપણે બધે અમલમા મુકયુ છે રાજકારણમા જે કારણસર આપણે અસહકાર સ્વીકાર્યો છે તે કારણો જો ખરેખર આપણે ગળે ઉતર્યા હોય તો આપણે સહેલાઇથી જોઈ શકીયે કે રાજકારણ કરતા પણ કેળવણીમા અસહકારનુ તત્ત્વ અમલમા મુકવાની જરૂર વધારે છે

મારો આશય એ નથી કે આપણે અગ્રેજી ગ્રન્થો ન વાચીયે અથવા અગ્રેજોએ ભેગા કરેલા જ્ઞાનનો લાભ ન લઇયે પણ જ્ઞાન એ જુદી વસ્તુ છે, અને સસ્કાર એ જુદી વસ્તુ છે અગ્રેજી કેળવણી લેવાથી જીવનના દરેક સવાલ તરફ અગ્રેજી દૃષ્ટિથી જ જોવાની ટેવ પડી જાય છે, અગ્રેજી આદર્શો સારા લાગે છે અને આપણે મન, વચન અને હૃદયથી અગ્રેજ બની જઇયે છીયે

જ્યારે એક વખતે મુમ્બઈ સરકારે મુમ્બઈની યુનીવર્સિટી આગળ સંસ્કૃત શાસ્ત્રીઓને પદવીઓ આપવાની સૂચના મૂકી હતી ત્યારે ઘણાખરાઓનો એવો મત હતો કે શાસ્ત્રીઓએ પદવી લેવી હોય તો અંગ્રેજી પણ જાણવું જોઇયે. પણ પાશ્ચાત્ય સંસ્કૃતિના પાદરી ના૦ પગજ્પેએ તો એવો જ ઠરાવ મુક્યો હતો કે 'જો સંસ્કૃતના સસ્કારો પાડ્યા પછી આ શાસ્ત્રીઓ અંગ્રેજી ભણે તો તે કામનું નહિ એવાઓને અમે પદવી ન આપીયે પ્રથમ અંગ્રેજી સસ્કાર ફર્સ્ટ ઇયર આર્ટ્સ સુધી લે અને પછી ભલે સસ્કૃત ચોપડીઓ જોઇયે તેટલી ગોખી લે એવા માણસને અમે પદવી આપીશુ' ના૦ પગજપેનુ તત્ત્વ બરાબર છે. જેવા સસ્કાર તેવી બુદ્ધિ એકવાર સંસ્કાર પાડ્યા પછી જ્ઞાન અને માહિતી ગમે તેટલી આપો. મોટે ભાગે સસ્કાર જ બલવત્તર નીવડવાના માટે જ હુ કહું છુ કે કેળવણીના કાળમા પાશ્ચાત્ય દૃષ્ટિ સાથે જ અસહકાર કરવો જોઇયે અંગ્રેજો સાથે અંગ્રેજી વિદ્યા દ્વારા હરિદ્વાઇમા ઉતરવા જઇશુ તો એક તો આપણે ફાવવાના નથી અને બીજુ હરિદ્વાઇમા જે ઉતરે છે તે હરિદ્ર જેવો બની જાય છે, તે પ્રમાણે આપણે પણ અંગ્રેજોનો વિરોધ કરતા કરતા અંગ્રેજો જ બની જઇશુ.

બીજી દૃષ્ટિએ પણ આપણે રાષ્ટ્રીય શિક્ષણના આદર્શનો વિચાર કરવો રહ્યો એ દૃષ્ટિ પણ દુનિયાના રાજકારણમા આજે પ્રધાનપદ ભોગવે છે. એક તરફ સામ્રાજ્યો મહાસામ્રાજ્યો થવા માગે છે અને બીજીનેર ગરીબ કચડાયેલી પ્રજા આત્મનિર્ણય એટલે સ્વરાજ્ય માગે છે આ બે આદર્શો વચ્ચે દુનિયાની આજની બધી લડતો ચાલી રહેલી છે સામ્રાજ્યની અંદર એક માણસના હાથમા અથવા એક મન્ત્રીમડળના હાથમા બધી સત્તા રાખવામા આવે છે અને બાકીની પ્રજાએ તો તેમનો હુકમ જ ઉઠાવવાનો હોય છે. એક માણસ સ્વામી બની જાય છે અને બાકીના બધા એના હાથમાના પૂતળા બની રહે છે માણસ જેવા બુદ્ધિશાળી પ્રાણીને એક મહાન યન્ત્રનુ પૈડુ બનાવવાથી મહાન શક્તિ તો જરૂર પેદા થાય છે, ઘણું કામ સહેલાઇથી અને કુશળતાથી ઉકેલાય છે, ખૂબ સગવડો સચવાય છે, પણ માણસનો આત્મા કચડાઈ જાય છે. સામ્રાજ્ય ચલાવનાર જ્યા સુધી પ્રબળ અને દૂરદર્શી હોય ત્યા સુધી તેના અન્તઃપુરમા દાખલ થએલા રાષ્ટ્રો સુખી જીંદગી ગાળી શકે છે, પણ તેમા આત્મોન્નતિ કે પાવિત્ર્ય નથી અને સામાન્ય જ્યારે મોળુ પડે છે ત્યારે તો અન્તઃપુરવાસી જનોની દશા શ્રીકૃષ્ણ નિજધામ ગયા પછી ગોપીઓની દશા થઈ તેવી થઈ રહે છે

દુનિયાની પ્રજાઓ હવે સામ્રાજ્યોથી કંટાળી ગઇ છે અને સ્વરાજ્ય માગે છે. પણ કેળવણીમા સ્વરાજ્યનો ખ્યાલ હજુ દાખલ થયો નથી.

જેમ તારખાનાની બાબા બધે એક જ હોય છે, સાઇકલોના પંપ દુનિયાભર એક જ જાતના હોય છે, તેમ દુનિયામાં બધે કેળવણી એક જ જાતની હોય એમ ઘણાખરા માને છે. આમાં સગવડ રહેલી છે, પણ આત્માનો નાશ છે. આ સામ્રાજ્યવાદી કેળવણીથી માણસ યન્ત્ર બની જાય છે, નીતિ અનીતિ વિલાસિતા કશાનો વિચાર કર્યા વગર જ મધ્યવર્તી સત્તા અથવા કલ્પનાની ઇચ્છાને વશ થઈ જાય છે અને કાયરની સલામતી અને પામરના સુખવિલાસ ભોગવી લે છે; અને આ પણ ઝાઝા દિવસ સુધી ટકે છે એવું તો નથી જ.

કેળવણીમાં એક મધ્યવર્તી ખાતું સ્થાપન કરી બધા શિક્ષકો અને અધ્યાપકો, વિદ્યામન્દિરો અને મહાવિદ્યાલયો તેના હાથમાં સોંપી દઇ નીરાંતે સૂઇ જવું એ ખ્યાલ સામ્રાજ્યની અંદર સલામતી ભોગવવા ઇચ્છનાર પ્રજાને પસંદ પડે એવો છે. સામ્રાજ્ય ભોગવવા ઇચ્છનાર મહત્ત્વાકાંક્ષી કે મતલબી લોકોને એ લોકવૃત્તિ બહુ જ અનુકૂળ થઇ પડે છે અને તે એવી ને એવી જ રાખવાને તેઓ ઇંતેજાર પણ હોય છે. સ્વરાજ્યની વૃત્તિ આથી વિરુદ્ધ હોય છે. સ્વરાજ્યવાદીઓ કહે છે કે 'બીજા લોકોની કુશળતા ગમે તેટલી હોય અને તમે અમને ગમે એટલી સગવડો કરી આપો તોપણ એમાં અમારો પુરુષાર્થ નથી. અમે સગવડ નથી માગતા પણ શક્તિ કેળવવા માગીએ છીએ. અમે ભૂલો કરીશું છતાં અમારી પસંદગીને જ વળગી રહીશું. અમારી પ્રગતિ ધીમે ધીમે થશે પણ તે સાચી પ્રગતિ હશે, અને સ્થાનિક પ્રયત્નને જ ઉત્તેજન આપવાથી અમે સ્વરાજ્યને માટે વધારે ને વધારે લાયક બનીશું.'

સાચા જીવનમાં વિવિધતા હોય છે. દરેક પ્રદેશ અને દરેક કાળ પોતાના સંજોગો પ્રમાણે પોતપોતાની વિ[illegible]તા ખીલવી શકે છે. એમાં જ માનવજાતિની ઉન્નતિ રહેલી છે. મધ્યવર્તી સત્તા, તેની યાન્ત્રિક પદ્ધતિ, તેની અજ્ઞાપત્રિકાઓ, સર્ક્યુલરો અને પત્રકોથી તો સ્થાનિક પ્રાણ અને વિશેષતા મરી જાય છે. ઉકાળેલા દૂધની પેઠે તેની સર્વાંગ સુંદરતા નિર્જીવ હોય છે.

આપણે ઇતિહાસ ઉપરથી જોઈએ છીએ કે જ્યારે આપણે સ્વરાજ્યથી કંટાળ્યા ત્યારે જ આપણે સામ્રાજ્યને વશ થયા. વિલાસમાં ડૂબેલા નવાબો અને પેશ્વાઓ સ્વરાજ્યની માથાકૂટથી કંટાળ્યા અને તેમણે પેનશનો પસંદ કર્યાં ને દીવાનીના હક અંગ્રેજોને સોંપી દીધા. આપણા દેશરક્ષક ક્ષત્રિયો યુદ્ધથી કંટાળ્યા અને તેમણે અંગ્રેજી લશ્કરો પોતાની તહેનાતમાં રાખ્યાં. પોતાની સલામતી માટે પોતાના ધર્મ અને પુરુષાર્થ છોડી, અંગ્રેજને પાસે સલામતી મેળવવા 'સબસીડિયરી પદ્ધતિ' સ્વીકારી માંડળિકો બન્યા ત્યારે

અંગ્રેજોનુ સામ્રાજ્ય સ્થપાયું. પુરુષાર્થ છોડી જ્યારે માણસ કાયર સલામતી સ્વીકારે છે ત્યારે જ તે સ્વરાજ્યને માટે નાલાયક બને છે. આપણે ગુજરાત કૉલેજ સ્થાપી સરકારના તાબામાં સોંપી દઈ જાહેર કર્યું કે અમે સ્વરાજ્યને માટે નાલાયક છીએ. બહારથી આવતી સુવ્યવસ્થા અને સલામતી જો આપણને હજી વહાલી હોય તો આપણે સ્વરાજ્યનું નામ લેવું ન ઘટે.

અધ્યાપકો વિદ્યાપીઠને કહે છે, 'અમારી નિશાળો તમારા તાબામા લો. અમને તમારા નોકર બનાવો. અમારી નીમણૂકો, ફેરબદલીઓ વગેરે બધું તમારી મરજી પ્રમાણે કરો. પણ અમારી સસ્થાને સ્ટેબિલિટી આપો, સુરક્ષિતતા આપો.' સામાન્ય કુટુંબોમા પુરુષો પુરુષાર્થ કરે છે અને જોખમ ખેડે છે, ત્યારે સ્ત્રીઓ આશ્રાધારકપણું કેળવી સુરક્ષિતતા ભોગવે છે. આવી પત્નીવૃત્તિ અધ્યાપકોને શોભે નહિ. જેમ વેપારીઓ જોખમ ખેડે છે અને સ્વતન્ત્ર રહે છે તેમ અધ્યાપકો પણ જો નિસ્પૃહતા અને શ્રદ્ધા કેળવશે તો તેઓ પણ સ્વતન્ત્ર રહેશે, તેમની કેળવણી પણ તેજસ્વી થશે અને દેશમા સ્વરાજ્યવૃત્તિ કેળવાશે.

# છૂટીછવાઈ વાતો

આપણે રાષ્ટ્રીય કેળવણી શરૂ તો કરી, પણ રાષ્ટ્રીયતા શામા રહેલી છે એનો હજી પૂરતો વિચાર કર્યો નથી. આપણે સરકારનો સબન્ધ છોડી દઇયે, સરકારની મદદ ન લઇયે, પણ સરકારી શિક્ષણપદ્ધતિ જેવી છે તેવી જ લગભગ કાયમ રાખીયે અને તેમા ફક્ત અંગ્રેજીને ગૌણ ભાષા કહીયે, સ્વભાષાને મુખ્ય ભાષાનુ નામ આપીયે, સરકારી અંકુશ કાઢી નાખીયે અને 'રક્ષ દેવ તું રાજ'ને બદલે 'રક્ષ દેવ તુ ભારતદેશ' એમ ભણાવીયે એટલે રાષ્ટ્રીય શિક્ષણ થયુ, એમ કેટલાક માને છે.

રાજ્યતન્ત્રમા અથવા કેળવણીની પદ્ધતિમા ફક્ત ઉપલા જ ફેરફારો થાય તોપણ ભારે કામ થયુ ગણાય, કેમકે તેટલાથીયે આપણી દબાયેલી વૃત્તિ મુક્ત થશે અને સ્વતન્ત્ર રીતે વિચાર કરવાની શક્તિ આવશે. ઉપર વર્ણવેલા ફેરફારોથી જ સન્તોષ માનનાર અને વધુ ફેરફારોની સામે થનાર લોકો રાષ્ટ્રીય કેળવણીમા પ્રગતિવિરોધી ( કૉન્ઝરવેટિવ ) પક્ષનું કામ કરે છે. રાષ્ટ્રીય ઉન્નતિમા એવા પક્ષનીયે જરૂર છે. વહાણમા જો બોજો પૂરતો ન હોય તો વહાણ પવનથી ઉથલી જાય છે. વહાણને માટે બોજો અને સઢ બન્ને જરૂરના

જેમ તારખાતાની ભાષા બધે એક જ હોય છે, સાઇકલોના પંપ દુનિયાભર એક જ જાતના હોય છે, તેમ દુનિયામાં બધે કેળવણી એક જ જાતની હોય એમ ઘણુખરા માને છે. આમાં સગવડ રહેલી છે, પણ આત્માનો નાશ છે. આ સામ્રાજ્યવાદી કેળવણીથી માણસ યન્ત્ર બની જાય છે, નીતિ અનીતિ વિલાસિતા કશાનો વિચાર કર્યા વગર જ મધ્યવર્તી સત્તા અથવા કલ્પનાની ઇચ્છાને વશ થઈ જાય છે અને કાયરની સલામતી અને પામરના સુખવિલાસ મેળવી લે છે; અને આ પણ ઝાઝા દિવસ સુધી ટકે છે એવું તો નથી જ.

કેળવણીમા એક મધ્યવર્તી ખાતું સ્થાપન કરી બધા શિક્ષકો અને અધ્યાપકો, વિદ્યામન્દિરો અને મહાવિદ્યાલયો તેના હાથમાં સોંપી દઇ નીરાંતે સૂઇ જવું એ ખ્યાલ સામ્રાજ્યની અંદર સલામતી ભોગવવા ઇચ્છનાર પ્રજાને પસંદ પડે એવો છે. સામ્રાજ્ય ભોગવવા ઇચ્છનાર મહત્ત્વાકાંક્ષી કે મતલબી લોકોને એ લોકવૃત્તિ બહુ જ અનુકૂળ થઇ પડે છે અને તે એવી ને એવી જ રાખવાને તેઓ ઇંતેજાર પણ હોય છે. સ્વરાજ્યની વૃત્તિ આથી વિરુદ્ધ હોય છે. સ્વરાજ્યવાદીઓ કહે છે કે 'બીજા લોકોની કુશળતા ગમે તેટલી હોય અને તમે અમને ગમે એટલી સગવડો કરી આપો તોપણ એમાં અમારો પુરુષાર્થ નથી. અમે સગવડ નથી માગતા પણ શક્તિ કેળ-વવા માગીયે છીયે. અમે ભૂલો કરીશું છતાં અમારી પસંદગીને જ વળગી રહીશું. અમારી પ્રગતિ ધીમે ધીમે થશે પણ તે સાચી પ્રગતિ હશે, અને સ્થાનિક પ્રયત્નને જ ઉત્તેજન આપવાથી અમે સ્વરાજ્યને માટે વધારે ને વધારે લાયક બનીશું.'

સાચા જીવનમાં વિવિધતા હોય છે. દરેક પ્રદેશ અને દરેક કાળ પોતાના સંજોગો પ્રમાણે પોતપોતાની વિશિષ્ટતા ખીલવી શકે છે. એમા જ માનવજાતિની ઉન્નતિ રહેલી છે. મધ્યવર્તી સત્તા, તેની યાન્ત્રિક પદ્ધતિ, તેની આજ્ઞાપત્રિકાઓ, સર્ક્યુલરો અને પત્રકોથી તો સ્થાનિક પ્રાણ અને વિશેષતા મરી જાય છે. ઉકાળેલા દૂધની પેઠે તેની સર્વાંગ સુંદરતા નિર્જીવ હોય છે.

આપણે ઇતિહાસ ઉપરથી જોઇયે છીયે કે જ્યારે આપણે સ્વરાજ્યથી કંટાળ્યા ત્યારે જ આપણે સામ્રાજ્યને વશ થયા. વિલાસમાં ડૂબેલા નવાબો અને પેશ્વાઓ સ્વરાજ્યની માથાકૂટથી કંટાળ્યા અને તેમણે પેનશનો પસંદ કર્યાં ને દીવાનીના હક અંગ્રેજોને સોંપી દીધા. આપણા દેશરક્ષક ક્ષત્રિયો યુદ્ધથી કંટાળ્યા અને તેમણે અંગ્રેજી લશ્કરો પોતાની તહેનાતમાં રાખ્યાં. પોતાની સલામતી માટે પોતાના ધર્મ અને પુરુષાર્થ છોડી અંગ્રેજો પાસે સલામતી મેળવવા 'સબ્સીડિયરી પદ્ધતિ' સ્વીકારી આશ્રિતો બન્યા અને

અંગ્રેજોનું સામ્રાજ્ય સ્થપાયું. પુરુષાર્થ છોડી જ્યારે માણસ કાયર સલામતી સ્વીકારે છે ત્યારે જ તે સ્વરાજ્યને માટે નાલાયક બને છે. આપણે ગુજરાત કૉલેજ સ્થાપી સરકારના તાબામાં સોંપી દઈ જાહેર કર્યું કે અમે સ્વરાજ્યને માટે નાલાયક છીએ. બહારથી આવતી સુવ્યવસ્થા અને સલામતી જો આપણને હજી વહાલી હોય તો આપણે સ્વરાજ્યનું નામ લેવું ન ઘટે.

અધ્યાપકો વિદ્યાપીઠને કહે છે, 'અમારી નિશાળો તમારા તાબામાં લો. અમને તમારા નોકર બનાવો. અમારી નીમણૂકો, ફેરબદલીઓ વગેરે બધું તમારી મરજી પ્રમાણે કરો. પણ અમારી સંસ્થાને સ્ટૅબિલિટી આપો, સુરક્ષિતતા આપો.' સામાન્ય કુટુંબોમાં પુરુષો પુરુષાર્થ કરે છે અને જોખમ ખેડે છે; જ્યારે સ્ત્રીઓ આજ્ઞાધારકપણું કેળવી સુરક્ષિતતા ભોગવે છે. આવી પત્નીવૃત્તિ અધ્યાપકોને શોભે નહિ. જેમ વેપારીઓ જોખમ ખેડે છે અને સ્વતન્ત્ર રહે છે તેમ અધ્યાપકો પણ જો નિસ્પૃહતા અને શ્રદ્ધા કેળવશે તો તેઓ પણ સ્વતન્ત્ર રહેશે, તેમની કેળવણી પણ તેજસ્વી થશે અને દેશમાં સ્વરાજ્યવૃત્તિ કેળવાશે.

# છૂટીછવાઈ વાતો

આપણે રાષ્ટ્રીય કેળવણી શરૂ તો કરી, પણ રાષ્ટ્રીયતા શામાં રહેલી છે એનો હજી પૂરતો વિચાર કર્યો નથી. આપણે સરકારનો સંબન્ધ છોડી દઈએ, સરકારની મદદ ન લઈએ, પણ સરકારી શિક્ષણપદ્ધતિ જેવી છે તેવી જ લગભગ કાયમ રાખીએ અને તેમાં ફક્ત અંગ્રેજીને ગૌણ ભાષા કહીએ, સ્વભાષાને મુખ્ય ભાષાનું નામ આપીએ, સરકારી અંકુશ કાઢી નાખીએ અને 'રક્ષ દેવ તુ રાજન'ને બદલે 'રક્ષ દેવ તુ ભારતદેશ' એમ ભણાવીએ એટલે રાષ્ટ્રીય શિક્ષણ થયું, એમ કેટલાક માને છે.

રાજ્યતન્ત્રમાં અથવા કેળવણીની પદ્ધતિમાં ફક્ત ઉપલા જ ફેરફારો થાય તોપણ ભારે કામ થયું ગણાય, કેમકે તેટલાથીયે આપણી દબાયેલી વૃત્તિ મુક્ત થશે અને સ્વતન્ત્ર રીતે વિચાર કરવાની શક્તિ આવશે. ઉપર વર્ણવેલા ફેરફારોથી જ સન્તોષ માનનાર અને વધુ ફેરફારોની સામે થનાર લોકો રાષ્ટ્રીય કેળવણીમાં પ્રગતિવિરોધી ( કૉન્ઝરવેટિવ ) પક્ષનું કામ કરે છે. રાષ્ટ્રીય ઉન્નતિમાં એવા પક્ષનીયે જરૂર છે. વહાણમાં જો બોજો પૂરતો ન હોય તો વહાણ પવનથી ઉથલી જાય છે. વહાણને માટે બોજો અને સઢ બન્ને જરૂરનાં

છે. બોજો વધે તો સઢ પણ પ્રમાણમાં મોટો કરવો પડે છે અને વધારે પવન મેળવવો પડે છે. બોજો હલકો હોય તો સઢ નાનો વપરાય છે.

રાષ્ટ્રીય શિક્ષણ એટલે કંઈ એકલું રાજકીય શિક્ષણ નહિ. પરતન્ત્ર દશામાં રાજકીય જાગૃતિ એ રાષ્ટ્રીય શિક્ષણનું પ્રધાન અંગ છે, પણ તેમાં રાષ્ટ્રીયતાનાં બધાં તત્ત્વો નથી. રાષ્ટ્રીયતા એટલે આત્મીયતા.

અરાષ્ટ્રીય શિક્ષણ કૃત્રિમ વાતાવરણ ઉભું કરે છે; અને સ્વમાનને અભાવે તે કૃત્રિમ વાતાવરણને વિષે જ આપણા મનમાં આદર ઉપજે છે. અને તેટલા પ્રમાણમાં આપણા સ્વદેશી વાતાવરણ વિષે તિરસ્કાર કે અણગમો નહિ તોપણ ઉદાસીનતા તો ઉત્પન્ન થાય જ છે.

રાષ્ટ્રીય શિક્ષણમાં સ્વદેશી એકલી ખાદીમાં જ સમાતું નથી; સ્વદેશી એટલે સ્વધર્મ, સ્વભાષા, સ્વકર્મ, સ્વતન્ત્ર એ બધાં વિષે સ્વાભાવિક પ્રીતિ અને આદર જેની અંદર હોય તે સ્વદેશી વાતાવરણ. તેમાં અભિમાનને સ્થાન નથી. અભિમાન એટલે ઉપલકીઓ અને બતાવવાનો પ્રેમ. સ્વાભાવિક અને ગૂઢ પ્રેમ એ જ સાચું અભિમાન છે.

રાષ્ટ્રીય કેળવણીને લીધે આખા સમાજમાં નવો પ્રાણ સ્ફુરવો જોઈએ. કેળવાયેલા લોકોમાં પ્રતિષ્ઠાની અસ્પૃશ્યતા ન આવવી જોઈએ. આ સનાતન રાષ્ટ્રના સનાતન અને વિશાળ જીવન સાથે કેળવણીનો સંબન્ધ બંધાવો જોઈએ. બાળકેળવણીમાં બાળદુનિયા પ્રધાન અને સત્યરૂપ હોવી જોઈએ; સ્ત્રીકેળવણીમાં સ્ત્રીજીવના આર્ય આદર્શનો સુવાસ સર્વત્ર ફેલાયેલો હોવો જોઈએ; પ્રૌઢ કેળવણીમાં સાદાઈ, પાવિત્ર્ય, પ્રસન્નતા અને ભૂતદયાનું સ્વાભાવિક વાતાવરણ હોવું જોઈએ.

ભારતીય સમાજરચના અને હાલની યુરોપીય સમાજરચનામાં ભારેમાં ભારે ફરક એ છે કે યુરોપીય સમાજરચના પરસ્પરના અણવિશ્વાસ અને દ્રોહ ઉપર રચાયેલી છે, જ્યારે આપણે ત્યાં અદ્રોહ એ આપણો આદર્શ છે. પ્રાણીમાત્ર અથવા ભૂતમાત્ર પ્રત્યે અદ્રોહવૃત્તિ રાખી આચરણમાં જ્યાં દ્રોહ અનિવાર્ય હોય ત્યાં તે અલ્પમાં અલ્પ કરવાનો આગ્રહ એ આપણી વિશેષતા છે. એ આદર્શ પ્રમાણે આજે આપણે ચાલતા નથી એટલા માટે પરકીય આદર્શ સ્વીકારવો ન ઘટે. આપણો આદર્શ આકરો છે, પણ તે કલ્યાણકારી છે. યુરોપીય આદર્શ આચારસુલભ છે, પણ તે ઉતરતો છે; તેના મોહમાં ન સપડાઈએ.

જાહેર સંસ્થાઓમાં પણ એવો જ સૂક્ષ્મ ભેદ જોવામાં આવે છે. આપણે માનીયે છીયે કે વિલાયતની જાહેર સંસ્થાઓ સરસ કામ કરે છે, માટે જાહેર કામ કરવાની તેમની પદ્ધતિ જ સૌથી સરસ છે. જ્યાં સુધી ત્યાંની પ્રજા

પોતાની જાહેર સંસ્થાઓના દોષો મૂગે મ્હોડે સહન કરતી હતી ત્યાં સુધી તે તરફ આપણું ધ્યાન જતું ન હતું, અને તેથી તેમની પદ્ધતિ સર્વોત્કૃષ્ટ છે એમ આપણે માનતા. આજે આપણી રાષ્ટ્રીય હીલચાલ કંઇક દરજ્જે તેમની જ પદ્ધતિથી ચલાવવી પડે છે, કારણકે બીજો ઉપાય નથી.

પાશ્ચાત્ય પદ્ધતિમાં અન્યાય કરતાં પક્ષપાતની બીક વધારે રાખવામાં આવે છે; અન્યાય કે અગવડ ભલે થાય પણ પક્ષપાત ન થવો જોઇયે. દરેક માણસ પોતાના સ્વાર્થનો જ વિચાર કરવાનો, પક્ષપાત કરવાનો, અધિકારનો દુરુપયોગ કરવાનો, માટે તેના પર કાયદાકાનૂનોનો અંકુશ રાખવો જોઇયે. એમાં જો બારીઓ રહી જાય તો વધારે કાયદાઓ ઘડવા. તેમાં પણ જે બારીઓ રહે તેની સામે પેટાકાયદાઓ અને તેની પેટાકલમો તૈયાર કરવી, અને આટલું કર્યાં છતાં જો કંઇ પક્ષપાતની જગ્યા રહી ગઇ તો ચિઠ્ઠીઓ નાખવી. તેમાં રહેલા આંધળાપણાનો પક્ષપાત સહન કરવા લાયક છે, પણ માણસે કરેલો પક્ષપાત સહન ન જ થાય એ વૃત્તિ તેની પાછળ રહેલી છે. અને આ બધી તૈયારી કોની સામે? જેને આપણે બહુમતીથી ચુંટી કાઢેલો હોય અને જેના પ્રત્યે વિશ્વાસનો ઠરાવ પસાર કર્યો હોય તેના પ્રત્યે.

આપણા સમાજની પ્રતિષ્ઠા જ્યારે બહુ જ ઘટી ગઇ હતી અને જ્યારે સામાજિક દુર્ગુણોની મરકી સર્વત્ર ફાટી નીકળી હતી તે જ વખતે આ પાશ્ચાત્ય પદ્ધતિ આપણે ત્યાં આવવાથી આપણને તે બહુ જ ગમી. હવે તેણે એવું તો ઘર ઘાલ્યું છે કે સ્વરાજ્ય મળે નહિ ત્યાં સુધી આ પદ્ધતિનું ઉચ્ચાટન કરવું પણ સલાહભરેલું રહ્યું નથી. એક તરફ સમાજશુદ્ધિ અને બીજી તરફ રાષ્ટ્રીય કેળવણીનો પ્રચાર જ્યારે થાય ત્યારે જ આમાં ફેરફાર કરવાની આશા રાખી શકાય. આજે પાશ્ચાત્ય આદર્શનું જંગલીપણું આપણે બતાવી શકીયે તોપણ આપણે પ્રથમ પગથીઉં ચડ્યા એમ ગણવું જોઇયે.

પંચાયતપદ્ધતિમાં બન્ને પક્ષને સારી રીતે ઓળખનાર સજ્જનોને જ આપણે પંચ નીમીયે છીયે, કેમકે આપણે બન્ને પક્ષને સંપૂર્ણ સામાજિક ન્યાય આપી સમાધાન સ્થાપન કરવા માગીયે છીયે. ન્યાયાધીશ તો કાનૂની ન્યાય આપવા માટે બેઠેલો હોય છે. એ ફક્ત કાયદાને જ ઓળખે અને બે પક્ષમાંથી એકેને ન ઓળખે એમ ઇચ્છેલું હોય છે. પાશ્ચાત્ય ન્યાયદેવતાનો પોતાના પર પણ વિશ્વાસ નથી. તે પોતાની આંખ પર પાટા બાંધે છે અને હાથમાં ત્રાજવાં લઇ યાન્ત્રિક ન્યાય તોળી આપે છે. અને એવો ન્યાય અમલમાં મુકાવવા સારૂ તેના જમણા હાથમાં નાગી તલવાર હોય છે. સરકારી વગેરે ન્યાયમન્દિરો પર ન્યાયદેવતાનું આવું પૂતળું અભિમાનપૂર્વક ઉભું કરેલું હોય છે કે જેથી રસ્તા પર ચાલનાર મુસાફર પણ તેના સ્વરૂપ વિષે અજાણ્યો ન રહે.

રાષ્ટ્રીય કેળવણીમાં આવી ન્યાયદેવતાને બદલે આંખવાળી અને મનુષ્યો પ્રત્યે પ્રેમ ધરાવનાર માતાને સ્થાન આપવું જોઇએ. ભૂતદયા, વિશ્વાસ, ઉદારતા અને સહનશીલતા એ સમાજના સ્તંભ છે. અંગ્રેજી કેળવણી પર વિશ્વાસ રાખનાર અને હાલની સામાજિક સ્થિતિ કોઇ કાળે સુધરવાની જ નથી એવી અશ્રદ્ધા રાખનાર માણસ એક ક્ષણનો પણ વિચાર કર્યા વગર ટીકા કરશે કે 'સમાજના આ સ્તંભો તો ધર્મગ્રન્થોમાં અને કવિકલ્પનામાં જ વખતે હશે; સાચી દુનિયામાં તો શિકાર, સ્વાર્થ અને પક્ષપાત એનું જ રાજ્ય ચાલે છે, અને તેની સામે સમાન દંડ, બહુમતી, કાનૂન અને સરકારી ફરજ એ જ ચતુર્વિધ ઉપાય છે. આ ચાર ઉપાયોથીયે સામાજિક દોષો દૂર થવાના તો નથી જ, કેમકે મનુષ્યસ્વભાવ સનાતન છે. આપણે ફક્ત તેનાં માઠાં પરિણામ ટાળી શકીયે; અને તેને સામે યોજેલા આ ચતુર્વિધ ઉપાયોને લીધે જે કંઈ નુકસાન થતું હોય તે અપરિહાર્ય હોવાથી સહન કર્યે જ છૂટકો. એ તો બધું એમ જ રહેવાનું.'

આ બધી અશ્રદ્ધા કાઢી નાખવાનું કામ રાષ્ટ્રીય શિક્ષણનું છે. મુત્સદ્દીઓ આ મહાભારત કામ કરવાને ઈન્તેજાર નથી. સ્વપ્નસૃષ્ટિની આકાંક્ષાનું નામ આપી આ વસ્તુને તેઓ એક કોરે સરકાવી દે છે.

રાષ્ટ્રીય શિક્ષણ ઉપર સાચી રાષ્ટ્રીયતા એટલે કે સાચો સામાજિક આદર્શ અને ધર્મની પ્રતિષ્ઠા સ્થાપન કરવાનું મહત્કાર્ય છે. અણવિશ્વાસ અને દુર્બળ સંકલ્પ જ્યાં સુધી હશે ત્યા સુધી આપણે રાષ્ટ્રીય શિક્ષણથી ભારે પરિણામો નીપજાવી શકવાના નથી. આપણી રાજદ્વારી લડતમાં ધાર્મિકતા રેડવાનું અને સમાજમા પ્રાણ પ્રેરવાનું કામ જો રાષ્ટ્રીય શિક્ષણ નહિ કરી શકે તો રાષ્ટ્રીય શિક્ષણ રાષ્ટ્રીયતાની કસોટીમાં મોળું ઉતરશે.

## છેલ્લો રસ્તો

આપણા પુરાણોમા કેટલીયે એવી કથાઓ છે કે જેની અંદર ગજ સર્વસ્વ હારી નિરાશ થઈ જંગલમાં ચાલ્યો જાય છે, ત્યા કોઈ ઋષિને પોતાના ઉદ્ધારનો માર્ગ પૂછે છે અને ઋષિએ બતાવેલે રસ્તે તપશ્ચર્યા કરી ગયેલો વૈભવ પાછો મેળવે છે. આવો ગજ પ્રથમ પોતાની સેના વડે પોતાનું રક્ષણ કરવાનો પ્રયત્ન કરે છે, રાજદ્વારી યુક્તિઓ યોજે છે. તેનો પ્રધાન શાઠ્ય કાપટ્યના બધા પ્રયોગો અજમાવી જુએ છે. સામ, દામ, દંડ, ભેદ બધાં શસ્ત્રો એક પછી એક કે સામટાં વપરાય છે, અને બધી રીતે નિરાશ થયા પછી

જ તે જંગલમાં જાય છે. પાછળથી પ્રજા દીન બનેલી છે, સેવકો સ્વામિભક્તિનો ત્યાગ કરી દગાબાજ બન્યા છે, રાજાનો હાથી ભૂખે મરે છે, રાજમહેલમાં ઘાસ ઊગ્યું છે, એવા એવા દેશોના સમાચાર સંભળાય છે, છતાં ઋષિ તેને નિરાશ થવાનું કહેતો નથી. શક્તિ અને યુક્તિ બન્નેનો મદ જ્યારે દૂર થઈ જાય ત્યારે જ આત્મશુદ્ધિ અને તપના માર્ગ ઉપર શ્રદ્ધા બેસે છે. જાલીમ અને ગુલામને માટે નિરાશા ભલે હોય, પણ ધર્મનિષ્ઠ માણસને માટે નિરાશા હોઈ જ ન શકે. ધર્મનો રસ્તો છેલ્લો છે, પણ તે જ તાત્ત્વિક છે બીજા બધા રસ્તા અજમાવ્યા પહેલાં માણસ ધર્મનો રસ્તો લેતો નથી એ તેનું દુર્દૈવ છે

તપશ્ચર્યાનો માર્ગ દેવોએ તેમજ દૈત્યોએ બન્નેએ આદરેલો છે ભોગ કરવો હોય તોપણ પ્રથમ બ્રહ્મચર્યનું પાલન કરવું જોઈએ, ઉડાઉ બનવું હોય તોપણ પ્રથમ દ્રવ્યસંચય કરવો જોઈએ, દુનિયાને છેતરવી હોય તોપણ પ્રથમ સજ્જનતાની સાખ બેસાડવી જોઈએ.

ગુલામીમાંથી છૂટવાનો પ્રયત્ન કરતાં આપણે હિંસાની વાત કરીએ છીએ, રાજદ્વારી દાવપેચની વાત કરીએ છીએ, ચાણક્યની જરૂર સિદ્ધ કરીએ છીએ, અને અમુક સ્થિતિમાં આ બધી વસ્તુઓ જરૂરની છે, યોગ્ય છે, ધર્મ્ય છે એમ આગ્રહપૂર્વક કહીએ છીએ પણ આમાંની એકે વસ્તુ માટે લાયકાત કે શક્તિ આપણી પાસે રહી નથી જેઓ હિંસાને માને છે તેમને પણ આજે નીતિ તરીકે અહિંસા સ્વીકારવી પડે છે. જેઓ ચાણક્યના હિમાયતી છે તેમનો પણ રાજ આજે વાગતો નથી દુન્યવી ઉપાયો અજમાવવાના રહ્યા નથી. રાષ્ટ્રનો છેલ્લો અને રામબાણ ઉપાય તે રાષ્ટ્રીય સંગઠન. તેને જ આપણે રચનાત્મક કાર્યક્રમ એવું નામ આપ્યું છે. રચનાત્મક કાર્યક્રમ એ શબ્દ આજે કંઈક અળખામણો થઈ પડ્યો છે એનું એક કારણ સંગ્રામના જોરમાં સંગ્રામની નીતિ ભૂલી જનાર લોકોની ભૂલ છે. બીજું કારણ રચનાત્મક કાર્યક્રમ ઉપર જેમનો વિશ્વાસ છે તેમણે પણ તેની પાછળ પૂરેપૂરી મહેનત કરી નથી એ છે. રચનાત્મક કાર્યક્રમના નામ સંકીર્તન માત્રથી તેની પ્રતિષ્ઠા ન વધે, તેનું આચરણ કરવાથી જ તેનું મહત્ત્વ લોકોના મન પર ઠસી શકે.

લોકો જ્યારે બધી શક્તિ ખોઈ બેસે છે ત્યારે બ્રહ્મચર્ય અને રાષ્ટ્રીય શિક્ષણ એ બે જ ઉપાયો રાષ્ટ્રના હાથમાં રહે છે. જેમનામાં સ્વરાજ્યની લગની કાયમ છે, જેઓ સ્વરાજ્યનો રસ્તો સ્પષ્ટ જોઈ શકે છે તેમણે લોકોને તેનું શિક્ષણ આપવું જોઈએ, અને લોકોએ તે ઝીલી લેવા માટે જીવનના દરેક વિભાગમાં બનતું બ્રહ્મચર્ય પાળવું જોઈએ. આ બે ઉપાયો વડે ગમે તેટલું ક્ષીણ થયેલું રાષ્ટ્ર ફરી સજીવન થઈ શકે છે. બીજા બધા ઉપાયો વ્યર્થ જઈ શકે, આ બે ઉપાયો અમોઘ છે. જો કોઈ જાતિ નામશેષ થઈ જાય તો આ બે ઉપાયોના અવલમ્બનના અભાવે જ.

# સ્ત્રૈણ કેળવણી

સ્ત્રીઓને અબળા કહે છે, અને સ્ત્રીઓ પણ એ નામ-ધારણ કરવામાં કંઈ નગરૂરી માનતી હોય એમ દેખાય છે. શું ઈશ્વરે સ્ત્રીઓને અબળા રહેવાને માટે જ સરજી હશે? આ સવાલનો જવાબ એક જ હોઈ શકે કે 'ના'. છતાં લોકો તરફથી—સ્ત્રીઓ તેમજ પુરુષો તરફથી 'ના' એ જ જવાબ આવે એવી ખાતરી કોણ આપી શકે? આપણે નાનપણથી છોકરીઓને એવી જ કેળવણી આપીએ છીએ કે પુરુષ તે પુરુષ અને બૈરાં તે આખરે બૈરાં જ. બૈરાંઓથી સ્વતન્ત્ર રહેવાય જ નહિ. અનાથ સ્ત્રી, વિધવા સ્ત્રી એ તો દુઃખીમાં દુઃખી ગણાય, કેમકે તેનો કોઈ માલિક નથી, પતિ નથી. મુસાફરીએ નીકળવું હોય તો સ્ત્રી એકલી નીકળી ન જ શકે. એનું રક્ષક કોઈ હોવું જોઈએ. સ્ત્રી એકલી ફરે તે સલામતીભર્યું નથી, એટલું જ નહિ પણ તે સ્ત્રીને ન છાજે એવું પણ કૃત્ય ગણાય છે! न स्त्री स्वातंत्र्यमर्हति। તેનો કોઈ ને કોઈ ત્રાતા હમેશાં હોવો જ જોઈએ. આવા વિચારો સમાજમાં એટલા બધા રૂઢ થઈ ગયા છે કે તે અત્યંત સ્વાભાવિક લાગે છે.

પશુકોટિમાં માદા અબળા નથી હોતી. પક્ષીઓમાં પણ માદા દુર્બળ નથી હોતી. પોતાનું અને પોતાનાં બાળબચ્ચાંનું રક્ષણ તે એકલી જ કરી શકે છે. પણ પુરુષે સ્ત્રીને એવી સંગીન કેળવણી આપી અને સ્ત્રીએ પણ તે એટલી શ્રદ્ધાથી ગ્રહણ કરી કે તેની પોતાની ઉપરની શ્રદ્ધા જ રફેદફે ઉડી ગઈ. આવી સ્ત્રૈણ કેળવણી કેટલાયે જમાના સુધી આપણે ચલાવી હશે, અને એને પરિણામે આજે અર્ધોઅરધ દેશ અજ્ઞાન, જડ અને ભારરૂપ થઈ ગયો છે.

પણ કુદરતનો કાનૂન એવો છે કે જેવી કેળવણી આપણે આપીએ છીએ તેવી જ આપણે લેવી પડે છે. જેઓ સ્ત્રૈણ કેળવણી આપે છે તેમની મનોરચના પણ કાળે કરીને સ્ત્રૈણ બની જાય છે. न स्त्री स्वातंत्र्यमर्हति એનો સ્ત્રૈણ અર્થ કરનાર પંડિતોએ ધીમે ધીમે પોતે સ્ત્રૈણ બની એક સ્ત્રૈણ સૂત્ર ઉપજાવી કાઢ્યું: *अनाश्रया न शोभन्ते पण्डिता वनिता लताः।* આવી સ્ત્રૈણ કેળવણીને લીધે આપણે વગરમહેનતે ખાવાનું મળે એવી ઇચ્છા રાખીએ છીએ. આવી કેળવણીને લીધે જ જુવાનીમાં પણ પેન્શન-દાતાની ખોળમાં ફરીએ છીએ. આવી કેળવણીને લીધે જ આપણે અફઘાન લોકોનો ડર રાખીએ છીએ. અને આવી કેળવણીને લીધે જ આપણે મોપલા-ઓના ગાંડપણથી અકળાઈ જઈ બ્રિટિશ બેયોનેટને પણ વધાવી લઈએ છીએ.

પણ ના, એમ કહેવામાં અન્યાય થાય છે. આ બધું ગઈ કાલ સુધી હતું. આજે જેઓએ સ્ત્રૈણ કેળવણીનો ત્યાગ કર્યો છે તેઓ પોતાના પર-

સેવાના રોટલાને જ મિષ્ટાન્ન ગણે છે. તેઓ અફઘાનને ભાઇ તરીકે ઓળખે છે;- અને મોપલા ભાઇઓ પર તેમની એટલી શ્રદ્ધા છે કે પ્રથમ તો તેઓ મોપલાઓએ ભારે અત્યાચાર કર્યો હોય એમ સ્વતન્ત્ર પૂરાવા વગર માનવા તૈયાર નથી. અને જો મોપલાઓએ કર્યો તેથી દસગણો અત્યાચાર કર્યો હોત તોપણ તેનો ઇલાજ કૌટુમ્બિક કાયદાઓ પ્રમાણે જ કરવા માગે છે. સંસ્કૃત કાવ્યોમાં એવું વર્ણન આવે છે કે આકાશમાં જ્યારે વાદળાંનો ગડગડાટ થાય ત્યારે લલનાઓ 'ત્રાહિ મામ્ ત્રાહિ મામ્' કરી પાસે ઉભેલા તરુણના વક્ષઃસ્થલનો આશ્રય લેતી હતી, અને તેથી આ સ્ત્રૈણ સ્વભાવને ઓળખી કેટલાએક યુવકગણ શ્રી રૂસણું લઇને બેસે ત્યારે મેઘગર્જનાની પ્રાર્થના કરતા! આજે નોકરશાહી પણ કમજોર અસહકારીઓને વશ કરવા ખાતર મોપલા ઉત્પાતને સુદ્ધાં વધાવી રહી છે, અને પોતે આપેલી સ્ત્રૈણ કેળવણી ઉપર તેનો એટલો વિશ્વાસ છે કે મોપલાઓવાળી દલીલ જાણે રામબાણ અસ્ત્ર હોય એમ તે તેને વાપરે છે; અને આપણામાં પણ કેટલાક લોકો હજુ એવા રહ્યા છે કે જેઓ પરદેશી લોકો જેમાં આપણું રક્ષણ કરે એવું સ્વરાજ્ય ઇચ્છે છે. જેણે સ્ત્રૈણ કેળવણી લીધી છે તેની સ્વરાજ્યની કલ્પના પણ સ્ત્રૈણ જ હોય.

સ્ત્રૈણ કેળવણી મહેનતથી ડરે છે. સ્ત્રૈણ કેળવણી કોઇ કાળે જોખમ વહોરી નથી લેતી. સ્ત્રૈણ કેળવણી વિલાસપ્રિય હોય છે. જે સહેલું હોય, ટૂંકું હોય, વગરમહેનતે મળતું હોય, જેને માટે તપ કે યજ્ઞ કરવાં ન પડે તે સ્ત્રૈણ કેળવણીને પસંદ હોય. સ્ત્રૈણ કેળવણી ઉપરના ભભકાના ભૂલાવામા પડે. સ્ત્રૈણ કેળવણી ટુંકો અને ક્ષણિક સ્વાર્થ જ જુએ છે. સ્ત્રૈણ કેળવણીમાં પુરુષાર્થ ક્યાંથી હોય ? મહેનત એ સ્ત્રૈણ સ્વભાવથી વિરુદ્ધ છે.

સ્ત્રૈણ સ્વભાવ એટલે સ્ત્રીસ્વભાવ નહિ. સ્ત્રીઓ તો આજે પણ હિન્દુસ્તાનમાં ભારેમાં ભારે તપ અને યજ્ઞ કરે છે. સ્ત્રીઓ જેટલો સંયમ આજે પુરુષમાં હોત તો સ્વરાજ્ય ક્યારનું મળી ગયું હોત. સ્ત્રીસ્વભાવમા તેજ હોય છે, પણ સ્ત્રૈણ સ્વભાવમાં તેનો પૂર્ણ અભાવ હોય છે. સ્ત્રૈણ સ્વભાવમાં 'દૂરંદેશીપણું', 'ડહાપણ' અને 'સલામતી તરફની દૃષ્ટિ' પૂરેપૂરી હોય છે.

સ્ત્રૈણ કેળવણીનો ત્યાગ કરવો સહેલો છે, પણ સ્ત્રૈણ કેળવણીને લીધે કેળવેલો સ્ત્રૈણ સ્વભાવ છોડવો સહેલો નથી. આજે દરેક જણ કેળવણીને અન્તે સરસ 'કરીઅર' પ્રાપ્ત થાય એમ ઇચ્છે છે. 'કરીઅર'નો ખ્યાલ રાખવો એમાં કશું ખોટું નથી. પણ 'કરીઅર' બે જાતની હોય છે. 'કરીઅર' મરદાની પણ હોય છે અને સ્ત્રૈણ પણ હોય છે. જેમાં મહત્ત્વાકાંક્ષા હોય છે, જેમાં મેળવવાની અને ગુમાવવાની હિંમત હોય છે, જેમાં સંકટ સામે ઝૂઝવામાં જ નિરતિશય આનન્દ પામવાની વૃત્તિ હોય છે, જેમાં

મરીને કીર્તિરૂપે જીવવાની લાલસા હોય છે, એવી 'કરીઅર' તે મરદાની 'કરીઅર'. જાન જાય પણ ઇમાન ન જાય,' ગરીબાઇ ભલે આવે પણ નૂર ન ગુમાવાય, મહેનત ભલે કરવી પડે પણ અન્યાયનો રોટલો ન જ ખવાય—એવો સ્વભાવ તે મરદાની સ્વભાવ. આજે ઘણાખરા વિદ્યાર્થીઓ પીંજણ કરતાં ટાઇપરાઇટર પસંદ કરે, કાંતવા કરતાં પાનાં રમવાનું વધારે પસંદ કરે, વણવા કરતાં ભાષણ કરવાનું પસંદ કરે અને બીમાં ગોઠવવા કરતાં કલાર્ક થવાનું વધારે પસંદ કરે, એનું કારણ પણ સ્ત્રૈણ કેળવણીની અસર જ છે.

મરદાની કેળવણીનો પ્રથમ સિદ્ધાન્ત એ જ હોવો જોઇયે કે જે મહેનત કરવા તૈયાર નથી તેને ભણવાનો હક નથી. કોઈ પણ વિદ્યાર્થી મજૂર મટી પંડિત ન જ બની શકે. કેળવણી લેવા ખાતર માણસ ધન ભલે ન આપી શકે, પણ કેળવણીને માટે તેણે મહેનત તો આપવી જ જોઇયે. કેળવણી લેનાર માણસ સમાજ પાસેથી અનાજ ભલે લે, પણ તે રાધવાની મહેનત તો પોતે જ કરે; પોતાનો ભાર ભલે સમાજ ઉપર રાખે, પણ પોતાના જેવા અનેક વિદ્યાર્થીઓને ભણાવનાર ગુરુનો ભાર તો તે પોતે જ ઉપાડે. કેળવણીને પરિણામે માણસ અનેક જાતની આવડત ખૂબ મેળવે, પણ જોખમ વગર જીવવાની આવડત હરગીજ ન કેળવે; કેમકે જોખમ એ જ જીવનનું રહસ્ય છે અને જોખમ સાથે લડવું એમાં જ જીવનનું વીર્ય રહેલું છે.

## ષડ્રિપુની મુક્તિ

હિન્દીઓના દોષ અને અંગ્રેજોના ગુણ વચ્ચે તુલના કરી અંગ્રેજોની શ્રેષ્ઠતા સિદ્ધ કરનાર એક આખો જમાનો વીતી ગયો. દેશાભિમાની લોકોએ એની સામે હિન્દી આદર્શ અને યુરોપી સમાજના દોષોની સરખામણી કરી જવાબ વાળ્યો. આમાં વાગ્યુદ્ધનો આનન્દ મળ્યો એટલું જ.

બે સમાજના આદર્શ વચ્ચે તુલના થઇ શકે. બન્નેના ખાસ ગુણોની સરખામણી થઈ શકે અને બન્નેના વિશિષ્ટ દોષો જોઇને પણ કેટલાંક ઉપયોગી અનુમાનો કાઢી શકાય.

જેમ દરેક પ્રજાના પુરુષાર્થ ઉપરથી તેના સ્વભાવની વિશેષતા વર્તાય છે તેમ તેના દોષો ઉપરથી પણ તે સમાજની ખાસિયત નક્કી કરી શકાય

કે ખૂબી તેમજ ખામી એ બંનેમાં માલૂમ પડે. સમાજની પરીક્ષા થઈ શકે છે. અહિંસા એ આપણી ખાસિયત છે. સમાજ પ્રાણવાન હોય ત્યારે તે ગુણરૂપ થઇ પડે છે, સમાજ નિષ્પ્રાણ કે ક્ષીણપ્રાણ થયે તે જ દોષરૂપ થઇ જાય છે. સમાજ જ્યારે બગડે ત્યારે આપણે પ્રાણ વધારવાને બદલે જો આપણી ખાસિયત કે વિશેષતા જ બદલવાના પ્રયાસ કરીએ તો તેમાં નિષ્ફળ જવાના, એટલું જ નહિ પણ સમાજ આખો તૂટી જવાનો. કોઈ પણ સમાજ પોતાની વિશેષતા છોડી જીવનમાં સફળ થવાનો નથી.

કેળવણી મારફતે આપણે આપણા જીવનની ખાસિયત સંભાળી તેમાં શુદ્ધતા અને નવીનતા દાખલ કરીએ તો જરૂર સમાજ પ્રાણવાન થશે. પણ પડેલો સમાજ પોતાના દોષો શોધવાને બદલે પોતાનો આદર્શ જ છોડવાને તૈયાર થઈ જાય છે. હાલની યુરોપીય કેળવણી લેવામાં આપણે તેમ જ કર્યું છે.

પ્રૉટેસ્ટંટ ખ્રિસ્તી લોકો પાસેથી આપણે પાશ્ચાત્ય કેળવણી લીધી તેથી તેમનો આદર્શ ધીમે ધીમે આપણા કેળવાયેલા વર્ગમાં દાખલ થયો. જૂના કૅથોલિક ધર્મમાં સંયમ પ્રધાન હતો. આ પ્રૉટેસ્ટંટ લોકોનો આગ્રહ સંયમ સામે એટલે સ્વચ્છંદ તરફ થયો. સંયમ અને સ્વચ્છંદ બંને મહાન તત્ત્વો છે. બંનેમાં સુંદર ગુણો રહેલા છે. બંનેની વિકૃતિ થાય એટલે તેમાંથી મહાન દોષો પેદા થાય છે. પણ આપણા નવા આચાર્યોએ તો આપણને સંયમના દોષો અને સ્વચ્છંદની સુંદરતા જ બતાવ્યાં. આપણે પણ સંયમને વખોડવા લાગ્યા અને જીવનમાંથી ધીમે ધીમે તેને રજા આપવા લાગ્યા. સંયમ અને સ્વચ્છંદમાં સંયમ પ્રભુગામી છે, મોક્ષદાયી છે, એટલા માટે આપણે તેને શ્રેષ્ઠ માન્યો છે. સંયમ જો રૂઢિને લીધે પળાય તો તેમાંથી દંભ જ પેદા થવાનો. પણ સંયમનો દુરુપયોગ થાય છે એટલા માટે સંયમને તિલાંજલિ આપવા બેસવું એ ક્યાંનો રસ્તો? સ્વચ્છંદનો માર્ગ ખુલ્લો થયો ત્યારથી યુરોપે જે પ્રગતિ કરી છે તે તપાસતાં સ્વચ્છંદને લીધે જે નવા આદર્શો યુરોપે દાખલ કર્યા છે તેમાં દોષો નથી એમ નહિ જ કહી શકાય. પણ પ્રેમ કે મોહને લીધે આપણે તે દોષ જોઇ શકતા નથી. અમારી કેળવણી હાલનો યુરોપી આદર્શ આગળ રાખીને થયેલી હોવાથી તેના ગુણો તો બધા અમારા ધ્યાનમાં આવી ગયા છે. તે આદર્શની તપાસ કરતાં તેના ગુણ અને દોષ બંનેનો વિચાર કરવો તો જોઇયે, પણ ગુણગાન અત્યાર સુધી એટલું બધું થયું છે કે હવે અહીં વધારે ગુણ ન ગાઇયે તો તેમાં અન્યાય થયો નહિ ગણાય.

હાલની કેળવણીને લોકો લિબરૅલાયઝિંગ એજ્યુકેશન એટલે કે સ્વતન્ત્રતા—મોક્ષ આપનાર કેળવણી કહે છે. આપણી જૂની કેળવણીનો

આદર્શ પણ મોક્ષપ્રાપ્તિ હતો. ત્યારે એ વચ્ચે આટલો ફેર શા માટે? જવાબમાં કહેવામાં આવે છે કે આજની કેળવણી વહેમોમાંથી આપણને મુક્તિ આપે છે. એ વાત સાચી છે. પણ બીજી એક વસ્તુને તે ખાસ મુક્તિ આપે છે. સંયમ દ્વારા આપણે વાસનાઓને, કામક્રોધાદિ ષડ્રિપુને બંધનમાં નાખી આત્માને મુક્ત કરતા હતા. હાલની સ્વચ્છંદી કેળવણી આપણા આ ષડ્રિપુને લિબરેટ કરી—બંધનમુક્ત કરી આત્માને ગુંગળાવે છે.

કેવી રીતે તે તપાસીએ.

માર્ટિન લ્યૂથર એક ધર્મનિષ્ઠ માણસ હતો. તેના વખતમાં ધર્મમાં સડો પેસી ગયેલો જોઈ તેનું હૈયું બળી ઉઠ્યું. માણસની શક્તિ ઉપરાંતનો સંયમ એ જ સડાનું કારણ છે એમ જોઈ તેણે બ્રહ્મચર્યનો આદર્શ તોડ્યો અને વાસનાતૃપ્તિમાં પાપ છે જ એવું નથી, એમ બતાવ્યું. પોતે સંન્યાસી છતાં એક સંન્યાસિની સાથે તે પરણ્યો અને એણે પ્રૉટેસ્ટંટ ધર્મ યુરોપમાં ચલાવ્યો. ઇંગ્લંડમાં હાલ એ જ ધર્મ ચાલે છે. એ ધર્મે જૂનો સડો ધોઈ નાખ્યો, પણ 'કામ'ને લિબરેટ કર્યો—મુક્ત કર્યો, તેને માન્યતા આપી.

ત્યારપછી વાસનાતૃપ્તિને અંગે ધન મેળવવાની જરૂર વધે જ. કારખાનાં વધ્યાં, વેપાર વધ્યો અને પ્રકૃતિવાદ (પ્રૉટેસ્ટંટિઝમ)ની પાછળ વાણિજ્યવાદ (ઇન્ડસ્ટ્રિયાલિઝમ) આવી ગયો. ગમે તે દેશમાં જઈ ત્યાંનાં બજારો કબજે કરવાં એ ધર્મ્ય છે એમ નક્કી થયું અને 'લોભ' મુક્ત થયો.

કામ અને લોભની તૃપ્તિ કરવા જતાં સ્વપરભાવ વધવાનો જ અને તેથી રાગદ્વેષને સ્થાન મળવાનું જ. આથી પોતાના રાષ્ટ્રની ઉપાસના શરૂ થઈ અને પારકાનો દ્વેષ સ્વાભાવિક રીતે આવી પડ્યો. આમ રાષ્ટ્રવાદ (નૅશનૅલિઝમ) થી 'ક્રોધ' મુક્ત થયો.

ધર્મનો ખ્યાલ લુપ્ત થયા વગર, ઇશ્વરનો નાશ કર્યા વગર ક્રોધ અને લોભ ફાવી ન શકે, તેથી સ્વાભાવિક રીતે 'મોહ'ની જરૂર પડી. આ દુનિયા બહાર કશું નથી, પારલૌકિક તત્ત્વ જેવું કશું નથી, ઇશ્વર તો એક પુરાણો વહેમ છે, એવો મત ધરાવનાર નિરીશ્વરવાદ—જડવાદ (પૉઝિટિવિઝમ અને મટીરિઍલિઝમ) આગળ આવ્યો, 'મોહ' મુક્ત થયો.

ઇશ્વર ગયા પછી પોતાની પાસે ઐશ્વર્ય લેનાર સામ્રાજ્યવાદે (ઇમ્પિરિઍલિઝમ) 'મદ'ને મુક્તિ આપી. મારી જાતિ શ્રેષ્ઠ છે, અમે જ આખી દુનિયા પર રાજ્ય કરવાને લાયક છીએ એમ કહેતી મદોન્મત્ત જાતિઓ સારી દુનિયાને હેરાન કરવા લાગી છે.

જ્યાં મદ માત્યો છે ત્યાં મત્સર ઉભો ન થાય તો વિનાશચક્ર પૂરૂં કેમ

સામ્રાજ્યવાદ પછી રંકવાદ ( બૉલ્શેવિઝમ ) આવી પહોંચ્યો.

ધર્મ કહેતો, જ્યાં સુધી એક ભાઇને પેટપૂરતો રોટલો મળતો ન હોય ત્યાં સુધી આપણાથી રોટલી કે પુરી કેમ ખવાય? પણ રંકવાદે દલીલ શરૂ કરી છે કે જ્યાં સુધી મને આખો રોટલો ખાવાને ન મળે ત્યાં સુધી બીજાને હું શાની રોટલી કે પુરી ખાવા દઉં? બસ 'મત્સર' મુક્ત થયો, અને ષડ્રિપુને બંધનમુક્ત કરી-યુરોપીય સંસ્કૃતિ કૃતાર્થ થઈ ગઈ.

યુરોપીય સંસ્કૃતિ જાતે ખરાબ નથી. આપણાથી તે ભિન્ન છે, પણ તે કંઇ મૂળે ખરાબ નથી. તેનો નાશ પણ થવાનો નથી. પણ આજે જરૂર તેની વિકૃતિ થઈ છે. તે વિકૃતિ સામાજિક દોષોમાં જ રહી નથી, પણ આદર્શમાં પણ પેસી ગઈ છે.

તે આદર્શને દષ્ટિ આગળ રાખી આપણે આપણી કેળવણી ચલાવીયે તો તેથી શું શ્રેય સાધવાના હતા?

## ભાવિયુગનું શિક્ષણ*

માંગલિક પ્રસંગે પ્રવચન કરાવવાનો જૂનો રિવાજ છે. પ્રવચનમાં ભૂતકાળનો કોઇ પ્રસંગ લઇ એનું રહસ્ય બતાવવામાં આવે છે. પણ આજે હું ભવિષ્યકાળની જ વાત કરીશ, કેમકે આજે ખોલવામાં આવેલું બાળમન્દિર ભવિષ્યકાળની સંસ્થા છે.

સામાન્ય લોકો ભવિષ્યકાળને અસ્પષ્ટ, દૂરવર્તી અને પડદા પાછળ ઢંકાયેલો માને છે, પણ એ વાત સાચી નથી. ભવિષ્યકાળ વર્તમાનકાળમાં જ છૂપી રીતે વિચરે છે. વર્તમાનકાળમાં રહેતો છતાં તે વર્તમાનકાળના નિયમોથી બંધાયેલો નથી રહેતો. તેના પોતાના ભવિષ્યના નિયમો જુદા જ હોય છે. તેને જ તે વફાદાર રહે છે. આજનાં બાળકો—આપણા ખોળામાં રમતાં બાળકો ભવિષ્યકાળનાં શહેરીઓ છે. તેમને ભવિષ્યકાળને અનુકૂળ કેળવણી આપવાનું આપણું કામ છે.

કેટલાક લોકો માને છે કે કેળવણી એટલે માનવજાતિની ભૂતકાળની

* ભાવનગર દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનના બાલમન્દિરના પ્રવેશ મહોત્સવ પ્રસંગે કરેલું પ્રવચન

કમાણીનો સંગ્રહ કરી તેનું બાચું બાળકોને તૈયાર કરી આપવું તે. પણ એ ભૂલ છે. ભૂતકાળનો સચય એ ઘણીવાર બોજારૂપ થઈ પડે છે. ભૂતકાળનો બોજો ઉપાડી જીવનયાત્રામા પ્રયાણ કરવા બાળકોને કહેવું એ ક્રૂરતા જ ગણાય ભૂતકાળનો અનુભવ ફેંકી દેવાની ભલામણ હું નથી કરતો ભૂતકાળથી જ વર્તમાનકાળ ઘડાય છે, તેનાથી જ ભવિષ્યકાળ નિહાળવાની દૃષ્ટિ મળે છે, એ સાચું છે, પણ તેટલા જ માટે ભૂતકાળે ભૂતની પેઠે ભવિષ્યના ખાંભા ઉપર સવાર ન થવું જોઇયે ભૂતકાળ ગમે તેટલો ડાહ્યો અને ડોસો હોય તોપણ તેનામા ઘડપણનું અન્ધત્વ આવેલું હોય છે નાના બાળકનો હાથ ઝાલી ડોસાઓએ ચાલવું એ કુદરતી પ્રથા પ્રમાણે જીવનયાત્રાની આગેવાની બાળક ભવિષ્યકાળના હાથમાં જ હોવી જોઇયે.

ભવિષ્યકાળ વિષે આટલી શ્રદ્ધા જૂના લોકોએ હમેશા બતાવી નથી. તેથી જ મને કેટલીયે વાર લાગ્યુ છે કે ભલુ થયુ કે આજ લગી લોકોને ત્રણથી છ વરસના કુમળા બાળકોને સગીન કેળવણી આપવાનુ ન સૂઝ્યું; નહિ તો મોટી, લાકડી અને કવાયતની જૂની પદ્ધતિથી આપણી પેઢી ક્યાર-નીયે કચડાઈ ગઈ હોત.

ભવિષ્યની કેળવણી ભૂતકાળની કેળવણીથી તદ્દન નિરાળી હોય છે.- કેળવણીની પદ્ધતિનો વિકાસ તપાસીશુ તો તેમા આપણને એક સ્વાભાવિક વિકાસ નજરે પડે છે. મનુષ્ય સૌથી પહેલા શરીરને જ ઓળખે છે અને શરીર મારફતે જ બધુ કામ લેવા માગે છે છોકરાઓમા સ્મરણશક્તિ નથી ખાલી, કરો શરીરદંડનો પ્રયોગ, છોકરો વ્યાકરણના નિયમ નથી સમજી શકતો, કહો એને ગોખી મ્હોડે કરવાનુ, છોકરાની ખૂબ કામ કરવાની વૃત્તિ અને ચૈતન્ય તોફાનમા પરિણત થાય છે, કરો એને ઉપવાસની સજા, આવો એક કાળનો દસ્તૂર હતો શરીર મારફતે મન કેળવવાના પ્રયાસમા જ આધ્યાત્મિક જગતમા પ્રાણાયામની પ્રથા ઉદ્ભવી છે. શ્વાસ રોકી મન રોકવાની તે એક યુક્તિ છે. દેહદંડન એ આ જ યુગનો એક ઇલાજ છે. આ પદ્ધતિને આપણે 'શારીરિક યુગ' કહી શકીયે.

પછી 'બુદ્ધિયુગ' અવતર્યો. 'બુદ્ધિયુગ'મા તર્ક ઉપરનો વિશ્વાસ અમર્યાદ હતો ગુરુ અને શિષ્ય વચ્ચે થયેલા વિખ્યાત સવાદો નોંધાયેલા હજી પણ જડે છે બુદ્ધિને મ્હાત કર્યાથી સર્વસ્વ પ્રાપ્ત થાય છે એમ તે વખતે મનાતું, તેથી જ સભા જીતવી એ કેળવણીનો અન્તિમ આદર્શ રહેતો. એ જ યુગમાં ધોળે દહાડે મશાલો સળગાવી મલ્લની પેઠે વિજયાકાક્ષી પડિતો દેશમા ફરતા હશે.

પણ આખરે તર્ક અપ્રતિષ્ઠિત છે એમ માણસે જોયુ. માણસનું રહસ્ય તેના મગજમા નથી પણ હૃદયમા રહેલું છે, રાજધાની કલકત્તામા નથી પણ દિલ્હીમા છે એમ લોકોએ જોયું અને હૃદયનો યુગ શરૂ થયો. એ યુગમાં

સંગીત અને કલા કેળવણીમાં દાખલ થયાં. સંસ્કારો અને વિધિઓને મહત્ત્વ મળ્યું. હૃદય મારફતે જ કેળવણી અપાય એ તત્ત્વ સાથે ગુરુભક્તિ અને ગુરુઉપાસના આવી ગઈ.

ત્યાર પછીનો યુગ તે આત્મયુગ. માનવજાતિ આ આત્મયુગમાં પ્રવેશ કરવાની તૈયારી કરી રહી છે. આત્માનો સ્વભાવ છે સ્વતંત્રતા, નિર્ભયતા, તેજસ્વિતા અને સ્વયંસ્ફૂર્તિ. આત્માનો સ્વભાવ છે નિર્લેપતા અને પ્રસન્નતા. આ વૃત્તિઓ મારફત જે કેળવણી અપાય છે તે આત્મિક કેળવણી કહેવાય. બચપણથી જ જો આવી કેળવણી અપાય તો બાળકોને માટે તે વરપ્રદ નીવડ્યા વગર રહે નહિ.

આત્મિક કેળવણીમાં હઠવાદને સ્થાન ન હોય, ત્યાં તો સાત્ત્વિક સંસ્કાર જ હોય. આત્મિક કેળવણીમાં બીક કે લાલચથી જાગૃત કરી કામ લેવાનું નથી હોતું, પણ ચૈતન્યમાં જે સ્વાભાવિક ઉત્સાહ હોય છે તે મારફતે જ કામ લેવામાં આવે છે. આત્મિક કેળવણીની અંદર કર્મયોગ પ્રધાન રહેશે, છતાં એની સાથે ધ્યાનયોગ અને ભક્તિયોગ પરિપૂર્ણ મળેલા હશે. ટૂંકામાં કહીએ તો આત્મિક કેળવણી એટલે કર્મ, ભક્તિ, ધ્યાન અને જ્ઞાનનું અપૂર્વ રસાયણ છે.

વીરયુગમાં કલહવૃત્તિ કેળવવી એ પણ કેળવણીનો એક આદર્શ હતો. આત્મિક કેળવણીમાં આત્માની સ્વાભાવિક નિર્ભયતા અને તેજસ્વિતા ઉપર જ ભાર મુકાય છે. આવી કેળવણી મારફતે જ આત્મિક યુગનું, અહિંસાત્મક સ્વરાજ્યનું આવાહન થઈ શકે. આત્મિક કેળવણી જેમને મળી છે એવાં બાળકો જ અહિંસાત્મક સ્વરાજ્ય વિષે સંપૂર્ણ શ્રદ્ધા બતાવી શકે.

પ્રેમ, પાવિત્ર્ય અને ધીરજ એ આત્મિક કેળવણીના પાયારૂપ છે. એવું શિક્ષણ શારીરિક સજા મારફતે અપાય નહિ, તર્કવિતર્કની જાળમાં વિદ્યાર્થીને પારંગત કરીને અપાય નહિ, જાતજાતના વિધિવિધાનોથી ખીલવાય નહિ. ગુરુ પ્રેમનું અનુકૂળ વાતાવરણ ઊભું કરે, પોતાની શુદ્ધ વૃત્તિથી શુભ સંસ્કારો અને શિવસંકલ્પો વાતાવરણમાં રેડ્યા કરે અને છોકરાંઓને સ્વયંસ્ફુર્તિથી સ્વેચ્છાથી તે ગ્રહણ કરવા દે. 'ગુરોસ્તુ મૌનં વ્યાખ્યાનં શિષ્યાસ્તુ છિન્નસંશયાઃ' એ બીજમંત્રનો અર્થ હવે આપણે બરાબર સમજીયે છીયે.

આનો અર્થ એ નથી કે ગુરુ વગર કેળવણી આપી શકાય. આજે દેશમાં અસંખ્ય ગરીબ બાળકો—લગભગ આખો દેશ કેળવણી વગર પડેલો છે તે સ્થિતિને કોઈ કુદરતી કેળવણી નથી કહેતું. ક્રૂર કુદરતમાં આત્મવિકાસની ગોઠવણ નથી. ગુરુ પોતાની હસ્તીથી સાક્ષીરૂપ રહીને જ આત્માને

સ્વાભાવિક વાતાવરણ મેળવી આપે છે, અને આત્મા જાગૃત થતાં સ્વયં-વિકાસનો આરંભ થાય છે.

જેમ રાજકારણમાં તેમજ કેળવણીમાં પણ આત્મનિર્ણય અથવા સ્વયંવિકાસનો આદર્શ દાખલ થવો જોઇયે. આજે દુનિયામાં બે આદર્શ વચ્ચે ઝગડો ચાલે છે. એક આદર્શ સામ્રાજ્યનો અને બીજો સ્વરાજ્યનો. સામ્રાજ્યનો આદર્શ બધું તન્ત્ર એકના જ હાથમાં લાવવા માગે છે. એક હુકમ કરે અને બધા તે ઉઠાવે, એકનો દોર બધે ચાલે, એ સામ્રાજ્યનો આદર્શ છે. રાવણે તે જ આદર્શનો અખતરો કરી જોયો હતો. કેળવણીમાં પણ એક વિશ્વવ્યાપી કેળવણી ખાતું ઉભું કરી સર્વત્ર એક જ છાપના શિક્ષિત લોક પેદા કરવા એ આદર્શને સામ્રાજ્યનો આદર્શ કહી શકાય. સ્વરાજ્યનો આદર્શ આથી જુદો છે. આત્મા એક જ છે અને તે પરમાત્માનો અંશ છે માટે કેળવણીનું રહસ્ય સર્વત્ર એક જ હોય, પણ તે આત્મા દરેકમાં સ્ફુરતો હોવાથી દરેકને સ્વતન્ત્ર રીતે પોતાનો વિકાસ સાધી લેવાની છુટ રાખવી એ સ્વરાજ્યનો આદર્શ છે.

સાચી વસ્તુ એ છે કે આપણે ભવિષ્યના શિક્ષકોને હજી બરાબર સમજ્યા નથી. ભવિષ્યનો શિક્ષક એ જૂનો મહેતો નથી. તે પ્રજાનો ગુરુ છે. આજનું રાજ્યપ્રકરણ અને સમાજનું નેતૃત્વ ભલે ગમે તે વર્ગના હાથમાં હો, પણ ભવિષ્યમાં બાળકોની મનોરચના ઘડનાર અધ્યાપક જ સમાજનો નેતા અને રાજદ્વારી આગેવાન થશે, કેમકે ભવિષ્યનો અધ્યાપક જેમ માનસશાસ્ત્રી તેમ જ સમાજશાસ્ત્રી પણ હશે. સમાજના દરેક અંગ ,અને પ્રત્યંગ પ્રત્યે તેની જ્ઞાન-પૂર્ણ સહાનુભૂતિ હશે અને પ્રાચીન કાળના દીર્ઘદ્રષ્ટા બ્રાહ્મણો જે સ્થાન સમાજમા ભોગવતા તે જ સ્થાન ભવિષ્યના અધ્યાપકો અને તેમની શિક્ષણ-સંસ્થાઓ ભોગવશે. સાચો બ્રાહ્મણ રાજાના શાસનથી પણ પર રહે છે. તે જ પ્રમાણે શિક્ષણસંસ્થાઓ પણ સ્વતન્ત્ર રહેવી જોઇયે. બ્રાહ્મણને દાન કરી નમસ્કાર કરવાની પ્રથા છે, તેમ જ આજે પણ ધનવાન લોકોએ શિક્ષણસંસ્થા-ઓને શ્રદ્ધાભક્તિપૂર્વક મદદ કરવી જોઇયે અને ધનનો સદ્વ્યય કરવાની પોતાને તક આપવા માટે હમેશાં અધ્યાપકવર્ગના ઋણી રહેવું જોઇયે. અધ્યાપકો જેટલે દરજ્જે સમાજનો વિશ્વાસ ભોગવશે અને સમાજ તેમને જેટલી સ્વતન્ત્રતા આપશે તેટલે દરજ્જે જ તેઓ અને તેમની કેળવણી પ્રાણવાન થશે. અશ્રદ્ધાથી અધ્યાપકો ઉપર દોર ચલાવવા જશો તો તેમની કેળવણી નિષ્પ્રાણ થશે.

# પ્રકીર્ણ વિચારો

કોઈ પણ સંસ્થા ગમે તેવા સારા માણસોના હાથમાં હોય તોપણ ઉત્સાહથી અને ઝપાટાભેર કામ કરતાં તેમાં એકાંગીપણું આવે એ અપરિહાર્ય છે. પૂર્ણતાના આગ્રહમાં જ અપૂર્ણતા પેસી જાય છે. 'તમારા છોકરાઓ તમારું શિક્ષણ લઈને શું કરશે ! એ વિષે તમારું શું ધારવું છે ?' એવા પ્રશ્નોનો ઉત્તર આપવો સામાન્ય શિક્ષણ આપતી સંસ્થાઓના ચાલકોને બધે ભારે પડે છે. વર્ણ-વ્યવસ્થા જીવન્ત હતી ત્યારે આવો પ્રશ્ન ઉદ્ભવતો ન હતો. આજીવિકા, સમાજ-સેવા અને આત્મસાધનાના માર્ગ પરંપરાગત અને નિશ્ચિત હતા. આજે બધે અનવસ્થા છે, એનું સ્હેજ પ્રતિબિંબ આપણા વિચારોમાં અને આપણાં કાર્યોમાં પડે તો નવાઈ નથી. પણ કામમાં યશ મેળવવા માટે દરેક સંસ્થાનાં જીવન-સૂત્ર અને જીવનસ્મૃતિ નક્કી થવાં જ જોઈએ. આ બન્ને જેને માન્ય હોય તેઓ જ સંસ્થાનો લાભ લઈ શકે. નહિ તો પાદરી બોલે છે લોકો બાઈબલનો સ્વીકાર કરે તે માટે, અને લોકો સાંભળે છે સુન્દર અંગ્રેજીનું શ્રવણ કરવા મળે છે એટલા માટે, એના જેવું થઈ જાય.

વિદ્યાર્થીઓમાં યુવાવસ્થામાં સ્વાભાવિકપણે મનોરાજ્ય કરવાની અને શુદ્ધ ઉચ્ચ મહત્ત્વાકાંક્ષાઓ રચવાની વૃત્તિ હોય છે. વિદ્વાન, દેશસેવક, ધર્મ-નિષ્ઠ અને સ્વાર્થત્યાગી અધ્યાપકોના સહવાસમાં આ વૃત્તિ પ્રજ્વલિત થવી જોઈએ.



શિક્ષકોમાં સ્વાભાવિકતા આવે એ ઇષ્ટ છે; પ્રસન્નતા આવે તો વધારે ઇષ્ટ. શિક્ષકોએ પોતાના વર્તન અને વાણીથી વિદ્યાર્થીઓ પર અસર થાય, એનો વ્યક્ત કે અવ્યક્ત પ્રયત્ન ન કરતા પોતાનાં વાણી અને વર્તનનું પરિણામ વિદ્યાર્થીઓ પર સ્હેજે થાય જ એમ કરવું જોઈએ. આવો પ્રયત્ન દેખાઈ તો ન જ આવવો જોઈએ યુવાન શિક્ષકોમા શીખવતી વખતે જાણે તેઓ પોતે જ એક દિવ્યમાથી પસાર થઈ રહ્યા હોય એવી છાયા દેખાવી ન જોઈએ. આચાર્ય અને અધ્યાપકોના પરસ્પરના વર્તન પરથી છોકરાઓને એમ ન ભાસવું જોઈએ કે આચાર્ય અધ્યાપકો પાસેથી કામનો હિસાબ માગે છે. દેખરેખને અભાવે શિક્ષકો મળેલા સ્વાતન્ત્ર્યનો દુરુપયોગ કરે છે એ મને માન્ય છે, પણ દેખરેખ બહાર જણાઈ આવતા સારામા સારૂ શિક્ષણ પણ પરિણામની દષ્ટિથી વાઝીઉં રહે છે એ પણ ધ્યાનમા લેવા જેવું છે.

બહોળું સામાન્ય જ્ઞાન ન હોય તો ઈચ્છા હોવા છતા અધ્યાપક કોઈ પણ પદ્ધતિનો અખતરો ન જ કરી શકે. બની શકે તો આચાર્યે બધા છોકરાઓને ભેગા કરીને રોજ થોડું થોડું જ્ઞાન આપવું અને એ વખતે બધા અધ્યાપકો હાજર રહે એવી પ્રથા પાડવી, કે જેથી અધ્યાપકોમા વિદ્યાર્થી-

પક્ષાનો આરોપ કર્યા વગર તેમને શીખવી શકાય અને કેવી રીતે શીખવવું તેનો પદાર્થપાઠ આપ્યા જેવું થાય. વિદ્યાર્થીઓને તો એનાથી પ્રત્યક્ષ લાભ છે જ.

શિક્ષકોની પસંદગી કરવામાં યુવાન શિક્ષકોનું ચારિત્ર્ય ઠરેલ અને વિશ્વાસપાત્ર હોતું નથી એટલા માટે ઘરડા શિક્ષકોને પસંદ કરવાની ભૂલ કદી કરવી નહિ. ઘરડાઓમાં સંયમ અને સુધરવાની શક્તિ ઓછાં હોય છે એવો સાર્વત્રિક અનુભવ છે; જોકે કેટલાક ઘરડા શિક્ષકો બહુ જ રસિક હોય છે.



ગૃહપતિનું કામ બહુ અઘરૂં છે. માતાનો પ્રેમ અને પિતાની કડકાઈ તેમજ મિત્રનું દિલદારપણું જેની અંદર હોય તે જ ગૃહપતિ થવાને લાયક છે. નહિ તો કામ બગડે, એટલું જ નહિ પણ ગૃહપતિનું પોતાનું જીવન પણ દુઃખી થઇ જાય કોઇ પણ ગૃહપતિ આંખ મીંચીને અમુક એક નિયમ પ્રમાણે ચાલી ન શકે, એટલે પોતાની સ્વતન્ત્ર બુદ્ધિથી યોગ્ય નિશ્ચય ન કરી શકે એવો ગૃહપતિ છોકરાઓને જીવન વિષે ખોટો ખ્યાલ આપે. સ્વચ્છતા, શ્રદ્ધા અને ઉત્સાહ બીજામા જાગૃત ન કરી શકે એવા ગૃહપતિઓ ન રાખવા જોઇયે.

મુખ્ય ગૃહપતિ એ કુલપતિ છે. છોકરાઓના જીવનનાં આદર્શ અને દિશા નક્કી કરવામાં કુલપતિનો ફાળો મોટો છે, અને તેથી તેમની જવાબદારી પણ તેટલી જ મોટી છે. છોકરાઓ પ્રાણવાન ન થાય તો તેમનો પ્રયત્ન નિષ્ફળ ગયો ગણાય. ધર્મના ઉચ્ચ આદર્શથી સમાજ જ્યા ખસતો હોય ત્યા સમાજને અને વ્યક્તિઓને ધિક્કારતાં પણ અચકાવું નહિ. મને લાગે છે કે કુલપતિને સંસ્થા સિવાયનું ખાનગી જીવન હોઇ જ ન શકે.



સંસ્થાની આજની મુખ્ય જરૂરીયાત તો શિક્ષકનિવાસ છે. સંસ્થાનું પ્રત્યક્ષ કામ ચલાવનાર બધી વ્યક્તિઓ અને તેમનાં કુટુંબો સંસ્થાના વાતાવરણમાં રહે એ અગત્યનું છે. તેમ થાય તો જ નવા આવનારાઓને સંસ્થાના ઉદ્દેશનો ચેપ લાગે અને આજીવન સખ્યો વધારે મળે. શિક્ષણ દ્વારા સમાજની ઉન્નતિ કરવી હોય તો સ્ત્રીઓ ઉપર પણ શુભ સંસ્કારની અસર થવી જોઇયે. અને સ્ત્રીઓને સંસ્થાના વાતાવરણમાં મુકવી એના કરતાં સ્ત્રી-શિક્ષણનો બીજો વધારે સારો માર્ગ હું જોઈ શકતો નથી.



' આપણા સ્વચ્છતાના આદર્શમાં ક્રાન્તિ કરવાની જરૂર છે. જે વસ્તુ સડી જાય એવી હોય તેને તરત જ દાટી દેવી જોઈએ. આપણા સમાજમા આરોગ્ય અને ઉચ્ચ સ્વાભિમાન નથી એનું કારણ આપણો સ્વચ્છતાનો આદર્શ હલકો છે એ છે. આપણા કરતા આપણા નોકરો ઓછા સ્વચ્છ રહે એ સહન કરવામા ગુનો તો છે જ, પણ સામાજિક પાપ પણ છે એમ હું માનું છુ. અમારો આદર્શ એ છે કે પાયખાનાં અને રસોડું સરખા સ્વચ્છ હોવાં જોઈએ. બીજા નોકરો સ્વચ્છ રહેશે તો રસોઇયાઓ પણ સ્વચ્છતા સમજતા થશે.



બેઠી રમતોનું વ્યસન છોકરાઓને લગાડવાનો પ્રયત્ન મને બિલકુલ ગમતો નથી. રમતોમા ન્યાયાધીશના નિકાલ વિષે અસન્તોષ સરખો પણ બતાવવો નહિ એ વૃત્તિ વધારે કેળવવી જોઈએ.



પુસ્તકાલય માટે 'હેન્ટસ' ના પુસ્તકો જેટલા વધારે રાખી શકાય તેટલું સારું. એ પુસ્તકોના વપરાશથી છોકરાઓની જિજ્ઞાસા અને ધારણશક્તિ એકદમ વધે છે એવો મારો અનુભવ છે. છાપાઓમા મહત્ત્વની ખબરો આવે તેની પૂર્વપીઠિકા કહેવાનું અને સામાન્ય દેશસ્થિતિનું છોકરાઓને ભાન કરાવવાનુ કામ જો કોઇ શિક્ષક માથે લે તો તેને હુ છોકરાઓનો સારામા સારો મદદગાર અને ઉપકારક ગણુ.



સ્વભાષાના આદરને સ્વધર્મનિષ્ઠા અથવા સ્વદેશભક્તિ કરતા રતિભાર પણ ઉતરતો ન ગણવો જોઈએ. આ આદર્શની કસોટીએ ચડે એવુ ગુજરાતીનુ અધ્યયન આજે ચાલતુ નથી લોકવાર્તાનો સગ્રહ અને તેનો પુનરુદ્ધાર એટલે શિક્ષણમા લોકવાર્તાનો ઉપયોગ એટલુ જ માત્ર ક્યાંક ચાલે છે તે ભારે ગણાય, અને તે માટે જેટલો ધન્યવાદ આપીએ એટલો ઓછો છે. સસ્કૃત શીખવવામા આપણે નવા વાક્યો તૈયાર કરીએ એના કરતા બનતા સુધી પ્રાસાદિક ગ્રન્થોમાથી ચુટી કાઢેલા ફકરાઓ અથવા શ્લોકખડો વાપરીએ એ વધારે ઠીક છે સંસ્કૃતિનુ અધ્યયન કરતા સસ્કૃત પાસે શિષ્યભાવથી જવુ જોઈએ. આજે અંગ્રેજી શીખતા અંગ્રેજી ભાષા અને અંગ્રેજી ગ્રન્થકારો તરફ આપણે પ્રામાણ્યબુદ્ધિથી જોઈએ છીએ, અને સસ્કૃત પ્રત્યે તો કોઈ રાક્ષસીઓ ચારણના સલૂકો સાભળતો હોય એવો ભાવ રાખીએ છીએ. આથી તો આત્મઘાત જ થવાનો .



ગુજરાતમાં—વિશેષે કાઠીયાવાડમા હિન્દી ભાષા દાખલ કરવી બહુ સહેલી

વાત છે, કારણ હિન્દી કવિતાનો ભાવ અને સ્વભાવ કાઠીયાવાડી કવિતામાં પણ સારી પેઠે દેખાય છે. હું માનું છું કે રાજકારણ, વિદ્વન્મંડળ અને વેપાર-વહેવારમાં જે હિન્દી જાણે તે જ આગળ વધી શકે એવી સ્થિતિ આવવાની છે. માટે રાષ્ટ્રીય દૃષ્ટિથી નહિ તો છોકરાઓના ભાવિ હિતની દૃષ્ટિથી પણ હિન્દીને ફરજીયાત સ્થાન મળવું જોઇયે.



આરોગ્યશાસ્ત્ર જેટલું જ આજની સ્થિતિમાં અર્થશાસ્ત્રનું મહત્ત્વ છે. આજના જમાનામા કોઇને જીવવું હોય તો તેને ઓછામા ઓછું માતૃભાષા, ભૂગોળ અને અર્થશાસ્ત્ર એટલાનું સામાન્ય જ્ઞાન તો હોવું જ જોઇયે.



કવિતાનો પ્રભાવ અદ્‌ભુત છે. કવિતા ચારિત્ર્યને ઘડે છે એમ કહીયે તો ચાલે. માટે કવિતાના શિક્ષણમા કવિતાની ચુંટણી અત્યંત કુશળતાથી અને કોમળતાથી કરવી જોઇયે. દરેક ઋતુના ભાવ જુદા જુદા હોય છે. તેથી ઋતુ અનુસાર કવિતાઓમા ફેરફાર થવો જોઈયે. કુદરતથી વિખૂટા પડેલા સમાજનો કુદરત સાથે ફરી પરિચય કરાવવો એ વિદ્યામન્દિરોનું કામ છે. દુનિયામા જે કઠોરતા, પાપ અથવા નીચતા છે તેનો પરિચય છોકરાઓને અન્ય વિષયો દ્વારા ભલે થાય, પરંતુ કવિતામા તો કારુણ્ય, સાત્ત્વિકતા આદિ જગતના આદર્શ ગુણોનું જ દર્શન થવું જોઈયે. કવિતાનો સંગીત સાથે મેળાપ થઈ જાય તો અર્ધું શિક્ષણ સફળ થયું ગણાય.



ધાર્મિક શિક્ષણનો પ્રશ્ન કઠિન છે. જેમ સરસ રીતે રાંધેલી વસ્તુને પણ બગડતા વાર નથી લાગતી, તેમ ધર્મશિક્ષણનું છે અત્યાર સુધી માત્ર ધર્મની ભાષા જ બોલતો આવ્યો છે. ધાર્મિક પરિભાષા અને ધાર્મિક આચારસમૂહ પર જ તે પોતાનો વેપાર ચલાવે છે સમાજના આચારવ્યવહારને અનુસરવું એ સામાજિક પ્રતિષ્ઠાનો એક 'પાસપૉર્ટ' થઇ બેઠો છે, તે એટલે સુધી કે કેટલાક લોકો ધર્મશિક્ષણનો જ ત્યાગ કરવો એવા મતના થઈ ગયા છે. હું માનુ છુ કે ધર્મશિક્ષણ તો સંસ્થાના ચાલક પોતાના સદાચારથી જ આપી શકે. એ ઉપરાત સમાજમાથી જૂના સંસ્કારો જ્યારે ખસતા જાય છે ત્યારે ધર્મની માહિતી નિશાળ મારફતે આપવી પડે છે. વાર્તા દ્વારા ધર્મશિક્ષણ આપવાનો રિવાજ પુરાણો જેટલો જ પુરાણો છે. પણ હાલમા છોકરાઓને જે રીતે વાર્તાઓ કહેવામા આવતી જોવામા આવે છે તેમા પુરાણોનું કાવ્ય, પુરાણોનો રસ અને ગાંભીર્ય લાવી શકીયે તો જ તેને ધાર્મિક શિક્ષણ કહી શકાય નીતિશિક્ષણ

અને ધર્મશિક્ષણ જુદા ન જ પાડી શકાય ધર્મશિક્ષણ વગરનુ નીતિશિક્ષણ બરે નિરાધાર નીરસ છે જ્યા સામાન્ય વહેવારમા દેખાતા નીતિ અથવા સદાચાર કરતા ધર્મની ભાવના ઉંડી છે અને ધર્મનો આન્તર્ય તત્ત્વ છે એ ભૂલવુ ન જોઈએ જીવનનુ મહત્ત્વ જેઓ સમજ્યા હોય તેમણે જ ધાર્મિક શિક્ષણ આપવાનો પ્રયાસ કરવો ધર્મજિજ્ઞાસા ( ધર્મજ્ઞાનજિજ્ઞાસા નહિ ) જેની અંદર ન હોય તેણે તો ધર્મશિક્ષણ આપવાની સાફ ના જ પાડવી જોઈએ ભિન્નભિન્ન ધર્મોનુ નિરીક્ષણ કરીને ધર્મશિક્ષણ આપવુ હોય તો બધા ધર્મોનો લઘુતમ સાધારણ ભાજ્ય અથવા દૃઢભાજક કાઢીએ તે ચાલે નહિ. બધા મતમતાતરો ઉપરાન્ત ધાર્મિકતા નામની શ્રદ્ધામૂલક એક ઉચ્ચ વૃત્તિ હોય છે, અને તે ભિન્નભિન્ન પરિસ્થિતિમા ભિન્નભિન્ન રૂપે પ્રગટ થાય છે માત્ર માણસમા સંકુચિતતા રહેલી છે તેથી તેના આકાર બદલાય છે એ તત્ત્વ વિદ્યાર્થીઓના હૃદયમા ( મગજમા નહિ ) ઠસી જાય તો ધાર્મિકતાનું દ્વાર ખુલી જાય



અગ્રેજી આપણો અન્ત્યજ વિષય છે એના વગર આપણુ ચાલે નહિ એવી સ્થિતિ થઈ પડી છે એનો દ્વેષ કરવો એમા આપણો અધઃપાત છે એ વિષયને માથા પર મુકવો એમા પણ અધઃપાત છે મારી દૃઢ માન્યતા છે કે બધા છોકરાઓએ અગ્રેજી ભણવુ એ યોગ્ય નથી અગ્રેજી ઘણા છોકરાઓનો પ્રાણ ખાઈ જાય છે અને કૌટુમ્બિક જીવનનો નાશ કરે છે, પિતાપુત્ર વચ્ચે અન્તરાય ઉભો કરે છે અને સામાજિક સઘટનને છિન્નભિન્ન કરી નાખે છે આના બદલામા અગ્રેજીથી જે સદ્ગુણો મેળવી શકાય તે અગ્રેજીની બાર પદર વરસની ઉપાસના પછી આપણામા અસલની કોઈ સદ્વૃત્તિ હોય તો જ મળી શકે પણ લાભ અને નુકસાનની તુલના કરતા વિદ્યાર્થીઓનો મોટો ભાગ અગ્રેજી ન જ શીખે તો સારૂ એવા નિર્ણય પર આવવુ પડે છે બેશક અગ્રેજીમા આધુનિકતા તો છે જ દુનિયાની માહિતી તેમા ભરેલી છે, સુવિચારો પણ છે પણ અત્યાર સુધી અગ્રેજી ભણેલા લોકો નિમકહરામ ન થઈ ગયા હોત તો અગ્રેજીમા રહેલુ એ બધુ જ્ઞાન ક્યારનુ માતૃભાષામા આવ્યુ હોત પણ જ્યા સુધી બધાને અગ્રેજી શીખવાનો મોહ હોય ત્યા સુધી અગ્રેજીમાથી માખણ કાઢીને માતૃભાષાને અર્પણ કરવાની તસ્દી કોણ લે ? માટે મારી ભલામણ છે કે અગ્રેજી એ વિષય ફરજીયાત તો ન જ રાખવો, અને ફરજીયાત રાખ્યો હોય તોપણ અમુક વિદ્યાર્થીઓએ અગ્રેજી શીખવુ કે નહિ તેનો નિર્ણય વિદ્યાર્થીઓની રુચિ તથા વાલકોની મુનસફી ઉપર રાખવો સાથે સાથે જેઓ અગ્રેજી ભણતા નથી તેઓની પ્રતિષ્ઠા ઓછી ન ગણાય તે માટે અત્યન્ત કાળજી રાખવી મારો તો સિદ્ધાન્ત

છે કે માતૃભાષા એ શિક્ષણક્ષેત્રમાં એક ચાળણી છે. જે વસ્તુ માતૃભાષા દ્વારા ન આપી શકાય તે બીજા રૂપમાં સમાજ હજમ કરી જ ન શકે. સમાજને તે વસ્તુ આપવી જ હોય તો તે માતૃભાષાની ચાળણીમાંથી પસાર થાય એવું રૂપ તેને આપો અથવા તે વસ્તુને ગ્રહણ કરી શકે એટલી માતૃભાષાની પહેલી ઉન્નતિ કરી પછી આપવી જોઈએ. એ ચાળણી પહેલેથી આપણે વાપરી હત તો ગયા સો વર્ષમાં દેશનો જે અધઃપાત થયો છે તે ન જ થાત.

## સહશિક્ષણ

છોકરાઓ અને છોકરીઓ સાથે ભણે કે નહિ એ સવાલ બહુ જ મહત્ત્વનો છે. આ વિષય આપણને જેમ ગંભીર લાગે છે તેમ યુરોપીઅન લોકોને પણ ગંભીર લાગે છે. સહશિક્ષણના હિમાયતી અને પૃથક્શિક્ષણના હિમાયતી બન્નેનો ઉદ્દેશ સામાજિક નીતિ સુધરે એ જ છે. બહુ પ્રાચીન કાળથી આ પ્રશ્ન ઉપર ચર્ચા થઈ છે, એટલું જ નહિ પણ એ બાબતમાં અનેક પ્રયોગો પણ થયેલા છે. કુટુંબબંધારણના અને સમાજબંધારણના આજે આપણે જે નિયમો જોઈએ છીએ તે કાંઈ આકસ્મિક રીતે બનેલા નથી, અથવા કોઈ એક રાજા કે મહારાજાના હુકમથી અમલમાં આવેલા નથી, પણ તે નિયમોની પાછળ અનેક જમાનાનો અનુભવ અને વિચાર રહેલો છે. સમાજ બીજી અનેક બાબતોમાં ઉદાસીન અથવા ગાફેલ રહી શકે છે—રહે છે, પણ સામાજિક નિયમોની બાબતમાં સમાજ હંમેશા જાગ્રત રહે છે. અને તેથી આજના નિયમોની પાછળ અનેક જમાનાના અસંખ્ય લોકોની સંમતિનું બળ રહેલું છે. અનેક રોગીઓને સાજા કરનાર વૈદ્યની જેમ પ્રતિષ્ઠા બંધાય છે તેમ અનેક પ્રસંગોમાંથી સમાજને બચાવી જે સામાજિક અને કૌટુમ્બિક બંધારણો સમાજની નૌકા આજની ઘડી સુધી સહીસલામત રાખી રહ્યા છે તેને આપણે એમ સહેજમાં ઉડાવી દઈ નથી શકતા. સાથે સાથે એ પણ તેટલું જ ખરૂં છે કે આજની પરિસ્થિતિ ધ્યાનમાં રાખીને, દરેક નિયમ પાછળ રહેલું તત્ત્વ જાણીને કોઈ પણ નિયમ રાખવો કે બદલવો તે જાગ્રત રહીને જ નક્કી કરવું એ આપણી ફરજ છે.

વિદ્યાધ્યયનકાળમાં બ્રહ્મચારીએ સ્ત્રીનું તો શું પણ લાકડાની પૂતળીનું પણ દર્શન ન કરવું એવો એક મત છે. સામા પક્ષ વાળા કહે છે, 'આવું જુગ-બ્રહ્મચર્ય શા કામનું ? ઉલટું, છોકરા અને છોકરીઓ સાથે ભણે તો

જ બ્રહ્મચર્યનું પાલન ઠીક થઈ શકે. સ્ત્રીના સહવાસથી માણસ સૌમ્ય બને છે, સંયમી બને છે અને તેથી પવિત્ર રહી શકે છે. બ્રહ્મચર્ય નિગ્રહથી નહિ પણ પ્રેમથી પોષાવું જોઈએ.' એ વિષે અખતરાઓ પણ ઘણા થયેલા છે. પડદાનો રિવાજ એ એક અખતરો છે. સ્ત્રીઓ પાપ ન કરે એટલા માટે તેમને અંતઃપુરમાં પૂરી રાખવામાં આવે છે એમ યુરોપીઅન લોકો આપણે વિષે માને છે. તેમની આ માન્યતા ભૂલભરેલી અને જંગલી છે. જેમ સુન્દર સુવાસિત અને કોમળ ફૂલનું આપણે રક્ષણ કરીએ છીએ તેમ સ્ત્રીઓનું પણ છે, અબળાની આબરૂનું રક્ષણ કરવાના ઉદ્દેશથી અંતઃપુર અથવા પડદો સમાજમાં દાખલ થયો હોવો જોઈએ. બાદશાહો અને રાવરાણાઓ વિષે યુરોપી કલ્પના વખતે ખરી હશે તેના વિચારમાં આપણે અહીં ઉતરવાના નથી.

પ્રાચીન કાળમાં પશ્ચિમ મહાસાગરમાં બે બેટો હતા. એકમાં બૈરાંઓ રહેતાં અને બીજામાં પુરુષો રહેતા. છોકરો નાનો હોય ત્યાં સુધી મા સાથે રહેતો, પણ સહેજ મોટો થયો કે તેને પુરુષ-દ્વીપમાં મોકલી દેવામાં આવતો. પુરુષો વસંત અને ગ્રીષ્મ ઋતુમાં સ્ત્રી-દ્વીપમાં જઈને રહેતા આવો પણ એક વિચિત્ર પ્રયોગ દુનિયાએ કરી જોયેલો છે.

સ્પાર્ટન લોકોનો રિવાજ બધા જાણે છે. એ સ્થિતિ જોઈને યુરોપમાં તેમજ અમેરિકામાં સહશિક્ષણનો વાયુ વાય છે. યુરોપમાં સન્યાસીઓએ પણ ઓછા અખતરા કરેલા નથી. સન્યાસી અને સન્યાસિનીઓએ સાથે રહેવું એવો પણ નિયમ કરી જોયો. સન્યાસી-મઠ જુદો અને સન્યાસિની-મઠ જુદો એમ પણ કરી જોયું.

સહશિક્ષણની કલ્પના આજે તો આપણે યુરોપીઅન લોકો પાસેથી લીધી છે. પ્રાચીન કાળમાં એ કલ્પના આપણે ત્યાં ન હતી એમ નથી. ઉત્તરરામચરિતમાં એક વિદ્યાર્થિની કહે છે, 'હું અત્યાર સુધી વાલ્મીકિ પાસે ભણતી હતી, પણ હમણાં ત્યાં અદ્‌ભુત પ્રજ્ઞામેધા વાળા બે છોકરા આવ્યા છે. તેમની સાથે ભણતાં હું પાછળ પડી ગઈ. હું સાથ રાખી શકતી નથી. માટે વાલ્મીકિનું મહાવિદ્યાલય છોડી હું બીજું મહાવિદ્યાલય ખોળું છું.' કચ અને દેવયાની સાથે જ ભણતાં અને સાથે જ રહેતાં. મનુસ્મૃતિ વગેરે ગ્રન્થોમાં જે નિયમો છે તે ઉપરથી પણ જણાય છે કે તે વખતમાં સહશિક્ષણની પ્રથા હતી. ગાર્ગી વાચક્નવી અથવા આર્યા મૈત્રેયી જેવી બ્રહ્મવાદિનીઓ સહશિક્ષણના વાતાવરણમાં જ ઉત્પન્ન થઈ હોવી જોઈએ. એથી ઉલટો પ્રયોગ ઋષ્યશૃંગનો છે. દશરથ રાજાએ તેને છેતર્યો ત્યાં સુધી તેણે સ્ત્રીનું મ્હોડું પણ જોયું ન હતું.

પૃથક્‌શિક્ષણનું પરિણામ સારું આવે તો દેવોના સેનાપતિ કુમાર કાર્તિક

સ્વામી જેવો વીર પુરુષ નિર્માણ થશે, નહિ તો ઋષ્યશૃંગ જેવો બેવકૂફ પેદા થશે એ પુરાણકારો બહુ સુંદર રીતે બતાવી ગયા છે. જૂના કાળનો અનુભવ આવો વિવિધ છે, પણ સામાન્ય સમાજે શું કરવું જોઇયે એ વિષે પૌરાણિક કથાઓ પરથી આપણે કંઇ નિયમ ઘડી ન શકીયે. દરેક સમાજમાં કેટલાક ગુણો વિષે ખાસ આગ્રહ હોય છે. દરેક સમાજ સર્વ સદ્ગુણો તો જરૂર કેળવવા માગે, પણ દરેક સમાજની વિશેષતા તો બીજા ગુણોને ભોગે પણ અમુક ગુણ ખાસ કરીને કેળવવામાં રહેલી છે. આપણે બાકી બધું જવું હોય તો ભલે જાય પણ પવિત્રતા ન જાય એમ કહેનારા છીયે. બાકી બધું ભલે જાય પણ સ્વતન્ત્રતા ન જાય એમ કહેનારા બીજા છે. સાચું જોતાં સ્વતન્ત્રતા અને પવિત્રતા સરખાં કંઇ છે—એક જ છે. પણ જેમ એક જ હીરા વીંટી ઉપર બેસાડવાની આપણી પદ્ધતિ અને બર્મી લોકોની પદ્ધતિ પરસ્પર વિરુદ્ધ હોય છે તેમ એક જ તત્ત્વના કયા પાસા ઉપર વધારે ધ્યાન આપવું એમાં મતભેદ રહે છે.

પ્રાચીન કાળથી પાવિત્ર્ય ઉપર આપણે વધારે ભાર મુકયો છે. તેની અંદર જ આર્યજાતિનો (આપણો) પ્રાણ રહેલો છે. આપણું સામાજિક પાવિત્ર્ય એ હજારો જમાનાની તપશ્ચર્યાનું ફળ છે. તે ખોઈ બેસીશું તો તે પાછું મેળવતાં ફરીથી હજારો વર્ષની તપશ્ચર્યા કરવી પડવાની એ ધ્યાનમાં રાખીને જે અખતરાઓ કરવા હોય તે કરીયે. જે તત્ત્વનું આપણને સંપૂર્ણ દર્શન થયું હોય તેનો આપણે સુરક્ષિતપણે અમલ કરી શકીયે.

સ્વતન્ત્રતા એ ઇશ્વરનો ગુણ છે. Right wrongs no man એ કાયદાના તત્ત્વ પ્રમાણે Liberty wrongs no society એમ કહી શકાય. न हि कल्याणकृत्कश्चिद् दुर्गतिं तात गच्छति એ જેટલું સત્ય છે તેટલું જ સ્વાતન્ત્ર્યમાં અધઃપાત નથી એ સત્ય છે. છતાં એ સ્વાતન્ત્ર્યતત્ત્વનું સંપૂર્ણ દર્શન ન થવાથી સ્વચ્છન્દને આપણે સ્વાતન્ત્ર્ય માની બેસીયે એવો ભય રહે છે. अधर्मं धर्ममिति मन्यते જેવી આપણી સ્થિતિ થઈ જાય. આપણા સમાજને પાવિત્ર્યનું દર્શન જેટલું થયું છે તેટલું સ્વાતન્ત્ર્યનું નથી થયું, એટલા માટે પાવિત્ર્યને ભોગે સ્વતન્ત્રતાને નામે આપણે કોઈ અખતરા ન કરીયે.

મનુષ્યમાત્ર સ્ખલનશીલ છે. બિનઅનુભવી તરુણ સ્ખલનરૂપ જ હોય છે એમ કહીયે તો તેમાં ઝાઝી અતિશયોક્તિ નથી. એટલા માટે જુવાનીની ચડતી દશામાં છોકરાઓ અને છોકરીઓને યોગ્ય સલાહ આપનાર માણસની જરૂર છે. અરસપરસ નિર્હેતુક પ્રેમ અને અટળ શ્રદ્ધાના વાતાવરણમાં મોટેરાં છોકરાછોકરીઓ પર દેખરેખ રાખે તો જ દેખરેખનાં શુભ પરિણામ આવી શકે. એવું વાતાવરણ કુદરતી રીતે કુટુંબવ્યવસ્થામાં રહે છે અને તેથી જ એક

કુટુંબની અંદર છોકરાછોકરીઓ સહીસલામત એકઠાં રહી શકે છે. ચોકસ નિયમ ઘડયા વગર, દરેક વસ્તુ ઉપર તર્કવિતર્ક કર્યા વગર, ઘણીવાર કંઇ પણ કારણ આપ્યા વગર માબાપ છોકરાઓ અને છોકરીઓનું નિયમન કરી શકે છે. એ સ્થિતિ ગમે તે માણસ—ગમે તે ચારિત્ર્યવાન માણસ પણ સહેજે ભોગવી ન શકે. એટલા માટે ગમે તે સ્થિતિમાં સહશિક્ષણ ન જ ચાલે.

હિન્દુ સમાજની બીજી એક ખૂબી ધ્યાનમાં લેવા લાયક છે. શૌર્ય દરેક જણમાં હોવું જોઇયે, પણ તેમાંયે શૌર્યનું ખાસ રક્ષણ કરવાનું જોખમ હિન્દુ સમાજે ક્ષત્રિય ઉપર નાખેલું છે. ધર્મ બધાને માટે છે, પણ તેમાંયે બ્રાહ્મણ એ ખાસ અને ફક્ત ધર્મને માટે જ ઉત્પન્ન થયો છે એમ ધર્મશાસ્ત્રો કહે છે. તે જ પ્રમાણે ચારિત્ર્ય દરેક જણમાં ઇષ્ટ છે, પાવિત્ર્ય વગર શક્તિ નથી અને પાવિત્ર્ય વગર મોક્ષ નથી; છતાં પવિત્રતાનું તત્ત્વ સુરક્ષિત રાખવાની જવાબદારી, પાવિત્ર્યનો આદર્શ ઉજ્જવલ રાખવાની ફરજ હિન્દુ સમાજે ખાસ કરીને ગૃહિણી ઉપર રાખેલી છે. તેથી છોકરીઓની કેળવણીનો પ્રશ્ન વધારે નાજુક બને છે.

શિક્ષણસંસ્થા અને સમાજસંસ્થા વચ્ચે એકતા હોવી જોઇયે એ રાષ્ટ્રીય શિક્ષણનો મહાન સિદ્ધાન્ત છે. જે વાતાવરણ સમાજમાં અથવા કુટુંબમાં આપણે રાખવા માગીયે છીયે તેનાથી વિરુદ્ધ વાતાવરણ શિક્ષણસંસ્થામાં ન જ હોવું જોઇયે. શિક્ષણસંસ્થા એક અને અભેદ્ય હોવા છતાં એમાં પાઠ-શાળા અને વસતિગૃહ એવા બે વિભાગ પડેલા હોય છે. પાઠશાળામા છોકરાઓ અને છોકરીઓ શિક્ષકની દેખરેખ નીચે ભણે એમાં કશો વાંધો નથી. પણ છોકરાઓનું જીવન અને છોકરીઓનું જીવન ઓતપ્રોત થઇ જાય એમાં જોખમ રહેલું છે. ભિન્ન કુટુંબ અને ભિન્ન સંસ્કારોમાં ઉછરેલાં છોકરાછોકરીઓનું જીવન ઓતપ્રોત ન જ કરવું જોઇયે. યુવાવસ્થામાં છોકરાઓ અને છોકરીઓની વૃત્તિ પરસ્પર ઓતપ્રોત થવા તરફ સ્વાભાવિક રીતે હોય છે. તે સમયે સાથે રમવું, વિનોદ કરવો, પ્રેમકલહ કરવો, વસ્તુઓ પરસ્પરને ભેટ કરવી વગેરે વસ્તુતઃ નિર્દોષ બાબતોની પણ છૂટ ન રાખવી એ ઇષ્ટ છે. આપણા શાસ્ત્રકારોએ એ વસ્તુનો નિષેધ સાર્વત્રિક મનુષ્યસ્વભાવનું દર્શન કરીને જ કરેલો છે. સ્વા-તન્ત્ર્યપ્રિય પાશ્ચાત્ય લોકોએ ઉપલી બાબતની જે ઓછીવત્તી છૂટ રાખી છે તે તેની અંદર રહેલું જોખમ ખેડવાની તૈયારી કરીને જ. હિન્દુ સમાજને તે દશા તરફ દોરવો એ વાજબી નથી એવો મારો નિશ્ચિત મત છે. આપણે ત્યાં મુસલમાનોનો ગોશા નથી તેમ અંગ્રેજોનો મુક્ત વ્યવહાર પણ નથી. આપણા સમાજે જે જે વિવેકભરી મર્યાદાશીલ છૂટ રાખી છે તે જ. અને તેટલી જ આપણા સમાજને માટે અનુકૂળ અને ઉત્કૃષ્ટ છે.

ઉપર જે વિવેચન કર્યું છે તેની અંદર વિવેચનની સગવડ ખાતર

છોકરાઓને અને છોકરીઓને કેળવવાની પદ્ધતિ અભિન્ન છે એમ માનેલું હતું પણ શિક્ષણની દૃષ્ટિથી તે ખરૂં નથી સ્ત્રીપુરુષ વચ્ચે વિધિએ જે શારીરિક, માનસિક અને ભાવનાવિષયક ભેદ રાખેલો છે તે જોતાં અમુક ઉંમર પછી તેમની કેળવણી ભિન્ન ભોતમાં ચાલે એ જ ઠીક છે. સ્ત્રીપુરુષમાં ભિન્નતા રાખીને જ વિધિએ જેમ સંસારમાં એકતા નિર્માણ કરી છે તેમ જ કેળવણીનું થવું જોઈએ.

હવે છોકરાઓ અને છોકરીઓ માટે આજન્મ બ્રહ્મચર્યના આદર્શની દૃષ્ટિથી એ સવાલ તપાસીએ. આજનો હિન્દુ સમાજ સ્ત્રીઓ આગળ વિવાહિત પતિવ્રતા સ્ત્રીનો જ આદર્શ મુકે છે વધારે વિચાર કરનાર કેટલાક લેકો આજન્મ બ્રહ્મચર્યનો આદર્શ છોકરીઓ આગળ અપવાદ તરીકે મુકવા તૈયાર છે. આજન્મ બ્રહ્મચર્યનો આદર્શ એ સર્વસામાન્ય જાણવો અને વિવાહિત સ્થિતિ દુર્બળતાને લીધે ઉત્પન્ન થતી હોવાથી અપવાદરૂપ ગણવી એ તદ્દન નવો મત છે. આ ત્રણ મતમાંથી પ્રથમ આપણે છોડી દઈએ. બીજા બેનો વિચાર કરીએ.

વચલો પક્ષ છોકરી આગળ જતાં આદર્શ ગૃહિણી થવાની છે એમ ધારીને તેને માટે શિક્ષણક્રમ અને વિદ્યાર્થીજીવન નક્કી કરશે જેને આજન્મ બ્રહ્મચારિણી રહેવું હોય તેણે આદર્શ ગૃહિણીનું શિક્ષણ લેતાં છતાં પોતાનો આદર્શ જાળવવો જોઈએ છેલ્લો પક્ષ એમ જ માનશે કે સમાજની દુર્બળ સ્થિતિને જ સ્વભાવ માની તે ઉપરથી શિક્ષણક્રમ અને વિદ્યાર્થીજીવનનો આદર્શ નક્કી ન જ કરવો જોઈએ દરેકના હૃદયમાં આત્મા છે દરેક આત્મામાં મોક્ષ મેળવવાની લાયકાત હોય છે દરેક વ્યક્તિ પોતાની મેળે પોતાની શક્તિને હદ બાંધે નહિ ત્યાં સુધી આપણે તે વ્યક્તિ સર્વોચ્ચ આદર્શને લાયક છે એમ જ માનીને કેળવણી આપીએ આ મત પ્રમાણે આજન્મ બ્રહ્મચર્યનો આદર્શ એ જ સાર્વત્રિક હોવો જોઈએ, અને જ્યારે છોકરીઓને લાગે કે આપણે એ આદર્શને પહોંચી શકતા નથી ત્યારે તેઓ ભલે ગૃહિણીનો આદર્શ સ્વીકારે એવો આદર્શ ફેરવ્યા પછી જોઈએ તો અને જરૂર હોય તો તે આદર્શ પ્રમાણે જુદી કેળવણી આપો

કેટલાક એમ પણ કહેશે કે તોયે જુદી કેળવણી આપવાની જરૂર નથી. ઉચ્ચ આદર્શની કેળવણી તેથી ઉતરતા આદર્શને હાનિકર ન જ નીવડે. એની સામે મધ્યમ પક્ષવાળા કહે છે કે આ છેલ્લી વાત સાચી નથી આજન્મ બ્રહ્મચારિણી રહેનાર છોકરી માટેનો જીવનક્રમ આગળ જતાં ગૃહિણી થનાર છોકરીને પ્રતિકૂળ થવાનો ઘણો સંભવ છે હિન્દુ સંસ્કૃતિમાં ગૃહિણીની અંદર જે લજ્જા, વિનય, નમ્રતા, સૌમ્યતા અને સહનશક્તિ ઇચ્છેલા છે તે નાનપણથી જ કેળવવા જોઈએ બ્રહ્મચારિણીમાં એ ગુણોનો ઉત્કર્ષ કેળવવાનો

નથી હોતો, અને તેથી બ્રહ્મચારિણીને માટે જે વાતાવરણ અનુકૂળ હોય, નહિ, આવશ્યક હોય તે જ ભાવિ ગૃહિણીને પ્રતિકૂળ હોઈ શકે. યૌવનમાં પગ મુકતી કન્યા આ બે આદર્શમાંથી એક પણ આદર્શ પોતાને માટે નક્કી કરવાનો અધિકાર ધરાવતી નથી. કન્યાનું સ્વાતન્ત્ર્ય જાળવીને, પોતાનો મોહ અથવા આગ્રહ એક કોરે મુકીને માબાપે જ છોકરીની આસપાસ કયું વાતાવરણ ઉભું કરવું એ નક્કી કરવું જોઈએ. પરમેશ્વરની વ્યવસ્થા એવી જ હોવી જોઈએ. આ બે પરિસ્થિતિ વચ્ચેનો ભેદ સૂક્ષ્મ છે, હૃદયગમ્ય છે, તર્કગમ્ય નથી. તેથી દલીલમાં ઉતરીને તેનો અનુભવ ન કરી શકાય. આ મધ્યમ પક્ષવાળા એમ પણ માને છે કે છોકરીઓને બ્રહ્મચારિણીની કેળવણી મળે અને બ્રહ્મચારિણી રહેવા જેટલી તેમની મનોવૃત્તિ પ્રબળ ન હોય તો ગૃહિણી–આદર્શવાળી કેળવણીને અભાવે તેનું મુગ્ધ હૃદય જરૂર ક્યાંક ઠોકર ખાશે, અને તેથી તેને અને તેના આપ્તજનોને ઉમરભર પસ્તાવું પડશે.

## પહેલાં દિશા નક્કી કરો

પંચાયતનપૂજકોમાં એ જોવા જેવું હોય છે કે પાંચ દેવોમાંના પોતાના દેવને વચમાં બેસાડી બાકીનાને બાજુએ બેસાડે છે. આ પૂજાઓ ચોક્કસ ફળોની સિદ્ધિને ખાતર યોજાયેલી હોવાથી આવી ગોઠવણ યોગ્ય જ કહેવાય. તે જ પ્રમાણે માણસને શિક્ષિત અને સંસ્કારી થવા મળવી જોઈતી કેળવણી સામાન્ય રીતે સૌને માટે કલ્પીએ તોપણ દરેક રાષ્ટ્રે અને દરેક જાતિએ પોતાની ઉન્નતિ પોતાની ઢબે કરી લેવી એ જ ઇષ્ટફલદાયી થઈ શકે. આમ હિન્દની કેળવણી દેશી ભાષા દ્વારા હિન્દી ઢબે અને હિન્દના સામાજિક આદર્શને પોષે એ રીતે જ થવી જોઈએ. રાષ્ટ્રીય કેળવણીનો આ મૂલમન્ત્ર સ્વીકારવામાં અને તેનું પહેલું પગથીયું એટલે કે દેશી ભાષા દ્વારા કેળવણી આપવાની વાત સ્વીકારવામાં આપણે લગભગ અરધો સૈકો વીતાવ્યો.

સ્ત્રીકેળવણી તરફ આજ સુધી આપણે કશું ધ્યાન ન આપ્યું એ એક ગંભીર ભૂલ થઈ, પણ તેમાં એટલો તો લાભ થયો જ કે એ દિશામાં ખોટા ચીલા આપણે હાથે નથી પડ્યા. આ બાબતમાં ભૂલ સુધારવાપણું ઝાઝું નથી. નવો રસ્તો જ નક્કી કરવાનો છે. આજકાલ દેશમાં ચારેમેર અનેક ઉત્સાહી લોકો નાના નાના પ્રયોગો કરી રહ્યા છે. પણ હવે સ્ત્રીશિક્ષણ મોટા પાયા ઉપર શરૂ થશે એમ લાગે છે. વિલાયતની પ્રમુખ સ્ત્રીઓ પણ હિન્દમાં સ્ત્રીકેળવણી વધારવાને સરકાર પર દબાણ કરી રહી છે. આપણે ત્યાં પ્રો.

કર્વેના દીર્ઘ તપથી ફક્ત આર્વાચીન સ્ત્રીઓ માટે વિદ્યાપીઠની સ્થાપના થઈ ગઈ છે આવી સ્થિતિમા અત્યારે આપણી સ્ત્રીઓની કેળવણીનો ઉદ્દેશ તેમજ એનો વિચારપૂર્વક નિશ્ચય થવો જોઈએ અંગ્રેજી કેળવણી આજની દુનિયાને સમજવાની તેમજ જાતીય પ્રશ્નોનો વ્યાપક અને ઉદાર દૃષ્ટિએ વિચાર કરવાની ટેવ પાડે છે એ માની લઈએ તોપણ કેળવણીનો ઉદ્દેશ આટલો સંકુચિત કલ્પવો યોગ્ય નથી ચાલુ સ્થિતિ વિષે અસન્તોષ ઉત્પન્ન કરવો એટલું જ કેળવણીનું કામ ન હોઈ શકે યુરોપની સ્થિતિ નજર આગળ છતે યુરોપનો જાતીય આદર્શ આપણે સ્વીકારશો શું ? હાલની કેળવણી આપણા અનેક જાતીય પ્રશ્નોનો ઉકેલ-આણવા પગર ગધાનામા ફાળો આપી શકી છે આધુનિક કેળવણી નથી ધાર્મિક શિક્ષણનો વિચાર કરતી, નથી સામાજિક આદર્શ ઘડી આપતી કે નથી કુટુમ્બવ્યવસ્થા હજુ એણે ચોકસ કરી આપી વળી કેટલાક એકાએક નજરે ન ચડતા છતા હિન્દી આદર્શોને અનિષ્ટ એવા વિચારો આધુનિક કેળવણીમાં જીવે છે અંતરમાના ૨૭ મરકટોના પાયા પોલા કરી રહ્યા છે પ્રજા ક્યારેક ગફલતની ઊંઘમા તો ક્યારેક પશ્ચિમના ઝગમગાટના નીશામા ચકચૂર છે દેખાતા કે ઉપરચોટીઆ લાભોને સાનગે આસમાન ચઢાવવાના આવે છે પણ આ કેળવણીને પરિણામે પ્રજામાથી નિરાશ્રિત બળ ઘટતુ જાય છે એ તરફ કોઈ જોતુ નથી પ્રજાના મોટા ભાગે માત્ર ગુજરાનના સાધન તરીકે અંગ્રેજી કેળવણીનો સ્વીકાર કર્યો આજ એ ગુજરાનનો સવાલ સ્ત્રીઓ સામે પણ ઉભો થતો જાય છે તેઓ પણ દ્રવ્ય ઉપાર્જન કરી શકે તેથી ગમે તે કેળવણીનો સ્વીકાર કરવા જેટલી લાચાર સ્થિતિએ પહોચી છે. અત્યારે સ્ત્રીકેળવણીનો દેશના વિચારવાન અને આગેવાન વર્ગને હાથે ગભીરપણે વિચાર નહિ થાય અને તેની દિશા નિશ્ચિત નહિ કરવામા આવે તો ભવિષ્ય ખરેખર બીહામણુ છે

હિન્દના જાતીય જીવનનો આધાર કૌટુમ્બિક જીવન ઉપર છે અને કુટુમ્બ એટલે સ્ત્રી આમ આપણી સ્ત્રીઓની કેળવણી વિષેના આપણા નિશ્ચય ઉપર અત્યારે દેશના ઉત્કર્ષ કે અવનતિનો નિર્ણય થવાનો છે આવી સ્થિતિમા નીચેના મુદ્દાઓ ધ્યાનમા લઈને જ આપણી સ્ત્રીકેળવણીની દિશા બાધી આપણે શકો છે

૧. આપણો સામાજિક આદર્શ શો ?

૨ એ આદર્શ પાર પાડવામા આપણી સ્ત્રીઓએ કયો ભાગ ભજવવો જોઈયે ?

૩ સ્ત્રીઓ પર દ્રવ્યોપાર્જનનો ભાર નાખવો ઈષ્ટ છે કે અનિષ્ટ ?

૪ ધાર્મિક શિક્ષણ કઈ રીતે આપવુ ?

૫ સ્ત્રીઓની—ખાસ કરીને મધ્યમ વર્ગના લોકોમા—શારીરિક સ્થિતિ

દાવ જે રૂપે બગડી જાય છે તેની ગંભીરતા હજુ આપણા ધ્યાનમા આવી જણાતી નથી આ વર્ગ તરફ સ્ત્રીકેળવણીનો વિચાર કરતા દુર્લક્ષ નહિ કરી શકાય.

૬. હાલ તો સ્ત્રીકેળવણીનો અર્થ ઉચ્ચ અને મધ્યમ વર્ગની સ્ત્રીઓની કેળવણી એટલો જ છે, અને તેથી કેળવણીનો ઉદ્દેશ સ્ત્રીઓની નવરાશના વખતનો ઉપયોગ કરતા શીખવવુ એટલો જ છે એવી પ્રજાની કલ્પના થઈ છે આથી વિશેષ કેળવણીના હિમાયતીઓ હજુ પ્રજાને મનાવી શક્યા નથી

૭ દેશમા આર્થિક ક્રાન્તિ થઈ છે મજૂરોમા આત્મવિશ્વાસ ઉત્પન્ન થયો છે સ્વાતન્ત્ર્યનો પવન વાય છે મધ્યમ વર્ગની જ ચિન્તા કર્યે આજે નહિ ચાલે ગરીબ વર્ગનો પણ વિચાર કરવો પડશે એમની સ્થિતિ અને ભાવિનો વિચાર કરીને જ કેળવણીની નીતિ ઘડવી પડશે

# સ્ત્રીકેળવણીનો એક આવશ્યક વિષય

શિક્ષણની યોજના એ તે સમયની પરિસ્થિતિ અને વ્યક્તિની જરૂરિયાત એ બે વાતોને અનુસરીને ઘડવામા આવી હોય તો જ ફળદાયી નીવડી શકે ખાસ કરીને શિક્ષણ આપવાનુ તે એક વિશિષ્ટ વર્ગને માટે ઠરાવવાનું હોય ત્યારે આગલી વાતો ઉપર ધ્યાન આપીને શિક્ષણપદ્ધતિ ઠરાવવી જોઈએ, કે તે વર્ગની આજની સ્થિતિ શી છે, પરિસ્થિતિ લક્ષમા લેતા ભવિષ્યમા તે વર્ગનો સુધારો કેવી રીતે કરી શકાય અને તે વર્ગની અંદર કયા ખાસ ગુણો તથા ખાસ દોષો રહ્યા છે વિલાયતી નિશાળોમા સન્ધ્યા શીખવવી જેટલી હાસ્યાસ્પદ છે તેટલુ જ આપણી સ્ત્રીઓને વહાણવટીનુ શાસ્ત્ર શીખવવા બેસવુ એ હાસ્યાસ્પદ છે એટલા માટે શિક્ષણક્રમ ઠરાવીએ તે પહેલા ઉપરની ત્રણે બાબતોનો વિચાર અવશ્યમેવ કરવો જોઈએ આ દૃષ્ટિથી જોતા સ્ત્રીશિક્ષણમા એક વિષય અવશ્ય ઉમેરવાની જરૂર છે આ કાર્યને પોતાનુ મુખ્ય કર્તવ્ય ગણનાર આપણા અગ્રેસરોનું લક્ષ એ વિષય પ્રત્યે ખેંચવાનો ઇરાદો છે

આપણી સ્ત્રીઓને આપણે ગૃહદેવતા કહીયે છીએ તેમના વગર ઘર એ આપણને કાન્તાર લાગે છે આખા કુટુંબની સ્થિતિનો આધાર તેમના પર છે કુટુંબને એક વળણ લગાડી આપવુ, તેને ઉચ્ચ સ્થિતિએ ચડાવવુ કે રસાતળમા નાખવુ એ સર્વાંશે તેમના હાથમા છે ભાવિ પ્રજાને બહાદુર બનાવવી કે નમાલી બનાવવી એ તેમના હાથની વાત છે. મતલબ, સ્ત્રી એ કુટુમ્બ

સ્વરૂપિણી દેવતા છે એમ કહેવામાં હરકત નથી. પરન્તુ તે જ દેવતાઓ આજે અજ્ઞાનમાં પડી હોવાથી કુટુંબને લગતી પોતાની ફરજો બજાવી શકતી નથી. અને તે બજાવવા જેટલી શક્તિ તેમનામાં હશે તોપણ કુટુંબમાં તેમનો આજ એવો મોભો રહ્યો નથી કે તેઓ પોતાનો અધિકાર ચલાવી શકે. સમાજનું આદિઘટક કુટુંબ છે. કુટુંબની સુસ્થિતિ ઉપર સમાજની સુસ્થિતિ આધાર રાખે છે. પણ આજે આપણાં કુટુંબની સ્થિતિ શોચનીય છે.

કેટલાંક વર્ષ અગાઉ આપણો સમાજ સદોષ પદ્ધતિથી ચાલતો હશે તોપણ એક ધારે ચાલતો હતો. તે વખતે સમાજનાં બંધનો માનવામાં આવતાં હતાં. આજે તે સ્થિતિ રહી નથી. પૂર્વે અવિભક્ત—એકઠા રહેવાનો રિવાજ હતો અને તે વખતે ક્ષુદ્ર સ્વાર્થો તરફ નજર ન કરવા જેટલી વ્યાપક દૃષ્ટિ અને ક્ષુલ્લક પક્ષપાતો તરફ આંખ આડા કાન કરવા જેટલી મનની મોટાઇ સમાજની અંદર હતી. પોતાનાં અડીને સગાંવ્હાલાંમાં કોઇ બાઈ અગર છોકરૂં અનાથ થઈ પડે તો તેના પાલનપોષણનો ભાર માથે લેવો જોઈયે એ સર્વ ઘરધણીઓ સમજતા હતા; અને આથી અબળાજાતને જીવન-કલહનો દારુણ સવાલ ઉકેલવાનો પ્રસંગ ન આવતો. આજે જોઇયે તો પચીસ ત્રીસ વર્ષની કોઇ બાઇનો ધણી ગુજરી જતાં જ બિચારીને માથા પર પડેલા દૈવના નઠોર કુહાડાના ઘાને ખમી લઇને, દુઃખ ખમી લઇને, સ્વાભાવિક કુલીનતા અને લાજમર્યાદાને તિલાંજલિ દઇને, પેટે પડેલા નાનાં નાનાં બચ્ચાંઓનું ભરણપોષણ કરવા માટે અગર તેમના લગ્ન કે શિક્ષણ માટે સ્વાર્થી સસરા યા દિયરની જોડે લડવા વાસ્તે સજ્જ થઈ જવું પડે છે. મરનાર ધણી ઉડાઉ હોય તો તેણે ખડકી રાખેલો દેવાનો ઢગલો ખોદી નાખવાની વારી એને બિચારીને માથે આવે છે. કેટલીક વેળાએ ઘરના લેણદેણના ગોટાળાઓ સુધારવાનું કામ તેને કરવું પડે છે તો કોઈ વેળા દેવાદાર ખેડૂત નાગા જવાબ દેતો હોય ત્યારે તેનું લ્હેણું વસુલ કરવા સારૂ તે બાપડીને જ કોર્ટે ચડવું પડે છે. ઘરમાં રાખેલા ભાડુતો ભાડાચિઠ્ઠી કરી આપવાને બદલે ઘરના માલિક થઈ બેસે છે, અને આની વહારે કોણ આવનાર છે એમ ધારીને આડોશીપાડોશીઓ પણ હળવે હળવે તેના હક પર આક્રમણ કરતા આવે છે. આવી સ્થિતિમાં તેણે શું કરવું ? માથે જાત હોવાથી તે મુંગે મ્હોએ સર્વ હેરાનગતિ સહીને બેસી રહેવાનું પસંદ કરે, પણ પેટે પડેલાં બચ્ચાં તેને કેમે બેસવા દેતાં નથી. પૂર્વે અવિભક્ત કુટુંબો હતાં ત્યારે ઘરનો કારભાર ચલાવનાર અનેક પુરુષો ઘરમાં હોવાથી સ્ત્રીઓને એ વાતમાં ઉતરવું પડતું નહિ. આજનું કુટુંબ જોઇએ તો ધણી, ધણીઆણી અને બે ચાર છોકરાં. અને તેમાં પણ પોતાની અશાસ્ત્રીય રહેણીથી, ઉચાટથી, દારિદ્ર્યથી, વિષયલંપટતાથી અથવા રોગચાળો ફાટી નીકળવાથી જુવાનવર્ગની મૃત્યુસંખ્યા

બેહદ વધી છે. અને આથી કરીને સ્ત્રીઓ પર ઉપર વર્ણવ્યા તેવા પોતાના પગ પર ઉભા રહેવાના પ્રસંગો અધિક આવવા લાગ્યા છે.

બીજી બાજુથી જોઇયે તો સ્ત્રીઓના અજ્ઞાન અને ટુંકા મનને લીધે કુટુંબ પર ઓછાં સંકટ ગુજરતાં નથી. છોકરાં છોકરાના અર્થ વગરના કજીઆ-માંથી બૈરાંઓએ જાહોજલાલીવાળાં ઘરમાં ફાટ પાડીને એકનાં બે કર્યાનાં દૃષ્ટાન્તો ઓછાં નથી. ઇર્ષાથી અગર નકામા શંકાખોરપણાથી કૌટુમ્બિક સુખને માટીમાં મેળવવામાં કેટલીયે બાઇઓ કારણભૂત થઈ છે. સાંકડા વિચારોને લીધે ઘણીના ઉચ્ચ વિચારોની પાંખો તોડીને તેને અપંગ અને ઉદાસ કરી નાખનારી સ્ત્રીઓ પણ સમાજમાં જડશે. ટુંકામા કહીયે તો સમાજની અત્યારની કૌટુમ્બિક સ્થિતિ ઘણી જ અસમાધાનકારક છે.

આ સ્થિતિ દૂર કરવાનો આ એક મુખ્ય ઉપાય છે. તે એ કે પ્રથમથી કન્યાને શિક્ષણ આપતી વેળાએ જ ' કુટુંબની રચના તથા વ્યવસ્થા ' કરીને એક વિષય તેના ક્રમમાં દાખલ કરવો અને તેમા તેને એ વિષયનું સાંગોપાંગ જ્ઞાન આપવું. આ વિષયમા નીચેની બાબતો આવવી જોઇયે :

૧. આર્ય કુટુંબનો આદર્શ—આમા સ્મૃતિમા, રામાયણ મહાભારત આદિ પુરાણગ્રન્થોમાં તેમજ બૌદ્ધ અને જૈન ધર્મગ્રન્થોમા જોવામા આવતી ગૃહસ્થિતિનું વર્ણન લાવવામા આવે.

૨. આર્ય ગૃહસ્થિતિના સ્થિત્યન્તરો—આમા છેક પ્રાચીન કાળથી માંડીને આપણી પરિસ્થિતિમા કેવા કેવા ફેરફારો થયા છે અને તેને લીધે કુટુમ્બરચનામા કેવા ફેરફાર થયા છે તથા રાષ્ટ્રીય જીવન પર તેનુ શુ પરિણામ થયું છે એ બાબત આવવી જોઇયે.

૩. સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર, અધ્યાત્મ, શરીરશાસ્ત્ર ઇત્યાદિ શાસ્ત્રદૃષ્ટ્યા કુટુમ્બરચનાની મીમાંસા—આમાં આજની પરિસ્થિતિમા ઉત્તમ આરોગ્ય રાખીને, જીવનકલહમા સામે મ્હોડે પડીને, ઉચ્ચ મનોવૃત્તિ અને પાવિત્ર્ય જેથી કરીને જળવાય અને વૃદ્ધિ પામે તથા કુટુમ્બવ્યવસ્થા રાષ્ટ્રીય સંઘટનની પોષક થાય એવી વ્યવસ્થાનો વિચાર થવો જોઇયે.

૪. ગૃહસ્થાશ્રમધર્મ—આમા કુટુંબમાના પ્રત્યેક જણનું કર્તવ્ય શું એનો વિસ્તારથી ઉહાપોહ કરવામાં આવે.

૫. હિન્દુ કાયદો—આમા હિન્દુ કાયદા સંબન્ધી સામાન્ય માહિતી અને હિન્દુ કુટુંબમા પ્રત્યેક વ્યક્તિના કયા અધિકાર અને કઈ જવાબદારીઓ હોય છે તેનું જ્ઞાન આપવામા આવે.

૬. વ્યવહારશાસ્ત્ર—આમાં ભાડાચિટ્ઠીઓ, કરારનામાં, કબૂલતો, ગીરો,

ખાતાં પાડવાં, અરજી કરવી વગેરે બાબતનુ સામાન્ય જ્ઞાન, થાપણ મુકવા અને ઉપાડવાના નિયમ અને બીજી વ્યવહારોપયોગી સામાન્ય માહિતી આપવામા આવે.

૭. સુધારણા—આમા આપણી સામાજિક સ્થિતિ અને આપણા શિષ્ટાચારો સુધરે એટલા વાસ્તે તેમા શા શા સુધારા સૂચવવામા આવે છે એનુ પક્ષાપક્ષીમા ઉતર્યા સિવાય દિગ્દર્શન આવે.

૮. ભવિષ્યકાળ—આપણા રાષ્ટ્રનુ ધ્યેય, સંપત્તિની વહેચણીમા થવા બેઠેલી ક્રાન્તિ વગેરે પરિસ્થિતિ ન વિસરતા, ભાવિ કુટુમ્બરચના કેવી બનાવી શકાય એમ છે તેની કલ્પના આપવામા આવે

૯. તુલનાત્મક ગૃહસ્થિતિનિરીક્ષણ—આમા યૂરોપ, અમેરિકા, જાપાન વગેરે ભાગમા જે કુટુમ્બરચનાઓ પ્રવર્તે છે તેનો તુલનાત્મક અભ્યાસ કરાવાય

આવી રીતે સંસારરૂપી ચક્રમા પડ્યા પૂર્વે જ કન્યાની દૃષ્ટિ વ્યાપક બની જશે તો પછી મોટપણે ગમે તેવા પ્રસંગ તેના પર આવવા છતા તેની સામે થવાનુ સામર્થ્ય તેની અંદર આવ્યુ હશે.

## મજૂર વિદ્યાર્થીઓની કેળવણી

મજૂરો કોઈ પણ કારણસર માલિકો જોડે લડે એટલે આખી પ્રજાનું ધ્યાન તે તરફ ખેંચાય છે. દેશનુ ભલુ કે બૂરૂ કરવાની શક્તિ આજે મજૂરોના હાથમા ઘણી છે, તેથી આખા સમાજનુ ધ્યાન મજૂરોની હીલચાલ તરફ ખેંચાય એ સ્વાભાવિક છે. પણ સામાન્ય લોકો તો ટુકી દૃષ્ટિવાળા જ હોય છે જે વસ્તુને આજે મહત્ત્વ મળી ચુકેલુ છે તે જ લોકોના ધ્યાનમા આવે છે ભવિષ્યની વસ્તુઓ સૂક્ષ્મ રૂપે એમની દૃષ્ટિ આગળ આવે તો તેનુ રહસ્ય લોકો નથી સમજી શકતા કેટલાક વખત ઉપર શ્રી અનસૂયાબહેનના સેવાશ્રમ આગળ ૪૨ મજૂર શાળાઓના વિદ્યાર્થીઓનો મેળાવડો ભરાયો હતો. તે મેળાવડો શુ સૂચવે છે તે તરફ લોકોનું ધ્યાન જવુ જરૂરનુ હતુ આજે જે મીલના મજૂરો મહાજન બાંધી એક થાય છે તે પોતાના ધંધાને અંગે સમાન સુખદુખને લીધે જ પણ આજે જે છોકરાઓ અને જુવાનીઆઓ મજૂર શાળાઓમા ભણે છે તેમનું જીવન એકબીજા સાથે એટલુ બધુ ઓતપ્રોત થયેલુ હશે કે તેઓ દેશમા એક ભારે શક્તિરૂપ થઇ પડવાના. મીલનો ધંધો જો દેશમા વધે તો મીલમજૂરોની ન્યાતો

જરૂર બધાઈ જવાની આજે સાથે ભણનાર ત્યારે ભણનાર વિદ્યાર્થીઓ
પાઠશાળાથી જ્યારે મીલમા જશે ત્યારે તેમની એકતા આજના કરતાં જુદી
જાતની હશે તેઓ આજે જે વિચારોમા ઉછરેલા હશે તે જ વિચારોની
અસર મીલના ધંધા ઉપર પડવાની ઉપર ઉપરથી નિરીક્ષણ કરનાર આ વિદ્યાર્થીઓ
આ નિશાળો મારફત લખવા વાચવા ઉપરાત ઝાઝું ગ્રહણ કરી શકતા નથી
એમ આપણને લાગે આ મજૂર વિદ્યાર્થીઓને ભણાવનાર શિક્ષકોમાથી ઘણા
ખરને એમ જ લાગતુ હશે કે આપણે બીજે ક્યાય નોકરી કરવા જઈએ
તેમ અહી પણ નોકરી કરીને પેટ પૂરતુ રળીએ પણ તેઓ નથી જાણતા કે
દેશની એક ભારે શક્તિ તેમના હાથ તળે ઉછરી રહેલ છે મીલમાલિકોના
છોકરાઓને ભણાવવાની જવાબદારી જેટલી છે તેટલી જ જવાબદારી મીલ
મજૂરોને ભણાવવાની છે પાટવી કુવરને કે પ્રધાનપુત્રને ભણાવતી વખતે જે
કાળજી લેવાય છે તે જ કાળજી મજૂરવર્ગને ભણાવવામા રાખવી જોઈએ,
કેમકે સમાજના ભાવિ ઉપર અસર કરવાની શક્તિ તેમના હાથમા છે

ચાળીસ પચાસ નિશાળોના વિદ્યાર્થીઓ બધા ખાદીની ટોપી પહેરીને
આવેલા ખાદીનુ મહત્ત્વ જેમા વર્ણવેલુ છે એવા ગાયનો અને સંવાદો તેઓ
ચલાવતા હતા, દારૂનિષેધ વિષે ઉપદેશ દેતા હતા અને તેમના માબાપ સૌ
ભેગા થઈ બધુ સાંભળતા હતા આજે ખાદીનો પૂરો અર્થ તેઓ સમજ્યા
નથી, પણ આવતી કાલે જરૂર સમજશે આજે દારૂનિષેધની હીલચાલમાં
તેઓ ભાગ લેતા નથી પણ આવતી કાલે જરૂર લેશે આજે તેઓ રાજદ્વારી
હીલચાલમા કશુ સમજતા નથી, આવતી કાલે સમજશે એટલુ જ નહિ
પણ આગળ પડતો ભાગ પણ લે આવો સંભવ નથી એમ કોણ કહી શકે?
જેઓ સ્વદેશી મીલનુ કાપડ પેદા કરતા હોય તેઓ પોતે તો ખાદી જ વાપરતા
હોય એવી સ્થિતિ જ્યારે આવી જશે (અને એવી સ્થિતિ આવતા વાર
લાગવાનું કશુ કારણ નથી) ત્યારે તેની સમાજ ઉપર કેટલી અસર થશે
એનો કોઈએ આંક બાંધ્યો છે?

સમાજશાસ્ત્રની દૃષ્ટિએ મજૂર છોકરાઓની કેળવણી આપણું વિશેષ
ધ્યાન ખેંચે એવી છે આપણે અત્યાર સુધી નીચલી કોમના લોકોને કેળવણી
આપી નથી, એટલુ જ નહિ પણ તેમનામા ભણવાની શક્તિ હોઈ જ ન શકે એમ
માની લીધુ હતુ મજૂર નિશાળોમા ઢેડ, ચમાર વાઘરી વગેરે અનેક જાતિના
છોકરાઓ અને છોકરીઓ છે તેમના સંવાદો અને ગાયનો જોતા તેમનામા
કેળવણી લેવાની શક્તિ કેટલી છે એનો ખ્યાલ કેળવણીમા રસ લેનાર દરેક
માણસે આવ્યા વગર રહ્યો નહિ હોય મજૂરવર્ગમા સંસ્કારી જીવન ગાળવાની
મહત્ત્વાકાંક્ષા જે દિવસે પેદા થશે તે જ દિવસે તેઓ બધી જાતની કેળવણી
હસ્તગત કરી શકશે, એટલુ જ નહિ પણ એક જ જમાનાની અંદર પોતાનો

સવાલ પોતાના જ હાથમા લેવા જેટલી હોશિયારી એમનામા આવી જશે

અમેરિકામા જેમ જનરલ આર્મસ્ટ્રૉંગે સીદી કોમની કેળવણી હાથમા લઈ પાચ દસ વરસની અંદર સીદી કોમને માટે તેમની જ જાતિનો એક આગેવાન પેદા કર્યો તેમ આપણા મજૂરો વિષે પણ થાય તો નવાઈ નથી

# હિન્દુસ્તાનની રાષ્ટ્રભાષા

અમારો પ્રયત્ન હિન્દુસ્તાનમા એક ભાષા કરવાનો નથી હિન્દુસ્તાનના જુદા જુદા પ્રાન્તોની ભાષા નષ્ટ થઈને એક જ ભાષા રહે તેવો અમારો આશય નથી હિન્દુસ્તાન જેવા વિશાળ રાષ્ટ્રની સર્વાંગી ઉન્નતિ થવાને જુદા જુદા ગુણસ્વભાવ વાળી પ્રાન્તીય જાતિઓની જેટલી આવશ્યકતા છે તેટલી જ ભારતીય સસ્કૃતિના સર્વદેશીય વિકાસ માટે ભિન્ન ભિન્ન ભાષાઓની આવશ્યકતા છે પરન્તુ જે પ્રમાણે જુદી જુદી ઇન્દ્રિયોમા વિચરનારૂ મન તો એક જ છે, જેને લીધે આખા શરીરમા એકરૂપતા અને એકપ્રાણનો સચાર થાય છે, તેમ આજે હિન્દુસ્તાનમા એકરાષ્ટ્રીયતાની ભાવના જાગૃત કરવાને તથા વ્યક્ત કરવાને માટે રાષ્ટ્રીય ભાષાની અત્યન્ત આવશ્યકતા છે પરન્તુ આ જરૂર આજે જ ઉત્પન્ન થઈ છે એમ નથી ઘણા પ્રાચીન કાળથી હિન્દુસ્તાનમા પ્રયત્નપૂર્વક રાષ્ટ્રીય ભાષા નિર્માણ કરીને તેને ખીલવવામા આવી છે હિન્દુ રાષ્ટ્ર જ્યારે નેમદાર હતુ, સુસસ્કૃત હતુ, અખિલ જગત મા શ્રેષ્ઠ હતુ, ત્યારે હિન્દુસ્તાનના ઉત્તમોત્તમ વિચાર, આર્યોના કાવ્ય અને તત્ત્વજ્ઞાન, આર્યોના પરાક્રમોના વર્ણનો, આર્યોની શાસ્ત્રીય શોધખોળ વગેરે બધુ એક શુદ્ધ, ઉદાત્ત અને સસ્કૃત ભાષામા ઢગ્વામા આવતુ, અને તેને લીધે તે ભાષાને દેવવાણીનુ ગૌરવભર્યું પદ પ્રાપ્ત થયુ હિન્દુસ્તાનની અવનતિ થઈ, હિન્દુસ્તાનની અભિરુચિ બગડી ત્યારે પણ હીન વિચાર અને અશ્લીલ કલ્પનાઓથી સસ્કૃત ભાષાને દૂષિત કરવાનુ તે સમયના લોકોએ ઉચિત ધાર્યું નહિ, તેને માટે તો તેમણે પ્રાકૃત ભાષાઓનો જ આશ્રય લીધો આર્યોને શોભે એવા શુદ્ધ વિચાર જ સસ્કૃત ભાષામા લખવામા આવતા આગળ ઉપર આ સ્થિતિ પણ બગડી રાષ્ટ્રીય જીવન ક્ષીણ થયુ અને પછી કાઈ જ નિયમ રહ્યો નહિ વચગાળે હિન્દુઓએ ફરીથી ઉભા થવાનો પ્રયત્ન કર્યો, અને તે વખતે પણ તેઓએ શ્રેષ્ઠ વિચારો માટે સસ્કૃત ભાષાનુ જ દોહન કર્યું માત્ર લોકજાગૃતિને માટે તે સમયની પ્રચલિત ભાષાઓ વાપર્યા સિવાય છૂટકો ન હોવાથી તેમણે સસ્કૃત વાઙ્મયબને તેટલુ પ્રચલિત

પ્રાન્તીય ભાષાઓમાં ઉતાર્યું. આજે રાષ્ટ્રીય જીવન ફરીને જોરથી ફૂરવા માગવા પ્રયત્ન કરી રહ્યું છે અને તે વ્યક્ત કરવા માટે રાષ્ટ્રીય ભાષાની આવશ્યકતા ઉત્પન્ન થઈ છે, અને તે રાષ્ટ્રભાષા કઈ હોવી જોઇયે એ એક અત્યન્ત વ્યાવહારિક પ્રશ્ન આપણી સમક્ષ ઉપસ્થિત થયો છે. રાષ્ટ્રની ઉન્નતિ પૂર્વ-પરંપરાને અનુસરીને જ થઈ શકે એ મહાન સિદ્ધાન્ત જેને માન્ય છે તેમની આગળ સિદ્ધ કરવાની જરૂર નથી કે આજની રાષ્ટ્રભાષા સંસ્કૃતની પરંપરાને અનુસરીને જ થવી જોઇયે.

પરન્તુ આજ હિન્દુસ્તાનમાં ફક્ત હિન્દુ જ વસતા નથી. અદ્વૈતવાદી પ્રેમધર્મી હિન્દુસ્તાનમાં ઇસ્લામી ધર્મને અને ઇસ્લામી સંસ્કૃતિને કાયમનું સ્થાન મળ્યું છે, અને તેને લીધે હિન્દી રાષ્ટ્રીય સંસ્કૃતિને એક વિશિષ્ટ વલણ મળ્યું છે. આ વલણ પણ રાષ્ટ્રીય ભાષામાં વ્યક્ત થવું જોઇયે. આ પ્રયત્ન મુસલમાની રિયાસતની જાહોજલાલીના વખતમાં થયો હતો. મોટા મોટા હિન્દુ પંડિતો અરબી અને ફારસી ભાષાઓનો અભ્યાસ કરીને તે ભાષાઓમાં અપ્રતિમ કાવ્યો લખતા અને અનેક મુસલમાની બાદશાહો સંસ્કૃત પંડિતોને આશ્રય આપીને અને પોતે સંસ્કૃત સાહિત્યનું અધ્યયન કરીને હિન્દુ સંસ્કૃતિનું રહસ્ય સમજી લેતા. આવી રીતે ધીમેધીમે હિન્દુસ્તાનની ભાષા નિર્માણ થઇ. હિન્દી અને ઉર્દુ તે ભાષાના બે રૂપો છે. મુસલમાની રિયાસતમાં ધાર્મિક વિરોધ પૂરેપૂરો નષ્ટ થઇ શકયો નહિ, હિન્દુમુસલમાનની રહેણી એક થઇ શકી નહિ, અને તેથી ઉર્દુ અને હિન્દી એ ભેદ કાયમ રહ્યો. વર્તમાન પરિસ્થિતિમાં એ વિરોધ ઝડપથી કમી થતો જાય છે અને તેથી થોડા પ્રયત્નથી હિન્દી અને ઉર્દુ વચ્ચેનો ભેદ બહુ જ ઓછો થઇ જવાનો સંભવ છે. મુસલમાની અમલ પછી અંગ્રેજી રાજ્યની અને અંગ્રેજી સંસ્કૃતિની બહુ જ બળવાન અસર આપણી ઉપર થઇ છે, અને તેથી હિન્દુસ્તાનની સઘળી ભાષાઓ ઉપર તથા લોકોની વિચારશૈલી ઉપર અંગ્રેજી ઢબની છાપ પડી છે. તે સર્વથા અનિષ્ટ છે એમ પણ કહી શકાય નહિ. અંગ્રેજી વિચારપદ્ધતિ અને અંગ્રેજી ઢબની વાક્યરચના માત્ર આધુનિક સુશિક્ષિત વર્ગની ભાષામાં જ દેખાય છે. સામાન્ય લોકની ભાષાને તેનો સ્પર્શ જ થયો નથી. આ પણ એક રીતે ઇષ્ટ જ છે.

અંગ્રેજ લોકો અહીં વસવાટ કરી રહ્યા નથી. તેઓને અહીં માત્ર રાજ્યકર્તા તરીકે રહેવું છે. તેઓને હિન્દપુત્ર થવું નથી અને તેથી તે ભાષાનું મૂળ અહીં કદી પણ જડ ઘાલનાર નથી. જે પ્રમાણે અંગ્રેજી સંસ્કૃતિની આપણા ઉપર અસર થાય છે પણ અંગ્રેજ લોક આપણી સાથે રહેતા નથી, આપણી સાથે ભળતા નથી, તે જ પ્રમાણે અંગ્રેજી સાહિત્યની અને તેમની વિચારસરણીની આપણી ઉપર અસર થતા છતાં પણ અંગ્રેજી ભાષા

હિન્દુસ્તાનમાં રાષ્ટ્રભાષા થવી અથવા ટકવી શકય નથી. રાષ્ટ્રભાષા તો હિન્દી જ થઇ શકે એમ છે.

આ સામાન્ય સિદ્ધાન્ત થયો. 'નર કરણી કરે તો નરનો નારાયણ થાય' એ તત્ત્વ પ્રમાણે પ્રયત્ન ક્યોથી કોઈ પણ વાત અશક્ય નથી. પાશ્ચાત્ય સંસ્કૃતિ અને આર્ય સંસ્કૃતિ વચ્ચે વૈષમ્ય જોતાં પાશ્ચાત્ય પ્રજાનું હિન્દુસ્તાનમાં રાજ્ય થવું કોઇને પણ શકય લાગત નહિ, પણ આજ તે શકય થયેલું આપણે જોઇયે છીયે. તે જ પ્રમાણે આપણે સુતા રહીયે તો પુરુષાર્થી અંગ્રેજ લોકો કાળાન્તરે અંગ્રેજીને હિન્દુસ્તાનની રાષ્ટ્રીય ભાષા તો શું પણ હિન્દુસ્તાનની એક ભાષા પણ કરી શકશે. એવી તેમની અભિલાષા છે એમ માનવાને ઘણાં પ્રબળ કારણો મળે છે. 'આજ પર્યંતનું શિક્ષણનું ધોરણ એ જ દિશામાં વહે છે, અને તે સફળ થયું છે એવા આનન્દોદ્ગાર હમણાં જ નામદાર વાઈસરાયના મ્હોડામાંથી જાણ્યે અજાણ્યે નીકળી ગયા છે. થોડા જ દિવસમાં અંગ્રેજી આપણા ઘરમાં પેસી જશે એવાં એમને સુખસ્વપ્નાં આવે છે.

આર્યોના વંશજોએ અને આર્ય સંસ્કૃતિના અભિમાનીઓએ એમ થવા દેવું ઇષ્ટ છે કે નહિ તેનો વિચાર કરવો જોઇયે. જે પ્રમાણે અંગ્રેજી રાજ્યથી ફાયદા થયા છે તે વાત અમને કબૂલ છે તેજ પ્રમાણે અંગ્રેજી ભાષાની ઉપયોગિતા પણ અમને માન્ય છે. પરન્તુ આપણા ધર્મ માટે, આપણી સંસ્કૃતિ માટે, આપણા પૂર્વજોના નામ માટે અને આપણા વંશજો-ના એહિક અને પારલૌકિક કલ્યાણ માટે આપણી દેશી ભાષા—માતૃભાષા ને આપણે છોડી શકીશું નહિ. આપણા રાષ્ટ્રનો પ્રાણ—આપણી રાષ્ટ્રીય ભાષા હિન્દુમુસલમાનો પ્રત્યે આજ સેંકડો વર્ષથી અભેદભાવ ધરાવનારી હિન્દી ભાષા જ થવી જોઇયે. અંગ્રેજી ભાષાને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારવી એ આપણી સંસ્કૃતિને તિલાંજલિ આપવા જેવું છે. સુશિક્ષિતોની સામાન્ય ભાષા અંગ્રેજી થાય અને અશિક્ષિતોની સામાન્ય ભાષા હિન્દી થાય એવો આપણામાંના એક મોટા સાક્ષરનો મત છે. રા. નરસિંહરાવ જેવા પ્રૌઢ વિદ્વાનનો વિરોધ કરવા જેટલી શક્તિ મારામાં નથી. તોપણ મને એટલું તો સ્પષ્ટ લાગે છે કે સાધારણ રીતે એ વાત અશક્ય છે, અને તે અશક્ય છે એ પરમેશ્વરની મોટી કૃપા જ સમજવી જોઇયે. સુશિક્ષિત અને અશિક્ષિત વચ્ચે આવો ભાષાનો ભેદ પડે કે રાષ્ટ્રનો પ્રાણ ગયો જ સમજવો. યુરોપમાં શ્રીમંત અને ગરીબ એવાં સમાજનાં બે તડ પડી જવાથી ત્યાંના સમાજ-માં કેવા ભયંકર ઉત્પાત થાય છે તેનાં વર્ણન આપણે વાંચીયે છીયે. આપણા દેશમાં સુશિક્ષિત અને અશિક્ષિત વચ્ચેની ફાટ ભાષા સુધી પહોંચે તો કેવો ભયંકર અનર્થ થશે તેની કલ્પના કરતાં પણ શરીરનાં રૂવાંટાં

ઉભા થાય છે. જે સમયે સુનિશ્ચિતપણું સંસ્કૃત વિદ્યાને આશ્રયે જતું હતું તે સમયના સુશિક્ષિત લોક સમાજથી જુદા પડી ગયા ન હતા. તેઓ પોતાની સંસ્કૃતિ જનસમાજમા છેક છેલ્લી શ્રેણીના લોકો સુધી પહોંચાડતા અંગ્રેજી દ્વારા શિક્ષણ પામેલો વર્ગ આજ પણ પ્રજાથી વિખુટો પડેલો દેખાય છે અને ભાષાભેદ વધતા તો સમાજનો ઉચ્છેદ જ થવાનો

અંગ્રેજી એ રાજ્યકર્તાની ભાષા છે અને તેથી તે જ આપણી રાષ્ટ્રભાષા થવી જોઇયે એવું કહેનારો એક વર્ગ સુશિક્ષિતોમા છે. આ મત જો અશિક્ષિત વર્ગનો હોય તો તેમા કાઇ આશ્ચર્ય લાગે નહિ, કારણ રાજા એ રાજ્યનો માલિક, અને તેની ઇચ્છા પ્રમાણે પ્રજાએ ચાલવુ જોઇયે, એ જ તેમની ભાવના હોય છે. પરતુ શિક્ષિતવર્ગ જાણે છે કે રાજ્ય એ પ્રજાના હિત માટે છે અને રાજા એ પ્રજાહિતનો સેવક છે. સુશિક્ષિતોએ ઉલટુ એમ કહેવુ જોઇયે કે રાજાને જો પોતાનુ કર્તવ્ય પરિપૂર્ણ પાર પાડવુ હોય તો તેણે પ્રજાની સંસ્કૃતિ સાથે એકરૂપ થઇને પ્રજાની ભાષામા જ બોલવુ જોઇયે, પ્રજાની ભાષામા જ વિચારવું જોઇયે, પ્રજાની ભાષામા જ તેને સ્વપ્ના આવવા જોઇયે આ તત્ત્વ સમજીને જ ગુર્જરાધિપતિ સયાજીરાવે રાષ્ટ્રભાષાને રાજ્યભાષા બનાવી. વડોદરામા રાજ્યભાષા તરીકે મરાઠી ફરી શરૂ થાય તો આજ કોને ગમે ? એ જ ન્યાયે આખા હિન્દુસ્તાનમા દેશી ભાષા જ રાજ્યભાષા થવી જોઇયે એવા મતનો આપણે કેમ પુરસ્કાર કરવો નહિ ?

દેશી ભાષાઓમાથી જ એકાદ ભાષા રાષ્ટ્રભાષા થવી જોઇયે એટલુ સિદ્ધ થયા પછી હિન્દીની ખાસ તરફદારી કરવાની બહુ જરૂર જ રહેતી નથી શક્યાશક્ય-નો વિચાર તો માત્ર સુશિક્ષિતો જ કરે છે, જનસમાજે તો તે પ્રશ્ન ક્યાર નોયે ઉકેલી નાખ્યો છે. એક વાત ઇષ્ટ જણાયા પછી તેની શક્યતાનો વિચાર કરતા બેસી રહેવુ તે કાયરતા બતાવે છે નિર્માલ્ય લોક જ આવા ચિન્તનમા વખત ગુમાવે છે. આખા હિન્દુસ્તાનમા ઇમાનથી દરવાનની નોકરી કરનારો ભૈયો પણ હિન્દી સાર્વત્રિક ભાષા થઇ શકે છે એમ સિદ્ધ કરે છે. હિન્દુ-સ્તાનના અનેક પંથોના સાધુઓએ પણ આ પ્રશ્ન ઉકેલ્યો છે. સાધુ ગમે તો બંગાળી હો કે મદ્રાસી હો, પણ તે હિન્દીમા જ બોલવાનો. યાત્રાળુઓનો અનુભવ જોતા પણ હિન્દી જ રાષ્ટ્રભાષા જણાય છે કૈલાસથી રામેશ્વર સુધી અને દ્વારકાથી કામાક્ષી સુધી હિન્દીથી સારી રીતે કામ ચાલી શકે છે.

હિન્દુસ્તાનમા અધિકાશ લોકો હિન્દી જાણતા હોય, તોપણ રાષ્ટ્ર-ભાષાનું શ્રેષ્ઠ પદ પ્રાપ્ત કરી શકે તેવુ પ્રૌઢ વાઙ્‌મય તેમા ક્યા છે એવો પ્રશ્ન કેટલાક કરે છે પણ હિન્દીનુ વાઙ્‌મય પ્રૌઢ નથી એમ કહેવું ભૂલભરેલુ જણાય સૃષ્ટિવર્ણન કરનારી કવિતા હો, શૃંગાર, વીર, કરુણ, ભક્તિ કે કોઈ

બીજો રસ લો, પરન્તુ દુનિયાની કોઇ પણ ભાષા કરતાં હિન્દી પાછળ પડશે નહિ. જે ભાષામાં તુલસીદાસે પોતાનું રામાયણ લખ્યું, જે ભાષામાં કબીરે એકેશ્વરી ભક્તિમાર્ગનું પ્રતિપાદન કર્યું, જે ભાષામાં ગોપીઓનો કૃષ્ણ પ્રત્યેનો પ્રેમ વ્યક્ત થયો, જે ભાષામાં વિચારસાગર સરખાં વેદાન્તરત્નો રચાયાં, જે ભાષામાં સુરદાસનો કવિતાસાગર ઉછળી રહ્યો અને જે ભાષામાં ભૂષણ કવિએ ગોબ્રાહ્મણપ્રતિપાલક શિવાજીના પ્રતાપનું વર્ણન કર્યું, તે ભાષાનું વાઙ્મય પ્રૌઢ નથી એમ કોણ કહેશે ? આધુનિક શાસ્ત્રીય શોધોનાં પુસ્તકો હિન્દીમાં નહિ હોય, ઇતિહાસ અને રાજનીતિની મીમાંસા કરનારા ગ્રંથો હિન્દીમાં નહિ હોય, પણ એ દોષ તેભાષાનો નથી. મધ્યકાળના આપણા જીવનનું એકાંગીપણું જ આ સ્થિતિ માટે જવાબદાર છે. આપણું જીવન વ્યાપક થતાં જ હિન્દી ભાષા જોતજોતામાં તે દિશામાં પણ જોરથી વધશે. સાહિત્યના એક વિભાગમાં જે ભાષાએ પોતાનું સામર્થ્ય, પોતાની ક્ષમતા અને પોતાનો ઉત્કર્ષ બતાવ્યાં છે તે ભાષા અન્ય વિભાગોમાં લંગડી પડશે એવી શંકા જ અસ્થાને છે.

આધુનિક સાહિત્યમાં હિન્દી જરા પાછળ છે તે પણ એક રીતે તેની રાષ્ટ્રભાષા બનવાની યોગ્યતા વધારે છે. બંગાળી, મરાઠી, ગુજરાતી, સર્વ પ્રાન્તમાં લોકો તેને સહેલાઇથી જોઇયે તે વલણ આપી ખરેખરી રાષ્ટ્રીય ભાષા બનાવી શકે એવી તે સ્થિતિસ્થાપક છે અને એ પ્રયત્ન આજે ચાલુ જ છે. અનેક વિદ્વત્તાપૂર્ણ બંગાળી પુસ્તકોનાં હિન્દી ભાષાન્તરો થાય છે. ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગર, બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાય, રામકૃષ્ણ પરમહંસ, રવીન્દ્રનાથ ઠાકુર વગેરે બંગાળી પંડિતો અને સાધુઓ હિન્દી વેષ ધારણ કરી આપણી જોડે બોલવા લાગ્યા છે. મહારાષ્ટ્રના જ્ઞાનેશ્વર અને રામદાસ વગેરે હિન્દીમાં ઉપદેશ કરવા લાગ્યા છે. તિલકનું 'ગીતારહસ્ય' મહારાષ્ટ્રની સાથે જ ઉત્તર હિન્દુસ્તાનને પણ મળ્યું છે. સરદેસાઇના અનેક વર્ષના પ્રયત્નોનું ફળ એક જ અનુવાદમાં હિન્દીને પ્રાપ્ત થયું છે. ગુજરાતના 'સરસ્વતીચન્દ્ર' જેવા ગ્રન્થો પણ હિન્દી રૂપ ધારણ કરીને ગુજરાતના સાક્ષરરત્નની પ્રતિભાનો પરિચય કરાવે છે. રા. પઢીઆરનાં પુસ્તકોના અનુવાદોએ સામાન્ય હિન્દી લોકોને સ્વર્ગની કુંચી બતાવી છે. મહાત્મા ગાંધીનું 'આરોગ્ય વિષેનું સામાન્ય જ્ઞાન' હિન્દીઓને પણ સુલભ થયું છે.

હિન્દુસ્તાનની રાષ્ટ્રભાષા કઇ હોવી જોઇયે એ પ્રશ્ન જોકે મહારાષ્ટ્રમાં બહુ ચર્ચાતો નથી તોપણ મહારાષ્ટ્ર માટે મહારાષ્ટ્રના સંસ્થાપકે તેનો ઉકેલ આણ્યો છે. હિન્દી નવરત્નો પૈકી ભૂષણ કવિને બોલાવીને પોતાનો રાજકવિ બનાવીને અને તેને કન્યાકુમારીથી હિમાચળ સુધી પ્રવાસે મોકલીને શિવાજીએ હિન્દીને રાષ્ટ્રભાષાનું સ્થાન આપ્યું છે, અને તેથી જ સાતવળેકર અને હિંદેકર, સપ્રે

અને ભગાદે, સાઠે અને વર્દે જેવા દક્ષિણી લોકો હિન્દીની સેવા નિરંતર કરે છે. અને આ વાત કાંઈ આજકાલની નથી. નામદેવ, તુકારામ વગેરે સાધુઓએ પણ હિન્દીમાં પદરચના કરી છે. દરજી જાતિના મહારાષ્ટ્રી સાધુ નામદેવની હિન્દી કવિતા શીખ લોકોના પવિત્ર ધર્મગ્રન્થોમાં સામેલ કરવામાં આવી છે.

મીરાંબાઈ, અખો, દયારામ, દલપતરામ વગેરેએ પણ ગુજરાત તરફથી હિન્દીને પોતાનો ફાળો આપ્યો છે. ગુજરાતમાં તો પ્રેમાનંદ પહેલાં ગ્રન્થ ભાષા (વ્રજભાષા) માં જ રચાય એવું મનાતું. પ્રેમાનંદ પછી ગુજરાતી ભાષામાં કાવ્યો રચાવા માંડ્યાં, છતાં લગભગ દરેક પ્રાચીન કવિએ હિન્દીમાં પણ પોતાની કલમ ચલાવી છે.

આ સર્વ હિન્દીની સેવા થઈ. પરંતુ લાંબા સમયથી અવગણના પામેલી અને ક્ષીણ થયેલી હિન્દીને સ્વાભિમાનની અમૃતસંજીવની પીવાડી તેમાં નવજીવનનો સંચાર કરાવનાર ધન્વંતરી એક ગુર્જરપુત્ર હતો એ વિચારથી કયા ગુજરાતીને અભિમાન ઉપજ્યા વિના રહેશે? સ્વામી દયાનંદજીએ હિન્દીને આર્યભાષા એવું ગૌરવયુક્ત અભિધાન આપીને પંજાબ જેવા પઠાત પ્રાન્તમાં પણ તેની પ્રતિષ્ઠા કરી છે.

આવી રીતે ગુજરાતી, દક્ષિણી અને બંગાળી લોકોએ હિન્દીને પોતાની કરીને તેની સેવા કરેલી હોવાથી પ્રાન્તીયત્વ નષ્ટ થઈ શબ્દપ્રાચુર્યની બાબતમાં, વાક્યરચનાની વિવિધતામાં અને વિવેચનપદ્ધતિના સૌષ્ઠવમાં તે ગંભીર, લલિત, વિપુલાર્થવાહી અને રાષ્ટ્રીય બનતી જાય છે. તેથી જ એક મહારાષ્ટ્રીય નાટક મંડળી કલકત્તા જઈને હિન્દી ભાષામાં નાટક કરી બંગાળી રસિકોનું મનોરંજન આજે કરી શકે છે.

જે પ્રમાણે પર્વત પરથી ધો ધો વહેતી નદીઓ પોતાની કેડ પરના બાળકોને તરછોડીને પોતાનું સ્તન્ય પાઈ પોતાનું જળ મહાસાગરને અર્પણ કરે છે, તે જ પ્રમાણે આજ હિન્દુસ્તાનની કોઈ પણ ભાષાનો સારો ગ્રન્થ હોય ( પછી તે સ્વતન્ત્ર લખેલો હોય કે કોઈ પાશ્ચાત્ય ગ્રન્થનો અનુવાદ હોય ) તેનું તત્કાળ હિન્દીમાં રૂપાન્તર થાય છે. એક જ ગ્રન્થના ગુજરાતી, મરાઠી અને બંગાળી ત્રણ સ્વતન્ત્ર ભાષાન્તરો મોઢા આગળ રાખી હિન્દી લેખક જ્યારે તેનો હિન્દી અનુવાદ કરે છે ત્યારે મૂળ લેખનું રહસ્ય દ્રાક્ષાપાક પ્રમાણે પ્રકટ થાય છે.

એટલે હિન્દુસ્તાનની કઈ ભાષા રાષ્ટ્રભાષા થઈ શકય છે અથવા હિન્દી રાષ્ટ્રભાષા થઈ શકય છે કે નહિ એવી કાયર પુરુષોને ભડકાવનારી અનન્ત શંકાઓની માથાફોડ ન કરતાં, હિન્દી ભાષાનો રાષ્ટ્રભાષા તરીકે ઝપાટાથી પ્રસાર કેમ થાય તેનો જ આપણે મુખ્યત્વે વિચાર કરવો જોઈએ. આપણે

બધા થોડીઘણી હિન્દી સમજીએ છીએ જ; પણ આજની પરિસ્થિતિ ધ્યાનમાં લેતાં હિન્દુસ્તાનના જુદા જુદા પ્રાન્તો વચ્ચે વ્યવહાર વધારી રાષ્ટ્રસંઘટનને વધારે મજબૂત બનાવનારી, સંસ્કૃત વાઙ્મયની વારસદાર, હિન્દુમુસલમાનને એક સરખી રીતે પોતીની લાગનારી અને આજ દેશમાં જન્મ પામેલી હિન્દીમાં આપણને આપણા હૃદયના સર્વ પ્રકારના ઉદાત્ત વિચારો અને ગૂઢ ભાવો વ્યક્ત કરતાં આવડે એવા સબળ પ્રયત્નો થવા જોઇયે. સૌથી પહેલી વાત એ છે કે આપણા અભ્યાસક્રમોમાં હિન્દીનો પ્રવેશ થવો જોઇયે. પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણમાં હિન્દી એક આવશ્યક વિષય બનાવો જોઇયે. ત્યારપછી પ્રત્યેક પ્રાન્તવાસીએ રાષ્ટ્રની સેવા માટે પોતાની ભાષાના ઉત્કૃષ્ટ ગ્રન્થોનું હિન્દીમાં ભાષાન્તર કરવાનો પ્રયત્ન કરવો જોઇયે. સ્વભાષામાં જ્યારે બોલવાનું શક્ય ન હોય ત્યારે દરેક હિન્દીએ પોતાનો વ્યવહાર અંગ્રેજીને બદલે હિન્દીમાં ચલાવવાનો નિશ્ચય કરવો જોઇયે. અખિલ-ભારતીય પ્રશ્નોની ચર્ચા આજ અંગ્રેજીમાં થાય છે, તેને બદલે સાધારણ જનસમાજને સમજાય એવી હિન્દીમાં થવી જોઇયે. સર્વ પ્રાન્તોને સામાન્ય એવી સંસ્થાઓએ પોતાનું કામકાજ હિન્દીમાં જ કરવું જોઇયે. દાખલા તરીકે બનારસ હિન્દુ વિશ્વવિદ્યાલય, ગોખલેનો ભારતસેવક સમાજ, તાતાનું બંગલોરનું શાસ્ત્રશોધક વિદ્યાપીઠ, ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ, સકળ ધર્મ પરિષદ, રાષ્ટ્રીય સભા વગેરે વગેરે પ્રાન્તીય શિક્ષણ માટે યોજાયેલી સંસ્થાઓ પ્રાન્તીય ભાષામાં શિક્ષણ આપે; પણ અતિ ઉચ્ચ શિક્ષણ માટે સ્થપાયેલી સાર્વભારતીય સંસ્થાઓમાં હિન્દીમાં જ શિક્ષણ અપાવું જોઇયે. આપણા મુસલમાન અને ખ્રિસ્તી ભાઈઓના હિતાર્થે કુરાન અને બાઈબલનાં અત્યન્ત સરળ ભાષાન્તરો હિન્દીમાં જલદીથી થાય તો કેવું સારું?

આટલું કર્યા પછી આપણે સરકારને પણ પ્રાન્તિક કારભારમાં પ્રાન્તિક ભાષા અને દેશના સામાન્ય રાજ્યકારભારમાં હિન્દી વાપરવા માટે અરજ કરી ફરજ પાડી શકીયે. જંગલ ખાતામાં, વૈદક ખાતામાં, પુરાતત્ત્વ ખાતામાં અથવા વાતાવરણવિજ્ઞાન ખાતામાં હિન્દુસ્તાનના પૈસાથી જે શોધો કરવામાં *આવે છે તે બધા હિન્દુસ્તાનના ખેડૂતો તથા વેપારીઓના ઉપયોગ માટે* સરકારે હિન્દીમાં જ છાપવી જોઇયે એવો આપણે આગ્રહ કરી શકીયે. પણ તેને માટે ખંતપૂર્વક પ્રયત્ન થવા જોઇયે. હાથ જોડી કેમ થશે કહી બેસી રહેવું કામનું નથી. કરવા માંડ્યાથી જ સર્વ કાંઈ થઈ શકે છે; પ્રયત્ન કર્યે યશ મળવો જ જોઇયે.

સ્વરાજ્ય માટે આપણી લાયકાત વાદવિવાદથી અથવા શાબ્દિક પ્રમાણથી સિદ્ધ કરવા કરતાં જે રાષ્ટ્રહિતના કાર્યો આજે અત્યન્ત આવશ્યક છે છતાં સરકાર કરતી નથી તેને આપણા હાથમાં લેવા માંડવાં એ જ ઉત્કૃષ્ટ માર્ગ

છે. સરકાર આપણુ કામ અશક્ય કરશે સારે જોઈ લઇશુ. હિન્દીને રાષ્ટ્રભાષાનું પદ આપવ, તેનો પ્રચાર વધારવો તથા સાહિત્યમા ઉમેરો કરવો એ કામ સરકારનુ પણ છે સરકાર સ્વદેશી એટલે ગઢીય હોત તો તેમ કરત આજની સરકાર તેમ કરતી નથી માટે સ્વરાજ્યાકાંક્ષીઓએ તે કામ પોતાના હાથમા લઈ પોતાની સ્વરાજ્યપાત્રતા સિદ્ધ કરી આપવી જોઈએ. આપણી પાત્રતાની ખાતરી સરકારે આપ્યા પહેલા આપણે પોતે કરી લેવી જોઈએ. હિન્દીનો પ્રચાર કરી તેમ કરવાની આ સોના જેવી તક છે આપણ ધાર્યું પાર ઉતારવાની આપણામા શક્તિ છે એમ આપણે દેખાડી આપવાનું છે. તેમ કરવાથી આપણને આત્મસામર્થ્યની—સંકલ્પસામર્થ્યની આત્મપ્રતીતિ થશે અને ઇપ્સિત મગળ પ્રાપ્ત થશે. તથાસ્તુ

# ધાર્મિક શિક્ષણની પાઠશાળા

ખાલી પુસ્તકો પઢવાથી ધાર્મિકતા આવતી નથી ધાર્મિકતા એ એક સાત્વિક અને અંતર્મુખી વૃત્તિ છે ધાર્મિકતા જાગૃત થવામા મુખ્ય મદદ આપનાર ઇશ્વરકૃપા, આત્મપરીક્ષણ પશ્ચાત્તાપ, વિચારમય જીવન અને સત્સગતિ એ છે ધર્માગો ખાલી માહિતી નથી પણ કેળવણી ( ૧૫ ૧૧૮ ) છે. ઘોડાને જે પ્રમાણે પળોટી તૈયાર કરે છે, લોઢાને જે પ્રમાણે પાણી પાય છે, ચામડાને જે પ્રમાણે કમાવીને નરમ બનાવે છે, આટાને જે પ્રમાણે કેળવવામા આવે છે, ભૂમિમા ખાતર ભરીને અને વધારે પાતા ફૂલો ડાળા પાખન છાટીને જે પ્રમાણે ફળફૂલને રંગ આપે છે, તે જ પ્રમાણે શરીર અને ચિત્તવૃત્તિ કેળવવા પડે છે ધાર્મિક તત્ત્વજ્ઞાનની બિલકુલ ખબર ન હોય અને છતા અત્યન્ત ધાર્મિક હોય એવા માણસો આપણા જોવામા આવે છે બીજી તરફ સર્વ ધર્મો પી ગયેલા છતા ધર્મવિમુખ એવાઓ પણ આપણે જોઇયે છીએ કેવળ સૂપશાસ્ત્રના પુસ્તકો વાચ્યા એટને રસોઈ બનાવતા આવડતી નથી અથવા તરવાના શાસ્ત્ર ઉપરના પુસ્તકો ભણીને માણસ તારો બની શકતો નથી, તે જ રીતે ફક્ત ધર્મગ્રથ કે પાઠમાળા વાચવાથી કઇ ધાર્મિકતા આવતી નથી ગ્રથ વડે બુદ્ધિની આકલનશક્તિને ટેકો મળે છે, પણ ધાર્મિકતામા તો ઇચ્છાશક્તિ કેળવવાની હોય છે આ ઇચ્છાશક્તિ અભ્યાસ, વૈરાગ્ય, શ્રદ્ધા અને સત્સગતિ એટલા સાધનથી જ પોષાય છે એનો અભાવ હોય તો પુસ્તકો વાચવાથી કેવળ પાડિત્ય અને દભ જ પેદા થાય છે માટે ધાર્મિક ગ્રથ કિવા પાઠમાળા, યોગ્ય માણસે, યોગ્ય પ્રકારે અને

તેનાથીયે મહત્ત્વનું યોગ્ય વખતે શીખવવી જોઈએ.

આટલી ચેતવણી આપ્યા બાદ પાઠમાળા કેવી હોવી જોઈએ એ વિષે અહીં નોંધ આપવામાં આવે છે.

શિક્ષણશાસ્ત્રના નિયમ પ્રમાણે પ્રથમ વાર્તા, પછી વર્ણન, તે પછી ઇતિહાસ, તે પછી તત્ત્વજ્ઞાન, તત્ત્વજ્ઞાન પછી બીજા ધર્મો સાથે તુલના અને આખરે ધર્મસંશોધન; આવો ક્રમ રાખવો જોઈએ. ધાર્મિક શિક્ષણમાં ફતેહ મેળવવાની ખરી ચાવી એ છે કે વિદ્યાર્થીની અંદર પ્રેમભાવના, વિનય અને આદરભાવ જાગૃત થાય. ધાર્મિક શિક્ષણ દીધું અને આદરભાવનો લોપ કર્યો તો પછી શિક્ષણ દીધું ન દીધા બરાબર છે.

પાઠમાળામાંના પાઠોનો ક્રમ એકવાર ઉપર બતાવ્યો છે, એટલે હવે જે નોંધ લખવામાં આવશે તે એ જ ક્રમથી લખવાનો વિચાર નથી.

## ૧. ધર્મદર્શન

યમનિયમાદિ કાયિક, વાચિક અને માનસિક પાવિત્ર્ય એ જ ધર્મનો મુખ્ય આધાર છે. તેમાં નાનાં છોકરાંઓની બાબતમાં કાયિક પાવિત્ર્ય કિંવા સ્વચ્છતાથી જ શરૂઆત કરવી જોઈએ. એનું જ નામ શૌચ. સ્વચ્છતાનો, નિર્મળતાનો રસ લાગવો જોઈએ. તેમ જ મધુર, નિર્દોષ, સાત્ત્વિક વાણી વિષે અને શુદ્ધ મન વિષે. શંકા આવવી સ્વાભાવિક છે. जिज्ञासा नास्ति नास्तिक्यम्। પણ શંકાખોરપણું—શંકાશીલતા એ એક જાતનો રોગ છે. તેને જડમાંથી કાઢવો જોઈએ. આપણે ઘરમાં મેલ જામવા દેતા નથી તેટલો માથામાં જમાવીએ છીએ. તેની સૂગ ઉપજાવવી જોઈએ.

બીજો કેળવવાનો ગુણ એ સન્તોષ કિંવા પ્રસન્નતાનો છે. તુકારામ કહી ગયા છે: मन करारे प्रसन्न। सर्व सिद्धिचें कारण। આજકાલની પાશ્ચાત્ય સંસ્કૃતિમા સન્તોષને સ્થાન જ નથી.

ત્રીજો ગુણ છે તપ અથવા સંયમ. અગ્નિની પેઠે દોષોને બાળી નાખવાનો ગુણ એમાં રહેલો છે. તપ એટલે જ સામર્થ્ય—આધ્યાત્મિક સામર્થ્ય.

ચોથો ગુણ સ્વાધ્યાય. સ્વાધ્યાય એટલે જે સિદ્ધાન્ત આપણે ગળે ઉતર્યા હોય કિંવા જે સિદ્ધાન્ત આપણે શ્રદ્ધાથી સ્વીકાર્યા હોય તેનું નિત્ય સ્મરણ, ધ્યાન, વિવરણ વગેરે કરવું.

પાચમો ગુણ ઇશ્વરપ્રણિધાન, એટલે કે શરણાગતતા, પ્રાર્થના, ઇશ્વર ઉપર પરિપૂર્ણ શ્રદ્ધા તથા ઇશ્વરપરાયણતા.

આ નિયમોની સાથે યમોનું પાલન થવું જોઈએ: અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ એ યમો છે.

આ યમનિયમો ઉપર વ્યાખ્યાન કરવાનાં નથી, પણ તેનું આચરણ સુલભ કરી આપવામાં માબાપે અને ગુરુએ બાળકોને મદદ આપવાની છે. પ્રેમળતા, વિનય તથા આદરભાવ બાળકમાં ઉત્પન્ન થય કે અર્ધું કામ તો થયું જ.

૧. પ્રેમળપણું, વિનય અને આદરભાવ જાગૃત થયા પછી

૨. યમનિયમો સમજાવવા. સાથે સાથે 'પારમિતા' પ્રાપ્ત કરેલા લોકોના પ્રસંગ કહેવા.

૩. સારપછી ઋણત્રયની કલ્પના આપવી. દેવઋણ એટલે મનુષ્ય તરીકે માણસની ઈશ્વર અને કુદરત પ્રતિ ફરજ. ઋષિઋણ એટલે સંસ્કૃતિ પ્રત્યેની ફરજ; સંસ્કૃતિ જાળવવી, તેની વૃદ્ધિ કરવી વગેરે. પિતૃઋણ એટલે કુટુંબ પ્રત્યેની ફરજ; કુલપોષણ અને કુલપરંપરા જાળવવી તે.

૪. પંચયજ્ઞથી આ ઋણ અદા થાય છે.

૫. ઋણ અદા કર્યા પછી ચાર પુરુષાર્થ મેળવવાના.

ધર્મ—નીતિ, સામાજિક ફરજ, સદાચાર, ન્યાય, દયા, દાન, ઉપાસના વગેરે.

અર્થ—ધનપ્રાપ્તિ, સંગ્રહ, વેપાર વગેરે.

કામ—આરોગ્ય, આહારવિહાર, સુપ્રજા, શિશુસંગોપન.

મોક્ષ—ત્યાગ, અનાસક્તિ, જ્ઞાન, આત્મોન્નતિ.

૬. પુરુષાર્થપ્રાપ્તિ માટે અનુકૂળતા—સ્વધર્મ, વર્ણાશ્રમધર્મ અને સાર્વત્રિક ધર્મ અથવા સામાજિક આદર્શ અને તે પાર પાડવા માટે ઘડાયેલી સમાજરચના. સ્ત્રીધર્મ તથા સ્ત્રી પ્રત્યેનો ધર્મ.

૭. પુરુષાર્થપ્રાપ્તિ માટે આન્તરિક સાધનઃ

યોગ—અભ્યાસ, વૈરાગ્ય, ધ્યાન, પ્રાયશ્ચિત્ત ( Confessions ).

૮. પુરુષાર્થપ્રાપ્તિ માટે બાહ્ય સાધન—સંસ્કાર, શ્રાદ્ધ, ઉત્સવ, વ્રત વગેરે. જપ, તીર્થાટન, હોમહવન, બીજા રિવાજો.

૯. ગુણત્રય—તેમની દુનિયામાં સર્વત્ર વ્યાપ્તિ. તેને લીધે માર્ગભેદ.

ઉપાસનાના પ્રકાર—કર્મ, જ્ઞાન, ભક્તિ

ઉપાસ્ય દૈવતો—ગુરુભક્તિ.

૧૦. ધર્મનો આધાર—શાસ્ત્ર, સદાચાર, આત્મતુષ્ટિ, ધર્મશાસ્ત્રો અને ગ્રન્થો—

દા. વેદ, ઉપનિષદ, સૂત્ર, સ્મૃતિ, પુરાણ, તન્ત્ર ઇત્યાદિ.

૮ા. દર્શન, ભાષ્ય, રામાયણ, મહાભારત, ભાગવત ઇત્યાદિ.

૯. ત્રિપિટક, પૂર્વ અંગ, ગ્રન્થસાહેબ, તુલસીરામાયણ, શિવપુરાણ, સંતોનાં વચન, સત્યાર્થપ્રકાશ, જીવનસંહિતા ઇત્યાદિ.

૧૧. તત્ત્વજ્ઞાનના વિભાગો—આત્મા, શરીર, ઇન્દ્રિય, અર્થ, બુદ્ધિ, મન, પ્રવૃત્તિ, દોષ, પ્રેત્યભાવ, ફલ, દુઃખ, અપવર્ગ.

અથવા, ઇશ્વર, જીવ, જગત (પુરુષપ્રકૃતિ) બન્ધ, મોક્ષ, માયા.

૧૨. આસ્તિક અને નાસ્તિક દર્શનો.

વેદાન્ત; સાંખ્ય, યોગ; ન્યાય, વૈશેષિક; ચાર્વાક, બૌદ્ધ, જૈન.

૧૩. આચાર્યોના મતમતાન્તરો.

૧૪. ધાર્મિક કલ્પનાઓનો અને સંસ્થાઓનો વિકાસ.

૧૫. પંથો, સંપ્રદાયો અને મતો.

૧૬. બીજા જૂના અને નવા ધર્મોની માહિતી.

૧૭. દરેક ધર્મનું વૈશિષ્ટ્ય.

૧૮. સર્વધર્મસમન્વય.

૧૯. ધર્મસંશોધન.

## ૨. કથાભાગ

ઇશ્વરની લીલા—વ્યક્તિગત, સામાજિક કે રાષ્ટ્રગત.

ચરિત્ર—ધર્મપ્રવર્તક, દર્શનકાર, સત્પુરુષો.

પ્રસંગો—ધર્મબોધક, કાર્યાકાર્યનિર્ણયના, ધર્મસંકટના. આ પ્રસંગો વ્યક્તિગત અને રાષ્ટ્રગત (સામાજિક) બન્ને હોવા જોઇયે.

## ૩. ધર્મવ્યાપ્તિ

૧. વ્યક્તિ—શરીર, મન, અન્તઃકરણ, બુદ્ધિ, આત્માની ઉન્નતિ મ પોષણ, સામર્થ્ય અને સમાધાન મેળવવું. ૨. વ્યક્તિ વ્યક્તિનો સંબન્ધ ૩ કુટુંબ; ૪. જ્ઞાતિ; ૫. સમાજ; ૬. માનવકોટિ; ૭. બીજાં પ્રાણીઓ ૮. પાર્થિવ વસ્તુ.

૧. ઇન્દ્રિયોપભોગ; ૨. કૌટુમ્બિક મોહ; ૩. શિષ્ટાચાર (વિવેક), ૪. સૌન્દર્યોપાસના; ૫. વ્યાપાર, હુન્નર; ૬. સંપત્તિશાસ્ત્ર; ૭. રાષ્ટ્રનો સ્વાર્થ; રાજકારણ; ૯. રાજ્યકારભાર; ૧૦. સમાજશાસ્ત્ર; ૧૧ પરધર્મી સાથે સંબન્ધ- આ બધી બાબતોમાં ધર્મને પ્રધાન ગણવો જોઇયે એ વિષે વિસ્તૃત વિવેચ

### પ્રથમ પુસ્તક

વાર્તા (૧૨ વાર્તાઓ), વર્ણન, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, તુલના, સંશોધ મદદમાટે પુસ્તકો—હિન્દુ ધર્મની બાળપોથી, નીતિશિક્ષણ, ધર્મવર્ણ હિન્દુ વેદધર્મ, આપણો ધર્મ.

## યમનિયમના વિભાગ માટે વિષયો

### વિધેયાત્મક

વાર્તા

૧ સત્ય—નાગાનેદિષ્ટ, હરિશ્ચન્દ્ર, પ્રહ્લાદ.
૧ અહિંસા—(ક્ષમા, અક્રોધ), જડભરત, મનુ, વાલ્મીકિ.
૧ અસ્તેય—(અચિન ગચ્છ સર્વત) દધીચિ કોશ્રેય, શંખલિખિત.
૨ બ્રહ્મચર્ય—ભીષ્મ, હનુમાન, કાર્તિકેય, લક્ષ્મણ
૨ અપરિગ્રહ—અકદાલ્ભ્ય; સાધુ, શુક, જનક.
૧ શૌચ—નળ
૧ સન્તોષ—(મન્દત્વાકાંક્ષા) દત્તાત્રેય, તુકારામ, દ્રૌપદી (ત્રણ વર).
૧ તપ—મૌન, (ઉપવાસ) ભગીરથ, રુક્માંગદ.
૧ સ્વાધ્યાય—(વિદ્યા) ભરદ્વાજ.
૧ ઈશ્વરપ્રણિધાન—ધ્રુવ.
૨ મૈત્રી—(અભયમર્ષ), કરુણા—(દયા), મુદિતા, ઉપેક્ષા—અમાત્સર્ય
૨ શ્રેય અને પ્રેય—નચિકેતા, મૈત્રેયી, હરિશ્ચન્દ્ર, રંતિદેવ.
૨ સમતા—(ઉ.નન ગચ્છ સર્વત) (અજગર) વસિષ્ઠ.
૨ હ્રી
૨ તિતિક્ષા—પ્રહ્લાદ.
૨ આર્યત્વ—શિબિ, યુધિષ્ઠિર અને શ્વાન, દિલીપ, હરિશ્ચન્દ્ર, દધીચિ બભ્રુ, અર્જુન (પાપગાપ), કર્ણ, વસિષ્ઠ, ભીષ્મપ્રતિજ્ઞા, કચ
૧ ધૃતિ—(નિર્ભયતા).
૨ અક્રોધ—(અસ્પૃહા) નોળીઆની વાર્તા.
૨ કૃતજ્ઞતા.
૧ આહારલાઘવ (અલ્પભોજન, ઉપવાસ).
૧ અપ્રમાદ
૧ શુશ્રૂષા.
૧ ભૂતપ્રિયહિતેહા
ઊર્મિલા, સાવિત્રી, દ્રૌપદી, સીતા, મૈત્રેયી, સતી.

अहिंसा—वैरत्याग
सत्यम्—क्रियाफलाश्रयत्वम्—सफलता
अस्तेयम्—सर्वरत्नोपस्थानम्
ब्रह्मचर्यम्—वीर्यलाभ
अपरिग्रह—
शौचम्—शरीरजुगुप्सा, परैरसंसर्ग
सन्तोष—अनुत्तम सुखलाभ
तपस्—अशुद्धिक्षय, कायेन्द्रियसिद्धि
स्वाध्याय—इष्टदेवता योग
ईश्वरप्रणिधानम्—समाधिसिद्धि

ધર્મ—નિર્મળ દૃષ્ટિ (clarity of vision)

निषेधात्मक

૨ નૃશંસ્ય, ૧ પૈશુન્ય, ૧ મત્સર, ૨ અભિમાન (પરશુરામ), ૨ અહંકાર, ૨ અશ્રદ્ધા, ૧ અનાર્જવ (કર્ણ, પરશુરામ, પૂતન), ૧ આત્મસ્તુતિ, ૧ પરનિન્દા, ૨ દંભ, ૧ લોભ (ત્રિશંકુ), ૨ ક્રોધ (દુર્વાસા) ૧ અસૂયા, ૧ અતિભોજન, ૨ કામ (નહુષ, ભર્તૃહરિ, વિભીષણ, શુક, સુદામા, દ્રુપદ)

अहिंसा सत्यमस्तेयं अकामक्रोधलोभता ।
भूतप्रियहितेहा च धर्मोऽयं सार्ववर्णिकः ॥

सत्यम्, समता, दम, अमात्सर्यम्, क्षमा, ह्री, तितिक्षा,
अनसूयता, त्याग, ध्यानम्, आर्यत्वम्, धृति, एतत्दया
—सत्याकारा त्रयोदश.

| | |
|---|---|
| सत्य | स्वाध्याय मनोवाक्कर्मभि |
| अहिंसा | ईश्वरप्रणिधान |
| अस्तेय | सन्तोष |
| ब्रह्मचर्य | शौच |
| अपरिग्रह | तप |

मैत्री
करुणा
मुदिता
उपेक्षा
} चित्तप्रसादन

ईश्वरे तदधीनेषु बालिशेषु द्विषत्सु च
प्रेम मैत्री कृपोपेक्षा
य करोति स मध्यम

યજ્ઞ, અધ્યયન, દાન દમ, દાન, દયા, શ્રેય—પ્રેય.

धृति क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
धी विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥

अक्रोधः सत्यवचनं संविभागश्च धर्मतः ।
प्रजनं स्वेषु दारेषु शौचमद्रोह एव च ।
आर्जवं भृत्यभरणं त एते सार्ववर्णिकाः ।।

નિયમો—આહારલાઘવ, અપ્રમાદ, અક્રોધ, ગુરુશુશ્રૂષા, શૌચ, મૌન, ઉપવાસ.

નિષેધો—દુરાગ્રહ, પૈશુન્ય, મત્સર, અભિમાન, અહંકાર, અશ્રદ્ધા, અનાર્જવ, આત્મસ્તુતિ, પરનિન્દા, દંભ, લોભ, મોહ, ક્રોધ, અસૂયા, અતિભોજન, કામ.

પંચયજ્ઞ—દેવયજ્ઞ, ભૂતયજ્ઞ, પિતૃયજ્ઞ, બ્રહ્મયજ્ઞ, મનુષ્યયજ્ઞ.

## જીવનચક્ર

તપ, ભોગ અને યજ્ઞ—આ એક મહાન જીવનચક્ર છે. માણસ કામનાથી પ્રેરિત થઇ સંકલ્પ કરે છે. એ સંકલ્પ પાર પાડવા જે જે પ્રવૃત્તિ માણસ આદરે છે તે બધું તપને નામે ઓળખાય છે. આ પ્રવૃત્તિ પોતાની મેળે અથવા સ્વતઃ પ્રિય હોય છે એમ નથી, પણ સંકલ્પસિદ્ધિની આશાને લીધે જ માણસ તેટલી પ્રવૃત્તિ ખુશીથી અથવા ઉત્સાહથી ઉપાડી લે છે. આ તપને અન્તે ફલપ્રાપ્તિ થાય છે. ફલપ્રાપ્તિ પછીની ક્રિયા તે જ ભોગ. ફલભોગ એ આપણે ધારીયે છીયે તેના કરતાં ગૂઢ વસ્તુ છે. ફલોપભોગમાં એકલી તૃપ્તિ જ હોત તો તેમાં જ માણસને આત્મસાક્ષાત્કાર થઇ જાત. પણ ફલોપભોગના આનન્દમાં જ વિષણ્ણતા રહેલી છે. દરેક આનન્દમાં આપણે અજાણતાં આત્માને મેળવવા ચાહીયે છીયે. કામનાતૃપ્તિથી મળેલા આનન્દ પછી એક ક્ષણને માટે મોહનો સન્તોષ મેળવ્યાને અન્તર કહે છે, 'મારે જોઇતું હતું તે આ નથી.' આટલાથી ચેતીને જો માણસ કામનાવિમુખ થાય તો તેને આત્મપ્રાપ્તિનો રસ્તો જડે. પણ સત્યનું મુખ સોનાના ઢાંકણાથી ઢાંકેલું હોય છે. એક સંકલ્પ પૂરો થયો હોતો નથી ત્યાં તેમાંથી જ બીજો સંકલ્પ ઉદ્‌ભવે છે, અને આ રીતે ફરી નવી પ્રવૃત્તિમા, નવા તપમાં અને નવા ભોગમા માણસ તણાય છે.

આમાં યજ્ઞને સ્થાન ક્યા છે ? દરેક ભોગ, કામનાથી કરેલું દરેક તપ એ કુદરત પાસેથી લીધેલું ઋણ છે. તે અદા કરીને જ માણસ ઋણમુક્ત થાય છે. મારે અન્ન ખાવું છે તેટલા માટે હું જમીન ખેડું છું, તેમા બીજ વાવું છું, લણણી સુધી ખેતરમાં મહેનત કરૂં છું, અને આ રીતે જમીનનો કસ કાઢી તેનો ભોગ કરૂં છું. જમીનનો જેટલો કસ મેં લીધો તેટલો જમીનને પાછો આપવો,

જમીનને એની મૂળની સ્થિતિ પાછી આપવી એ યજ્ઞકર્મ છે.

મુસાફરીમાં હું કોઇને ત્યાં રાતવાસો રહું; મારે રાંધવું છે; ઘરવાળા પાસેથી હું વાસણો માગી લઉં છું. વાસણોમાં હું રાંધી લઉં એ મારું તપ છે; જમી લઉં એ ભોગ છે. આટલું કર્યા પછી ઘરવાળાનાં વાસણો ઉટકીને જેવાં હતાં તેવાં ને તેવાં કરી આપવાં એ મારું યજ્ઞકર્મ છે.

મારે તળાવમાં કે કૂવા પર ન્હાવું છે. હું પાણી ખેંચી કાઢું એ મારું તપ છે; ન્હાઈ લઉં એ મારો ભોગ છે. ત્યારપછીનો યજ્ઞ કયો ? ઘણા લોકો —લગભગ બધા જ—વિચાર સરખો કરતા નથી કે આમાં કંઇ કરવાપણું રહ્યું હોય. શાસ્ત્રોમાં લખ્યું છે, 'તળાવમાં જો તમે ન્હાઓ તો તમારાથી બનતો કાદવ તળાવમાંથી કાઢી બહાર ફેંકી દો.' આ આપણું યજ્ઞકર્મ. કૂવા પર ન્હાતા હોઇયે તો કૂવાની આસપાસની ગંદકી દૂર કરવી એ જરૂરનું યજ્ઞકર્મ છે.

ગીતા કહે છે, 'આવું યજ્ઞકર્મ જે ન કરે તે ચોર છે. તે શરીરને તકલીફ આપવા માગતો નથી, (अपायुरिन्द्रियारामः) સમાજની સેવા લે છે પણ ઉછીનું પાછું વાળતો નથી. જે માણસ ભોગ કરે છે પણ યજ્ઞ કરતો નથી તેનો આ ભવ બગડે છે; પરલોક તેને માટે ક્યાંથી હોય ?'

હિન્દુસ્તાનમાં આવા યજ્ઞકર્મનો લોપ થયો તેથી જ હિન્દુસ્તાન કંગાલ અને પામર બન્યું છે. આપણે સ્ત્રીઓની સેવા લઇયે છીયે, પણ તેનું વળતર તેમને પાછું આપતા નથી. ખેડૂતોની મહેનતનો ભોગ કરીયે છીયે, પણ જેથી ખેડૂતનું કલ્યાણ થાય એવું યજ્ઞકર્મ કરતા નથી. આપણે અન્ત્યજોને સમાજસેવાનો પાઠ ભણાવીયે છીયે, જબરદસ્તીથી પણ તેમની સેવા લઇયે છીયે, પણ તેમના ઉદ્ધાર રૂપી યજ્ઞકર્મ ન કરવા જેટલા બાદશાહના હરામ બન્યા છીયે. આપણે સાર્વજનિક લાભ મેળવવા હમેશ દોડીયે છીયે, પણ સાર્વજનિક કરજે ભાગ્યે જ અદા કરીયે છીયે. તેથી આમે સમાજ દેવાળીઓ બન્યો છે.

મોક્ષશાસ્ત્ર કહે છે, 'ભ્યાયને ખાતર પણ તમારે યજ્ઞ કરવો જોઇયે. ભોગને માટે કરેલું તપ એ અર્ધું કર્મ થયું. યજ્ઞકર્મ એ તેની પૂર્તિ છે. તપ કરો છો અને યજ્ઞ કરતા નથી તેથી જ તમારી વાસનાઓ અમર્યાદ વધે છે. યજ્ઞ કરો તો ભોગની ઇચ્છા મર્યાદામાં રહેશે જ; તમારું જીવન નિષ્પાપ થશે.

દરેક બાળક પાંચ બાળ બાળકોનું સાત વરસ બ્રહ્મચર્યમાં ગાળવાનો નિશ્ચય સ્ત્રીપુરુષ કરે તો દીન બની સમાજની દયા પર આધાર રાખવાનો પ્રસંગ [illegible]

યજ્ઞ કર્યા પછી—ઋણ ફેડયા પછી માણસ જે તપ કરે, જે ભોગ ભોગવે તે તેના હકના છે, તેનાથી તેને કિલ્બિષ પ્રાપ્ત થતું નથી તેની પ્રવૃત્તિ નિષ્પાપ અને ઉન્નતિકર હોય છે પણ જો મોક્ષ મેળવવો હોય તો પ્રવૃત્તિ છોડી દેવી જોઇયે—એટલે કે કામના, તેને માટેનુ તપ અને એ તપ દ્વારા ઉપજતા ફળનો ઉપભોગ એ ત્રણેનો ત્યાગ કરવો જોઇયે પણ યજ્ઞ તો છોડાય જ નહિ નિષ્કામ યજ્ઞ—જ્ઞાનપૂર્વક યજ્ઞ ફરમેર—કરવો જ જોઇયે તેનાથી જૂનુ ઋણ ફીટી જાય છે, આપણા સબન્ધીઓનુ ઋણ ટળી જાય છે, સમાજનો સર્વસામાન્ય બોજો ઓછો થાય છે, પૃથ્વીનો ભાર હલકો થાય છે, શ્રીવિષ્ણુ સતુષ્ટ થાય છે અને મનુષ્ય મુક્ત થઇ જાય છે

આપણે જીવીને જીવીયે એમા જ અસખ્ય વ્યક્તિઓનુ ઋણ લઇયે છીયે કુદરતી શક્તિઓનુ ઋણ તો છે જ, સમાજનુ ઋણ છે જ, સમાજને દરેક રીતે સસ્કારી બનાવનાર પૂર્વઋષિઓનુ ઋણ છે જ, અને કુલપરપરાનો વારસો આપનાર માબાપોનુ પણ ઋણ છે જ આ બધુ ઋણ પચમહાયજ્ઞ દ્વારા ફેડયા પછી જ માણસ ભુક્તિનો કે મુક્તિનો વિચાર કરી શકે

આ યજ્ઞકર્મમા પર્યાય નથી ચાલતો જે જાતનુ ઋણ તે જાતનો જ યજ્ઞ થવો જોઇયે વિદ્યા ભણીને ગુરુનુ લીધેલુ ઋણ ગુરુને દક્ષિણા આપવાથી ફીટતુ નથી, પણ ગુરુએ આપેલુ જ્ઞાન સાચવી વધારીને ઉછરતી પેઢીને આપી દેવુ એ જ સાચુ યજ્ઞકર્મ છે. સૃષ્ટિમા નવુ કશુ આવતુ નથી, છે એટલામા જ નભાવવુ જોઇયે તેથી આપણી પ્રવૃત્તિથી જેટલી સામ્યાવસ્થા આપણે બગાડીયે છીયે તેટલી પાછી સમી કરી આપવી એ આવશ્યક યજ્ઞકર્મ છે આકાશ જેટલી વરાળ લે છે તેટલુ જ પાણી પાછુ આપે છે, સમુદ્ર જેટલુ પાણી લે છે તેટલી જ વરાળ પાછી આપે છે તેથી જ સૃષ્ટિનુ મહાન ચક્ર અબાધિત ચાલે છે યજ્ઞચક્ર બરાબર ચલાવવુ એ શુદ્ધ પ્રવૃત્તિ છે નિષ્કામ થઇ ત્યાગબુદ્ધિથી આપણા પૂરતો આ ચક્રનો વેગ ઓછો કરવો એ નિવૃત્તિધર્મ છે કશુ કામ ન કરવુ એ નિવૃત્તિ નથી એ તો ચોખ્ખી ચોરી જ છે

## વીરધર્મ

હિન્દુસ્તાનના બધા સવાલોમા દારિદ્ર્યનો સવાલ સૌથી મોટો છે. જે પ્રજાને બે ટક પેટપૂરતુ ખાવાનુ પણ ન મળતુ હોય તે પ્રજાનુ ચિત્ત બીજા

કારણ આ ગરીબાઈની બીક જ છે.

કેટલાક કહે છે, 'આટલો સ્વાર્થત્યાગ કોઈ વિરલો મહાત્મા જ કરી શકે. સામાન્ય લોકોને માટે એ આદર્શ નથી. બાળબચ્ચાંનો વિચાર છોડજે કેમ ચાલે?'

યુદ્ધમાં જે હજારો અને લાખો સૈનિકો દેશની ખાતર લડવા જાય છે તે બધા જ કંઈ મહાત્મા નથી હોતા. તેમને પણ બાળબચ્ચાં હોય છે. દસ કે પંદર રૂપીઆ મેળવનાર માણસ બાળબચ્ચાં માટે શી બચત કરી શકે? આપણે સ્ત્રીઓને અને દીકરાદીકરીઓને આશ્રિત દશામાં રાખવાને ટેવાયેલા છીએ તેથી જ આપણને અજ્ઞાત ભવિષ્યમાં ભૂસકો મારતાં બીક લાગે છે. રોજ ને રોજ મહેનત કરીને રોટલો મેળવવો અને ભવિષ્યને માટે કશી ચિન્તા ન કરવી એમાં જે વીરરસ રહેલો છે તેની મીઠાશ અનુભવ વગર ન સમજાય. સલામતી એ જીવનનો સડો છે. ભવિષ્ય વિષેની સંદિગ્ધતા—નિત્યનૂતન યુદ્ધ એ જ જીવનનો સાર છે. એનો રસ જેને મળ્યો નથી તે અભાગીઓ કહેવાય. જેનો ભવિષ્યકાળ સલામત છે તેનામાં ધાર્મિકતા રહેવું બહુ જ અઘરી છે. જે સલામતી ઇચ્છે છે તે વાસ્તવિક રીતે જોતાં નાસ્તિક છે. બાળક જેમ માબાપ પર વિશ્વાસ રાખી નિશ્ચિન્ત રહે છે તેમ વીર પુરુષે માંગલ્ય ઉપર વિશ્વાસ રાખવો જોઈએ. જ્યાં સલામતી છે ત્યાં પુરુષાર્થ નથી, ધાર્મિકતા નથી, કળા નથી અને કાવ્ય નથી.

જે માણસ સ્વેચ્છાપૂર્વક ગરીબાઈ સ્વીકારે છે તે વીર બની જાય છે. અન્યાયી માણસને તે કાળ જેવો લાગે છે, પીડિત લોકોને તે કૃપાનિધિ ભાસે છે, જબરદસ્ત સલ્તનત સામે તે ઉભો રહી શકે છે અને તેને જ ધર્મનું રહસ્ય પ્રગટ થાય છે. ગરીબાઈ એ વીરનો ખોરાક છે, ઇશ્વરનો પ્રસાદ છે અને ધર્મનો આધાર છે. આવા ગરીબો જ્યારે દેશમાં વધશે ત્યારે જ દેશની ગરીબાઈ દૂર થશે, ભૂખમરો ટળશે, લોકોમાં હિંમત આવશે અને આજે અશક્ય જણાતી વસ્તુ શક્ય અને સહેલી થઈ પડશે.

ગુજરાતમાં દેશદાઝ છે; દયાધર્મ છે; વિદ્વત્તા નથી એમ નથી; હિંમતવાન અને ચતુર પુરુષોની તો ગુજરાત ખાણ છે; ગુજરાતમાં જ્ઞાન, અમુક જાતની ગંસ્કૃતિ છે, સાર્વજનિક કામો કરવાની ટેવ છે. ફક્ત જુવાનોને ગરીબાઈ ધારણ કરવાની લગની લાગવી જોઈએ. આ હિન્દુસ્તાનમાં ગુજરાતની જે ખ્યાતિ છે તે ગુજરાતના વેપારને લીધે નહિ કે ગુજરાતે ભેગાં કરેલા નાણાંને લીધે નહિ, પણ ગુજરાતના કેટલાક સુપુત્રોએ વીરધર્મ સ્વીકારી ગરીબાઈ ધારણ કરી છે તેને લીધે. દેશના કરોડો ગરીબો એવા લોકો પાસેથી જ ઉદ્ધારની આશા રાખી શકે છે, કેમકે ગરીબાઈ ધાણ કરી એવાઓએ પોતાનો ઉદ્ધાર કરેલો હોય છે.

# ગરીબોની દુનિયા

માનવજાતિનો ઇતિહાસ એટલે મનુષ્યની જુદી જુદી જાતિઓ આગળ જુદે જુદે પ્રસગે ઊભા થયેલા અનેક સવાલોની ગૂંચવણનુ અને તેનો નીવેડો લાવવા મનુષ્યે કરેલા પ્રયાસોનુ બયાન. આ દૃષ્ટિએ યૂરોપના ઇતિહાસનુ અવલોકન આજે આપણે માટે બહુ જ બોધદાયક છે, કેમકે યૂરોપે છેલ્લા સૈકામા પોતાના પુરુષાર્થથી આખી દુનિયા પર સારી કે નરસી છાપ પાડી છે.

અધકારના યુગમાથી ઊગરી ગયા પછીના યૂરોપના ઇતિહાસમા આપણે મોટે ભાગે જુદા જુદા રાજવશોના અભિમાન, મહત્ત્વાકાક્ષા અને કાવતરા જ જોઇએ છીએ. સામાન્ય પ્રજાને ઇતિહાસમા જાણે અસ્તિત્વ જ હતુ નહિ.

મહાભારતમા જેમ અઢાર અક્ષૌહિણી સેનાનો યુદ્ધમા ગણાવા ઉપરાત અને કપાઇ જવા ઉપરાત બીજો કશો અર્થ જ નથી, અગર તો જેમ ચિત્રની પાછળ તે ચિત્રને ધારણ કરવા માટે પટ હોય છે, તેવી જ દશા યૂરોપમા સામાન્ય પ્રજાની હતી એમ કહીએ તો ચાલે.

રશિયા, પ્રશિયા અને ઑસ્ટ્રિયા એ ત્રણ રાજ્યોએ યૂરોપની એક મહાન પ્રજા સામે મહાઅન્યાય કરી પ્રજાઓને ઐતિહાસિક મહત્ત્વ આપ્યુ. જે દિવસે પોલાડના ભાગલા પડ્યા તે જ દિવસે યૂરોપમા રાષ્ટ્રીયત્વ જન્મ્યું. ઇટાલિયન દેશભક્ત જોસેફ મૅઝિનીએ પોતાના તત્ત્વજ્ઞાનથી અને ખડતલ તપશ્ચર્યાથી રાષ્ટ્રોને નામરૂપ અને મહત્ત્વ આપ્યા તે દિવસથી યૂરોપની લડાઇઓ અને સુલેહનામાઓ એટલે કે સન્ધિવિગ્રહો રાષ્ટ્રોને નામે થાય છે.

હાલનો યુગ ઔદ્યોગિક પ્રગતિનો હોવાથી રાજસત્તા કોઇ ને કોઇ રીતે વેપારીઓના હાથમા જાય છે, અને આ વેપારીઓ પોતાના સ્વાર્થને અર્થે ભોળી પ્રજાઓમા રાષ્ટ્રીય અભિમાન, દ્વેષ અને ઈર્ષા સળગાવી તેમને લડાવે છે તથા ભયંકર સંહાર કરાવી તેનો આર્થિક લાભ પોતે ખાટી જાય છે અને તેનો બોજો તથા આપત્તિ તેટલા ગરીબ પ્રજાને જ ભોગવવા પડે છે.

યૂરોપનુ રાજકારણ રાજવશોના હાથમા હતુ ત્યા સુધી બાકી દુનિયા સાથે તેનો ઝાઝો સંબન્ધ થયો ન હતો, પણ ઔદ્યોગિક યુગ શરૂ થયો તે દિવસથી યૂરોપના ઝગડાઓ આખી દુનિયાને બાધક થવા લાગ્યા છે.

જેમ બધા ખડોની પ્રજા યૂરોપના ઝગડાથી અકળાઇ ગઈ છે તેમ યૂરોપનો મજૂરવર્ગ પણ તેટલો જ અકળાઇ ગયો છે. તેનુ કહેવુ છે કે

આજે યૂરોપમાં પંદર કે અઢાર રાષ્ટ્રો છે એમ માનવું એ વહેમ છે. યૂરોપમાં ફક્ત બે જ રાષ્ટ્રો છે: એક ધનવાન લોકોનું અને બીજું નિર્ધનોનું. ધનવાન રાષ્ટ્ર સમર્થ અને સંઘટિત છે, જ્યારે નિર્ધન રાષ્ટ્ર અસહાય અને છિન્નભિન્ન છે. તેથી જ તો ધનવાન લોકો નિર્ધનોને પોતાના કાબુમાં રાખી ચૂસી શકે છે. જો નિર્ધન વર્ગો સંઘટિત થઈ જાય, સંપપૂર્વક આપસમાં યોજના કરી શકે અને તે પાર પાડી શકે, તો તેમની પાસે મનુષ્યબળ એવડું મોટું છે અને પ્રજાજીવનની એકેએક નસ એટલી બધી સંપૂર્ણતાએ કરીને તેમના હાથમાં છે કે ગમે ત્યારે તેઓ ધાર્યું કરી શકે. આ ખ્યાલમાંથી જ મજૂરશાહી અથવા બૉલ્શેવિઝમનો જન્મ થયો છે. યૂરોપમાં હવે સધન અને નિર્ધન લોકો વચ્ચે મહાન વિગ્રહ શરૂ થયો છે.' આ વિગ્રહ ક્યારે અને કેવી રીતે શમશે એ કહેવું મુશ્કેલ છે.

શ્રીશંકરાચાર્યે જ્યારે ગાયું કે 'अर्थमनर्थं भावय नित्यम्' ત્યારે તેમના મનમાં પણ કદાચ પોતાના વચનનો આટલો વ્યાપક અને ભીષણ અર્થ નહિ આવ્યો હોય. જ્યાં સુધી લોકો ધનને માટે લડ્યાં જ કરશે ત્યાં સુધી માનવીના નસીબમાં સુખ અને શાન્તિ નથી. જેમ અદ્વૈતમાં તેમ જ આ વિગ્રહમાં પણ द्वितीयाद्वै भयं भवति। જ્યાં સુધી બે છે ત્યાં સુધી લડાઈ ચાલુ જ રહેવાની. સર્વનાશ માથે લીધા વગર આવો વિગ્રહ શમી ન શકે.

પણ શ્રદ્ધા કહે છે કે સર્વનાશને માટે મનુષ્યજાત સરજાયેલી નથી. ભગવાન ઈશુ ખ્રિસ્તે કહ્યું છે કે ' આ દુનિયા ગરીબોને માટે છે. ' પણ ગરીબ એટલે ઉપર વર્ણવ્યા તેવા નિર્ધન નહિ. કેમકે સધન અને નિર્ધન બન્ને ખરું જોતાં ધનની વાસનાથી વીંટળાયેલા એટલે 'ધન-વાન' જ છે. એકની પાસે ધનનો મદ છે, જ્યારે બીજા પાસે ધનનો લોભ છે. બન્નેમાં ધનની વિકૃતિ રહેલી જ છે. અને જેનામાં ધનની વિકૃતિ છે તે ગરીબ નથી પણ 'ધન-વાન' છે. આ દુનિયા ધન-વાનની નથી પણ ગરીબની છે.

આ દૃષ્ટિએ જોતાં આખું યૂરોપ ધન-વાન છે. મૂડીવાળા પણ ધન-વાન અને બૉલ્શેવિક પણ ધન-વાન; કેમકે બન્ને ધન-પરાયણ છે, ધનને ઝંખનારા છે.

આ બન્ને જાતના ધનવાન ગમે તેટલા લડે અને કાયદાકાનૂનો સંપત્તિની વહેંચણીના ગમે તેટલા પ્રકારો કરી જુએ, તોપણ એ રીતે દુનિયામાં શાન્તિ અવતરવાની નથી.

યૂરોપમાં થોડા જ લોકોના હાથમાં લગભગ બધું ધન છે એ સ્થિતિ વિષમ છે એમાં શંકા નથી. પણ તે દૂર કરવા માટે જ્યારે નિર્ધન લોકો ધનિકોની સંપત્તિ ઉપર ભૂખ્યાં વરુની નજરે જ જોયાં કરે ત્યારે તો વિષમતા

રાજદ્વારાનું ક્યાંયે નામ સરખું નહિ રહે, બધે ધર્મનું જ નામ પ્રવર્તશે' ત્યારે તે ગંભીર વાણીનું આપણે મનન કરવું ઘટે છે. આ પાશ્ચાત્ય આસુરી શાસ્રો અંગ્રેજી કેળવણી દ્વારા આપણા સમાજમાં પેસી ગયાં છે. અંગ્રેજી કેળવણીએ જ્યારથી ગુરુસ્થાન લીધું ત્યારથી જ આ શાસ્રો પર આપણી અચળ શ્રદ્ધા ચોંટી ગઈ. ગાંધીજી જેવા અને દાસબાબુ જેવા દેશહિતચિન્તકો જ્યારે આપણને કહે છે કે 'પાશ્ચાત્ય શાસ્રોએ આપણો બુદ્ધિભેદ કર્યો છે, પાશ્ચાત્ય શાસ્રોએ આપણને ભરમાવ્યા છે' ત્યારે આપણા કેળવણીકારોએ અને ખાસ કરીને રાષ્ટ્રીય કેળવણીકારોએ તીવ્ર વિચાર કરવા પર જવું જોઈએ. પાશ્ચાત્ય માન્યતાઓ ઉપર રચાયેલાં આ શાસ્રોનો જ્યાં સુધી આપણે પુનઃસંસ્કાર નહિ કરીએ, જ્યાં સુધી તેમને આપણે દ્વિજ નહિ બનાવીએ, ત્યાં સુધી તેમને રાષ્ટ્રીય કેળવણીમાં સ્થાન આપીએ કે ન આપીએ એ સવાલ વિચારવા જેવો છે. કંઈ નહિ તો આ શાસ્રો કઈ માન્યતાઓ ઉપર રચાયેલા છે, અને તે માન્યતાઓ કેટલે દરજ્જે સાચી છે તથા કેટલે દરજ્જે ભ્રામક છે તેનું વિવરણ આ શાસ્રો સાથે જ કરવામાં આવે એટલો તો નિયમ હોવો જ જોઈએ, અને આપણા લોકોએ ધર્મશાસ્રમાં આ બધું શાસ્રોની કેવી વ્યવસ્થા કરી છે એનું પણ અધ્યયન થવું જોઈએ.

જેમ સ્વરાજ્યની માગણી કર્યે ચાલે નહિ, પણ રાજ્યતન્ત્રમાં ફેરફાર કરવો જોઈએ—પુરુષાર્થપૂર્વક ફેરફાર કરવો જોઈએ, તેમ રાષ્ટ્રીય શિક્ષણનું પણ છે. આજે કેટલાયે સુશિક્ષિતોને અસહકારનું તત્ત્વ ગળે ઉતરતું નથી, વિરોધ કરતાં અસહકાર વધારે અસરકારક છે એની ખાતરી થતી નથી અને શત્રુ સામે લડતી વખતે સ્વેચ્છાપૂર્વક કરેલા આપભોગથી આપણને લાભ જ થાય છે એ સિદ્ધાન્તમાં શ્રદ્ધા ચોંટતી નથી, એનું કારણ તે લોકોની દેશભક્તિ ઓછી છે એ નથી, પણ તેમને મળેલી કેળવણી જ ખોટી છે અને તે ખોટી કેળવણીની અસર તેમના ઉપર સંગીન થયેલી છે.

પાશ્ચાત્ય રાજનીતિનું સાચું સ્વરૂપ જર્મન પ્રોફેસર ટ્રીટ્સ્કેએ બરાબર આપ્યું છે. ધર્મઅધર્મ, નીતિઅનીતિના વિધિનિષેધ અને મહાત્મા ઇશુ ખ્રિસ્તનો ઉપદેશ વ્યક્તિવ્યક્તિના સંબન્ધને માટે છે. સ્ટેટનત એ જુદી જ વસ્તુ છે. રાષ્ટ્રહિતને માટે ગમે તે કરી શકાય. રાષ્ટ્રને માટે વ્યક્તિ આપભોગ આપે, પણ ધર્મને માટે રાષ્ટ્ર કશો આપભોગ આપવાને બંધાયેલું નથી, કેમકે રાષ્ટ્ર કરતાં મોટું કશું છે જ નહિ. આ યૂરોપનો વ્યવહારધર્મ છે. યૂરોપનાં રાષ્ટ્રો—કેટલાંક રાષ્ટ્રો આ રાષ્ટ્રધર્મને મર્યાદાઓ છે એમ સ્વીકારે છે અને તે પ્રમાણે વર્તે છે. પણ આપણે ત્યાં કેટલાક કેળવાયેલા આ રાષ્ટ્રપૂજાધર્મના ગુરુનો પણ પરાભવ કરવા તત્પર થયા છે. 'शठं प्रति शाठ्यम्' નું રૂપાન્તર 'રાષ્ટ્રવિરોધીઓ પ્રત્યે શાઠ્ય.' એવું થઈ ગયું છે. ત્યાથી 'પોતાના પક્ષના

વિરોધીઓ પ્રત્યે પણ સાધુતા' એવો ફેરફાર થતાં બહુ વાર લાગતી નથી, અને આખરે 'પોતાના વિરોધીઓ પ્રત્યે સાધુતા—પોતાનો વિરોધ કરશે એવી જેની વિશે શંકા હોય અગર સંભવ હોય તેની પ્રત્યે પણ સાધુતા' અને અન્તે પ્રત્યેક પ્રતિ સાધુતા, એવું દીન અને નિન્દ્ય સ્વરૂપ થઈ પડે છે.

સમાજશાસ્ત્રમાં પણ કેટલીક વાર વ્યક્તિના સુખોપભોગ એ જ આદર્શ થઈ જાય છે, અને કેટલીક વાર સમાજનો જુલમ એટલો બધો વધી જાય છે કે વ્યક્તિ એ સમાજનું ભક્ષ્ય બની જાય છે. અને સંપત્તિશાસ્ત્ર વિષે તો પૂછવું જ શું? ઓછામાં ઓછા શ્રમથી વધારેમાં વધારે ધન શી રીતે મેળવી શકાય એની બધાર જોવાની આ શાસ્ત્ર ના જ પાડે છે. સંપત્તિશાસ્ત્રને ભૂખમરાનું શાસ્ત્ર કહીએ તોપણ ચાલે, એટલે કે ભૂખમરો મટાડવાનું શાસ્ત્ર નહિ પણ પોતે સંપત્તિમાન થવા માટે દુનિયામાં બીજે બધે ભૂખમરો પેદા કરવાનું શાસ્ત્ર. સંપત્તિશાસ્ત્રીઓ આવી વ્યાખ્યા સામગ્રી સ્વીકારે તો ખરા, પણ યુરોપનો ઇતિહાસ જોતાં આ જ વ્યાખ્યા સાચી છે એમ લાગે છે.

યુરોપના વિદ્વાન લોકોએ એ જ વિચારો કંઈ ઓછા નથી કર્યા, પણ પ્રત્યક્ષ વ્યવહારમાં—રાષ્ટ્રીય વ્યવહારમાં ઉપર વર્ણવેલાં સ્થૂલ આસુરી શાસ્ત્રો જ અમલમાં આવે છે અને તેમની જ અસર આપણા દેશો પર પણ પડે છે.

તેમનાં જ શાસ્ત્રો રાખી તેમાં સુધારાવધારા કરી તરતને માટે ચલાવી લેવાય, પણ એ કંઈ સાચો ઉપાય નથી. આપણે આપણા પોતાના સામાજિક જીવનનો આદર્શ નક્કી કરી તે પ્રમાણે નવેસર આપણું ધર્મશાસ્ત્ર ઘડવું જોઈએ અને તે જ રાષ્ટ્રીય ઉન્નતિનો પાયો થવો જોઈએ. આ કામ હેલું નથી, સ્વરાજ્ય મેળવવા જેટલું જ અઘરું છે પણ સાચું સ્વરાજ્ય આમાં જ છે. દેશબન્ધુની ગંભીર વાણીથી પ્રેરાઈને આજના વિદ્વાન દેશભક્તો એ દિશા તરફ વળે તો દેશનું એ એક મોટું સદ્ભાગ્ય જ ગણવું જોઈએ. ગાંધીજીએ જેમ 'હિન્દ સ્વરાજ' લખ્યું છે તેમ દેશબન્ધુ પણ આપણને પોતાના ચિન્તનનો સાર આપી દે તો કેવું સારું?

# સુધારાનું સૂળ

રેલવેમાં કેટલીક વાર ભીડ ન હોય તોપણ લોકો ટંટા કરે છે. દરેક જણ પોતા પૂરતી જગા લઈને બેસી જાય તો બધા સુખેથી બેસી શકે પણ કેટલાક લોકો અકારણ સ્વાર્થી અને મનુષ્યશત્રુ હોય છે. લડીને જેટલી જગા રોકી શકાય તેટલી રોકું ત્યારે જ એ તેમની ટેક હોય છે. બને તેમ

ડરવી જ જોઈએ, બળવાન હોય તો હમેશાં તેની બીક મનમાં રાખવી જોઈએ, અને તેની સાથે કારવાઈ કરવું જોઈએ. પડોશીઓ સમાન બળના હોય તો નીરાંત વળે એમ પણ નથી, કેમકે સમાનતા માણસને ક્યાં રુચે છે? સરસાઈને માટે પ્રયત્ન તો ચાલવાનો જ, એટલે આખરે ત્યાં પણ અવિશ્વાસ અને વિરોધ દરેક પક્ષ એમ જ કહે છે કે બચાવને ખાતર, આત્મરક્ષણને ખાતર આમાંનું આટલું તો કરવું જ પડે છે. બે પ્રબળ રાષ્ટ્રો વચ્ચે એક નાનકડું રાષ્ટ્ર હોય ત્યારે પ્રબળ રાષ્ટ્ર એવો વિચાર કરે છે કે હું આને ન ખાઉં તો પેલો ખાવાનો જ, અને તેને ખાઈ બળિયો બનેલો તે મારા ઉપર ચડાઈ કરવાનો જ. તેના કરતાં હું જ તે અન્યાય કરી લઉં તો શું ખોટું? સામ્રાજ્યો વધે છે તે આ નિયમ પ્રમાણે.

સ્વાર્થ અને અન્યાયની આ હરિફાઈ આજે યુરોપમાં સાર્વત્રિક થઈ છે અને તે જ સિદ્ધાન્ત ઉપર તેમનું રાજકારણ ચાલે છે. એટલા માટે તે મનુષ્યસ્વભાવ જ છે એમ માનવું ભૂલભરેલું છે. આજે સુવ્યવસ્થિત પશુશક્તિને યુરોપ ભલે સુધારો માને, પણ સાચો સુધારો તો પ્રેમધર્મમાં—પડોશીધર્મમાં જ છે એ પડોશીધર્મ આપણે શ્રદ્ધાપૂર્વક કેળવવો જોઈએ. જેઓ સજ્જનતા દાખવે છે તેમની સાથે મિત્રાચારી અને જેઓ દુર્જન બની ગયા હોય તેમની સામે અસહકાર એ જ પ્રેમધર્મનો નિયમ છે. પ્રેમધર્મ સહાનુભૂતિ આપે છે, મદદ આપે છે, પણ દીન બની મદદની અપેક્ષા નથી રાખતો. પ્રેમધર્મ નિર્ભય હોય છે, અને તેથી જ પ્રેમધર્મ અમર્યાદ છે. આપણે જેના ઉપર પ્રેમ કરીયે છીયે તેની શક્તિ વધે તો આપણને બીક લાગવાની નથી. ઉલટી જેની સાથે આપણને દોસ્તી છે તે જેટલો નબળો તેટલી આપણી શક્તિ ઓછી.

જ્યાં અવિશ્વાસનું વાતાવરણ હોય ત્યાં તેને દૂર કરવા પ્રેમ અસાધારણ ધીરજ અને સહિષ્ણુતા કેળવે છે, નમ્ર થઈને ચડે છે અને ઘણી વસ્તુ જતી કરીને વિજય મેળવે છે. પ્રેમધર્મમાં ખમવાપણું થોડા દિવસને માટે હોય છે, પણ તેનો વિજય અક્ષય હોય છે. આ પ્રેમધર્મનો ઉપયોગ કુટુંબથી માંડીને રાષ્ટ્રો રાષ્ટ્રો વચ્ચેના સંબંધ સુધી ફેલાવવો એ જ બધા સુધારાનું મૂળ છે, અને ફળ પણ તે જ છે.

# સંયમમાં સંસ્કૃતિ

સયમ એ સસ્કૃતિનુ મૂળ છે નબળાઈ, વિલાસિતા અથવા લાચારીના વાતાવરણમા હોય ત્યારે સસ્કૃતિનો ઉદ્ભવ થતો નથી અને વિકાસ પણ થતો નથી પાણીમા રહી શુદ્ધ ઘડાઈ ગળાયાની પ્રક્રિયા જેમ શુદ્ધ હોય છે, તેમ સયમની ગાળણે નિર્મળ થયેલી સસ્કૃતિ પાવનકારી અને દીર્ઘજીવી હોય છે

ઋષિઓએ તપ અને બ્રહ્મચર્ય દ્વારા મૃત્યુ ઉપર વિજય મેળવી એક અમર સસ્કૃતિને જન્મ આપ્યો. બુદ્ધ, મહાવીર અને તેમના શ્રમણોની તપશ્ચર્યાને પરિણામે અનેક સામ્રાજ્યો અને આર્ય સસ્કૃતિ વિસ્તાર પામ્યા શંકરાચાર્યની તપશ્ચર્યાથી હિન્દુ ધર્મનુ રક્ષણ થયુ ગુરુ નાનકના તપ વડે જ અહિંસાત્મક દેવળો સાધુ અને સયમી જીવન ગાળીને જ શીખ ગુરુઓએ પજાબમા જાગૃતિ આણી ત્યાગના નિયમો નીચે જ સાદા ભગત લોકોએ નવો માર્ગ સ્થાપ્યુ બગાળમા ચૈતન્ય મહાપ્રભુ ગુણ બુદ્ધિ ધારાની ફરી પણ જાણતા નહિ, તેથી જ બગાળની વૈષ્ણવ સસ્કૃતિ વિકાસ પામી સયમમા જ નવી સસ્કૃતિઓ ઉત્પન્ન કરવાનુ સામર્થ્ય છે સાહિત્ય સ્થાપત્ય સગીત, કલા અને વિવિધ ધર્મવિધિઓ સયમની પાછળ પાછળ આવે છે સયમ પ્રથમ તો કર્કશ અને નીરસ લાગે છે, પણ તેમાંથી જ સસ્કૃતિના મધુર ફળો આપણને મળે છે

જેઓ કલા તરફ પક્ષપાત બતાવી સયમને ઉતારી પાડવા માગે છે તેઓ સસ્કૃતિની જડ ઉપર જ કુહાડી મારે છે

# પંચમહાપાતક

શાસ્ત્રોમા અનેક જાતના પાપો વર્ણવેલા છે જૂઠું બોલવુ, હિંસા કરવી, ચોરી કરવી વગેરે અનેક પાપો છે જ પણ પાપોનો એક બીજો પ્રકાર છે, જેનો નામોચ્ચાર અને નિષેધ થવાની જરૂર છે સામાન્ય પાપો કરતા આ પાપો ઓછા ભયકર નથી ભયભીત દશામા રહેવુ, અન્યાય સહન કરવો, પડોશી પર થતો અન્યાય મૂગે મોઢે જોયા કરવો, આળસમા આયુષ્ય વીતાડવુ અને અજ્ઞાન દશા દૂર કરવાનો પ્રયત્ન ન કરવો—આ પણ પચમહાપાતક છે. આમા પોતાના આત્મા પ્રત્યે દ્રોહ છે દુનિયામા જ્યા

જ્યાં અન્યાય થાય છે ત્યાં ત્યાં જુલમ ગુજારનાર પોતે તો પાપી હોય જ છે, પણ જુલમ સહન કરનાર પણ ઓછું પાપ નથી કરતો જે માણસ દુર્બળ કે બીકણ થઈ બીજાઓને જુલમ કરવાના મોહમાં નાખે છે તે સમાજનો ઓછો દ્રોહ નથી કરતો. યાત્રાના સંઘમાં પણ જે લોકો સૌથી ધીમે ચાલતા હોય તેમની ગતિએ જ સંઘને ચાલવું પડે છે નબળા લોકો સંઘની ગતિને રોકે છે. તે જ પ્રમાણે જે લોકો મનુષ્યની જીવનયાત્રામાં પોચા અને બીકણ હોય છે તે પણ મનુષ્યની પ્રગતિને રોકે છે. જેમ આપણે નબળાઓનો સંઘાથ પસંદ કરતા નથી તેમ ઉન્નતિને પંથે ચાલનાર જાતિઓ નબળા અને અન્યાયસહિષ્ણુ લોકોને પસંદ કરતી નથી

* * *

પણ માનવી સંઘમાં પસંદગી કરવાનું કોઈના હાથમાં નથી ઈશ્વરે જ એ સંઘ તૈયાર કર્યો છે અને તે પોતે જ એનો સંઘપતિ છે માટે આપણે જેટલે દરજ્જે આ સંઘમાં પાછળ પડીએ તેટલે દરજ્જે આપણે તે સંઘનાયકનો દ્રોહ કરીએ છીએ

* * *

અજ્ઞાન રહેવું એ પણ એક મહાપાપ છે જેટલું જ્ઞાન આપણી આકલનશક્તિની અંદર આવી શકે અથવા જેટલું જ્ઞાન જીવનયાત્રાને માટે આવશ્યક હોય તેટલું ન મેળવવું એ સંઘદ્રોહ અથવા સમાજદ્રોહ જ ગણાય ખાસ કરીને જેમના ઉપર અનેક લોકોને દોરવાની ફરજ આવી પડી છે, જેઓ સમાજના આગેવાન કે નેતા ગણાય છે તેઓ જો દુનિયાની સ્થિતિથી, હાલના સામાજિક આદર્શોથી અને દુનિયા આગળના મહાન સવાલોથી વાકેફ ન રહે તો તેમને સમાજઘાત કર્યાનું પાપ લાગે હિન્દુ સમાજમાં ગુરુ અને સાધુ એ બે વર્ગ સમાજની આગેવાની કરતા આવેલા છે એક શ્રીમન્ત હોય છે જ્યારે બીજો અકિંચન હોય છે એકનો પરિવાર મોટો છે, જ્યારે બીજો પરિવાર વગરનો હોય છે એક સત્તા વડે કામ કરે છે, બીજો સત્ય વડે એકમાં હોય છે પ્રભુત્વ, બીજામાં હોય છે વૈરાગ્ય આવા પરસ્પર ભિન્ન જીવન વાળા અને પરસ્પર ભિન્ન આદર્શ વાળા વર્ગના હાથમાં સમાજની આગેવાની સોંપી પ્રાચીન કાળમાં સમાજવ્યવસ્થાપકોએ સામાજિક ઉન્નતિનો રસ્તો સુરક્ષિત કર્યો હતો પણ દુર્ભાગ્યે આ બન્ને વર્ગને પોતાની સંપૂર્ણતાનો ભ્રમ નડ્યો બન્ને વર્ગે અજ્ઞાન રહેવાનું પાપ કર્યું અને સમાજદ્રોહ તેમને માથે આવી પડ્યો સાધુઓ ષડ્દર્શનપ્રવીણ ભલે થાય, દશગ્રન્થ તેમણે મ્હોંડે ભલે કર્યા હોય પણ જ્યાં સુધી તેઓ જગતની પરિસ્થિતિ સમજે નહિ, સમાજની નાડ ક્યાં છે તે પારખે નહિ અને ઉન્નતિનો રસ્તો કઈ દિશામાં છે તે સમાજની ભાષામાં સમાજને કહી

રહેવાસીને અને હિન્દુસ્તાનની ગરીબ રૈયતને પોતાના લશ્કરનો ખર્ચ ચલાવવા નીચોવી કાઢે એમાં તાત્ત્વિક ભેદ નથી. આફ્રિકાના જંગલી લોકો બીજા માણસને મારી ખાય અને કેટલાક મુલકોની મજૂરીથી કરી ખાય એમાં પણ તાત્ત્વિક ભેદ નથી. કોઈ દેશ પર ચડાઈ કરી લાખો લોકોને મારી નાખવા કરતાં તેમની પાસેથી જબરદસ્તીથી કે છળકપટથી નાહક મજૂરી કરાવવી અને તેમને ગીરમીટીઆની સ્થિતિએ પહોંચાડી દેવા એમાં ઓછો મનુષ્યવધ નથી.

પારકાનું લોહી વહેવડાવવું એના જેટલું મોટું પાપ નથી, તેમજ સ્વેચ્છાપૂર્વક અને જ્ઞાનપૂર્વક પોતાના લોહીનું બલિદાન કરવું એના જેવું પ્રાયશ્ચિત્ત નથી. બીજાનું લોહી લેવાને બદલે પરસેવો લેવાનો જેમ નવો પ્રકાર દુનિયામાં નીકળ્યો છે તેમ પોતાના લોહીનું બલિદાન આપવાને બદલે પોતાનો પરસેવો આપવો એ પણ સચોટ પ્રાયશ્ચિત્ત છે. પાપી માણસ ગમે ત્યારે પારકાનું લોહી લઈ શકે છે, પણ પારકાનો પરસેવો તો તેના સહકારથી જ મળી શકે છે. એથી ઊલટું, પ્રાયશ્ચિત્તમાં જ્યાં આપણે લોહી આપવા તૈયાર થયે છીએ ત્યાં જાલિમ આપણને મદદ કરે તો જ આપણે પોતાનું લોહી આપી શકીએ છીએ. પંજાબ સરકારની મદદ ન હોત તો શું અકાલીઓને ધર્મને અર્થે પોતાનું લોહી અર્પણ કરવાની તક ક્યાંથી મળત? પણ આપણો પરસેવો તો આપણે સ્વેચ્છાથી ગમે ત્યારે બલિદાનમાં આપી શકીએ છીએ. તેમાં જાલિમની મદદની જરૂર નથી. રાષ્ટ્રીય પ્રાયશ્ચિત્તમાં, આત્મશુદ્ધિમાં સ્વાતંત્ર્યની પ્રીત્યર્થે બલિદાનમાં પોતાનો પરસેવો, પોતાની મહેનત, અવિશ્રાન્ત શ્રમ અર્પણ કરવા પોતાની દયા ખાધા વગર કામ કરવું તેનું જ નામ રચનાત્મક કાર્યક્રમ. રચનાત્મક કાર્યની બહાદુરી બહાર દેખાવાની નથી, પણ તેથી કંઈ તે ઓછી થતી નથી. જેને સ્વરાજ્ય જોઈએ છે તેણે હમેશાં પોતાનું લોહી આપવાની તૈયારી રાખવી જોઈએ અને તેવી તક મળે ત્યાં સુધી રચનાત્મક કાર્યમાં પોતાનો પરસેવો ઉતારવો જોઈએ, અને સાથે સાથે નિશ્ચય રાખવો જોઈએ કે હું ન તો કોઈનું લોહી રેડવાનું પાપ કરીશ કે ન તો કોઈનો પરસેવો ઉતરાવી તેનો ગેરલાભ લઈશ.

## રૂપાન્તર અને દેહાન્તર

કોઈ સહૃદય માણસ બે ભિન્ન વસ્તુ વચ્ચે કાંઈ પણ આશ્ચર્ય અને આનન્દ પમાડે એવું સામ્ય જુએ છે અને અન્ય લોકોમાં પણ એ જ સહૃદયતા છે એની

અહીંથી સૂઝેલું સામ્ય ઉપમાના રૂપમાં વ્યક્ત કરે છે. બીજો માણસ એ જ ઉપમા બીજાને બતાવે છે અને તેમ કરતાં કરતાં લગભગ આખો સમાજ ભાષાના એ અલંકારથી વાકેફ થઈ જાય છે. સમય જતાં એ ઉપમાનું નાવીન્ય અને ચમત્કૃતિ ઓછાં થવાથી તે નીરસ બને છે. પછી દૂધને કઢીને જેમ આપણે તેની મીઠાશ વધારીએ છીએ તે જ પ્રમાણે આ ઉપમાના શબ્દોને ઓછા કરીને આપણે એનું રૂપક બનાવીએ છીએ. રૂપક એ સમાજની અને ભાષાની ઉન્નતિનું ચિહ્ન છે. અમુક સંસ્કાર પ્રાપ્ત થયા વગર રૂપક ઉત્પન્ન થતું નથી. વિભક્તિ પ્રત્યય ઉડાડીને આપણે સામાસિક શબ્દ બનાવીએ છીએ એ પણ ભાષાની અને મનુષ્યની વિચારશક્તિની ઉન્નતિ બતાવે છે. સમાસની અંદર રહેલું ઓજસ્ એ વિચારશક્તિનું ઓજસ્ છે. કાળે કરીને આ સમાસ અથવા આ રૂપક બધે ફેલાય છે, બધા લોકો તે વાપરે છે, અંતે પછી એનાં મૂળમાં બે વસ્તુઓ વચ્ચેનો સંબન્ધ છે એ ભાવ પણ આપણે ભૂલી જઈએ છીએ. 'આમ ધીમે ધીમે ચાલીએ તો પાર ન આવે,' એ વાક્યમાં નદી અથવા સમુદ્ર ઓળંગી જવાની કલ્પના છે એ પણ આપણે લગભગ ભૂલી ગયા છીએ.

આ આલંકારિક ભાષામાં પ્રૌઢતા છે, પણ તેનો સાર્વત્રિક વ્યવહાર થવાથી તેનો પ્રાણ નીકળી ગયો છે અને તેની અંદર રહેલા સંસ્કારનું ખોખું માત્ર રહેલું છે. ભાષામાં શબ્દરચના વધી પણ તેટલું અર્થવાહિત્વ ઓછું થયું. તે અર્થવાહિત્વને જવા ન દેવું અથવા ગયું હોય તો એનો પુનરુદ્ધાર કરવો એ શિક્ષણનું કાર્ય છે. નવી ઉપમાઓ શોધી કાઢવી, નવા સંસ્કારો નાખવા એ જેટલું મહત્ત્વનું છે તેટલું જ મહત્ત્વનું ભૂંસાઈ ગયેલા અથવા ભૂંસાઈ જતા જૂના સંસ્કારોને ફરી જાગૃત કરવા એ છે. આપણે શબ્દોની, અલંકારોની વ્યુત્પત્તિ શોધી કાઢવી એને ઉચ્ચ કેળવણીનું મહત્ત્વનું અંગ માનીએ છીએ તેનું કારણ પણ એ જ છે. 'કુશલ', 'અનુકૂલ', 'ગોત્ર', 'અલંકાર' વગેરે શબ્દોની વ્યુત્પત્તિ ખોળવાથી આપણને કેટલોક જૂનો ઇતિહાસ મળે છે, અને પછી એના એ શબ્દો વાપરીને પણ આપણે ઉંડો અર્થ વ્યક્ત કરી શકીએ છીએ. શબ્દોનો ઇતિહાસ જાણવાથી શબ્દની શક્તિનું બરાબર માપ કાઢી શકાય છે. દરેક શબ્દનું કુળગોત્ર ઓળખવાથી આપણી ભાષા શુદ્ધ અને પ્રતિષ્ઠિત થાય છે એટલા માટે જ શ્રદ્ધેય આદિ-ગ્રન્થોનું અધ્યયન કરવું એ કેળવણીમાં મહત્ત્વનું ગણેલું છે. આદિગ્રન્થોનું અધ્યયન કરીને આપણે વિચારોનું અને ભાષાનું મૂળ જાણીએ છીએ.

ભાષાની વૃદ્ધિમાં રહેલું આ તત્ત્વ જોઈને કેળવણીમાં આપણે તેનો ઉપયોગ કરીએ છીએ તે જ પ્રમાણે આપણા આચારો અને રિવાજો વિષે થવું જોઈએ. સામાજિક સુખાકારી માટે કાંઈ પણ કરવાની વૃત્તિ મનમાં

# સુધારાની ખરી દિશા

મનુષ્યની સ્વાભાવિક વૃત્તિઓ અને તેની સદ્બુદ્ધિ એકબીજાને અનુકૂળ (સમરસ) જ્યારે થશે ત્યારે થશે, આજે તો વસ્તુસ્થિતિ તેવી નથી જ. આજે એ બેમાં વિરોધ છે. આજે જે મધુર લાગે છે તે પથ્ય નથી હોતું, જે સુખકર લાગે છે તે કલ્યાણકર નથી હોતું, જે પ્રેય હોય છે તે શ્રેય નથી હોતું. કર્તવ્યનો માર્ગ દુઃખદ લાગે છે અને સુખનો માર્ગ હિતકર નથી હોતો. આપણી સ્વાભાવિક વાસનાઓ આપણને આપોઆપ પશુજીવન તરફ ખેંચી જાય છે. ઈશ્વરે માણસને પશુના કરતાં વિશેષ એવી વિવેકબુદ્ધિ આપેલી છે. પશુઓને કાર્યાકાર્યવિચાર નથી હોતો, માણસને એ વિચાર કરવો પડે છે. પણ આપણી વાસનાઓ ઘણી વાર એટલી બળવાન થઈ જાય છે કે વિવેકબુદ્ધિને દાબી દઈ તે તર્કશક્તિને પોતાને તાબે કરી લે છે. પછી એ તર્કશક્તિ ન્યાયઅન્યાયનો કશો વિચાર ન કરનાર પેટભરુ વકીલની જેમ વાસનાનો પક્ષ લે છે. જે સુખકર હોય તે જ કલ્યાણકારી છે, પ્રેય હોય તે જ શ્રેય છે એવું પુરવાર કરવામાં તર્કશક્તિ ખર્ચાય છે. ભોગમાં રહેલો આનન્દ ભુલાઈ જઈ ભોગની લાલસા વૃદ્ધિ પામે છે અને તર્કશક્તિ મધુર વાણીથી કહે છે કે મનુષ્યજન્મ ભોગને માટે જ છે, ભોગ ભોગવવાનો મનુષ્યનો હક છે એ હક તેણે ભોગવવો જોઈયે. ભોગમાં જ માનવજીવનની સફળતા રહેલી છે. ભોગક્ષમતા એ જ સંસ્કૃતિ છે, એ જ સુધારો છે. આ રીતે જે અધર્મ હોય તે જ ધર્મ છે એવું લાગવાથી આત્મવંચના થાય છે.

આ રીતે ઘણા લોકો વાસનાને વશ થયેલા છે. 'સુ' કોને કહેવું ને 'કુ' કોને કહેવું એ જ સૂઝે એવું રહ્યું નથી. ઉચ્છૃંખલ મનને તર્કશક્તિનો ટેકો મળ્યો એટલે પછી અનર્થપરંપરાને કોણ રોકી શકે? જેનાથી આત્મસંયમ નથી થઈ શકતો તેને મનુષ્યજાતિ કેટલે ઊંચે ચડી શકે છે એની કલ્પના શી રીતે આવી શકે? એવા લોકો માનવજાતિનું ધ્યેય શી રીતે નક્કી કરી શકે? માનવજાતિનું ધ્યેય શામાં રહેલું છે, કઈ વૃત્તિઓ ઉચ્ચ ગણાય, આર્યજીવન કેવું હોય, અર્હત્પદનો માર્ગ કયો, સમાજનું અન્તિમ ધ્યેય શું, આ બાબતોનો નિર્ણય આવા અનધિકારી માણસો નહીં કરી શકતા. ધનલોભથી હૃદયશૂન્ય થયેલા કૃપણને પૂછશો તો તે કહેશે 'પૈસો' પૈસો એ જ માનવજાતિનું ધ્યેય છે; અર્થો હિ કેવલમ્. શૃંગારપૂર્ણ નવલકથાઓ વાંચીને બગડેલા લોકોના શીલપક્ષને પૂછશો તો તે તરત રમ્યા રામા મૃદુતનુલતા ની વાતો કરવા લાગશે. એ જ રીતે ક્રિકેટ ટેનિસ રમનારાઓ કહેશે કે અમારી રમતોથી જ મનુષ્યની ઉન્નતિ થવાની છે. ગાવુંબજાવવું, ચોપટ, નાટકો, કે શતરંજ ખેલવા, શરતો મારવી, રફીઓ પતંગ વગેરે

છન્દમાં તલ્લીન થઈ ગયેલા લોકોને પૂછવું કે બોલો, માનવજાતિનું અન્તિમ ધ્યેય શું છે? અને પછી તેમના એકએકના ઉત્તર સાંભળી લેવા.

જેણે પોતાની પ્રવૃત્તિ પર વિજય મેળવ્યો છે, જેનું મન ક્ષુદ્ર સ્વાર્થને વશ થતું નથી એવા આત્મસંયમી સામ્યસ્થિત માનવ મહાત્મા જ મનુષ્યનું ધ્યેય શામાં રહેલું છે તે બરાબર સમજી શકે. કોર્ટમાં ન્યાય તોળાય છે એ જેમ પક્ષકારો જોઈ શકતા નથી, નિષ્પક્ષપાત પંચ જ તે જોઈ શકે છે, તેમ માનવજાતિનું ધ્યેય શું છે તે નિર્ણય અને કથન એવા સ્મૃતિકાર સમાજવ્યવસ્થાપક જ કરી શકે. પોતાની પ્રવૃત્તિ પર વિજય મેળવીને મનુષ્યપ્રાણી કેટલો ઊંચે ચઢી શકે છે એ બુદ્ધ, ખ્રિસ્ત, તુકારામ વગેરે જેવા અનેક મહાત્માઓએ પ્રત્યક્ષ ઉદાહરણથી બતાવી દીધું છે. દુનિયાના સર્વ દેશોમાં, સર્વ જાતિઓમાં, સર્વ ધર્મોમાં અને સર્વ યુગોમાં એવા દેવમનુષ્યો ઉત્પન્ન થયા છે. આ ઉપરથી કોઈ પણ માણસ જો પ્રયત્ન કરે તો તે ભૂમિકાએ પહોંચી શકે એ વાત નિર્વિવાદ સિદ્ધ થાય છે.

મનુષ્યપ્રાણી પોતાના પુરુષાર્થથી શું શું કરી શકે છે, ક્યાં સુધી પોતાની ઉન્નતિ કરી શકે છે એનો પદાર્થપાઠ આપવા માટે, મનુષ્યપ્રાણીને તેનું ધ્યેય શું છે તે નક્કી કરી આપવા માટે જ પરમેશ્વર અવતાર લઈને, માનવદેહ ધારણ કરીને માનવી કૃતિઓ કરે છે એમ કહેવાય છે એનું રહસ્ય પણ આ જ છે. ધ્યેય એ માનવજાતિની ઉન્નતિની પરિસીમા છે. ધ્યેય એ વિશિષ્ટ કાળ, વિશિષ્ટ વ્યક્તિ અને તે વ્યક્તિની શક્તિ પ્રમાણે બદલવાનું નથી હોતું. એક પણ માણસે જો એ ધ્યેયો પ્રાપ્ત કરી બતાવ્યું હોય તો તે શક્ય કોટિમાં જ ગણાવું જોઈએ.

આ દૃષ્ટિએ જોતાં મનુષ્યના ધર્માધર્મના બે છેડા નક્કી થાય છે. એક છેડે વિષયલોલુપતા, આહારનિદ્રાભયાદિ પશુધર્મ, ધનલાલસા, સ્વાર્થ અને હક હોય છે. બીજે છેડે નિર્વિષયતા, નિર્ભયતા, ઇન્દ્રિયદમન, પરોપકારપરાયણતા અને કર્તવ્ય એટલાં વાનાં હોય છે. દરેકે પોતાની શક્તિ અને પરિસ્થિતિ પ્રમાણે આ ઉચ્ચ ધ્યેયો કૃતિમાં ઉતારવાનો પ્રયત્ન કરવો જોઈએ. પણ આપણી પાછળ રહેલાઓને જંગલી અથવા પાપી કહી ધિક્કારવા ન જોઈએ; તેમ જ આપણા કરતાં વધારે હિંમતવાનોને પાગલ કહેવા પણ નહિ ચાલે. અને ગમે તે થાય તોપણ ઉચ્ચતમ ધ્યેયને કોઈ પણ કાળે અશક્ય—અસાધ્ય ગણવું એ ભૂલભરેલું જ થશે; કારણ કે ધ્યેયો જો એકવાર પણ તેના ઉચ્ચ આસનથી હેઠે પાડીશું તો તેનો વિનિપાત શતમુખ નહિ પણ અનન્તમુખ થશે. જે સ્થિર નથી તે ધ્યેય શાનું? અને તેને માટે સ્નેહ, દયા, સુખ અને જીવ એ બધાંને તિલાંજલિ આપવા તૈયાર

થાય એટલી નિષ્ઠા પણ શી રીતે પેદા થાય? તેથી ધ્યેયનું સ્થાન ચળવા દેવું ન જોઈએ આરાધ્ય દેવ પ્રમાણે સર્વકાળ તેની ઉપાસના થવી જોઈએ, અને ધ્યેયની સાથે ઉત્તરોત્તર સાલોક્ય, સાન્નિધ્ય, સારૂપ્ય અને સાયુજ્ય મેળવવાનો પ્રયત્ન થવો જોઈએ જેઓ પાછળ રહ્યા હોય તેને આગળ લઈ જવા જોઈએ. જે આગળ ગયા હોય તેમણે એથી આગળ વધવું જોઈએ. ધ્યેયને પહોંચતા સુધી કોઈએ પણ થોભવું ન જોઈએ

બધો સામાજિક સુધારો આ ઉચ્ચ ધ્યેયની, કર્તવ્યની, ઇન્દ્રિયનિગ્રહની અને સંયમની દિશાએ થવો જોઈએ. જે નીચે હોય તેમને ઉંચે લાવવા જોઈએ જે ઉંચે હોય તેમને નીચે લાવવા, પવિત્ર ધ્યેય નજીને સુખકર માનીને અવર ધ્યેય પર આવવું એ કુધારો છે, અધઃપાત છે

આજકાલ ઘણો સુધારો જોઈએ છે. પણ 'સુ' અને 'કુ' વચ્ચેનો ભેદ તો કોઈ જોતા નથી પીનલ કોડ જેમાં ગુન્હો ગણ્યો નથી, કાલે પાસ થઈને આજે રોફ માનનાર ડૉક્ટરોએ જેને નિષિદ્ધ ગણ્યું નથી તે બધું કરવાનો અમને હક છે—અમે એ કરનારા જ પૂર્વાપર પર, ઉચ્ચ મનોવૃત્તિ, આજ સુધી કેળવેલી પાવિત્ર્યની ભાવના, શાસ્ત્રો (રૂઢિઓનું તો પૂછવું જ નહિ) એ બધું અમે ફગાવી દેનારા આજના આપણા સમાજસુધારકોની મનોવૃત્તિ આવી છે એમના કાર્યક્રમની બધી બાબતો સાજન્ય છે એમ હું નથી કહેવા માગતો, પણ બધાના મૂળમાં રહેલી વૃત્તિ સામે મારો વાંધો છે ખરો. આપણા બધા સામાજિક વ્યવહારમાં ન્યાય અને ઉદારતા હોવા જોઈએ કોઈના પર ટીકા કરતી વેળા મનુષ્યપ્રાણી સ્ખલનશીલ છે, ઇન્દ્રિયગ્રામ બલવાન છે, પરિસ્થિતિ સામે મનનો નિશ્ચય ટકવો મુશ્કેલ છે, એ બધી વાતો ધ્યાનમાં લઈ ભૂલ થઈ હોય તે માટે ક્રોધ કે તિરસ્કાર ન કરતા દયા, અનુકમ્પા અને સહાનુભૂતિ જ રાખવી યોગ્ય છે સામાજિક અન્યાયો થતા હોય ત્યાં અનાથો-નું રક્ષણ અને પાલન કરવું એ પણ આપણું કર્તવ્ય છે. સામાજિક આદર્શને નીચે તાણવો એ કોઈ કાળે યોગ્ય નહિ ગણાય અને સુધારો કરવો તે સામાજિક ન્યાય, પાવિત્ર્ય અને સામર્થ્ય વધે એવો જ કરવો ઘટે

## જાતિભેદનો પ્રશ્ન

હિન્દુસ્તાન એટલે જાતિઓનું પીયર જગતમાં જેટલી જેટલી જાતિઓ છે તેમનો કોઈ ને કોઈ પ્રતિનિધિ તો હિન્દુસ્તાનમાં હોવાનો જ તેથી જ

યૂરોપીઅન લોકો હિન્દુસ્તાનને 'કાસ્ટ-રિડન કન્ટ્રી' અથવા જાતિથી દબાયેલો દેશ કહે છે. ઠેઠ વેદકાળથી માંડીને તે પરેવણિય સુધી હિન્દુસ્તાનના લોકો જાતિના પ્રશ્નનો ઉકેલ લાવવાને મથી રહ્યા છે. તેને લીધે જાતિના પ્રશ્ન પર બોલવાનો હિન્દુસ્તાનને એક પ્રકારનો અધિકાર પ્રાપ્ત થયો છે. અંગ્રેજ લોકો અહીં આવ્યા ત્યારે કહેતા હતા કે જાતિઓની ભાંજગડ તમારા જ દેશમાં છે, અમારે ત્યાં એનું નામનિશાન નથી. આપણે તે વેળાએ જગતના ઇતિહાસથી અજાણ્યા હતા. અંગ્રેજોએ કહ્યું તે આપણે ખરું માની લીધું. આજે હવે સ્થિતિ બદલાઇ છે. આપણે જાણી ગયા છીએ કે જાતિભેદ જગતના બધા જ દેશોમાં છે અને દરેક દેશે આ જાતિના પ્રશ્નનો પોતપોતાની ઢબે ઉકેલ લાવવાનો પ્રયત્ન કર્યો છે આજે જે ઇતિહાસ મળે છે તે માત્ર યુરોપીય રાષ્ટ્રો, એશિયાઈ રાષ્ટ્રો અને અમેરિકા એટલા જ દેશોનો છે. આફ્રિકા, ઑસ્ટ્રેલિયા અથવા પ્રશાન્ત મહાસાગરના અસંખ્ય દ્વીપોનો ઇતિહાસ આપણને ઉપલબ્ધ નથી, તેથી તે દેશો વિષે વિચાર થઇ શકે એમ નથી. યૂરોપના ખ્રિસ્તી રાષ્ટ્રો, એશિયામાં વ્યાપી રહેલા મુસલમાન રાષ્ટ્રો, નવા ખંડમાંનું અમેરિકા અને હિન્દુસ્તાન એટલાનો આપણે અહીં આ વિચાર કરીશું.

યૂરોપમાં જાતિઓ અનેક છે. ઔદ્યોગિક યુગને પરિણામે ધનવાન અને ધનહીન, મજૂર અને મૂડીવાળા વગેરે જે વર્ગો ઉત્પન્ન થયા છે તેને ઉદ્દેશીને મારું આ કથન નથી પણ નૉર્મન અને કેલ્ટ, ટ્યુટન અને લૅટિન, સ્લૅવૉનિક તથા સર્બિયન વગેરે જે અનેક જાતિઓ યૂરોપમાં પ્રાચીન કાળમાં હતી તે આજે પણ મોજૂદ છે. આજે કોઇ યહુદી ખ્રિસ્તી થાય તોપણ તેની 'જ્યુ' જાત તો કાયમ રહે છે જ. યૂરોપમાં રોટીબેટીવહેવારનો કશો પ્રતિબંધ નથી, છતાં આ જાતિભેદ ત્યાં ઓછો ક્ષીણ નથી થયો. મહાયુદ્ધમાં આ જાતિભેદનો પ્રશ્ન થોડોઘણો ઊભો થયો જ હતો, અને મહાયુદ્ધ પછી જે કંઈ મુલકની વહેંચણી થઈ તે પણ કેટલેક અંશે આ જાતિભેદના તત્ત્વને અનુસરીને જ થઈ. યૂરોપનો આન્તરિક ઇતિહાસ નિહાળતાં જણાય છે કે ત્યાં જાતિભેદને અંગે ઘણો ભાગ ભૌગોલિક તત્ત્વ અનુસાર પતાવવામાં આવ્યો છે. અમુક પ્રદેશમાં અમુક જાતિ વસે, અમુક દેશ પર અમુક જાતિની માલિકી કે તેની કંઇક વ્યવસ્થા કરવામાં આવેલી જણાય છે. આ વ્યવસ્થાને ભાષાભિમાનની પણ મદદ થયેલી દેખાય છે. એક જાતિના પ્રદેશમાં બીજી જાતિનું ચલણ સહેજે ચાલતું નથી. ટૂંકામાં કહેવું હોય તો યૂરોપની દરેક જાતિએ એકબીજાથી અળગી થઇને આ જાતિભેદના પ્રશ્નનો નીવેડો આણ્યો છે. બહારની જાતિઓને યૂરોપમાં પગ મૂકવા દેવો નહિ એ વિષે યૂરોપીઅનોમાં સામાન્ય એકમત હોય એમ દેખાય છે. યૂરોપીઅનો માંહોમાંહે

ગમે તેટલા ઝગડતા ને થોડી વઢવાડના હશે, પણ જૂદ તુર્કસ્તાનનું યૂરોપ માંથી ઉચાળા ભરાવી વાત આવી કે બધા એક થઈ જવાના આ થઈ યૂરોપની પદ્ધતિ.

મુસલમાન ગણ્યા સમગ્ર પણ જાતિનો આ પ્રશ્ન પહોંચેલી જોવાય છે પણ મુસલમાની ધર્મ સમાનતાના એટલે 'ડેમોક્રેટિક' તત્ત્વના પાયા પર ઊભો હોવાથી મુસલમાનોએ જાતિઓના પ્રશ્નને જુદી જ રીતે ઉકેલ્યો છે ધર્મની બાબતમાં, ધાર્મિક હકોની બાબતમાં અને સામાજિક પ્રતિષ્ઠાની બાબતમાં સઘળાં મુસલમાન તેટલા સરખા એ તત્ત્વને મુસલમાનોએ સ્વીકાર્યું છે અને અમલમાં મુક્યું છે રોટીબેટીનો સવાલ મુસલમાનોમાં ઊભો થતો જ નથી અને ભૌગોલિક વ્યવસ્થા દરેક જાતિએ પોતપોતાના કાયદાને જોરે ઠરાવી લેવી એમ નક્કી કરીને મુસલમાનોએ જાતિના પ્રશ્નનો તોડ કાઢ્યો દેખાય છે

હવે વળીએ અમેરિકા તરફ અમેરિકાએ પોતાનો ચોકો જુદો કરી પોતાની જ એક જાત બનાવી દેખાય છે યુરોપનો કોઈ પણ માણસ અમેરિકા જાય તેણે પોતાની જાત તજીને અમેરિકન જાત સ્વીકારવી જ જોઈશે, અથવા અમેરિકાનું વાતાવરણ જ એવું છે કે અમેરિકા ગયેલો માણસ અમેરિકન બની ગયા વિના રહેતો જ નથી દેશાભિમાન અમેરિકા વિષે, રહેણી અને સામાજિક આદર્શ અમેરિકન પદ્ધતિના અને ભાષા પણ અમેરિકન આ તત્ત્વને આધારે સઘળી જાતિઓને ગળી જઈને અમેરિકન જાતિ નિર્માણ થયેલી છે પણ ત્યાં સુદ્ધાં એટલેથી જ એ પ્રશ્નનો નીવેડો આવ્યો નથી કાળા હબસી લોકોને ગુલામ તરીકે લઈ ગયા હોવાથી ગોરા તે ઉંચા અને કાળા તે નીચા એવો દ્વૈતભાવ ઉત્પન્ન થયો છે પ્રાચીન કાળમાં યૂરોપમાં આ ભેદ નહોતો તેથી જ ઓથેલો જેવો કાળી ચામડી વાળો માણસ ડેસ્ડિમોના જેવી ગોરી ચામડીની યુવતી સાથે રંગભૂમિ પર લગ્ન કરે તે જોઈને યૂરોપીઅન પ્રેક્ષકોનું લોહી ઉકળી જતું નહિ પણ આજે નીગ્રો જાતિનો આગેવાન અમેરિકન રાષ્ટ્રાધ્યક્ષની સાથે એક પંક્તિમાં ભોજન કરે તો તેમાં પણ સભ્યતાનો ભારે ભંગ થયો મનાય છે એટલું જ નહિ પણ ગોરો ટાંગાવાળો કાળા ડાક્ટરો સુદ્ધાં પોતાના ટાંગામાં બેસાડવાની ના પાડે છે એટલે અમેરિકામાં જાતિભેદના પ્રશ્નનો નિકાલ આવ્યો નથી એ ચોક્કસ વાત છે

ચીનમાં તાર્તાર માંચૂ અને મંગોલિયન જાતિઓમાં અપ્રતિબન્ધ રોટીબેટીવ્યવહાર ચાલુ હોવા છતાં અને સૌનો મુખ્ય ધર્મ એક હોવા છતાં ત્યાં જાતિદ્વેષનો અભાવ છે એવું નથી

હિન્દુસ્તાન તો જાતિઓનું પીયર, એટલે એનું તો પૂછવું જ શું? અહીં

સર્વ પ્રકારની જાતિઓ ભેગી મળી છે, એટલું જ નહિ પણ જાતિભેદના પ્રશ્નનો ઉકેલ આણવાના સઘળા ઉપાય અહીં અજમાવી જોવામા આવ્યા છે. જાતિ જાતિ વચ્ચે યુદ્ધ કર્યાં. અનેક જાતિના મિશ્રણ કરી જોયા એક જાતિમા અનેક વિભાગ પાડી જોયા. જાતિવાર ભાષા અને લિપિ ઠરાવી જોઈ. જાતિના રંગ નક્કી કર્યા. ધંધાવાર જાતિ ઠરાવી. ધાર્મિક મત અનુસાર જાતિની વ્યવસ્થા કરી. ખાવાપીવાના અને પહેરવેશના ભેદ પ્રમાણે જાતિઓ પાડી જોઈ. જાતિભેદનો વિરોધ કરી જોયો. જાતિ વિરોધ દર્શનના ઘડાવી જોઈ. અનુલોમ પ્રતિલોમ વિવાહ કરી જોયા. રાજશાસનથી જાતિવ્યવસ્થા રચી જોઈ. જાતિઓનો ઉચ્ચનીચ ક્રમ નક્કી કર્યો. પરસ્પર અધિકાર અને પ્રાયશ્ચિત્તવિધિ ઠરાવી જોયા અને તે અણ[illegible] ગણી જોયા. બહારથી આવેલા લોકોને કદી કદી પોતાના વાડામા દાખલ કરી લીધા. કદી કદી તેમની સ્વતન્ત્ર જાતિઓ બનાવી. કેટલીક જાતિઓને હિન્દુ ધર્મમા રાખી છતા તેમની તરફ પરાયાપણાનો સબન્ધ રાખ્યો, અને કેટલીક પરધર્મમાં ગયેલી જાતિઓને પણ પોતીકી ગણીને તેમની સાથે રોટીબેટીવહેવાર કાયમ રાખ્યો. એટલું જ નહિ પણ હિન્દુ ધર્મમા રહે ત્યા સુધી અસ્પૃશ્ય અને પરધર્મમા દાખલ થાય કે તરત જ સ્પર્શયોગ્ય ગણવા જેવા વિચિત્ર અખતરા પણ અજમાવી જોયા. હિન્દુસ્તાને એક પણ અખતરો અજમાવવો બાકી રાખ્યો નથી. આ રીતે જાતિભેદનો આ પ્રશ્ન આટલો [illegible] છે.

આજ સુધી આ પ્રશ્ન ભિન્ન ભિન્ન દેશોમા અંદર અંદર ચર્ચાતો, લડી લેવાતો અથવા ઉકેલાતો. આજે તે વિશ્વવ્યાપી થઈ બેઠો છે સર્વત્ર જીવન-કલહનુ સામ્રાજ્ય જામ્યુ છે. બળવાન જાતિઓ નબળી જાતિઓને ગળી જવા માગે છે અને આ દુનિયામા મોટો ભાગ પોતાને મળે એટલા માટે જબરદસ્તીથી ચલાવી રહી છે. એનુ પરિણામ શુ આવશે અને અન્તે શા હાલ થશે એની અટકળ કોણ કરે ? ઈશ્વરને આ બધુ ગમતુ હશે ખરૂ ? ઈશ્વરે દીનદુખિયાનો કોઈ બેલી જ નહિ સરજ્યો હોય ? કે જગતનો ચાક આજ સુધી ચલાવીને થાકી જવાથી નિદ્રા ઉઘી ગયો છે કે શુ ? પહેલાની પેઠે અવતાર હવે કેમ થતા નથી ? આ જીવનકલહ શમાવી સર્વત્ર શાન્તિ અને વ્યવસ્થા જાળવનાર ધર્મની સંસ્થાપના કરવા સારૂ ઈશ્વર કેમ દોડી આવતો નથી ? આવો એક જ આર્તનાદ જગે જગના દીનદુખિયાના મુખમાથી નીકળી રહ્યો છે આ જગતમા સદ્ગુણને સત્તાની મદદ વિના ન જ ચાલી શકે ? સત્ય [illegible] પ્રયત્ન કરવો એમા પાપ જ છે ? બહુમતી આગળ ન્યાયબુદ્ધિએ માથુ નમાવવું જ જોઈએ ? એવા પ્રશ્નો નિરાશ થયેલ હૃદયોને વલોવી રહ્યા છે સત્યનો જ જય થાય છે, ન્યાયનુ જ સામ્રાજ્ય ટકી શકે છે વગેરે સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરવા સારૂ ઐતિહાસિક દૃષ્ટાન્તો લઈ વ્યાસ વગેરેએ

એટલે પછી એ જાતિઓ પોતાની વચ્ચેના વિરોધનાં કારણોનો ઉંડો વિચાર કરવા લાગે છે અને લડાઈ કર્યાં વિના અમુક શરતોએ ભેગાં રહેવાય એટલું સાધર્મ્ય પોતામાં છે કે નહિ એ તપાસવા બેસે છે. અમે જે દેવોને પૂજીયે છીએ તેમને તમે પણ પૂજો, નહિ તો આવી જાઓ ગુલેદાનમાં—એવી રીતે પ્રાચી કાળમાં અનેક બીજાં સંગ્રામો મંડાયા છે. શિયા અને સુન્ની, શૈવ અને વૈષ્ણ એવા એવા મતભેદોને લીધે પણ લોહી રેડાયાં છે. પણ આગળ જતાં વધા અનુભવ થતો ગયો તેમ માલમ પડ્યું કે મનુષ્યજાતિમાં આ ભેદ રહેવાના જ. भिन्नरुचिर्हि लोकः । અનુભવે શીખવાડ્યું કે આ ભેદો કા નાખવા શક્ય નથી તેમ આવશ્યક પણ નથી. અને તેથી આવા નજીવા ભેદ માટે લડી મરવાનું છોડી દઈ આ જાતિઓએ મોટા મોટા સંઘ બાંધ્યા.

આવા સંઘોમાં અનેક સાધર્મ્યોનું મિશ્રણ હોય એ સ્વાભાવિક છે અને તેથી જ સ્થિર જાતિઓમાં પણ સ્થાનિક અથવા હિતસંબન્ધના તર પર પેટાજાતિઓ પડી છે. આમ જાતિઓ ઉત્પન્ન થવાનાં અનેક તત્ત્વોનું મિશ્રણ થયેલું છે. પણ વિવેચનની સરળતા ખાતર આ તત્ત્વો જુદાં જુદાં લઈને દરેકનો નોખો વિચાર કરીશું.

(૧) એક લોહીના લોકો (૨) એક રહેણીના લોકો (૩) એક ધર્મના લોકો (૪) એક ધંધાના લોકો (૫) એક દેશના લોકો અને (૬) એક ભાષાના લોકો એકઠા થાય છે એમ જોવામાં આવે છે. એટલે રક્તભેદ, સંસ્કૃતિભેદ ધર્મભેદ, વ્યવસાયભેદ, દેશભેદ અને ભાષાભેદને લીધે માણસોમાં જાતિભે ઉત્પન્ન થાય છે. આ ભેદ ઘણે ભાગે કાયમના હોય છે એમ કહેવું ખોટું નથી. સમાન હિતસંબન્ધ અથવા સમાન સંકટને કારણે ઉપરના સ ભેદોને ભુલાવી દઈને ભિન્ન ભિન્ન જાતિઓ કોઈકોઈવાર એક થાય છે ખરી પણ એ એકતા કરનારાં તત્ત્વો ચિરસ્થાયી નથી; એ તત્ત્વોમાં અનેક જાતિ ઓને કાયમની એક કરી દેવા જેટલું આકર્ષણ કે સ્નેહ (Col esion) નથી

હવે જાતિ જાતિ વચ્ચેનો વિરોધ નિર્મૂળ કરવા માટે મનુષ્યે શા શા પ્રયત્નો કર્યા છે તે જોઈએ. જર્મન તત્ત્વવેત્તા નિત્શેનો સિદ્ધાન્ત એ છે કે અન્ય જાતિઓ મરે અને આપણી જાતિ સર્વત્ર ફેલાય એ વૃત્તિ વનસ્પતિમાં પશુપક્ષીઓમાં અને સુશિક્ષિત અશિક્ષિત સર્વ મનુષ્યોમાં અત્યન્ત પ્રબળ હોય છે. આ વૃત્તિને તે 'વિલ ટુ પાવર' નામ આપે છે. આ સિદ્ધાન્ત ખરો માનીયે તો જગતની સઘળી ભાષા મરી જઈને સર્વત્ર અંગ્રેજી ભાષાનું સામ્રાજ્ય પથરાય એમ અંગ્રેજોને થતું હોવું જોઈયે; બીજા બધા ધર્મ ડૂબી જઈને એકમાત્ર મુસલમાની ધર્મનો જ વિજયડંકો વાગે એમ મુસલમાનો ઈચ્છતા હોવા જોઈયે; આખું જગત હિન્દુ આચારવિચાર માન્ય રાખે અને

પાળે એમ હિન્દુઓની આકાંક્ષા હોવી જોઈએ. અને એ બધી જાતિઓને એવી મહત્ત્વાકાંક્ષા નથી એમ કહી શકાય એવું નથી.

જાતિઓ વચ્ચેનો વિરોધ નિર્મૂળ કરવાનો બીજો પ્રયત્ન તે સર્વ જાતિઓની ખાસિયતો કોરે મુકી તેમની ખીચડી કરવાનો છે. યૂરોપની સર્વ ભાષાઓનો સંકર કરીને 'એસ્પેરેન્ટો' જેવી ભાષા નિર્માણ કરવી, સર્વ ધર્મોનો દહભાજક કાઢીને એકાદા 'થીઑસ્ફિક' અથવા 'બ્રાહ્મો' ધર્મની સ્થાપના કરવી, અમે કોઈ પણ એક રાષ્ટ્રના રહેવાસી નથી પણ આખી માનવજાતિના હિતચિન્તકો છીએ એમ કહીને આન્તરરાષ્ટ્રીય અથવા 'કૉસ્મૉપૉલિટન' સંપ્રદાય ઉભો કરવો—એ બધા આ પ્રયત્નના ઉદાહરણ છે.

વિરોધ મટાડવાની દિશાએ થયેલો ત્રીજો પ્રયત્ન તે ઉપરના બધા ભેદ જ ખોટા છે એમ કહેવું એ છે. લોહીનો, ચામડીનો કે વર્ણનો ભેદ એ કેવળ એક ધતીંગ છે, સંસ્કૃતિભેદમાં કશું જ રહસ્ય નથી, ભાષાભિમાન એ નરી મૂર્ખાઈ છે, ધંધો પેઢીઉતાર કાયમ રાખવાનો પ્રયત્ન માનવી ઉન્નતિને વિઘાતક છે આવા આવાં તત્ત્વો આ સંપ્રદાયમાં પ્રતિષ્ઠિત ગણાય છે.

ચોથો પણ અત્યન્ત જોરદાર એવો પ્રયત્ન તે ઉપર વર્ણવેલો સમાન સ્વાર્થ અને સમાન સંકટનો છે. વર્તમાન યુગમાં આ જ તત્ત્વનું જોર વધારે છે. પણ સ્વાર્થ અને સંકટ એ બન્ને તત્ત્વમાં શત્રુત્વને લીધે બંધાયેલું મૂળનું જ દ્વૈત છે. ત્યાં ઐક્ય ક્યાંથી ઉત્પન્ન થાય? આ તત્ત્વથી બંધાયેલા સંઘ જેટલા મોટા તેટલાં તેનાં યુદ્ધ વધારે કડક, વધારે જબરાં અને વધારે સંહારક નીવડવાના એ અનુભવ હજી તાજો જ છે.

પાચમો અને અમારે મતે ખરો પ્રયત્ન તે સ્વાર્થ અને દ્વેષના પ્રવાહની આડે ધર્મબુદ્ધિનો બાંધ બાંધીને પછી સર્વ ભેદોને પોતપોતાને સ્થાને સુખશાન્તિમાં રહેવા દેવા એ છે. લડાઈઓ લડવે, ભાતભાતના કાયદા કર્યે, વર્ણસંકર કર્યે કે અરાજકતાનો વંટોળીઓ ઉડાડને જગતના ભેદભાવ નિર્મૂળ થવાના નથી. લોકવ્યવહારમાં ભેદ એ સત્ય છે અને સનાતન છે. આ ભેદોનો ભય દૂર કરવાનો એક જ ઉપાય છે, અને તે એ કે ભેદનું સ્વરૂપ ઓળખી અને પ્રેમ, ઔદાર્ય તથા દયા એ ગુણોને પોષી મનોવૃત્તિમાં અભેદબુદ્ધિ જાગ્રત રાખવી. વિરોધ અને કલહ માત્રનું મૂળ વાસના, દ્વેષ અને લોભમાં રહેલું છે. તેથી જ ભગવાને કહ્યું છે કે 'त्रिविध नरकस्येदं द्वारं नाशनमात्मन । काम क्रोधस्तथा लोभः'—અને આત્મઘાત ન થાય એવી આપણી ઇચ્છા છે—तस्मादेतत्त्रयं त्यजेत् ॥ અને એ સાધ્ય કરવાને વૈરાગ્ય, ક્ષમા અને ત્યાગ એ અમૃત તત્ત્વોનું જ આપણે સેવન કરવું જોઈએ એ સ્પષ્ટ છે. एष पन्था । एतत्कर्म । नान्यः पन्था विद्यतेऽयनाय ॥

સાચું જોતાં તો જાતિઓમાં ભાષાભેદ, ધર્મભેદ અથવા સંસ્કૃતિભેદ છે એટલા જ કારણસર એમણે લડવાનું કશું પ્રયોજન નથી. દરેક જાતિ પોતાના પોતાને સ્થાને સુખશાન્તિમાં રહી શકે છે. એમ છતાં પ્રાચીન કાળમાં આ જ ભેદોને લીધે વિકાસ પામેલા મનુષ્યોએ અનેક યુદ્ધો કરેલાં છે. કોઈ પણ એક બહાનું કાઢીને અંદર અંદર લડી મરવાની એ મનુષ્યજાતમાંની પશુવૃત્તિનો સ્વાભાવિક ધર્મ છે. છતાં દરેક ધર્મના ધણી ધાર્મિક વૃત્તિવાળા મહાપુરુષોએ આ વૃત્તિને રોકીને એકતા પ્રમાણે વિશ્વબંધુત્વ સ્થાપન કરવાનો પ્રયાસ કર્યો છે. આવો પ્રયત્ન મનુષ્યપ્રકૃતિથી ઘણી દિશામાં જનારો હોવાથી એકદમ સફળ થાય એવો નથી એ ખરું છે. આરબ્ધ તુ સાધાગ્રમ્ તેથી ઉતાવળીઆ લોકોની આ માર્ગ પરથી શ્રદ્ધા ઊઠી ગઈ. દરેક ધર્મમાં સિદ્ધાન્તવાન ધર્મઝનૂની લોકો તો હોય જ. તેમણે ધર્મને નામે જ અનેક યુદ્ધો આદર્યાં. તેથી આ નિરાશામાં વધારો થયો અને લોકોને લાગવા માંડ્યું કે ધર્મથી માણસ માણસ વચ્ચેનો કલહ શાન્ત ન થતાં ઊલટા ધર્મને લીધે જ ઘોર યુદ્ધો થાય છે.

આવી સ્થિતિમાં જ યૂરોપમાં પ્રૉટેસ્ટંટ ધર્મ અને ઔદ્યોગિક યુગ એ યુગ્મનો અવતાર થયો. ધાર્મિક વૃત્તિએ ઉપદેશેલો સંયમ ત્યાજ્ય ઠર્યો અને સ્વાર્થનું સામ્રાજ્ય પૂર દબદબાથી શરૂ થયું. લોકો કહેવા લાગ્યા, ધર્મના અને સંસ્કૃતિના ઝઘડા શમાવવા હોય તો લોકોની વિલાસિતા વધવી જોઈએ. વિલાસિતા વધશે એટલે આપોઆપ ધર્મની કટ્ટરતા દૂર થશે. લોકોને પૈસાની મોહિની વધારે ને વધારે લાગવા માંડશે. તેને લીધે વેપાર વધશે. અને લોકોમાં વણિગ્વૃત્તિ આવી કે ક્ષાત્રવૃત્તિનો લોપ થશે જ સમજવો. કેટલાક લોકોને થવા લાગ્યું કે જે સુવર્ણયુગ સંયમ દ્વારા સ્થાપવો ધર્મને માટે અશક્ય હતો તે જ નવયુગ સુવર્ણની ઉપાસના દ્વારા આ પૃથ્વી પર સ્થાપવાની અજબ યુક્તિ આપણને લાધી છે

પણ એવું તો કંઈ થયું નહિ. વણિગ્વૃત્તિએ ક્ષાત્રવૃત્તિને વશ કરી અને અનર્ગળ વ્યાપાર અને રાજ્યકારણનો યુગ શરૂ થયો. જૂની જાતિઓ નષ્ટ થઈ અથવા નિષ્પ્રાણ થઈ અને કેટલાંક 'રાષ્ટ્રો' નિર્માણ થયાં. આ રાષ્ટ્રોને આત્મા છે એમ ન કહી શકાય. આલંકારિક ભાષામાં આત્મા કલ્પવો જ હોય તો વ્યાપાર અને રાજ્યકારણ એ જ આ રાષ્ટ્રોનો આત્મા છે. જગતમાં જે કંઈ ઉચ્ચ, ઉદાત્ત અને ઉન્નત હતું તે બધું રાજ્યલોભ અને ધનલોભ નીચે કચરાઈ જવા બેઠું છે. જાતિઓ મરી ગઈ, પણ દ્વેષ મરી ગયો નહિ. એ તો ઊલટો વધતો જ ગયો છે. સ્વાર્થમાં મર્યાદા બાંધવાની શક્તિ નથી એમ નથી. આ રાજશક્તિનો ઉપયોગ કરીને રાષ્ટ્રો આત્મસંઘ બનાવવાનો પ્રયાસ કરી રહ્યા છે. પણ પાછળ હેતુ તેમ સ્વાર્થના ગર્ભમાં દ્વૈત તો હોવાનું

જ. એટલે રાષ્ટ્રસંઘ નિર્માણ કરીને માનવજાતિમાં ઐક્ય કે દ્વૈતનો સંચાર કરવાની ઇચ્છા રાખવી એ જંગલમાં લાગેલા દાવાનળને પવન નાખીને બૂઝવવા મથવું એના જેવો ઘાટ છે.

આ વિવેકભ્રષ્ટ પાશ્ચાત્ય રાષ્ટ્રધર્મનો વિનિપાત કોણ રોકી શકે? રાષ્ટ્રોનું સામર્થ્ય જાતિઓમાં નથી. ઉલટું જાતિઓ તો રાષ્ટ્રોનું બળ થઈ પડી છે. મહાયુદ્ધમાં લાખો લોકોનો સંહાર થયો છતાં આ આસુરી રાષ્ટ્રધર્મરૂપી મદિરાનો નીશો ઉતરતો જ નથી. બળવાન રાષ્ટ્રોએ સંપ કર્યો ત્યારે નબળા શું કરે? નબળાઓએ અથવા પીડિત રાષ્ટ્રોએ પોતપોતાના સંઘ કરી સામર્થ્ય પ્રાપ્ત કરવું એવી એક કલ્પના હમણાં હમણાં બહાર પડી છે. પણ એ સૂચનાથી શો અર્થ સરવાનો છે? આ અનેક ઝગડામાં એક નવો ઝગડો ઉમેર્યો એટલે સવાલનો નીવેડો આવશે એમ તો કંઈ છે નહિ. કેટલાક લોકો કહે છે કે આ બેસુમાર વધી ગયેલા રાષ્ટ્રોમાં વર્ગ વર્ગ વચ્ચે કાપાકાપી વધી અન્તઃકલહ અથવા બળવાખોરથી મરનાર છે એ નિઃસંશય છે. તેમ થાય ત્યાં સુધી આપણે નીરાંતે બેસીને એ ઘડીની વાટ જોયા કરીએ. આ કલ્પના—આ પ્રચંડ રાષ્ટ્રોના કરોડો લોકોનો સંહાર ક્યારે થાય અને પછી આપણા સુખના દિવસો ક્યારે આવે એની વાટ જોતા બેસવાની કલ્પના જેટલી રાક્ષસી છે તેટલી જ નામર્દી ભરેલી છે. ખરો ઉપાય તો એ છે કે વ્યક્તિઓએ તેમજ સમુદાયોએ, જાતિઓએ તેમજ રાષ્ટ્રોએ દ્વેષ અને વિકારનો ત્યાગ કરીને બંધુભાવ જાગૃત કરવો જોઈએ. વ્યક્તિમાં લોભ અને ભય એ દોષ છે તેથી તેના પર રાષ્ટ્રધર્મની અસર થાય છે. જેણે એ બે દોષનો ત્યાગ કર્યો છે તેના પર સર્વ રાષ્ટ્રોની શક્તિનો એકસામટો મારો ચાલે તોપણ તે વશ નહિ થાય, એટલું જ નહિ પણ તસુભાર ડગશે પણ નહિ. આસુરી સંપત્તિનું બળ ગમે તેટલું હોય, તોપણ અત્યન્ત અલ્પ દૈવી બળ પર પણ તેની કશી અસર થતી નથી. આનો અર્થ એવો નથી કે દૈવી સંપત્તિ વાળા મહાત્માઓને રાષ્ટ્રો લૂંટશે નહિ કે સંહાર પણ કરશે નહિ. મદાન્ધ રાષ્ટ્રો તો કશું કરવા નહિ ચૂકે. પણ આત્મબળને નમાવવાને તેઓ અશક્ત નીવડશે. આસુરી રાષ્ટ્રોના પાપ ધોઈ કાઢવા ખાતર નિર્વૈર વ્યક્તિઓએ આસુરી રાષ્ટ્રનિષ્ઠા તજીને પ્રસંગ આવ્યે નિર્ભયતાથી પ્રાણાર્પણ કરીને ધર્મનું સામ્રાજ્ય દૃઢ કરવું એ તેમનો ધર્મ છે. જગતમાં આ પવિત્ર વૃત્તિ જેટલી વૃદ્ધિ પામશે તેટલું આસુરી સંપત્તિનું બળ ઘટશે અને સત્યયુગ અવતરશે. ભગવાન મનુએ કહ્યું છે તે જ ખરું છે કે धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः। ધર્મના ત્યાગથી જ સમાજનો નાશ થાય છે, ધર્મપાલન એ જ સમાજની ઉન્નતિનો એક માત્ર ઉપાય છે. સાત્ત્વિક અને તેજસ્વી વૃત્તિથી રાષ્ટ્રજ્વર ઉતારી નાખ્યા

પછી દબાઈ ગયેલી જાતિઓ ફરી માથું ઉંચું કરશે. પણ એ હાથ ન પહેલાની જેમ લડાઈઓ લડવા માટે નહિ હોય, તેમ એકબીજા વિષે અજ્ઞાન ઉદાસીનતા ધારણ કરવા માટે પણ નહિ હોય, પરંતુ ઈશ્વરનિર્મિત વૈવિધ્યમાં એકપણાનો અનુભવ કરવા સારુ તથા સ્વધર્મનું પાલન કરીને સંસિદ્ધિ પ્રાપ્ત કરવા સારુ હશે. દુનિયા છે ત્યાં સુધી ભેદ તો રહેવાના જ. પણ ધર્માચરણથી તથા પ્રેમના પાવિત્ર્યથી ભેદમાં અભેદની સ્થાપના કરી શકાય છે. આ જ માર્ગે આ જ અભેદની સ્થાપના કરવી એ આર્ય સંસ્કૃતિનું ધ્યેય છે, અને તે સફળ થશે એવી અમારી દૃઢ શ્રદ્ધા છે.

# ભારતની સમસ્યા*

સ્વેચ્છાથી જ અકિંચન થયેલા, ખાનદાન કુળના ઓ ચિન્તનશીલ અતિથિ 'અમારા તને વન્દન હો.' મૌન અને વાચા બન્નેનો તારા ઉપર આશીર્વાદ છે. તારા પોતાના રાષ્ટ્રનો તને સારો પરિચય છે, તેથી જ તું દુનિયાના રાષ્ટ્રોને સમજી શકે છે. ફ્રાન્સનો ભૂતકાળ, યુરોપની તપશ્ચર્યા, પશ્ચિમની આકાંક્ષા તારી આંખ આગળ છે, તેથી જ ભવિષ્યને તું પ્રત્યક્ષ કરી શકે છે. પણ યાદ રાખજે કે ભવિષ્યને પણ અનેક અંગો છે. જેણે સંપૂર્ણ ભૂત જોયું હોય તે જ વખતે સંપૂર્ણ ભવિષ્યની ઝાંખી કરી શકે. સનાતન અનન્તતાના વિસ્તારમાં ભૂત તથા ભવિષ્ય સરખા જ જીવન્ત છે—સરખા જ વર્તમાન છે.

તું કેવું હિન્દુસ્તાન માગે છે તે અમે જાણ્યું. તારી શુભ અભિલાષાને માટે તારું અભિનન્દન કરીએ છીએ, તને વન્દીએ છીએ. અમે નથી માનતા કે અમે વરિષ્ઠ છીએ પણ અમારા સ્વદેશીધર્મ પ્રમાણે અમે અમારા જ પ્રકાશથી પ્રકાશિત થવા માગીએ છીએ. ભેદની ભીંતો અમે નથી ચાહતા. અમારો પ્રકાશ પ્રસાર પામતો હોવાથી દુનિયામાં સર્વત્ર ફેલાશે. દરેક પ્રજા પાસે તેનો પોતાનો પ્રકાશ હોય છે જ. જ્યાં જ્યાંથી પ્રકાશ આવતો હોય તે બધાને અમારે ત્યાં આમન્ત્રણ છે. ઈશ્વરી પ્રકાશ તો એકરૂપ જ હોય, પણ પ્રજા પ્રજાનો પ્રકાર તો ભિન્નવર્ણી હોય છે, એ ઈશ્વરી યોજનાની સુન્દરતા છે,

* [illegible] શ્રી પૉલ રિશારે આપેલા વ્યાખ્યાન ('નવજીવન' ૧૨૧૫) નો સાર

એમા જ કાવ્ય છે.

અમે કોઇને નથી વખોડતા કે નથી વખાણતા. સૃષ્ટિ જડ-ચેતનની જ બનેલી છે, પ્રકૃતિ સત્-અસત્-આત્મક જ છે એમ જ અમે શીખ્યા છીયે. જ્યા સુધી જીવદશા છે ત્યા સુધી બન્નેનું કામ પડવાનુ જ જડની પૂજા કરવી એને જ અમે જડવાદ કહીયે છીયે યૂરોપમા બધે જ જડવાદ છે એમ અમે નથી કહેવા માગતા. પરન્તુ યૂરોપ પાસેથી અમે એકલો જડવાદ જ શીખી શક્યા એનુ જ અમને માઠું લાગે છે. પણ અમારી અંદર અમારો પોતાનો જડવાદ ન હોત તો તો અમે પતન જ નહિ માટે વાંક તો અમે અમારો જ કાઢીયે છીયે. અમે જડને વશ તો ક્યારના થયા હતા યૂરોપ પાસેથી અમે તે જડની પૂજા કરતા શીખ્યા, અધઃપાતને જ ઉન્નતિ માની બેઠા, એથી અમારૂં દિલ દુખાય છે.

આત્મા એટલે નિત્યનૂતનતા એ અમે જાણીયે છીયે. જે નિત્યનૂતન નથી થતુ તેને જ મરવુ પડે છે જન્મમરણ જેટલુ સત્ય છે તેટલુ જ સનાતન જીવન પણ સત્ય છે. ઘાસ તથા વનસ્પતિ ઋતુએ ઋતુએ મરે છે અને ઋતુએ ઋતુએ સજીવન થાય છે એ એમનો જીવનધર્મ. વડીલ પણાનો જીવન-ધર્મ જુદો છે કોઈ પણ રાષ્ટ્ર બાલ્યાવસ્થામા ભવિષ્ય તરફ જ જુએ, યૌવન દશામા વર્તમાનમા જ ગિરફતાર રહે અને વાર્ધક્યમા ભૂતકાળ તરફ અનુભવની દૃષ્ટિ નાખે, પણ જે રાષ્ટ્રને સનાતન થવુ છે તે તો ત્રિકાળદર્શી જ હોય. તેની અંદર યૌવનનો ઉત્સાહ ભલે ન હોય, પણ તેની અંદર ગાંભીર્ય તો પરિપૂર્ણ હોય, તેનો સ્વભાવ ધીરોદાત્ત હોય

ખરૂ છે કે અમારી સમસ્યા કઠિનમા કઠિન છે. વિરોધી ધર્મ અને કટ્ટરઆચાર પથોનુ પ્રેમધર્મથી સમ્મીલન કરવાનુ કામ અમારે માથે રહેલુ છે એ અમારો ખાસ આદેશ છે, એ અમારૂ ખાસ કાર્ય છે દુનિયાના ભાગ્યવિધાતાએ એને માટે જ અમને એક ખાસ મન્ત્ર અર્પેલો છે. તેને અમે ‘સ્વદેશી’ ને નામે ઓળખીયે છીયે વર્ણવ્યવસ્થા એ તેનું જ એક અંગ છે. જગતમા જો એકતાનો દોર ન ગુમાવવો હોય, જગતમા જો વિવિધતામા રહેલુ સૌંદર્ય જાળવવુ હોય, સપ્ત સ્વરનુ સગીત જો જાળવવુ હોય, સપ્ત વર્ણનો ફરી એક રંગ બનાવવો હોય, તો સ્વધર્મમૂલક વર્ણવ્યવસ્થા એ જ તેનો ઉપાય છે વર્ણવ્યવસ્થા એ ભારતવર્ષની ખાસિયત છે. તેને છોડી દઈયે તો અમારા આદેશને બેવફા ઠરીયે, ઈશ્વરની યોજનાને નિષ્ફળ કરીયે.

હા, એ વાત સાચી છે કે વર્ણવ્યવસ્થા—ઈશ્વરની કલ્પેલી વર્ણવ્યવસ્થા અમે આજસુધી ટકી શક્યા નથી, પ્રેમધર્મ અમારી અંદર પૂર્ણ કળાએ ખીલ્યો નથી. તેથી જ વ્યવસ્થામા વિક્ષેપ આવ્યો, વિવિધતામા વિશ્રૃંખલિતતા આવી,

એકતા તૂટી ગઈ અને અમે સંકુચિત બન્યા.

વિવિધતામાં ઐક્ય એ ઈશ્વરી સન્દેશ છે. અમે આપને ભૂલ્યા, તમે વિવિધતાને માનંક દૃષ્ટિએ જુઓ છો. આપણે બન્ને ભૂલતા નથી?

આજે વર્ણવ્યવસ્થામાં તિરસ્કાર છે, દ્વેષ છે, દંભ છે, અહંકાર છે, અને તેનું જ ચિહ્ન—તેનું જ પરિણામ અમારામાં પેસી ગયેલી અસ્પૃશ્યતા છે. જ્યારે અમે અસ્પૃશ્યતાને કાઢવાની વાત કરી રહ્યા છીએ, ત્યારે સમજજો કે તિરસ્કારમાત્રને અમે કાઢી નાખવા માગીએ છીએ, દ્વેષને કાઢી નાખવા માગીએ છીએ, દંભ અહંકારને બાળી નાખવા માગીએ છીએ. દુનિયામાં ઉચ્ચ-કનિષ્ઠનો ભેદ તો રહેવાનો જ, પણ ઉચ્ચ-કનિષ્ઠની ભાવના ન રહેવી જોઈએ. જ્યાં નમ્રતા છે ત્યાં જ પાવિત્ર્ય વસે છે એ અમારે જાણવું રહ્યું છે. વર્ણભેદ કાઢી નાખીશું તો ધર્મભેદ કેવી રીતે રાખી શકીશું? દયાધર્મને પછી ક્યાં સ્થાન? સ્વધર્મનો પછી શો અર્થ?

જ્યાં આદર્શનો ભેદ હોય ત્યાં ઉચ્ચનીચભેદ ટળી ન શકે. પણ જ્યાં આદર્શવિચાર એક હોય અને તેનો પન્થ ઓછોવત્તો આક્રમેલો હોય ત્યાં ઉચ્ચનીચ સ્થિતિ તો હોય જ. પણ તેને લીધે અહંતા કે દીનતા પેદા થવી ન જોઈએ. શું ગુરુશિષ્ય વચ્ચે ઉચ્ચનીચભાવ નથી? શું પાપી અને પુણ્યવાન એક જ ભૂમિકા ઉપર છે? જ્યાં પ્રેમ છે ત્યાં સમતાનો ખ્યાલ જ ન આવે, કેમકે પ્રેમ વિષમતાનો વિરોધી છે.

જેમ અમે ધર્મમાં અસ્પૃશ્યતા દાખલ કરી તેમ બાહ્ય જગત સાથે પણ અમે અસ્પૃશ્ય રહ્યા, એ અમારું પાપ ખરું. સમુદ્રયાત્રા કરીને, દેશદેશાન્તર સાથે વેપાર ચલાવીને અમે તે પાપ ન ધોઈ શકીએ. પણ દેશદેશાન્તરનો પ્રકાશ સ્વીકારવા માટે અમારાં બારીબારણાં ખુલ્લાં કરી તારા જેવા દેશદેશાન્તરના સજ્જનોને અમારા હૃદયમાં સ્થાન આપીને, દુનિયાના દુઃખથી દુઃખી થઈ, દુનિયાની સેવા સારુ સ્વતન્ત્ર થઈને અમે તે પાપનું પ્રાયશ્ચિત્ત કરી શકીએ.

હે ખુદાપરસ્ત અતિથિ! તને વન્દન કરીએ છીએ. અમારી સંકુચિતતા દૂર કરવાની અમને તક મળે એટલા માટે અમારું આતિથ્ય સ્વીકાર, તારા હૃદયના ભાવ પ્રગટ કર, અમારા હૃદયના ભાવ સમજી લે અને અમને અમારે માર્ગે પ્રયાણ કરવામાં મદદ કર. પોતાનો માર્ગ પોતાની મેળે નક્કી કરી શકીએ એટલા અમે સ્વાશ્રયી છીએ, પણ તારા સરખાની મદદ ન લઈએ એવા અહંકારી નથી.

नमस्तेऽस्तु भगवन्नतिथिर्नमस्यः ।

# ન્યાતની કસોટી

ન્યાતનું બંધારણ જો ક્યાંય બહુ દૃઢ હોય તો તે ગુજરાતમાં. ન્યાત જો વધારેમાં વધારે વગોવાતી હોય તો તે પણ ગુજરાતમાં જ. ઘણા લોકોથી ન્યાત છોડાતી પણ નથી તેમ તેની બરદાસ પણ કરાતી નથી. પહેલેથી હું જ્ઞાતિવ્યવસ્થામાં માનનારો છું, એટલે ઘણા લોકો મને કહે છે, તમે ગુજરાતનું જ્ઞાતિદુઃખ જોયું નથી; તમને એની કલ્પના ક્યાંથી હોય? તમારા મહારાષ્ટ્રમાં જ્ઞાતિ આકરી નથી તેથી તમે જ્ઞાતિને વખાણો છો. હું જવાબ આપું છું કે જ્ઞાતિના બંધારણને લીધે ગુજરાતમાં કેટલી કાર્યશક્તિ રહેલી છે એનો તમે ગુજરાત બહાર જાઓ ત્યારે જ, તમને ખ્યાલ આવે. તમે જ્ઞાતિનું જે દુઃખ બતાવો છો તે જ્ઞાતિબંધારણનો દોષ નથી, પણ સમાજની પતિત દશાનો દોષ છે. જ્ઞાતિબન્ધન એ સહકારનું મોટું સાધન છે. સરકાર એ પાશવી રાજ્ય છે; જ્ઞાતિબન્ધન એ નૈતિક રાજ્ય છે, પ્રેમનું બન્ધન છે. જ્ઞાતિ મારફતે લોકો જ્યારે એકબીજા પર જબરદસ્તી કરવા લાગ્યા ત્યારે જ બધું દુઃખ શરૂ થયું. દંડ અને બહિષ્કારની બીક બતાવી દરેક માણસને નાનીમોટી બધી જ બાબતોમાં કબજામા રાખવાના જ્યારે 'જ્ઞાતિભૂપણો' પ્રયત્ન કરવા લાગ્યા ત્યારે જ જ્ઞાતિ વિષે અણગમો ઉત્પન્ન થવા લાગ્યો.

જ્ઞાતિ એ એક પરંપરાગત સામાજિક 'કલબ' છે. પણ કલબ કરતાં જુદું જ જીવન તેનામાં છે. કુટુંબ પછી જો બીજી સનાતન સંસ્થા હોય તો તે જ્ઞાતિ જ છે. જ્ઞાતિ મારફતે આપણે સામાજિક ધર્મનું પાલન કરી શકીએ છીએ અને ફક્ત ધંધાનો જ નહિ પણ આખા જીવનનો સહકાર કેળવીએ છીએ. જબરદસ્તીનું તત્ત્વ કાઢી નાખી જો આપણે સહકારનું તત્ત્વ કેળવીએ તો જ જ્ઞાતિનો પુનરુદ્ધાર થાય. આજે આપણે પરતન્ત્ર દશામાં છીએ એનું એક કારણ જબરદસ્તી બરદાસ કરી આપણે પારતન્ત્ર્યથી ટેવાઈ ગયા છીએ એ છે. પણ સ્વતન્ત્ર થવું હોય તો આપણે જ્ઞાતિ તોડીને તે ન થઈએ. જુવાનીઆઓ મોટેરાની મર્યાદા ન રાખે, મુરબ્બીઓને વશ ન રહે તો સમાજ ટકે નહિ અને નાના ને મોટા બન્ને નિર્બળ થઈ જાય. પણ નાનાઓએ પોતાનો ધર્મ સમજી મોટેરાને વશ રહેવું જોઈએ મોટેરાઓ જો પોતાનો હક સમજી જુવાનીઆઓને પોતાના તાબામાં રાખવાનો પ્રયત્ન કરે તો વખતે તેઓ ફાવે, પણ સમાજનું સૂક્ષ્મ પ્રેમ અને આદરનું બન્ધન તૂટી જાય.

જ્ઞાતિવ્યવસ્થામા આ તત્ત્વ જો બરાબર ધ્યાનમાં રાખવામાં આવે તો જ જ્ઞાતિઓ ટકી શકે. જ્ઞાતિની મહત્તા વિનાં સાબિતવચનો ટાંકીને કે સુધારાવાળાઓને ગાળો દીધે જ્ઞાતિ ટકવાની નથી. આજના જમાનામાં ધર્મ અને રાજદ્વારી હીલચાલ એ એક રૂપ થયાં છે. ધર્મને ટકાવવો હોય તો જેમ

જ્ઞાતિનો પ્રધાન ઉદ્દેશ છે તેમ રાષ્ટ્રીય જીવનને પોષક થવું એ જ્ઞાતિવ્યવસ્થાની મોગમા મોટી ફરજ છે. ખરું જોતા જ્ઞાતિવ્યવસ્થાની આ છેલ્લી પરીક્ષા કે કસોટી છે. આમા જો જ્ઞાતિ સરસ નહિ નીવડે તો હાલની જ્ઞાતિવ્યવસ્થા નામશેષ થશે, વર્ણસંકરની સ્થિતિ આવી જશે અને તેમાથી ફરી નવા તત્ત્વો પર નવી જ્ઞાતિવ્યવસ્થા નિર્માણ થશે પણ વચમા મહાન અનર્થની પરંપરા સહન કરવી પડશે એમાથી જો બચી જવુ હોય તો હવે જ્ઞાતિએ પોતાનામા હજી પ્રાણ રહેલા છે એ નિશ્ચય કરી બતાવવુ જોઇયે

ગુજરાતમા નાનીમોટી ન્યાતો ઘણી છે ઘણીખરી ન્યાતો એટલી નાની છે કે ગમે ત્યારે ધાર્યું કરી શકે આ ન્યાતોના આગેવાનોએ જ્ઞાતિને રાષ્ટ્રની જીવનયાત્રાની આ કટોકટીમા કેળવણી જોઇયે રાષ્ટ્ર જો નહિ ટકે તો જ્ઞાતિ ક્યા રહેશે ? એક જ વરઘોડામા બેસવા આપશે એમ ન કહી શકાશે કે વઘાણમા મોટુ ગાબડુ પડ્યુ હોય તોપણ ૫૫ ચલાવી પણી બહાર કાઢવાની ફરજ અમારી નથી

ગુજરાતના લગભગ બધા જ નવજવાનો જ્ઞાતિને દફનાવવા બેઠા છે તેમને મારી એટલી જ વિનતિ છે કે તમે તેમ કરો તેના પહેલા રાષ્ટ્રીય આપત્તિ દૂર કરવા સારૂ જ્ઞાતિનો ઉપયોગ કરી જુઓ શ્રદ્ધાપૂર્વક જ્ઞાતિની પાસે જાઓ અને તેને વીનવો કે પરદેશી કાપડ કાઢી નાખવામા અમને મદદ કરો જે કુટુબમા પરદેશીનો પૂરો ત્યાગ થયો હોય તેની કદર ન્યાતે કરવી જોઇયે. લગ્નપ્રસગમા તો પરદેશી કાપડ જેવી અશુભ વસ્તુ વપરાય જ નહિ પરદેશી કાપડને લીધે ભારતમાતાને વૈધવ્ય જેવી દશા પ્રાપ્ત થઇ છે એ જેઓ સમજતા થયા છે તેમણે પોતાની ન્યાતના લોકોને સમજાવવા જોઇયે કે હવે પછી લગ્નપ્રસગમા પરદેશી કાપડ ખરીદવુ અથવા વેચવુ અને વાપરવુ એ અત્યન્ત અશુભ છે, પરદેશી કાપડથી દેશનો શોક વધે છે

જ્યા છાપાઓ પહોચી શકતા નથી જ્યા વક્તાઓનો અવાજ પહોચતો નથી ત્યા ન્યાત પહોચી શકે છે ન્યાતવાળાઓએ પરદેશી કાપડનો ત્યાગ કરાવવાની એકેએક તકનો લાભ લેવો જોઇયે ગુજરાતનુ ગયબળ ન્યાતને લીધે છે. રાષ્ટ્રના કટોકટીના પ્રસગે તે કામમા આવે છે કે નહિ એ હવે જોવાનુ છે જો સ્વદેશીધર્મમા ન્યાત મદદ નહિ કરે તો ન્યાતમા કશો પ્રાણ રહ્યો નથી એમ જ સિદ્ધ થશે ધર્મનો વિરોધ કરી ન્યાત જીવી જ ન શકે

ગુજરાતમા ન્યાત કરતાયે વધારે અસરકારક અને લોકપ્રિય સસ્થા તે ગુજરાતના ધર્મપથો છે વૈષ્ણવસપ્રદાય સ્વામીનારાયણસપ્રદાય, આર્યસમાજ, જૈન લોકોના સઘો અને બીજા અનેક નાનામોટા જૂનાનવા પન્થ અને માર્ગ છે તે બધા મારફતે સ્વદેશીધર્મનુ પાલન કરાવવાની પ્રવૃત્તિ થઇ શકે છે ધર્મનિષ્ઠ માણસ સ્વદેશીને જ વળગી રહે છે. પરદેશી કાપડ પહેરીને

ધર્મદ્રોહ કરવો નહિ એટલું પોતપોતાના પન્થના લોકોને આચરણથી અને ઉપદેશથી સમજાવવાનું કામ હવે થવું જ જોઇયે. તેમ નહિ થાય તો ધર્મનો હ્રાસ થશે; અને ધર્મનો હ્રાસ થયા પછી સર્વનાશ થતાં કેટલી વાર?

## ન્યાતચર્ચામાં રસ

જ્યારે જ્યારે ન્યાતો વિષે 'નવજીવન'માં લખાણો આવ્યાં છે ત્યારે ત્યારે વાચકો તરફથી અને વિચારકો તરફથી અનેક ચર્ચાપત્રો આવેલાં છે. કેટલાક ન્યાતની સંસ્થાને ઇષ્ટ માને છે, અને ઘણાખરા તેને અનિષ્ટ અને શાપરૂપ માને છે. પણ એટલું તો સાચું કે લોકો ન્યાત વિષેની ચર્ચામાં ઉદાસીન રહી શકતા નથી. દરેકને એમાં કંઇ ને કંઈ રસ હોય છે, કેમકે ન્યાતની વ્યવસ્થા પોતાની અસર દરેક ઠેકાણે બતાવ્યા વગર રહેતી નથી.

ઘણા ચર્ચાપત્રીઓ એમ માને છે કે ન્યાત એ હિન્દુસ્તાનનો એક જૂનો રોગ છે; ન્યાતે કોઇ કાળે હિન્દુ સમાજનું ભલું કર્યું નથી અને કોઈ કાળે તેનાથી હિન્દુ સમાજનું ભલું થનાર નથી; ન્યાતમાં પ્રગતિનું કે સામાજિક કલ્યાણનું એકે તત્ત્વ નથી. આવી સંસ્થાની હું હિમાયત કરું છું એનું તેમને આશ્ચર્ય થાય છે. કેટલાક મારી દયા ખાય છે અને કહે છે કે તમને ગુજરાતની ન્યાતોનો અનુભવ નથી.

હાલની ન્યાતોની સ્થિતિ સારી છે અથવા નભાવી લેવા જેવી છે એમ તો હું બીલકુલ માનતો જ નથી. આજે જ્ઞાતિસંબન્ધોમાં જે દંભ અને જોહુકમી ચાલે છે તેની સામે જો કોઈ વ્યવસ્થિત બળવો કરે તો મને ખોટું લાગવાનું નથી. અજ્ઞાન, વહેમ, યાન્ત્રિક ધર્મચુસ્તપણું અને હૃદયનો સંકોચ એનું જ રાજ્ય જો ન્યાતોમાં ચાલવાનું હોય તો તેની સામે બળવો કરવો એ જ ન્યાતની ઉત્તમમાં ઉત્તમ સેવા છે. પણ હું મારા ચર્ચાપત્રીઓને પૂછું છું કે ન્યાતવ્યવસ્થાનો નાશ કર્યા પછી તેની અવેજમાં તમે શું દાખલ કરશો? યૂરોપની નિર્વર્ણ વ્યવસ્થા તો આપણે ત્યાં બિલકુલ ચાલે નહિ. તેમાં ધર્મ અને સમાજ બેઉનો નાશ છે. ન્યાતવ્યવસ્થા આપણી નસેનસમાં સૈકાઓથી ભરેલી છે. તેની અવેજમાં તેના જેવી જ પણ વધારે ઉપયોગી કંઇક વ્યવસ્થા દાખલ કરવી પડશે. આ ક્રાન્તિ આપણે જૂનામાં જ વધારે પ્રાણ રેડીયે તો કરી શકાયે; કેમકે પ્રાણ પ્રબળ હોય ત્યાં તે આધારભૂત શરીરને પોતાને અનુકૂળ રૂપ આપી દીધા વગર રહેતો નથી.

હું તો ન્યાત પાછળ રહેલાં આદર્શ તત્ત્વોનું ચિત્ર મારી દૃષ્ટિ આગળ પ્રત્યક્ષ કરવાનો પ્રયત્ન કરૂં છું. મારી શ્રદ્ધા છે કે આર્ય જાતિએ નિર્માણ કરેલી અને હજારો વર્ષ સુધી ખેચેલી આ અનન્યસાધારણ સંસ્થા દફનાવવાના જરાય ખપની નથી

પણ હું જોઉં છું કે ન્યાતો સામે લોકોનો જેટલો અસન્તોષ છે તેટલા પ્રમાણમાં ન્યાત સુધારવાનો કે મટાડવાનો પ્રયત્ન કોઈ કરતું નથી નિષ્ક્રિય અસન્તોષ સમાજનો સડો કાઢી નાખવાને બદલે વધારવાનું જ કામ કરે છે. ન્યાત જેટલી છૂટ આપે અથવા ખાનગી રીતે જેટલી છૂટ લેવાય તેટલી સર્વને સ્વચ્છન્દ કરવો એ કંઇ સમાજને સુધારવાનો રસ્તો નથી.

આજે જ ન્યાતસુધારની ચર્ચા કરવાનો પ્રસંગ નથી આજે તો પ્રજાનો વિચાર, પ્રજાની ચિન્તા અને પ્રજાનું પરાક્રમ પરદેશી કાપડનો નાશ કરવામાં જ એકાગ્ર થવા જોઇયે. સ્વદેશીના પ્રચારનું એક કાર્ય જ પ્રજાએ હાથમાં લેવું જોઇયે. જાતિસંધારણમાં, ન્યાતની મહાજનવ્યવસ્થામાં અમુક જાતનો સામાજિક પ્રાણ રહેલો છે, એમ માનીને મેં ન્યાતવ્યવસ્થામાં માનનાર અને ન્યાતોને દોરનાર સજ્જનોને સ્વદેશની વહારે ધાવાનું આમન્ત્રણ કર્યું ન્યાતોમાં જેટલો પ્રાણ હશે તેટલા પ્રમાણમાં તે આમન્ત્રણને જવાબ મળશે અને તેટલે દરજ્જે જ ન્યાત પોતાની લાયકાત સિદ્ધ કરશે

જ્યાં સુધી ન્યાતના દોષોને આપણે ટેકો આપતા નથી ત્યાં સુધી ન્યાતની સંસ્થા વિષેની આપણી આસ્થા અને આદરથી સમાજનું નુકસાન થવાનું નથી ન્યાતો પાછળ રહેલો આદર્શ જેમ જેમ આપણે જાહેરની દૃષ્ટિ આગળ ઉભો ને ઉભો રાખતા જઇશું તેમ તેમ ન્યાતને નામે ચાલતા અયોગ્ય રીતરિવાજોને પોતાનો દૂરદોર ચલાવવાનું અઘરૂં થઇ પડશે ન્યાતનો આદર્શ ચિતાર એ જ હાલની બગડેલી સ્થિતિ ઉપર ઉત્તમમાં ઉત્તમ ટીકા છે, અને તેની સામે પ્રખર શસ્ત્ર પણ છે.

પણ આજે તો આપણે બધું છોડીને એક જ કામ કરવાનું છે, અને તે એ કે પરદેશી સામે ઝુંબેશ ચલાવી સ્વદેશીને નિર્ણય અને રાજપદારૂઢ કરવું

## લગ્નગાળો

અમુક ઋતુ આવે એટલે પશુપક્ષીઓનાં પણ લગ્ન થાય છે. મનુષ્યે મુહૂર્ત જોઇને લગ્ન કરવાનો રિવાજ પાડ્યો છે. મુહૂર્ત એટલે શુભ અને ધર્મની દૃષ્ટિએ અનુકૂળ દિવસ. ઘરમાં કોઈ માંદું હોય કે મરણ પામ્યું હોય; કંઇ શોકનો પ્રસંગ હોય, તે વરસે આપણે વિવાહ બંધ રાખીયે છીયે. જૂના વખતના એ નિયમને જો આપણે બરાબર સમજી શકતા હોત તો ભારતમાતા જ્યારે માંદી છે, જ્યારે એનું સ્વાતન્ત્ર્ય મૃદાની હાલતમાં આવી પડ્યું છે તેવી વેળાએ ભારતનાં તરુણો અને તરુણીઓને પરણવાનો ખ્યાલ સરખો ન આવત.

પણ જે દુઃખ રોજનું થઇ પડે છે તે ખમવાની શક્તિ માણસ કેળવી લે છે. રોજ મરે તેને કોણ રડે ? સ્વાતન્ત્ર્ય વગર રહી શકાય છે; પણ કંઇ લગ્ન વગર માણસ રહી શકે ?—આવા વિચાર કરી લોકો લગ્ન કરતા થઈ ગયા.

* * *

હા, એવો એક માણસ યાદ આવે છે કે જેણે સ્વાતન્ત્ર્ય ગયું એટલા માટે જ લગ્ન કરવાનો વિચાર સાગ્રી દીધો: હિમાલયના પવિત્ર વાતાવરણમાં ઉછરેલો આલમોડાનો રાજા. પણ લોકોએ તેને ક્યારનો અવ્યવહારુ અથવા ગાડો કહી એક કોરે મુકી દીધો છે.

સ્વાતન્ત્ર્ય જાય, તેની સાથે દેશની આબરૂ તો જાય જ છે, પણ વ્યક્તિશઃ આબરૂ સાચવીનેયે સન્તોષ માની શકાય. બ્રિટિશ રાજ્યમાં તે પણ સુરક્ષિત ન મળે, એ હમણાં હમણાં પંજાબના અત્યાચારના દિવસોમાં સિદ્ધ થયું છે. જૂના લોકો કહેતા

राजानं प्रथमं विन्दे, ततो भार्याम्, ततो धनम्।

'પ્રથમ સુરાજ્ય મેળવીયે, પછી પરણવાની વાત ને ત્યારપછી ધન કમાવાની વાત.' જ્યાં રાજાના જ સિપાહીઓ પોતાની ફીસ્ય વતી સ્ત્રીઓની લાજ ઉઘાડી કરી મુકે છે ત્યાં નવજવાનો શું હરખે પરણવા ઊભા થતા હશે ?

* * *

વિવાહ એ મંગલ પ્રસંગ ગણાય છે. વહુ અને વર નવી જીંદગીનો આરંભ કરે છે. વરના કુટુંબમાં એક માણસનો ઉમેરો થાય છે. તે દિવસે સગાંવહાલાં ઇષ્ટમિત્ર બધાને સન્તોષવાનો રિવાજ હોય છે. વાજાં વગાડનારને મશાલ ઉપાડનારથી માંડીને ગોર મહારાજ સુધીના બધાનાં મ્હોમાં મિષ્ટાન્ન પહોંચાડવાનું હોય છે. બધા જેથી સુખી થાય તેમાં જ આપણું સુખ, એ

વ્યક્તિથી વિસ્તૃત એવી સામાજિક ભાવના તે દિવસથી મન ઉપર ઠસાવવાની હોય છે.

હમણાં ગુજરાતમાં લગનસરા ચાલે છે. વહુ અને વરે જ્યાં જોઈયે ત્યાં પરણી નાખવા માંડયું છે. જેમને ભારતવર્ષ ઉપરનું કલંક ધોઈ કાઢવા જેટલી આશા અને હિંમત છે તેઓને પરણવાનું સુઝવાનું જ નથી. પણ બાકીના કેમ રહી શકે ? તેમને માટે વધારે નહિ તો બધા લોકોને સુખી કર્યા પછી પરણવાનો ધર્મ તો છે જ. આટલું વિચારીને વરકન્યા અને જાનમાં આવેલ બધા જો ખાદી પહેરશે તોપણ દેશના કારીગરોને પોતાના જ ઘરમાં જમણવાર મળશે. પણ જો વિવાહપ્રસંગે એકઠા મળનાર લોકો પરદેશી માલ વાપરશે, વિલાયતી રેશમ અને સૂતરનાં કપડાં પહેરી મહાલશે તો પરદેશીઓને કદાચ જમણવાર થશે, પણ દેશનાં હજારો ઘરોમાં એવી લગનસરાને લીધે સાંસા જ પડવાના.

## કાઠીયાવાડના અનુભવ

આમ તો ગુજરાત અને કાઠીયાવાડ એક જ છે. રહેણી અને વેપારવૃત્તિ બન્ને ભાગમા સરખી જ છે. છતા કાઠીયાવાડમાં અને ગુજરાતમાં કંઇક વિશેષતા દેખાય છે. ગુજરાતમાં ઘણા કાઠીયાવાડીઓ આવી વસેલા છે, પણ કાઠીયાવાડમાં તેટલા ગુજરાતીઓ નથી દેખાતા. આનું કારણ શું હશે ? કાઠીયાવાડમાં કા તો વસ્તી વધી પડી છે અને તેથી તેમને બહાર જવું પડે છે, અથવા તો દેશાવર જવાની ગુજરાતની પ્રાચીન વૃત્તિ કાઠીયાવાડમાં પહેલેથી જ વધારે છે. કાઠીયાવાડમાં હાલની સુધરેલી ઢબ અને તેનાં સાધનો ઓછાં છે તેથી પણ ગુજરાતીઓ કાઠીયાવાડમા ઓછા જતા હશે. ત્રીજું પણ એક કારણ સંભવે છે, અને તે એ કે કાઠીયાવાડમાં બધે દેશી રાજાઓનું રાજ્ય છે અને દેશી રાજ્યોમાં જવાનાં સાધનો અને સગવડો ઓછાં હશે. એમ હોય તો દેશી રાજાઓએ અને પોતાને ચતુર ને બુદ્ધિમાન ગણતા તેમના દીવાનોએ આનો ગંભીરપણે વિચાર કરવો જોઇયે. દરેક રાજ્યનું મોટામાં મોટું ધન તેનું મનુષ્યધન છે. તે જો બહાર જાય તો રાજ્યને ક્ષયરોગ થયો છે એમ જ માનવું જોઇયે. વસ્તીપત્રક ઉપરથી એમ નથી જણાતું કે કાઠીયાવાડમાં લોકવસ્તી પ્રમાણમા વધારે છે. શરૂઆતમાં દેશાવર જનારા કાઠીયાવાડીઓ બહારથી ખૂબ ધન કાઠીયાવાડમાં લાવતા હશે અને તેથી કાઠીયાવાડને અનાયાસે લાભ થતો હશે, પણ દેશી રાજ્યોની હાલની

નીતિ સ્વતન્ત્ર મિજાજની પ્રજાને બિલકુલ રુચે તેમ ન હોવાથી કાઠીયાવાડના મજૂરો, વેપારીઓ અને કેળવાયેલા લોકો દહાડે દહાડે કાઠીયાવાડ બહાર જઈ વસતા થયા છે.

બીજી પણ એવી જ ગંભીર બીના એ છે કે કાઠીયાવાડીઓ મુખ્યત્વે ધનની લાલચે પોતાની કન્યાઓને કાઠીયાવાડ બહાર પરણાવે છે. પરદેશી કાપડનો પ્રચાર થવાથી કાઠીયાવાડનો વણકરવર્ગ મુંબઇ જઇ મુંબઈનું મેલું ઉઠાવવાનો ધંધો કરતો થઇ ગયો છે. કાઠીયાવાડના રાજાઓ અને પોતાને ઉંચી ગણાવતી કોમના લોકો જાણતા નથી કે તેમના જીવનનો આધાર ગરીબ ખેડૂતો અને વણકર લોકો ઉપર જ છે. મૂળની ઉપેક્ષા અને તિરસ્કાર કરનાર માળીના ઝાડના પાંદડા અને ફૂલ જેમ તડકામાં કરમાઈ જાય છે, તે જ પ્રમાણે કાઠીયાવાડના રાજાઓનુ અને કાપડીઆ લોકોનું થવાનું છે એમાં કંઈ શક છે?

કોઇ જુવાનના હાથમાં વડિલોપાર્જિત ધન આવતાં જ વાડીવઝીફે બધું વેચી નાખી જેમ તે તેના નાણા કરે છે અને પોતે ખૂબ ધનવાન થશે એમ માની ઉડાઉ બને છે, તેમ રાષ્ટ્રીય જીવનના ઝરણા સૂકવી નાખી આજનો વેપારીવર્ગ પ્રજાકીય સમૃદ્ધિને ભોગે માલદાર થઈ મ્હાલે છે. કાચી જુવાનીની આ ગાંડી વિલાસિતાને પરિણામે આખરે ક્ષયરોગના ભોગ થવું પડશે એ તેઓ જોતા નથી.

પ્રમાણમાં ગુજરાતના કરતા કાઠીયાવાડનું હાડ જોગવું છે, પણ તે સાચવવા તરફ ધ્યાન નહિ અપાય તો તેને ખુવાર થતા વાર લાગવાની નથી.

* * *

કાઠીયાવાડ તેના વિવેકને માટે પ્રખ્યાત છે. મોટા મોટા શહેરો છોડી દઇયે તો એમ સ્પષ્ટ દેખાય છે કે આ વિવેક પોલો નથી, પણ તેની પાછળ મમતા અને ખાનદાની છે જ્યાં નાણાનો વહેવાર ઓછો છે ત્યાં આતિથ્ય-ધર્મ વધારે હોય છે એમ દુનિયાના બધા દેશોમાં જોવામાં આવ્યું છે. નાણામાં ક્ષુદ્રતા અને સ્વાર્થ રહેલો છે, જ્યારે દાણામાં રિદ્ધિ અને ખાનદાની છે, એવો સિદ્ધાન્ત બાંધીયે તો તે ખોટો નહિ પડે.

શહેરોમા સંસ્કારિતા છે, પણ સંસ્કારિતા હમેશાં ધાર્મિકતા અથવા ઉદારતા સૂચવે છે એવું નથી ઘણીવાર બાહ્ય સંસ્કાર અંતરની વિલાસિતા અને છીછરાપણું ઢાકવાનો એક પડદો જ હોય છે મહેમાનોના સુખસગવડ તરફ તેમજ તેમને દરેક રીતે પોતાના જ ઘરમાં હોય તેવું લગાડવા તરફ કાઠીયાવાડમા કાળજી લેવાય છે તે તેના લાંબા કાળના જહોજલાલી અને ધાર્મિક જીવનનો અવશેષ છે. કાઠીયાવાડે જેમ પોતાનું જૂનું લોકસાહિત્ય સાચવી

ગણ્યું છે તેજ પ્રમાણે જ્યાં સુધી તે આ વૃત્તિને સાચવશે ત્યાં સુધી કાઠિયા-
વાડની સુવાસ દુનિયામાં ફેલાતી રહેશે.

* * *

અને તે સુરતમાં મોજશોખ એ પતનના રોગરૂપ જ છે. પણ જ્યાં
સુધી મોજશોખ સાથે ઉદ્યમ બનેલો હોય (કેવળ વેપાર નહિ) ત્યાં સુધી
મોજશોખની ખરાબ અસર બહુ નથી થતી. એક તરફ ઉદ્યોગધંધા અને
કારીગરીને મના દેવા અને બીજી તરફ મોજશોખ વધારવા એ તો અંગ્રેજો
કહે છે તેમ મીણબત્તીને બન્ને છેડેથી બાળવા જેવું છે. કાઠિયાવાડમાં કાપડીઆઓ
અને બીજા પરદેશી વસ્તુના વેપારીઓ ભલે ધનવાન થતા હોય, પણ સામાન્ય
પ્રજા તો દહાડે દહાડે વધુ ને વધુ કંગાળ જ થતી જાય છે. એમ ન હોત
તો વણકર કાઠિયાવાડ પરદેશી વસ્ત્ર મોકલનાર મુલકનું બની ન બનત.

આ ફેરે અમે કાઠિયાવાડમાં બરાબર લગનગાળા વચ્ચે ગયેલા, તેથી
રસ્તામાં પણ વાજતે ગાજતે જતાં કેટલાયે જાનો અને વરઘોડા અમે જોયા.
ગુજરાતમાં આવ્યો ત્યારે 'જાન' શબ્દનો અર્થ હું જાણતો નહોતો. હવે
સમજાય છે કે જેમાં વિનાશક જેવા વાજા વગાડનાર બજારુ બેન્ડનો કોલાહલ
મચાવી સારા શહેરની શાંતિનો ભંગ લે છે તે જાન. આ જાનનો પ્રથમ અનુભવ
મને વડોદરામાં થયો. જે શહેરમાં દક્ષિણી તેમજ હિન્દુસ્તાની નામાંકિત
ગવૈયા અને વાજંત્રી પડ્યા છે અને જ્યાં તરેહવારના વાજંત્રી પોતાનું મધુરું
સંગીત પ્રજાને હમેશા સંભળાવે છે તે જ શહેરમાં ગર્દભને પણ શરમાવે એવું
બેન્ડનું સંગીત (!) લોકોને કેવું રુચ્યું હશે? આ બેન્ડ કાઠિયાવાડના શહેરોમાં
પણ ઘૂસ્યાં છે એમ હું જાણતો નહોતો. સંગીત એ પ્રજાકેળવણીનું એક
મહત્ત્વનું અંગ છે. બેન્ડ મારફતે મળતી ખોટી અને ઝેરી કેળવણીને પરિણામે
લોકો જો કજીઆખોર અને જંગલી ન બને તો તે આશ્ચર્ય ખરું!

* * *

લગ્નની બીજી ગમ્મત છે ન્યાતજમણ. દુઃખના મોઢ પણ મહત્ત્વના પ્રસંગે
ન્યાતના બધા લોક ભેગા થાય એ સુંદર રિવાજ છે, સંઘભાવના (herd
conscious ness) ને પોષવાનો એ ઘણો રસ્તો છે. ન્યાતબંધુઓ બધા
ભેગા થાય એટલે સાથે ખાયપીએ એ પણ સ્વાભાવિક છે. પણ આજે
ન્યાતજમણે જે રૂપ પકડ્યું છે એ જોઈને તો કમકમાટી છૂટે છે. આ જમણનો
પ્રસંગ એ તો ઘણીવાર ન્યાતજાતના ઝઘડાઓ લડી લેવાનો પ્રસંગ જ બની
જાય છે. ન્યાતબહાર મૂકવા, કોની ઉપર વેર લેવું, કેની કોની
હેઠી કરવી વગેરેનો જ જાણે એ એક મહોત્સવ હોય છે.

અને જમવા બેસવાનો પ્રકાર તો નરી સૂગ જ ઉપજાવે છે. આર્ય સંસ્કૃતિ સૌથી શ્રેષ્ઠ છે એમ કહેનારને આવા દશ્ય સામે માથું નીચું જ ઘાલવું પડે. ભોજન એટલે આત્મદેવની પૂજા. તે વિશેષ સ્વચ્છ સ્થળે શુચિર્ભૂત દશામાં કરવી ઘટે. ગમે ત્યાં બેસી ગમે તેમ ખાવું એ પશુસૃષ્ટિને ભલે છાજે.

હું તો લગ્ન પ્રસંગે ક્યાંયે જમવા નથી જતો, પણ ભાવનગરમાં બાળમન્દિર ખુલ્લું મુકાયાને દિવસે ધર્મશાળામાં જે મોટું જમણ થયું તેમાં જવાનો પ્રસંગ આવત. પણ તે સાંઝરે થયું હોવાથી હું છૂટયો. માત્ર જમણવાર કેવી હોય છે તે જોવા ગયેલો. શો તે વખતનો દેખાવ ! શાન્તિનું નામ ન મળે; ચોમેર કોલાહલ. જગાની સંકડાશને લીધે લોકો ધૂળમાં ધીંચોઘીંચ બેઠેલા, એટલું જ નહિ પણ થાળીઓને પણ પૂરતી જગા મળતી નહોતી. એક થાળીના કાંઠા પર બીજી થાળી ચડેલી ! ( આમ થાળીઓ મુકવામાં દાળ ન ફેલાવા દેવાની સગવડ હતી ખરી ! )

ગુજરાતે જમણવારનો રિવાજ સુધારવાની જરૂર છે ખરી. જ્ઞાતિબન્ધન અને જ્ઞાતિપ્રેમ પોષવાની બીજી કોઈ ને કોઈ રીત શોધી કાઢવી જોઈયે. ન્યાતને નામે 'અણુ–આચાર'ને ઉત્તેજન ન જ મળવું જોઈયે. કેટલીક ન્યાતોમાં હુક્કા-પાણી એ જ ન્યાતબન્ધનનું લક્ષણ થઈ ગયું છે, અને કેટલીકમાં કસુંબો. વ્યસનોને જે ન્યાત પ્રેમબન્ધનની પ્રતિષ્ઠા અર્પે છે તે ન્યાતની વિવેકશક્તિનું દેવાળું નીકળ્યું છે એમ જ દુઃખ સાથે કહેવું પડે છે.

મારા કેટલાયે મિત્રો આ બધું સમજે છે, છતાં તેઓ કહે છેઃ 'પણ અમે બીજાને ત્યાં જઈ આટલી ઉમર ન્યાતો જમી આવ્યા તેનું ? અમારે ઘેર પ્રસંગ આવ્યે અમે ન્યાત જમાડવા ના પાડીયે એ કેમ ચાલી શકે ? લોક અમારી આંખમાં આંગળી ન કરે ?' આ દલીલમાં કાયરતા છે. દરેક સુધારાની વેળાએ સુધારો કરનારને કેટલીક વસ્તુઓ જતી કરવી જ પડે છે, કેટલીક લોકનિન્દા ખમવી જ પડે છે. એટલા માટે જ સમાજસુધારકોને બહાદુર કહેવામાં આવે છે. જેમાં પુરુષાર્થ નથી તેવા કામની કિંમત પણ તેટલી જ. હું તેમને કહું છું કે તમે ન્યાતો જમી આવ્યા છો તેના બદલામાં ન્યાતના સાચા કલ્યાણાર્થે બીજી રીતે તમે ન્યાતની સેવા કરો; પૈસો ખરચો; તમારે ત્યાંની રાષ્ટ્રીય શાળાનો એક વરસનો ખરચ આપો; વિદ્યાદાન કરી તે મારફતે આજન્મ અન્નદાન કર્યાનું પુણ્ય મેળવો અને ન્યાતને ભેગી કરો ત્યારે સાદા, સ્વચ્છ અને સાત્વિક ખાનપાનની તજવીજ રાખો.

* * *

કાઠીયાવાડમાં ઘણી સભાઓ જોવાનો મને પ્રસંગ મળ્યો. સભામાં પુરુષો

જેટલી જ સ્ત્રીઓ હાજર રહેતી એમ કહું તો ઝાઝી અતિશયોક્તિ નહિ કહેવાય. પણ સ્ત્રીઓને હજી સભાના નિયમોનું જ્ઞાન નથી વ્યાખ્યાન ચાલતું હોય તોપણ સ્ત્રીઓ આપસમાં વાતો કર્યે જ જાય છે. સ્વયંસેવકોમાં લડી પણ પડે છે સાથે બાળકો તો હોય જ, અને તેઓ તો સભાના બાનરીયા જ—મા કે બહેન પોતાની તરફ દુર્લક્ષ કરે એટલે તેઓ ઉચ્ચ સ્વરે આખી સભાનું લક્ષ પોતાની તરફ ખેંચી ને છે આ બહુ વિક્ષેપકારક છતા ખમી લેવા જેવું હોય છે, પણ જ્યારે બાયડીઓ ક્રોધમાં ઉભા થઈ બંનયો સામે ઘુરકે છે અને સભાની શાન્તિ જાળવવાનું મહત્ત્વનું કામ સ્વેચ્છાથી જ પડે અખત્યાર કરી લે છે ત્યારે તો શાન્તિ પાછી વાળવાની આશા સમગ્રી જ નષ્ટ થવા વખત આવે છે શાન્તિનો ઉપદેશ કરવાનું કામ કાં તો સભાપતિનું અથવા તો અગાઉથી નીમેલા અને તે કામને સારૂ કેળવવામાં આવેલા સ્વયં-સેવકોનુ જ હોય બાકી બધાએ પડે ચૂપ રહી શાન્તિ જાળવવી એટલી જ તેમની ફરજ છે આમ થાય તો અશાન્ત લોકો તુરત જ નોખા પડી જઈ શરમાય છે.

ગમે સભા થાય ત્યારે કેટલીક વાર ઓચિંતા એમઢ ગામને સભાસદ થવાનું મન થઈ આવે છે આ પછી લોકોના હાલનું વર્ણન કોણ કરે ? દરેક માણસ પોતાની જગાએ જ નિર્ભયપણે ઉભો રહે તો હિન્દુસ્તાનની ગાડી ઉદ્ધતપણે સભામાં પ્રવેશ ન જ કરે આમ બનવું જ્યાં અશક્ય જણાય ત્યાં સભાની આસપાસ સ્વયંસેવકોએ સ્વાર્થત્યાગપૂર્વક ઉભા રહેવું જોઈયે આજે તો સ્વયંસેવકો જાણે વક્તાઓનું શ્રોતાઓથી રક્ષણ કરવું હોય તેમ એમની આસપાસ ગોઠવાઈ જાય છે !

* * *

સમાજની સ્થિતિનો આ ચિતાર થયો આમાં ભભકદાર રંગ નથી દેખાતા એ સાચી વાત છે, પણ તે ઉપરથી નિરાશા સૂચવવાનો આશય નથી કડીયાવાડમાં નવજવાનો અને મોટા કાર્યકર્તાઓ પણ જે અસાધારણ ઉત્સાહથી, નિષ્ઠાથી અને તાલીમપૂર્વક કામ કરી રહ્યા છે તે ઉપરથી કાઠી આવાડનું પ્રગતિકાય જીવન જોસભેર આગળ ધપી રહ્યું છે એવી જ છાપ મન ઉપર પડે છે સ્વયંસેવકો મૂગી સેવા કરવા તત્પર દેખાય છે કાર્યક્રમ ગોઠવવામાં કાર્યકર્તાઓની દૂરદર્શિતા દેખાઈ આવે છે અને યુવકવર્ગ નૂતન જીવન ઉપર શ્રદ્ધા રાખી નવો જમાનો લાવવાની આતુરતા છૂપાવી શક્તો નથી વડીલવર્ગ આ જુવાનોનો ઉત્સાહ ન ભાગે તેમનો તેજોવધ ન કરે અને તેમની સેવાની કદર કરી તેમની સામાજિક પ્રતિષ્ઠા પોતાને હાથે આપવામાં કંજુસાઈ ન બતાવે તો સમાજમાં વિખવાદ કલહ કે અનાદરનું વાતાવરણ રહેવા પામશે નહિ કાઠીયાવાડનો વિવેક જ કાઠીયાવાડને તારક નીવડશે

# સમાજસેવાની હિન્દી મીમાંસા

આસ્તિક હોય કે નાસ્તિક, દરેક સમજુ માણસ એટલુ તો સમજે જ છે કે પોતે જે સમાજમા રહે છે તે સમાજની સેવા કરવી એ તેનુ કર્તવ્ય છે અનાથોને મદદ કરવી, નિરાશ્રિતોને આશ્રય આપવો વગેરે વાતો સર્વ ધર્મોમા કહેલી છે. હિન્દુ ધર્મમા પણ પરહિતમા મચ્યા રહેવાનો ઉપદેશ કરેલો છે પણ જૂના ગ્રન્થો વાચતા અથવા સામાન્ય ધર્મચુસ્ત માણસના વિચારો જોતા આપણી અને પાશ્ચાત્ય લોકોની સમાજસેવાની કલ્પનામા ખૂબ ભેદ જણાઈ આવશે. ભૂખ્યાને અન્ન આપવુ, સ્થાને સ્થાને પરબો બેસાડવી, જળાશયો ખોદાવવા અથવા ધર્મશાળાઓ બાધવી, બ્રહ્મભોજન કરવા અથવા દેવાલયો બાધવા—આટલેથી જ ઘણુ કરીને આપણી સમાજસેવા પૂરી થાય છે. (ગોરક્ષા જેવા વિષયો જીવદયામા ગણાય સમાજસેવામા તેનો સમાવેશ ન થઈ શકે.) યુરોપમા મધ્ય યુગમા સમાજસેવાની આ જ કલ્પના હતી. માંદાઓની સારવાર કરવાના વ્યવસ્થિત પ્રયત્નો તો ત્યાના સાધુ લોકોએ આપણા કરતા વધારે કર્યા હશે

રોમન કેથોલિક ધર્મમા સુધારો થયો અને અર્વાચીન વિદ્યા શરૂ થઈ ત્યારથી આપણા દેશમા સમાજસેવાની કલ્પનાને નવી જ દિશા મળી છે. વિદ્યાલયો સ્થાપવા, પ્રવાસ કરવામા મદદ કરવી, ગરીબોની સ્થિતિ સુધારવી, પતિતોનો ઉદ્ધાર કરવો અને ધાર્મિક માન્યતાઓમા સુધારા કરવા—એવો બહુવિધ કાર્યક્રમ આજકાલ સમાજસેવામા દાખલ થયો છે આ નવી કલ્પનાની ચર્ચા આપણા સમાજમા રાતદિવસ થયા કરતી હોવાથી અહીં તેનુ વિસ્તારપૂર્વક વર્ણન કરવાની જરૂર નથી

કૉમ્ત જેવા નાસ્તિક વિદ્વાનના લેખોથી યુરોપમા સમાજપૂજનનો નવો સપ્રદાય ઉત્પન્ન થયો અને નાસ્તિક ને આસ્તિક સૌએ કહેવા લાગ્યા કે સમાજસેવા એ જ મોક્ષનુ દ્વાર છે.

આપણે ત્યા પણ એ જ વિચારોનો અનુવાદ થઈ 'જનતાથી જુદો જનાર્દન ન હોય' 'આપણી આસપાસના કરોડો જીવતાજાગતા નારાયણોનુ દુખ દેખવુ એ જ મોક્ષનો રસ્તો છે' 'જનસેવા એ જ ઈશ્વરસેવા' વગેરે વિચારો લોકોના મનમા વધારે ને વધારે ઉદ્ભવવા લાગ્યા છે હિન્દુ ધર્મને આ કલ્પનાઓ નવી નથી પણ બીજી બાબતોને ગૌણ કરીને આ બાબતોને મહત્ત્વ આપવાનો આગ્રહ નવો છે ખરો આ આગ્રહનુ એક પરિણામ એ આવ્યુ છે કે કેટલાક લોકોને મનુષ્યનુ ધ્યેય શુ હોવુ જોઈએ—આત્મોન્નતિ કે સમાજોન્નતિ—એ વિષે શકા થવા લાગી છે આપણો દેશ એક યુરોપીય

રાષ્ટ્રના તાબામાં છે એટલે તે રાષ્ટ્રની રાષ્ટ્રીયત્વની અને રાષ્ટ્રાભિમાનની કલ્પના ઉપલી શંકા સાથે જાગી જવાથી ઉપજેલો વિવાદ વધારે ગોટાળાભરેલો થઈ પડ્યો છે. આ સ્થિતિમાં, સર્વ સામાજિક પ્રયત્નને કઈ દિશાએ દોરવા એ નક્કી કરતા પહેલાં સમાજસેવાના ધ્યેય વિશે સહેજ વિવેચન કરવાની જરૂર છે.

સમાજસેવામાં જ મારો મોક્ષ રહેલો છે એમ માનવું એટલે પહેલાં તો સમાજની સેવા કરવાની મને તક મળવી જોઈએ, અને તેવી તક મને મળે એટલે સમાજ હમેશાં પાંગળો જ હોવો જોઈએ, એવું સિદ્ધ થાય છે. પણ થોડાક વધારે લોકોના પશુપણા પર મારા મોક્ષનો આધાર રહે એ સ્થિતિ ઇષ્ટ પણ નથી તેમ સયુક્તિક પણ નથી. અને સમાજની સેવા કરીને તેનું પશુપણ થોડે અંશે પણ દૂર કર્યું હોય તો સમાજનું હિત શામાં રહેલું છે એનું મને પૂરેપૂરું ભાન હોવું જોઈએ અને મારા ઉપાયોથી સમાજનું ભલું જ થવાનું છે, બૂરું નહિ જ થાય એવી દૃઢ શ્રદ્ધા પણ હોવી જોઈએ. યથાર્થ હો યા ન હો, પણ ઘણાખરા યૂરોપીઅન સમાજસેવકોમાં એ શ્રદ્ધા હોય છે. તેથી જ તેઓ પોતાનું કામ ખૂબ ઉત્સાહથી કરે છે, અને તેમના કામના પ્રમાણમાં ઓછાવત્તા લોકો વધારે સુખી થયેલા દેખાય છે. પણ વ્યાપક દૃષ્ટિએ જોનારને એકંદરે સમાજની ઉન્નતિ થવાનાં કંઈ લક્ષણ દેખાતાં નથી. યૂરોપમાં બધું કામ વ્યવસ્થિત થાય છે. સમાજસેવાનું અને પરોપકારનું કામ પણ એટલું વ્યવસ્થિત થયું છે કે ઘણાનો તો એ એક ધંધો જ થઈ પડ્યો છે.

આપણી જૂની કલ્પના પ્રમાણે પરોપકાર કરવામાં જેટલું પુણ્ય મનાય છે તેટલી જ બીજાઓની સેવા લેવામાં સત્ત્વહાનિ મનાય છે. શેક્સપીઅરનું 'મર્ચન્ટ ઑફ વેનિસ' વાંચતાં 'Mercy is twice blessed, it blesseth him that gives' અહીં સુધી ગાડું સીધું ચાલે છે, પણ 'him that takes'નો ટેકરો કુદી જવો સહેલ નથી. કારણ મદદ લેવાથી ગરજ સરે છે, પણ ગરજની ભેગુંભેગું સત્ત્વ પણ સરે છે એ કલ્પના આપણા જીવનની સાથે વણાઈ ગઈ છે. વળી મુશીબતમાં કોઈને મદદ કરવી એ એક વાત છે અને મુશીબતમાં પડેલાને મદદ કરવાનો ધંધો આદરવો એ બીજી વાત છે. સમાજસેવકોનો નોકરીયાત વર્ગ જ્યારે નિર્માણ થશે ત્યારે એની મદદ પર જ પેટ ભરનારાઓનો વર્ગ ઊભો થાય એ સ્વાભાવિક છે અને એ વર્ગમાં સત્ત્વ અને પરાક્રમને નામે મીંડું હોય છે એ સિદ્ધ કરી બતાવવાની જરૂર નથી. આજકાલની સામાજિક હીલચાલનું સૂક્ષ્મ નિરીક્ષણ કરનારને એવો કડવો અનુભવ છે જ. જૂના લોકોને પણ યજમાન પાસે કાલાવાલા કરનાર બ્રાહ્મણ ભટભિક્ષુકોની શ્વાનવૃત્તિ જોઈને ઉપલા કથનની યથાર્થતા સહેજે ધ્યાનમાં આવશે. અમે કૉલેજમાં ભણતા હતા ત્યારે અમારા અર્થ-

શાસ્ત્રના અધ્યાપક કહેતા કે હાલની સમાજવ્યવસ્થા એવી છે કે જેથી ગરીબ લોકો વધારે ને વધારે ગરીબ બનતા જાય છે અને પૈસાદારો વધારે ને વધારે તવંગર બનતા જાય છે.

નીતિપંથી અર્થશાસ્ત્રીઓ કહે છે કે આ બધા દુઃખનું કારણ શ્રમવિભાગ છે. સ્વાવલંબન મટીને પરસ્પરાવલંબન દાખલ થાય ત્યારે આવું જ પરિણામ આવવાનું. સંપત્તિને જે તત્ત્વ લાગુ પડે છે તે જ તત્ત્વ સત્ત્વને પણ લાગુ પડે છે. સમાજસેવા કરવા ખાતર સર્વસ્વ અર્પણ કરનારનું તત્ત્વ વૃદ્ધિ પામે છે એમાં કંઈ શંકા નથી. પણ સાથે સાથે એવા સત્પુરુષની ઐહિક સંપત્તિ પર ગુજારો કરનારનું સત્ત્વ નિર્મૂળ થઈ જાય છે એ ભૂલવું ન જોઈએ. સહેજ અતિશયોક્તિ કરીને કહી શકાય કે સમાજસેવાને માર્ગે જઈ એક માણસ સ્વર્ગનો અધિકારી બને છે, ત્યારે સાથે ઓછામાં ઓછો એક માણસ નરકનો અધિકારી બને છે. ખ્રિસ્તી ધર્મના મૂળમાં જ આ શ્રમવિભાગનું તત્ત્વ પેઠું છે. ઈશુ ખ્રિસ્તે આખી માનવજાતિનું પાપ પોતાને માથે ઓઢી લઈ પોતાનું બલિદાન આપ્યું અને તેથી જેટલા શ્રદ્ધાવાન લોકો હતા તે બધા પાપમુક્ત થઈ ગયા. ખ્રિસ્તી ધર્મનું ખરૂં રહસ્ય ખ્રિસ્તને ભોગે ક્ષમા મેળવવી એમાં નથી, પણ આત્માર્પણ કરવામાં ખ્રિસ્તનું અનુકરણ કરવામાં છે. અને આ સત્ય જે થોડાઘણા લોકો જોઇ શક્યા છે તેમની જ ઉન્નતિ થવાની છે એ સ્પષ્ટ છે. પણ આ વાત જો બધાને ગળે ઉતરી જાય તો પછી કોણે કોને માટે આત્માર્પણ કરવું? બીજાનાં પાપો માટે પોતાનો ભોગ આપ્યાના દૃષ્ટાન્તો હિન્દુ સમાજમાં એક નહિ પણ અનેક છે. હિન્દી પ્રજાની દંતકથાઓ દ્વારા મળતા મધ્ય યુગના હિન્દના ઇતિહાસ પરથી જણાય છે કે રાષ્ટ્ર પર આવેલાં સંકટો ટાળવા માટે રાષ્ટ્રલક્ષ્મીનો આદેશ થતા વાર કાલિકા માતાને ચરણે પોતાનું શિરકમળ ધરનાર રાજાઓ, પ્રધાનો, સેનાપતિઓ કેટલાયે થઈ ગયા છે. તેમાંના દરેકને નામે એક એક ધર્મની સ્થાપના થઈ નથી એટલી જ ખોટ રહી છે. સમાજ પર આવી પડેલું સંકટ આવા આત્મયજ્ઞો વડે તત્કાળ ટળે છે એ ખરૂં; પણ તેથી સમાજની કાયમની અથવા સ્થાયી ઉન્નતિ નથી થતી. એમ જો ન હોત તો ભગવાન તથાગતે લોકોને સ્વાવલંબનથી આક્રમવાનો અષ્ટાંગિક માર્ગ ઉપદેશ્યો ન હોત.

જૂના વખતમાં આપણે ત્યાં ગામનો કોઇ ધનિક ગૃહસ્થ પરોપકારને અર્થે કૂવો ખોદાવે તો ગામના સત્ત્વશીલ ગૃહસ્થો એ કૂવાનું પાણી પીતા નહિ. તેઓ કહેતા, 'આવી રીતે અમે તને અમારૂં સત્ત્વ લુંટી લેવા નહિ દઇએ.' ગામના દરેક માણસની કમાણીના પ્રમાણમાં ફાળો નાખી એક સાર્વજનિક કૂવો બાંધવો એ તેઓ વધારે શ્રેયસ્કર ગણતા. સમાજકાર્યનો

આપણે ભાગે આવેલો બોજો જો આપણે નહિ ઉપાડીએ તો આપણા સત્ત્વનો નાશ થશે, આપણે સમાજના ગળામાં ભારરૂપ થઈ પડીશું અને આપણા બમણા બોજાથી તરતા સમાજને ડૂબાડવામાં કારણરૂપ થઈશું એ ભાવના તે કાળના લોકોમાં જાગ્રત હતી. અને તેથી જ સમાજસેવાને એક ધ્યેય તરીકે સાધકો આગળ મૂકવાની ભૂલ આપણા સમાજવ્યવસ્થાપકોને હાથે થઈ નહિ. વર્તમાનકાળના તાજા દાખલા લઈશું તો જણાઈ આવશે કે દરેક નાગરિક પોતાના અધિકાર અને કર્તવ્ય વિષે જાગ્રત ન રહેવાથી કેટલીક વ્યક્તિઓને અસાધારણ ભોગ આપવા પડેલા છે. દેશની દરેક વ્યક્તિ જો ધર્મ-અને તેજસ્વિતાની રક્ષા કરવા તત્પર રહે તો અધિકારીઓને જુલમ કરવાની વૃત્તિ થાય નહિ, અરાજકો અત્યાચાર કરવાના મોહમાં ન પડે અને સરકારને પણ બેબંધશાહી મચાવવાનો વિચાર કરવો પડે. એકનો સ્વાર્થત્યાગ જોઈને બીજા ઘણાને સ્વાર્થત્યાગ કરવાનું શૂર ચઢે છે એ વાત મને અમાન્ય નથી. મદદ કરવાથી પંગુ લોકો વધારે પંગુ થશે એ કારણથી જો કોઈ સ્વાર્થત્યાગ કરવાનું ટાળે તો તે હું કદાપિ ઇષ્ટ ન ગણું. અહીં તો પ્રશ્ન માત્ર આપણો આદર્શ અથવા આપણું ધ્યેય શું હોવું જોઈએ એટલા પૂરતો જ છે. ખરું જોતાં દરેક વ્યક્તિનું, સમાજનું અથવા રાષ્ટ્રનું આત્મોન્નતિ એ એક જ ધ્યેય હોઈ શકે. માત્ર આપણી આસપાસ દૈન્ય અને દુર્ગતિ છવાઈ રહેલાં હોય ત્યારે તેનો નિરાસ કરવા માટે ભગીરથ પ્રયત્ન કરી મરી મટવામાં ખરી આત્મોન્નતિ રહેલી છે એ વાત ધ્યાનમાં રાખીએ તો બસ છે.

## શહેરો અને ગામડાં

જો જમીનનું પાણી આકાશમાં ચડી જાય અને ત્યાંથી પાછું આવે જ નહિ તો ધરતીની શી દશા ? રાજા પ્રજા પાસેથી કર લે અને પ્રજાના લાભમાં તેનો ઉપયોગ ન કરે તો બારેમાસ ભારે ઉદ્યોગી પ્રજા પણ કંગાલ બની જાય તો તેમાં શી નવાઈ ?

રાજા અને પ્રજા, આકાશ અને ધરતી એકબીજા ઉપર આધાર રાખે છે. શહેર અને ગામડાંનો સંબન્ધ પણ એવો જ હોય છે. રાષ્ટ્રનો પ્રાણ, રાષ્ટ્રનું નાડી ગામડાંમાં છે. તેની વ્યવસ્થા કરવાનું કામ શહેરો કરે છે. ગામડાંઓ નસો છે અને શહેર હૃદય છે. હૃદય જો બધું લોહી ચૂસી જાય તો નસો ક્યાં સુધી નભી શકે ?

દેશ ઉપર પરદેશી રાજ્ય હોય છે ત્યારે તેનું પારતંત્ર્ય બંદરોમાં અને શહેરોમાં જ હોય છે. સ્વાભાવિક રીતે—અથવા અસ્વાભાવિક રીતે—દેશની સંપત્તિ અને બુદ્ધિમત્તા શહેરોમાં ભેગી થાય છે. દરેક વિદ્વાન માણસ અને ધનવાન માણસ શહેરમાં જઈને વસે છે અને ત્યાં ગામડાંઓમાંથી પોતાની આવકના પૈસા ખેંચી લાવી પરદેશી વસ્તુઓ ખરીદવામાં ખરચી નાખે છે. પછી ગામડાંઓના અને શહેરોના પણ ઉદ્યોગધંધા ક્યાંથી ચાલે ?

ગામડાંઓમાંથી હોશિયાર અને ધનવાન લોકો શહેરોમાં જઈને વસે છે તેના બદલામાં શહેરો તરફથી ગામડાંઓને શું મળે છે? ગામડાંઓના ઉદ્યોગહુન્નરને ઉત્તેજન મળવું જોઈએ તે તો પરદેશને મળે છે. ભણેલાઓ ગામડાંઓને લગભગ અસ્પૃશ્ય સમજે છે. શહેરોમાંથી ગામડાંમાં જનાર ફક્ત બે જ વર્ગ હોય છે—પરદેશી માલના વેપારીઓ અને પરદેશી સરકારના અમલદારો. આ સ્થિતિનું પરિણામ શું આવ્યું છે એ આપણાથી અજાણ્યું નથી. શહેરનો માણસ ગામડાંમાં જાય છે ત્યારે અમીર થઈને જાય છે; ગામડીઆઓ પાસેથી સેવા લેવાના અને તેમનો વાંક કાઢવાના જાણે દરેક શહેરીને હક જ હોય.

મહાસભાની હીલચાલ પ્રજાકીય થઈ ત્યારથી આ સ્થિતિમાં કંઈક ફેર થયો છે. મહાસભાના પ્રચારકો અને સ્વયંસેવકો ગામડાંઓમાં જઈ ત્યાંના લોકોનું સુખદુ:ખ સમજી લેવાનો પ્રયત્ન કરે છે, તેમની બનતી સેવા કરવાની વૃત્તિ ધરાવે છે અને તેમને દેશની સ્થિતિ અને તેમનું કર્તવ્ય શું છે તે વિષે જ્ઞાન આપે છે. ગામડાંના લોકો તેમનું આદરપૂર્વક બૃહસ્પતિ જેવું સ્વાગત કરે છે. એવે પ્રસંગે દેશસેવકોએ બહુ સાવચેતીથી કામ લેવું જોઈએ. શહેરની ખરચાળ રહેણી, બીનજરૂરી વસ્તુઓ વાપરવાની ટેવ, ખોટો વિવેક, પરદેશી ઢબ વિષેનો આદર અને અમીરી વૃત્તિ લઈને ગામડાંઓમાં જવું ન ઘટે. વેઠ કરી કરી થાકેલા અને સહાનુભૂતિના તરસ્યા ગામવાસીઓને આપણા તરફથી અભયદાન હોવું જોઈએ. સેવા કરવામાં પણ જ્યાં તેઓ સ્વાભિમાન ભૂલી જાય ત્યાં તેમને તેમના કર્તવ્યનું ભાન કરાવવું જોઈએ અને તેમની પાસેથી જે શીખવા જેવું હોય તે શીખવાની આતુરતા પણ બતાવવી જોઈએ. આ રીતે જ આપણે તેમને સમાનતા શીખવી શકીશું અને સ્વરાજ્યનું વાતાવરણ પેદા કરી શકીશું.

શહેરોએ ગામડાંઓ સામે અત્યાર સુધી જે પાપ કર્યું છે તે ધોઈ નાખવાનો આ એક જ ઉપાય છે. તે અખત્યાર નહિ કરીએ તો કાં તો ગામડાંઓ નેસ્તનાબુદ થઈ જશે અને શહેરો ભૂખે મરશે; અથવા તો કુદરત નિર્દય થઈ પોતાનો કુદરતી ઈલાજ અમલમાં મુકશે, અને જે પાપો આપણે આપણા પરસેવાથી ધોવાનું ચૂકશું તે લોહીની નદીઓથી ધોવાં પડશે.

# ગામડાંમાં જઈને શું કરીશું?

૧

સ૦—અમે અસહકાર તો કર્યો, હવે અમને ગામડાંઓમાં ક્યારે કામ કરવા મોકલશો?

જ૦—તમે ગામડાંઓમાં જવા સારૂ જેટલા ઉત્સુક થયા છો તેથી વધારે ઉત્સુક તમારા આગેવાનો તમને મોકલવા થયા છે. પણ ગામડાંઓમાં મોકલીને તમારી પાસેથી જે કામ લેવું છે તેનું મહત્ત્વ અને તેની ગંભીરતા તેઓ સમજે છે, તેથી જ તમને તે કામની ખાસ તાલીમ આપવાનો તેઓ આગ્રહ રાખે છે.

સ૦—ગામડાંઓમાં જઈને અમારે શું શું કરવું પડશે?

જ૦—શું કરવું પડશે તે ઘડીવાર પછી કહીશ, પણ શું ન કરવું જોઈયે તે પ્રથમ જાણી લો.

સ૦—વારૂ ત્યારે, ભલે તે કહો, શું ન કરવું જોઈયે? અમે પોતે જ કહી દઈયે છીયે કે ગામડાંમા જઈને અમે લેક્ચરબાજી કરીશું એ ધાસ્તી તમારે રાખવાનું કારણ નથી. વ્યાખ્યાનો સાંભળી સાંભળીને અમે એટલા કાયર થયા છીયે કે અમારી ઉત્તેજનાશક્તિ પણ લગભગ ખૂટી થવા આવી છે. અમે એ પણ જોયું છે કે નેતાઓ ભાષણો આપે એટલે પછી જે આવે છે તે ભાષણો જ આપવા માંડે છે. નેતાઓ લખવા માંડે એટલે લોકો પણ છાપાઓમાં લેખોના ઢગલા મોકલી દે છે એમ સાંભળ્યું છે. નેતાઓ કહે કે 'હવે વ્યાખ્યાનો આપવાનો સમય નથી રહ્યો,' ત્યારે લેક્ચરબાજો પણ કહે છે, 'હવે વાતો કરવાનો વખત નથી રહ્યો, ઉઠીને કામ કરવાનો વખત આવી લાગ્યો છે.' પણ પ્રત્યક્ષ કામ તો ઝોલા જ ખાયા કરે છે.

જ૦—તમારૂં નિરીક્ષણ સાચું છે. આમ થયું છે ખરૂં. તમે ગામડાંમાં જઈને બે ચાર વ્યાખ્યાનો આપીને બે દિવસમાં પ્રસિદ્ધ નેતા થવા નથી માગતા એ જોઈ સાચા આગેવાનોની અરધી ચિન્તા ઓછી થશે.

સ૦—ત્યારે શું તમે એમ માનેલું કે અમારૂં ભણતર છોડીને અમે બાટેરના પૈસા ઉપર વ્યાખ્યાનો આપવા ફરવાના હતા? અસહકારની પવિત્રતા અમારામાં પણ કંઈક આવી છે, અમે પણ હવે આત્મશુદ્ધિ તરફ વળ્યા છીયે. તમે કહો તો અમે ફક્ત ફંડ જ ઉઘરાવવાનું કામ કરીશું.

જ૦—તે કામ બહુ નાજુક છે, એ તમારે જાણવું જોઈયે. ઓળખાણ વગર લોકો પૈસા કાઢી આપતા અચકાય, જૂનાં ફંડોમાં કંઈ ને કંઈ પૈસાની

ધાલમેલ થયાના દાખલાઓ ટાંકે, અને એવી એવી કંઇ કંઈ ભાંજગડો ઉભી થાય, એ સ્થિતિ ઝાઝી સ્પૃહણીય નથી હોતી.

સ૦—ત્યારે અમારે કરવું શું ?

જ૦—નેતાઓએ જે ફંડ ઉઘાડયાં હોય અને જેનું કામ તમને સોંપ્યું હોય તેટલું જ તમારે કરવું રહ્યું. બીજો કોઈ માણસ કોઈ સુન્દર વિચાર તમારી આગળ મુકે અને તેને માટે ફંડ આપવા તૈયાર થાય અગર ફંડ ઉઘરાવવાની ભલામણ કરે તો તમારે તે કલ્પના નેતાઓ આગળ રજૂ કરવી અથવા તો તેવા માણસને નેતાઓ પાસે જવા કહેવું. હાલ તુરત તો મહાસભાની સમિતિઓમાં લોકોને નોંધવા અને તેમની પાસેથી ચાર ચાર આના ઉઘરાવવા તથા તેમને રીતસર પાવતી આપવી. આ કામ એક સામાન્ય મહેતો પણ કરી શકે, છતાં તે કામ તમને સોંપવામાં નેતાઓનો ખાસ ઉદ્દેશ છે. જે જે માણસનું નામ તમે નોંધો તેને તમારે મહાસભાનો ઉદ્દેશ અને તેનું બંધારણ સમજાવવાં પડવાના. તમે જે કામ ઠીક બજાવી શકો તેમાં લોકો પર અસર કરવા માટે તમે જે વિષે પૂરતું કે બિલકુલ જાણતા ન હો તે વિષે ગમે તે ઠોકી દેવું નહિ. લોકોની ચિત્તવૃત્તિ ઉત્તેજિત કરવાનું તમારૂં કામ નથી. તમારે તો તમારી ચોકસાઈ અને વિચારની પ્રામાણિકતા લોકો પર ઠસાવવાની છે.

સ૦—લોકોને દેશસ્થિતની માહિતી આપતાં મગજ ઠંડું રાખવું એ કામ જરા અઘરૂં છે ખરૂ, પણ મને લાગે છે કે તમે આટલું કહ્યા પછી એટલો સંયમ રાખી શકીશું. આથી વધારે તો કાંઈ નથીને ?

જ૦—છે. આપણી પ્રવૃત્તિ આત્મશુદ્ધિની છે, પ્રાયશ્ચિત્તની છે, અને તેથી સરકારના દોષો અને સરકારના પાપો જ લોકોને બતાવ્યે બસ નહિ થાય. દેશની દુર્દશામાં આપણો પોતાનો પણ કેટલો ફાળો છે એ સુદ્ધાં લોકોને ગમે ન ગમે છતાં બતાવી આપવો જોઇએ. આ કામ બહુ જ વિવેકપૂર્વક અને નરમાશથી કરવું જોઇયે, નહિ તો સ્વરાજનું કામ એક કોરે રહેશે અને સમાજમાં વિખવાદ મચશે. નિર્વૈર થયા વગર, રાગદ્વેષને કાબુમાં રાખ્યા વગર એ કામ હાથમાં લેવું જોખમભરેલું છે. સરકારના દોષો પણ આપણે નિર્વૈર થઇશું ત્યારે જ ખરેખરી યોગ્ય અને સચોટ ભાષામાં બતાવી શકીશું. આપણી ભાષામાં જુસ્સો ભલે હોય પણ ગુસ્સો ન હોવો જોઇયે.

સ૦—આ ભાષા અને ભાષણો વિષે થયું. પણ કામ કરવામાં શું ન કરવું જોઇએ ?

જ૦—તમે જુવાન છો, છતાં ભણેલા તો છો જ. એટ ઘણી વસ્તુઓ જે ન કરવી ઘટે તે વિષે તમે જાણો જ છો. પણ એક વસ્તુ ખાસ કહેવા

જેવી છે. દેશમાં અન્યાય અને જુલમ એટલો બધો છે અને એટલા બધા પ્રકારનો છે કે તમે જ્યાં જશો ત્યાં લોકો તમારી પાસે પોતાની સ્થાનિક કે વ્યક્તિગત ફરિયાદો આણશે અને તમારી સલાહ કે મદદ માગશે. એવે વખતે તમારો પુણ્યપ્રકોપ જાગૃત થશે અને તમે જાતે જ ન્યાય આપવા બેસી જશો, અથવા અહિંસાનું સ્વરૂપ તેમજ જાહેર જીવનનાં તત્ત્વો અને મર્યાદાઓ ભૂલી જઈ ખોટી સલાહ આપશો એવી બીક અવાસ્તવિક નથી. તમારી શક્તિ, તમારી બુદ્ધિ અને તમારા અધિકારનો તમારી આંક બરાબર ન હોય એ બનવાજોગ છે. કેટલીવાર દયાભાવથી તમે મદદ કરવા જાઓ અને સ્થાનિક કજીઆ તથા પ્રપંચમાં ગોટવાઈ જાઓ અગર તો ન્યાતજાતના ઝઘડાઓમાં ફસાઓ એમ પણ બને. તેમાં જ મૂંઝાઈ અગર તેથી ચીડાઈ જઈને તમારી સ્વરાજ્ય ઉપરની નિષ્ઠા ઓછી થાય તો તમારું કેટલું નુકસાન થાય એ પણ ધ્યાનમાં લેવા જેવું છે

સ૦—ત્યારે આવા પ્રસંગોમાં અમારે શું કરવું? એવા પ્રસંગો તો ગામડાંમાં આવવાના જ.

જ૦—તમારે આવી ભાંજગડો ત્યાં ત્યાંના સ્થાનિક આગેવાનો પાસે મોકલી દેવી અને તેઓ તમે ઇચ્છો તેટલું ઉતાવળું પગલું ન ભરે તો તમારે અધીરા ન થવું, અથવા તરત જ અશ્રદ્ધાના શિકાર બનીને આગેવાનો કશું નથી કરતા, તેઓ નાલાયક છે, અથવા આપમતલબી, પક્ષપાતી કે લાગણી વગરના છે એવા નિર્ણય ઉપર ન આવવું. આગેવાનો ગમે તેવા હોય પણ તમે તે ઘડીએ આગેવાન નથી એટલું ધ્યાનમાં રાખો એટલે બસ. તમને ઘરનું તમે ફરી છૂટયા એટલો સન્તોષ તમારા મનને માટે પૂરતો થવો જોઈએ આ મર્યાદાનું ઉલ્લંઘન કરવું એ એક જાતની સૂક્ષ્મ અરાજકતા (અધાધુંધી) છે

સ૦—હવે હું સમજી શકયો છું આ બધું અત્યાર લગી અમારા ધ્યાનમાં ઓછું નહોતું. હવે એટલું તો અમે સમજી ગયા છીએ કે ગમે તે સ્થિતિમાં પણ સિપાઈની પેઠે બતાવેલું તેટલું જ કામ પોતાની બુદ્ધિશક્તિ વાપરીને કરવાનું, પણ બીજે પોતાની બુદ્ધિ ચલાવવાની નહિ. હવે ગામડાંઓમાં જઈને અમારે કરવું શું શું જોઈએ તે કહેશો?

જ૦—હા પણ આજ તો હવે સૂતર કાંતવાનો સમય થયો. હવે તો આવતી કાલે આ જ વખતે આ જ સવાલ આપણે આગળ ચર્ચીશું

૨

સ૦—ગામડાંમાં જઈને શું કરવું જોઈએ તે આજે કહેશો ને?

જ૦—ગામડાંઓની સ્થિતિ જાણ્યા વગર તે નક્કી થાય ખરું? અને

નક્કી કરીયે તોપણ તે અમલમાં મુકી શકીયે ખરા ? ગામડાંઓની સ્થિતિ તમે ધારો છો એવી કાવ્યમય નથી હોતી લગભગ સો વરસ થયાં સારા સારા લોકો ગામડાંમાંથી શહેરોમાં જઈને વસી રહ્યા છે અને ગામડાંઓનું અનાજ અને બીજી પેદાશ શહેરોમાં જઈને વેચાય છે તેના પૈસા પણ ભાગ્યે જ પૂરેપૂરા ગામડાંઓમાં જાય છે આને લીધે ગામડાંઓમાંથી બુદ્ધિ અને સંપત્તિનો જે સ્રાવ અત્યાર લગી ચાલ્યો છે તેથી ગામડાં ભાંગતાં જાય છે, અને લોકોના સ્વભાવ ઉપર પણ તેની બૂરી અસર થઈ છે

સ૦—એટલે શું ? હું સમજ્યો નહિ તમે શાની વાત કરો છો ?

જ૦—એમ છે કે જૂના વખતમાં લગભગ બધા જમીનદારો ગામડાંમાં જ રહેતા હાલમાં ગામડાંઓની જમીનોના માલિકો મોટે ભાગે શહેરોમાં રહે છે તેમના દીકરાઓ શહેરોમાં જ ભણે છે તેમને જોઈતી વસ્તુઓ શહેરમાં જ ખરીદે છે તે ચીજો મોટે ભાગે પરદેશી હોય છે ગામડાંઓનો પૈસો જે ગામડાંઓમાં ખરચાવો જોઈયે અને અગાઉ ખરચાતો તે હવે શહેરોમાં ખરચાય છે અને તે પણ શહેરોની દરમિયાનગીરીથી ખરી રીતે તો પરદેશ જ ઘસડાય છે એ જ જો ગામડાંઓમાં ખરચાય તો ત્યાં કેટલાયે ઉદ્યોગો ચાલે આમ થવાથી ગામડાંમાંથી હુશિયાર હુશિયાર લોકો ગામડાં છોડીને શહેરો તરફ તણાય છે આરંભમાં તો પોતાના ગામના જમીનદારોના ઘરોમાં નોકર તરીકે અને પછી મીલોમાં

સ૦—હા, મીલોની ગામડાંઓ પર શી અસર થાય છે તે કહો

જ૦—તે પણ કહીશ, પણ પહેલાં આ વાત મને પૂરી કરી લેવા દો

ગામડાંમાંથી જમીનદારો હુશિયાર લોકો અને ગામડાંનું ધન એ વગેરે આમ શહેરો તરફ ઘસડાઈ જતું હોવાથી ગામડાંઓને આજે પાંડુરોગ કે ક્ષયરોગ લાગ્યો છે, અને તેથી માંદો માણસ જેમ ચીડીઓ અને નાના મનનો બની જાય છે તેમ ગામડાંના લોકો અનુદાર અને હલકા મનના બનતા જાય છે

बुभुक्षितः किं न करोति पापं
क्षीणा नरा निष्करुणा भवन्ति ।

સ૦—તમે તો દારિદ્ર્યના વખાણ કરો છો ગરીબાઈમાં તો તમને સ્વર્ગ દેખાય છે તે આ જ સ્વર્ગ કે ?

જ૦—જાણીજોઈને સ્વેચ્છાથી સ્વીકારેલી ગરીબાઈ સ્વર્ગસમી છે, મોક્ષની સીડી છે, એ વાત તદ્દન સાચી છે પણ આ તો આવી પડેલી અને અમર્યાદ દરિદ્રતા છે એ તો નરક સમાન છે દુકાળમાં ભૂખ્યા રહેવાથી એકાદશી કર્યાનું કે ઉપવાસ રાખ્યાનું પુણ્ય થોડું જ મળી શકે તેમ હતું ?

હવે તમારો મીલોનો પ્રશ્ન. એ બહુ મોટો છે અને કોઈક દિવસ વિસ્તારથી ચર્ચીશ. આજે એટલું જ કહી દઉં છું કે ગામડાંના લોકો મીલ મજૂરો થવાથી શહેરનું થોડુંક ધન તેઓ ગામડાંઓમાં લઈ જઈ શકે ખરા, પણ મીલમજૂરો મોટે ભાગે ગામડાંઓમાં પાછા જતા જ નથી. મીલ માલિકો હમેશાં ઇચ્છે છે કે તેમના મજૂરો 'મુલક' ન જતાં હમેશાં મીલો નજીકમાં જ રહે. મુંબઈના ઘાટી મજૂરો વરસમાં એકવાર કોંકણ જાય એની પણ ત્યાંના મીલમાલિકો ફરિયાદ કરે છે. પણ મજૂરો ગામડાંઓ જેટલું ધન લઈ જાય છે તેના કરતાં શહેરની કુટેવો વધારે લઇ જાય દી. બ. આંબાલાલે 'શાન્તિદાસ' કરીને એક ટુંકી વાર્તા લખી છે તે ત વાંચી છે ? ન વાંચી હોય તો વાંચી જવાની હું તમને ભલામણ કરૂં છું.

સ૦—આ બધું તો સમજાયું. પણ ગામડાંના લોકોના સ્વભાવમાં આ ફેરફાર થયો છે તેને લીધે અમે જે સ્વરાજ્યનું કામ ગામડાંઓ કરવા માગીયે છીયે તેના ઉપર કેવા પ્રકારની અસર થવા સંભવ છે તે કહે

જ૦—નિર્ધનતાને લીધે અને કાયદા વગેરેનું જ્ઞાન ન હોવાને લી ગામડાંનો માણસ હમેશાં ભયભીત દશામાં રહે છે, અને તેથી બીકને લી જે માણસના હાથમાં કંઈ પણ સત્તા હોય એવા માણસને વશ રહે પોતાનો હિતકર્તા કોણ છે એ જ જોવા કરતાં પોતાનું નુકસાન કરી શ એવો કોણ છે એ જોઈને તેને જ તે શરણ જાય છે. સરકારનું વલણ ગામડ ઓના ખેડૂતવર્ગને ત્યાંના શાહુકાર કે વાણીઆના હાથમાંથી બચાવ પોતાના જ પંજામાં લેવા તરફ છે. અને તેથી સરકારે એક પછી એક એ કાયદાઓ ઘડ્યા છે કે તેથી ગામડાના વાણીઆને લોકો જોડે સીધો વહેવા કે લેવડદેવડ ચલાવવી જ મુશ્કેલ થઇ પડે છે. છતાં આમ કંઇ વાણીઓ ગામડાંઓમાંથી ખસે તેમ નથી, કેમકે તેના વગર ગામડાંનું ચાલે જ નહિ સરકારી અધિકારીઓ બતાવે છે તેવો તે કાંઇ સેતાન કે 'શાયલૉક' નથ હોતો; અને તેવો તે બની ગયો હોય તોપણ તે હાલના જમાનાને પ્રતાપે. આજે વાણીઓ સરકારી અધિકારીને ખુશ રાખે છે અને લોકો પાસેથી જાતજાતના દસ્તાવેજ કરાવી લઈ પોતાનો ધંધો પાકે પાયે કરે છે આથી ગામડાંઓમાં તમે જશો તેની સાથે જ ત્યાંના લોકો તમારૂં વ્યાખ્યા સાંભળ્યા પછી તમારામાં ભલાઇ કે દેશદાઝ કેટલી છે એ તરફ ધ્યાન નહિ આપે, પણ તમારી પાસે સત્તા અથવા લાગવગ કેટલી છે એ જ જાણવા ઇન્તેજાર રહેશે. સરકારી અધિકારીઓ સાથે અગર કોર્ટોમાં પોતાની લાગવગ ચલાવવાનો જેમનો ધંધો છે તેવા લોકોની આંખમાં તો તમે તેમના રસ્તામ ઉભી થયેલી એક નવી બલા થઇ પડશો. તેમના પ્રપંચમાં, કુસ્તીમાં ઉતરવ જેટલો પણ મોહ જો તમને થયો તો ચાહે તેટલી સદિચ્છા અને સેવાભા

તમારામા દરો તોપણ તમારા હાથથી ગામડાનું કશુ કલ્યાણ થઈ શકવાનુ નથી આવા પ્રપંચી વિઘ્નસંતોષી લોકો તમારી સામે જ ધાંધલ મચાવશે અને તમે હમેશા તમારો પોતાનો બચાવ કરતા કરતા નાસી જશો માટે તમારે કોઇ પણ જાતની સત્તા સાથે સહકાર ન કરવાનું ધોરણ મક્કમપણે પકડી રાખવુ

સ૦—ત્યારે અમારે તેમની સેવા અને મદદ કેવી રીતે કરવી ?

જ૦—તમારાથી જાતે જેટલી મદદ થઈ શકે તેટલાથી જ તમારે સન્તોષ માનવો જોઇયે સરકારી અધિકારી પાસે ન્યાયની ખાતર પણ તમારે લાગવગ ન ચલાવવી, અને હાલની સ્થિતિમા સરકારી અધિકારીના સામાન્ય અન્યાયો સામે તરત જ લોકોને ઉશ્કેરવા પણ નહિ

સ૦—ત્યારે અમે તેમને માત્ર દેશની સ્થિતિ જ સમજાવી દેવાનું રાખીયે તો ?

જ૦—તે મહેનતાઇથી તેમને ગળે ઉતરે એમ નથી લાગતુ જેમ મીલમજૂરોનો ઉપયોગ કરવાની દાનતે હાલ અનેક પક્ષના લોકો તેમની વચ્ચે જઈને કામ કરવા મંડેલા જોવામા આવે છે તે જ રીતે ગામડાઓમા પણ થવાનું દરેક પક્ષ બીજા પક્ષોની નિન્દા કરીને ગામડાના ગરીબ વર્ગોને પોતાના જ તરફ ખેચવા માગશે આમ ગરીબ વર્ગોનો બુદ્ધિભેદ થાય છે અને શહેરના ઝગડાઓ નાહક ગામડાઓમા પહોચી રાષ્ટ્રીય શક્તિ વૃથા વેડફાવાનો ભય રહે છે

સ૦—ત્યારે આની સામે શુ કરવુ જોઇયે ?

જ૦—તમારે મહાસભાની રચના મહાસભાનુ બંધારણ મહાસભા શુ કરી શકે છે, શુ કરવા માગે છે—એ બધુ લોકોને સમજાવવુ અને સાથે સાથે તેમની કેળવણી અને ગામના આરોગ્ય તરફ ધ્યાન પરોવવુ તમે તેમની સામાજિક સેવા કરશો એટલે તેઓ તમને રાજદ્વારી મદદ કરશે પ્રજાની સામાજિક સેવા કરીને તેનો સન્તોષ અને વિશ્વાસ મેળવો, તેમના ઝગડાઓમા બરકત પૂરો, તેમના ઘરના કે પડોશી સાથેના વિખવાદ ઓછા કરવાનો પ્રયત્ન કરો, તેમના માંદાઓની માવજત કરો અને આટલુ બધુયે કરતા છતા પદ્મપત્રની પેઠે અલિપ્ત રહો રોજ રાત્રે તેમને કથાકીર્તનમાથી થોડુ થોડુ સંભળાવતા રહો રાત્રે જ્યારે ગામના મોટેરાઓ ભેગા થાય ત્યારે બીજે શુ શુ ચાલે છે, બીજા પ્રાન્તોમા કે દેશોમા ખેડૂતો કેવી રીતે આબાદ થાય છે એની વાતો તેમને કહી બતાવો ધર્મની ચર્ચા કરો તેમા પણ આત્માઅનાત્માના અરણ્યમા પેસવાથી નહિ ચાલે માણસનું કર્તવ્ય કઇ રીતે ધર્માનુરૂપ હોઇ શકે તે સમજાવવુ જોઇયે ખેડૂતોને તેમનો માલ કોને

વેચવાથી, કેવી રીતે વેચવાથી અને ક્યારે વેચવાથી તેમને વધારેમા વધારે લાભ થાય અને દેશને નુકસાન ન થાય એ સમજાવી દેવુ જોઈયે આમા મે જગ વાર પડેલા વર્ણવેલી મુશ્કેલીઓ નહિ આવે એમ નથી, પણ તે એકાએક નહિ આવે

મ૦—આ કામ તો એક ઠેકાણે સ્થિર રહીને જ થઈ શકે તેવુ લાગે છે અમે તો ગામડે ગામડે ફરવના. એ સ્થિતિમા આ બધુ કેમ બને ?

જ૦—ગામડે ગામડે ફરવાનુ હુ પસદ નથી કરતો ગુજરાતમા આટલા ગામડા છે અને આટલા કામ કરનારા છે એવી ગણતરી કરીને 'માણસ દીઠ આટલા ગામડા' એવો હિસાબ કામનો નથી કામ કરનારા ઓછા હોય તો મર્યાદિત પ્રદેશમા જ કામ ઉપાડવુ ચાર એકર જમીન છે અને વાવવાને માટે ત્રણ શેર બી છે માટે દરેક બીજ આઘાઆઘાને છૂટે વાવીયે એવો હિસાબ ગામડીઓ પણ નથી કરતો કામ સગીન પાયા ઉપર શરૂ કરીશુ તો થોડા જ દિવસમા આખા પ્રાન્તને પહોચી વળે એટલી સેવકોની સખ્યા ઊભી થશે ત્યા સુધી પોતે સ્વીકારેલા મર્યાદિત ક્ષેત્રમા જ કામ બજાવી સન્તોષ માનવો જોઈયે

મતલબ કે તમારે કોઈ એક ગામડામા જઈને રહેવુ અને આસપાસ બે ત્રણ માઈલમા જેટલી વસ્તી આવી જાય તેટલાની જ સેવા કરીને સન્તોષ માનવો આમ તમારી તપશ્ચર્યા જ્યારે વધશે ત્યારે મોટુ ક્ષેત્ર એની મેળે તમારા હાથમા આવશે અને મોટા પાયા ઉપર સગીન કામ કરવાની શક્તિ તમારામા આવશે

૩

મ૦—તમે ગામડામા કામ કરવાની મુશ્કેલીઓ જેમ જેમ બતાવતા જાઓ છો તેમ તેમ તે કામ વિષે વધારે ને વધારે રસ જ ઉપજે છે સાથે જ, રાષ્ટ્રીય કેળવણી આ ગામડાઓમા કામ કરવાથી જ મળે ખરી કે નહિ ?

જ૦—શહેરોમા લોકો જેટલા એકબીજાથી વિખુટા પડેલા હોય છે તેટલા ગામડાઓમા નથી હોતા શહેરો કરતા ગામડાઓનુ જીવન વધારે સયુક્ત અને વધારે સામાજિક હોય છે, અને તેથી જ ત્યા સામાજિક પ્રશ્નોનુ અધ્યયન સારુ થઈ શકે છે

મ૦—પણ શહેરો કરતા ગામડાઓમા કુસપ તો વધારે હોય છે તડબાડો ખૂબ ચાલે છે ત્યાનુ જીવન વધારે સયુક્ત—વધારે સામાજિક કેમ કહેવાય ?

જ૦—આપણાં શહેરોમા શાન્તિ હોય છે ખરી, પણ તે સામાજિક શાન્તિ ન કહેવાય. એકતા અને સંપનો ઉચ્ચ આદર્શ છોડી નીચે ઉતરી આવીને મેળવેલી તે શાન્તિ હોય છે. પતિપત્ની એકબીજા જોડે ન બનતા છૂટાછેડા કરીને શાન્તિ મેળવે તેવી એ શાન્તિ છે. ન્યાતોમા તડ પડે છે એટલા માટે આખુ ન્યાતબંધારણ જ તોડી નાખવાથી જે શાન્તિ મળે તે જાતની એ શાન્તિ છે. બાંડભાઈ વચ્ચે બનતું ન હોય એટલા માટે એક કુટુમ્બના બે કુટુમ્બ કરીને મેળવેલી શાન્તિ જેવી તે શાન્તિ હોય છે ઉચ્ચ આદર્શ છોડી નીચે ઉતરવાથી સહેજ શાન્તિ અથવા રાહત થોડા દિવસ માટે મળે છે એની હું ના નહિ પાડુ. લડાઈમા પાચપચીસ ઘાયલ પાછા હઠવાથી પણ એક જાતની રાહત મળે છે, પણ તે શુ ઇચ્છવા જેવી છે?

સ૦—આ બહુ જ મહત્વનો સવાલ લાગે છે, છતા આનો સ્વરાજ્ય સાથે શો સબન્ધ એવી શંકા થઇ આવે છે.

જ૦—સબન્ધ નથી જોઇ શકતા? ગામગામમા જઇને ત્યાના ઝગડાઓ જોઈ તમે લોકોને શી સલાહ આપશો એનો વિચાર કરો. જ્યા દરેક વ્યક્તિ અલગ અલગ રહે છે અને જ્યા બધી વ્યવસ્થા પરાયા લોકોના હાથમા રહે છે અથવા કેટલાક પ્રતિનિધિઓના હાથમા રહે છે એવા શહેરના વાતાવરણમા ઉછરેલા તમે ગામડાઓમા પણ એ જ વાતાવરણ દાખલ કરવાની ભૂલ કરશો કે બીજુ કશુ બ્યાજબી નથી? ગામડાના લોકોને વધારે સ્વાવલબી, વધારે સ્વતન્ત્ર અને વધારે સ્વરાજ્યભોગી કરવાને બદલે તમે શાન્તિને નામે જે સારૂ કે નઠારૂ સ્વરાજ્ય અથવા જાહેર જીવન છે તે તોડી નાખશો પાશ્ચાત્ય ઢબની પ્રતિનિધિપદ્ધતિ તમને અત્યન્ત સ્વાભાવિક લાગે છે, અને તે જ તમે ગામડાઓમા દાખલ કરવાના તમારૂ મહાસભાનુ બંધારણ પણ એ જ જાતનું છે પણ આ પદ્ધતિની પાછળ પ્રતિનિધિનુ વચન એ આપણુ પોતાનુ વચન અને પ્રતિનિધિનો નિર્ણય એ આપણો નિર્ણય એમ માનવાની જે વૃત્તિ રહેલી છે તે જો લોકોમા ન હોય તો પ્રતિનિધિપદ્ધતિથી ગામડાઓને ઝાઝો લાભ થાય એમ મને તો નથી લાગતુ

સ૦—ત્યારે મહાસભાએ આનો નિર્ણય કેમ નથી કર્યો? અમારે તો મહાસભાને વફાદાર રહીને જ કામ કરવાનુ રહ્યુ

જ૦—તમારી વાત સાચી છે. મહાસભાને અત્યાર સુધી સરકાર પાસેથી માગીને સ્વરાજ્ય લેવાનું હતું, એટલે સરકાર સમજે એવુ જ સ્વરાજ્ય મહાસભાએ કલ્પેલુ. તેમા વળી મહાસભામા જનારા આપણા પ્રતિનિધિઓ બધા અંગ્રેજી ભણેલા! દેશની સ્થિતિ કરતા અંગ્રેજી ચોપડીઓમાના વિચારો સાથે તેમનો પરિચય વધારે, તેથી તેમને બીજુ સૂઝે જ શાનુ? છતા તમે

કહો છો તેમ તમારે મહાસભાનું બંધારણ સ્વીકારીને જ કામ કરવું જોઇયે. એમાં હાલ તુરતમાં કંઇ નુકસાન છે એમ હું નથી કહેતો. મારે તો ગ મતાં-ઓમાં જે સમાજબંધનો છે તે તમારે હાથે જાણ્યેઅજાણ્યે પણ ન તૂટી પડે એટલા પૂરતી જ ચેતવણી આપવાની હતી.

સ૦—શું બ્રિટિશ કૉન્સ્ટીટ્યૂશનની માફક આપણે ત્યાં આપણું જૂનું કૉન્સ્ટીટ્યૂશન હતું ! આપણા ઇતિહાસમાં તો કૉન્સ્ટીટ્યૂશનનું નામ સરખું નથી પછી વેદમાંથી અથવા તમારા કૌટિલ્ય અર્થશાસ્ત્રમાંથી કંઈક કાઢો તો ભલે.

જ૦—બ્રિટિશ કૉન્સ્ટીટ્યૂશનનો અર્થ શો છે તેનો પહેલાં વિચાર કરો. કૉન્સ્ટીટ્યૂશન એટલે સ્વભાવ અથવા પ્રકૃતિ. ગમે તે ડૉક્ટરને કૉન્સ્ટી-ટ્યૂશન શબ્દનો અર્થ પૂછો. કેટલાક લોકો કહે છે કે રાત્રે ઉજાગરો કરવો એ મારા કૉન્સ્ટીટ્યૂશનને અનુકૂળ નથી આવતું. એ જ પ્રમાણે દરેક સમાજ-નો પણ સ્વભાવ હોય છે, સમાજની પ્રકૃતિ હોય છે, અને તે સ્થાયી હોય છે જ્યારે કાયદાઓ હોતા નથી, જ્યારે રાજ્યતંત્ર ભાંગી પડે છે, ત્યારે પણ કૉન્સ્ટીટ્યૂશન હોય છે, કેમકે તે સમાજની પ્રકૃતિ છે. એ સામાજિક પ્રકૃતિથી વિરુદ્ધ જુલમગાર રાજા પણ વર્તી ન શકે. લોકસભાને ભલે ગમે તેવા કાયદાઓ ઘડવાનો હક હોય, છતાં સમાજની આ પ્રકૃતિને અથવા કૉન્સ્ટીટ્યૂશનને વશ રહીને જ તેને કાયદાઓ ઘડવા પડે છે એ કૉન્સ્ટીટ્યૂ-શનની વિરુદ્ધ જનારા કાયદાઓ તૂટી જાય છે કૉન્સ્ટીટ્યૂશન કોઇ કોઇને આપતું નથી, એક પ્રજા બીજી પ્રજાનું કૉન્સ્ટીટ્યૂશન ઘડતી નથી. કૉન્સ્ટી-ટ્યૂશન ઘડી કાઢવાનું હોતું જ નથી. મજબૂતા મેળવવા ઇચ્છનારે માત્ર તેથી વાકેફ જોઇયે. તમે જે રીતે ઘોડા સાથે વર્તો છો તે રીતે ગધેડા સાથે નથી વર્તતા, જે રીતે બિલાડી સાથે વર્તો છો તે રીતે કુતરા સાથે નથી વર્તતા, કારણકે દરેકનું કૉન્સ્ટીટ્યૂશન—દરેકની પ્રકૃતિ ભિન્ન છે. કુતરું લૂણનિષ્ઠ છે, જ્યારે બિલાડી આત્મનિષ્ઠ જાનવર છે.

સ૦—ત્યારે હિન્દુસ્તાનનું પણ એવું જ કંઈ ને કંઈ કૉન્સ્ટીટ્યૂશન હોવું જોઇયે, હિન્દુસ્તાનની પણ પ્રકૃતિ હોવી જોઇયે તે કેમ નથી જડતી ?

જ૦—માંદો માણસ ઉટવૈદના હાથમાં સપડાય તો તે પેલા માંદાના કૉન્સ્ટીટ્યૂશન તરફ શાનો જુએ ? બિચારો માંદો માણસ જ ઉલટો બ્હી-બ્હીને પેલા ઉટવૈદનું કૉન્સ્ટીટ્યૂશન (પ્રકૃતિ) જોઇજોઇને વર્તે છે ! સાસુ વહુના કૉન્સ્ટીટ્યૂશનનો વિચાર કર્યા વગર જ ઘરનું અધિરાજ્ય ચલાવે છે તેથી શું વહુનું સ્વતન્ત્ર કૉન્સ્ટીટ્યૂશન નથી હોતું ? એક રીતે જુઓ તો અંગ્રેજ લોકોએ હિન્દુસ્તાનનું કૉન્સ્ટીટ્યૂશન જાણીને જ અને તેને માન આપીને જ અત્યાર સુધી આટલું રાજ્ય જમાવ્યું છે. ધર્મને નામે અથવા

ક્ષુદ્ર ધાર્મિક મતભેદને લીધે એકબીજાને જીવતા બાળી મુકનારી આ ગોરી પ્રજા સીધી રીતે ધાર્મિક બાબતોમા આપણે ત્યા વચ્ચે પડતી નથી એનુ કારણ કઈ તેમની ઉદારતા નથી, પણ આપણુ કૉન્સ્ટીટ્યૂશન છે મુસલમાન લોકોએ આ કૉન્સ્ટીટ્યૂશન જાણ્યુ ત્યારે જ દેશમા શાન્તિ સ્થાપિત થઈ જેમ કોઈ પણ પ્રાણી પોતાની પ્રકૃતિને છોડી શકતુ નથી તેમ કોઇ પણ સમાજ પોતાનો સ્વભાવ—પોતાનું કૉન્સ્ટીટ્યૂશન છોડી ન શકે તેને બદલવાનો પ્રયત્ન કરશો તો સમાજ વિકૃત થશે

સ૦—ત્યારે અમારે તો હિન્દુસ્તાનની આ પ્રકૃતિ ગોધવાની ગરી શુ ગામડામા જઇને આ સશોધનકાય કરીશુ ? હે ભગવાન ! ગામડાના લોકોને ગજકારણ ભણાવવા અમે નીકળ્યા ત્યા તમે હિન્દુસ્તાનની પ્રકૃતિનુ સશોધન લાવીને અમારે માથે લાદ્યુ

જ૦—પ્રકૃતિનુ સશોધન કરવાનુ તે કોણ કહે છે ? હુ તો એટલુ જ કહી રહ્યો છુ કે मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति । માદો માણસ પથારીમાથી ઉઠ્યો એટલે તેની પ્રકૃતિ એની મેળે જ કામ કરવા મડે છે હુ તો તમને એટલુ જ કહી રહ્યો છુ કે એની વચ્ચે પડશો મા, એને વિકૃત કરશો મા સસારસુધારક બનીને અથવા પાશ્ચાત્ય રાજકીય કલ્પનાના દાસ બનીને સામાજિક આદર્શો પર અત્યાચાર કરતા ના

સ૦—ગામડામા જઇને શુ ન કરવુ જોઇયે એનો હવે કઇક ખ્યાલ આવે છે ખરો. હવે તમારી સૂચનાઓ હુ કઇક સમજીશ એમ લાગે છે હવે જે કાઇ કરીશ તે સામાજિક પ્રકૃતિને પ્રથમ સમજી લઇને જ કરીશ

જ૦—મે કાલે તમને કહ્યુ જ હતુ કે ગામડાઓમા જઇ તમારે લોકોનો વિશ્વાસ સપાદન કરવો અને, એમની શુદ્ધ સેવા કરી તમે શરૂઆતમા આરોગ્ય અને સ્વચ્છતાનુ કામ હાથમા લઇ શકો આપણા લોકો વસ્તુ પાણી અને પાણીના વાસણો ખૂબ સ્વચ્છ રાખે છે તેની પાછળ કોઇક સસારસુધારક અથવા ધાર્મિક પુરુષની મહાન તપશ્ચર્યા જરૂર રહેલી છે હવે તો લોકોની તે પ્રકૃતિ બની ગઈ છે ન્હાવાની બાબતમા પણ ઘણાખરા લોકો બહુ જ સ્વચ્છ રહે છે પણ કપડાની બાબતમા તેમ બનતુ નથી આપણા લોકો મૂળથી જ બહુ ઓછા કપડા વાપરનારા જ્યા કપડાની દરકાર નહિ ત્યા કપડાની સ્વચ્છતા પર કોણ ધ્યાન આપે ? કપડાનો શોખ હમણા હમણા જ વધી પડ્યો છે તે વિષે સમાજમા તમે એકદમ ઢીલચાલ ન કરી શકો. પણ ગામડાની શાળાઓમા બનતા સુધી કપડા ઓછા વાપરવા અને વપરાતા કપડા સ્વચ્છ રાખવા એ વિષેનો આગ્રહ તમે જરૂર દાખલ કરી શકો. ગ્રામ્ય કપડામા ઝાઝી સભ્યતા છે એ કલ્પના કાઢી નાખવી જોઇયે બીજી સ્વચ્છતા

ઘરનાં ગોદડાં બીછાનાંઓની. શહેરોમાં તમે ગાદી ગાદલાંની ખોળો ધોઈને આપો. ગામડાંના લોકોને તમે તે સલાહ આપો તો તમારું કોઈ માને નહિ. તેમને બધાં ગોદડાં તડકામાં મુકવાનું શીખવશો તો આરોગ્યની દૃષ્ટિએ ઘણું કામ થશે. ઉનાળામાં દરેક ઓરડી ઉપરનાં થોડાં થોડાં નળિયાં ખુલ્લાં રાખ-વાની ભલામણ કરશો તો તે પણ તેઓ સમજી શકશે. પાણીની સ્વચ્છતા વિષે મેં ઉપર વાત કરી, પણ ગામડાંઓમાં સાર્વજનિક કૂવાઓ અને કૂવાની આસપાસની જગા બહુ જ કીચડ-મચ્છરવાળી હોય છે.—લોકો ગમે તેવાં વાસણો કૂવામાં ઉતારે છે, કૂવાની આસપાસ એઠાં માંજે છે, ઢોરો પણ ત્યાં જ આવીને પાણી પીએ છે અને આસપાસ બધે કાદવની ગંદકી હોય છે. કેટલેક ઠેકાણે પાણી વાસ પણ મારે છે.

સ૦—ઘરની સ્વચ્છતા વિષે લોકોને ઉપદેશ કરી શકીશું, પણ કૂવા સાફ કરવાનું કામ બધાનું એટલે કોઇનું જ નહિ એવો ઘાટ થઇ પડે છે.

જ૦—ત્યાં જ તો તમારી જરૂર છે. ગામડાંઓમાં સાર્વજનિક કામો થતાં જ નથી. કોઇ કરવા જાય તો બીજા તેને મદદ નથી કરતા. રવીન્દ્રનાથ ઠાકુરે એક જગ્યાએ લખ્યું છે કે ગામડાંમાં જો કોઈ માણસ આગેવાન થઇને કૂવો ખોદાવે તો બીજા કહે છે કે એ પુણ્ય કમાવા માગે છે, ભલે એ પોતાના પૈસાથી જ તે કામ કરે; આપણે આપણા પૈસાથી શા માટે એને પુણ્ય મેળવવા દઇયે? આમ હાલના વખતમાં તો ક્યાય સાર્વજનિક કામો થતા જ નથી, અને થાય છે તો સરકાર મારફતે. એટલે કે પૈસા કોઇ ઉદાર માણસના અને વ્યવસ્થા સરકારની.

સ૦—પણ એ કેવી રીતે અટકાવીયે?

જ૦—પ્રસંગ જેટલી હિમ્મત તમારે બતાવ્યે જ છૂટકો. તમારે લોકોને એકવાર કૂવાની સ્વચ્છતા વિષે કહી દેવું. તેઓ સાંભળ્યું ન સાંભળ્યું કરે એ દેખીતું જ છે. બીજે દિવસે સવારે ઉઠીને તમારે કૂવાની આસપાસ સાફ કરવા મંડી પડવું. ' હું એકલો શું કરીશ ' એવો વિચાર સરખો મનમા ન આવવા દેવો. તમે સાફ કરેલી જગ્યાએ બીજા આવીને ગંદકી કરે તોપણ તમારે ચીડાવું નહિ. આ તપશ્ચર્યાના દિવસોમાં પોતાના કાર્યની લોકોમા બિલકુલ હોહા ન કરવી. ધીમે ધીમે લોકો સમજતા થશે. આપણા સામાજિક દોષો પાણીથી કે શબ્દથી ધોવાય એવા નથી. આપણા પરસેવાથી જ આપણે તે ધોવા પડશે. અને આજે તેમ નહિ કરીયે તો કાલે આપણા લોહીથી ધોવા પડશે. તમે તમારી મૂક સેવા કર્યે જશો તો લોકો આપોઆપ સમજતા થઇ જશે, યુવકવર્ગ તમારી મદદે દોડી આવશે અને મુરબ્બીઓ બેઠા બેઠા તમારી કદર કરશે. બનતાં સુધી પૈસા સાથે કામ ન રાખવું. મહેનતથી જ જેટલું

કામ થઈ શકે તેટલું કરવું સાર્વજનિક કામને માટે કોઈ પોતાની મેળે પૈસા આપવા આવે તો જ તે લેવા, માગવા જવું નહિ અને પૂર્ણ નમ્રતા રાખવી, એટલે તમામ કામમા તમને જરૂર ફતેહ મળશે આ કામમા કંઈક ફતેહ મળ્યા પછી તમારે રસ્તાની આસપાસ જે ગંદકી હોય તે દૂર કરવાનુ કામ હાથમા લેવુ ગામડાઓમા પેશાબ ક્યા કરવો અને સવારે શૌચને માટે ક્યા જવુ એ વિષે બિલકુલ વિધિનિષેધ નથી હોતો, અને ઈશ્વરે જે ગામડાને સ્વર્ગના હરિફ તરીકે સરજેલુ છે તેને લોકો નરક બનાવી દે છે. છતા એ ગંદકીનો સવાલ શહેરમા જેટલો અઘરો છે તેટલો ગામડામા નથી હોતો. પુરાણોમા શીતળાદેવીનુ આયુધ સાવરણી છે એમ લખેલુ છે ગ્રામદેવતાનુ આયુધ પાવડો કલ્પો છે. સવારે ઊઠીને માણસ શૌચ જાય તેની પાસે લાકડાનો કે લોઢાનો એક પાવડો હોવો જ જોઇયે માણસ ખેતમા જાય, ત્યા એ પાવડા વતી ખાડો ખોદે, તે વાપર્યા પછી તેના પર માટી ઢાંકી દે અને ભૂમિમાતાની ક્ષમા માગીને ઘેર પાછો આવે આમ કરવાથી ખેતરને સારૂ ખાતર મળે અને આસપાસ ક્યાયે ગંદકી ન થાય દરેક ઘરના વાડામા એવા જ ખાડા હોવા જોઇયે આ કાર્યની શરૂઆત પણ નિશાળ મા ફતે જ થઈ શકે

સ૦—હવે અમે સમજ્યા ગામડાની નિશાળ એ કાંઈ કેવળ કક્કો ભણાવવાની નિશાળ નથી, પણ લોકોના જીવનમા ક્રાન્તિ કરી મુકવાજોગ એક સહેલુ પણ અસરકારક સાધન છે.

જ૦—સાચી વાત છે ગામડાની નિશાળ એ માત્ર કક્કો ભણાવવાની નિશાળ નથી, પણ પ્રજાને પોતાનો ધર્મ ખરો કરતા શીખવવાની નિશાળ છે. અને તે સામાજિક જીવનમા ક્રાન્તિ કરીને જ ખરી ચલાવી શકાય

સ૦—તમારી ગામડાની નિશાળ વિષેની કલ્પના જરા કહેશો ?

જ૦—તેની યોજના આપણે આવતી કાલે ચર્ચીશુ

૪

સ૦—આજે ગામડામા નિશાળો ખોલવની શા માટે જરૂર છે અને તે મારફતે શુ શુ કાર્ય થઈ શકે એની ચર્ચા આજે કરવાની છે પણ તે કરીયે ત્યારપહેલા અમારા આ એક મિત્ર અમારી સાથે આવેલા છે તેમને કેટલીક શકાઓ પૂછવી છે તેનુ નિવારણ પહેલુ કરશો ?

જ૦—સુખેથી પણ એક વાત કહી લઉ. તે એ કે શકાનિવારણ થય તો તે મુજબ કામે લાગી જવાની તમારા મિત્રની શ્રદ્ધા છે ? નહિ તો ઘણીવાર શકા એ એક જાતની ચળ કે ખંજવાળ હોય છે એક શકાનુ નિવારણ થયુ કે બીજી ઉદ્ભવે છે ન ઉદ્ભવે તો ગોતી કાઢવાનુ મન થાય છે અને એમ શકાની હાર ચાલુ રહે છે. અન્તે જ્યારે એક પણ શકા નથી રહેતી ત્યારે

પણ માલૂમ એમ નથી કહેતા કે 'नष्टो मोहः स्मृतिर्लब्धा' 'स्थितोऽस्मि गतसन्देहः' 'करिष्ये वचनं तव'। તે એટલું જ કહે છે કે ગઈ કાલનાની મારી નાન્તિ ખૂટી ગઈ તેથી હું આજે હું, ફરી વાત કરી ગયું તેમ હોઠે તો સારું જોઈ લઈશ

મિત્ર—ના એમ કંઈ સહેજે નથી આવો ચમત્કાર કરીને જ ... આ તો હું મારી શંકા બોલી જ છે કે અમારે જો ગામડામાં જઈને કામ કરવું છે તો અમને આજે જ હિન્દી ભણવાનું શા માટે કહો છો? ગુજરાતના ગામડાઓ આજ હિન્દી નગર ક્યા સમજાય છે?

જ૦—તમે આ દીવાસળીનો મર્મ નથી સમજ્યા જણાતા આ દીનચાન જેમ પ્રાયશ્ચિત્તની છે તેમ જ હૃદયપલટાની પણ છે या यच्छ्रद्धः स एव सः। આજે અસહકારની શ્રદ્ધા લોકોના હૃદયમાં ઠસાવવાની છે હિન્દી એ તે દીવા છે અંગ્રેજીને તમે રાજભાષા કહો છો અસહકારવાદીઓની દૃષ્ટિએ હિન્દી એ રાજભાષા છે—રાષ્ટ્રભાષા છે આ દૃષ્ટિએ જોતે જોતે હિન્દીનો મહત્વ વધ્યો તે અસહકારવાદીઓની ન્યાતમાં આવો ગણાય આજે જેમ તમને થાય છે કે ગામડામાં બના નહિ તો એક બે છોકરાઓ પણ જો અંગ્રેજી જાણતા હોય તો કેવું સારું? તેમ રાષ્ટ્રીય મહાસભાનું તન્ત્ર જ્યારે પૂરું તેઓમાં આવશે ત્યારે તે હિન્દીમાં જ ચાલવાનું અને દરેક ગામડાના માણસની તે રાષ્ટ્રીય મહાસભા અને રાષ્ટ્રીય દરબાર જાણી લેવાની ઉત્કંઠા હોવાની જ, એટલે હિન્દી તેને માટે જરૂરી થવાની જ આપણી લડત ખરી રંગે ચઢશે ત્યારે મહાસભાના ઠરાવો અને આદેશોનું જુદી જુદી ભાષાઓમાં ભાષાન્તર કરી છાપી પહોંચાડવા પૂરતો વખત ભાગ્યે જ રહેશે

સ૦—હવે સમજાયું ખરું હવે બીજો પ્રશ્ન

જ૦—ના હિન્દી વિષે હજુ કહેવાનું રહ્યું છે તમે જાણો જ છો કે હમેશાં સાચા કામ કરનારા ઓછા જ હોય છે તેમાં વળી પોતાના કાર્યનું રહસ્ય સમજી કુશળતાપૂર્વક કામ કરનાર એથીયે ઓછા હોય છે એવા લોકોને દેશમાં બધે ફરીને લોકોને સમજાવવાનું હોય છે તેઓ કઈ કઈ ભાષા શીખી લેશે? એક જ સાર્વત્રિક રાષ્ટ્રભાષા હોય તો કામ કેટલું સહેલું થઈ જાય? ધારો કે પંજાબમાં કે સંયુક્ત પ્રાન્તમાં કંઈ તોફાન થયું છે, ત્યાંના બધા આગેવાનો જેલમાં ગયા છે એવે વખતે લોકોને સમજાવવા માટે જો તમારે જ જવાનું હોય તો ત્યાંના ગામડાઓમાં કઈ ભાષામાં તમે બોલશો? આજથી જો હિન્દુસ્તાનના દરેક ગામડામાં વિદ્યાર્થીઓને હિન્દી શીખવાડી રાખીશું તો ગમે તે માણસ ગમે ત્યારે ગમે તે પ્રાન્તમાં જઈ કામ કરી શકશે હવે તમારો બીજો પ્રશ્ન પૂછો

સ૦—આ તો તમે બહુ જ મહત્ત્વની વાત કરી, અને આમા ઉર્દુ લિપિનો સવાલ પણ આવી ગયો લાગે છે.

જ૦—આજે જ ઉર્દુ લિપિ જાણી લેવાની તરફેણમા તે દલીલ છે ખરી, પણ ઉર્દુ શીખી લેવાને કાયમના અને અત્યન્ત મહત્ત્વના બીજાં ઘણા કારણો છે.

સ૦—ત્યારે તેનુ દિગ્દર્શન જરૂર કરો. અત્યારે જ આપની પાસેથી તે સાભળવા ઇન્તેજાર છુ. ગામડામા મારે તે સમજાવવું પડશે.

જ૦—હિન્દુમુસલમાન એકતાનુ મહત્ત્વ તમે સમજો છો. આ એકતા એકબીજા વિષેના સરખા જ અજ્ઞાન ઉપર ટકવાની નથી. બાઇબલ વિષે તમે જેટલુ જાણો છો તેટલુ ભગવદ્‌ગીતા વિષે પણ નથી જાણતા, અને કુરાન વિષે તો સવાલ જ શો ? જે દેશમા મોગલ શહેનશાહો ઉપનિષદ્‌ના ભાષાન્તરો કરતા તે દેશમા તુલસીરામાયણ જેવા વિશ્વવન્દ્ય ગ્રન્થથી કેટલા મુસલમાનો વાકેફ હોય છે ? એકબીજા માટેનું આ અજ્ઞાન કાઢ્યે જ છૂટકો છે, નહિ તો વિદેશી લોકો ગમે ત્યારે હિન્દુમુસલમાન એકતામા વિઘ્ન નાખી શકશે વળી હિન્દુસ્તાનમા હિન્દુ તેમજ મુસલમાન ધર્મની શુદ્ધતા જાળવીને એક નવી હિન્દી સસ્કૃતિ ખડી કરવાની છે. વીસમી સદીમા ટકી શકે અને સર્વ પ્રકારના લોકોનો પોતાનામા સમાવેશ કરી શકે એટલી ઉદાર અને વ્યાપક તે હોવી જોઇશે એ ચાર વિદ્વાન પડિતો, શાસ્ત્રકારો અગર મહાત્માઓ તે રચી શકવાના નથી. તેઓ અમુક દિશામા ગતિ આપી શકે ખરા, પણ સંસ્કૃતિ તો આખુ રાષ્ટ્ર સામટે પ્રયત્ને જ ઉપજાવી શકે આટલા માટે સસ્કૃત સાહિત્યના અભ્યાસની જેટલી જરૂર છે તેટલી જ કુરાન અને ફારસી સાહિત્યના અધ્યયનની પણ છે. માટે શિક્ષિતવર્ગે દેવનાગરી તેમજ ફારસી બન્ને લિપિમા લખેલા સાહિત્ય સાથે પરિચય મેળવવાની કુંચી હાથ કરવી જ જોઇયે. માત્ર તમે જે હિન્દી ઉપજાવો તે કોઇ એક જ પક્ષના આગ્રહવાળી ન હોવી જોઇયે.

સ૦—હિન્દી ઉપજાવવાની શી વાત કરો છો ? એ કઈ મને ન સમજાયું.

જ૦—દેશમા જ્યારે નવુ ચેતન સ્ફુરે છે, સમાજમા જ્યારે નવો પ્રાણ સચરે છે, ત્યારે ભાષા પણ નવો જામો પહેરે છે. હિન્દીને રાષ્ટ્રીય ભાષા તરીકે સ્વીકાર્યા પછી તમારે તેને સાચુ રાષ્ટ્રીય સ્વરૂપ આપવુ જ જોઇયે, એટલે કે હિન્દીને એવી બનાવો કે હિન્દુસ્તાનના દરેકેદરેક પ્રાન્તને તે પરાયી લાગે નહિ અને સૌ કોઇ તેનો સરખી જ છૂટથી ઉપયોગ કરી શકે. આમ હિન્દી કેળવવાનું કાર્ય બધા પ્રાન્તોએ મળીને કરવુ જોઇયે દરેક

પ્રાન્તે આ સમ્રાજ્ઞીને પોતાની ભાષાના વિચાર, ભાષાશૈલી અને વાક્પ્રચારનો કર અર્પવો જોઇયે તો જ તેનો ગજકોષ સમૃદ્ધ થાય આમા તમારો પોતીકો સ્વાર્થ પણ રહેલો છે. તમે હિન્દીની જેમ વધારે સેવા કરશો તેમ તે તમો પોતાને પણ અનુકૂળ થશે અને નદીના પગમા પોતાના વાટ નજીક નીક ખોદવાથી જેમ નદી તમારા વાટ પામે આવી જાય છે તેમ હિન્દીનો પ્રવાહ તમારી ભાષાને વધારે જીવનદાયી જ નીવડશે ખવા પ્રાન્તમા તમે ફરી શકશો, તમારા વિચારો સહેલાઇથી ફેલાશે અને રાષ્ટ્રની સાથે સાથે તમારી પ્રતિષ્ઠા વધશે પણ આ વિષે આટલુ બસ થશે ગ્રામશિક્ષણની ચર્ચામા આટલુ વિવેચન વિષયાન્તર જેવુ ગણાય.

સ૦—વિષયાન્તર ભલે હોય, પણ હવે મારામા હિન્દી વિષે શ્રદ્ધા ઉત્પન્ન થઇ છે અને તેથી ગામડાઓમા જઇ હુ વધારે ઉત્સાહથી હિન્દીનો પ્રચાર કરી શકીશ અને ઉર્દુ શીખતા કટાળીશ નહિ મારો બીજો સવાલ હવે હુ આજે નહિ પૂછુ, કેમકે મારે સૂતર કાતવાનો વર્ગ ચલાવવો છે. આવતી કાલે જરૂર આવીશ

જ૦—જરૂર આવજો આવતી કાલે મારે ગામડાઓની નિશાળ વિષે વાત કરવી છે

૫

સ૦—ગામડાઓની નિશાળો વિષે તમે એટલી બધી આતુરતા ઉત્પન્ન કરી છે કે હવે જો તેને વધુ લબાવશો તો તેમાનો રસ બધો ઉડી જશે

જ૦—ગામડામા જઇને શુ કરીયે એનો જવાબ 'નિશાળો ખોલો' એટલો જ માત્ર આપવો નહોતો વળી વિષય લબાવવાને માટે તો આપણે બને સરખા જ જોખમદાર છીયે તમે એમ ન માનતા કે ગામડાઓમા જઇને કામ કરવાનો એક જ રસ્તો છે ગામડાઓમા કરવાનુ કામ જીવનવ્યાપી છે આપણુ સ્વરાજ્યનુ કામ પણ તેટલુ જ વિશાળ છે સ્વરાજ્યનો સવાલ કેવળ રાજદ્વારી નથી, લશ્કરી નથી અગર માત્ર આર્થિક પણ નથી પ્રજાકીય જાગૃતિનો એ સવાલ છે પ્રજામા ઉત્સાહ અને શ્રદ્ધા જન્મવાનો એ સવાલ છે જેમ ખાધા વગર માણસને ન ચાલે, શ્વાસ લીધા વગર ન ચાલે તે જ પ્રમાણે સ્વરાજ્ય વગર પણ પ્રજાને જીવવુ જ અશક્ય થઈ પડવુ જોઇયે જેમ માણસ પોતાની જીવવાની લાયકાત સિદ્ધ કરીને પછી જીવવાનો પ્રયત્ન કરતો નથી, તે તો પ્રત્યક્ષ જીવી જ બતાવે છે, તે જ રીતે સ્વરાજ્યની લાયકાત સિદ્ધ કરવાપણુ હોવુ ન જ જોઇયે ઢોર જેમ તરવા શીખવા બેસતા નથી, નિઃશકપણે પાણીમા પડતુ મુકે છે, તે જ રીતે આપણે સ્વરાજ્યમા પ્રવેશ કરવો જોઇયે ભૂખ્યુ બાળક જેમ ખાધેલુ પચશે કે નહિ

તેનો વિચાર કર્યા વગર ખાવા જ માંડે છે તે જ રીતે પ્રજાએ સ્વરાજ્ય અખત્યાર કરવું જોઈએ. આ વાત છે સહેલી, પણ આપણા લોકોએ જૂની ઘરેડમાંથી નીકળી જવું જોઈએ. ચાલતી સ્થિતિ વિશે પ્રજામાં અસન્તોષ તો ઉત્પન્ન થયો જ છે, પણ તે સ્થિતિ બદલી શકાય છે એટલો વિશ્વાસ તેમના-માં આવવો જોઈએ. ફક્ત ઉપદેશ દ્વારા તે ન બને. તેમની જોડે ભળવાથી તમારી શ્રદ્ધા તેમનામાં ઉતારી શકશો. ઘરડાંઓ કરતાં જુવાનીઆઓમાં ઈશ્વરે વધારે શ્રદ્ધાબળ મુકેલું છે. તેનો ઉપયોગ કરવો હોય, તે કેળવવું હોય તો તે માટે ગામડાંમાં નિશાળ ખોલવા જેવું બીજું કયું સાધન હોઈ શકે? ગામડાંના લોકોનાં હૈયા હાથ કરવાનો તે સીધામાં સીધો ઉપાય છે. કહેવાય છે કે ઇંગ્લંડમાં એક ઉમેદવારે પોતાના મતદારોનાં છોકરાછોકરીઓ ઉપર વ્હાલ કરીને એક પાઈ પણ ખરચ્યા વગર બધા મત મેળવ્યા હતા! બીજી રીતે પણ ગામડાંઓમાં કામ થઈ શકે. કેટલાક પોતાનું મથક એક ઠેકાણે રાખી આસપાસનાં પાંચપચીસ ગામડાંઓમાં ફરશે તો કેટલાક એક ગામડું ઝાલીને જ બેસશે. બન્નેની સેવા સરખી જ ઉતરશે. કેટલાક ગામડાંઓના લોકોને આર્થિક ઉન્નતિના ઉપાયો બતાવશે તો કેટલાક સાત્ત્વિક વૃત્તિવાળા અને આડંબર વિનાના સ્વયંસેવકો ધર્મોપદેશ કરીને સ્વરાજ્યનો પાયો ચણશે. કેટલાક હિન્દી મહાસભાનું બંધારણ સમજાવવાનું કામ માથે લેશે તો કેટલાક દારૂનિષેધનું કામ કરશે. કેટલાક દુષ્કાળનિવારણ માટે ઘસાશે તો કેટલાક પ્રજાને સત્યાગ્રહના પાઠ ભણાવશે. પણ સૌથી વધારે સેવા ખેડૂતશિક્ષકની છે.

**સ૦**—ખેડૂતશિક્ષક એટલે શું ?

**જ૦**—જે માણસ શિક્ષક છતાં ખેતીનું કામ કરે છે અને ખેડૂતોની ખેતીની સગવડ સાચવીને તેમને અને તેમનાં છોકરાંઓને ભણાવે છે તે ખેડૂતશિક્ષક કહેવાય. આવો શિક્ષક પ્રજાનો સ્વાભાવિક નેતા બની જાય છે. પોતે ખેતી કરતો હોવાથી ખેડૂતોનાં સુખદુઃખ વગરમહેનતે તે સમજી શકે છે. ભણેલો હોવાથી ઘણી બાબતોમાં તેને આફતો વચ્ચે જ ઉપાયો સૂઝે છે. જો તે સાત્ત્વિક વૃત્તિવાળો અને નિઃસ્પૃહી હોય તો ઘણા કજીઆઓ તે પોતે પતાવી શકે છે. ચંપારણ્યમાં કામ કરનાર એક સ્વયંસેવકે લોકો પર એટલી સારી છાપ પાડી હતી કે જેમના ઘરમાં બે ત્રણ હાથીઓ રહેતા એવા કુટુમ્બના લોકો પણ ભાઈભાઈ વચ્ચેના ઝગડાઓ પતાવવા તેમની પાસે આવતા.

**સ૦**—આ કામ અઘરૂં છે, છતાં સમજાય એવું છે. ગામડાંઓમાં મુખ્ય કયા કયા વિષયો ભણાવવા એમ તમે માનો છો? 'થ્રી આર્સ' કરતાં કાંઈ પણ વધારે શીખવવાની જરૂર છે ખરી?

ગાં૦— 'શ્રી આર્સ' જેવાં અંગ્રેજી સૂત્રો વાપરવાની તમારી ટેવ ગામડાંઓમાં નહિ ચાલે. સારાં ગામડાંઓમાં જેમ શુદ્ધ સ્વદેશી કાપડ હોવું જોઈએ તેમ ભાષા પણ શુદ્ધ ગુજરાતી હોવી જોઈએ. 'શ્રી આર્સ' એટલે લખવું, વાંચવું અને હિસાબ એટલું જ કે નહિ ? ત્યારે તેને કારકુની શિક્ષણ કેમ નથી કહેતા ? આટલી કેળવણી ગામડાંઓમાં કામની નથી. બેશક, લોકોને લખતાં વાંચતાં અને હિસાબ કરતાં આવડવું જોઈએ, પણ એ કેળવણી નહિ ગણાય. જેમ માણસને જમતાં કે લુગડાં-પહેરતાં આવડવું જોઈએ તેમ જ લખતાં, વાંચતાં અને હિસાબ કરતાં પણ આવડવું જોઈએ. આ ત્રણે વસ્તુ કેળવણીનું સાધન છે, કેળવણી નથી; કેમકે આ ત્રણ વસ્તુથી જીવનનું રહસ્ય ઉકેલાતું નથી.

સ૦—ત્યારે તમે કયા વિષયો સૂચવો છો ? હેડ, હૅન્ડ અને હાર્ટની એટલે કે જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો અને ભાવનાઓની કેળવણી તો નથી કહેવા માગતા ?

ગાં૦—ના, હું તો અત્યન્ત વ્યવહારુ અને ઓછામાં ઓછા વિષયો સૂચવવા માગું છું. આપણા લોકોમાં આધુનિકતા લાવવા માટે નીચેના વિષયો જરૂરના છે:

(૧) સ્વભાષાની કવિતા, (૨) દુનિયાની ભૂગોળ, (૩) સંપત્તિશાસ્ત્ર, (૪) સ્વધર્મનું જ્ઞાન અને કેટલાંક વર્ષ સુધી (૫) વ્યક્તિગત અને સામાજિક આરોગ્ય.

આરોગ્યને હમેશાંનો વિષય હું નથી ગણતો, કેમકે પશુઓની પેઠે માણસને પણ તે સ્વાભાવિક હોવો જોઈએ. આજે આરોગ્યના પાઠ ભણાવવા પડે છે તેનું કારણ આપણા જીવનની કૃત્રિમતા અને વૃત્તિની જડતા છે. બિલાડીમાં, વાંદરાંઓમાં અથવા મધમાખોમાં જે સ્વચ્છતાનું ભાન સ્વાભાવિક હોય છે તે માણસોમાં કેળવવું પડે છે એ આપણી દુર્દશા સૂચવે છે.

સ૦—મધમાખોમાં શી ખાસિયત છે એ હું નથી જાણતો.

ગાં૦—મધમાખોમાં સામાજિક આરોગ્યના નિયમ બહુ જ ચોકસાઈથી પળાય છે. મધમાખો શૌચને માટે પોતાના મધપૂડાથી ખૂબ દૂર જાય છે. કોઈ મધમાખ માંદી કે ઘાયલ હોય તો મલાવરોધ કરી મરી જશે, પણ મધપૂડો બગાડશે નહિ.

સ૦—પ્રાથમિક કેળવણીમાં અને વળી ગામડાંઓની કેળવણીમાં આપે અર્થશાસ્ત્રને સ્થાન આપ્યું છે એ જરા અજાયબીભર્યું લાગે છે. અમે તો અર્થશાસ્ત્ર કૉલેજમાં ભણીયે છીયે.

ગાં૦— મારું માનવું એમ છે કે જેને નાણું વાપરતાં આવડે છે તેને

અર્થશાસ્ત્ર આવડવું જોઇયે. બહુ ઉંડો અભ્યાસ નથી જોઇતો, પણ આપણા લોકોએ અર્થશાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કરતા શીખવું જોઇયે. તેના વગર તેઓ હાલની સ્થિતિ બરાબર સમજી ન શકે. ખેડૂત લોકો એટલું તો સ્વાભાવિક રીતે જાણે છે કે આપણે જેટલી મહેનત કરીયે છીયે તેના પ્રમાણમાં આપણને સંપત્તિ મળતી નથી. દહાડે દહાડે મોંઘવારી થતી જાય છે. મહેનત મજૂરી કરનારને પેટપૂરતું મળતું નથી અને આળસુ શેઠીઆઓ મોજ ઉડાવે છે. પહેલાં કરતાં બજારમાં પોતાની ઉપજને માટે ભાવ સારો મળે છે, છતા પહેલાં જેવી આબાદાની હવે રહી નથી. આવી સ્થિતિમાં આપણને કોઈ પણ છેતરતું હશે એવા સંશયથી માણસ મનુષ્યદ્વેષી બની જાય છે અથવા બધો જ દોષ નસીબ પર ઢોળી દઇને નિરાશાવાદી અને હતોત્સાહ બને છે. આવા ખેડૂતોને આપણે સાચું આર્થિક જ્ઞાન ન આપીયે તો તે સ્ફોટક દ્રવ્યની પેઠે સમાજને ભયંકર થઇ જાય છે.

સ૦—પણ અર્થશાસ્ત્ર ભણેલો માણસ બહુ જ સ્વાર્થી, લાલચુ અને નિર્દય બની જાય છે. યૂરોપનું મહાયુદ્ધ આવા અર્થશાસ્ત્રીઓએ જ લડાવ્યું હતું એમ કહેવાય છે તેનું શું ?

જ૦—તેને માટે જ અર્થશાસ્ત્ર સાથે ધર્મશાસ્ત્ર રાખ્યું છે. ધર્મશાસ્ત્રમાં એકાદશીનો ઉપવાસ, બ્રાહ્મણોને દાન, તીર્થમા સ્નાન અને રાત્રે ભજન એટલું જ ભણાવવાનું નથી, પણ સામાજિક કલ્યાણની વ્યવસ્થા ધર્મે કેવી રીતે કરી છે તે બતાવવું પડશે.

સ૦—આ તો સમજાયું, પણ કવિતાનો શોખ આ સ્વરાજ્યની લડત વેળાએ શા કામનો ?

જ૦—અરે, કવિતા તો પ્રજાનું જીવન છે. લડાઇ પૂરજોસમા ચાલે છે ત્યારે પણ સૈનિકો પોતાની ખાઇઓમા કવિતાઓ લલકારે છે. આપણે કવિતા તજી તેથી જ આપણે નિષ્પ્રાણ થયા છીયે. ભૂગોળ વિષે આજે કોઇના મનમા કશી શ્રદ્ધા નથી. ભણેલાઓ પણ આ વિષયની ઉપેક્ષા કરે છે. પણ ભૂગોળનું સંગીન જ્ઞાન હોય તો જ માણસ આધુનિક ગણાય. ભારેમા ભારે આધુનિક વિદ્વાનો કહે છે કે દેશ, ધર્મ અને સમાજ આ ત્રણ મનુષ્યની પ્રતિષ્ઠા છે.

સ૦—તમારા અભ્યાસક્રમમાં કંઇક વ્યવસ્થિત યોજના તો હું જોઉં છું. પણ તેમા ઇતિહાસ કેમ નથી ? તેમા ઉચ્ચ ગણિત પણ નથી તેની હું તકરાર નથી ઉઠાવતો; પણ ઇતિહાસ વિના દેશાભિમાન કેમ જાગૃત થાય ?

જ૦—ઇતિહાસ દેશાભિમાન જાગૃત કરવાને માટે ન જ હોવો જોઇયે. તેમ હોય તો તે દારૂ જેવો ગણાય. ઇતિહાસ દ્વારા આપણે મનુષ્યસ્વભાવ અને આપણા રાષ્ટ્રની પ્રકૃતિ સમજવી જોઇયે. તેવો હિન્દુસ્તાનનો ઇતિહાસ

ક્યાં લખાયેલો છે ? આજે જે ઇતિહાસ આપણે ભણીયે છીયે તે તો જૂના ઝગડાઓનાં દાટ્યાં મડાં ખોદી કાઢીને સમાજમાં ગંદકી ફેલાવે છે. એવો ઇતિહાસ ન ભણીયે તો શું ખોટું ? સાચો ઇતિહાસ તો પચાવેલા અન્નની પેઠે પ્રજાના ખૂનમાં ફરતો જ રહે છે. ઇતિહાસ બરાબર ભણાવી શકો તો તે અમૃતસંજીવની છે, પણ પારકા લોકોએ લખેલો ઇતિહાસ પ્રજાશરીરમાં સડો ઉત્પન્ન કરનાર ઝેર છે.

સ૦—આજે ચર્ચા ખૂબ થઈ છે, પણ એક જ સવાલ પૂછું છું. ખેડૂતોને કાયદાઓનું જ્ઞાન આપવાની જરૂર નથી ?

જ૦—તમે તો ગ્રીક અને રોમન લોકોના માનસિક ચેલાઓ બની ગયા છો તેથી કાયદાનું તમને આટલું મહત્ત્વ જણાય છે. પંચ મારફતે પોતાના ઝગડા પતાવનાર પ્રજા કાયદાની પંચાતમાં શા માટે પડે ? છતાં કાયદાની જાળમાં સપડાયા જ છો એટલે કાયદાઓ ભલે ભણાવો. પણ માનવી કાયદાઓને ઇશ્વરી કાયદા કરતાં વધારે પવિત્ર માનવાની વૃત્તિ કેળવતા નહિ. ધર્મ આગળ —અંતઃકરણની શુદ્ધ વૃત્તિ આગળ કાયદો કશી વિસાતમાં નથી. ઇશ્વરે આપેલી સામાન્ય સદ્બુદ્ધિ કે ધર્મબુદ્ધિને વળગી રહેવું એમાં જ કલ્યાણ છે. વકીલી દાવપેચ લડાવવાની વૃત્તિ એકવાર ઉત્પન્ન થઈ એટલે માણસ લુચ્ચો અને ડરપોક થવાનો જ. છતાં કાંટાથી કાંટો કાઢવો જોઇયે એ ન્યાય પ્રમાણે લોકોને કાયદાનું સામાન્ય જ્ઞાન ભલે આપો. તેમજ જમીન મહેસુલનો કાયદો, લૅંડ રેવન્યુ પ્રોસીજર વગેરે કાયદાઓ ખેડૂતોને જરૂરી છે તેટલા જરૂર ભણાવજો પણ ખેડૂતોને પરાવલંબી કે કાયદાવલંબી બનાવવાનું પાપ માથે ન લેતા. તમારૂં મુખ્ય કામ તો ગામડાઓમાં જઇને સમાજસેવા કરવાનું અને જુવાનીઆઓમાં સમાજ-સેવાની વૃત્તિ ઉત્પન્ન કરવાનું છે. આ કામ સાત મહિનાનું નથી, સાત વરસનું નથી, પણ જીંદગીનું છે. ખેડૂતો પાસેથી તમને જીવન મળે છે; તમે તેમને જ્ઞાન અને પ્રાણ આપો. આ મહાન યજ્ઞચક્ર જ્યાં સુધી ચાલુ રહે છે ત્યાં સુધી જ સમાજ સુસ્થિત રહી શકે છે. જ્યાં આ ચક્ર ફરતું હોય છે ત્યાં પાપ અને પરરાજ્ય ડોકીઉં સરખું ન કરી શકે એવો ધર્મનો સનાતન સિદ્ધાન્ત છે, ઇતિહાસનો અનુભવ છે.

સ૦—આપણા આ સંવાદમાં મને ઘણી સૂચનાઓ મળી છે, તેની મેં નોંધ રાખી છે. તે ફરીફરી વાંચીશ એટલે ઠીક દિશા સૂઝશે એમ લાગે છે.

જ૦—એક મહત્ત્વની વાત રહી ગઈ છે, પણ તે 'નવજીવન' માં ઘણી ચર્ચાઈ ગઈ છે તેથી જ મેં તેનો ઉલ્લેખ ક્યાંયે કર્યો નથી. તે સૂતર કાંતવાના રેંટીયા વિષે છે. રેંટીયો તો સ્વરાજ્યની મૂર્તિ છે, સ્વધર્મનું સુદર્શન છે. તેનો ધર્મ તમે સ્વીકાર્યો હશે જ.

સ૦—હા. રેંટીયાધર્મની દીક્ષા તો લીધી જ છે, છતાં તેને વિષે હજુ કેટલીક

વાતો સમજી લેવાનું મન રહ્યા કરે છે. કોઈવાર વળી પ્રસંગ શોધીશ. આજે તો જય જય.

જી૦—જય જય.

## ઉમરેઠ

ભાઈશ્રી છોટાલાલ વ્યાસના આગ્રહભર્યા આમન્ત્રણથી હું ઉમરેઠ ગયો. ત્યાંની રાષ્ટ્રીય શાળાનો જયન્તિનો ઉત્સવ હતો. દીવાળીની રજાઓ દરમિયાન જયન્તિનો ઉત્સવ આવતો હોવાથી વિદ્યાર્થીઓની સંખ્યા બહુ જ ઓછી હતી જે થોડા વિદ્યાર્થીઓ હતા તેઓ પણ બહુ ઉત્સાહમાં ન હતા. સવારની પ્રાર્થનામાં ઉમરેઠના ડૉ કેશવલાલ ત્રિવેદીના ઉત્સાહને લીધે ભજનનો રંગ ઠીક જામ્યો હતો. સાદાઈમા કેટલી શોભા આણી શકાય અને સાદાઈમાં કેટલી પવિત્રતા રહેલી છે એનું સવારની પ્રાર્થનામા સુન્દર પ્રદર્શન હતુ. સૂર્યોદય પહેલા ન્હાઈધોઈ શુદ્ધ ખાદીના વસ્ત્ર પહેરી સ્ત્રીપુરુષો અને આબાલવૃદ્ધો ભેગા થાય તેમા કેટલું ગભીર અને સુન્દર વાતાવરણ ઉભુ થાય છે એ જોવા જેવુ છે બે વિદ્યાર્થીઓએ કેટલાક સરસ ગીતો ગાયા. 'હું વિષયનો કીડો છું; ભમરી થઈને હે સદ્‌ગુરો, મને દંશ કર, કે જેથી તારૂ ધ્યાન કરતો કરતો હુ તદાકાર થઈ જાઉં ' એ ભાવ વાળુ ગીત હૃદયસ્પર્શી હતુ અધ્યાત્મમા કહો કે રાજકારણમા, આપણે મોક્ષ ઇચ્છીયે છીયે, છતા બન્ધનકર્તા પાશનો છેડો આપણે મજબૂત પકડી રાખીયે છીયે આપણે પ્રભુ પાસે મોક્ષ માગીયે છીયે, છતા મનમા બીક રહે છે કે રખેને પરમાત્મા ખરેખર આપણને આપણા બન્ધનમાથી છોડે આપણને મોક્ષની ચાહના છે, પણ આપણને પરતન્ત્રતામા જકડી રાખનાર બન્ધનો પ્રત્યે વિરાગ કે અણગમો હજુયે પેદા થયો નથી નહિ તો સ્વરાજ્ય ઇચ્છનાર લોકોમા પરદેશી કાપડના ખરીદી ને વેચાણ આટલી છૂટથી ચાલત જ નહિ પ્રાર્થના પછી શિક્ષકો સાથે કેટલીક આવશ્યક ચર્ચા કર્યા બાદ અમે ઉમરેઠ જોવા નીકળ્યા.

ઉમરેઠ વસાવનાર મૂળ પુરુષોએ શહેરની ચારે બાજુએ પર મન્દિરો અને તળાવ બધાવવાની યોજના કરી શહેરની સુખાકારી અને પોતાની કીર્તિના સરસ સાધનો ઉભા કર્યા છે. જે દેશની હવા ગરમ હોય છે ત્યા ઠડક લાવવા માટે બગીચા કરતા પણ તળાવ જ વધારે ઉપયોગી નીવડે છે. તળાવ એટલે શહેરના બધા લોકોને દરરોજ ભેગા કરવાનુ સાધન. તળાવ

મારફત અને મન્દિર મારફત લોકો પોતાની એકતા દરરોજ અનુભવે છે. તળાવની સ્વચ્છતા અથવા અસ્વચ્છતા ઉપરથી તે તે શહેરના લોકોની સંસ્કારિતાનો પણ પરિચય બરાબર થાય છે. સાર્વજનિક હિતની દાઝ લોકોમાં હોય, સ્વચ્છ, નીરોગી અને કળામય જીવન ગાળવાનો આગ્રહ લોકોમાં હોય અને શહેરના લોકો સંપીલા હોય તો તેમનાં તળાવ અને મન્દિરો સારી સ્થિતિમાં હોય છે. તેમ જ્યાં નથી હોતું ત્યાં દરેક તળાવ અને દરેક મન્દિર જૂના લોકોની કીર્તિનું અને વર્તમાન લોકોની અપકીર્તિનું મોટું સ્મારક બની જાય છે.

ઉમરેઠની પોળો આજ સુધી ગંદકીને માટે પ્રખ્યાત હતી, પણ ઉમરેઠના પુરુષાર્થી લોકોએ અક્ષરશઃ આત્મશુદ્ધિ કરવાનો નિશ્ચય કરી પોળો સાફ કરવાનું કામ થોડા જ દિવસ થયાં શરૂ કર્યું છે. બહુ જ ઉત્સાહથી અને મહેનતથી એક પછી એક પોળ સાફ થતી જાય છે. પોળો સાફ કરી પોતે સ્વરાજ્યની કેટલી ભારે સેવા કરી રહ્યાં છે તેનો ઉમરેઠનાં સ્ત્રીપુરુષોને હજી પૂરેપૂરો ખ્યાલ આવ્યો નહિ હોય. પોતાના ઘરની ગંદકી બીજાના બારણા આગળ રસ્તા પર ઢોળી દેવાનો પોતાનો હક છે અને નિયમિત ગંદકી કરી તે હક જાગતો રાખવાની પોતાની ફરજ છે એમ માનનારા પણ કેટલાક ભાઈઓ ઉમરેઠમાં નીકળ્યા એમ સાંભળીને તો મને ખેદ કરતાં આશ્ચર્ય જ વધારે થયું. કોરટબાજી આટલે સુધી જતી હશે એની મને કલ્પના પણ નહોતી.

સાફ થતી પોળો હું પ્રત્યક્ષ જોઈ આવ્યો. દીવાલ પરની નિશાની પરથી દરેક ઠેકાણે ગંદકીનો ઉકરડો કેવડો મોટો હશે એની સ્હેજે કલ્પના થતી હતી. કેટલીક પોળોમાં પુરુષવર્ગે ગંદકીનો ઢગલો ખોદવાનું કામ કર્યુ અને બૈરાંઓએ તે પોળ બહાર ફેંકી આવવાનું કામ કર્યું. કેટલાક અતિપ્રતિષ્ઠિત લોકોએ પોતાની મોરીનું પાણી રસ્તા પર ગમે તેમ છોડવાનો હક સાચવી રાખ્યો છે, અને તે રીતે શહેરવાસીઓ પ્રત્યે તેઓ મનાવે છે એટલું જ નહિ પણ અનુભવ કરાવે છે. ઉમરેઠના ઉત્સાહી સમાજસેવકો એમની પણ સેવા કરી તેમને વશ કરી શકશે એવી આશા રાખવાને પૂરતાં કારણો છે. પોળો સાફ કરનાર ભાઈઓને અને બહેનોને જાહેર મુબારકબાદી આપવાની તક હું અહીં લઉં છું.

એકાદ સુન્દર કલ્પના મનમાં આવ્યા પછી ઉત્સાહી અને હિંમતવાન માણસ લોકોના મન પર તે ઠસાવી તેને અમલમાં મુકવા સમર્થ થાય તો તેને મુબારકબાદી જરૂર ઘટે છે. પણ જ્યાં સુધી તે કામ લાંબા વખત સુધી નિયમિત ન ચાલે અને તે કાયમને માટે ચલાવવાની કંઈક સંગીન વ્યવસ્થા

ન થાય ત્યા સુધી તેને તપશ્ચર્યા કે પુરુષાર્થનું નામ આપવામા આવતું નથી. સુરતવાસીઓએ મ્યુનિસિપલ ઝુંબેશને અંગે શહેરની આત્મશુદ્ધિ શરૂ કરી ઉમરેઠવાસીઓએ પોતાની પોળો સાફ કરી પ્રૅગ સાહેબનું મ્હેણું ટાળ્યુ. પણ જ્યા સુધી આ શહેરો પોતાની પોળો અને રસ્તા સાફ રાખવાની યોજના ન કરે અને દરેક ઠેકાણે સ્વચ્છતાનો આદર્શ સાચવવા માટે નિયમિત મહેનત કરવાની લોકોમા ટેવ ન પડાવે ત્યા સુધી સ્વરાજ્યનું કામ પગભર થયું એમ ન માની શકીયે જે રસ્તા ઉપર ન્યાતો જમે છે તે રસ્તા ઉપર બજારૂ જેવી ગંદકી હોય એ આપણા પર ભારેમા ભારે કલંક છે. તે દૂર કરવા માટે લોકોમા ગંદકીની સૂગ અને સ્વચ્છતાનો આદર્શ નીચો ઉતરવા ન દેવાની ચીવટ કેળવવી જોઇયે

પોળની સ્વચ્છતાનુ આ કામ જોઇ મને એક નવી વસ્તુનો સાક્ષાત્કાર થયો. જેમ ન્યાત એ સમાજનો એક સ્વાભાવિક સંઘ છે તેમ પોળ એ પણ સમાજનો એક સ્વાભાવિક સંઘ છે. જેમ ન્યાત એટલે મોટું વ્યાપક કુટુમ્બ, તેમ પોળ એટલે એક મોટું ઘર જેમ ન્યાત એ રહેણીકરણી અને વિવાહ-સંબન્ધથી જોડાયેલી છે તેમ પોળ એ પડોશસંબન્ધ અને સાર્વજનિક સુખાકારીથી સંકળાયેલી છે. અશાન્તિના દિવસોમા એક એક પોળ એટલે એક એક સ્વતન્ત્ર કિલ્લો. શત્રુ ચઢાઇ કરી આવે અને લોકોમા હિંમત હોય તો એક એક પોળ સ્વતન્ત્ર રીતે શત્રુ સામે ઝૂઝી શકે.

આજે પરદેશી સામે આપણે જે ઝુંબેશ ઉઠાવી છે તેમા દરેક પોળ કિલ્લાની પેઠે લડી શકે છે. આ ઝુંબેશમા શત્રુ આપણા ઘરમા અન્તઃપુર સુધી અને દેવસ્થાન સુધી ઘૂસી ગયો છે. તેને હાંકી કાઢી દરેક પોળના દરવાજા એની સામે કાયમને માટે વાસી દેવા જોઇયે પરદેશી કાપડની દુકાન સામે ચોકી કરવા માટે ખાસ લાયકાત વાળા સ્વયંસેવકોની સેના તૈયાર કરવી પડે છે પણ પોળોમા તો દેશભક્તિથી પવિત્ર થયેલા છોકરાછોકરીઓ પણ ચોકી કરી શકે છે કુટુમ્બભાવથી એક જ પોળમા રહેનાર લોકોમા તોફાન કે અત્યાચાર થવાનો સંભવ ભાગ્યે જ હોય જ્યા બધા એકબીજાના ગૃહજીવનથી વાકેફ અને પડોશના સંબન્ધથી બંધાયેલા હોય છે ત્યા નિષ્પાપ વૃત્તિથી કરેલુ પ્રેમનુ દબાણ આકરૂ હોવા છતા વસમુ લાગતુ નથી અમદાવાદ જેવા મોટા શહેરમા જ્યા પોળોની એકતા તૂટી ગયેલી છે ત્યા એવુ કામ અઘરૂ છે ખરૂ, પણ બીજે ઠેકાણે હજુ પોળોની આત્મીયતા કાયમ છે. એક રીતે જોતા ન્યાત કરતા પોળ વધારે સરસ કામ કરી શકે છે, કેમકે પોળમા ન્યાતની પેઠે પ્રાતખાના ઝગડા નથી હોતા

મે સાભળ્યુ કે થોડા વરસ ઉપર ઉમરેઠમા ખાદીની પાઘડીઓ તૈયાર થતી આજે ઉમરેઠના અસહકારીઓ પંજાબ ને જયપુરથી ખાદી મગાવીને

પહેરે છે. મહાવિદ્યાલયના એક વિદ્યાર્થી ભાઈ શંકરલાલે પોતે કાંતેલા સૂતરનું ધોતીયું પહેર્યું હતુ અને ઉમરેઠના વકીલ શ્રી. કેશવલાલે તો ૪૦ નંબરનું સૂતર કાંતી તેનું ધોતીયું ઉત્સાહ અને ગમરૂથી પહેરેલુ મેં જોયુ. શ્રી. કેશવલાલનો વિચાર છે કે એ વરસની અંદર ઘરના તમામ ગાદલા ગોદડાની ખોળો પણ ઘરમા કાંતેલા સૂતરની જ બનાવવી શ્રી. કેશવલાલનું સૂતર વણતા વણકરે પ્રથમ ખૂબ આનાકાની કરી. બીજી વારનું સૂતર એને વધારે પસંદ આવ્યુ હવે એણે એક સારા હાથે કાંતેલા સૂતરને માટે અલગ રાખી છે. પછીથી કે બીજાના સૂતરથી તે તેને અભડાવવાનો નથી

વણકરો પોતે ખાદી નથી પહેરતા એ કેટલી દુખની વાત છે ' ઉમરેઠમા માન્ચેસ્ટરના વિલાયતી સૂતરનું કાપડ બનાવવાનું કારખાનું છે આ કાપડ મોટે ભાગે પંજાબમા જાય છે અને પંજાબની ખાદી ઉમરેઠમા આવે છે '

ઉમરેઠના લોકોમા ખાદીની વપરાશ તો વધી છે, પણ તેના પ્રમાણમા રેંટીયા હજુ નથી ચાલતા એ ચિન્તાજનક સ્થિતિ છે. સ્થિતિ આવી જ રહેશે તો ઉમરેઠમા સ્વાશ્રય આવવાનો નથી. ઉમરેઠની પ્રજા ઉદ્યોગી છે, મહેનતુ છે, ઉમરેઠના ખેડાવાળ બ્રાહ્મણનુ નામ ખૂબ સાંભળવામા આવે છે ઉમરેઠ ધારે તો પોતાની ખાદી પોતે જ તૈયાર કરી શકે. સ્ત્રીઓમા તેમજ પુરુષોમા રેંટીયા કલબ સ્થાપવાની જરૂર છે ઘરના કામમાથી પરવાર્યા પછી બપોરે જો સ્ત્રીઓ એક ઠેકાણે ભેગી થાય અને સમુદાયમા રેંટીયો કાંતે તો તેમા ખૂબ કામ પણ થાય, કંટાળો પણ ન આવે અને તેમનામા જો કોઈ સંસ્કારી વ્યક્તિઓ હોય તો સૂતર કાંતતે કાંતતે અનેક વિષયની ચર્ચા પણ થાય. જ્ઞાન અને કેળવણી શાળામા અને ચોપડીઓ મારફતે જ અપાય એ વીસમી સદીનો એક વહેમ છે ઇતિહાસનું અને પુરાણનું, લોકવાર્તાનુ અને વેદાન્તનું જ્ઞાન આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષોને નવરાશને વખતે જ, શ્રૌતપદ્ધતિથી (ચોપડી વગર એકે કે મ્હોડેથી બોલેલુ કાનથી સાંભળીને ધ્યાનમા રાખવાની પદ્ધતિથી) અપાતુ આવ્યુ છે ગામડે ગામડે અને પોળે પોળે 'રેંટીયા સમાજ'ની ગોઠવણ થવી જોઇયે અને તેમા દેવમન્દિરના દર્શન જેટલી જ શ્રદ્ધાભક્તિ કેળવવી જોઇયે

સાંઝની સભામા ખેડાના અને ગુજરાતના લોકપ્રિય આગેવાન શ્રી અબ્બાસ સાહેબનું એક સુન્દર વ્યાખ્યાન થયુ બાળક જેવી મનની નિર્મળતા, જુવાનીનો ઉત્સાહ અને વૃદ્ધાવસ્થાનો અધિકાર એ ત્રણેનું એમનામા સંમેલન છે, તેથી તેમના વ્યાખ્યાનની અસર સ્ત્રીઓ ઉપર તેમજ નાનામોટા બધા પર બહુ જ સારી થઈ. વ્યાખ્યાનમા તેમણે જણાવ્યુ કે ' જેઓ ગાંધીજીને

મહાત્મા તરીકે સ્વીકારે છે તેમની ફરજ છે કે તેમણે ખાદી પહેરીને મહાત્માજીને છોડાવવા જોઇએ. દારૂના મોહમા સપડાએલા લોકોને બચાવવા સારૂ જેમ દારૂની દુકાનો સામે ચોકી કરવી પડે છે તેમ પરદેશી કાપડના કેરી લોકોને માટે પણ કરવાની હવે જરૂર આવી પડી છે. તમે એમ નહિ માનતા કે આ હીલચાલ ઉપાડ્યા પછી અમે સહેલાઇથી તે છોડી દઇશુ. અમે આ હીલચાલ છોડવાના પણ નથી અને જેલ પણ જવાના નથી. સરકારને આપણે હવે બરાબર ઓળખતા થયા છીએ. મરદોને ખવરાવવું અને પહેરાવવું એ સ્ત્રીઓનો ધર્મ છે. તમે એમાથી એક જ કામ કરો અને બીજું છોડી દો તો તમે સ્ત્રીધર્મનું અર્ધું જ પાલન કર્યું એમ ગણાય. ઘણા પુરુષો વીશીમા જમવા જાય એ જેમ સ્ત્રીઓને ગમતુ નથી તેમ પરદેશી કાપડ વિષે છે. પરદેશી દુકાનો એટલે કપડાની વીશીઓ.'

સભા પછી ખાનગી વાતમા શ્રી. અબ્બાસ સાહેબે ખેડાની પ્રગતિનો અને ખાદીના પ્રભાવનો પોતાનો અનુભવ સંભળાવ્યો ખાદીમા આત્મશુદ્ધિ અને સાદાઇનો ગુણ છે ખાદી પહેર્યા પછી એશઆરામનો અને મોજશોખનો વિચાર ઓછો થઈ જાય છે. જે ખાદી પહેરે તે ફાકડાપણુ કે રંગીલાપણું કરતા આચકો ખાય જ નાના છોકરાઓ પણ હવે માનતા થઈ ગયા છે કે ખાદી પહેરીને જૂઠુ બોલાય જ નહિ, ખાદી પહેરીને ઉદ્ધતાઇ કરાય જ નહિ. જે ખાદી પહેરે તે પ્રેમથી જ વર્તે. ખાદીને લીધે ખેડા જીલ્લામા સ્વચ્છતાનો પણ ખ્યાલ અને આગ્રહ કેટલો વધ્યો છે એના તેમણે દાખલાઓ આપ્યા

શ્રી. અબ્બાસ સાહેબ જેવા વયોવૃદ્ધ અને ખાનદાન પુરુષો જ્યા આટલું બધુ કામ કરી રહ્યા છે ત્યા પરદેશી કાપડ સામે ચોકી કરવાને જોઇતા સ્વયંસેવકો ન મળે એવી કલ્પના પણ નથી થતી. ગુજરાતની સાચી પરીક્ષા ફાળો ભેગા કરવામા નથી, પણ સ્વરાજ્યને માટે અંગમહેનત કરનાર સ્વયંસેવકોની સેના ઉભી કરવામા છે.

## આશ્રમોનું વાતાવરણ

સ્વરાજ્ય અને રાષ્ટ્રીય કેળવણીની હીલચાલને અંગે દેશમા ઘણા આશ્રમો સ્થપાયા છે અને નવા સ્થાપન થતા જાય છે. તેથી આવા આશ્રમોમા વાતાવરણ કેવુ હોવુ જોઇયે એ સવાલ હવે પહેલાની જેમ અમુક લોકોનો જ રહ્યો નથી આખી પ્રજા એમા રસ લેતી થઇ છે. આશ્રમના રીતરિવાજ

વિષે ઘણા સવાલો—કેટલાક બહુ જ દૂરના પ્રદેશોમાંથી—પૂછવામાં આવે છે. જનજીવનમાં તેની ચર્ચા અત્રે કરવામાં આવે તો તે અસ્થાને નથી.

બધા જ આશ્રમો એકસરખા હોઈ ન શકે. દરેકનું વિશિષ્ટ કાર્ય અને વિશિષ્ટ જીવન હોય એ સ્વાભાવિક છે. તેથી આશ્રમોમાં અનેક જાતની ભિન્નતા તો રહેવાની જ. છતાં આશ્રમ એટલે શું એ નક્કી કરવાની જરૂર છે, નહિ તો મુંબઈમાં મહિના બે મહિના રહેવા માટે સ્થાપન થયેલા આરોગ્યભવનોના પણ આશ્રમો હોય છે અને સુધાશાન્તિના પણ આશ્રમો હોય છે.

અપંગોને માટે અમુક કામ કરવાની ઇચ્છાથી સ્થાપી કરેલી સંસ્થા તે આશ્રમ ગણાય નહિ. જીવનના કે સમાજવ્યવહારના એક જ સંકુચિત અંગને માટે ઉપયોગી થાય એવી સંસ્થા પણ આશ્રમ ન ગણાય. આશ્રમ એટલે અમુક કાર્ય કરવા માટે પોતાની આખી જિંદગી ખરચી નાખવા તૈયાર હોય અને એવા ફેરફાર પછી પોતાનો ધર્મ સમજીને અમુક જ જાતના કામો કરવાની દીક્ષા લેવા માગતા હોય એવા લોકોનો કાયમનો સંઘ. એવો આશ્રમ અમુક ધર્મ કે પંથને ભલે ન માનતો હોય પણ તેનું વાતાવરણ ધાર્મિક હોવું જ જોઈએ. ધાર્મિકતા એ આશ્રમજીવનનો પ્રાણ છે. જ્યાં ધાર્મિકતા નથી ત્યાં જીવનમાં પરિવર્તન કરવાની શક્તિ નથી. ધાર્મિકતા વગરની સંસ્થાને બીજું ગમે તે નામ આપો, પણ તે આશ્રમ તો નથી જ.

આશ્રમમાં ધર્મનિષ્ઠ લોકો ભેગા થાય એટલે સ્વાભાવિક રીતે જીવનના બધા સિદ્ધાન્તોની ત્યાં ચર્ચા થવાની, અને ધીમે ધીમે વિચારવિનિમયથી અથવા કોઈ એક વ્યક્તિ પ્રત્યેના આદરથી સહુની જીવનવિષયની ધાર્મિક માન્યતામાં કંઈક સરખાપણું આવવાનું. તેમના કેટલાક વિશિષ્ટ નિયમો અને માન્યતાઓ બંધાવાના. એ જ એ આશ્રમનું સૂત્ર ગણાય.

આશ્રમનું વાતાવરણ અને આશ્રમવાસીઓનું જીવન જો ઉદાર ન હોય તો આશ્રમ બહુ જ સંકુચિત થઈ જાય અને તે આશ્રમ દ્વારા આત્મોન્નતિ કે સમાજસેવા બંનેમાંથી એકે કામ સંતોષકારક ન થાય. છતાં આશ્રમને જો સામાન્ય સમાજ કે ક્લબ કરી ન નાખવો હોય તો તે આશ્રમના વિશિષ્ટ વાતાવરણ અને વિશિષ્ટ આગ્રહ હોવા જ જોઈએ.

કેટલાક લોકો પોતાને આશ્રમના વિચારો માન્ય હોવાનું જાહેર કરી આશ્રમમાં દાખલ થાય છે અને વ્યક્તિસ્વાતંત્ર્યને નામે જેટલા મતભેદો કઢાય તેટલા કેળવવા માગે છે તથા વાદવિવાદમાં ઉતરી આશ્રમનું વાતાવરણ ડહોળી નાખે છે. એવા પાંચ સાત લોકોના અનુભવ પછી આશ્રમના સંચાલકોને બહુ જ સખત નિયમો કરવા પડે છે અને નવા આગંતુક તરફ સાશંક દૃષ્ટિથી જોવું પડે છે.

દરેક આશ્રમમાં આશ્રમજીવન ઘડવાનાં મુખ્ય સ્થાન બે છે: એક સામુદાયિક રસોડું અને બીજું સામુદાયિક પ્રાર્થના. દિવસનો બધો સમય પોતપોતાનાં કામમાં માણસો ગમે તેટલા મશગુલ હોય તોપણ જમતી વખતે અને પ્રાર્થના વખતે જરૂર સૌ ભેગા થવાના. પ્રાર્થનાનો વખત અત્યન્ત પવિત્ર હોય છે અને આશ્રમોમાં તો જમવાનો વખત પણ તેટલો જ પ્રસન્ન અને પવિત્ર કરી શકીએ છીએ. આ બે પ્રસંગે દરેકના સુખદુઃખની વાત થઈ શકે છે તે વખતે આશ્રમની સામુદાયિક ત્રુટીઓની, મુઝવણોની અને ભવિષ્યના કાર્યક્રમોની ચર્ચા થઈ શકે છે અને એકબીજાને વધારે ઓળખતા થઈ પરસ્પર સહકારની શક્તિ વધારી શકાય છે.

જે માણસને ઈશ્વર પર નિષ્ઠા ન હોય, જે સામુદાયિક પ્રાર્થના નિરર્થક માનતો હોય તેણે શું કરવું ? એવા સવાલો મને કેટલીયે વાર પૂછવામાં આવેલા છે. હમણાં જ એક ભાઈનો એ જ જાતનો કાગળ આવેલો છે. એવા માણસને હું હમેશ જે જવાબ આપું છું તે જ અહીં ટાંકી દઉં છું

'જો કોઈનો ઈશ્વર પર વિશ્વાસ ન હોય, પ્રાર્થનામાં શ્રદ્ધા ન હોય, સામુદાયિક પ્રાર્થનામાંથી તે કશું મેળવી શકતો ન હોય તો તેની હું દયા ખાઉં, પણ તેનો વાંક તો ન જ કાઢું. નાસ્તિકના જો પ્રામાણિક હોય તો તેની સાથે અસાધારણ નમ્રતા પણ હોય છે. પ્રાર્થનામાં જો શ્રદ્ધા ન હોય તો મને ખપે, પણ તે માણસમાં ગંભીરતા હોવી જોઈએ. એવા માણસને હું એટલું જ કહું કે જ્યાં સુધી તમને ઈશ્વરની જરૂર ભાસતી નથી, પ્રાર્થનાની આવશ્યકતા જણાતી નથી ત્યાં સુધી તમે એનું નામ પણ નહિ લેતા, પણ હું તમને ખાતરી આપું છું કે જો તમારામાં નમ્રતા હશે અને ગંભીરતા હશે તો થોડા જ દિવસમાં તમને બન્નેની જરૂર ભાસ્યા વગર રહેશે નહિ, અને તેવો દિવસ એકાએક આવે અને તમારી કશી તૈયારી ન હોય એના કરતાં ઈશ્વર અને તેની પ્રાર્થના વિષે તમે સવેળા કંઈક જાણી લીધેલું હોય તો ઠીક. મુસાફરીમાં ભૂખ લાગવાની જ એમ જાણીને આપણે ભાતું સાથે બાંધી લઈએ છીએ. મુસાફરી પર નીકળતી વખતે તો પેટ ભરેલું હોય છે.'

જ્યાં સુધી માણસ અલ્પજ્ઞ, અલ્પશક્તિમાન અને સ્વલ્પસ્વતન્ત્ર છે ત્યાં સુધી તેને ઈશ્વર કે તેના જેવી કોઈ અલૌકિક વિભૂતિની જરૂર રહેવાની જ. મનુષ્યસ્વભાવ જ એવો છે કે કોઈ પરમતત્ત્વ વગર તેને ચાલતું નથી.

પ્રાર્થના એ ઈશ્વર અને ભક્ત વચ્ચેનો ગૂઢ અને એકાન્ત સમ્બન્ધ છે એમ હું માનું છું અને તેથી પ્રાર્થના તો એકાન્તમાં જ થાય એ પણ હું સ્વીકારું છું, પણ જ્યાં આપણે અનેક જણ ભેગા થઈ એક કુટુમ્બ જેવી

મસ્થા કે આશ્રમ સ્થાપીયે છીયે ત્યા તે સમષ્ટિનુ એક હૃદય પ્રગટ થાય છે. વ્યક્તિને જેમ સ્વતન્ત્ર અસ્તિત્વ છે તેમ સમષ્ટિને પણ સ્વતન્ત્ર અસ્તિત્વ છે. વ્યક્તિને પ્રાર્થનાની જેટલી આવશ્યકતા છે તેટલી જ અથવા તેથીયે વધારે સમષ્ટિને પ્રાર્થનાની આવશ્યકતા છે પ્રાર્થના વગર સમષ્ટિનુ ચિત્ત કેળવાય જ નહિ પ્રાર્થના વગર સમષ્ટિનુ હૃદય ખીલે જ નહિ. પ્રાર્થના એ આશ્રમનો પ્રાણ છે

છતા પ્રાર્થના ફરજીયાત હોઇ ન શકે કોઇ પણ ધાર્મિક વસ્તુ ફરજીયાત હોઇ ન શકે ફરજીયાત ન હોય એટલે કે બાહ્ય નિયમની ફરજ પ્રાર્થના ઉપર ન હોય પણ જે વસ્તુ ફરજીયાત નથી તે આવશ્યક નથી એમ નથી ભોજન કરવુ અથવા ઉઘવુ એ માણસને માટે બાહ્ય નિયમથી કોઇએ ફરજીયાત કર્યું નથી, છતા તે બન્ને ક્રિયાઓ આવશ્યક તો છે જ પ્રાર્થના વગર માણસ જીવી શકે છે એટલા ઉપરથી માણસને પ્રાર્થના આવશ્યક નથી એમ સિદ્ધ નથી થતું

જે માણસ સામુદાયિક પ્રાર્થનામા રસ લઇ શકતો નથી તે માણસ પર તેની પ્રાર્થનામા ભળવાની ફરજ ન જ હોઇ શકે પણ સાથે સાથે તેણે પણ જાણવુ જોઇયે કે જે માણસ સામુદાયિક પ્રાર્થનામા રસ લઇ શકતો નથી તે માણસનુ સામાજિક જીવન નિષ્ફળ અને નીરસ છે એવા માણસે આશ્રમમા રહી મતભેદ ખીલવવા કરતા આશ્રમજીવન માટે પોતે નથી એમ જાણી આશ્રમ છોડી જવો એ જ એને માટે યોગ્ય છે જો ધીરજ હોય તો ચર્ચા છોડી દઇ સામુદાયિક પ્રાર્થનામા લાબા વખત સુધી ભળી જવુ સામુદાયિક પ્રાર્થનામા જો કઇ ખોડ હોય તો તે દૂર કરવી અને પછી તેમા ભળી જવુ આટલુ કર્યા છતા સામુદાયિક પ્રાર્થનામા રસ ન પડતો હોય એવા દાખલા બહુ જ થોડા મળશે

જે આવે તે માણસ આશ્રમજીવન ગાળવાને લાયક નથી હોતો એટલે આશ્રમ ચલાવનાર લોકોએ એવા માણસને તેની અંદર બીજી કેટલીક ખાસ લાયકાતો હોય એટલા કારણસર સઘરવો નહિ એવો માણસ આશ્રમ સાથે સબન્ધ રાખી શકે, પોતાની શક્તિ પ્રમાણે આશ્રમવાસીઓના ખાસ પ્રસગમા આવે, પણ આશ્રમવાસી થાય નહિ

પ્રાર્થના એટલે એકલી યાચના નહિ પ્રાર્થના એટલે પોતાના આદર્શ મુજબ પોતાનુ જીવન કેળવીને અને ઘડીને ઇશ્વરને તે સમર્પણ કરવાની ક્રિયા સામુદાયિક પ્રાર્થનામા તે અત્યન્ત સ્થૂળ રૂપમા કેળવાતી હશે, પણ તે અત્યન્ત જરૂરી છે નાના બાળકો પ્રાર્થનામા સ્થિર ધ્યાન આપી ન શકે તો પણ નિયમિત હાજરી આપવાથી અને પ્રાર્થનાના પ્રસન્ન, ગભીર તેમજ ભક્તિ

નવા વાતાવરણનું સેવન કરવાથી તેમનાં જીવનમાં પણ રસ અને શુભ સંસ્કાર થતા જાય છે. પ્રાર્થનામાં જો સુસ્વર અને તાલબદ્ધ સંગીત હોય તો અનેક હૃદયોને એકતાન કરવામાં તે ઘણું મદદરૂપ થાય છે.

સમાજમાં કે આશ્રમમાં મતભેદને અવકાશ છે એટલા જ માટે મતભેદોનો આગ્રહ રાખવો, એ તો એક ડાળી છે એટલા માટે તેના ઉપર આપણે કુહાડો ઘાવ દેવાના સમાન છે. મતભેદ સામાજિક જીવન ઘડવા અને કેળવવામાં કારણભૂત ન થવો જોઈએ. સમુદાય વિષે આદર હોય, વ્યક્તિગત સ્વાર્થ અમર્યાદ ન થયો હોય તો સામુદાયિક પ્રાર્થનામાં માણસને રસ પડવો જ જોઈએ. રસ ન પડે તો તે સમાજનો કે તે આશ્રમનો ત્યાગ કરવામાં જ શ્રેય છે. નહિ તો એવો માણસ આશ્રમમાં રહેતો છતો આશ્રમથી વિમુખ પડવાનો અને દહાડે દહાડે તેનું જીવન વધારે ને વધારે સંકુચિત થવાનું.

ધર્મ તરીકે નહિ પણ આશ્રમના નિયમ, આશ્રમનો રિવાજ અથવા આશ્રમની આજ્ઞા તરીકે હું સામુદાયિક પ્રાર્થનામાં હાજર રહીશ એમ કહેનાર માણસ વિવેકી ખરો, પણ તેનાથી તેનું પોતાનું કે આશ્રમનું જીવન સમૃદ્ધ થવાનું નથી. આપણે જ્યાં રહીએ ત્યાં ઉત્સાહપૂર્વક રહીએ; દુર્મુખ થઈને ન જ રહીએ. આશ્રમ એ વિશાળ, સંઘર્ષ અને દ્રોહ વગરનું કુટુંબ છે. કંઈ નહિ તો કુટુંબ જેવું વાતાવરણ તો આશ્રમમાં હોવું જ જોઈએ.

## આજનો સ્ત્રીધર્મ

સ્ત્રીજાતિની ઉન્નતિમાં જ આખા સમાજની ઉન્નતિ રહેલી છે. સ્ત્રીજાતિની ઉન્નતિ થઈ એટલે ગૃહસંસાર સ્વર્ગમય બન્યો. સ્ત્રીજાતિની ઉન્નતિ થઈ એટલે ઉછરતી પેઢીનો ઉત્કર્ષ નિશ્ચિત થયો. સ્ત્રીજાતિની ઉન્નતિ થઈ એટલે સામાજિક જીવન સર્વાંગસંપૂર્ણ થયું. સ્ત્રીજાતિની ઉન્નતિમાં જ આખા દેશનું કલ્યાણ આવી જાય છે, કેમકે સ્ત્રી અને પુરુષ એ એક જ સમાજનાં બે અંગ છે. બન્નેનું જીવન મળીને જ સામાજિક જીવન બને છે. એક અંગની ઉપેક્ષા કરીએ તો સમાજને પક્ષાઘાત થાય. આપણે બન્ને અંગો સરખા ખીલવ્યાં હોત તો આજે સ્ત્રીઓનો પ્રશ્ન નોખો ચર્ચવો ન પડત. સ્ત્રીજાતિની ઉન્નતિનો સ્વતન્ત્ર વિચાર કરવો પડે છે એ આજની સામાજિક સ્થિતિનું દૂષણ છે. સ્ત્રીઓને સમાનતાના હક

મારે લડવું પડે એ સમાજ અને ગૃહજીવન તૂટી પડવાનું લક્ષણ છે. ગૃહ-
જીવનમા તેમજ સમાજમા પ્રેમની એકતા હોવી જોઇયે. તે હોત તો ન્યાયની
સમતાનો વિચાર સરખો પણ ન આવત. સમતા એ આદર્શ ન હોવો
જોઇયે, તે સ્વાભાવિક પરિણામ હોય. જ્યા પ્રેમ અને એકતા છે ત્યા ભિન્નતા
કે તેનું ભાન સરખું પણ નથી હોતું.

પણ આજે સમાજની દશા વિષમ છે. સ્ત્રીઓ પરાધીન, આશ્રિત અને
અજ્ઞાન દશામા આવી પડી છે. પુરુષવર્ગ કરતા વધારે સુધરેલી હોવા
છતા સ્ત્રીનુ જીવન આજે તેજસ્વી નથી. સ્ત્રીનો સ્વભાવ વધારે કોમળ, પ્રેમળ
અને અહિંસક છે એ જ વૃત્તિઓ સ્ત્રીએ વધારે કેળવી છે જો હિંસા એ
જગલીપણુ હોય અને અહિંસાવૃત્તિ એ સસ્કારી દશા હોય તો સ્ત્રી
વધારે સસ્કારી છે, વધારે સુધરેલી છે એમ જ કહેવુ પડે. સ્વચ્છન્દ કરતા
સયમ શ્રેષ્ઠ હોય તોપણ ભારતવર્ષમા સ્ત્રીનો જ દરજ્જો ઉચ્ચ ગણાય.
સ્વાર્થને દાબી દઇ પરોપકારને પ્રધાનપદ આપવામા ઉન્નતિ હોય તો
કૌટુંબિક જીવનમા સ્ત્રી જ વધારે ઉન્નત છે. સ્ત્રીની કફોડી દશા તો તેના
પરાવલબીપણામા છે સ્ત્રી સ્વતન્ત્ર થઇ જાય એટલે તેના બધા સદ્ગુણો
અને હૃદયની ઉન્નતિ દીપી નીકળશે. હુ એમ નથી કહેવા માગતો કે
સ્ત્રીઓએ પણ પુરુષની પેઠે આજીવિકાની ચિન્તામા પડવુ. આજીવિકા
મેળવવાનુ સાધન તેમના હાથમા હોય તો બસ છે આર્થિક સ્વાતન્ત્ર્યનુ
સુન્દર નામ આપી આજે જો પુરુષવર્ગ આજીવિકા મેળવવાની ચિન્તાનો
બોજો પણ સ્ત્રીઓ ઉપર નાખી દે તો તે પુરુષવર્ગને છાજે નહિ મારુ કહેવુ
એટલુ જ છે કે સમાજમા પુરુષ કરતા સ્ત્રીની સેવા શ્રેષ્ઠ છે, સ્ત્રીનો
દરજ્જો પણ શ્રેષ્ઠ હોવો જોઇયે સ્ત્રીએ જાણવુ જોઇયે કે ઉચ્ચ વૃત્તિ પોતે
કેળવેલી હોવાથી સમાજનુ નેતાપણુ સ્વીકારવાની જે ફરજ પોતાના ઉપર
આવી છે તેને પોતે માટે લાયક થવુ જોઇયે

આજે સમાજ આગળ—દુનિયાના બધા જ સમાજ આગળ ભારેમા
ભારે પ્રશ્નો આવી પડ્યા છે આખી દુનિયામા ઉથલપાથલ થઇ છે. આખા
સમાજની રચના નવેસર કરવાનો પ્રસગ આવી ગયો છે જૂના વખતમા
જૂનો આદર્શ ટકાવવાનુ જ કામ સમાજ આગળ હતુ ત્યારે ઝાઝો વિચાર
કરવાનુ રહેતુ નહિ જે છે તે જ ચાલુ રાખવાનો આગ્રહ રાખવાથી બધુ
કામ સરી જતુ આજે જૂનો આદર્શ ટકે એમ નથી એમા ફેરફાર થવો જ
જોઇયે છતા જૂના આદર્શ સમજો ફેરી દીવે પણ ચાલે એમ નથી.
અમેરિકાના નીગ્રો લોકોએ જેમ સપૂર્ણ શ્રદ્ધાથી ખ્રિસ્તી ધર્મ અને અમેરિકન
રહેણી સ્વીકારી લીધા તેમ જો આપણે કરવા ધારત તો રસ્તો સહેલો હતો,
પણ આપણે જોઇયે છીયે કે આપણે માટે એ રસ્તો નથી. આખી દુનિયા

આજે નિરાશામા ડૂબી ગયેલી છે આ પણ એક વ્યવસ્થા કલ્યાણકારક નીવડશે એવી ખાતરી થતી નથી આપણી સમાજરચના સફળ નીવડી નહિ એ તો આપણે જોઇયે છીયે યૂરોપની સમાજરચના પણ કલ્યાણકારી નથી એવો અનુભવ થયો છે આપણે જોઇ શક્યા છીયે કે રચનામા કે ગોઠવણમા ફેરફાર કર્યે દહાડો વળવાનો નથી, પણ મનુષ્યના સ્વભાવમા જ ફેરફાર કરવો જોઇયે અત્યાર સુધી આપણે માનતા કે ન્યાયના ત્રાજવાથી પરસ્પર સ્વાર્થનો મેળ બેસશે અને દુનિયામા શાન્તિ સ્થપાશે હવે આપણે જોઇયે છીયે કે ધર્મનુ મૂળ ન્યાય નથી પણ દયા છે એ દયાના પાયા ઉપર, પરસ્પર આદરના પાયા ઉપર સમાજની નવેસર રચના થવી જોઇયે હિંસા સામે હિંસા કરવામા ન્યાય છે એમ માનીને અત્યાર સુધી આપણે હિંસા કરતા આવ્યા છીયે ન્યાયનુ મૂળ તો હાથમા ન આવ્યુ પણ માત્ર હિંસા વધી હવે હિંસાને બદલે ક્ષમા અજમાવવાનુ આપણને મન થાય છે તે કોણ અજમાવી શકે છે? ન્યાયનો બદલો વીર લઈ શકે છે પણ ક્ષમાને માટે લડવૈયા કરતાયે ઉચ્ચ કોટિની વીરતા જોઇયે છે તે વીરતા કોણ બતાવી શકે? જેમના હાથ હજી લોહીથી ખરડાયેલા નથી જેમણે નમ્રતાથી જ પોતાની ઉન્નતિ સાધી છે, સેવાથી જ જેમણે પોતાનો સ્વાર્થ સાધ્યો છે તે સ્ત્રીવર્ગમા જ એ ક્ષમાશક્તિની આપણે આશા રાખી શકીયે છીયે તેમને હાથે જ સમાજનો ઉદ્ધાર થઈ શકે છે અહિંસાધર્મ તેઓ જ બરાબર સમજી શકે છે, તેઓ જ તેનુ પાલન અને પ્રચાર કરી શકે છે અહિંસા ધર્મને ધારણ કરવા માટે જે શ્રદ્ધા જોઇયે છે તે સ્ત્રીઓમા છે, પણ તેને માટે જે જ્ઞાન જોઇયે છે તે તેમણે હજી કેળવવાનુ છે સ્ત્રીઓમા અહિંસા છે, પણ તે ત્યારે જ દીપી નીકળશે જ્યારે તેમનામા નિર્ભયતા અને સ્વાશ્રય આવી જશે પોતે અબળા છે એ વહેમ તેમણે છોડી દેવો જોઇયે અને સમાજ આગળ ઊભેલા બધા પ્રશ્નોનો ઉકેલ લાવવા તૈયાર થવુ જોઇયે

ધર્મસંસ્કારનો સવાલ સૌથી ભારે છે ધર્મને એક કોરે મુકી ઉચ્ચ સ્વાર્થના અને દૂરદેશીના નિયમોથી જ સમાજ ચાલી શકશે એમ અત્યાર સુધી આપણે માનતા તે ભ્રમ હવે ભાગી ગયો છે જો સમાજનુ તારણ થાય તો ધર્મથી જ થઇ શકે એવી ખાતરી થઈ છે પણ ધર્મનુ શુદ્ધ સ્વરૂપ આજે સમાજ આગળ નથી સ્ત્રીઓને ભાગે તો કેટલાક જૂના સંસ્કારો અને જાતજાતના વહેમો એ જ ધર્મ છે જેથી સહિષ્ણુતા, ઉદારતા અને બંધુતા પેદા ન થાય તે ધર્મ નથી ધર્મથી વિરોધ મરી જાય છે જે ધર્મને નામે વિરોધ પેદા થાય છે તે શુદ્ધ ધર્મ નથી એ હુ ચોખ્ખુ જાણુ છુ દરેક ધર્મમા આ શુદ્ધ તત્ત્વો હોય છે જ, પણ તેની સાથે અશુદ્ધ મેલ ઘણીવાર ભળી જાય છે, તે કાઢી નાખવા માટે

દમેશાં ધર્મસંસ્કારની જરૂર છે. એ ધર્મસંસ્કાર તર્કબુદ્ધિથી નહિ પણ શુદ્ધ હૃદયથી થવો જોઈએ.

ધર્મસંસ્કાર થાય તો પછી સામાજિક રિવાજો અને રૂઢિઓમાં સંસ્કાર કરવા કારણ નથી. સામાજિક દોષો દૂર કરવા કરતાં તે પેદા જ ન થાય એવી સ્થિતિ ઉત્પન્ન કરવી જોઈએ. ધર્મવૃત્તિથી જ સામાજિક જુલમ ટાળી શકાય છે. એ ધર્મવૃત્તિ દરેક યુગમાં પેદા થતા સાધુસન્તો આપણને બતાવી દે છે, પણ તેનો સ્વીકાર કરી તેનો પ્રચાર કરવાનું કામ તો સ્ત્રીઓ જ કરી શકે છે, કેમકે તેઓ દરેક વસ્તુને મગજની નહિ પણ હૃદયની દૃષ્ટિએ નિહાળી શકે છે. આમ હિન્દુસ્તાનમાં જે અહિંસાધર્મ આજે જન્મ્યો છે તેનો સ્વીકાર અને પ્રચાર કરવાની જવાબદારી સ્ત્રીઓ પર જ છે. અને અત્યાર સુધીના તેમના જીવનથી તેમણે તે લાયકી મેળવી છે અને કેળવી છે. આજે પણ સ્ત્રીઓ તે કામમાં જ પોતાની બધી શક્તિ અર્પે એવી મારી પ્રાર્થના છે.

## પ્રતિષ્ઠાની અસ્પૃશ્યતા

પવન બધે વાય છે, બધાને સ્પર્શ કરે છે અને દુનિયાની એકરૂપતા સિદ્ધ કરે છે. સ્વર્ગના દેવો અને કબરના મડદાઓ પવનનો ત્યાગ કરી શકે છે. બન્ને અસ્પૃશ્ય છે. ઈશ્વરની ઇચ્છા પૃથ્વીને પૃથ્વી જ રાખવાની છે, પણ કેટલાક લોકો પોતાના એકતરફી વિચારના પ્રવાહમાં તણાઈ જઈને આ ભૂલોક ઉપર જ સ્વર્ગ અને નરકની સૃષ્ટિ ખડી કરવા માગે છે. મડદું સડે છે, મડદામાં પ્રાણ નથી હોતો, મડદું પૃથ્વીને ભારરૂપ છે, તેથી તેને કોઈ અડતું નથી, એટલું જ નહિ પણ તેને દફનાવીને કે અગ્નિદાહ દઈને લોકો તેનો નાશ કરે છે. દેવો આપણને અડતા નથી, તેમ તેઓ આ ભૂલોક પર વિચરતા પણ નથી. જ્યારે વિચરવાનું તેમને મન થાય છે ત્યારે તેઓ માનવરૂપ ધારણ કરે છે, મનુષ્યના વ્યવહાર આચરે છે અને પછી જ માણસોમાં ભળે છે. દેવો જ્યારે તેમ કરવાની ના પાડે છે ત્યારે તેમને પત્થર થઈને બંદીવાસ ભોગવવો પડે છે.

આપણા સમાજમાં એવા જ બે અસ્પૃશ્ય વર્ગ જોવામાં આવે છે. એક અન્ત્યજોનો અને બીજો અગ્રજોનો. જેમ ઢેડો અસ્પૃશ્ય છે તેમ શંકરાચાર્યો પણ અસ્પૃશ્ય છે. બન્નેની પંગતે આપણે જમતા નથી. બન્નેથી આપણે હાથ દૂર રહીએ છીએ. બન્નેને વેદનો અધિકાર નથી અને તેથી બન્નેને સમાજમાં

સ્થાન નથી. સમાજમાં તેમની સ્થિતિ જોખમભરેલી છે. જો તેમને સમાજમાં લેવા હોય તો તેમની આ અસ્પૃશ્યતા પ્રથમ દૂર કરવી જોઈએ. અન્ત્યજોને અસ્પૃશ્ય તરીકે સમાજમાં રાખીશું તો દેશમાં સામાજિક ગંદકી વધશે. તે દૂર કરવાના બે જ ઉપાય છેઃ કાં તો તેમનો હિન્દુ સમાજમાંથી નાશ કરવો અથવા તો તેમને સ્પૃશ્ય માનવા. બ્રાહ્મણ સંસ્કૃતિના પ્રતિનિધિ શંકરાચાર્યોએ પણ માણસની પેઠે સમાજમાં વર્તવું, સમાજસ્થિતિનો વિચાર કરવો અને ધર્મોપદેશથી સમાજની સેવા કરવી; અથવા તેમ ન કરવું હોય તો લોકોની સેવા, લોકોની પૂજા માત્ર સ્વીકારનાર જડ મૂંગી મૂર્તિ બની જવું. નેપાળમા રાજાનું મહત્ત્વ એટલું બધું મનાય છે કે વહેવારનું કોઈ પણ કાર્ય રાજાને લાયક ગણાતું નથી. પ્રજાપાલન, શત્રુદમન, મન્ત્રીઓ અને રાજકર્મચારીઓ ઉપર દેખરેખ, કાયદા ઘડવા, કોઈને સજા કરવી યા માફી બક્ષવી,—આમાંનું કોઈ પણ કામ રાજા જાતે કરે તો તેની પ્રતિષ્ઠાને ધક્કો પહોંચે છે. કામકાજ પ્રધાન કરે છે. રાજા ફક્ત 'હોય છે.' આવા અસ્પૃશ્ય રાજાનો પ્રજાને શો ઉપયોગ થતો હશે તે એ પ્રજા જ જાણે! કાશ્મીરના રાજાનું માન ગમે તેટલું હોય, સમાજને હિસાબે તે એક અહેતુક નિરુપયોગી પ્રાણી છે, કેમકે તે અસ્પૃશ્ય છે. વેદવિદ્યાનું પણ આપણે આવું જ કરી મૂક્યું છે. વેદ એટલા પવિત્ર છે કે તેનો અર્થ સરખો કરાય નહિ! સંસ્કૃત ભાષાની પણ એ જ દશા થઈ છે. સંસ્કૃત તો રહી દેવોની વાણી. માણસોમાં તે કેમ ચાલે? એણે જડ, નિર્જીવ, વીતપ્રાણ થઈ જવું રહ્યું. આ પ્રતિષ્ઠાની અસ્પૃશ્યતામાંથી દેવવાણીને અને ભૂદેવોના વર્ગને કોણ ઉગારશે? શરીરના પગ અને માથું જ જ્યાં સમાજસેવાને માટે નાલાયક ઠરે ત્યાં માણસને પેટે જ ચાલવું ન પડે તો બીજું શું થાય?

સમાજને પાંગળો ન બનાવવો હોય તો શંકરાચાર્યોએ અને નેપાળના જેવા રાજાઓએ પોતાની અસ્પૃશ્યતા તજી આજે સમાજમાં ભળવું જોઈએ અને અન્ત્યજો ઉપરની અસ્પૃશ્યતા ઉઠાવી લઈ તેમને પણ સમાજમાં ભળવા દેવા જોઈએ. તો જ ધાર્મિક અંધકાર નાશ પામે; તો જ હિન્દુ ધર્મ ઉપરની કાળી ટીલી ધોવાય. ધોળે દહાડે મશાલ સળગાવી ચાલ્યે શું વળવાનું હતું?

## આપણો પશ્ચાત્તાપ

અન્ત્યજોની બાબતમાં સામાજિક ધર્મબુદ્ધિ હવે જાગ્રત થઈ છે એમાં શક નથી. અન્ત્યજોને તિરસ્કારપાત્ર હવે કોઈ લેખતું નથી રહ્યું. આપણો

જેવા જ અને જેટલા જ તેઓ સદોષ કે નિર્દોષ હોય છે. તેમની રહેણી ગંદી છે પણ સમજાવ્યે સુધરે એવી છે એમ માનનારાઓ તેમજ જૂના રિવાજને ધર્મ ગણી ચુસ્તપણે વળગી રહેનારાઓ જે થોડા રહ્યા છે તેઓ પણ કબૂલ કરે છે કે અન્ત્યજોનો તિરસ્કાર એ અધર્મ છે; અન્ત્યજોનો ઉદ્ધાર કરવા માટે આપણે બનતી સેવા કરવી જોઇયે.

આ ઉપરથી મન ઉપર એવી જ છાપ પડે છે કે હવે અન્ત્યજોના કોઈ વિરોધી રહ્યા નથી. તેમની ઉન્નતિને આડે જો કોઈ આવતું હોય તો તે તેમનું આળસ અને તેમની ગંદી આદતો જ છે.

પણ વસ્તુસ્થિતિ તેવી નથી. સમાજમાંથી અન્ત્યજો સામેનો તાત્વિક વિરોધ મટયો છે. કેળવાયેલા લોકો અને સાચા દેશભક્તો અન્ત્યજો વિષે મનમાં કશો સૂગ રાખતા નથી. કોઇ ભણેલો અથવા નીડર અન્ત્યજ સમાજમાં છૂટથી ભળવાનો આગ્રહ રાખે તો તેને અટકાવ થતો નથી. કેટલાક લોકો મુરબ્બી બની એવા અન્ત્યજોને ઉત્તેજન પણ આપે છે. મહાસભાના સભાસદ થવાને માટે અન્ત્યજોને આમન્ત્રણ કરવામાં આવે છે. અન્ત્યજોના જીવનમાં સુધારણા કરવાનો આદર્શ મનમાં રાખી કેટલાક લોકો આશ્રમો સ્થાપી રહ્યા છે. મહાસભા સાથે સંબન્ધ ધરાવનાર કોઇ પણ શિક્ષણસંસ્થા અન્ત્યજ વિદ્યાર્થિને દાખલ થતા અટકાવી શકતી નથી.

છતાં અન્ત્યજોને માટે આપણે આપણી ફરજ પૂરી અદા કરી છે એમ ન જ કહેવાય તેમની તરફ દુર્લક્ષ કરવાનો ગુન્હો કર્યો તેનું ભાન બહુ જ થોડાને થયું છે ગાંધીજી કહે છે માટે અન્ત્યજોને અડીયે, સ્વરાજ્યની એક શરત છે એટલા સારૂ અસ્પૃશ્યતા દૂર કરીયે, આ જમાનાનો એ રૂઢિધર્મ છે એટલે ઢેડભંગીને અડીને ન ન્હાઇયે, એ જ ભ.વના જ્યાં ત્યાં દીસે છે. વિરાટને ત્યાં પાડવો નોકરના રૂપમા રહ્યા હતા અને વિરાટ તેમને નોકર જ ગણતો. પણ જ્યારે તેણે જોયું કે એ લોકો દાસ નથી પણ પોતાના જેવા જ રાજવી છે ત્યારે પશ્ચાત્તાપપૂર્વક પોતે કરેલા આઘાત રૂઝવવા તે ખાસ પ્રયત્ન કરવા લાગ્યો. અન્ત્યજો વિષે આપણને એમ જ થવું જોઇયે. અન્ત્યજો પ્રત્યેનો આપણો ગુન્હો કબૂલ કરી પાવન થઈ જવાની મનને તાલાવેલી લાગવી જોઇયે, અન્ત્યજોને અડવામાં આપણે તેમના પર ઉપકાર વરસાવીયે છીયે એ ભાવ મનમાથી જવો જોઇયે. ઉલટું, ઠીક થયુ આપણે વખતસર ચેતી ગયા, નહિ તો હજીયે કેટલો અન્યાય થાત એમ આપણને લાગવું જોઇયે.

કેટલાક લોકો અન્ત્યજોની સેવા કરવાની શરૂઆત કરતાં વાંત જ અન્ત્યજો પાસેથી જાણે આભારદર્શક માનપત્ર માગતા હોય એવી વૃત્તિ ધારણ કરે છે, અને તેમ ન બને એટલે અન્ત્ય' જાતિ પર ' [illegible] ' આળ મૂકવા

તૈયાર થઇ જાય છે. અન્ત્યજો પાસેથી આભારપત્રો માગવાના દિવસ હજી દૂર છે. જે વખતે આપણે તેમને ખોબે ને ખોબે લૂંટતા હતા અને પગનાં પગરખાં સમાન લેખતા હતા ત્યારે તેઓ આપણા ઉપર નિઃશંક બાળકની પેઠે શ્રદ્ધા રાખતા હતા અને ભક્તિપૂર્વક આપણી સેવા કરતા હતા. આપણે આપણા વર્તનથી તેમની એ અન્ધશ્રદ્ધાનો અન્ત આણ્યો. હવે જો આ પશ્ચાત્તાપના યુગમાં આપણી સેવા વિષે તેઓ સાશંક થઇ જાય, આપણી પ્રત્યે ઉદ્ધતાઇ બતાવવા લાગે, એટલું જ નહિ પણ પોતાનાં લાભહાનિનો વિચાર કર્યા વગર જ આપણો વિરોધ કર્યા કરે તોપણ આપણે તે બધું ગળી જવું જોઇયે. તો જ વિશ્વાસનો પુનર્જન્મ થાય. આપણે આજ સુધી અધિકાર વગર શ્રદ્ધા ખાટી ગયા; હવે જો અકારણ અણપતીજ સહન કરવી પડે તો આપણે અધીરા ન બનીયે. એટલી તપશ્ચર્યા પ્રાયશ્ચિત્તને ખાતે કર્યે જ છૂટકો.

સમાજમાં આજે દરેક જણ જાણે છે કે અન્ત્યજોને અડવાથી યા તેમની સાથે ભળવાથી કોઇ આપણને બહિષ્કૃત કરવાનું નથી. છતાં સમાજમાં ઉદાસીનતા અને બીકણપણું છે. સત્ય કાર્યને અર્થે જોખમ વહોરવામાં જે એક અપૂર્વ રસ રહેલો છે તેનો અનુભવ કરવાની હિંમત બહુ જ ઓછા લોકો ધરાવે છે.

જેમને પોતાના હૃદય ઉપર અને પોતાની ધર્મબુદ્ધિ ઉપર વિશ્વાસ નથી અને જેઓ રૂઢિના કિલ્લા પાછળ સુરક્ષિત રહેવા માગે છે એવા લોકો દલીલ કરે છે કે આજે ઢેડાઓને અડીયે તો આવતી કાલે તેમની સાથે જમવાનું અને પરણવાનું સુદ્ધાં શરૂ થશે. તે સ્થિતિ પણ ઇષ્ટ છે એમ કહેનાર એક પક્ષ દેશમા પડ્યો છે. પણ તે પક્ષ વર્ણાશ્રમવ્યવસ્થાને જ ન માનનારો છે. આજની રાષ્ટ્રીય હીલચાલ, સ્વરાજ્યની શરત અને હિન્દુ ધર્મની શુદ્ધિ એટલું જ માગે છે કે આપણે અન્ત્યજોની અસ્પૃશ્યતા દૂર કરીયે અને તેમને હવાપાણીની તેમજ વ્યાવહારિક અને ધાર્મિક કેળવણીની પૂરતી સગવડ કરી આપીયે. અન્ત્યજો બહિષ્કૃત કે દબાયેલા ન રહે, તેમને ચડવાને પૂરો અવકાશ અને સગવડ મળે અને હિન્દુ ધર્મની બીજી કોમો તરફથી તેમને સહાનુભૂતિરૂપી જીવન મળે. પ્રસંગ આવ્યે અન્ત્યજોને અડવામાં હું વાંધો ન ઉઠાવું એટલું કહે ચાલશે નહિ.

જેમ બાઇ ભૂખ્યો હોય તો તેને ખવડાવ્યા વગર આપણને જંપ નથી વળતો તેમ અન્ત્યજોની ઉન્નતિ આપણે હાથે કરી શકાય તેટલી કરી છૂટવાનો આપણે આગ્રહ રાખવો ઘટે. અન્ત્યજોની સેવા કરવાની તક તો આપણે ન જ ગુમાવીયે, એટલું જ નહિ પણ તેવી સેવા કરવાની તક શોધી કાઢીયે અને ન મળે તો ઉપજાવી કાઢીયે.

# હૃદયની ભૂખ

પુરુષોને કેળવણી મળે અને સ્ત્રીઓને ન મળે તેનાથી સમાજના દરેક કુટુમ્બમાં સંસ્કારની બાબતમાં એટલી બધી અસમાનતા ઉત્પન્ન થાય છે કે એક પણ કુટુમ્બ સુખેથી રહી શકતું નથી. તે જ પ્રમાણે સમાજના બધા વર્ગો અને ન્યાતોમાં સંસ્કારનું બરાબર પ્રમાણ ન જળવાય તો સમાજ પણ અપંગ બની જાય છે. અન્ત્યજોને સર્વ જાતના સંસ્કારોથી વંચિત રાખીને આપણે અન્ત્યજોનો એક મોટો સવાલ ઉભો કર્યો છે. આપણી ઉત્તમમાં-ઉત્તમ શક્તિ ખરચીને અન્ત્યજોને સંસ્કારસંપન્ન કરીશું ત્યારે જ તે સવાલનો ઉકેલ આવશે.

પણ સંસ્કાર એટલે શું? લખતાંવાંચતાં આવડવું અને કપડાં ઉજળાં રાખવાં એટલામાં જ શું બધા સંસ્કાર સમાપ્ત થાય છે? સંસ્કાર એટલે વિવેક, સંસ્કાર એટલે સદાચાર, સંસ્કાર એટલે ધાર્મિકતા.

આપણે અન્ત્યજોને સુધારવા માટે બોર્ડિંગો સ્થાપીયે છીયે, આશ્રમો ખોલીયે છીયે, શાળાઓ ચલાવીયે છીયે, પણ તેમાં આપણે કયા ધાર્મિક સંસ્કારો આગ્રહપૂર્વક દાખલ કરીયે છીયે? ખ્રિસ્તી મીશનરીઓ પોતાને ઠીક લાગે તેવા ચોકસ સંસ્કારો વટલાયેલા અન્ત્યજો આગળ ધરે છે. નકલંકી સંસ્થાઓ પાસે પણ તેમનાં અમુક ભજનો અને વિધિઓ હોય છે. આપણે અન્ત્યજોને નીતિશિક્ષણ તો આપીયે જ છીયે, પણ તેનું ચોકસ સ્વરૂપ આપણા મનમાં છે ખરૂં? હિન્દુ ધર્મમાં જુદી જુદી સ્થિતિને માટે અનેક સંસ્કારો અને વિધિઓ નક્કી કરેલા છે. દરેક ધર્મોપદેશક અમુક એક માન્યતા દ્વારા લોકોની ધાર્મિક વૃત્તિને દોરવા માગે છે અને તેથી ધાર્મિક સંસ્કારોનાં મૂળ જીવનમાં દૃઢ થાય છે. આપણી અન્ત્યજસંસ્થાઓમાં કામ કરનારાઓએ પોતાની દિશા નક્કી કરી તે દિશામાં શ્રદ્ધા અને ઉત્સાહ કેળવવા જોઇયે. ફક્ત પૈસાથી કામ થતું નથી. રોટલો મળવાની સગવડ કરી આપે અથવા ભણવાગણવાની શક્તિ કેળવ્યે સમાધાન થવાનું નથી અન્ત્યજ ગમે તેટલો અભણ હોય, સંસ્કારહીન હોય, દરિદ્રી હોય કે વ્યસની હોય તોપણ તેને હૃદય હોય છે. અને દરેક હૃદય ધાર્મિક લાગણી, ધાર્મિક માન્યતા અને ધાર્મિક આચારવિધિનું ભૂખ્યું હોય છે. તે ભૂખનું નિવારણ જ્યાં સુધી થાય નહિ ત્યાં સુધી તે વર્ગમા ઉત્સાહ આવી શકતો નથી.

જેને આપણે પછાત કોમ ગણીયે છીયે તેને તો ધર્મસંસ્કારની વધારે ગરજ હોય છે. શિષ્ટ લોકોમાં હૃદયને આકર્ષનાર બીજી અસંખ્ય વસ્તુઓ હોય છે, પણ આમકોમોને ધર્મ એ જ એક આધાર અને ઉત્સાહપ્રેરક હોય

છે. દુનિયામા આજ સુધી જેટલા સુધારાઓ થયા છે તે બધા ધર્મ દ્વારા જ થયા છે. માટે નિર્દોષ અને ચાલુ જમાનાને અનુકૂળ એવા સસ્કારો નક્કી કરી તેની કેળવણી વગરવિલબે આપવી જોઇયે.

# અન્ત્યજોની સેવા

ભણેલા લોકો શ્રમવિભાગના સિદ્ધાન્તથી પરિચિત છે. વર્ણવ્યવસ્થાના મૂળમાં શ્રમવિભાગ રહેલો છે એમ તેઓ સિદ્ધ કરી બતાવે છે. અહી સુધી તો બધુ ઠીક છે, પણ શ્રમવિભાગની બીજી એક બાજુ છે તે તરફ દુર્લક્ષ ન થવુ જોઇયે જ્યા શ્રમવિભાગ છે ત્યા ફલવિભાગ પણ થવો ઘટે. ચાર જણ મળીને જે કમાણી કરે તો તેનો લાભ પણ ચારેને મળવો જોઇયે તમે રાધો હુ ખાઉ, તમે બિછાનુ પાથરો હુ સૂઉ, એવો શ્રમવિભાગ તો ન જ ચાલે.

આજે સમાજમા જે પ્રમાણમા શ્રમવિભાગ ચાલુ છે તે પ્રમાણમા ફલવિભાગ છે કે નહિ એ પણ જોવુ ઘટે ત્રણે વર્ણ મળીને બ્રાહ્મણને જો પોષે તો તેના બદલામા પોતે સપાદન કરેલુ બધુ જ્ઞાન ત્રણે વર્ણને તે પૂરતા પ્રમાણમા આપે છે કે નહિ એ ગણતરીમા પણ આપણે નહિ ઉતરીયે, કેમકે ત્રણ વર્ણને તો ઓછો કે વધારે પણ એકબીજાનો લાભ મળે છે જ. અન્ત્યજોની સ્થિતિ માત્ર વિષમ છે. ચારે વર્ણની તેઓ સેવા કરે છે, ભારે સેવા કરે છે. તેના બદલામા તેમને ભાગે શુ આવે છે ? જેમ આપણે ધનનો વિનિમય કરીયે છીયે તેમ સસ્કૃતિનો પણ વિનિમય થવો જોઇયે જે જાતિઓ એકબીજા જોડે ભળે છે તેઓ તો એકબીજાના સસ્કારોનો લાભ ઉઠાવી શકે છે શૂદ્ર પણ કથાપુરાણના શ્રવણથી ધાર્મિક શિક્ષણ પામી શકે છે ગામમા રહેનાર બધાનુ રક્ષણ સરખુ જ થાય છે. સગીત, કળા વગેરેના સસ્કારો મન્દિરોમા સૌ કોઇને મળે છે આવી રીતે સસ્કૃતિનો વિનિમય થાય છે અન્ત્યજોને અસ્પૃશ્ય રાખવાથી આપણે તેમને આ બધી વસ્તુથી વચિત રાખીયે છીયે તેઓ આપણા વિવાહાદિ ઉત્સવોમા ભળી શકતા નથી, કથાપુરાણોમા હાજર રહી શકતા નથી, મન્દિરોમા દાખલ થઈ શકતા નથી, તેમને ગામની અદર રહેવાનો અધિકાર નથી આવી દશામા તેમની પાસેથી આપણે જે સેવા લઈયે છીયે તેના બદલામા તેમને કશુ મળતુ નથી તેમની સેવા અફળ નીવડે છે અને તેથી સેવા લેનારનુ અધ પતન થાય છે

આવી સેવા લેવી એ તો ચોરી જ ગણાય. અન્ત્યજોને અસ્પૃશ્ય ગણી તેમને તેમનો સંસ્કૃતિનો હિસ્સો આપવાની બીજી કઈ વ્યવસ્થા હિન્દુઓ કરવાના હતા? અન્ત્યજોની અસ્પૃશ્યતા એ તેમના પાપોને માટે વંશપરંપરા ચાલતી સજા છે એવી દલીલ કરનારાઓ હિન્દુ ધર્મને લજવે છે શું પતિતપાવન હિન્દુ ધર્મ પણ એક માણસના પાપને માટે તેની અડતાળીસ પેઢીઓને નરકમાં મોકલે છે?

## અન્ત્યજસેવા

જેનામાં સમભાવ નથી તે સેવા કરી ન શકે સમભાવ એટલે દયા નહિ સમભાવ એટલે પરોપકાર કરવાની વૃત્તિ નહિ સમભાવ એટલે મુરબ્બીપણું નહિ સમભાવ એટલે પ્રેમની સમાનતા સમભાવ એટલે આદર, સમભાવ એટલે જાણવાની ઇચ્છા, સમભાવ એટલે ભાવનાની અને આદર્શની સમાનતા

અન્ત્યજોની સેવા કહો અથવા કોઈ પણ કોમની સેવા કહો, તે સમભાવથી જ થવી જોઈએ અહંકારી માણસ તિરસ્કારથી પણ સેવા કરી શકે છે, અજ્ઞાની માણસ અજ્ઞાનથી પણ સેવા કરી શકે છે, પણ તે સાચી સેવા નથી એક વાત છે પોતાના સૂતેલા ધણીના ગાલ પર માખી બેઠેલી જોઈ સેવાભાવથી એક બાઈએ માખીને એવો તો જોરથી તમાચો ચોડી દીધો કે ધણીના ગાલમાંથી લોહી નીકળવા માંડ્યું

આપણું ગૃહજીવન, આપણો ધર્મ આપણું સાહિત્ય એ બધા વિશે વારંવાર તિરસ્કાર હોવા છતાં અને બતાવવા છતાં કેટલાક ગોરાઓ આપણી સેવા કરે છે આપણને તે કેટલી પ્રિય અને હિતકર છે એનો અનુભવ આપણને છે જ પરદેશથી આવીને જેઓ આપણું મુરબ્બીપણું કરવા જાય છે તેમની સેવાથી આપણને ભૌતિક કે બૌદ્ધિક લાભ ભલે થતો હોય પણ આપણો આત્મા જરૂર હણાય છે જેઓ આપણામાં આવીને આપણા થઈ રહે છે, આપણને બરાબર સમજી લે છે આપણી ઢબે કામ કરે છે તેઓ જ આપણા ગુણદોષ સમજી શકે છે આપણા ગુણોથી પ્રસન્ન થાય છે અને તે ખીલવવામાં મદદ કરે છે આપણા દોષથી લજ્જિત થાય છે અને તે દૂર કરવાના આપણા પ્રયત્નમાં પ્રેમ અને સમભાવથી સામેલ થાય છે તેઓ આપણા સેવક રહેવા માગે છે તેમને આપણે મુરબ્બીપણું આપીએ તોપણ લેતા નથી

જેઓ અભિમાની હોય છે, અજ્ઞાની અને બેદરકાર હોય છે તેઓ સારાનરસાની પોતાની કસોટી સાથે લઈને ફરે છે. તેમને ન ગમે તે આપણને ગમે તેટલું પ્રિય અને અનુકૂળ હોય તોપણ આપણે તે છોડી દેવું જોઈએ અને તેઓ જે પસંદ કરે તે ગમે તેટલા વરવા લાગીએ તોપણ ધારણ કરવું જોઈએ. ચીકણી માટીનો એક ઘેડો લઈને તેનો સરપ કે ગણપતિ બનાવવામાં જેમ જૂનો આકાર તોડીને તેને નવો આકાર આપવાનો હોય છે, તેમ તેઓ આપણા સમાજ વિષે ધારે છે. પણ સમાજ કંઈ ચીકણી માટી નથી, અને હોય તોપણ તે પારકા લોકોને માટે નથી જ.

જે નિયમ આપણે માટે છે તે જ નિયમ અન્ત્યજોને માટે છે. આપણે આરામખુરશી પર બેસીને અન્ત્યજોનાં છોકરાંઓએ આવો પોષાક પહેરવો જોઈએ, આટલા વિષયો ભણવા જોઈએ, આટલા ધંધા શીખવા જોઈએ અને અમુક વિચારો છોડવા જોઈએ અથવા ધારણ કરવા જોઈએ એવું નક્કી કરીએ છીએ અને અન્ત્યજોના છોકરાઓને લઈને ચીકણી માટીની પેઠે તેમને આપણી કલ્પના પ્રમાણે ઘડવા માગીએ છીએ.

અન્ત્યજોનો ને આપણો ધર્મ એક જ છે. એક જ સમાજનાં આપણે અંગ છીએ. અનાદિકાળથી અન્ત્યજોના પ્રત્યક્ષ ગુરુ નહિ તો તેમના આગેવાન તો છીએ જ. તેઓ આપણા આશ્રિત, આપણે તેમના મુરબ્બી, એ સંબન્ધ ચાલતો આવ્યો છે, અને તેથી અન્ત્યજના ઉદ્ધારનો માર્ગ નક્કી કરવાનો અધિકાર અને લાયકાત અમે ધરાવીએ છીએ એવો દાવો કોઈ કરે તો તે દાવો યોગ્ય નથી એમ નથી. પણ અન્ત્યજોનો ઉદ્ધાર કરવા નીકળેલા આપણામાંના ઘણાખરા અધીરા બની પોતાના સમાજથી પણ વિખૂટા પડેલા છીએ. આપણે આપણા ધર્મવિચારો નક્કી કરેલા નથી. સામાજિક જીવનમાં કઈ વ્યવસ્થા સારી એના નિર્ણય પર આવ્યા નથી. જૂનું જેટલું છે તે સહેલાઈથી તોડવા તત્પર છીએ, પણ તેને ઠેકાણે નવું શું દાખલ કરવું અથવા શું દાખલ થઈ શકે એનો વિચાર હજી આપણે કર્યો નથી. અને અન્ત્યજોનાં સુખદુઃખો સાથે ભળી જઈ તેમની જીવનયાત્રા હળવી કરવાનું તો અત્યાર સુધી આપણને સૂઝયું પણ નહોતું. આપણે કઈ રીતે તેમના ભાગ્યવિધાતા બનીશું ?

એનો અર્થ એ નથી કે આપણે તેમની સેવા ન જ કરી શકીએ. પણ સેવા કરતાં પહેલાં આપણે તેમનું હૃદય અને તેમની સ્થિતિ બરાબર જાણવી જોઈએ, તેમની શક્તિ અને અશક્તિ પારખવી જોઈએ, તેમની માન્યતાઓ પાછળ રહેલાં કારણો શોધવાં જોઈએ. તેમની માન્યતાઓ અને રિવાજો પાછળ મહત્ત્વનાં કારણો હોય છે. તે કયાં છે તેની તપાસ કરવી જોઈએ. જેમણે અન્ત્યજોમાં ઓછુંવત્તું કામ કર્યું છે તેમનો અનુભવ મેળવવો જોઈએ

અને અત્યન્ત નમ્રતાથી અને સમભાવથી અન્ત્યજોની સેવા શરૂ કરવી જોઇયે.

અન્ત્યજોની અસ્પૃશ્યતા દૂર કરવાથી તેમના કેટલાક દોષો આપોઆપ નીકળી જશે સ્પૃશ્ય સમાજમા ભળવાની છૂટ મળવાથી અનાયાસે તેમને કેટલાયે સંસ્કારો ગળી રહેશે, તેમના પરની જવાબદારીઓ વધશે, તે ઉપાડવા માટે આપણે તેમને સમભાવપૂર્વક મદદ કરવી જોઇયે.

અને ખાસ કરીને એ ધ્યાનમા રાખવું જોઇયે કે અન્ત્યજો જ્યા જ્યા સ્પૃશ્ય સમાજમા ભળે ત્યા ત્યા તેમને પ્રેમનો આવકાર મળે એવી નમ્રતા અને ગૌરવ અન્ત્યજોના સ્વભાવમા કાયમ રહે એટલી કાળજી અન્ત્યજસેવકોએ રાખવી જ જોઇયે અન્ત્યજોની જાતિને માટે જે રૂઢ તિરસ્કાર છે તેને ઠેકાણે જો ભણેલા અન્ત્યજોની ઉદ્ધતાઇને લીધે સમાજમા તિરસ્કાર પેદા થશે તો તે કાઢી નાખવો મુશ્કેલ થશે જેમના મનમા અસ્પૃશ્યભાવનાનો લેશ પણ અંશ રહ્યો નથી અને જેઓ ગંદા શરાબ પીનાર ભંગીઓ સાથે પણ બન્ધુપ્રેમથી વાતો કરી શકે છે એવા લોકોને માટે પણ કેટલેક વખતે કેટલાક ભણેલા અને ઉદ્ધત બનેલા અન્ત્યજોની ભાષા અને તેમની અપેક્ષાઓ બરદાસ્ત કરવી મુશ્કેલ થઇ પડે છે. એ પણ આપણે તેમને આપેલી કેળવણી-નો જ દોષ છે. આપણે અન્ત્યજોને સ્પૃશ્ય સમાજમા સ્થાન આપવા માગીયે છીયે, તે તેમનો હક છે અસ્પૃશ્યતા એ પાપ અને અન્યાય છે, પણ તે અન્યાય દૂર કરવા માટે સ્પૃશ્ય સમાજનું અપમાન કરી તેમની સાથે તોછડાઇથી વર્તી અન્ત્યજો પોતાનું શ્રેય સાધી શકવાના નથી. અત્યાર સુધી બીકથી કે અજ્ઞાનથી તેમણે જે નમ્રતા ધારણ કરી હતી તે જ જ્ઞાનપૂર્વક અને સ્વાભિમાનપૂર્વક તેમણે ધારણ કરવી જોઇયે વહેમ અને બીકનો ત્યાગ થવો જોઇયે, નમ્રતાનો નહિ. વકીલ જેમ પક્ષકારને લડાવે છે તેમ અન્ત્યજોનો પક્ષ લઇ આપણે તેમને સ્પૃશ્ય વર્ગ સાથે લડાવીશુ તો અન્ત્યજોમા થોડા દિવસ સુધી આપણે લોકપ્રિય થઇશુ, સ્પૃશ્ય સમાજ આપણાથી બ્હીશે, પણ સમાજસેવકનુ પવિત્ર કાર્ય આપણે કર્યું નહિ જ ગણાય.

મનુષ્ય માટે અત્યન્ત પવિત્ર અને અત્યન્ત સૂક્ષ્મ જો કોઇ વસ્તુ હોય તો તે મનુષ્યસમાજ છે તે સમાજની વ્યવસ્થામા આપણે જ્યારે હાથ ઘાલીયે ત્યારે અત્યન્ત શ્રદ્ધા અને આદરભક્તિથી તથા નમ્રતાથી તેમ કરવુ જોઇયે, નહિ તો સમાજદ્રોહ કર્યાનું પાપ માથે આવી પડવાનું સમાજદ્રોહ એ પ્રભુદ્રોહ જ છે અને એમા જો ભેદ હોય જ તો ઇશ્વરની દૃષ્ટિએ પ્રભુદ્રોહ કરતા સમાજદ્રોહ વધારે ભયંકર છે પ્રભુદ્રોહની ક્ષમા થઇ શકે—હમેશ થાય છે, પણ સમાજદ્રોહ—મનુષ્યદ્રોહનુ પ્રાયશ્ચિત્ત જમાનાઓ સુધી—સૈકાઓ સુધી કરવુ પડે છે

# ગોધરાના અન્ત્યજો

ગુજરાતના રાજદ્વારી જીવનનો આરંભ ગોધરામાં થયો. ગુજરાતની રાજકીય નીતિ ગોધરામાં જ નક્કી થઇ. આ જીવન અને નીતિને લોકમાન્ય તિલકનું આશીર્વચન પણ ત્યાં જ મળ્યું. અને ગોધરામાં એ જ વખતે ગુજરાતનું રાષ્ટ્રીય પ્રાયશ્ચિત્ત શરૂ થયું. પહેલી ગુજરાત રાજકીય પરિષદ્ સાથે ઢેઢવાડામાં એક મેળાવડો થયો હતો જેને પાછળથી અન્ત્યજ પરિષદ્નું નામ મળ્યું, અને એક અન્ત્યજ શાળા પણ સ્થપાઇ. આ શાળામાં મુસલમાન માસ્તરો કામ કરતા. પણ હિન્દુ સમાજનું કલંક હિન્દુ જ ધોઇ શકે. ઇસ્લામી ભાઇઓ તેમાં મદદ ભલે કરે, પણ પ્રાયશ્ચિત્ત તો જેનું તેણે જ લીધે છૂટકો. આખરે આ શાળા એક બ્રાહ્મણે હાથમાં લીધી અને ત્યારથી માંડીને એ શાળા ઠીક ઉન્નતિ કરી રહી છે. એ શાળા જોવા હું ઘણીવાર ગોધરે ગયો છું અને એ શાળાની વાસ્તવિક સ્થિતિ અને ગોધરાની વસ્તીનું એ શાળા પ્રત્યેનું વલણ મેં તપાસ્યું છે. ગોધરામાં હિન્દુ અને મુસલમાન બન્ને વસ્તી સરખી જ ગણાય. અન્ત્યજોનો સવાલ ખાસ કરીને હિન્દુ સમાજનો છે અને તેનો ફડચો હિન્દુ જ કરે એ યોગ્ય છે, છતાં મુસલમાન ભાઇઓ એમાં મદદ ન કરી શકે એમ નથી. પણ જ્યાં હિન્દુઓની જ સહાનુભૂતિ આટલી ઓછી ત્યાં મુસલમાનોની મદદની તો આશા જ ક્યાંથી કરવાની ?

આજે ગોધરામાં અન્ત્યજોનો કનિષ્ઠ વર્ગ એટલે ભંગી વર્ગ શહેરની ભાગોળે ચાર ઠેકાણે રહે છે, ત્યાં એમની દશા અત્યન્ત દયામણી છે. અસ્પૃશ્યતા એ એક જ હાડમારી તેમને નથી. આટલા મોટા શહેરને આશરે રહેતા છતા બિચારા ભંગીઓને પીવા પૂરતું પાણી પણ મળવાની મારામાર છે. એમનાં મકાનો ખરાબ જગાએ અને ખરાબ દશામાં છે. ચોમાસામાં એમના વાસમાં એટલો બધો કીચડ અને કોહવાટ થાય છે કે કુદરતમાં માણસને ગમે તે સ્થિતિમાં જીવાડવાની શક્તિ ન હોત તો આ અન્ત્યજોમાંથી ભાગ્યે જ કોઇ માણસ આજ સુધી જીવતો રહ્યો હોત. આપણે અન્ત્યજવર્ગને અસ્પૃશ્ય રાખ્યો તેથી જ આપણે તેમની પ્રત્યે આટલી હદ સુધી બેદરકાર થઇ શક્યા. પણ કુદરતે તો એનો બદલો લીધો જ છે. ગોધરાના શહેરીઓ જો મને માફ કરે તો હું એમ કહેવા ઇચ્છું છું કે આજે ગોધરામાં બધા જ અન્ત્યજો થઇ ગયા છે. ગોધરામાં એક મોટું તળાવ છે. આવડું સુન્દર તળાવ દરેક શહેરના ભાગ્યમાં ભાગ્યે જ હોય છે. છતાં ગોધરાના લોકોએ તે વિષે એટલી બધી બેદરકારી રાખી છે કે ઉનાળામાં તો તે નરકકુંડનો જ ચિતાર આપે છે. લોકો આ તળાવમાં બધી જ ક્રિયાઓ કરે છે. ઢોરોને પણ આ જ તળાવ કામ આવે છે; વાસણકુસણ તેમજ કપડાંઓ પણ આ જ તળાવમાં

માફ (?) થાય છે, અને મે સાંભળ્યુ એ સાચુ હોય તો આ પાણીથી દાળ સારી ચડે છે એટલા માટે કેટલાક લોકો આ પાણીનો ખોરાકમા પણ ઉપયોગ કરે છે। પાણીનો રંગ એટલો બધો લીલો છે કે તેને કુટિલ અને ઝેરી રાજનીતિની જ ઉપમા છાજે

ગોધરાનુ બીજુ ઘરેણુ ત્યાની નદી છે નદીમા પાણી ન હોય ત્યારે પણ રેતીના વિશાળ પટની સુંદરતા સામાન્ય નથી હોતી સાંઝરે ફરવા જવાને અને હવા ખાવાને આથી સુન્દર સાધન કઈ હોય ? છતા આ પટનો લોકો શૌચની જગા કરતા વધારે સારો ઉપયોગ નથી કરતા। જ્યારે જ્યારે ત્યા હુ ફરવા ગયો છુ ત્યારે ત્યારે ત્યાની અસહ્ય બદબોથી મારુ માથુ ચડ્યુ છે છતા ત્યાના લોકોને તો એનું કશુ લાગતું નથી તેઓ બેધડક આ ગંદકીમા જ હવા ખાવા (?) બેસે છે।

રસ્તાઓની પણ એ જ દશા જ્યા જાઓ ત્યા વિષ્ટા અને પેશાબની બદબો એક દિવસ ત્યાના કિલ્લાની દીવાલ પાસે થઈને હુ પસાર થતો હતો કિલ્લાની અંદર પોલીસ લાઇન્સ આવેલી છે, અને તેના દરવાજાના મોં આગળ એક સનાતન ઉકરડો છે આસપાસ બધે લોકોએ સવારે ગંદકી કરી મુકેલી ગેટ ઉપર એક પોલીસ સિપાઈ ઉભેલો તે આ ગંદકી કરનારા ગેરહાજર લોકો ઉપર અશ્લીલ ગાળો વરસાવી તે ગંદકીમા ઉમેરો કરતો હતો આમ આંખ નાક અને કાનને ગોધરાના અન્ત્યજપણાની ખાતરી થતી હતી પાસે જ એક દારૂનુ પીઠુ આ ગંદવાડના યજ્ઞની પૂર્ણાહુતિ કરતુ હતુ

આ તો સામાન્ય દશા હશે એમા વળી આ વરસે નવો ઉમેરો થયો ગોધરામા વડવાગળાની વસ્તી સારી છે આ વરસે ઉનાળો પણ સારો તપ્યો તેથી સંખ્યાબંધ વાગળા લોકોએ આંખો મીંચી મીંચીને પ્રાણ છોડ્યા તેમની ઉત્તરક્રિયા કોણ કરે ? ઝાડ ઉપર ટીંગાતુ એક વાગળુ મે જોયુ તે ત્યા કેટલા દિવસથી ટીંગાતુ હતુ તેની મને ખબર નથી પણ તેનુ માથુ સડીને પડી ગયુ હતુ અને ધડ તડકામા તપ કરી રહ્યુ હતુ।

શહેર સાફ રાખવાની ફરજ અન્ત્યજવર્ગની છે અને એ સમાજનો આદર્શ હમેશા ઉચ્ચ અને જાગૃત રાખવાની ફરજ ઉપલા વર્ગોની છે પણ એ વર્ગોએ અન્ત્યજોને અસ્પૃશ્ય માન્યા અન્ત્યજોના ધંધાને હલકો કર્યો તેનો વિચાર સરખો કરવો પણ ગંદુ કામ મનાયુ અને પરિણામે બધા જ પડ્યા શહેરને સાફ રાખનાર ભંગીવર્ગ પોતે એટલો મેલો રહે છે કે ભંગીવાડામા જવાથી જ તેનો ખ્યાલ આવી શકે ઘરો અથવા ઝૂંપડાંઓ અંદરથી તેમજ બહારથી ગંદા, છાપરા પર નળીઆને બદલે ફૂટેલા ઘડાના

ટેકરા અને માટલાની ઢીગો, આસપાસ કાકરાના ઢૂકડા—આવી સ્થિતિમા આ લોકો રહે છે. એંઠવાડ અને મુડદાલ માંસ ખાઈને જીવે છે અને દારૂ પીને બાગમાં નાચે અને અશ્લીલ શબ્દોનો સમદ અગર રાખે છે બીજા પ્રાન્તોમા મે અન્ત્યજોના વાસ જોયા છે આસપાસ ઉકરડા તો હોય જ છે. પણ ગાદગી ઘરો ઘણીવાર આપણા ઘરો કરતા પણ સ્વચ્છ જોયા છે. ઉકરડામા પણ પડી પડી રોળ્યા કરે એવી સ્થિતિ નથી હોતી બોલપુરના શાન્તિનિકેતન પાસેના એક બાગીચાનુ દૃશ્ય આ ક્ષણે મારી નજર સામે તરી રહ્યુ છે. આ બાગીચામા એંઠવાડનુ તો નામ નહોતુ દરેક ઝૂંપડી સાફ અને લીંપેલી, વાસણો અને માટલાગોરીઓ પણ તેટલા જ સાફ, આંગણામા તુળસીક્યારા, સામે કંકુના સાથીઆ પૂરેલા આખો દિવસ આ લોકો પરસેવો પાડીને કામ કરે ને રાતે ભજન ગાય એમનુ નિષ્પાપ સાદુ જીવન જોઈ મારા મનમા તો અદેખાઈ ઉત્પન્ન થએલી

ગોધરામા આવુ કશુ જ ન જોયુ ત્યા તો મામા છોકરાઓને નિશાળમા લઈ જવા આવે તો કેટલાક માબાપો તેમને દૂરથી આવતા દેખી છોકરાઓને સંતાડી મુકે બીડી ન પીનાર છોકરો ભાગ્યે જ મળે માત્ર કેટલાક છોકરાઓ ઉપર મામાના શિક્ષણની સારી છાપ પડી છે. તેઓ આવીને પોતાના માબાપોની અને પાડોશીઓની સાચી ખબર આપે છે, એટલુ જ નહિ પણ પોતાની બાળબુદ્ધિ પ્રમાણે તેમને સુધારવાનો પણ પ્રયત્ન કરે છે

હમણા હમણા અન્ત્યજ શાળાના શિક્ષકોએ રોજ રાત્રે આ ભાગોળોમા ફરી અન્ત્યજોને જોડે નીતિની વાતો કરવાનો રિવાજ પાડ્યો છે. રસ્તા ૩ની રીતે વાગના એનો વસ્તુપાઠ અન્ત્યજ લોકોને એમના જ ફળિયામા આપવાની શરૂઆત થઈ છે અન્ત્યજોને માટે એક છાત્રાલય પણ ખોલવામા આવ્યુ છે ત્યા છોકરાઓ સવારે ઉઠીને પ્રાર્થના કરે છે દરરોજ નહાઈધોઈ ભણવા આવે છે બપોરે સૂતર કાંતે છે રાત્રે ઓઠવાડ ખાઈ સૂવા છાત્રાલયમા આવે છે એમના કાળા કાળા સાફ શરીરો ઉપર ધોળી બગલા જેવી ખાદી ખૂબ શોભે છે

આમ એ વર્ગમા પ્રાયશ્ચિત્તનું કામ ચાલી રહ્યુ છે એવે વખતે ગોધરાના શહેરીઓની ફરજ શી છે? ગોધરાના હિન્દુઓની ફરજ શી છે? તેઓએ આ પ્રાયશ્ચિત્તમા હિસ્સો આપવો ઘટે છે એ તો સ્પષ્ટ છે ઓછામા ઓછુ લોકો આ કામમા વિઘ્ન ન નાખે એટલુ જોવાની તો તેમની ફરજ છે જ અન્ત્યજોને અસ્પૃશ્ય માનવામા જ ધર્મ છે એ ભ્રમણામા જેઓ હજી છે અથવા જેઓ પોતાના વૃદ્ધ સંબંધીઓને નારાજ કરવાની બીકે અસ્પૃશ્યતાનિવારણ નથી કરી શકતા તેઓને માટે પણ અન્ત્યજસેવાનુ બીજુ કંઈ કાર્ય નથી એમ નથી દાખલા તરીકે ગોધરાના આગેવાન

શ્રી. વામનરાવ મુકાદમ હજી અસ્પૃશ્યતાનિવારણ નથી કરી શક્યા, છતાં તેઓ બપોરે અને રાત્રે દેવાલયમાં જઈ અન્ત્યજો સાથે બેસી તેમને દારૂ ત્યાગવાનો ઉપદેશ કરે છે અને પછી ઘેર જઈને ન્હાઈ લે છે. અસ્પૃશ્યતાના વિરોધી તરીકે મને તેમનું આ કરવું ચાહે તેટલું અણગમતું હોય તોપણ આથી એમના પ્રત્યેની મારી માનબુદ્ધિ ઓછી નથી થતી. પણ કેટલાક મહાબ્રાહ્મણો તો જુવાન વિદ્યાર્થીઓની અસ્પૃશ્યતાનિવારણ તરફ સહાનુભૂતિ જોઈ તેમને ન્યાત કે ચોગરથી બહાર મુકવાનો પ્રયાસ કરવામાં જ ધાર્મિકતા જોઈ રહ્યા છે ! શૌચ, સત્ય, ક્ષમા, દયા, અહિંસા, તિતિક્ષા વગેરે ધર્મના લક્ષણોનો આચાર અને પ્રચાર કરવામાં આ લોકો પોતાની શક્તિનો પ્રયોગ કરે તો ધર્મકાર્ય વધારે થાય, પણ દુઃખની વાત એટલી જ છે કે તેમને હિસાબે તો અન્ત્યજોને અને અન્ત્યજસેવકોને હેરાન કરવામાં જ આજે ધર્મસેવા રહી દેખાય છે.

ગોધરાની મ્યુનિસિપાલિટીએ અન્ત્યજોની દશાનો કશો વિચાર કરવાનું તો એક કોરે રહ્યું, પણ શહેરના દરવાજા પાસે રહેતા અન્ત્યજોને ત્યાંથી કાઢી મુકી તેમને દૂર કાઢ્યા છે, જ્યાં એ બિચારાઓને ખરાબમાં ખરાબ ઢોરોને માટે પણ હદ બહારનું ભાડું ભરવું પડે છે પૂછપરછ કરતાં એમ જણાયું કે આમાં મ્યુનિસિપાલિટીના કરતાં સરકારનો જ વાંક વધારે છે તે ગમે તેમ હો, એ તો સાચું જ કે શહેરસફાઈના કામમાં ગોધરાની મ્યુનિસિપાલિટી ગોધરાના અન્ત્યજોના જેટલી જ બેદરકાર છે ગોધરાના અન્ત્યજ આશ્રમ પાસે એક ઢોરોની હૉસ્પિતાલ છે અન્ત્યજોના ઘરોની સરખામણીમાં આ મકાનને રાજમહેલ કહેવું જોઈએ

કર્મનો સિદ્ધાન્ત અબાધિત છે કરીએ છીએ તેવું જ લણીએ છીએ. અન્ત્યજોનો તિરસ્કાર કરતા જતા આપણે જાતે જ અન્ત્યજ બન્યા છીએ હવે પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્તનું પર્વ શરૂ થયું છે. તેમાં ગોધરાના સર્વ વર્ણના અન્ત્યજો પોતાનો મેલ ધોઈ નાખે એવી પરમેશ્વર પાસે મારી પ્રાર્થના છે

## બહિષ્કૃત ભાવનગર

અનેક રીતે ભાવનગર એ કાઠીયાવાડનું આભૂષણ છે જૂના વખતમાં રુદ્રદામને જૂનાગઢ પાસે તળાવ બાંધેલું તે વખતે જૂનાગઢની જે શોભા હશે તેવી શોભા બોર તળાવને લીધે ભાવનગરની આજે છે આ તળાવમાં જે

પેલો સુન્દર બેટ ન હોત તો તેની શોભા આટલી સ્મરણીય ન થાત. સવારે, સાંઝરે અથવા અજવાળી રાત્રે આ બેટ ઉપર બેસી માણસો કલાકો સુધી ધ્યાન કરે તોપણ થાકે નહિ. ભાવનગર શહેર સામાન્ય રીતે સ્વચ્છ અને સુન્દર ગણાય. ભાવનગરની હવા બહુ જ સારી છે લોકો સુખી છે રાજ્યધાનીનું શહેર રહ્યુ એટલે દરેક જાતની સગવડ છે. પ્રજા પાસેથી મેળવેલા પૈસાનો પ્રજાને લાભ થાય એ શુદ્ધ હેતુથી ભાવનગરના રાજાઓએ આ શહેરમા સાર્વજનિક-સુખાકારીના અનેક સાધન કરી મુકેલા છે આ શહેરમા રહેવાથી જ સામાન્ય માણસ અનેક જાતના સસ્કારો કેળવી શકે છે. સુન્દર ઇમારતો જોઇ સ્વાભાવિક રીતે જ સામાન્ય માણસને પણ કળાનુ શિક્ષણ મળી રહે છે દેશી રાજ્યોની રાજધાનીને છાજે તેવા રીતભાત અને નાગરપણુ સામાન્ય લોકોના વ્યવહારોમા છે આમ આબાદીનો, સસ્કારોનો અને કેળવણીનો લાભ પ્રજાને પૂરેપૂરો મળે છે. દક્ષિણામૂર્તિ જેવી સુન્દર અને પીઢ સસ્થા અને મઝાનુ બાળમન્દિર ભાવનગરની પ્રજાને સાચી કેળવણી આપે છે.

માત્ર એક જ વર્ગને આ સર્વ લાભોથી વચિત રાખવામા આવ્યો છે. ભાવનગરના અન્ત્યજો ભાવનગરમા રહી શકતા નથી! જૂના વખતમા બધા અન્ત્યજો આ શહેરની ભાગોળે જ રહેતા. કહેવાય છે કે દસ પદર વર્ષ ઉપર ભાવનગરમા પ્લેગ ફાટી નીકળવાથી ત્યાના ઢેડચમારોને શહેર પાસેથી ખસેડી બે માઇલ દૂર એક ટેકરીની પાછળ કાઢવામા આવ્યા. અમારા શહેરમા જ્યારે પહેલવહેલો પ્લેગે પ્રવેશ કર્યો ત્યારે એક બીકણ અને જીવલોભી માબાપ પેટના દીકરાને પ્લેગ થયેલો જોઈ શહેર બહાર મુકી આવ્યા હતા આખા શહેરમા આને સારુ તેમની નિન્દા ચાલેલી त्यजदेकं कुलस्यार्थे એ ન્યાય તે વખતે લોકોએ લાગુ ન કર્યો. ભાવનગરના અન્ત્યજો શુ ઇશ્વરના સંતાન ન હતા?

શુ તે સમાજના એક અગ ન હતા? આજે જ્યા તેમને રહેવુ પડે છે ત્યાની જમીનમા ઉધઇલૂણાનો પાર નથી, તેથી ત્યા મકાનો ટકતા નથી વળી શહેરથી એટલુ દૂર હોવાને લીધે ત્યા જઈને અન્ત્યજોના રોજગારને પણ ધક્કો લાગે જ એ દેખીતુ છે ભાવનગર જઇ વેપારીને ત્યાથી સૂતર લઇ પાછા આવતા જો વાર થાય તો લૂટાઈ જવાનો ભય દોઢસો ઘરની વસ્તીમા પોલીસનો એક સિપાઇ રાખવામા આવેલ છે! કોઈ માંદુ પડે તો બે માઇલની અદર કશી મદદ મળવાની આશા નહિ અન્ત્યજોને માટે બજારની સગવડ પણ ક્યાથી હોય? મીઠુ મરચુ કે દીવાસળી જેવી ચીજને સારુ પણ બે માઇલનો ધક્કો ખાવો જ પડે.

આવી દશામાં ઘણા અન્ત્યજોએ ગામ છોડ્યું, કેટલાક મરી ગયા, ને આજે ભાવનગરનો ઢેડવાડો એક ખંડેર થઈ ગયેલ છે અને તે પ્રાચીન વૈભવનું ખંડેર નહિ, પણ વર્તમાન દારિદ્ર્યના ખંડેરરૂપે છે દોઢસો ઘરમાં એકે ઘરની દીવાલ સાબૂત નથી

ઢેડવાડામાં જે બે ચાર રસ્તાઓ છે ત્યાં જ્યાં કાદવ નથી ત્યાં ઘાસ ઊગેલું છે આ ઢેડવાડાના બે ભાગ છે એકમાં વણકર ઢેડ લોકો વસે છે, બીજામાં ચમાર લોકોની વસ્તી છે બંની વસ્તી નવી હોવાથી રસ્તાઓ પહોળા, ઘરો સીધી લીટીમાં ને હારબંધ, વચમાં એક કૂવો, એ બધું ઠીક છે શહેરથી દૂર રહેનારી શહેરના કેટલાક વ્યસનોમાંથી પણ આ લોકો મુક્ત છે ખરા પણ તેથી આ લોકોની ઉન્નતિ થઈ છે એમ ન કહેવાય, કારણકે તેમને આ સ્થિતિ પરાણે ભોગવવી પડે છે આ લોકો દારૂ ખૂબ પીતા હતા, પણ બે વર્ષ ઉપર ગાંધીજી આ ઢેડવાડો જોવા ગયેલા તે દિવસથી આ લોકોએ દારૂ છોડી દીધો છે મે તેમને પૂછ્યું, તમારામાં હજુ કોઈ દારૂ પીવે છે ખરા? બધાયે ના પાડી એક જણે કહ્યું 'દારૂ પીવે તો ખાસડાં ન ખાય? એક પણ માણસ અહીં દારૂ પીતો નથી' તેની આ જુબાની અક્ષરશઃ સાચી છે કે નહિ તે હું નથી જાણતો, પણ સામાન્ય રીતે આ લોકોએ દારૂ છોડ્યો છે એ વિષે શંકા નથી વધારે તપાસ કરતાં એક દુઃખદ વાત સાંભળી તે એ કે કેટલાક ઢેડોએ દારૂ છોડી અફીણની ઉપાસના આદરી છે! એક બે ઢેડોના ગળામાં મે સોનાની કંઠી જોઈ, તેમના બહાર સૂકાતાં કપડાં કિંમતી અને વિલાયતી હતાં મારા મનમાં થયું આ ઢેડના જેટલી સંપત્તિ મારી પાસે હોત તો આવા અરક્ષિત સ્થળમાં રહેવાની મારી હિમ્મત તો ન જ ચાલત બાપડો અન્ત્યજ છે એટલા જ અપરાધની ખાતર રાજ્ય તરફથી તેને પૂરતું રક્ષણ પણ મળતું નથી!

ઢેડાઓ બધા મીલનું સૂતર વણતા હતા છતાં રેંટીયાનો સંદેશો તેમને કાને પહોંચ્યો હતો એક જણે કહ્યું, 'અમે અમારા નામો મહાસભામાં નોંધાવ્યાં છે હવે પછી અમને હાથે કાંતેલું સૂતર મળશે તે જ અમે વણીશું અમારે શું? જે સૂતર આપશો તે વણી આપીશું અત્યાર સુધી આ લોકોને મીલના સૂતર કરતાં હાથે કાંતેલું સૂતર વણવાની મજૂરી ઓછી મળતી હતી તેમના શરીર ઉપર પરદેશી કપડાં જોઈ તેમને સ્વદેશી કપડાં વાપરવા વિષે મે સમજાવીને વિનંતિ કરી તેમને સમજતાં વાર ન લાગી, પણ પેલો ઢેડ જેના રેશમી કપડાં સૂકાતાં હતાં તેને કશો ઉપદેશ કરવાની મારી હિંમત ન ચાલી જે જાતિને આપણે આજ સુધી દબાવ્યે રાખી, જેમની સામે આપણે સ્મૃતિઓ રચી અને જેમને દબાવેલી રાખી આપણે પોતે આગ્રહ ટકાવ્યા કાળ

પેલો સુન્દર બેટ ન હોત તો તેની શોભા આટલી સંસ્મરણીય ન થાત. સવારે, સાંઝરે અગર અજવાળી રાતે આ બેટ ઉપર બેસી માણસો કલાકો સુધી ધ્યાન કરે તોપણ થાકે નહિ. ભાવનગર શહેર સામાન્ય રીતે સ્વચ્છ અને સુન્દર ગણાય. ભાવનગરની હવા બહુ જ સારી છે. લોકો સુખી છે. રાજધાનીનું શહેર રહ્યું એટલે દરેક જાતની સગવડ છે. પ્રજા પાસેથી મેળવેલા પૈસાનો પ્રજાને લાભ થાય એ શુદ્ધ હેતુથી ભાવનગરના રાજાઓએ આ શહેરમાં સાર્વજનિક સુખાકારીનાં અનેક સાધન કરી મુકેલાં છે. આ શહેરમાં રહેવાથી જ સામાન્ય માણસ અનેક જાતના સંસ્કારો કેળવી શકે છે. સુન્દર ઇમારતો જોઇ સ્વાભાવિક રીતે જ સામાન્ય માણસને પણ કળાનું શિક્ષણ મળી રહે છે. દેશી રાજ્યોની રાજધાનીને છાજે તેવાં રીતભાત અને નાગરપણું સામાન્ય લોકોના વ્યવહારોમાં છે. આમ આબાદીનો, સંસ્કારોનો અને કેળવણીનો લાભ પ્રજાને પૂરેપૂરો મળે છે. દક્ષિણામૂર્તિ જેવી સુન્દર અને પીઢ સંસ્થા અને મઝાનું બાળમન્દિર ભાવનગરની પ્રજાને સાચી કેળવણી આપે છે.

માત્ર એક જ વર્ગને આ સર્વ લાભોથી વંચિત રાખવામાં આવ્યો છે. ભાવનગરના અન્ત્યજો ભાવનગરમાં રહી શકતા નથી! જૂના વખતમાં બધા અન્ત્યજો આ શહેરની બાગોળે જ રહેતા. કહેવાય છે કે દસ પંદર વર્ષ ઉપર ભાવનગરમાં પ્લેગ ફાટી નીકળવાથી ત્યાંના ઢેડચમારોને શહેર પાસેથી ખસેડી બે માઇલ દૂર એક ટેકરીની પાછળ કાઢવામાં આવ્યા. અમારા શહેરમાં જ્યારે પહેલવહેલો પ્લેગે પ્રવેશ કર્યો ત્યારે એક બીકણ અને જીવલોભી માબાપ પેટના દીકરાને પ્લેગ થયેલો જોઈ શહેર બહાર મુકી આવ્યાં હતાં. આખા શહેરમાં આને સારૂ તેમની નિન્દા ચાલેલી. *त्यजेदेकं कुलस्यार्थे* એ ન્યાય તે વખતે લોકોએ લાગુ ન કર્યો. ભાવનગરના અન્ત્યજો શું ઇશ્વરનાં સંતાન ન હતા?

શું તે સમાજના એક અંગ ન હતા? આજે જ્યાં તેમને રહેવું પડે છે ત્યાંની જમીનમાં ઉધઇલૂણાનો પાર નથી, તેથી ત્યાં મકાનો ટકતાં નથી. વળી શહેરથી એટલું દૂર હોવાને લીધે ત્યાં રહીને અન્ત્યજોના રોજગારને પણ ધક્કો લાગે જ એ દેખીતુ છે. ભાવનગર જઇ વેપારીને ત્યાંથી સૂતર લઇ પાછા આવતાં જો વાર થાય તો લૂંટાઈ જવાનો ભય. ઢેઢવાડામાં ઘરની વસ્તીમાં પોલીસનો એક સિપાઇ રાખવામાં આવેલ છે! કોઈ માંદું પડે તો બે માઇલની અંદર કશી મદદ મળવાની આશા નહિ. અન્ત્યજોને માટે બજારની સગવડ પણ ક્યાંથી હોય? મીઠુંમરચું કે દીવાસળી જેવી ચીજને સારૂ પણ બે માઇલનો ધક્કો ખાવો જ પડે.

આવી દશામા ઘણા અન્ત્યજોએ ગામ છોડ્યું, કેટલાક મરી ગયા ને આજે ભાવનગરનો ઢેડવાડો એક ખંડેર થઈ ગયેલ છે અને તે પ્રાચીનતાનું ખંડેર નહિ, પણ વર્તમાન દારિદ્રયના ખંડેરરૂપે છે ઘરમા ઘરમા ગંધની દીવાલ મારતુ નથી

ઢેડવાડામા જે બે ચાર રસ્તાઓ છે ત્યા જ્યા કાદવ નથી ત્યા ઘાસ ઉગેલુ છે આ ઢેડવાડાના બે ભાગ છે એકમા વણકર ઢેડ લોકો વસે બીજામા ચમાર લોકોની વસ્તી છે. બની વસ્તી નવી હોવાથી રસ્તા પહોળા, ઘરો સીધી લીટીમા ને હારબંધ, વચમા એક કૂવો, એ બધુ છે શહેરથી દૂર રહેવાથી શહેરના કેટલાક વ્યસનોમાથી પણ આ લોકો મુક્ત છે ખરા પણ તેથી આ લોકોની ઉન્નતિ થઈ છે એમ ન કહેવ...,
કારણકે તેમને આ સ્થિતિ પરાણે ભોગવવી પડે છે આ લોકો દારૂ ખૂબ પીતા હતા, પણ બે વર્ષ ઉપર ગાંધીજી આ ઢેડવાડો જોવા ગયેલા તે દિવસથી આ લોકોએ દારૂ છોડી દીધો છે મે તેમને પૂછ્યુ, તમારામા હજુ કોઈ દારૂ પીએ છે ખરા? બધાએ ના પાડી એક જણે કહ્યુ 'દારૂ પીએ તો ખાસડા ન ખાય? એક પણ માણસ અહી દારૂ પીતો નથી' તેની આ જુબાની અક્ષરશ સાચી છે કે નહિ તે હું નથી જાણતો, પણ સામાન્ય રીતે આ લોકોએ દારૂ છોડ્યો છે એ વિષે શકા નથી વધારે તપાસ કરતા એક દુખદ વાત સાભળી તે એ કે કેટલાક ઢેઢોએ દારૂ છોડી અફીણની ટેવ પાડી છે! એક બે ઢેડોના ગળામા મે સોનાની કઠી જોઈ, તેમના બહાર સૂકાતા કપડા કિમતી અને વિલાયતી હતા મારા મનમા થયુ, આ ઢેડના જેટલી સંપત્તિ મારી પાસે હોત તો આવા અરક્ષિત સ્થળમા રહેવાની મારી હિમ્મત તો ન જ ચાલત બાપડો અન્ત્યજ છે એટલા જ અપરાધની ખાતર રાજ્ય તરફથી તેને પૂરતુ રક્ષણ પણ મળતું નથી!

ઢેડાઓ બધા મીલનુ સૂતર વણતા હતા, છતા રેંટીયાનો સન્દેશો તેમને કાને પહોચ્યો હતો એક જણે કહ્યુ, 'અમે અમારા નામો મહાસભામા નોંધાવ્યા છે હવે પછી અમને હાથે કાંતેલુ સૂતર મળશે તે જ અમે વણીશુ અમારે શુ? જે સૂતર આપશો તે વણી આપીશુ' અત્યાર સુધી આ લોકોને મીલના સૂતર કરતા હાથે કાંતેલુ સૂતર વણવાની મજૂરી ઓછી મળતી હતી તેમના શરીર ઉપર પરદેશી કપડા જોઈ તેમને સ્વદેશી કપડા વાપરવા વિષે મે સમજાવીને વિનતિ કરી તેમને સમજતા વાર ન લાગી, પણ પેલો ઢેડ જેના રેશમી કપડા સૂકાતા હતા તેને કશો ઉપદેશ કરવાની મારી હિમત ન ચાલી જે જાતિને આપણે આજ સુધી દબાવી રાખી, જેમની સામે આપણે સ્મૃતિઓ રચી અને જેમને દબાવેલી રાખી આપણે પોતે આગ્રહ ...

મોજશોખ કર્યા, તેમને એક દિવસમા પશ્ચાત્તાપ કરી પાવન થયેલા આપણે કેવે મ્હોડે કહીશુ કે તેમને આ મોજશોખ છાજે નહિ ! સાદાઇમા જ માણસ શોભે છે મે પેલાને એટલુ જ કહ્યુ, ‘ તારી પાસે પરદેશી કાપડ જોઇ મને દુઃખ થાય છે તે વણેલી શુદ્ધ ખાદી પહેરવામા જ હુ મગરૂરી ને આબરૂ માનુ છુ.’ આથી વધારે હુ કશુ જ કહી શકયો નહિ.

ત્યાથી અમે ચમારવાડામા ગયા ત્યા કાદવમા હાડકા, શીંગડા, વાળ ને ચામડા હતા દુર્ગંધ તો એવી આવતી હતી કે ક્ષણભર મનમા વિચાર આવ્યો કે આ લોકોને શહેરથી આટલા દૂર રાખે છે તે ઠીક જ છે. પણ બીજી જ ક્ષણે મે વિચાર્યું કે આ લોકોએ પણ આવી દુર્ગંધમા કા રહેવુ ? જે દુર્ગંધ મારે માટે અસહ્ય છે તે દુર્ગંધમા આ મારા ભાઇઓ રહે તે શુ મને લાજમ છે ? તેઓ જે ચામડાનુ કામ કરે છે તે તો મારે માટે જ છે. મારે જોડા જોઇયે, ચામડાના પટા જોઇયે, વાધરી જોઇયે. તેથી જ આ લોકોને આ કામ કરવુ પડે છે જો સમાજને આ વસ્તુઓની ને આ લોકોની સેવાની જરૂર છે તો સમાજે એક સ્વતન્ત્ર ચર્મશાળા ( ટૅનરી ) કા ન બાધવી ? જ્યા માસચામડા સડે તે જ જગ્યાએ આપણા ભાઇઓ કાદવમા જીદગી ગુજારે એ શુ ધર્મ છે ? આપણે આ લોકો સામુ ન જોઈ તેમને ગદા રહેવાની ફરજ પાડીયે છીયે અને પછી તેઓ ગદા રહે છે ત્યારે એ જ કારણસર આપણે તેમનો તિરસ્કાર કરીયે છીયે અને તેમા કશુ ખોટુ નથી કરતા એમ માનીયે છીયે ! આ શુ વ્યાજબી છે ? એવી જાતની દલીલ તો બીજી પ્રજાનુ સ્વરાજ્ય છીનવી લેનાર અને પછી તેમને સ્વરાજ્યને નાલાયક કહેનાર સામ્રાજ્યોને જ શોભે

જે ભાવનગરે પોતાના ઢેડચમારોને આવો દેશવટો આપ્યો તે જ ભાવનગરે ભગીઓને શહેર પાસે રહેવાની સગવડ કરી આપી છે, કેમકે તેમનો તેને રાતદિવસ ખપ છે ! પ્રત્યક્ષ સ્વાર્થનો જ્યા સવાલ છે ત્યા ધર્મની દલીલ મોળી પડે છે ભગીઓને માટે નળની વ્યવસ્થા છે, શહેરની જુદી જુદી દિશાએ આ ભગીઓના જુદા જુદા વાસ છે. તે જોવાનુ બન્યુ નહિ આ અન્ત્યજોને માટે એક નિશાળ ભાઇશ્રી કપિનરાયની દેખરેખ નીચે ચાલે છે આ શાળા ભાવનગરની બહાર છે ઢેડવાડાથી પૂરી એક માઇલ દૂર છે ત્યા ઢેડ, ભગી ને ચમારના છોકરાઓ સાથે બેસીને ભણે છે હું ગયો ત્યારે નિશાળને રજા પડી હતી મે સાભળ્યુ છે કે ત્યાના શિક્ષક અન્ત્યજોના કાર્યમા રસ લેનાર અને ખૂબ ઉત્સાહપૂર્વક કામ કરનારા છે આ ચોમાસાના દહાડામા ઢેડચમારના બાળકોને કેળવણી લેવા માટે કેટલાયે ખેતરો ખૂદતા એક માઇલ નિશાળે જવુ ને એક માઇલ આવવુ કેટલુ ત્રાસદાયક થઇ પડતું હશે તેની કલ્પના ભાવનગરના રહેવાસીઓને કે અમલદારોને હોત તો ઘડી એકનો પણ

વિનય કર્યા વગર પડેલા હતા ત્યાંવાળાને ઢેડોને ફરી વસાવત. એક વૃદ્ધ બ્રાહ્મણ મિત્ર સાથે વાત કરતાં મેં જાણ્યું કે કાઠિયાવાડમાં ઢેડભાઈ કરતાં ભંગી લોકો વધારે અસ્પૃશ્ય મનાય છે, કેમકે તેઓ આખો દિવસ મેલું કામ કરવામાં રોકાયેલા રહે છે અને ન્હાયધુએ છે પણ ઓછું. આ જો સાચું હોય તો ભંગીઓને મુકી ઢેડભાઈઓને જ ગામની ગીમાડે મુકવામાં કયો ન્યાય રહ્યો તે હું સમજી શકતો નથી અન્ત્યજોની ચર્ચા કરતાં આ વૃદ્ધ બ્રાહ્મણે મને કહ્યું, 'જો મ્યુનિસિપાલિટી તરફથી ભંગીઓના કામના કલાક નક્કી કરવામાં આવે ને ત્યારપછી તેમના ઉપર ન્હાવાની ફરજ પાડવામાં આવે તો ભંગીઓને અડકવામાં પણ મને વાંધો નથી' ઢેડભાઈને અડતાં તો તેમને વાંધો હતો જ નહિ જૂના જમાનાના ને જૂના વિચારના આ નિખાલસ બ્રાહ્મણના હૃદયની ઉદારતા જોઈ મેં તેમને વંદન કર્યું, અને આવા લોકોની સંખ્યા ભાવનગરમાં ને કાઠિયાવાડમાં વધે તે જ સુદિન, તે જ સ્વાતંત્ર્યદિન, એમ મનમાં કહેતાં મેં ભાવનગર છોડ્યું.

## ખેડૂત અને વણકર

'ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર' એ કહેવત રચનારે કઈ દૃષ્ટિએ વિચાર કર્યો હશે એ કોણ કહી શકશે? ગમે તે દૃષ્ટિએ જુઓ પણ ખેડૂત એ જ પ્રજાનો પાલક છે સદ્ગુણ અને દુર્ગુણ એ કોઈ ખાસ વર્ગના વાડા નથી દરેક વર્ગમાં સારા લોકો પણ હોય છે ને ખરાબ પણ હોય છે છતાં વર્ગનો જ વિચાર કરવા બેસીએ તો ખેડૂતોનું જીવન જેટલું સાદું અને નિષ્પાપ હોય છે તેટલું ભાગ્યે જ બીજા કોઈનું જીવન જોવામાં આવે છે ખેડૂતમાં ધીરજ હોય છે, ઇશ્વર પર શ્રદ્ધા હોય છે, પ્રાણીમાત્ર વિષે દયા હોય છે, ઉદ્યમ હોય છે અને સન્તોષ હોય છે લશ્કરોમાં પણ ખેડૂત સૈનિકો જ શૌર્ય, ધીરજ અને સંયમ વિષે પંકાયેલા છે વેપારીઓ જેટલા ખેડૂતો ધનવાન નથી હોતા પણ તેનું કારણ તેમનો ઉદ્યમ અથવા હોશિયારી ઓછી હોય છે એ નથી પરંતુ તેમનામાં ધર્મબુદ્ધિ અને સન્તોષવૃત્તિ રહેલા છે એ છે ખેડૂતો તવંગર હોવા છતાં પૈસાવાળા નથી હોતા તેથી જ પૈસાના જોર ઉપર બીજાઓને ગુલામ બનાવવાની ઇચ્છા તેમનામાં નથી હોતી જે માણસ ધર્મ પ્રમાણે ચાલી વધારેમાં વધારે કમાય અને ઓછામાં ઓછું ખાય તે જ સાચો સમાજસેવક એવાને જ ગૃહપ્રતિપાલકની પદવી છાજે

મનુષ્યજાતિની મોટામાં મોટી હાજતો અન્ન અને વસ્ત્ર એ બે છે. તે બન્ને પૂરી પાડવાની શક્તિ ખેડૂતોમાં જ રહેલી છે. ખેડૂતમાં વણકર આવી જાય છે. શરીર જેમ બે પગ ઉપર ટકી રહે છે તેમ આખો સમાજ ખેડૂત અને વણકર એ બે વર્ગ ઉપર જ ટકી રહેલો છે. જૂના જમાનામાં રાજાઓને પણ ખેતી કરવી પડતી. મૃગ નક્ષત્ર બેસતા પહેલાં રાજા હાથમાં રાશ ને હળ ઝાલી જમીન ખેડે અને ત્યારપછી આખી પ્રજા પોતપોતાનાં હળ ચલાવે એવી પ્રથા હતી. પ્રજાનો સ્વાભાવિક આગેવાન રાજા એ પ્રથમ ખેડૂત. પ્રજા તેનું અનુકરણ કરે એવી ગોઠવણ હતી.

જે સ્થિતિ ખેડૂતની તે જ વણકરની પણ. જેમ રાજા તે પ્રથમ ખેડૂત તેમ બ્રાહ્મણ એ પ્રથમ કાંતનાર. રૂને કાંતી તેના નવ તાર કોટમાં પહેરે તેને જ વેદનો અધિકાર. આ રીતે ખેડૂત અને વણકરની પ્રતિષ્ઠા સમાજમાં સર્વોપરિ ઠરાવવામાં આવી હતી. ખેડૂત કુટુંબ એટલે સર્વાંગપરિપૂર્ણ કુટુંબ. જેમ ગોબ્રાહ્મણ એ બે શબ્દોમાં આખો હિન્દુ ધર્મ સમાયેલો છે તે જ પ્રમાણે ખેડૂત અને વણકર એ બે શબ્દોમાં આખો સમાજ સમાયેલો છે.

જે સમાજમાં આ બે વર્ગની દુર્દશા હોય તે સમાજ પતિત દશામાં જ રહેવાનો. ખેડૂતોમાં જો સામર્થ્ય ન હોય અને વણકરોમાં જો જ્ઞાન ન હોય તો સમાજ ટકે જ કેવી રીતે ? સમાજની સંપત્તિ ભલે ગમે તેના હાથમાં હોય, પણ તેની સાક્ષાત ઉત્પત્તિ તો આ બે વર્ગો જ કરે છે. સુરાજ્યમાં કે સ્વરાજ્યમાં આ બે વર્ગો હમેશાં માલદાર હોય છે. જે રાજ્ય અન્યાયના પાયા ઉપર બંધાયેલું હોય છે તેવા રાજ્યમાં શું રાજા કે શું બીજા વર્ગો, બધા ખેડૂત વણકરોને ચૂસી જ લે છે. માટે જેને દેશસેવા કરવી છે તેણે ખેડૂત અથવા વણકર અથવા બન્ને થવું ઘટે છે. માણસનો ઉદ્ધાર કરવા ઇશ્વરને પણ જો મનુષ્યનું રૂપ ધારણ કરવું પડે છે તો દેશનો ઉદ્ધાર કરવા દેશસેવકને ખેડૂત અને વણકર થવું પડે તો તેમાં અજુગતું શું છે !

## યૂરોપ સામેનો યક્ષપ્રશ્ન

ચાર વર્ષ ખૂનખાર યુદ્ધ મચાવ્યા પછી પાશ્ચાત્ય રાષ્ટ્રો સામે જે મહાન પ્રશ્નો ખડા થયા છે તેમાં આ પ્રશ્નો ખડા થવા સ્વાભાવિક છે કે (૧) ગોરાઓની અંદર આવી આત્મઘાતક જાદવાસ્થળી ફરી પાછી સળગે નહિ તે સારુ શું કરવું ? (૨) અને તે અર્થે યુરોપ બહારની ઇતર દુનિયાની વહે-

ચલી કેવી રીતે શકી ? પરન્તુ યૂરોપના આજના સમાજનો ઇતિહાસ જેમના જાણવામા નથી તેમને ગુંચવણમા નાખનારી વાત એ છે કે ઉપરના બધે પ્રશ્નોને ગૌણ પદ આપનાર એક બીજો જ પ્રશ્ન સુલેહ પરિષદ આગળ ઉપસ્થિત થયો છે. એ શું ? મજૂર અને માલિકના પરસ્પર સબન્ધ ઠરાવી નાખવાની જવાબદારી અને ઉતાવળ આ સુલેહ પરિષદને ભાસે છે એ શું ? સર્વિયાએ ઑસ્ટ્રિયન શાહજાદાનું ખૂન કર્યું એ કંઇ આ પ્રશ્નોના નિકાલ લાવવા વાસ્તે કર્યું નહોતું. કાર્પેથિયન પર્વતની આસપાસ ઇજિયન સાગરે જે પોતાના તેમજ શત્રુના સૈનિકોના હાડમાંસનો ડુંગર રચ્યો તે પણ કંઇ મજૂર અને માલિકોનો ટંટો પતવવા માટે રચ્યો નહોતો. ફરાસીની પ્રજા જર્મનીના ગોળા છોડીને મિત્રરાજ્યોના મગજ ગાત્રા વગળી ગઇ તે વખતે તેની આંખ સામે એ પ્રશ્ન હતો એવું કંઇ નહોતું. મજૂરવર્ગના અઠવાડિયાના અડતાળીસ કલાકના કામમાથી ચાર કલાક ઓછા થાય એટલા માટે ફ્રાન્સે પોતાની વિશ્વવિખ્યાત વિલાસિતા વેગળી મૂકીને સિપાઇગીરી અખત્યાર કરી નહોતી. તેમ યૂરોપના મજૂરોને બપોરની અર્ધા કલાકની છૂટી મળે એટલા માટે કંઇ વૃદ્ધ વિલ્સને અમેરિકામાથી લાખો 'યાન્કી'ઓને મોકલી આપીને લડાઇની ગતિ બદલી નાખી નહોતી એ તો ઠીક, પણ કૈઝર પોતે પણ કંઇ દહાડે કહેતો હતો કે મજૂરોનો ભૂખમરો થાય ? વેગનરે સૂચવેલા સુધારાઓમા સન્તોષ માનનાર બિસ્માર્કને એક બાજુએ બેસાડીને કૈઝરે તો મજૂરોના પક્ષનું જ ઉપાડી રાખ્યું હતું, એટલું જ નહિ પણ જર્મનીએ આજ સુધીમા મજૂરોની સુખસગવડની માટે જેટલી ખબરદારી રાખી છે તેટલી બીજા દેશોએ લીધી હશે કે નહિ એ શંકાસ્પદ છે ત્યારે પછી આ સુલેહ પરિષદમા મજૂરોનો પ્રશ્ન આટલો બધો અગત્યનો ગણાઇને ચર્ચાઇ રહ્યો છે એનું કારણ શું ?

ખરી વાત એ છે કે રણસંગ્રામમા તોપોનો ગડગડાટ ચાલતો હતો તે દરમિયાન યૂરોપીય સામાજિક પરિસ્થિતિમા પણ એક જાતનું બીજું મહાયુદ્ધ ચાલી રહ્યું હતું અને કેમ જાણે જાદુની લાકડીથી જ કોઇએ નિર્માણ કરી હોય તેવી એક અપૂર્વ ક્રાન્તિ થયે જતી હતી

જે દિવસે યૂરોપે રોમન કૅથોલિક ધર્મ છોડી દીધો તે જ દિવસથી યૂરોપીઅન સમાજમા જે એક સ્થૈર્ય હતું તે ગયું કૅથોલિક ધર્મના દિવસોમા લડાઇ અનેક થઇ હશે, ખૂનમારામારી પણ ધોળે દહાડે થતા હશે, સમાજનો મોટો ભાગ અજ્ઞાનપંકમા ખૂંચેલો હશે, એ બધું હશે, પણ યૂરોપની સમાજરચનામા સ્થૈર્ય હતું ધર્મવ્યવસ્થા સ્વાર્થી, બગભગત અથવા ધૂતારા લોકોના હાથમા ગઇ હશે, પરન્તુ ધર્મનું તત્ત્વ તો ભગવાન ઇન્દ્રિયગ્રામને કાબુમા રાખવા સારૂ વાસનાઓનો સંયમ જ ઇષ્ટ છે એવું ગરજી ગરજીને

કહેતુ હતુ ધર્મમા સુધારો કરીને લોકોએ પોપ વિરુદ્ધ બંડ ઉઠાવ્યુ અને અનાચાર તથા ઢોંગને આંતર્યો એ ખરૂ, પણ તેની જ સાથે ધાર્મિક અને સામાજિક બંધનોનો જે પાયો હતો તેને પણ હચમચાવી નાખ્યો સ્પેન્સરે કહ્યુ છે તેમ ધર્મમાથી, શિક્ષણમાથી અને તેને જ પરિણામે જીવનમાથી સંયમવૃત્તિ (Asceticism)ને હમેશને માટે રજા મળી, અને સ્વચ્છન્દના સામ્રાજ્યની દુહાઈ યૂરોપના આકાશમા ગડગડવા લાગી ભોગવિલાસના માન આ પ્રમાણે જ્યારે વધી ગયા ત્યારે સર્વ સામાજિક શક્તિ તેની જ વૃદ્ધિને અર્થે વપરાવા લાગી તાર્કિકોની તર્કશક્તિ, વિજ્ઞાનાચાર્યોની શોધખોળ, વેપારીઓનો પૈસો, સાહસિક પ્રવાસીઓના સાહસ એ બધાનો ઉપયોગ વિલાસિતાની સેવામા થવા લાગ્યો સત્તા તથા વિલાસિતા એ બે દેવીઓની વામમાર્ગી ઉપાસના કરતા કરતા આખુ યૂરોપ અને તેનુ બલિષ્ઠ બાળક અમેરિકા મોહમયી પ્રમાદમદિરા પીને તર બની ગયા અને પછી જે મનુષ્ય અને જે વર્ગ આ દેવીઓની ઉપાસના સાંગોપાંગ કરી શકે તેને જ પૂજારીપણાનુ માન મળવા લાગ્યુ યૂરોપના જૂના કાળના ઝગડા ક્ષત્રિય ક્ષત્રિય વચ્ચે અથવા બ્રહ્મતેજ અને ક્ષાત્રતેજ વચ્ચે થતા બ્રાહ્મણો જેમ એકાદ વેન રાજાને ઉદ્દેશીને આજ્ઞા દેતા કે 'एष पापो हन्यतां हन्यताम्' તે જ પ્રમાણે પોપ મહારાજ યૂરોપના ચાહે તે બાદશાહનો બહિષ્કાર કરતા. સુધારો શરૂ થયો, અને યમરાજના દરબારમા જઈને જેવી રીતે કૈક બોલ્યો કે 'હટી જાઓ સહુ અહીંથી, તમારૂ કોઈનુ કામ નથી મહારાજની સેવા કરવાને હુ જ લાયક છુ' તેજ પ્રમાણે સમાજના હૃદયમન્દિરમા સત્તા તથા વિલાસિતા એ બે દેવીઓની પ્રાણપ્રતિષ્ઠા થઈ તેવો જ વૈશ્યવર્ગ આગળ આવ્યો અને તેણે જોતજોતામા રાજસૂત્રો પોતાના હાથમા લીધા, અને યૂરોપના બ્રાહ્મણ ક્ષત્રિયોને પોતાના આશ્રિત અથવા ગુલામ બનાવ્યા એડમંડ બર્ક સરખા મુનિએ 'The age of Chivalry is gone' એ ઉદ્ગાર કાઢીને આંસુની ધાર સાથે જૂના યુગને પિંડદાન કર્યું ત્યારબાદ રાજદરબારમા પદવી અથવા માન અકરામ એનાયત કરતી વેળાએ રાજસત્તાએ यस्यास्ति वित्तं स नरः कुलीनः એ તત્ત્વનો જ અંગીકાર કર્યો અને એમ થતા સ્વાભાવિક રીતે ધર્મ તે જ દિશાએ જોવા લાગ્યો, સમાજશાસ્ત્ર તે જ ધોરણથી ચાલ્યુ, સરકારનુ કર્તવ્ય એક જ સ્મૃતિએ સ્થિર કરી આપ્યુ અને તે જ સામાજિક તેમજ વૈયક્તિક પુરુષાર્થ થઈ પડ્યુ જેના હાથમા સંપત્તિ તેના હાથમા સત્તા એ તત્ત્વ યૂરોપની અર્વાચીન રાજ્યવ્યવસ્થાના મૂળમા રહ્યુ છે એ વાત સૌને કબૂલ કરવી પડશે સમાજમાથી બ્રાહ્મણની સાત્ત્વિક વૃત્તિ અને ક્ષત્રિયોની ઉદારતાનો લોપ થયો કે થોડા જ વર્ષમા વૈશ્યવૃત્તિએ સમસ્ત સમાજનો ત્રાહિ ત્રાહિ પોકરાવી મુકી એમા શી નવાઈ?

શેક્સપીયરે ગમે તેટલી રજૂઆતી કરી હતી તે છતાં 'તું જીવ કે મર, મને મારું એક રતલ માંસ મળવું જ જોઈએ,' એવી માગણી કાયદાની કોર્ટમાં કરનારો શાયલૉક આજ પાછો જાતજાતનાં રૂપ ધારણ કરીને જગતના પૂર્વ પશ્ચિમના બે ખંડો ઉપર અમલ ચલાવી રહ્યો છે, અને 'હું કાયદાની કોઈ બારીકીમાં આવું નહિ ત્યાં સુધી મને કોનો ડર છે?' એ ગર્વોક્તિ કાઢી રહ્યો છે તેજ પ્રમાણે પાશ્ચાત્ય મૂડીવાળા અને રાજ્યો તહનામાની મરજી શરતો અક્ષરશઃ પાળીને પોતે ધર્મનીતિ પાળે છે એવો ગર્વ કરે છે

વૈશ્યવર્ગે યૂરોપના સમાજને તો માત્ર ત્રાહિ ત્રાહિ જ પોકરાવી છે, પણ યૂરોપ બહારના ભોળા ભોળા સમાજોને તો તેણે પોતાના ભક્ષ જ માની લીધા છે. આ વૈશ્યવર્ગનું પૈસા ઉપરાંત બીજું સાધન છે નિઃનામ માટે મરતો પણ દુર્બળ એવો મજૂરવર્ગ ધર્મ વડે ગરીબોમાં પણ જે ગાંભીર્ય આવે છે અને સમાધાનીથી જે પાવિત્ર્ય આવે છે એ બંને આ મજૂરવર્ગ ખોઈ બેઠો, એટલે શ્રીમંતોના વિલાસ દેખીદેખીને તેની ભોક્તું ન ભોક્તું ક્ષમ એવી સ્થિતિ થઈને ટેન્ટલસ રાજાની પેઠે તે તરફડવા લાગ્યો વિલાસિતા જોઈએ છે અને સત્તા તો હાથમાં આવતી નથી, એવી દશામાં મજૂરવર્ગે આકાશવાણી સાંભળી—પદદલિત કરો યુગે। બસ થયું મજૂરોએ પોતાના પ્રચંડ સંઘો બાંધ્યા, અને સમાજને શિરે એક ઘોર નિઃશસ્ત્ર યુદ્ધ જામ્યું યૂરોપના મોટા મોટા સમાજસત્તાવાદી પંડિતો ગર્જના કરીકરીને કહેવા લાગ્યા કે યૂરોપમાં અઢાર રાષ્ટ્રો છે એ માન્યતા કેવળ ભ્રમ છે યૂરોપમાં ફક્ત બે જ રાષ્ટ્ર હયાત છે અને એ બે રાષ્ટ્ર કયાં કયાં? જર્મની અને ઇંગ્લંડ? ના, નહિ, યૂરોપમાં બે જ રાષ્ટ્ર છે એક શ્રીમંતનું અને બીજું ગરીબનું એક મજૂરોનું અને બીજું માલિકનું એક જમીનદારનું અને બીજું ખેડૂતનું આ બે રાષ્ટ્રોની વચ્ચે વિગ્રહ શરૂ થયો અને સુલેહ થવાના ભણકારા પણ સંભળાતા નથી રણમત્ત બનેલા જર્મનીએ અણીનો પ્રસંગ આવતાં જેમ સર્વ આન્તરરાષ્ટ્રીય કાયદાઓને કાગળના ચીંથરા ગણીને ફાડ્યા તેમ અત્યાચાર કરવાની શરૂઆત કરી તે પ્રમાણે ગરીબોના રાષ્ટ્રે પ્રથમ અજ્ઞાનથી, પછી નિરાશાથી અને છેલ્લે વિજયની મસ્તીમાં સમાજનું કલ્યાણ એક બાજુ પર ફેંકીને, ધર્મની મર્યાદા પર પગ મૂકીને શ્રીમંતોના રાષ્ટ્ર ઉપર જુલમો કર્યા જેવી ક્રિયા તેવી પ્રતિક્રિયા રશિયામાં શ્રીમંતોએ ગરીબવર્ગની સહન શક્તિની હદપારની કસોટી કરી તેનું પરિણામ એ આવ્યું કે રશિયાના જે ગરીબ લોક સ્વભાવે અત્યન્ત ગરીબ હતા તેજ છંછેડાયેલા વરુની પેઠે શ્રીમંતો પર તૂટી પડવા લાગ્યા છે

યૂરોપમાં ફરી ત્રીજા મહાયુદ્ધની પર્ણી ભરતાં આ શ્રીમંત ગરીબના યુદ્ધને જબરું જોમ મળ્યું અને કૈઝરે લગાડેલી આગ ભડભડ

ખરતી હતી એટલામાં આ મહાયુદ્ધનો રશિયામાં સ્ફોટ થયો; અને સર્વિયાના બે બૉમ્બગોળાએ આખા યૂરોપને સળગાવી મૂક્યું તે પ્રમાણે રશિયામાં થયેલો આ સ્ફોટ આખા જગતને સળગાવી મુકશે એવાં ચિહ્ન દેખાય છે. પ્રજાવાદના આ ઉચ્છૃંખલ સ્વરૂપનું નામ બોલ્શેવિઝમ છે. જર્મનીના સૈન્ય સાથે ઝૂઝવું સહેલું હતું; કૈઝરની મહત્ત્વાકાંક્ષાના કિલ્લા પણ તોડ્યા તૂટ્યા; પણ બોલ્શેવિઝમની આ પ્રચંડ ચંડી કોઈને પણ નમતું આપશે એમ કોઈને લાગતું નથી. તેની ઝાળ આપણા દેશને પણ અડકશે કે શું એ ભયથી આજે દરેક સુધરેલી સરકાર થરથર કાંપે છે. અને સુલેહ પરિષદનો પુરોહિત વૂડ્રો વિલ્સન અમેરિકાથી લાખો ખાંડી ધાન્ય લાવી આ ચંડીને નૈવેદ્ય ધરાવીને શાન્ત કરવાનો પ્રયત્ન કરે છે. યૂરોપ અને અમેરિકાની એકત્રિત નીતિનિપુણતા કદાચ બોલ્શેવિઝમની આગ થોડા વખત પૂરતી શમાવી શકશે, કૈઝરને સારુ પણ એકાદ સેંટ હેલીનાનો ટાપુ મળી રહેશે; પરન્તુ એક ધ્રુવવાક્ય જ સમજવું કે જ્યાં સુધી સત્તા તથા વિલાસિતા એ બે દેવીઓ યૂરોપના હૃદયમન્દિરમાં વિરાજમાન છે ત્યાં સુધી શાન્તિદેવીનો ત્યાં પ્રવેશ થઈ શકવાનો નથી. ભવિષ્ય અંધકારમય દેખાય છે, પણ આવી સ્થિતિમાં તરણોપાય શું કંઈ જ નહિ હોય? જેની રગેરગમાં આર્ય સંસ્કૃતિ રમી રહી છે તે તો હિંમતથી કહેશે કે 'છે'. એ ઉપાય કયો તેનો વિચાર વળી ફરી કોઈવાર કરશું. હાલ તુરત ઇતિહાસવિધાતા ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખીને નિઃશંકભાવથી એટલું કહો કે 'જે થાય છે તે સાદ્યંત કલ્યાણને માટે જ થઈ રહ્યું છે. દિવસ જેવો શુભ છે તેવી રાત્રિ પણ શુભ જ છે. યૌવન અને વાર્ધક્ય તો શું, મરણ પણ શુભ જ છે.

આટલું વાંચ્યા પછી કોઈએ મનમાં એમ ન લાવવું કે યૂરોપમાં આજ સુધી થયેલી અથવા હવે પછી થનારી ખૂનામરકીમાં અમે રાજી છીએ. તેમ સત્તા પ્રજાના હાથમાં હોવી જોઈએ એ તત્ત્વ અમને કબૂલ નથી, એવું માની લેવાનું પણ કારણ નથી. બ્રાહ્મણોનું વર્ચસ્વ અથવા ક્ષત્રિયોનો રૂઆબ એ પણ અમારું ધ્યેય નથી. અમારે મુખ્યત્વે કરીને જે જોવાનું છે તે એટલું જ છે કે હિન્દુસ્તાનની પ્રયોગશાળામાં આજ પર્યન્ત કસી જોયેલા ચાતુર્વર્ણ્ય પદ્ધતિના સિદ્ધાન્તો કેવા વ્યાપક થઈ શકે તેમ છે, અને સંસારના અનેક કૂટ પ્રશ્નો એ સિદ્ધાન્તોને આધારે કેવા છોડાવી શકાય તેમ છે.

# મજૂરનો ધર્મ

હિન્દુસ્તાનમાં હમણાં હમણાં સુધી મજૂરોનો વર્ગ હતો જ નહિ. દેશનો મોટો ભાગ ખેડૂતોનો જ હતો. અને આજે પણ મોટો સવાલ ખેડૂતોનો જ છે. યુરોપમાં જેમ મજૂરોનો ભારે પ્રશ્ન છે તેમ આપણે ત્યાં ખેડૂતોનો સવાલ છે. જો કોઈ વર્ગ ઉપર સામાજિક દબાણ થતું હોય તો તે ખેડૂતો ઉપર. ગુજરાતના ખેડૂતોની સ્થિતિ કરતાં બંગાળ, મદ્રાસ કે સંયુક્ત પ્રાન્તના ખેડૂતોની સ્થિતિ વધારે ખરાબ લાગે છે. આજે મીલોને અંગે જે મજૂરવર્ગ પેદા થયો છે તે મોટે ભાગે ખેડૂતવર્ગમાંથી જ થયો છે. માણસ ખેતીમાં ફાવે નહિ, ખેડૂતને ગામડાની દરિદ્ર સ્થિતિ અસહ્ય લાગે ત્યારે તે મજૂર બની જાય છે. એટલે એક રીતે મજૂરવર્ગ એ ખેતીની નિષ્ફળતાની નિશાની છે.

* * * *

માણસની મુખ્ય હાજતો બે—અન્ન અને વસ્ત્ર. તેમાં ખેડૂત અનાજ પેદા કરે અને દરેક જણ પોતપોતાના ઘરમાં રાંધી ખાય, દરેક જણ પોતપોતાના ઘરમાં સૂતર કાંતે અને વણકર વણી આપે, એ પ્રાચીન રિવાજ હતો. કાંતવું અને રાંધવું એ દરેક કુટુમ્બનું નિત્યકર્મ હતું. ખેતી અને વણાટ એ દેશના બે મોટામાં મોટા ધંધા હતા. એના ઉપરાંતનું જેટલું સમાજનું કામ તે કારીગરો કરતા. મજૂરોનું કામ પડતું જ નહિ. દરેક કુટુમ્બ હાથે બને તેટલું હાથે જ કરી લે. વધારાનું કામ આવી પડે ત્યારે પડોશીઓની મદદ લે. હજી પણ આપણા સમાજમાં વિવાહ આદિ પ્રસંગમાં એકબીજાને ત્યાં એક જ ન્યાતના પુરુષો અથવા સ્ત્રીઓ ભેગા થાય છે અને લાડુ વળાવે છે કે પાપડ વણાવે છે. એક તરફ કામ થતું હોય, બીજી તરફ વાર્તાવિનોદ ચાલતો હોય કે ગીતો ગવાતાં હોય. આમ મહેનત પણ આપણી વ્યવસ્થામાં એક જાતનો ઉત્સવ જ બની જાય છે

* * *

ખેડૂતને ઉદ્યમ સાથે જીવનનો આનંદ મળે જ છે. હળ ચલાવતાં કે કોસ ચલાવતાં તે આનંદથી ગીતો લલકારે છે. વણકર કાઠલાના તાલમાં પોતાના કંઠનો સૂર પૂરે છે. કારીગરોને સુંદર કળાની વસ્તુ તૈયાર કરવાનો નિર્દોષ આનંદ મળે છે. એટલું જ નહિ પણ ખેતરમાં લણતી વખતે અથવા ઘરમાં ધાબું કે છો કરતી વખતે જે ટીપણી ચાલે છે તેમાં પણ મજૂરો સંગીતનો આનંદ લે છે. આજે મજૂરવર્ગને મીલમાં જે જાતનું કામ હોય છે તેવું આત્માને હણનારું કામ પહેલાંના મજૂરોને કદી કરવાનું નહોતું. જેને મહેનતમાં જ આનંદ નથી મળતો તેને બહારથી આનંદનાં સાધનો

શોધવાં પડે છે. અને એવી મજૂરી કરનારાઓનો સમાજ જો સંસ્કારી ન હોય તો ગમે ત્યાંથી અને ગમે તેવા આનન્દ લેવાને તે સ્વાભાવિકપણે લલચાય છે.

*　　　　*　　　　*

મજૂરી અથવા શારીરિક મહેનત એ પવિત્રમાં પવિત્ર ધંધો છે. આરોગ્ય, દીર્ઘાયુષ્ય અને સ્વતન્ત્રતા એ મજૂરીના આશીર્વાદ છે. મજૂરનું જીવન બીજા બધા ધંધાના પ્રમાણમાં વધારે નિષ્પાપ હોય છે. મજૂરને જો સન્તોષ હોય તો તે સહેલાઇથી અસ્તેય અને અપરિગ્રહનું વ્રત પાળી શકે છે, અને તેમાં જ અહિંસા રહેલી છે.

મજૂરનો ધંધો જેટલો પવિત્ર છે તેટલો જ માનભર્યો પણ છે; માત્ર દરેક મજૂરે શા કારણસર અને કઇ રીતે આપણે મજૂરી કરીએ છીએ એનો વિચાર કરવો જોઇએ. મજૂર જે કામ કરે છે અથવા જે વસ્તુ બનાવે છે તે સમાજને જરૂરની અને ધર્મને માન્ય એવી હોવી જોઇએ. મજૂરી કરવામાં મજૂરે પોતાની સ્વતન્ત્રતા ખોઈ બેસવું ન જોઇએ.

*　　　　*　　　　*

ફીજી અથવા દક્ષિણ આફ્રિકાના મજૂરોને ગીરમીટીઆ કહે છે. તેઓ પોતાનો શેઠ અથવા પોતાનું કામ પસંદ કરી શકતા નથી. તેઓ કોલકરારથી બંધાયેલા હોય છે એટલા માટે તેમને ગીરમીટીઆ કહે છે. કૂલી એ પણ અપમાનભર્યું નામ છે. આપણે રોજેરોજની દાડી કરનારને મજૂર કહીએ છીએ. મુંબઇમાં મજૂરોને કામદાર કહે છે. એ શબ્દ મજૂરોમાં આવેલા આત્મમાનની નિશાની છે. અમેરિકામાં મજૂરોને 'હેલ્પ્સ' અથવા મદદગાર કહે છે. જે માણસ મજૂર રાખે છે તે પરાવલંબી છે, અપંગ છે, અને મજૂર પોતાના કામનું મહેનતાણું લેતો છતાં સમાજસેવા કરે છે એ ભાવ આ નામની અંદર સમાયેલો છે. મરાઠીમાં મજૂરોને માટે જૂનો શબ્દ 'ગડી' છે. ગડી એટલે દોસ્ત, ભેરુ અથવા સાથી. મહેનતમાં બધા સમાન છે. મહેનતમાં ભ્રાતૃભાવ રહેલો છે, અને જે આપણું કામ કરે છે તે આપણા જ દરજ્જાના, આપણા સમોવડીઓ છે. એ બધો ખ્યાલ 'ગડી' એ તળપદા શબ્દમાં આવી જાય છે.

બીજા ધંધાના લોકો જેમ સમાજહિતનો વિચાર કરે છે અને પોતાની ફરજ જાણી કેટલાંક સાર્વજનિક કર્તવ્યોનું પાલન કરે છે તેમ મજૂરોએ પણ કરવું જોઇએ. જે માણસને મહેનત કરવાની ટેવ છે તે ખરું જોતાં સમાજનો રાજા છે. તે કોઇના ઉપર આધાર રાખતો નથી અને બધા તેના ઉપર આધાર રાખે છે. દરેક મજૂર જાણે જ છે કે પૈસાદાર લોકો તેના આધારે

છે. એ જાણે છે તેથી જ ઘણીવાર તે બીજાની અગવડ જોઈ વધારે મજૂરી મેળવવાનો પ્રયત્ન કરે છે. જો મજૂરોને પોતાનું હિત બરાબર સમજાય તો તેઓ વધારે ને વધારે મજૂરી મેળવવાના લોભ પાછળ જ પોતાની શક્તિ ખરચી ન નાખે, પણ પોતાની પ્રતિષ્ઠા—પોતાનો મોભો વધારવાનો પ્રયત્ન કરે સામાન્ય કારકુન કરતા સામાન્ય મજૂર વધારે કમાય છે, વધારે ઉપયોગી હોય છે અને પ્રમાણમા વધારે સ્વતન્ત્ર પણ હોય છે. છતા કારકુન પોતાની સામાજિક પ્રતિષ્ઠા જાળવી શકે છે મજૂરને તે હજી નથી આવડતુ.

સાચુ જોતા મજૂર શેઠનો આશ્રિત નથી, પણ શેઠ જ મજૂરોનો આશ્રિત છે મજૂરની મૂડી તેના હાથમા છે અને તે એની સાથે ફરી શકે છે તેને એનો ભાર નથી લાગતો શેઠ તો મૂડીની પાછળ બધાયેલો હોય છે અને તેથી તે સપીના મજૂરો આગળ આશ્રિત જેવો જ હોય છે

* * *

આપણે સમાજમા કયો ભાગ વધુ ભજવીયે છીયે, સમાજવ્યવસ્થામા આપણુ સ્થાન શુ છે, સમાજ પ્રત્યે આપણી ફરજ શી છે એનું ભાન જ્યારે મજૂરોને થશે ત્યારે જ તેમનો ઉદ્ધાર થવાનો છે. તે માટે મજૂરોને કેળવણીની જરૂર છે દેશની અને દુનિયાની કેવી સ્થિતિ છે અને તેમા મજૂર ધારે તે કેવી રીતે કરી શકે છે એ મજૂરો કેળવણીથી સમજતા થશે મજૂરો સમાજનો નાશ પણ કરી શકે છે અને સમાજને આબાદ પણ બનાવી શકે છે

## હડતાળો

જો દરેક માણસ પોતાની મહેનતથી જ પોતાની બધી હાજતો પૂરી પાડે તો કોઇને કોઇના નોકર કે મજૂર થવુ જ ન પડે, દરેક જણ પોતાને ઘેર રાજાની પેઠે રહી જાય. પણ સમાજની આજની દશામા તેમ બનવુ અશક્ય છે, તેથી અનેક લોકોને જોઇતા પદાર્થો અમુક લોકોની મહેનતથી પૂરા પાડવા પડે છે આવા પદાર્થો તૈયાર કરવા માટે પૂરતી સગવડ થાય એટલા સારૂ મોટા મોટા કારખાના ઉભા થાય છે, જેની અદર મૂડીવાળાઓ પોતાની મૂડી રોકે છે અને મજૂરો પોતાની મહેનત રોકે છે શરૂઆતમા મૂડીવાળા અને મજૂર સ્વેચ્છાથી એકત્ર થાય છે અને કારખાનુ શરૂ કરે છે એટલે ખરૂ જોતા કારખાના ઉપર મૂડીવાળા અને મજૂર બન્નેનો સરખો હક હોવો જોઇયે કારખાનાને માટે જોઇતી જમીન અને યન્ત્રો મૂડીવાળાના પૈસાથી ખરીદવામા આવે છે એટલા જ માટે મૂડીવાળાઓ કારખાનાના

માલિક ગણાય છે અને કારખાનાથી થતો નફો તેઓ પોતાનો જ ગણે છે. મૂડીવાળા અને મજૂર એ બન્નેના સહકારથી જ જે સંપત્તિ પેદા થાય છે તેનો લાભ બન્નેને ભાગેપડતો મળવો જોઈએ. પણ મૂડીવાળો ધીરજ રાખી શકે છે અને મજૂર રોજની કમાણી વગર રહી શકતો નથી એ ભેદને લીધે, અસહ્ય મજૂરની એ કફોડી સ્થિતિને લીધે મજૂર હમેશાં મજૂર જ રહે છે અને મૂડીવાળા બધો નફો લઈ પોતાની મૂડી વધારતા જ જાય છે.

મજૂરની કમાણી જેમ ઓછી હોય છે તેમ તેની ભૂખ પણ ઓછી હોય છે. નફામાં ભાગ પડાવવાની તે માગણી કરતો જ નથી. તે ફક્ત પોતાની સામાન્ય હાજતો પૂરી પડે એટલા પૂરતું જ માગે છે. એટલું પણ જ્યારે તેને નથી મળતું ત્યારે તેને કારખાનું છોડી જવાનું મન થાય છે. પણ એક પ્રકારની મજૂરી કરવાની ટેવ પડી ગયા પછી મજૂર બીજે જાય ક્યાં? અમુક વરસ સુધી એક જાતનું કામ કર્યા પછી માણસોને તેમાં પરાણે રહેવું જ પડે છે. આ સ્થિતિનો પણ લાભ લેતાં મૂડીવાળાઓ ચૂકતા નથી.

આવી કફોડી સ્થિતિમાં મજૂરોને સંઘબળથી હડતાળ પાડી મૂડીવાળા આગળ પોતાની ફરિયાદ રજૂ કરવાનો રસ્તો સૂઝ્યો. પણ તે કાંઈ આ જમાનાનો નથી. ઇજિપ્તનો હજારો વર્ષ પહેલાંનો જે ઇતિહાસ મળી આવ્યો છે તેમાં પણ હડતાળ અને હડતાળના નિયમોનો ઉલ્લેખ છે એમ કહેવાય છે.

એક રીતે જોતાં હડતાળ એ એક જંગલી પ્રથા છે. મૂડીવાળા અને મજૂરો મળીને કારખાનું ચાલે છે એ જાણતા છતાં 'કામ બંધ' પાડી એકબીજાની શક્તિનું માપ કાઢવું અને લાચાર બનેલા પક્ષે ન્યાયઅન્યાયનો વિચાર કર્યા વગર લાચારીને લીધે જ શરણ જવું એમાં નથી ન્યાય, નથી ભલમનસાઈ કે નથી પ્રેમનો સંબન્ધ. પણ જ્યાં સુધી માણસ ન્યાય અને બન્ધુભાવને પ્રધાન પદ આપતો નથી ત્યાં સુધી આપદ્ધર્મ તરીકે હડતાળો ચાલવાની જ.

હડતાળમાં બેમાંથી એક પક્ષને લાભ થવાનો સંભવ હોય છે, પણ સમાજને તો નુકસાન જ થાય છે. આટલી મજૂરી અને આટલી મૂડી નવરી રહે એમાં સમાજને ભારે નુકસાન છે એ કોઈ પણ સમજી શકે છે. માટે જ જ્યારે જ્યારે હડતાળ પડે છે ત્યારે ત્યારે સમાજના પ્રતિષ્ઠિત લોકો વચ્ચે પડી હડતાળનો અન્ત આણવાને કોશીશ કરે છે. આવી રીતે વચ્ચે પડવામાં એટલે કે મધ્યસ્થીમાં ભૂતદયાનો અંશ પણ હોય છે. એક માણસ બીજા માણસનું દુઃખ ઝાઝા દિવસ સુધી જોઈ શકતો નથી. માણસના દુઃખની અસર માણસના મન પર ન થાય તો તે રાક્ષસ કે સેતાન જ ગણાય.

હડતાળમાં વચ્ચે પડનાર મધ્યસ્થ લોકોએ દરેક પક્ષના હિતને અર્થે અને સામાજિક કલ્યાણને અર્થે કેટલાક સિદ્ધાન્તો ઘડ્યા છે. હડતાળ

દરમિયાન જો બન્ને પક્ષ તે સિદ્ધાન્તો પ્રમાણે ચાલે તો લડતનો અન્ત જલદી આવે, નુકસાન ઓછું જાય અને દુઃખ પણ ઓછામાં ઓછું વેઠવું પડે. તેમાંથી કેટલાક નિયમો નીચે પ્રમાણે છેઃ

૧. કારખાનું સારી રીતે ચાલે તો જ મજૂરવર્ગ આબાદ રહી શકે છે, એટલા માટે કારખાનાને નફો બહુ જ ઓછો મળતો હોય તે વખતે મજૂરોએ હડતાળ પાડવી નહિ. સ્વાર્થની દૃષ્ટિએ પણ આવી હડતાળ કામની નથી. નફો બહુ જ ઓછો થતો હોય તે વખતે કામ બંધ પડવાથી મૂડીવાળાને નુકસાન નથી જતું; માટે એવે વખતે હડતાળ લંબાય તોપણ તેની તે પરવા રાખતો નથી.

૨. મજૂરોએ શરાબ કે બીજાં વ્યસનોમાં પૈસા ઉડાવવા ન જોઈએ. તેઓ વ્યસની થાય તો તેમને વધારે પગાર આપવાનું મન કોઈને થાય જ નહિ. સમાજની સહાનુભૂતિ પણ તેમને મળે નહિ અને મધ્યસ્થ લોકો પણ એમ માને કે દેશનો પૈસો શરાબમાં બરબાદ થાય એના કરતાં દેશની મૂડી વધવામાં કામ આવે તો શું ખોટું ? સ્વાર્થની દૃષ્ટિએ પણ એ નિયમ યોગ્ય છે. મજૂરો જો વ્યસનમાં ખુવાર ન થાય તો પોતાની કમાણીમાં તેઓ પોતાનાં બૈરાંછોકરાંને વધારે સુખી રાખી શકે, પોતે લાંબો વખત જીવે અને બાળબચ્ચાંને સારી કેળવણી પણ આપી શકે.

૩. હડતાળ દરમિયાન મજૂરો કોઈ જાતનું તોફાન ન કરે. મૂડીવાળાઓને અથવા કારખાનાના માલિકને ગાળ ન દે અને તેનું બીજી રીતે નુકસાન કરવાનો પ્રયત્ન ન કરે; કેમકે હડતાળ પછી સમાધાન થવું જ જોઈએ, અને સમાધાનમાં મીઠાશ હોવી જોઈએ. મજૂરો મીઠાશ ખોઈ બેસે તો તેમાં તેમનું જ નુકસાન છે.

૪. હડતાળ દરમિયાન મજૂરો એક ક્ષણ પણ નવરા ન રહે, કેમકે તેમાં સમાજને નુકસાન જાય છે અને મજૂર પોતાની શક્તિ ખોઈ બેસે છે. કમાતો મજૂર મૂડીવાળાને હાથે કોઈ કાળે હાર ખાય નહિ. મજૂરોએ પોતાની માગણી વાજબી છે એવી ખાતરી કરી આપવી જોઈએ; તો જ તેમના પ્રત્યે સમાજની સહાનુભૂતિ રહે. મજૂરો ગેરવાજબી માગણી કરે તો લોકો તેને દાંડાઈમાં ગણી કાઢશે અને સૌ તેનો વિરોધ કરશે.

૫. હડતાળ પાડતા પહેલાં પંચ મારફતે સમાધાન કરી લેવાનો પૂરો પ્રયત્ન કરવો જોઈએ. પંચ કબૂલ રાખ્યા પછી તેમનો ચુકાદો મૂગે મ્હોડે બડબડાટ વગર કબૂલ રાખવો જ જોઈએ.

૬. હડતાળીઆઓએ સાર્વજનિક ઉઘરાણું કરી તેના બળ ઉપર ઝૂઝવું ન જોઈએ. તેમ કરવાથી તેઓ બીજાના હાથમાં જાય છે અને કેટલીકવાર

હડતાળીઆઓ બીજી જ કોઈ લડતનું સાધન બની જાય છે, સમાજમાં દુષ્પ્રચાર ફેલાય છે અને મજૂરો હડતાળનું ગંભીર સ્વરૂપ સમજી શકતા નથી.

૭. જે મજૂર રહેવા વગેરેની સગવડ માટે મીલવાળા ઉપર આધાર રાખે છે તેઓએ હડતાળ પાડવાથી કઈ કઈ મુશ્કેલીઓમાં આપણે આવી પડીશું તેનો પુરેપુરો વિચાર કરવો જોઈએ અને દરેક અડચણ દૂર કરવા માટે બરોબર બંદોબસ્ત કરવો જોઈએ.

૮ હડતાળને માટે પોતાનું ફંડ તૈયાર રાખવું એ એક ઉપાય છે અને બીજો ઉપાય દરેક માણસે પોતપોતાની ઓછામાં ઓછી આવક પોતાની પાસે રાખવાની ટેવ પાડવી અને હડતાળ દરમિયાન પેટપૂરતી કમાણી થાય એવો, સહેલાઈથી કરી શકાય અને થોડા દિવસને માટે ચલાવવામાં વાંધો ન હોય એવો ધંધો શીખી લેવો જોઈએ

હવે મીલવાળાઓએ હડતાળની બાબતમાં શું શું કરવું જોઈએ તેનો વિચાર કરીએ. મીલવાળાઓએ જાણવું જોઈએ કે મજૂરો સાથે તેમનો કરાર ગમે તે હોય તોપણ તેઓ મજૂરોને પિતાને સ્થાને હોય છે. પોતાના મજૂરો વ્યસનમાં ન સપડાય, શરાબ ન પીએ, જુગાર ન રમે એ તરફ તેમણે ખાસ ધ્યાન આપવું જોઈએ મજૂરો ભલેને ગમે તેમ રહે, અમારી મજૂરી કરે એટલે બસ એવો ટૂંકી દૃષ્ટિવાળો સ્વાર્થ તેમણે મનમાંથી કાઢી નાખવો જોઈએ બનતા સુધી હડતાળ પડવાનો પ્રસંગ જ તેમણે ન આવવા દેવો જોઈએ, છતાં જો હડતાળ પડે જ તો તેમણે નીચેના નિયમોનું પાલન કરવું જોઈએ

૧. મીલવાળાઓએ પોતાની ઇજ્જત અથવા મોભો સાચવવા માટે એક પણ દિવસ હડતાળ ચલાવવા ન દેવી જોઈએ. વાજબી માગણી કબૂલ રાખવામાં કમજોરી નથી, પણ તાકાત જ છે.

૨. મજૂરોની માગણી તત્ત્વમાં વાજબી હોય અને વિગતનો જ વાંધો હોય ત્યારે મજૂરોને સમજાવવાનો પ્રયત્ન કરવો જોઈએ છતાં જો તેઓ ન સમજે અને હડતાળ ચલાવે તો હડતાળથી થતું નુકસાન વેઠવું, પણ બહારના મજૂર આણી કામ ચલાવવાનું ખોટું પગલું ન ભરવું. બહારના મજૂરો લાવવાથી મજૂરવર્ગની નીતિ બગડે છે અને કડવાશ કાયમની રહી જાય છે બહારના મજૂર ન લાવવામાં પ્રથમ વધારે હાનિ દેખાય એ ખરૂં છે, પણ અન્તે તે જ રસ્તો ફાયદાકારક નીવડશે એવી ખાતરી રાખવી જોઈએ.

૩ મીલવાળાઓએ મોજશોખમાં પૈસા ઉડાવી મજૂરોની અદેખાઈ વહોરી ન લેવી જોઈએ, અને હડતાળ દરમિયાન તો પોતાના મજૂરો દુખી છે એ જાણી પોતે પણ તેટલા દિવસ પૂરતો મોજશોખ છોડી દેવો જોઈએ

૪. હડતાળ દરમિયાન મજૂરોને પજવવાની નીતિ મૂડીવાળાઓએ બિલકુલ ન રાખવી જોઈએ અને જો મજૂરોને મકાન વગેરેની સગવડ કરી આપી હોય તો તેઓ જ્યાં સુધી તોફાન ન કરે અથવા સમાધાન વિષે છેક નિરાશા ન થઈ હોય ત્યાં સુધી તેમને મકાનમાંથી કાઢી ન મુકવા જોઈએ.

૫ હડતાળને અન્તે મજૂરોની માગણી જો વાજબી ઠરે તો હડતાળના દિવસોનો પગાર આપવાની ના ન પાડે

૬. મજૂરો તોફાન કરે એવી બીક ન હોય ત્યાં સુધી સરકારી મદદ બિલકુલ ન લે (આ નિયમ મજૂરોને પણ લાગુ પડે છે)

બન્ને પક્ષ દૃઢતાપૂર્વક આ નિયમોનું પાલન કરે તો લડત ઝાઝા દિવસ સુધી ચલાવવી ન પડે લડતને અન્તે કડવાશ ન રહે અને એક લડતના અનુભવ પછી ઘણું કરીને બીજી વાર લડવું જ ન પડે બન્ને પક્ષ મળીને જ જ્યાં ધંધો ચાલી શકે છે ત્યાં બે પક્ષ એકબીજાના શત્રુ તરીકે વર્તે અને બધી રીતે પોતાનો જ લાભ થાય એવો આગ્રહ રાખે ત્યાં સુધી સમાજમાં સુધરેલી સ્થિતિ છે એમ કહી ન શકાય ઉચ્ચ સ્વાર્થની દૃષ્ટિએ પણ કૌટુમ્બિક ભાવના કેળવવામાં જ લાભ છે.

૨

મૂડીવાળા અને મજૂર વચ્ચે જેમ જેમ સમભાવ ઓછો થતો ગયો અને સમાજ પણ જેમ જેમ ઉદાસીનતા બતાવવા લાગ્યો તેમ તેમ આખા મજૂરવર્ગને વધારે સુસંગઠિત થવાની જરૂર લાગી મજૂરોના નાના નાના મહાજનોએ ભેગા થઈ મોટું મહાજન બાંધ્યું અને એક હડતાળથી જો કામ ન સરે તો બધા જ મહાજનોએ એકબીજા સાથેનો સમભાવ બતાવવા એક સામટી હડતાળ પાડવી એવું નક્કી કર્યું આમ થાય તો સમાજનો સઘળો વ્યવહાર અટકી પડે છે ઉદાસીન લોકોનું પણ ધ્યાન હડતાળના કારણ તરફ ખેંચાય છે અને દુખનું નિવારણ ઝટ થઈ જાય છે પણ આ ઇલાજમાં એક ભારે દોષ રહેલો છે હમેશા દુખ અને દારિદ્ર્યમાં રહેવું પડતું હોવાથી અને મૂડીવાળાનો પ્રબળ વિરોધ હમેશા ખમવો પડતો હોવાથી અકળાયેલો મજૂરવર્ગ સમાજનું કેટલું નુકસાન થાય છે તેનો વિચાર કરતો નથી, અને પોતાની માગણી વાજબી છે કે નહિ એનો પણ વિચાર કરતો નથી આટલું અસરકારક હથિયાર હાથમાં આવી ગયું એટલે જ્યાં ત્યાં તે વાપરવાનું મજૂરવર્ગને મન થઈ જાય છે અને સમાજમાં મજૂરો કહે તે પૂર્વ દિશા એવું થઈ જાય છે યૂરોપમાં મજૂરોનો સંઘ પોતાના દુખનિવારણ પૂરતી જ સાર્વત્રિક હડતાળ પાડવાને બદલે દેશનું રાજકારણ પોતાની ઇચ્છા મુજબ ચલવવાને માટે પણ હડતાળ પાડવાને લલચાય છે આ વૃત્તિ જો

વને તો મજૂરોની ગેરવ્યવસ્થાથી આખો સમાજ અકળાઇ જાય અને મજૂરો સામે લશ્કરી શક્તિ વાપરવાની સરકારને ફરજ પડે.

લશ્કરના સિપાઇઓ પણ ગરીબવર્ગના જ હોય છે. તેઓ જો મજૂરો સાથે લડે તો ગમે તે પક્ષની જીત થાય તોપણ ગરીબવર્ગનો જ નાશ છે.

અને જો લશ્કર મજૂરો સામે લડવાની ના પાડીને મજૂરો સાથે ભળી જાય તો દેશમાં મજૂરશાહી અથવા બોલ્શેવિઝમ દાખલ થાય. મજૂરશાહી હમેશાં ટૂંકી દૃષ્ટિવાળી હોવાથી દેશની આબાદી, જાહોજલાલી અને સંસ્કૃતિને તે જોતજોતામાં વેરણછેરણ કરી નાખે છે. રશિયામાં આમ જ થયું છે. જોકે ત્યાં મજૂરવર્ગે એટલા જમીનદાર અને મૂડીવાળાને જ નોખા પાડી અધ્યાપકો, એન્જીનિયરો, વણિકો, કારકુનો વગેરે સંકુચિત આવકવાળા બધા જ લોકોને મજૂરવર્ગમાં ગણી પોતાની સાથે લીધા હતા.

સ્વરાજ્યમાં મજૂરવર્ગ સરકારને પજવે અને સરકારને સકંજામાં લઇ તેની પાસે ધાર્યું કરાવે એ તો કોઇ ઇચ્છે જ નહિ. પણ દેશ ઉપર પરરાજ્ય અને નાદીરશાહી ચાલતી હોય અને કેળવાયેલો વર્ગ નમાલો બન્યો હોય ત્યારે મજૂરોની અને કારકુનોની સાર્વત્રિક હડતાળ પડાવી સરકારને શરણ આણવાની સૂચના કેટલાક લોકો કરે છે. આવી હડતાળ સામે જો સરકાર લશ્કર વાપરે તો લશ્કરમાં પણ બેદિલી ફેલાય છે અને એવો સમય આવે છે કે જ્યારે લશ્કર મજૂરો સાથે ભળી જાય છે અને સરકાર એકદમ તૂટી જાય છે.

આટલી ગોઠવણ જો થઈ શકે તો આ અસરકારક ઇલાજ છે ખરો, પણ આ રીતે પરદેશી સરકારને મ્હાત કર્યા પછી દેશમાં સ્વદેશી સરકાર સ્થાપન થઇ જ શકે એમ નથી. લશ્કરશાહી અને મજૂરશાહી—ક્ષત્રપ્રકોપ અને શૂદ્રપ્રકોપ—નો સમાગમ થાય તો તેનાં પરિણામ કેવાં ભયંકર આવે એ કહેવું મુશ્કેલ છે.

સ્વાર્થની હરિફાઇ ગમે તેટલી કુશળતાથી ચલાવવામાં આવે તોપણ આખરે તેમાં સમાજનો નાશ જ છે. દરેક વ્યક્તિએ પોતાનો સ્વાર્થ ઓછો કરવો અથવા ધર્મના અંકુશમાં રાખવો એ જ સમાજના કલ્યાણનો એકમાત્ર ઉપાય છે.

## ૩

જ્યારે કોઈ પણ કારણસર અનાજ, કપડાં, ઘરભાડાં વગેરે બાબતની મોંઘવારી થાય છે ત્યારે મજૂરોને હડતાળ પાડવી પડે છે. હડતાળ પાડી

તેઓ વધારે મજૂરી મેળવે એટલે કારખાનદારો ખર્ચ વધ્યાને કારણે તૈયાર માલની કિંમત વધારી દે છે, ખેડૂતોને એ જ કારણે અનાજ મોંઘું કરવું પડે છે અને ફરી પહેલાની સ્થિતિ આવીને ઊભી રહેવાથી મજૂરોને અને કારકુનોને ફરીવાર હડતાલ પાડવી પડે છે. મોંઘવારીને લીધે મજૂરી વધે અને મજૂરી વધવાને કારણે મોંઘવારી વધે, આમ વર્તુળને ક્યાં અન્ત આવે?

આનો એક ઉપાય છે. પણ તે અખત્યાર કરવા માટે મજૂરવર્ગમાં આજે છે તેના કરતાં વધારે સામાજિક કલ્યાણની લાગણી હોવી જોઈએ. કારખાનામાં તૈયાર થતો માલ મજૂરો અને મૂડીવાળાના સંયોગથી જ થાય છે, તેથી તે માલ ઉપર કેટલો નફો લેવો અને કયે ભાવે તે વેચવો એ નક્કી કરવામાં મજૂરોને પણ કાંઈક કહેવાનો અધિકાર હોવો જોઈએ, અને કારખાનદારો જો ન માને તો ભાવ ન વધારવાની માગણી માટે મજૂરો હડતાળ પાડી શકે. આને આપણે ધાર્મિક હડતાળ કહી શકીએ. આ હડતાળથી મજૂરોને પ્રત્યક્ષ લાભ થતો ન દેખાય, પણ આવી હડતાળથી આખા સમાજને લાભ થાય છે અને તેથી સમાજને મજૂરો પ્રત્યે આદરભાવની લાગણી જાગૃત થાય છે. વસ્તુઓના ભાવ વધે નહિ એટલે મળતી મજૂરીમાં મજૂરો અને કારકુનો સુખેથી રહી શકે અને મજૂરી વધારવાથી જે લાભ મળી શકે તે આ રીતે મળી રહે.

## વિચાર-કલિકા

મારું કુટુમ્બ બહોળું છે. મારા એકલાના સુખે હું સુખી કેમ રહું? સૌ સુખી તો હું સુખી. જગતમાં જ્યાં સુધી એક પણ પ્રાણી સુખરહિત છે ત્યાં સુધી મારા પ્રયત્નો શિથિલ થવાના નથી.

ૐ

મને જે સહેલું લાગે તે કામ હું કરું? કે મને ગમતું હોય તે કરું? કે જે કામ હું ઉત્તમ રીતે કરી શકું તે કરું? અથવા જે કામ કરવાનું મારું કર્તવ્ય છે તે હું કરું?

જે મારું કર્તવ્ય હોય તે જ કરવું મને સાધ્ય, પ્રિય અને સુકર થાય એવું ક્યારે થશે?

ૐ

નિષ્પાપ જીવનમાં કેટલી સુન્દરતા રહેલી છે તેનું ભાન પ્રત્યક્ષ અનુભવ

વગર થાય નહિ

ૐ

પ્રેમ પરમ સુન્દર છે

ૐ

જીવનમુક્ત હો, મુમુક્ષુ હો, સંસારી હો કે પતિત હો, સૌ એક જ દુનિયામાં રહે છે, એક જ જાતનું કામ કરે છે, પણ હેતુ ભિન્ન ભિન્ન હોવાથી તેમને ફળ પણ જુદાં જુદાં મળે છે

ૐ

આત્મનિવેદનથી—ગુરુચરણે આત્માર્પણ કરવાથી નિશ્ચિન્તતાનો આનન્દ પ્રાપ્ત થાય છે

ૐ

પોતાની કલ્પના પોતે જ અમલમાં મુકવી એમાં જ ખરૂં સ્વાસ્થ્ય છે

ૐ

ઉપાદાનનું યથાર્થ જ્ઞાન પ્રતિભાને પ્રેરે છે કામ કામને શીખવે છે

ૐ

તમારી આસપાસ મિત્રો ભેગા કરજો ખુશામતીઆ કે અન્ધભક્ત ભેગા ન કરતા

ૐ

નીતિનિયમ કરતા પ્રેમ, દાક્ષિણ્ય દયા અને સહૃદયતા એ સ્નિગ્ધ અને ઉદાર ભાવોની કિંમત અધિક છે

ૐ

હનુમાનકુદકો મારવા સારૂ જેમ આપણે ખૂબ પાછા જઈયે છીયે તે જ પ્રમાણે રાષ્ટ્રીય ઉત્થાન માટે પ્રાચીન ઇતિહાસ શોધવો જોઇયે

ૐ

વિસ્મૃતિ એ પ્રાણ ક્ષીણ થયાનું લક્ષણ છે

ૐ

જે સમાજમાથી ધર્મનો લોપ થાય છે તે સમાજમા અર્થશાસ્ત્ર એ જ સ્મૃતિ બને છે

ૐ

રૂઢિબદ્ધ હિન્દુ સમાજ વ્યક્તિગત દુખથી કકળી ઉઠે છે પણ સમૂહનુ દુખ સામાજિક દુખ અને અન્યાય તેને સ્પર્શ સુદ્ધા કરી શકતા નથી

આધુનિક ચળવળને લીધે સામાજિક દુખ દૂર કરવા તરફ પ્રવૃત્તિ થઇ છે ખરી, પણ સામાજિક દુખ શામા છે તે પારખવાની શક્તિ અથવા દૃષ્ટિ

હતુ સમાજને લાધી નથી.

*

હૃદયનો જીર્ણોદ્ધાર કરો એટલે સમાજનો, ધર્મનો, સંસ્કૃતિનો જીર્ણોદ્ધાર એની મેળે થશે.

*

આજે આપણા સમાજને મન્ત્રદ્રષ્ટા ઋષિઓની જરૂર છે. સમાજવ્યવસ્થાપક આચાર્યો પાછળથી આપોઆપ આવશે.

સમાજમા આજે ઉલ્લાસ જોઇયે છે, વિલાસ નહિ; નૃત્ય જોઇયે છે, નિદ્રા નહિ.

*

આજના સમાજની પુરુષાર્થની કલ્પના જ ભૂલભરેલી છે. લોકોના રાગદ્વેષનો વિષય જ બદલાઇને ઉલટો થઈ ગયો છે.

*

અહંકાર એ આજના સમાજની નાભિ છે.

*

સમાજનો મૂળ પાયો સન્તોષ—સમાધાન છે, હરિફાઈ નહિ. મત્સર એટલે પ્રેમનું મરણ. હરિફાઈ એટલે સમાજનો નાશ.

*

હળીમળીને કામ કરવામાં રહેલી હરિફાઈ આનન્દદાયી અને પ્રોત્સાહક હોય છે. એકમેકનાં વિરોધી કામ કરવામા રહેલી હરિફાઈ હીનતા ઉત્પન્ન કરે છે.

*

બીજાના મોજશોખ માટે વૈતરું કરવા તૈયાર થવું તેમજ પોતાના મોજશોખ માટે બીજાની પાસે વૈતરું કરાવવું બન્ને સરખા જ ગંદા, કદરૂપાં અને અધર્મ્ય છે.

*

અપચાથી જેમ મ્હોડું ગંધાય છે તે જ પ્રમાણે સામાજિક અન્યાયને લીધે આપણા બધા વ્યવહારોમા કુરૂપતા ફૂટી નીકળતી દેખાય છે.

*

સુખદુઃખનો આધાર શ્રીમંતાઈ કે ગરીબાઇ પર નથી. ગરીબાઇ એ મહાદુ:ખ નથી. કંટાળાભરેલું, કુરૂપ કામ કરવું પડે એ ભારે સન્તાપ છે. ભાવિ સંકટો તરફ ધ્યાન આપો, હે લોકો, ભાવિ સંકટો વિષે સાવધ રહો. જૂનાં ગતપ્રાણ સંકટોના—શત્રુઓનાં મડદાને ઉખેળજો મા.

*

ખરી દરિદ્રતા કઈ? પાસે પુષ્કળ સંપત્તિ હોય છતાં તેનો સદુપયોગ કેમ કરવો એ સૂઝતું ન હોય તે.

ૐ

દાન કરતાં ત્યાગનું મહત્ત્વ વધારે છે. દાન કરવાથી આપણે ગરીબોનાં કષ્ટ ઓછાં કરીએ છીએ, પણ સંપત્તિનો ત્યાગ કરવાથી આપણે ગરીબોની ગરીબી જ કાઢી નાખીએ છીએ. ઘણીવાર આપણે દાનથી સામાજિક પાપનું પ્રાયશ્ચિત્ત કરીએ છીએ, પણ ત્યાગથી તો પાપ જ છોડી દઈએ છીએ

ૐ

વેઠે પકડેલો માણસ કરવું જોઈએ તેથી ઓછું કામ કરે છે. સાધારણ મજૂર મજૂરીના પૈસા જેટલું જ કામ કરે છે.

પણ કસબી માણસ કામના પ્રેમથી મજૂરી કરતાં વધારે જ કામ કરે છે. કારીગર કૃપણ નથી હોતો.

ૐ

શહેર ગામડાંની સુન્દરતા લૂંટી લાવે છે છતાં પોતે સુન્દર બની શકતાં નથી.

ૐ

જે છોકરા પોતાના વખતનો સદુપયોગ કરતો હોય તેને સંપૂર્ણ સ્વાતન્ત્ર્ય આપો તો જ તેનો સંપૂર્ણ વિકાસ થશે.

ૐ

ખેતીનો પ્રેમ એ પ્રભુતાનું લક્ષણ છે. ખેતરમાંથી ખૂબ નફો ઉપજાવવાની હોંશ એ કાંઈ ખેતીનો પ્રેમ નથી.

ૐ

પ્રગતિ પ્રગતિ કરીને ગમે તેટલાં નગારાં વગાડો, છતાં જગતમાંથી ગયેલ વિશ્રાન્તિ (repose) જ્યાં સુધી પાછી નહિ આવે ત્યાં સુધી આ દુનિયાની દશા દયાજનક રહેશે. આ સંસારચક્ર પ્રચંડ વેગથી દોડી રહ્યું છે, પણ ક્યાં તેનો કોઈને પત્તો નથી. કારણ ઈશ્વર પર શ્રદ્ધા ક્યાં છે? સોનું થશે તે સારૂં થશે એટલું જ માણસને સમાધાન છે.

મોટમોટા સામ્રાજ્યો સ્થપાયેલા નજરે પડવા લાગ્યા કુલધર્મ, જાતિધર્મ, ગોત્રધર્મ, રાષ્ટ્રધર્મ એકેએકના ચૂરેચૂરા થઈ જઈ કોઈ મહાન સામ્રાજ્યના નાગરિક બની રહેવું અને તેને વિસ્તારવાના કામમા પોતાનું સર્વસ્વ હોમવું એ જ સૌ કોઈને માટે યુગધર્મ બની રહ્યો બીજી બાજુએ આ અવતારની જાણે સહાય માટે જ વૈજ્ઞાનિક શોધો કરવાની માનવબુદ્ધિને પ્રેરણા થઈ, અને દેશના તેમજ કાળના બંધનો તોડી નાખનારા અનેક સાધનો મનુષ્યને હાથ લાગ્યા સામ્રાજ્યસ્થાપના એ ઈશ્વરી કાર્ય હતુ, છતા એ સામ્રાજ્યોને હસ્તીમા આણનારા બધા કઈ ઈશ્વરી પુરુષ નહોતા ઈશ્વરી યોજના પાર પાડવાના કામમા ઈશ્વર કયા સાધનોથી કામ લેશે એની અટકળ માનવ બાંધશે શુ?

એ સામ્રાજ્યનો યુગ હવે અન્ત થતો જણાય છે જર્મન સામ્રાજ્ય જમીનદોસ્ત થયુ રશિયન સામ્રાજ્યના ગોટલાછોતરા આજ ગણતા પાર આવે તેમ નથી ખખડધજ ઑસ્ટ્રિયન સામ્રાજ્ય જેમ ખાટલે પડી રામશરણ થયુ, તેમ ભોગક્ષીણ તુર્કી સામ્રાજ્ય પણ પંચત્વને પામ્યુ અમારા બચપણમા અમે જગતના નકશામા જ્યા ત્યા રાજસત્તાક સામ્રાજ્યો જ જોતા અમારી નાનપણની ભૂગોળમા અમે અમેરિકા, ફ્રાન્સ અને સ્વિત્ઝર્લેંડ એટલા જ પ્રજાસત્તાક રાજ્યો જાણતા આજે રાજસત્તા જ અપવાદરૂપ બની રહી છે, અને બ્રિટિશ તથા જાપાની એ બે જ નામ લેવા જોગ સામ્રાજ્યો પૃથ્વીના પડ ઉપર બચેલા નજરે પડે છે! સામ્રાજ્યનો યુગ પલટાઈને આજ સ્વય નિર્ણય—(Self-Determination)ના યુગની આણ વર્તી રહેલી દેખાય છે પ્રેસિડેન્ટ વિલ્સને આ નવા બાળકનું નામકરણ કર્યું હશે, પણ તેનુ પાલન પોષણ કરી ઉછેરવાની તાકાત તેનામા છે કે નહિ એ વાત સશયપાત્ર છે બ્રિટિશ રાષ્ટ્રે આ સિદ્ધાન્તને અભિનન્દન આપ્યુ હશે, પણ તેને સેવવાની પાત્રતા બ્રિટિશ જાતિએ પ્રાપ્ત કરી છે કે કેમ એ વિષે હજુ અમને ખાતરી નથી થઈ તે ગમે તેમ હો, પણ સ્વયનિર્ણયનો આ નવો સિદ્ધાન્ત આ યુગનો સિદ્ધાન્ત હોઈ તેનો સર્વત્ર વિજય જ નિર્માયો છે એ વાત ઉપર અમારી અડગ શ્રદ્ધા છે

આ સિદ્ધાન્ત જગતના ભાવિને પાલટશે એ સ્પષ્ટ છે પણ અમે તેને અવતારપદ આપીશુ નહિ સૂર્યોદય પહેલા સૂર્યનું આગમન સૂચિત કરનાર સૂર્યના છડીદારની પેઠે જેમ અરુણોદય થાય અથવા ઈશુ ખ્રિસ્ત સરખો ઈશ્વરી પુરુષ આવવાની અગાઉ જેમ જૉન ધિ બૅપ્ટિસ્ટ તેના આગમનની તૈયારી કરવામા રોકાયેલો હોય, તેમ આ સ્વયનિર્ણયનો સિદ્ધાન્ત આજના યુગાવતારના આગમનની એટલે સ્વદેશીધર્મસસ્થાપનાની ભૂમિ તૈયાર કરી રહ્યો

છે. દેશાભિમાનની ખાતર ગામડી કાપડ વાપરવાની હીલચાલને ધુણાવનારની પ્રતિજ્ઞા ખદેરાવના જોઈને વાચક અમારા તરફ હસશે, પણ આમાં આશ્ચર્યથી ચકિત થવાનું કે 'અશ્રદ્ધાન' બનવાનું કંઈ જ કારણ નથી. સ્વદેશી એ એક સાત્વિક, જીવનવ્યાપી અને શાન્તિપ્રદ એવો ધર્મસિદ્ધાન્ત છે. આ સિદ્ધાન્ત દ્વારા સૌનું રક્ષણ અને સૌનું પાલન થવાનું છે. આ સિદ્ધાન્તને હાથે જ આજે જગતમાં મચેલી જાદવાસ્થળીનો—પ્રજાઓનાં અંતરમાં ઘર કરી બેઠેલી કલહવૃત્તિનો અન્ત આવવાનો છે. આ સિદ્ધાન્તને પ્રતાપે જ દુનિયાની મહાપ્રજાઓની મદ સ્વાર્થવૃત્તિ નષ્ટ થઈને તેમની દૃષ્ટિ નિર્મળ થવાની છે. આ સિદ્ધાન્તની અસરથી જ આ યુગના માનવની મનોરચના બદલાઈને સમાજના અન્તઃકરણમાં રહેલા ભૂતદયા અને ઈશ્વરશ્રદ્ધાના પાયા પાકા થવાના છે. સ્વદેશીનો સિદ્ધાન્ત અહંકારના ખડકને ખોદી કાઢીને માનવજાતિને મોક્ષની અધિકારી કરનારો છે. આ જ કારણથી અમે તેને અવતારપદ આપીએ છીએ. આટલા મહાન અવતારતત્ત્વને ધારણ કરવા આધાર પણ તેટલો જ પ્રાણવાન જોઈએ. એ પ્રાણ આજે હિન્દુસ્તાનમાં નથી એ નિર્વિવાદ છે. અને તેથી જ આ સ્વદેશી સિદ્ધાન્ત કેવળ દેશી કપડાં વાપરવાં એવડા જ વામનરૂપે આજ આપણી વચ્ચે પ્રગટ થયો છે.

હિન્દુ ધર્મમાં સ્વધર્મપાલનનો જે સિદ્ધાન્ત છે તે આ સ્વદેશીધર્મનું જ એક અંગ છે. લોકસંગ્રહનો આદેશ સુદ્ધાં ભગવાને આ સ્વદેશી સિદ્ધાન્તને અનુસરીને જ આપ્યો છે. સ્વદેશી સિદ્ધાન્તના મૂળમાં એ તત્ત્વ રહેલું છે કે આ અખિલ વિશ્વમાં વ્યવસ્થા કરનારી—ચોક્કસ હેતુપૂર્વક આખું વિશ્વચક્ર ફેરવનારી એવી એક મંગલશક્તિ છે.* આ વિશ્વરચનામાં ક્યાંક કંઈક બગાડો થયો છે અને આપણે બધાએ ચોમેર નીકળી પડીને તે સુધાર્યે જ છૂટકો છે, એવો નાસ્તિક અહંકાર સ્વદેશીધર્મમાં નથી. ઈશ્વરી યોજના મુજબ બધું વ્યવસ્થાપૂર્વક ચાલે છે અને ચાલ્યાં કરવાનું છે. જેમ વડની ઉન્નતિ કરી દેવાનું કામ પીપળાનું નથી, અથવા ઘેટાની ઉન્નતિ વરૂએ સાધી આપવાની નથી, અગર ઉંદરે બિલાડી પર પરોપકાર કરવા દોડવું એ પણ એનો ધમ નથી, તેમ એક પ્રજાએ બીજી પ્રજાના જીવનચરિતાર્થનો ભાર ચોખ્ખી પરોપકારબુદ્ધિથી સુદ્ધાં સ્વીકારવો સંભવિત, ઇષ્ટ તેમજ હિતકારક નથી. જે કાળમાં આપણે જન્મ લીધો તે જમાનાની જે સેવા કરવી એ જેમ આપણે માટે અપરિહાર્ય છે તે જ પ્રમાણે જે દેશમાં આપણો જન્મ થયો તે દેશની જ આપણે સેવા કરવી અને તે દેશની જ સેવા આપણે લેવી એવી એ વિશ્વ-

*જુઓ ઇશાવાસ્યોપનિષદ્ મન્ત્ર ૮

નિયંતાની ઇચ્છા છે એવો સ્વદેશીનો સિદ્ધાન્ત છે. કુશળ સેનાપતિના હાથ નીચે લડનારો કોઈ સુબેદાર કે સિપાઈ પોતાના આખા લશ્કરનું અભિમાન ધરાવતો છતો પોતાને મુકરર કરી આપેલા કામથી બહારના કામમાં જેમ માથું મારતો નથી, તેવી જ રીતે સ્વદેશીનો સાચો ઉપાસક પણ વિશ્વ-બન્ધુત્વથી દ્રવતો છતો જન્મ અને સ્વભાવ દ્વારા પોતાને ભાગે આવેલી સ્થિતિ પૂરતો જ વિચાર કરે છે. સ્વદેશીધર્મ એ પતિવ્રતાધર્મ જેવો છે. પતિવ્રતા સ્ત્રી જેમ ગમે તે સ્થિતિ વચ્ચે પણ પતિની જ સેવા કરશે અને પતિ તરફથી જ સુખ મેળવવાની અપેક્ષા રાખશે, તેવી જ રીતે સ્વદેશીનો ઉપાસક પણ ગમે તેવી પરિસ્થિતિ વચ્ચે સુદ્ધાં સ્વધર્મને જ વળગી રહેશે; સ્વભાષાની જ મારફત પોતે કેળવણી લેશે અને પોતાની આસપાસનાંઓને આપશે; સ્વજનના ઉત્કર્ષમાં જ પોતાનો ઉત્કર્ષ માનશે; પોતાના રાષ્ટ્રની સંસ્કૃતિમાંથી જ પોતાનો મોક્ષમાર્ગ શોધી કાઢશે; પોતાના જ સમાજને વળગેલા દોષ ધોવા અહોરાત્ર મથશે; અને એવી 'સ્વકર્મરૂપી અભ્યર્ચના' દ્વારા જ તે વિશ્વની અને વિશ્વંભરની ભક્તિ કરશે. પતિવ્રતાના ધર્મમાં જે પાવિત્ર્ય રહેલું છે તે જ સ્વદેશીધર્મમાં રહેલું છે. કોઇ પણ ખાનદાન ખેડૂત પોતાના ખેતરમાં પેદા થયેલું અનાજ બજારમાં વેચી બજારુ અનાજ વેચાતું આણીને ખાશે નહિ. ઘરનું અનાજ સારું નહિ હોય તો બીજે વર્ષે સારું અનાજ પેદા કરવા એ અથાગ મહેનત કરશે. રાત કે દહાડો નહિ જુએ. પણ કોઠીમાં અનાજ છતે વેચાતું લાવીને ખાશે નહિ. સ્વદેશી વૃત્તિનો માણસ પડોશના ગામમાં એકાદ વસ્તુ બે પૈસે સોંઘી મળે છે એટલા જ ઉપરથી પોતાના ગામના દુકાનદારને તરછોડીને પરગામના વેપારીને બારણે જશે નહિ.

'श्रेयान् स्वधर्मो विगुणः ।' 'परधर्मो भयावहः ।'
'स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।'

આ સ્વદેશીના મૂલમન્ત્ર છે.

૨

પણ અહીં સુધી આ સ્વદેશી સિદ્ધાન્તની એક જ બાજુની ચર્ચા થઈ. આની બીજી બાજુ થોડા—છેક જ થોડા લોકોના લક્ષમાં આવી હશે. ગમે તેવાયે પરદેશી માલની જગ્યાએ દેશી—હિન્દુસ્તાનમાં બનેલા—માલને જ આપણે ખસુસ કરીને પસંદ કરવો જોઈયે એ વાત તો હવે ઓછાવત્તા પ્રમાણમાં સૌ કોઈને ગળે ઉતરી ચુકી છે; પણ આવું સ્વદેશી પાળનાર ઘણાના મનમાં હિન્દુસ્તાનનો માલ પણ બધી દુનિયામાં—દેશદેશાવર ખપે, એટલું જ નહિ પણ પાશ્ચાત્યોની ભાષામાં કહીયે તો હિન્દી બનાવટના તરેહવાર માલ આખી દુનિયાની બજારોને કબજે કરે એવી મહત્ત્વાકાંક્ષા મોટે

જાગે નથી હોતી શું ? પણ યથાર્થ સ્વદેશીનો સાચો ઉપાસક તો આવી મહત્ત્વાકાંક્ષામાં સ્વદેશી સિદ્ધાન્તનો ચોખ્ખો નાશ થતો જોશે અને અસ્પૃશ્ય વસ્તુની પેઠે એની આભડછેટ માનીને એવી દુર્વાસનાથી દૂર રહેશે. સ્વધર્મનો ત્યાગ કરવો એ જેટલું નિન્દનીય તેટલું જ બીજાને તેના ધર્મથી ચળાવવો એ નિન્દનીય છે. આ જ કારણથી કદાપિ હિન્દુ ધર્મે વિધર્મીઓને પોતાની પાંખમાં પકડવાનો કોઈ કાળે પ્રયત્ન કર્યો નથી. જે લોક હિન્દુ સંસ્કૃતિમાં સ્વભાવે કરીને ભળી ગયા અને હિન્દુ ધર્મમાં આવવા તૈયાર થયા તેમનો હિન્દુ ધર્મે આજ લગી ત્યાગ નથી કર્યો, પણ તેમની ઇલાહિદી જાત બનાવી લઈને તેમનો સ્વીકાર કર્યો છે. હિન્દુ સમાજમાં આ સ્વદેશી વૃત્તિ છે તેથી જ કોઈ પણ માણસની પાસે ધર્માન્તર કરાવવું એને માટે એણે 'વટલાવવું' એવો નિન્દાસૂચક શબ્દ રાખ્યો છે. પોતાના દેશનો માલ પરદેશ મોકલીને, જાતજાતની લાલચો બતાવીને અગર દમ બતાવીને ત્યાંના લોકોને ગળે બાંધવો એ તે લોકોને તેમના સ્વદેશીધર્મમાંથી વટલાવ્યા બરોબર છે એ થોડો વિચાર કરી જોતાં જ સમજાય તેવી વાત છે.

આજે હિન્દુસ્તાનનું સ્વદેશીવ્રત જેમ એકેએક હિન્દી સ્ત્રી, પુરુષ અને બાળકે હિન્દુસ્તાનમાં તૈયાર થયેલી જ વસ્તુ વાપરીને જીવન નભાવવામાં રહેલું છે, તેમ ઇંગ્લંડને પણ આજ સ્વદેશીવ્રત પાળવું હોય તો અંગ્રેજ લોકોએ આજ પોતાના દેશમાં તૈયાર થતો માલ નકામો ખાતર બીજા કોઈ પણ દેશમાં લઈ જઈને ખડકવાનું છોડી દેવું જોઈએ. કેળવણીની બાબતમાં હિન્દુસ્તાને સ્વદેશીવ્રત પાળવું હોય તો ત્યાં પણ હિન્દી સંસ્કૃતિને સર્વથૈવ અનુકૂળ અને પોષક એવી જ શિક્ષણપદ્ધતિ આપણે આપણે માટે ઘડી લેવી જોઈએ. એથી ઉલટું, ઇંગ્લંડે આ જ બાબતમાં સ્વદેશીવ્રત અંગીકારવું હોય તો દુનિયાના બધા દેશોના જાતીય અને રાષ્ટ્રીય પ્રશ્નો તે તે દેશના લોકોને પોતપોતાની દૃષ્ટિએ જ ઉકેલતા શીખવવાનો આગ્રહ મૂકી દીધે જ એને છૂટકો. ખરો યૂરોપી રાષ્ટ્રધર્મ (Nationalism)માં સ્વદેશીતત્ત્વ નથી રહ્યું તેથી જ યૂરોપને આટઆટલા કાળ શાન્તિથી વિશ્રામ બેસવા વારો નથી આવ્યો. જે ધર્મમાં સ્વદેશીતત્ત્વ રહ્યું નથી તે આસુરી ધર્મ છે. એ ધર્મ અનુસરવામાં યૂરોપે આટલા કાળ ગાળ્યા, આજકાલ એશિયામાં જાપાને એ આસુરી ધર્મની ઉપાસના આદરેલી દેખાય છે. આ આસુરી ધર્મ વિષે આપણા શાસ્ત્રકારો કહે છે

वर्धत्यधर्मेण नरस्ततो भद्राणि पश्यति ।
ततः सपत्नान् जयति समूलस्तु विनश्यति ॥

સ્વદેશીની શુદ્ધ ભાવના દુનિયાના દેશોદેશના જીવનમાં જ્યાં લગી નહિ

વ્યાપી રહે ત્યાં લગી જગતમાં સુલેહશાન્તિની આશા રાખવી એ ધૂમાડાના બાચકા ભર્યા બરોબર છે. યૂરોપને ગળે જ્યાં સુધી સ્વદેશીતત્ત્વ નથી ઉતર્યું ત્યાં સુધી 'યલો પેરિલ'નું પિશાચ તેની આંખ આગળ અહોરાત્ર તરશે; ત્યાં સુધી 'વ્હાઇટ મૅન્સ બર્ડન' તેની તીવ્ર પરમાર્થબુદ્ધિ પાસે અનેક ધર્મસંકટો વહોરાવશે; ત્યાં સુધી 'બૅલન્સ ઑફ પાવર'ની ચિન્તા તેના રાજદ્વારીઓને હાથે ગુપ્ત સન્ધિઓ અને વચનભંગોના પાયા ઉપર સંસારમાં 'ધર્મરાજ્ય' સ્થાપવાના અનેક અટ્ટહાસો કરાવશે! ઇશ્વરે આ ગોરા લોકોની જોડે વહેંચણ કરી લીધી હતી શું કે આ કાળા લોકોને સરજવાનું કામ મારૂં અને સુધારવાનું તમારૂં? સ્વદેશીનો તો પરમેશ્વરના ઉપર પૂરેપૂરો ભરોસો છે; અને તેવી જ શ્રદ્ધા જ્યારે સ્વદેશી સિદ્ધાન્ત ઉપર માનવમાત્રને બેસશે ત્યારે જ માનવજાતિને શાન્તિનો તેમજ ઇશ્વરનો સાક્ષાત્કાર થશે.

૩

સ્વદેશી એ આજનો યુગધર્મ છે અથવા ચાલુ જમાનાનો ઇશ્વરાવતાર છે એમ અમે પાછળ કહી ગયા; અને આ અવતારનું આજ હિન્દુસ્તાનમાં પ્રાગટ્ય થયું છે એમ પણ અમે જાહેર કરી ચુક્યા. પણ આટલા ઉપરથી ભોળાઇ જઇને હવે આપણે કંઇ જ કરવાપણુ ન રહ્યું, સ્વદેશીનો અવતાર થયો એ જાણે આપણી ઉન્નતિનો વીમો ઉતરી ચુક્યો એમ માનવાનું જરા પણ કારણ નથી. સ્વદેશીને ધારણ કરવાને જે શ્રદ્ધા અને જે પ્રાણ હિન્દુસ્તાનમા જોઇયે તે આજ આપણામા નથી એ કબૂલ કરવું જ જોઇયે. હિન્દુસ્તાનની આજ આટલી પડતી થઈ તે કંઈ અકારણ નથી થઈ. આપણે સારા, આપણો ધર્મ સારો, આપણી સંસ્કૃતિ સારી, કેવળ દૈવની અવકૃપાથી આપણી આવી દશા થઈ છે, એમ તો આપણાથી કહી જ કેમ શકાય? સામાન્ય લોકો ભલે કપાળે આંગળી અડકાડી નસીબની વાતો કરે અગર દૈવ ઉપર દોષનું જાળું ઓઢાડે, પણ પ્રજાનું કપાળ તેના કાંડામાં અને તેના હૃદયબળમા રહેલું છે એ ઐતિહાસિક સત્ય આપણે સમજ્યે જ છૂટકો છે.

આજ જે પાપને પરિણામે હિન્દુસ્તાન પોતાની આટલી પડતી જોઇ રહ્યું છે તે પાપના મૂળ શોધવાં એ રાજકીય દૃષ્ટિએ આપણી પહેલી ફરજ રહી. હવે ઇતિહાસનો કે સમાજશાસ્ત્રનો ભારે અભ્યાસ કર્યાનો દાવો ન કરતાયે એમ બેધડક કહી શકાય કે હિન્દુસ્તાન સ્વદેશીની ઉપાસના યથાર્થ રીતે કરવામા બેદરકાર બન્યું તેથી જ તેની પડતી થઇ. આપણે પરદેશી માલ લેવા લાગ્યા. પોર્તુગીઝોથી માંડીને અંગ્રેજો સુધી બધા તામ્રમુખી લોક એ વેપારને બહાને આ સુવર્ણભૂમિમાં આવ્યા એ વાત આજ જગજાહેર છે. પણ સ્વદેશીધર્મ વિરુદ્ધ વર્તાનું આપણું પાપ આથી ઘણું જ પુરાણું છે.

દયાળુ વિશ્વપિતા પહેલા જ ગુન્હાને માટે ભારે સજા નથી કરતો વિશ્વામિત્રના હાથથી પોતાનો બચાવ કરવા સ્વશરીરમાંથી મ્લેચ્છ, યવન, બર્બર, શકાદિ પરદેશીય લોકોને ઉત્પન્ન કરનારી કામધેનુએ સૌ પહેલો આ ગુન્હો કર્યો એમ આલંકારિક ભાષામા કહી શકાય ઉસપદિકા જેવી ગણીઓને પોતાના રણવાસમા સુરક્ષિત રાખવાને લોભે ગ્રીસની કે ઍસિરિયાની માવની બાંદીઓને આયાત કરનારા પૌરવ રાજાએ આ પાપ કર્યું. સુવર્ણને લોભે લોભાઇ વસ્તુ વગરને ખેડીખેડીને અને ખોદીખોદીને અહીની તરેહવાર સંપત્તિ તેમજ સ્વાદિષ્ટ મસાલાઓ ફ્રાન્સ, મિસર, રૂમશામ વગેરે દેશોમા મોકલનાર આપણા પૂર્વજોએ આ પાપ કર્યું નકામી વિલાયતી માલની આયાત રૂપે હિન્દુસ્તાનને વળગેલી ઉધરેણ જળોનુ જે દુખ આજ આપણને થઇ રહેલ છે તે જ દુખ રોમન સામ્રાજ્યમાથી દર વર્સે સાત લાખ રૂપીયાનુ સોનુ હિન્દુસ્તાન જતુ જોઇજોઇને પ્લીની જેવા રોમન દેશભક્તોને થતુ [છતા જે હિન્દી ઇતિહાસકારો આજ નહિન્દુસ્તાનનુ લોહી ઉપલી રીતે ચૂસાતું હોવા માટે આસુ ઢાળી રહ્યા છે તે જ ઇતિહાસકારો મોટા અભિમાનપૂર્વક પ્લીનીના વર્ણવેલા વિલાપને હિન્દની પ્રાચીન જાહોજલાલીના પુરાવા તરીકે રજૂ કરે છે। પુરાણા પાપનુ અભિમાનભર્યું સ્મરણ એ એનુ પુનરાવર્તન જ નહિ તો બીજુ શુ?] હિન્દુસ્તાનમા વિલાસની વસ્તુઓ બનાવીને પરદેશના લોકોને ગળે બાધવામા સ્વદેશીધર્મ વિરુદ્ધ આપણે જે પાપ કર્યું પાપના પ્રાયશ્ચિત્ત તરીકે પરમેશ્વરે હિન્દુસ્તાન ઉપર ગ્રીક, સીથિયન્સ, હૂણ, યૂએચી વગેરે લોકોની ચડાઇઓ મોકલી.

પણ આ હજુ માત્ર પ્રાયશ્ચિત્ત હતુ, ગુન્હાની સજા ન હતી પ્રાયશ્ચિત્તનો કાળ પૂરો થતા આર્યોની સત્તા પાછી જામી. પણ વિવેકભ્રષ્ટ થએલા લોકોમા ઇતિહાસનુ અવલોકન કરી જોવાની દૃષ્ટિ આવે શાની? આપણે આપણો ક્રમ જેમનો તેમ ચાલુ રાખ્યો આગળ જતા એ વેપારમા ભાગ પડાવના આરબોએ જોર કર્યું સુમારે અઢી હજાર વર્સ પર સિંધ પ્રાન્તને ઇરાનના બાદશાહ ડેરિયસના ખજાનામા દર સાલ એક કરોડ રૂપીયાનુ સોનુ પહોચાડવુ જ પડતુ એ જ સિંધ પ્રાન્ત હવે એને ઈ સ ના ૮મા સૈકામા આરબોએ કબજે કર્યો આ દશા આવી પહોચી છતાએ સ્વદેશીધર્મથી વિમુખ થએલા હિન્દી રાજાઓની આખ ઉઘડી નહિ એ તો સિંધમા ઉભરાતા આ જ આરબ લોકોની જોડે બેદખલ વેપાર ચલાવીને સોનાના મહેલ બધાવવામા મશગુલ હતા। [અફસોસ એ છે કે આપણા ઇતિહાસકારો આ પુલકેશી અને અમોઘવર્ષ જેવા રાજાઓના મોટા અભિમાન સાથે ઉલ્લેખ કરીને તેમના સમયને ‘સુવર્ણકાળ’ જેવા નામો આપે છે। આ રાજાઓએ બ્રાહ્મણોને અને શ્રમણોને હજારો નિષ્ક દક્ષિણા આપી હશે, પણ એ નિષ્ક

રાજ્ય સ્થાપવાની બુદ્ધિ ન થાત એ જેટલું ખરું છે તેટલું જ જાપાનીઓનો વેપાર હિન્દુસ્તાનમાં વધી પડશે તો એમને સુદ્ધાં અહીં રાજ્ય સ્થાપવાની બુદ્ધિ થયા વગર રહેશે નહિ એ પણ ખરૂં છે. પરદેશી માલ—પછી તે અંગ્રેજી હો કે જાપાની, અમેરિકન હો કે બીજા કોઈ દેશનો હો—ત્યાં સુધી આપણે લઈશું ત્યાં સુધી આપણે સ્વદેશીના દ્રોહી રહીશું. જે વાત પરદેશી માલની બાબતમાં લાગુ પડે છે તે જ કેળવણીની બાબતમાં, દેશવટુંની બાબતમાં, દવામાં સંસ્કૃતિના સ્વરૂપની બાબતમાં, બધે જ લાગુ પડે છે. માલની બાબતમાં સ્વદેશીવૃત્તિ જેટલે વ્યાપી રહેવા જેટલી ત્યારે આપણી તપશ્ચર્યા થશે ત્યારે જ આ બધુ બીજી બાબતો આપણને બરાબર સમજાવા લાગશે, અને સ્વદેશીના જતન અર્થ આપણને ઘણું કરી શકનાર પ્રાણ આપણામાં જાગૃત થશે. આટલા માટે શુદ્ધ સ્વદેશીનું સ્વરૂપ ઓળખી ને તેની ઉપાસના કરવાની તપશ્ચર્યા આપણા સૌને હાથે થાય એવી આપણે શુભ પ્રાર્થના કરીએ.

૪

સ્વદેશી એ વિશ્વવ્યાપી ધર્મ કઈ રીતે છે, અને માનવજાતિને માટે એ કેવો તારણહાર સિદ્ધાન્ત છે, એ વિષે અમે પાછળ વિવેચન કરી ગયા. હવે જીવનના અનેકવિધ અંગો ખેલતા મનુષ્યની સન્મુખ ઉભા થનારા અનન્ત પ્રસંગોએ એ સિદ્ધાન્ત કઈ રીતે લાગુ કરવો જોઈએ એ વિષે કંઈક નિર્ણયસૂચક નિયમ બાંધવો જોઈએ, કારણ આ ધર્મ અત્યન્ત અણુ જોગવે સમ્મ છે. પોતીકાનો ત્યાગ કરીને પારકાનું સેવન કરવું એને સ્વદેશીધર્મમાં મહાપાપ માન્યુ છે. પણ પોતીકું મારે માટે કહેવું અને કઈ હદ ઓળંગ્યા પછી આપણે પારકાની સરહદમાં દાખલ થયા કહેવાઈએ, એને. ખ્યાલો તેટલી જ ચીવટપૂર્વક થવો જોઈએ, નહિ તો બધો ગોટાળો મચે અને પ્રજાઓના જીવન લુપ્ત થઈ જાય. ગઈ હિન્દુઓએ અજ્ઞાનથી, દબાણથી અગર લેભથી પોતાનો ધર્મ છોડી અનાર્ય મુસલમાની ધર્મ ગ્રહણ કર્યો હશે તેમ કરવું તે હાથે પાપ થયું. એટલા માટે આજ કંઈ હિન્દુસ્તાનમાંના એકેએક મુસલમાનને પારકો ગણી ત્યાગ નહિ. જે થયું તે થઈ ગયું. ભૂતકાળના પેટમાં નાશી ગયેલા હાડકાં ઉખેળી કાઢી ફરી તાજા કરવા એ પણ સ્વદેશીધર્મની વિરુદ્ધ છે. કેટલીક ભૂલો જ એવી હોય છે કે જે સુધારી શકાય નહિ. એક રીતે જોતાં જતાં ભૂલ થઈ એ જોઈ એથી ઉલટી રીતે કરવા બેસીએ તો નવી જ ભૂલ થઈ બેસે છે. દાખલા તરીકે કોઈનો ખાનગી બગીચો હોય, તેમાં થઈ ને પસાર થવાની મનાઈ હોય, છતાં ભૂલથી કે સમજીને આપણે એકવાર તેમાં પેઠા અને સામી બાજુ નીકળ્યા, તો એ

સ્થિતિમા એ ભૂલનું ક્ષાલન એ જ બાગ વીંખીને પાછા આ બાજુ આવવામાં નથી જ રહેલું. એમ કરવાથી તો એક વધારાનો જ ગુનો કર્યો ગણાશે.

કેટલાક અન્યાય કાળે કરીને ધોવાઇ જાય છે, જ્યારે કેટલાક બગ નીગળ ગુમડાની પેઠે પ્રજાશરીરને વળગી રહી સદા સંતાપનારા હોય છે. આ બીજા પ્રકારના અન્યાય ગમે તેટલો કાળ વીતે તોપણુ અન્યાય જ રહે છે. જ્યારે જ્યારે બને ત્યારે ત્યારે પ્રજાએ તેમને પોતાના પુરુષાર્થ વડે ધોઇ કાઢવા જોઇયે. ગમે તે કારણે પણ આપણામાના કેટલાક એક કાળે મુસલમાન થયા, તેમના વંશજો આજ મુસલમાની રીતરિવાજ તેમજ સંસ્કૃતિમા મળીને એકજીવ બની ગયા તેમને આજ પોતાનો મુસલમાની ધર્મ છોડી પાછા હિન્દુ થાઓ એવુ કોઇ સ્વદેશીનો ઉપદેશક કહેશે નહિ. એવા હિન્દી મુસલમાનોએ ઇસ્લામ મારફત જ પોતાની ઉન્નતિ કરી લેવી રહી હિન્દુ ધર્મમા તેમને જે કંઇ સારૂં દેખાતું હોય તે તેઓ મુસલમાન ધર્મમા દાખલ કરી શકે છે, તેમ કરવાની તેમને પૂરેપૂરી છૂટ છે. એ જ રીતે મુસલમાન સંસ્કૃતિમા તેમને જે કાંઈ અનુચિત અગર બેહૂદુ દેખાતુ હોય તેનો તેઓ ત્યાગ કરી શકે છે, તેમ કરવાનો તેમને હક છે જે ખૂરૂ છે તે કદી ધર્મ્ય નથી ખૂરાનો ત્યાગ કરવામા ધર્મ કદાપિ આડે આવતો નથી અને આથી જ ધર્માન્તર કરવાની જરૂર નથી એ વાત સિદ્ધ થાય છે

આમ સુધારી શકાય અને કોઇ પણ કાળે ન સુધારી શકાય એવા અલ્પકાલીન તેમજ કાયમના અન્યાયના સૂક્ષ્મ ભેદ સ્વદેશીધર્મમા નિહિત છે કોઇ પણ કાળે જેનું ક્ષાલન નથી થઇ શકવાનુ એવા એક વિરાટ અન્યાયનુ જગવિખ્યાત ઉદાહરણ સ્પૅનિશ, ફ્રેન્ચ, અગ્રેજ વગેરે યૂરોપીઅન લોકોએ 'રેડ ઇન્ડિયન' લોકોના દેશમા જઇને કરેલી વસાહતનુ છે. પોતાના વતનમા ગ્રી નિર્દોષપણે જીવન ગુજારનારી બિચારી 'રેડ ઇન્ડિયન' જાતિની, શિકાર કરે તેમ હકનાક કતલ કરીને યૂરોપીઅનોએ તેમનો દેશ ખૂચવી લીધો, એ દુનિયાના ઇતિહાસમા હિમાલય જેવડો અન્યાય થયો એ જેટલુ સાચુ છે તેટલુ જ એ ઘોર અન્યાય ઇતિહાસમા ભલે 'યાવચ્ચન્દ્રદિવાકરૌ' ગવાય તોપણુ આજ એનો ઉપાય કરનાપણ નથી રહ્યુ એ પણ ખરૂ છે. હરનાન્ડો કૉર્ટિઝના કાળના એ જાલિમ જુલમોના પ્રાયશ્ચિત્ત તરીકે અમેરિકામા વસતા એકેએક યૂરોપીઅનને આજ અમેરિકા છોડી યૂરાપ પાછા ચાલ્યા જવાનુ કહેવુ શું? સ્વદેશી સિદ્ધાન્તની દૃષ્ટિએ તો એ એક નવો જ અન્યાય કર્યા બરાબર ગણાશે

આમ જગતના ઇતિહાસમાનો આ ભયાનક અન્યાય સુદ્ધા સ્વદેશીધર્મની દૃષ્ટિએ અલ્પકાલીન અને તેથી ગઇગુજરીમા ગણવા યોગ્ય ઠરે છે

આથી ઉલટું કાયમના અન્યાયનો આજે ઘરનો જ દાખલો જોવો હોય તો તે આપણા અન્ત્યજોની આભડછેટનો છે. આ પાપી રિવાજને પડખે ગમે તેટલા કાળ ભલે વીત્યા હોય, હિન્દુ સમાજના શરીર ઉપર એ એક વહેતો જખમ છે. તેનો ઇલાજ કર્યે જ આપણો છૂટકો છે. હિન્દી પ્રજાના રાજદ્વારી ધ્યેયની ચર્ચા કરતાં આ દેશના એક ક્રાન્તિવાદી આગેવાને એકવાર એવું જાહેર કર્યું હતું કે અંગ્રેજોએ હિન્દુસ્તાનની ઉપર જેટલા કાળ સુધી જુલમ કરીકરીને રાજ્ય કર્યું હશે અને હિન્દુસ્તાનને ચૂસીચૂસીને જેટલો પૈસો આ દેશમાંથી ઘસડી ઘસડીને ગયા હશે તેટલાં વરસો સુધી જ્યારે હિન્દુસ્તાન ઇંગ્લંડ ઉપર રાજ્ય કરશે અને તેટલો પૈસો અંગ્રેજી પ્રજા પાસેથી મારી નીચોવીને વ્યાજ સાથે પાછો ઓકાવશે ત્યારે જ હિન્દુસ્તાનને તેના પર ગુજરેલા સિતમોનું યોગ્ય વળતર મળ્યું ગણાશે. સ્વદેશીપ્રધાન હિન્દુ ધર્મ કદાપિ આવું ધ્યેય સ્વીકારશે નહિ. સ્વદેશીનો ઉપાસક સ્વાભાવિકપણે જ બોલી ઉઠશે કે એ બધું સાચું હોય તોપણ જે થયું તે થઈ ગયું; વીત્યું. એક આવીને આપણી ગાય મારી એટલે આપણે જઇને તેના ઘરની વાછરડી મારવી શું? થવાનું હતું તે થઈ ગયું; ગુજર્યું. જેનો કશો અવશેષ આજ બાકી ન રહ્યો, જેના ઉપર કાળનો પડદો પડ્યો, તે પ્રભુને ખોળે સમાયું; તે મૃત્યુ પામેલાંઓને અપાતા માનનું અધિકારી થયું. એ બનાવો બન્યા ત્યારે ભલે ગમે તેટલા અન્યાયભર્યા હોય, આજ તે ગઇગુજરીમાં ભળ્યા એટલે તેને ઇતિહાસવિધાતાની મંજૂરી મળી એમ જ માનવું ઘટે. સ્વદેશીધર્મ તો એમ જ કહેશે કે જે થયું તે થઇ ગયું. કરોડ ઉપાય કીધે એ હવે બદલી શકાવાનું નથી. ઇશ્વરને ઘેર એ કબૂલ હતું એમ જ ગણવું જોઇયે. એમ ન માનવું એ અશ્રદ્ધાનું લક્ષણ.

થયું તે થઈ ગયું; વીત્યું. છતાં જે છે, જે અકબંધ કે ઓછુંવત્તું પણ બાકી રહ્યું છે તેનો વિચાર તો કર્યે જ છૂટકો રહ્યો. 'સ્થિતસ્ય ગતિશ્ચિન્તનીયા।' ઈશ્વરે વર્તમાનકાળ માનવને પોતાનો પુરુષાર્થ અજમાવીને મોક્ષ મેળવવા માટે આપ્યો છે. ભૂતકાળનાં દાટ્યાં મડા ઉખેળવા એ આપણું કામ નથી એ જેમ આપણે સારી પેઠે સમજી લેવાની જરૂર છે, તેવી જ રીતે આજ ઘરમાં સડતાં મડાં ઘેલી આદરબુદ્ધિથી ગળે વળગાડી ન રાખતાં તેમને ઠેકાણે કરવાં, તેમનો અગ્નિસંસ્કાર કરવો, એ ધ્યાનમાં રાખવું તેટલું જ જરૂરનું છે. આ દૃષ્ટિ રાખીને જ સ્વદેશીનો ઉપાસક હમેશાં પોતાનો કર્તવ્યપથ નક્કી કરશે. કાળનો પ્રવાહ ઇશ્વરી ઇચ્છાને અનુસરીને વહી રહ્યો છે એ શ્રદ્ધા એના અન્તરમાં ચિરકાળ દૃઢ રહેશે. એ પ્રવાહનું મૂળ ઢૂંઢવા એ નહિ દોડે. પ્રત્યેક મનુષ્ય-પોતપોતાના પ્રાક્તનાનુસાર ઇશ્વરને હાથે દેશકાળના એક એક ચોકસ પ્રવાહમાં મુકાયેલો છે, અને તેથી કોઈ પણ મનુષ્યે પોતાનો

પ્રવાહ છોડી બીજા પ્રવાહમાં જવું એ પણ છે. એ જ રીતે એ પ્રવાહની સામે ચાલવા મથવું એ પણ અનુચિત છે. પોતાના જ પ્રવાહમાં રહી તેમાંના કાટકચરા સાફ કરીને તેમજ પોતાના પ્રવાહમાં આવી મળનારાં નાનામોટાં નદીનાળાંઓને પણ શુદ્ધ અને નિર્મળ કરીને છેક મોક્ષસાગરને પારે આણવો ઘટે. પ્રવાહ ભલે વાંક લઈલઈને વહે, ભલે ધોધ પડે કે ધીમે વહે. જ્યાં સુધી સ્વધર્મનો કાંઠો છોડીને પરધર્મની મરુભૂમિમાં એ નહિ જાય ત્યાં સુધી અને ત્યાં જ સુધી મોક્ષસાગર પ્રાપ્ત થવાની એને માટે આશા છે. પોતાનું વ્યક્તિત્વ જાળવવું એ જ મોક્ષનો રસ્તો છે

૫

૧. સ્વદેશી એ એક ધર્મસિદ્ધાન્ત છે.

૨. 'સ્વયંસિદ્ધ' એવા પરમેશ્વરે આ વિશ્વની તેમજ તેમાંની પ્રત્યેક બાબતની શાશ્વતકાળને માટે યથાતથ વ્યવસ્થા કરી રાખેલી છે.* એ સ્વદેશીધર્મની શ્રદ્ધાનો પાયો છે.

૩. આ વ્યવસ્થા મુજબ એ વિધાતાએ જ પ્રત્યેક જીવની આસપાસ તેને તેને ઘટતા સંજોગો ગોઠવી મૂકેલા છે

૪. ભોગની ઇચ્છાથી અગર મોક્ષની ઇચ્છાથી માનવ જે જે કંઈ પુરુષાર્થ કરે છે તે સર્વ આ સંજોગોને ધ્યાનમાં રાખીને જ કર્યે તેનો છૂટકો છે. આ ઈશ્વરદત્ત સંજોગો આપણા ભોગની મર્યાદા અને મોક્ષની સીડી છે

૫ જેમ દેહધર્મ, કુટુંબધર્મ, જ્ઞાતિધર્મ ઇત્યાદિ વ્યક્તિમાત્રને વળગેલા છે તેવી જ રીતે સમાજધર્મ, દેશધર્મ ઇત્યાદિ પણ એકેએક વ્યક્તિને લાગુ છે. આ ધર્મનું નામ જ 'સ્વદેશી'.

૬. જેમ આપણો દેહ, આપણું કુટુંબ ઇત્યાદિ આપણે જાતે પસંદ નથી કરી શકતા, એ ઈશ્વરદત્ત વસ્તુ છે, તેવી જ રીતે આપણી સંસ્કૃતિ પણ ઈશ્વરદત્ત વસ્તુ છે. તેનો ત્યાગ નહિ પણ સેવા કરવી એ આપણો ધર્મ થયો.

૭ જેમ કોઈ પણ હિન્દુ હિન્દુ ધર્મને વરી નથી શકતો, જન્મથી જ તેનો ધર્મ તેને વળગેલો છે, તેવી જ રીતે સ્વદેશીધર્મ પણ વ્યક્તિમાત્રને જન્મથી જ વળગેલો છે તેનો સ્વીકાર કરવાપણું હોતું જ નથી એનું પાલન ન કરવું એ જ પાપ છે.

૮. આ સ્વદેશીધર્મ દરેક બાબતમાં પાળવાનો છે ધર્મમાં, સંસ્કૃતિમાં, સામાજિક રીતરિવાજોમાં, કુટુંબવ્યવસ્થામાં, રોજગારમાં, ભાષામાં, અર્થશાસ્ત્રમાં

* જુઓ ઈશાવાસ્યોપનિષદ્ મન્ત્ર ૮

રાજ્યપ્રકરણી વિષયોમાં, પરદેશ, કળાકૌશલ્ય, સર્વ બાબતોમાં આ ધર્મનું પાલન થવું જોઈએ.

૯. જુદે જુદે કાળે અને પ્રજાજીવનના જુદાં જુદાં અંગોને વિષે આ ધર્મના પાલન ઉપર હુમલા થવાનો સંભવ હોય છે માટે તે તે કાળે તે તે બાબતમાં આ ધર્મનું રક્ષણ કરવા ભગીરથ પ્રયત્ન કરવો એ યુગધર્મ છે.

૧૦. જૂના કાળમાં સમાજરચના ઉપર હુમલા થયા ત્યારે રોટીબેટી-વ્યવહારબંધન કરી ગુણીને સ્વરક્ષણ કર્યામાં આવ્યું. મુસલમાની આક્રમણ વેળાએ પણ જ્યારે જ્યારે પગપગ નાશ પામવાનો વખત આવ્યો ત્યારે ત્યારે ધર્મને માટે પ્રાણ પણ આપીને પ્રજાએ ગોબ્રાહ્મણનું રક્ષણ કર્યું. આજ અર્થસ્ત્રાવ વાટે દેશના પ્રાણ હરે છે, બુદ્ધિભેદરૂપી ઉધાત લાગીને દેશની સંસ્કૃતિમાં સડો પેઠો છે, અને પ્રજાજીવન સત્વહીન, અલ્પપ્રાણ બની ગયું છે, માતૃભાષા સુદ્ધાં પદભ્રષ્ટ થઈ પોતાના જ ઘરમાં દાસી બનીને એક ખૂણે આંસુ સારી રહી છે. માટે—

૧૧. આજે સ્વદેશ, સ્વભાષા, સ્વધર્મ અને દેશી હુન્નરકળાઓનું બહુ યત્નપૂર્વક રક્ષણ કરવું જોઈએ.

૧૨. શહેરો ગામડાંઓનું લોહી ચૂસી રહ્યાં છે, અને પરદેશનો વેપાર શહેરોને નીચોવી રહ્યો છે. સ્વદેશી મીલો (મીલો અને એવા કારખાના સ્વદેશી સંસ્કૃતિના વિરોધી છે, તેથી સ્વદેશી મીલો એ 'વદતો વ્યાઘાત' થયો.) કાઢવામાં આવે તો તે પણ હિન્દી કુટુમ્બજીવનને તુટી નાખી પ્રજાજીવનનો પાયો જ કોરી મુકે છે. આવી સ્થિતિમાં હાથવણાટ જ એક તરણોપાય છે.

૧૩. જૂના કાળમાં આ સ્વદેશીવૃત્તિથી જ પ્રેરાઈને હિન્દુઓએ પરજાતિના હાથનાં અન્નજળ ગ્રહણ ન કરવાની પ્રથા પાડી. આજ એ જ વૃત્તિ શ્રમવિભાગના તત્ત્વને લાગુ કરી ઘરે શ્રમવિભાગ કરીને વિરાટ પાયા ઉપર દુનિયાની વ્યવસ્થા કરી જગતની યુરોપની મહત્ત્વાકાંક્ષા છે પણ એ મહત્ત્વાકાંક્ષામાં જ નાશનું બીજ રહેલું છે. જેની આપણા પર પ્રીતિ નથી તેનો આપણે ઉપકાર નથી લેતા. જે આપણું જાણતો નથી, એટલે કે જેનો સામાજિક આદર્શ અને રહેણીકરણી આપણા જેવા નથી તેની જોડે આપણે લગ્નસંબંધ નથી બાંધતા. એ જ નિયમ પ્રમાણે જેમનું આપણું જીવન એક થઈ શકે એમ નથી, જેમની આપણી સંસ્કૃતિમાં મેળ નથી, તેમની જોડેનો ગાઢ વિનિમય કે સહકાર સ્વદેશીધર્મને માન્ય નથી. આ જ વિચારસરણી અર્થશાસ્ત્રની કસોટીમાં પણ ઉતરે તેવી છે

૧૪. નિરંકુશ હરિફાઇ સ્વદેશીધર્મની વિરોધી છે, કારણ તે સમાજની સ્થિરતા તેમજ સલામનીને ખૂંચવી લેનારી અને અસંખ્ય લોકોને કંગાલ દશાએ પહોંચાડનારી છે. પોતીકો ધંધો છોડીને બીજાના ધંધામાં પડવું સ્વદેશીને માન્ય નથી.

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात् स्वनुष्ठितात् ।

૧૫. બીજાના ધંધાનું જ્ઞાન મેળવવું અનુચિત નથી. દરેક વિષયમાં જાતે બુદ્ધિબળ વાપરીને શોધસુધારા કરવાનો હક વ્યક્તિમાત્રને છે; પણ બીજાનો ધંધો ઉચકીને ધંધા તરીકે તેની ઉપર ઉદરનિર્વાહ કે ધનસંચય કરવા તૈયાર થવું એ પાપ છે. સ્વદેશીધર્મમાં ફેરફારને માટે જગ્યા જ નથી એમ નથી; પણ તેની ચર્ચામાં અહીં નહિ ઉતરીયે.

૧૬. (ક) જૂના વખતમાં આ દેશના ઉદ્યોગોમાં કાપડવણાટનો ધંધો મોટામાં મોટો હતો.

(ખ) એ જ હિન્દુસ્તાનમાંથી આજે વેપારને બહાને જે પૈસો પરદેશ જાય છે તેનો મોટો ભાગ કાપડની કિંમત રૂપે જાય છે.

(ગ) આજે હિન્દી ખેડૂત એકલી ખેતી ઉપર પોતાનું ગુજરાન નથી ચલાવી શકતો. એને પૂરતું કામ નથી મળતું.

(ઘ) જાપાની માલને દેશમાં આવવા દેવાથી અંગ્રેજોની પેઠે જ જાપાનને પણ હિન્દુસ્તાનની ઉપર લોભની પાપદૃષ્ટિ નાખવાની તક આપ્યાનું પાપ આપણે માથે આવવાનું; અને અગાઉ જેમ હિન્દુ અને મુસલમાન લડયા, કાળા અને ગોરા લડયા, તેમ હવે પછી હિન્દી અને જાપાની લડશે; અને એ પ્રમાણે નવી જ સંકટપરંપરા આપણે જ હાથે આપણે ઉભી કરી ગણાશે.

આટલા માટે હાથે સૂતર કંતાવીને તેનું કાપડ વણાવી તે જ વાપરવાનો આજે પ્રજાએ નિશ્ચય કરવો જોઇએ.

૧૭. આપણા દેશમાં ઘણે ઠેકાણે દૂધ વેચવું એ પાપ ગણાતું. દૂધનું ઘી કરીને જોઇએ તો વેચો, પણ ગોરસ વેચવાનું નહિ. આ રિવાજના મૂળમાં સ્વદેશી સિદ્ધાન્ત રહેલો છે એ જરાક ઝીણવટથી જોતાં જણાઇ આવશે. આજકાલ આ જ નિયમ રૂની બાબતમાં પણ લાગુ કરવો જોઇએ. ધર્માચાર્યો, પંડિતો અને ધર્મને નામે બોલવાનો જેને જેને અધિકાર છે તેવા સૌ-કોઇએ આજે પ્રજાને કહેવું જોઇયે કે રૂ-કપાસ વેચવાં એ મહાપાપ છે.

૩-કપાસનુ સૂતર કાતીને જ વેચવુ જોઇયે હિન્દુસ્તાનમા પેદા થતુ રૂ હિન્દુસ્તાનની હરગાઈ મીલમા કતાઈને તેનુ સૂતર થવાની સામે અર્થશાસ્ત્રી ફરિયાદ નહિ કરે, પણ સ્વદેશીધર્મ મુજબ તો દરેક પ્રદેશના રૂ-કપાસ જ્યાના ત્યા જ કતાવા જોઈએ નફાતોટાનો વિચાર જ એની વચ્ચે ન આવવો જોઈએ એ જ રીતે પોતપોતાની પડખાની મીલમા કતાયેલા સૂતરનુ કાપડ વણવુ એ એક મોટુ પુણ્યકર્મ છે એ ભાવના આજે પ્રજામા જાગૃત થવી જોઈયે

૧૮ માલની બાબતમા આપણી તપશ્ચર્યા સફળ કરવાને આપણે ભગીરથ પ્રયત્ન કરવા જોઈએ એ તો ફળરૂપ થશે, કિન્તુ તે ચાલુ રાખી તેની સાથેસાથે જ બીજી બાબતોમા પણ સ્વદેશીના પ્રયત્નો કરવા જોઈયે ભાષા, પહેરવેશ, શિક્ષણપદ્ધતિ, સમાજબધારણ, રાજ્યપ્રકરણ એકેએક ક્ષેત્રમા આ પ્રયત્ન શરૂ થવા જોઈએ

૧૯ સ્વદેશી સિદ્ધાન્ત આપણી અર્થશાસ્ત્રની દૃષ્ટિને સતોષનારો છે જ, છતા એમના અર્થશાસ્ત્રની દૃષ્ટિએ સ્વદેશીનુ પ્રતિપાદન કરવુ યોગ્ય નથી કેમકે અર્થશાસ્ત્રની દૃષ્ટિ રાખીને સ્વદેશીવ્રત પાળ્યાથી આર્થિક લાભ તો થવાનો જ પણ ધર્મ ગણીને તેનુ પાલન કર્યાથી આર્થિક લાભ થવા ઉપરાંત પ્રજાને માટે મોક્ષના દ્વાર ખુલ્લા થશે વળી આપણા લોકોમા હર કોઈ વાત ધાર્મિક ભાષામા સમજાવવાથી તે તાબડતોબ સૌ કોઈને ગળે ઉતરે છે એ પણ લક્ષમા લેવા જેવી વાત છે, જોકે અહીંઆ એ વિચાર ગૌણ સ્થાને છે

૨૦ હિન્દુસ્તાનમા ધર્મતેજ ગયુ હોય, શ્રદ્ધા ટોચ ત્યાગવૃત્તિ ટોય, ઓછામા ઓછુ જરા દૂરનો સ્વાર્થ જોઈ શકવા જેટલી શુદ્ધ દૃષ્ટિયે હોય તો આ વ્રત આજે પ્રજાને હાથે પાર પડવુ જ જોઈયે

धर्मसस्थापनार्थाय।

## રેંટીયાનું સંગીત

રેંટીયાના સગીત જેવી કોઈ વસ્તુ છે કે નહિ અથવા તે શુ મનનો એક માત્ર વિકલ્પ જ છે, એવી શકા ઘણાના મનમા ઉઠવાનો સભવ છે ઘણાના મનમા એમ પણ થશે કે રેંટીયો આજે બધી રીતે લોકપ્રિય થયેલુ ઓજાર હોવાથી ગમે તેમ તેની અને સગીતની વચ્ચે સબન્ધ જોડી દેવાનો

આગે પ્રયત્ન કરીયે છીયે. પણ તેમ માનવાને કશું કારણ નથી. સંગીત પોતે સ્વતન્ત્ર રીતે એટલી મહત્ત્વની વસ્તુ છે કે દુનિયાની બીજી કોઈ પણ વસ્તુની મદદ લઈને તેની ઉપયોગિતા સિદ્ધ કરવાની કે પ્રતિષ્ઠા વધારવાની જરૂર નથી રહેતી.

બીજી બાજુએ સંગીતની મદદથી રેંટીયો લોકપ્રિય કરવાનું પણ કારણું નથી. રેંટીયો કંઈ આજની નવી વસ્તુ નથી. કંઈ નહિ તો છેલ્લાં પાંચ સાત હજાર વર્ષથી તે મનુષ્યના સાથી તરીકે આ દુનિયામાં ભ્રમણ કરે છે. દુનિયામાં સર્વ રાષ્ટ્રોએ રેંટીયાનું સેવન કર્યું છે. રેંટીયામાં સંગીત હોય કે ન હોય પણ તે ચલાવ્યે જ છૂટકો. કેસર કડવું છે છતા તેને જેમ કોઈ ફેંકી દેતા નથી, તેમ રેંટીયો કર્ણકટુ હોત તોપણ માણસ જ્યાં સુધી નગ્નાવસ્થામાં નથી રહેવા માગતો ત્યાં સુધી તેને ચલાવવો જ પડત. આજે આપણે જે રેંટીયો ચલાવીયે છીયે તે તેની અંદર સંગીત છે એટલા માટે નહિ, પણ તેની અંદર રાષ્ટ્રની આબરૂ સાચવવાની શક્તિ છે તેથી, તેનામાં સ્વરાજ્ય મેળવવાનું સામર્થ્ય છે તેથી. જે માણસ રોગમુક્ત થવા માગે છે તે કડવી, તીખી, જેવી હોય તેવી દવા લે જ છે.

અહીંઆં અમે એમ સિદ્ધ કરવા માગીયે છીયે કે આ રાષ્ટ્રીય ઔષધ જેમ અમૃતસંજીવનીની પેઠે રામબાણ છે તેમ ઇશ્વરની કૃપાથી તે અમૃત જેવું મીઠું પણ છે. રેંટીયા અને સંગીતનો સંબન્ધ ગમે તેમ જોડી દેવાની જરૂર નથી. તે બન્ને સ્વતન્ત્ર રીતે પગભર થઈ શકે છે. છતા ઇશ્વરની યોજના જ એવી છે કે મનુષ્યને માટે જે અત્યન્ત ઉપયોગી છે તે મનુષ્યની દૃષ્ટિએ તેટલું જ સુન્દર પણ હોય. દાખલા તરીકે જીવવા માટે માણસને પાણીની જરૂર છે; તે કડવું કે તુરૂ હોત તોપણ તે પીધા વગર ચાલત નહિ. છતાં ઇશ્વરે એવી યોજના કરી રાખી છે કે મનુષ્યજીવનના જીવન રૂપી પાણી આપણને અત્યન્ત રુચિકર લાગે. અન્નવસ્ત્રની બાબતમાં પણ આ જ નિયમ લાગુ પડે છે. બાળકને ઉછેરવામાં માતાને કષ્ટ કરતાં આનન્દનો જ વધારે અનુભવ થાય છે એ પ્રસિદ્ધ છે. આ નિયમ પ્રમાણે જોતાં મનુષ્યને માટે અત્યન્ત ઉપયોગી એવી વસ્તુઓ જે સાધન વડે મળે છે અથવા જે ક્રિયા વડે પ્રાપ્ત થાય છે તે સંગીતમય હોય તેમા શું આશ્ચર્ય ?

એથી ઉલટું એમ પણ કહી શકાય કે જે વસ્તુ દેખાવમાં અળખામણી, સાંભળવામા કર્ણકટુ અને વાપરવામાં અગવડભરેલી હોય તે ઇશ્વરને માન્ય છે જ નહિ. તે તો શેતાનની સૃષ્ટિ. ગમે તે મીલમા જઈને જુઓ. માથું ફેરવી નાખે એવો ત્યાંનો કર્કશ અવાજ ક્ષણે ક્ષણે એ જ કહે છે કે 'મારામાં ઇશ્વરી તત્ત્વ નથી. ખચીત હું મનુષ્યના કલ્યાણને અર્થે તો નથી જ.'

પજાબમા ગયા ત્યારે ત્યાની વૃદ્ધ સ્ત્રીઓ હાથમાં રમતી રેટીયામાથી નીકળતો સોઽહ્ધ્વનિ સાભળી તેમને સમાધિસુખ મળેલુ એમ તેમણે એક ઠેકાણે કહ્યુ છે સ્વામી વિવેકાનન્દ સગીતકુશળ હતા એ બીના તો સર્વ વિશ્રુત છે જ તેથી જ તેમણે પજાબી રટીયાનુ કાવ્યમય વર્ણન કરેલુ છે તેનુ શુ લોકોના આનન્દ દેશમા ચાલતા રેટીયામા આજે પણ સગીત સાભળી શકાય છે અમારા આશ્રમમા પણ કેટલાક રેટીયા એટલા સરસ છે કે ઉસ્તાદનો હસ્તસ્પર્શ થતા વાત તેમાથી અનુપમધુર એક ધ્વનિ અવાજ નીકળે છે નાના છોકરાને તો એમ જ લાગે કે આસપાસ કયાક ભમરો ગુનગ્રવ કરતો હશે અથવા તેને એમ થાય કે બીજા કોઈ છોકરાએ એનો રમવાનો ભમરડો એને પૂછ્યા વગર ચાપ ના લીધો છે રેટીયાનુ ચક્ર અને ત્રાક જ્યારે બરાબર સમાન્તર હોય ત્રાકે પહેરેલી સાડી સપ્રમાણ હોય, ત્રાક પોતે સજ્જનના હૃદયના જેવી સરળ હોય અને જ્યા જ્યા ઘર્ષણનો સભવ હોય ત્યા ત્યા સ્નેહ (તેલ) ઓતપ્રોત હોય ત્યારે જ રટીયામાથી સગીતધ્વનિ નીકળી શકે છે તબુરાની ઘોડી અને તે પરના રેશમના તતુ ગોઠવવામા જેટલા કૌશલ્યની જરૂર રહે છે તેટલુ જ કૌશલ્ય રટીયો ગોઠવવામાં જોઈયે છે તબુરો સરસમા સરસ હોય પણ ઘોડી જો બરાબર બેસાડી ન રાખીયે તો તબુરાનો અવાજ રૂક્ષ થાય છે અને તે કાનને બિલકુલ આનન્દ નથી આપતો રેટીયાની પણ એ જ સ્થિતિ છે ઉત્તમ રેટીયાની પાખ જ્યારે તાલના નિયમ પ્રમાણે હવાને કાપતી જાય છે ત્યારે હવામા એવા સુદર આન્દોલનો શરૂ થાય છે કે જાણે મરદગણનુ વૃદ મધુર આલાપ લેતુ હોય એક તરફ આવા રેટીયા પર બેસી સૂતર કાતવુ અને બીજી તરફ રેટીયાના તબુરા જેવા અવાજનો સાથ લઈ ભિન્ન ભિન્ન માગને ઉચિત ભિન્ન ભિન્ન રાગ કાઢવા એના જેવો આલ્હાદક વ્યવસાય બીજો હોઈ જ ન શકે અમારા આશ્રમમા નાના નાના વિદ્યાર્થીઓ જ્યારે રટીયો ચલાવે છે અને સાથે સાથે એકદ ગાયન અથવા સ્તોત્ર બોલતા જાય છે ત્યારે મન્દદેવતાઓ સન્તુષ્ટ થઈ જાણે પ્રત્યક્ષ અવતરેલા હોય એવો આભાસ થાય છે

પણ આમા આશ્ચર્ય શુ? વ્યાપક સગીત બધે પ્રસરેલુ છે જગતમા વેણુવનમા વિચરતો વાયુ સગીત કરે છે ખેતરોમા રાસ લણનાર અને બળદનું ગાયન ગાનાર ખેડૂતો કામનુ પણ ભાન આપે છે પુરાણપ્રસિદ્ધ વિક્રમ રાજા ઘાચીની ઘાણીના સગીત સાથે દીપક રાગ જગાવી રાખ્યો હિમાલયના પહાડ પર બેસી ધ્રુવનુ ધ્યાન ધરનાર મુનિજનો સર્પોના સગીત સાથે તન્મય થઈ જાય છે આપણામાથી ઘણા જણે પોતાનુ બાળપણ પાર ણાના દોલનસગીતમા જ વીતાવેલુ છે અને કેટલાક લોકોને તો જરૂર માતાના ખોળામા સાથુ મૂકી રટીયાનુ સગીત સાભળતા સાભળતા ગાતા ગીતો મીઠી સુતાર્યો

નિદ્રા અનુભવ્યાનું સ્મરણ હશે. સાચે જ સંગીત એ જ જીવનનો આનન્દ છે. સંગીતને લીધે જ કષ્ટ સુખકર થાય છે, કૌટુમ્બિક આપત્તિઓ સહ્ય થઇ જાય છે. જે ઇન્સાફ આપણને નિર્દય વ્યવહારમાં મળતો નથી તે સંગીતમાં મળે છે. સંગીતને ઘેર ઉચ્ચનીચ સૌ સમાન થઈ જાય છે અને બધાને જ ઇશ્વરનું સ્મરણ થાય છે. એવું સંગીત રેંટીયા દ્વારા ઘેરઘેર પહોંચાડવાનું શ્રેય લઈ દુઃખી ભારતવર્ષને આનન્દનાં કેટલાંક બિન્દુઓ અર્પણ કરનાર સંત-જનો આજે પેદા થવા જોઇયે.

## ૨

અહીં સુધી રેંટીયાના સંગીત વિષે સામાન્ય વિચાર કર્યો છે. હવે કોઇ માણસ એકલો જ બેસી સૂતર કાંતતો હોય અથવા ઘણા લોકો એકત્ર બેસી પોતપોતાના રેંટીયા ચલાવતા હોય એવે ઠેકાણે શ્રમપરિહાર કરવા માટે કે મનોવિનોદનને માટે રેંટીયા સાથે કેવું સંગીત અને તે કેવી ચલાવવું જોઇયે એ વિષે કેટલીક સૂચનાઓ આપવા ધારીયે છીયે.

પ્રથમ તો એ વાત ધ્યાનમાં રાખવી જોઇયે કે રેંટીયાનું સંગીત કંઇ સભારંજનને માટે ચલાવેલી મિજલસ નથી. રેંટીયાનું સંગીત શિષ્ટસંગીત નથી, લોકસંગીત છે. સાદાઈ એ તેનો આત્મા છે. રેંટીયાના એક તાલ સાથે સહેલમાં બળી શકે એવી ચીજો પસંદ કરવી જોઇયે. રેંટીયો ઝડપથી ચાલે છે માટે દ્રુત ગતિનાં ગાયનો રેંટીયા સાથે ગાવાં જોઇયે એમ જો કોઈ માને તો ભૂલ છે. સાચો આનન્દ તો અસન્ત ધીમે ધીમે ચાલતાં પદો ગાવાથી જ મળી શકે છે. એકતાલી રેંટીયામાં સામાન્ય લોકો પ્રૌઢ રાગદારી ચીજો ગાઈ ન શકે. સૂતર જો ઘણીવાર તૂટે તો તાલનો તન્ત્ર પણ તૂટી જવાનો, પણ તેથી ગાયનનો રસ છેક ઉડી જાય છે એમ નથી. એકલો જ માણસ જ્યારે ગાતો હોય ત્યારે તો કંઇ સવાલ જ નથી. ઘણા લોકો જ્યારે એકત્ર બેસી ગાતા હોય ત્યારે જેનું સૂતર તૂટી જાય તેણે પોતાનું ગાયન બંધ રાખી બીજાઓને આગળ જવા દેવા અને સૂતર સંધાતા વાર પોતાનું ગાયન પણ બીજાઓની સાથે સાધી લેવું.

સવારે ભૈરવી રાગમાં ગાવાથી ઉત્સાહ વધે છે. તેથી વધારે સૂતર કંતાય છે અને થાક બિલકુલ લાગતો નથી. બપોરનું આળસ ગંભીર સારંગ રાગથી દૂર કરવું જોઇયે, અને સાંઝે કલ્યાણ અથવા ખમાજ રાગ પસંદ કરવો જોઇયે. પૂર્વી રાગમાં ગાવું સલાહભરેલું નથી, કેમકે પૂર્વી રાગના સ્વર કાને પડતા રેંટીયા છોડી મન્દિરમાં દેવદર્શને જવાની ઉત્કંઠા થવાની. રાત્રે સૂતર કાંતવાનું એ સામાજિક ક્રિયા નથી. તે વખતે એકલા બેસીને જ કાતી શકાય છે. એવે વખતે બેશક રાત્રિને અનુકૂળ એવો ગમે તે દિલપસંદ રાગ ગાઈ શકાય.

ટુકામા કહીએ તો રેટીઆ સાથે ધ્રુપદ પ્રકૃતિના રાગ વધારે અનુકૂળ હોય છે એટલુ ધ્યાનમા રાખવાથી ગાયનની પસંદગી સહેલી થશે ફક્ત રેંટીયાસગીતમા તાનની પચાતમા ઝાઝુ ન પડવુ જોઇયે એક તાલમા શાન્ત રીતે જેમ ગાઈ શકાય તેમ ગાવુ

વિદ્યાર્થીઓના મોટા વર્ગ જ્યારે સૂતર કાતતા હોય ત્યારે કોઈ પ્રખ્યાત ભજનની અથવા સ્વદેશગીતની એકાદી લીટીની ધુન જગાવવી જોઇયે અને છોકરાઓમા રગ જામે એટલે ગમે તે સુન્દર પદ શરૂ કરવુ લોકપ્રિય ગાયનો અથવા ચારણગીતો રેંટીઆ સાથે દીપી નીકળે છે આના કરતા વધારે સૂચનાઓ આપવી એ તો જે વસ્તુનુ શાસ્ત્ર ન થવુ જોઇયે એ વસ્તુનુ શાસ્ત્ર કર્યા જેવુ થશે સગીત સાથે સૂતર કાતવાથી સૂતર ખેચવાની અને તાક ઉપર ભરવાની ક્રિયા એટલી બધી નિયમબદ્ધ થઈ જાય છે કે સૂતર વગેરેના વધારે તો નીકળે જ છે, પણ જે નીકળે છે તે બધુ એકધારુ નીકળે છે, તેમા આકમા ફરક નથી પડતો અને વળ પણ સરખો જ રહે છે સગીત સાથે કાતેલુ સૂતર તાણીને માટે વધારે પસદ કરવામા આવે તો તેમા નવાઈ નથી બીજુ કઈ નહિ તો સગીત સાથે કરેલો અ પરિશ્રમ વ્યાયામ પણ લાભદાયક અને આહ્લાદકારક હોય છે એનો તો ફાયદો છે જ

# બહિષ્કાર પ્રશ્નોત્તરી

સુખલાલ—કેમ, અમને ધરમા પડેલો પરદેશી માલ વાપરવાની પણ છૂટ નહિ? તમે તો સ્વતન્ત્રતાની વાત કરો છો તો પછી સ્વદેશી કપડા જ વાપરવાનો અમને આટલો આગ્રહ શા માટે કરો છો?

પ્રાણલાલ—તમારી સ્વતન્ત્રતા અમે છીનવી લેવા નથી માગતા પણ પરદેશી કપડા વાપરવાથી તમે તમારી પોતાની અને તમારા દેશની સ્વતન્ત્રતા ખોઈ બેસો છો એ હુ તો તમને સમજાવવા માગુ છુ હુ તમારો ભાઈ છુ માટે તમારી પાસે આવી તમને સમજાવવાનો મારો હક છે અને મારી ફરજ પણ છે.

સુખલાલ—તમારી તે ફરજ બને રહી મને તેની ફિકર નથી પણ તમને એવો હક તે કોણે આપ્યો?

પ્રાણલાલ—એક જ વહાણમા બેઠેલા સવળા જણ એક જ દિશામા વહાણને લઈ જાય તો જ આરો આવે અને તેથી અમુક દિશામા આપણે

વદાણુ લઈ જાઇયે એમ એકમીજાને કહેવાનો હક દરેક જણને છે તમારા આંચ ખુરી ખી તને લાભહાનિ ન હોત તો વખને તમારી પાસે કોઈ ન આવત, જોકે તે દરામા પણ ભાઈ તરીકે તમારૂ હિત શામા રહેલુ છે એ તમને સમજાવવાનો હક તો મને છે જ. પણ હવે એ સવાલ જવા દઇયે તમે પરદેશી કપડા હજી કેમ નથી ઝોડતા ?

સુખલાલ—મારી પાસે જે પરદેશી કાપડ છે તેના મે પૈસા તો આપેલા જ છે હવે એ હું બાળી નાખુ તો તેના પૈસા થોડા જ વિલાયતથી પાછા આવવાના હતા ?

પ્રાણુલાલ—હુ કયા વિલાયતથી પૈસા પાછા લાવવાની વાત કરૂ છુ ? હું તો એમ કહું છુ કે પરદેશી માલ વાપરવાથી તમારૂ પોતાનુ અને હિન્દુસ્તાનનું નુકસાન છે

સુખલાલ—પણ મે વેચાતા લીધેલા કપડા હુ બાળી નાખુ એમા ઇગ્લડને શુ નુકસાન થશુ ?

પ્રાણુલાલ—તમે મારૂ કહ્યુ હજીયે ન સમજ્યા હું ઇગ્લડ ગયેલા પૈસા પાછા લાવવા પણ નથી માગતો અને ઇગ્લડને નુકસાન કરવા પણ નથી માગતો.

સુખલાલ—( અધીરા થઈને ) તો શુ ઇંગ્લડને બીક બતાવ્યા વગર જ ઇંગ્લડ સ્વરાજ્ય આપી દેશે ?

પ્રાણુલાલ—તમે ઇગ્લડને શાની બીક બતાવશો ?

સુખલાલ—હુ પરદેશી માલ કઈ બાળુ નહિ, પણ ઇગ્લડને હું તો એમ કહું કે તમે જો અમને સ્વરાજ્ય નહિ આપો તો અમે તમારો માલ બિલકુલ લઇશુ નહિ

પ્રાણલાલ—અને પછી ઇંગ્લડ શુ વિચાર કરશે ?

સુખલાલ—ઇંગ્લડ વિચારશે કે હાથનો વેપાર જાય એના કરતા રાજસત્તા જાય એ બહેતર છે

પ્રાણુલાલ—એટલે કે, ઇંગ્લડને હિન્દુસ્તાન ઉપર રાજ્ય કરવા કરતા હિન્દુસ્તાનના પોતાનો માલ ખપાવવામા વધારે લાભ છે, અને તે છોડવા કરતા રાજ્ય છોડવુ તે વધારે પસદ કરશે એમ જ કેની ?

સુખલાલ—હા, એમ જ

પ્રાણુલાલ—ત્યારે તો જો સરકાર તમારૂ કહેવુ માને અને તમને સ્વરાજ્ય આપી દે તો તમે અંગ્રેજોનો જ માલ લેવાને બધાઈ જાઓ છો

સુખલાલ—એવુ શા ઉપરથી સિદ્ધ થાય છે ? સ્વરાજ્ય મળ્યા પછી અમે ગમે તેમ કરશુ

પ્રાણુલાલ—ત્યારે શું અંગ્રેજ પ્રજા એટલી બધી ભોળી છે કે સ્વરાજ્ય આપવાથી આપણો વેપાર પણ હાથમાં રહેવાનો નથી એટલું સમજી ન શકે?

સુખલાલ—ભલે ત્યારે, ધારો કે આપણે પરદેશી માલ લેવા બંધાઈ જઈને સ્વરાજ્ય મેળવીયે, તોયે તેમાં શું ખોટું છે?

પ્રાણુલાલ—ખોટું શું છે? ઇંગ્લંડને દર વરસે સાઠ કરોડ રૂપીયાની ખંડણી—અરે સાઠ કરોડ શું, અબજો રૂપીયાની ખંડણી આપવાની અને દેશના કરોડો લોકોને ધંધા વગર બેસાડવાની શરતે મળેલું રાજ્ય શું સ્વરાજ્ય કહેવાય? આ બે શરતો કરી એમાં જ સ્વરાજ્ય ગયું. અને જ્યાં સુધી વિલાયતનો વેપાર અહીં ધમધોકાર ચાલે છે ત્યાં સુધી શું ગોરા વેપારીઓ સીધી કે આડકતરી રીતે દરેક જાતનો અધિકાર પોતાના અંકુશમાં રાખવાનો પ્રયત્ન નહિ કરે?

સુખલાલ—તમારૂં કહેવું સાચું લાગે છે. પણ તમે તમારા બહિષ્કારથી સ્વરાજ્ય કેવી રીતે મેળવવા માગો છો?

પ્રાણલાલ—તમારા અને અમારા બહિષ્કાર વચ્ચે એ જ તફાવત છે. નુકસાનની બીક બતાવી ધનલોભને પોષણ આપીને તમે અંગ્રેજો પાસેથી સ્વરાજ્ય મેળવવા માગો છો. અમે વેપારની શરત કરતા જ નથી. અમે અંગ્રેજોને કહીયે છીયે કે તમે અમને સ્વરાજ્ય આપો કે ન આપો, અમારા અબજો રૂપીયા બચાવવા ખાતર અને કરોડો લોકોને ધંધો મળે એટલા ખાતર અમે પરદેશી માલનો બહિષ્કાર કરવાના.

સુખલાલ—સ્વરાજ્ય આપો કે ન આપો તોપણ અમે બહિષ્કાર કરવાના જ એવું કહો એટલે પછી તેઓ તમને સ્વરાજ્ય શાના આપે? શા માટે આપે?

પ્રાણુલાલ—અમે અંગ્રેજોને બીક બતાવીને નહિ પણ તેમને નિરાશ—આજે તેમને મળતા ગેરવાજબી નફા વિષે નિરાશ—કરીને સ્વરાજ્ય લેવાના છીયે. જ્યારે અંગ્રેજો જોશે કે રાજ્ય હાથમાં રાખવાથી પાઈની પણ પેદાશ નથી ત્યારે તેઓનો હિન્દુસ્તાનનું રાજ્ય પોતાના હાથમાં રાખવા વિષેનો રસ જ ઉડી જશે.

સુખલાલ—એ વાત હજી ગળે નથી ઉતરતી. છતાં ધારો કે તમારી વાત સાચી છે, તો પછી તમે બધા જ પરદેશી માલ ઉપર બહિષ્કાર કેમ નથી નાખતા એકલા કાપડનો બહિષ્કાર કર્યે શો દહાડો વળવાનો?

પ્રાણુલાલ—એ તો વહેવારકુશળતાની વાત રહી. બધી જાતના માલનો બહિષ્કાર કરવા જતાં એક પણ પાર ઉતરે નહિ. બધા શત્રુઓને એકીવારે જીતવા નીકળવું એ તો હારને નોતરવા જેવું થાય. માટે એક પછી એક-

શત્રુને પાડવો એવો યુદ્ધશાસ્ત્રનો નિયમ છે. વળી બધો જ પરદેશી માલ આપણને નુકસાન કરે છે એમ પણ નથી. કેટલીક વસ્તુઓ ઇંગ્લંડમા જ ઉપજે છે, તેની આપણને હમેશા જરૂર પણ હોતી નથી. કોઇ પ્રસગે જ તે લેવી પડે છે, તેવી વસ્તુ વિલાયતથી લાવવામા કશુ નુકસાન નથી. પણ કાપડનો ધધો તો મૂળ અહીંનો જ. કાપડ અહીંથી વિલાયત જતું આપણે ત્યા રૂ પાકે છે, વણવા જેટલા લોકો છે અને વણનાર કારીગરો થોડેથોડ છે, છતા આપણે અત્યાર સુધી પરદેશી કાપડ લઇએ, એ ચોખ્ખુ પાપ નહિ તો બીજું શું ?

સુખલાલ—પણ સાઠ કરોડ બચાવવાથી ઇગ્લંડનો આપણી સાથેનો બાકીનો વેપાર કેમ અટકે ?

પ્રાણલાલ—તમારો સવાલ તો ત્રિગશીનો દેખાય છે. પચીસ પથ્થર વાળી કમાન હોય તેમાથી ચાવીનો એક વચલો પત્થર કાઢ્યો એમા શુ થઇ ગયુ, ચોવીસ પત્થર તો હજી છે જ, આવી તમારી દલીલ છે પરદેશી કાપડ એ જ અંગ્રેજી વેપારની કમાનને ટકાવી રાખે છે. જો પ્રજામા એ ચાવીનો પત્થર કાઢી નાખવાની શક્તિ આવી ગઇ તો પરાધીનપણાની કમાન ક્ષણવાર પણ ટકવા ન દે.

સુખલાલ—હા, હવે સમજ્યો, અને હવે એ પણ સમજાઇ ગયુ કે જો પરદેશી કાપડનો બહિષ્કાર કરી શકીએ તો સરકાર પાસેથી ધાર્યું કરાવવાની આપણામા શક્તિ આવી જાય. પણ પરદેશી માલ પાસે હોય તેટલો કેમ ન વાપરી નાખવો ?

પ્રાણલાલ—આપણે હમેશા નફાનુકસાનની વાતો જ કરતા થઇ ગયા છીએ, કેમ જાણે હૃદય જેવી કઇ વસ્તુ જ હોય નહિ ! પરદેશી વસ્તુથી આપણને નુકસાન થયુ છે, પરદેશી કાપડની આપણને કશી જરૂર નથી, મોહને લીધે જ આપણે તે વાપરીએ છીએ. આટલુ જાણ્યા પછી પણ આપણે પરદેશી માલ વાપરતા રહીશુ તો આપણે કોઇ કાળે કેમ શુદ્ધ થવાના ? આ ધર્મનો સવાલ છે તમારો રસોઇયો પરધર્મી છે એમ જાણ્યા પછી એનો મહિનો પૂરો થાય ત્યાં સુધી એના હાથની રસોઇ તમે ખાશો ખરા ? વળી તમે એ પણ જુઓ છો કે તમારા જેવા હજાર બે હજાર જણ એમ જ કહે કે અમારી પાસે પરદેશી માલ છે ત્યા સુધી વાપરીશુ તો સામાન્ય લોકો એમ જ માનશે કે સ્વદેશીનો આટલો ઉપદેશ થાય છે છતા સમાજ ઉપર તેની કશી અસર નથી થતી. સામાન્ય લોકોને દલીલ સાથે પ્રત્યક્ષ પુરાવાની પણ જરૂર હોય છે દાખલો જોઇને જ તેમને પ્રેરણા થાય છે આપણે પરદેશી કાપડ વાપરવામા શરમ છે એ ખ્યાલ લોકોમા દાખલ કરવો જોઇયે.

ને જ લોકોમા સ્વદેશીનો ભુસ્ઓ આવી શકે એ અર્થશાસ્ત્રનો સવાલ નથી, લોકોની શ્રદ્ધા કેળવવાનો સવાલ છે.

સુખલાલ—જ્યા અને ત્યા તમે શ્રદ્ધા શ્રદ્ધા કર્યા કરો છો. એ શ્રદ્ધા છે શુ ?

પ્રાણુલાલ—મારે પીઠા ઉપર પહેરો ભરવા જવું છે ત્યાથી આવીને પછી તમને શ્રદ્ધાનું રહસ્ય સમજાવીશ.

૨

પ્રાણુલાલ—કેમ ? આજે તો ખાદી પહેરીને આવ્યા છો !

સુખલાલ—હજી તમારી શ્રદ્ધા હુ સમજી શક્યો નથી, પણ મનમા વિચાર કર્યો કે સ્વદેશીનો સિદ્ધાન્ત તો મને પસદ છે અને ખાદી પહેરવાથી કશું નુકસાન તો છે જ નહિ, પછી તમારા જેવાનો સન્તોષ મેળવવા ખાતર ખાદી પહેરીએ તોયે તેમા શું ખોટુ ? આવો એકંદરે વિચાર કરીને ખાદી પહેરવા લાગ્યો છુ. આ આઠ દિવસ હુ કરાચી ગયો હતો. ત્યા હજી વરસાદ નથી. ઉકળાટ એવો તો થાય છે કે તોબા ભગવાન ત્યા તમારી ખાદીની ખૂબી જોઈ. મલમલના કપડા અને મીલના પણ કપડા પસીનાથી શરીરને ચોટી જાય છે તેથી આખુ શરીર ગદુ ગદુ લાગે છે પણ આ તમારી ખાદી તો ખાસો બ્લૉટિંગ પેપર જ દેખું ! હવે ચોમાસામા ખાદી કેવી નીવડે છે તે જોવું રહ્યુ.

પ્રાણુલાલ—ખાદી ઝટ મેલી થાય નહિ એ તો દેખીતુ છે, પણ પલળેલી ખાદીમા પણ હુંફ રહે છે એવો તમને અનુભવ થશે; અને શિયાળામા તો આ વખતે કોઈને ફલાલીન ખરીદવી જ નથી પડવાની ખાદી જેમ જૂની થતી જાય છે તેમ તેમ તેની સુંવાળપ અને હુંફ વધતી જ જાય છે. મારી પાસે જૂની ખાદી છે તે તો મખમલ જેવી લાગે છે.

સુખલાલ—હવે તમારુ શ્રદ્ધાપુરાણ ખોલો જ્યા દલીલ ચાલતી નથી ત્યા તમે શ્રદ્ધા લઈ આવો છો એમ જ હુ તો માનુ છું.

પ્રાણુલાલ—જુઓ, જ્યારે કોઈ બાળક પહેલવેલું ચાલવાનો પ્રયત્ન કરે છે ત્યારે નવવાર પડે તો એકવાર બે ડગલા ભરી શકે છે તે જોઈને તમારા ગણિતશાસ્ત્રીઓ તો એમ જ કહેશે કે કરો હિસાબ. દસ પ્રયત્નોમા નવ પ્રયત્ન નિષ્ફળ નીવડે છે એટલે કે નવ-દશાંશ નિષ્ફળતા છે એ ઉપરથી સિદ્ધ થાય છે કે આ બાળક કોઈ કાળે ચાલતા શીખવાનું જ નથી. ત્રિરાશી-નો હિસાબ કરીએ તો આ અનુમાનમા કંઈ જ ખોટું નથી પણ બાળક તેથી નિરાશ નથી થતુ. બાળકમા શ્રદ્ધા હોય છે. બાળકમા જે ચાલવાની

ઑર્જિ ગેલન તો ને તેમ જ કહેત કે 'હું પણ છું તે જડ પ્રકૃતિના નિયમોને શીખે, પણ હું પણ આગ પ્રભુના જેથી—આગ અંતમનથી તમે ૧૯૦૬ ૮ ને દિવાળ કર્યાં, પણ તેમાં તમે મારી શ્રદ્ધાને તો ગણતરીમાં લેવી ભૂલી જ ગયા મારે હિસાબે તો શ્રદ્ધા એ નવની તો શું પણ નવ હજાર થી પણ વધારે છે તમે નાના હતા ત્યારે તર્કશાસ્ત્રની ભમણા પકડી લાગી તો તમારી શ્રદ્ધા ખોટી નહોતી તેથી જ માનતા શીખ્યા ' શું આ દલીલમાં તમે અશ્રદ્ધા જુઓ છો? આમાં વજુદ નથી એમ શું તમને લાગે છે? પુરુષાર્થી માણસનું તર્કશાસ્ત્ર જુદું હોય છે અને નિરાશાવાદી નામધર્મી ચેતીઆઓનું જુદું હોય છે

સુખનાલ—હવે કાંઈ થોડું સમજાય છે ખરું

પ્રાણલાલ—જ્યારે યૂરોપીઅન લોકો હિન્દુસ્તાનમાં આવ્યા ત્યારે હિન્દુસ્તાનનો સુતરાઉ માલ દુનિયામાં બધે વખણાતો હતો અને બધે જતો હતો પણ એટલા ઉપરથી અંગ્રેજ લોકો નિરાશ ન થયા કે આ દેશમાં પોતાનો માલ જઈ ન શકે તેમણે એવો વિચાર ન કર્યો કે આટલા મોટા દેશમાં આટલા સુન્દર કાપડ સામે આપણે કેવી રીતે હરિફાઈમાં ટકી શકીશું? ઇતિહાસ એમની સામે હતું અને ધર્મશાસ્ત્ર પણ એમની સામે હતું છતા પોતાના પુરુષાર્થ ઉપર જ શ્રદ્ધા રાખીને તેમણે ભારતલક્ષ્મીને દાસી કરી અને પોતે ધોરી બન્યા ત્યારે જ્યાં ધર્મ આપણી બાજુએ છે, કાલપ્રવાહ અનુકૂળ થયો છે અને સ્વરાજ્ય સરખું રત્ન આ પ્રયત્નનું ફળ છે, ત્યાં શું આપણે આટલી પણ શ્રદ્ધા ન રાખી શકીએ?

સુખનાલ—પણ ફેશનના મોહમાં સપડાયેલા આપણા લોકો પરદેશી કાપડનો એકાએક ત્યાગ કરશે એમ તમારી શ્રદ્ધાની દૃષ્ટિ પણ માની શકે ખરી?

પ્રાણલાલ—જે રાષ્ટ્રે એક જ સંકલ્પ વડે માંસાહાર છોડી દીધો તે રાષ્ટ્ર વિષે કઈ વસ્તુ અશક્ય લાગે? અત્યાર સુધી ભારતજનતાના સ્વભાવથી વિરુદ્ધ વસ્તુઓ કરવા આપણે તેમને કહેતા હતા તેથી લોકો તે સમજતા ન હતા, અને માંડમાંડ સમજે તોપણ ઉત્સાહથી તેનું સેવન કરતા ન હતા પણ આજે તો ભારતવર્ષની પ્રકૃતિને અનુકૂળ એવી હીલચાલ તેમને મળી ગઈ છે હજારો વર્ષોની કેળવણી અને હજારો વર્ષોની તપશ્ચર્યા આ દિશામાં જ વળેલી છે અપવિત્ર વસ્તુનો ત્યાગ એ તો ભારતવાસીઓને માટે વ્યસન સમાન હોવો જોઈએ

સુખનાલ—એક સવાલ વચ્ચે જ મને પૂછવા દો તમે કહો છો કે સર્વ જાતના પરદેશી માલનો બહિષ્કાર કરતા જતા એમાં પણ ફાવી ન શકીએ અને તેથી એકલા કાપડના બહિષ્કાર પાછળ જ રાષ્ટ્રની શક્તિ રેડીએ એમાં જ વ્યવહારકુશળતા છે

પ્રાણલાલ—પણ એનો અર્થ તમે એમ નહિ સમજતા કે બીજા માલનો—જેમ કે ખાદીનો—કોઈએ બહિષ્કાર ન કરવો આજે એની પાછળ ગટ્ટીય હીલચાલ આપણે કરવા નથી માગતા એટલુ જ.

સુખલાલ—હા હા,એ ે સમજ્યો, બહિષ્કારમા અમે આગળ વધીરે એમા તમને ખોટુ શાનુ લાગે ? પણ તમારી વ્યવહારકુશળતાની દલીલ ગળે ઉતરી છે અને તે જ આગળ કરીને હુ પૂછુ કે બધા જ પરદેશી કાપડ પર બહિષ્કાર નાખવા કરતા આજે અંગ્રેજી કાપડ ઉપર બહિષ્કાર નાખીયે તો તેમા તમે વ્યવહારકુશળતા કેમ ન જુઓ ? તેમા સખ્ત કરવાની વૃત્તિ તમને કેમ ભાસે છે ?

પ્રાણલાલ—તમારી દલીલ માયાની છે. મને લાગતુ હતુ કે જે વસ્તુ તમે બુદ્ધિથી સમજ્યા છો તે અન્ત કરણમા પણ ઉતરી હશે મારી દલીલ જોઇ તમે દ્વેષની ભાષા કાઢી નાખી અને મારી જ દલીલ વાપરવા લાગ્યા. પણ એથી આત્મશુદ્ધિ નહિ થાય પણ મને ક્ષમા કરો. તમે નિખાલસપણે આ દલીલ કરી નથી એમ પણ મારે શા માટે માનવુ ? તમે કહો છો એ દલીલને જવાબ છે. આજે પરદેશી કાપડના બહિષ્કારથી આપણે સ્વદેશી કાપડને પ્રત્યક્ષ ઉત્તેજન આપીયે છીયે તમારી પદ્ધતિ પ્રમાણે અંગ્રેજી કાપડ પર બહિષ્કાર નાખીયે અને જાપાની કે અમેરિકન માલને આવવાની છૂટ રાખીયે તો સ્વદેશીને શી રીતે ઉત્તેજન મળી શકે ?

સુખલાલ—જાપાની અને અમેરિકન માલ ઉપરાંત આપણને વધારે માલની જરૂર તો હશે જ. તેટલુ જ આજે સ્વદેશીને ઉત્તેજન મળ્યુ બ્રિટિશ કાપડ બધ થયા પછી જાપાની બધ કરીશુ એટલે એટલુ સ્વદેશીને ઉત્તેજન વધ્યુ, એમ ન હોય ?

પ્રાણલાલ—આથી વધુ દગાખોર દલીલ જ ન હોઈ શકે જાપાની અને અમેરિકન માલ ક્યારે કેટલો વધશે તે તમે કહી શકો ખરા ? આજે પચીસ લાખ રેટીયા અને એક લાખ સાળો આપણે ચલાવીયે અને બે મહિનાની અંદર જાપાની અને અમેરિકન માલ આવી પહોચે તો તમે તે લેવાને જ દોડવાના. પછી આપણી સાળો અને રેટીયાનુ થાય ? આવા અનિશ્ચિત સ્વદેશીના આધાર પર કોઇ ગટ્ટ પ્રગતિ ન કરી શકે મહાયુદ્ધ દરમિયાન ઇંગ્લંડને જ્યારે ખેતી વધારવી પડી ત્યારે તે વખતની સરકારે મહાયુદ્ધ પછી પણ અમુક વખત સુધી તમને પત્તડે એવા ભાવથી તમારૂ અનાજ લઇશુ એવુ આશ્વાસન ખેડૂતોને આપ્યુ હતુ આજે દરેક જાતના પરદેશી કાપડ પર બહિષ્કાર નાખી આપણે સ્વદેશીને નિર્ભય કરવુ જોઇયે. સ્વદેશીધર્મ એ પતિવ્રતાના ધર્મ જેવો છે જે સ્વદેશનુ નથી તે બધુ ત્યાજ્ય હોવુ જોઇયે

સુખનાલ—એ હું સમજ્યો પણ સ્વદેશી કાપડનો ધધો કરનારને પૂરતો નફો કયા થાય છે?

પ્રાણુલાલ—આ વળી તમે નવો સવાલ ઉપાડ્યો છે. પૂરતો નફો એટલે શુ?

સુખનાલ—પૂરતો નફો એટલે ઝાઝી મહેનત કર્યા વગર માણસ જે વેપારથી એશઆરામમા રહી શકે તેમા સારો નફો છે એમ કહેવાય

પ્રાણુલાલ—એવા ધધા તો અનેક છે ચોરી, જુગટુ, લૂટ, સટ્ટાબાજી, વગેરે (ધોળાની) વગેરે ત્યારે આવા ધધાઓની હિમાયત તમે કેમ નથી કરતા?

સુખનાલ—તમે તો હવે ગમે તેવી દલીલ કરવા લાગ્યા. તમે ગણાવો છો એવા સમાજવિઘાતક ધધા કોઇ પ્રતિષ્ઠિત માણુસ કરે ખરો?

પ્રાણુલાલ—હુ તો એમ જ માનું છુ કે સવારની સાઝ સુધી નીરોગી વાતાવરણમા રહી કામ કરવાથી પોતાનું ભલી ભાતે ચાલે એટલુ મળી રહે એટલે એ ધધો લાભદાયક છે ઇમાનદારીથી કામ કરે એવી કોઇને વધારે મળી શકે તો એની હુ અદેખાઈ ન કરુ આજે જે ધધાઓમા વધારેમા વધારે નફો મળે છે તેમા એકનો નફો તો બીજાનુ નુકસાન એમ જ ઘણીવાર હોય છે, અને સટ્ટાનો અશ તો એમા રહે જ છે. તેથી જ આપણુને જાત મહેનતનો આટલો કટાળો ઉપજે છે આજે ગરીબમા ગરીબ માણસો શુ મજૂરી મળે છે એનો વિચાર અને પોતાના ધધામા પોતે શુ મેળવે છે એની સરખામણી કરી એની કમાણીમા આટલુ અન્તર શાને લીધે છે તેનો વિચાર જો માણુસ કરે તો તે જોઇ શકશે કે સ્વદેશી સૂતર કાતવામા અને વણુવામા જે આમદાની થાય છે તે જ યોગ્ય અને સુન્દર છે.

સુખનાલ—આ તો તમે સોશ્યાલિઝમ (સમાજસત્તાવાદ) લઈ આવ્યા.

પ્રાણુલાલ—ના સોશ્યાલિઝમમા ગરીબ લોકો કાયદાની મદદથી અથવા હડતાળના દબાણથી વધારે મેળવવાનો પ્રયત્ન કરે છે _ મધ્યમ અને ઉચ્ચ વર્ગને ધર્મની દૃષ્ટિ રાખી ઓછાથી સન્તોષ માનવાને વીનવુ છુ એમા હુ નવુ કશુ કહેતો જ નથી હિન્દુ ધર્મનો જ સાર આમા છે યાન્ત્રિક સૂતર કરતા હાથે કતેલુ સૂતર વધારે પવિત્ર હાથે સૂતર કાતવામા જે કઇ મળે તે ઓછુ હોય તોપણુ માનવુ એ હિન્દુ ધર્મની વૃત્તિ છે શાસ્ત્રકારો કહે છે બીજા કોઇને દુખ દીધા વગર, ખલ કહેતા સેતાની માણસ સાથે સહકાર કર્યા વગર કે અન્તરાત્માના અવાજને દાબી દીધા વગર ઓછુ પણ જે કઇ મળે તે બહુ ગણુવુ

સુખનાલ—પરદેશી કાપડનો વેપાર છોડી સ્વદેશી ધધામાં પડનાર વેપારીઓને માટે તમારુ આ આશ્વાસન લાગે છે.

પ્રાણુલાલ—હા. અધર્મ છોડી ધર્મને રસ્તે ચાલનારને માટે ઋષિઓનું આ વચન છે. આના પર શ્રદ્ધા રાખી જે લોકો ચાલે તેમનું કોઇ કાળે અકલ્યાણ થવાનું નથી.

# બ્રિટિશ માલનો બહિષ્કાર

ઘણા એવા છે કે જેઓ મહાત્માજીનો ત્રિવિધ બહિષ્કાર તેમજ અસહકારનો કાર્યક્રમ પસંદ કરે છે, છતાં તેઓ જ બ્રિટિશ માલના બહિષ્કારને ટેકો આપે છે. આ બાબત ધ્યાનમાં લેવાની જરૂર છે. આપણા પક્ષનાં મૂળ કેવાં નબળાં છે એ આ બતાવે છે. એ બતાવે છે કે આપણા લોકો ન તો અસહકારની શરતોને સમજ્યા છે, ન તો તેના પ્રભાવને. જે સભ્યો એક તરફથી બ્રિટિશ માલના બહિષ્કારને ટેકો આપે છે અને બીજી તરફથી પાછા સવિનય ભંગની ઉતાવળ કરે છે એઓ આપણી લડતના ઘણા જ જોખમભરેલા ભેરૂઓ છે. એટલે હવે પછી સવિનય ભંગ શરૂ કરાય તે પહેલાં આ વર્ગને કેળવવાની આપણે ખાસ કાળજી લેવી પડશે. આપણા કાર્યકર્તાઓ માત્ર ખૂનખરાબી કરતા નથી કે મનમાં હિંસાને સેવતા નથી એટલું બસ નથી. ખૂનખરાબીને અંકુશમાં રાખવાની તાકાત આપણે કેળવવી જોઇયે. ખૂનખરાબીને રોકવાનું તેઓનાથી જ બની શકે, જેઓના રોમેરોમમાં અહિંસા વ્યાપી રહેલી છે, અથવા જેમના મનમાં પાકું ઠસી ગયું છે કે નીતિ તરીકે અહિંસા એ અનિવાર્ય છે.

આવા દહીંમાં ને દૂધમાં રહેનારા ભેરૂઓના સાથથી આપણે બહુ નુકસાનમા ઉતરેલા છીયે. જૂની ભૂલ ફરીવાર ન કરવાની આપણે દરકાર રાખવી ઘટે છે.

ખૂનખરાબીનું નાનું જમડકું થશે તો તે પણ મહાત્માજીની ગેરહાજરીમાં આપણે ખાળી શકવાના નથી. આપણી નાનામાં નાની ભૂલનું પરિણામ મહાભયંકર આવવાનું. એથી અરાજકતાને માટે દરવાજા મોકળા થઈ જશે અને સરકાર ગમે તેવી ગાંડીતૂર અને હેવાનિયતભરી દમનનીતિ ચલાવશે તે પણ જગતની નજરે ઉચિત ગણાશે. આનું પરિણામ બીજું શું આવે? આપણું ખીલતું જતું રાષ્ટ્રીય જીવન બધું ઓછામાં ઓછો એક જમાનો તો વેરણછેરણ થઇ જવાનું. આપણે સમજી લેવું જોઇયે કે આપણા સવિનય ભંગનો જવાબમાં સરકાર જે ખૂનખરાબી કરે છે તે બધી નગદુરવાળા

# સત્યનિર્ણય

અનાદિકાળથી દુનિયામા સત્યાન્વેષણ ચાલતુ આવ્યુ છે સત્ય એ જ પરમ ધર્મ છે એ તત્ત્વ માણસ આગળ પ્રત્યક્ષ થયુ છે, પણ સત્ય શુ છે એ તેટલુ પ્રગટ નથી થયુ, અને તેથી દુનિયાનો વ્યવહાર અત્યન્ત સાશંક અને જોખમભરેલો બન્યો છે. ઇશ્વરનુ સ્વરૂપ કેવુ છે એનો છેવટનો નિર્ણય હજાર બે હજારવર્ષ સુધી ન થાય તોપણ ચાલી શકે છે, પણ સત્યનુંસ્વરૂપ નક્કી કર્યા વગર એક ક્ષણ પણ ચાલે તેમ નથી ડગલે ને પગલે આપણે સત્યનો નિર્ણય કરવો પડે છે મનુષ્ય અલ્પજ્ઞ છે, સર્વજ્ઞ તો એક ઇશ્વર છે. તેથી પરમ સત્ય શુ છે એ તો એક ઇશ્વર જ જાણે, છતા સત્ય વિષે આપણને જેટલો અને જેવો સાક્ષાત્કાર થયો હોય તે ઉપરથી આપણે આપણો વ્યવહાર ચલાવવો પડે. શ્રદ્ધા કહે છે, પરમ સત્ય—એકમાત્ર સત્ય ક્યાક પણ હોવુ જોઇયે. અનુભવ કહે છે, દરેક માણસને પોતાને સૂઝેલી વસ્તુ જ સત્ય લાગતી હોવાથી સત્યમા વ્યક્તિ પરત્વે વિવિધતા આવવી જોઇયે. વાસનાને લીધે સત્યનું સ્વરૂપ ઢંકાય છે, મોહને લીધે સત્યનું આપણે દર્શન કરી શકતા નથી, એ સિદ્ધાન્ત યથાર્થ છે, છતા જેઓને આપણે વીતરાગ, સ્થિતપ્રજ્ઞ ગણીયે છીયે તેઓમા પણ તત્ત્વ વિષે મતભેદ જોઇને સત્યાન્વેષણ વિષે નિરાશા ઉત્પન્ન થાય છે તોપણ સત્યાન્વેષણની યાત્રા કોઇ કાળે બધ થવાની નથી, કેમકે જીવનયાત્રાનો તે પ્રધાન ઉદ્દેશ છે

સત્યાન્વેષણ જીવનયાત્રાનો પ્રધાન ઉદ્દેશ હોવાથી જેવી આપણી જીવન વિષેની કલ્પના તેવો માર્ગ લઇને આપણે સત્ય નક્કી કરવા મથીયે છીયે. કેટલાક બાહ્ય જીવન ઉપર વધારે ભાર મુકે છે, તો કેટલાક આન્તર વૃત્તિ ઉપર,

કેટલાક સામાજિક નિર્ણયને પ્રમાણ માને છે તો કેટલાક વ્યક્તિ અને વ્યક્તિના અન્તઃસ્ફુરિતને સર્વોપરી માને છે. બેમાંથી કોઈ પક્ષ નેષ્ઠ એ હજુ નક્કી નથી થયું, અને જે દિવસે તે નક્કી થશે તે દિવસે પરમ સત્યની શોધ પણ થઈ હશે.

આ ભેદ પ્રમાણે અન્તઃસ્ફુર્તિ ઉપર ભાર મૂકનાર લોકો કહે છે કે દરેક વ્યક્તિને નિષ્પક્ષપણે જે સત્ય લાગે છે તે જ તેને માટે સત્ય છે. આખી દુનિયા એક તરફ થાય અને પોતે બીજી તરફ રહે તોપણ તે પોતાને લાગતા સત્યને જ વળગી રહે, સત્યને દગો ન દે. બીજો પક્ષ કહે છે કે દરેક મનુષ્ય—દરેક વ્યક્તિ કેટલી અલ્પજ્ઞ છે એનો અનુભવ એટલો બધો વિશાળ છે કે વ્યક્તિની સત્ય વિષેની કલ્પના ઉપર આધાર રાખવો એ મિથ્યાભિમાન છે. આ જગત સત્ય છે, આ જગતનો વ્યવહાર સત્ય છે, આપણી ક્ષણિક કલ્પના અસત્ય છે. વ્યક્તિ મરણાધીન છે, પણ સમાજ પ્રમાણમાં અમર છે. વ્યક્તિ મોહાવૃત છે, સમાજ પ્રમાણમાં વધારે યોગયુક્ત રહે છે. તેથી જ તો દુનિયાનો વ્યવહાર પંચના નિર્ણય દ્વારા ચલાવીએ છીએ. તમે કહો છો તેમ સત્ય એ પરમ મંગલ છે એ જો સંપૂર્ણ સત્ય હોય તો તમારે એ પણ કબૂલ કરવું પડે કે જે પરમ મંગલ છે એ સત્ય છે. અમે એ સિદ્ધાન્ત માનીએ છીએ માટે જ જગદ્ગુરુએ કહ્યું છેઃ

યદ્ભૂતહિતમત્યન્તં તત્સત્યમિતિ નઃ શ્રુતમ્ ।

જગદ્ગુરુએ અહીંઆં 'ઇતિ મે મતિ' કહ્યું નથી. 'નઃ શ્રુતમ્'—પૂર્વાચાર્યો પાસેથી અમે સાંભળ્યું છે; એટલે કહેનાર અને સાંભળનાર અનેક છે. સત્યની વ્યાખ્યા કરવાનો અધિકાર પણ સમાજનો જ છે એમ 'નઃ શ્રુતમ્' કહીને જગદ્ગુરુએ સ્પષ્ટ કરી દીધું છે. ભૂતમાત્રનું આત્યન્તિક કલ્યાણ જેની અંદર છે તે જ સત્ય છે. અમને લાગતું નથી કે આ વ્યાખ્યા ઉપર કોઈ પણ આક્ષેપ લાવી શકે. પરમ માંગલિક સર્વભૂતહિતકૃત્ સત્યનો નિર્ણય બીજી રીતે ન જ કરી શકીએ. અને આપણો ભૂતમાત્રની સાથે સમભાવ ન હોય. એટલે દરજ્જે મનુષ્યમાં પ્રેમવૃત્તિનો વિકાસ થયેલો હોય તેટલે દરજ્જે ભૂતહિતનો તે વ્યાપક અર્થ કરે, અને તેટલે દરજ્જે સત્યનો તેને સ્થૂલ કે સૂક્ષ્મ સાક્ષાત્કાર થાય. ઘણા લોકોને માટે કુટુમ્બહિતમાં જ ભૂતહિત સમાયેલું છે. એથી ચડિયાતા લોકોને જ્ઞાતિનું હિત, સંપ્રદાયનું હિત, રાષ્ટ્રનું હિત, એ જ ક્રમશઃ ભૂતહિતનો સંપૂર્ણ અર્થ જણાય છે. અને સર્વોચ્ચ કોટિ પર પહોંચેલા લોકોમાં પણ ભૂતહિત એટલે મનુષ્યહિત એ જ ખ્યાલ વધારે પ્રવર્તે છે. નિષ્પાપ જીવન ગાળવા માટે મધ અને તીડ



ઉપર જેનાર બાપમલમા વર્ણવેલો સાધુ મનુષ્યહિત એટલે ભૂતહિત એમ માનતો હોવો જોઈએ. જેમ ભૂતહિત વિષેનુ યથાર્થ જ્ઞાન ક્રમશ થાય છે તે જ પ્રમાણે 'અત્યન્ત' શબ્દનો ભાવ પણ ક્રમશ વધારે ને વધારે સ્ફુટ થતો જાય છે આજે ક્ષુદ્ર સ્વાર્થને માટે, ક્ષણિક લાભને માટે ગજબનુ નુક-સાન કરનાર લોકોના કરતા દેશહિતની ખાતર સર્વસ્વ હોમી દેનાર વ્યક્તિ 'અત્યન્તમ્' નો અર્થ વધારે જાણે છે ન્યાયઅન્યાયનો કશોયે વિચાર કર્યા વગર રાષ્ટ્રોપાસના કરનાર વ્યક્તિના કરતા માનવમાત્રનુ હિત જાળવવા પરમ ધર્મને જ વળગી મૅઝીની, ટૉલ્સ્ટૉય કે ગાંધી જેવા મહાત્મા 'અત્યન્તમ્' નો અર્થ વધારે જાણે છે. આમ જેમ જેમ સમાજમા ભૂતહિત અને અનન્ત-કાળનો સાક્ષાત્કાર વધતો જશે તેમ તેમ સત્યનુ દર્શન વધારે ને વધારે સ્પષ્ટ થશે

આમ સત્યની કસોટી બે રીતે થાય છે વ્યક્તિગત ધર્મબુદ્ધિ (Individual Conscience) દ્વારા અગર સમાજબુદ્ધિ (Social Conscience) નિર્ણીત આત્યન્તિક કલ્યાણની કલ્પના દ્વારા. બન્ને નિર્ણયોમા જોખમ રહેલુ છે અને તેથી તેને માટે તે તે પક્ષના હિમાયતીઓએ એક એક ઉતાર રાખેલો છે અન્તઃકરણપ્રવૃત્તિને પૂજનાર આખી દુનિયા પર જુલમ ગુજારે. તેના આત્મવિશ્વાસમા અપાર અહંકાર છૂપાયેલો હોઈ શકે એને મધ્યમા સમાજ સુરક્ષિત ન પણ રહે બીજી બાજુએ સમાજનિર્ણયને ધર્મપદ આપનાર પ્રગતિનો વિરોધી અને રૂઢિનો દાસ બની જવાનો સંભવ રહે એની જોડે લડીવઢીને જ સત્યને પોતાનો રસ્તો કરવો પડે છે સમાજનિર્ણયને માન આપવામા વિનય છે ખરો, પણ તેમા આત્મિક વિકાસને માટે અનુકૂળતા નથી

આ જોખમો ઓછા કરવાના ઉપાયો પણ જોવા ઘટે અન્તઃકરણ-પ્રવૃત્તિનો પૂજક પોતાના હાથમા ઐશ્વર્ય કે સત્તા લેતા અચકાય છે કોઈ પણ જાતનો અધિકાર હાથમા ન લેવો એ જ તેનો અધિધર્મ છે. એ ધર્મનું પાલન ન કરે તો તે પોતાની ઉન્નતિમા પોતાને હાથે વિઘ્ન નાખે અને સમાજને અમલ થઈ પડે માટે તેણે પોતાના સિદ્ધાન્તને લગતી બાબતો-મા આખી દુનિયા સામે થાય તોપણ દોરાભાર નમતુ ન મૂકવું જોઈએ, પણ જ્યા આવો તત્ત્વનો આગ્રહ ન હોય ત્યા દરેક બાબતમા જતું કરવુ, પોતાનો આગ્રહ ન રાખવો અને ડગલે ડગલે સ્વત્વનો હોમ કરવો. એ જ તેને માટે ધર્મનો રસ્તો છે, બીજો રસ્તો નથી સમાજનિર્ણયને પ્રધાનપદ આપનાર આવી કચ્છપવૃત્તિ (પોતા પૂરતો જ આગ્રહ રાખી હાથપગ પેટમા સંકેલી રાખવાની વૃત્તિ) ન રાખી શકે તેનો તે વર્ગ નથી.

પોતાને ફાળે જે તે નિષ્ઠાપૂર્વક બજાવ્યે જાય છે. પણ સમાજ ઉપર—જનતા ઉપર તેની અમર્યાદ સત્તા રહેલી હોય છે. જનતા એ જ જનાર્દન છે એમ તે માને છે. દુનિયાનો વહેવાર અધિકારથી જ ચાલે છે, સત્તાથી જ ચાલે છે, કેમકે પ્રજા એ સમાજવ્યવસ્થાની જવાબદાર પ્રજા છે અને એ સત્તાએ જ તેનું નિયમન કરવું જોઈએ, એવી તેની માન્યતા હોય છે.

હિન્દુ ધર્મમાં આ બે ધર્મવૃત્તિના બે મહાન દાખલાઓ પણ પડેલા છે: રાજા રામચન્દ્ર અને જગદ્ગુરુ શ્રીકૃષ્ણ. શ્રીકૃષ્ણે કોઈ દિવસ રાજ્યપદ હાથમાં લીધું નહિ; અને સમાજને સંતોષ આપવા ખાતર સીતાનો ત્યાગ કરતાં કે શંબૂકનો વધ કરતાં રાજા રામચન્દ્ર બિલકુલ અચકાયા નહિ. આ બે સંપ્રદાયોમાંથી કયો જૂનો છે કે કયો ઉત્તમ છે એ કોણ કહેશે? શ્રીકૃષ્ણ બન્નેને સરખા જ ઉત્તમ માનતા અને પોતાના શિષ્યોમાંથી જેનો જે અધિકાર હોય તેને તે જાતનો ઉપદેશ આપતા. તેથી જ ઉદ્ધવગીતા અને અર્જુનગીતાના ભેદ પડ્યા. ઈશ્વરની યોજના કહો અથવા સત્યની સુન્દરતા કહો, આ બન્નેમાં વિરોધ થઈ શકતો નથી, અને તેથી જ વિશ્વનો વ્યાપાર આજ સુધી સુવ્યવસ્થિત ચાલતો આવેલો છે. જ્યારે જ્યારે વૃત્તિભેદનું આ સુન્દર રહસ્ય ધ્યાનમાં આવ્યું નથી અથવા જ્યારે જ્યારે મોહને લીધે સમર્થ વ્યક્તિઓએ આ વિશિષ્ટ વૃત્તિભેદમાં સ્વધર્મનું પાલન કર્યું નહિ ત્યારે ત્યારે જ દુનિયામાં ગાંડપણ ઉત્પન્ન થયું છે અને ઉત્પાત થયો છે.

—

## અન્ધભક્તિ

રાજકીય, સામાજિક અથવા ધાર્મિક ચર્ચા જ્યારે ચાલે છે ત્યારે સામા પક્ષના ગમે તે માણસને આપવાજોગ એક ગાળ ભાષામાં બહુ બંધબેસતી છે. એક માણસ બીજાને ટેકો આપે અથવા અમુક રૂઢિને વળગી રહે એટલે પછી તેના વર્તન પાછળ ભલે ગમે તેટલું ચિન્તન રહેલું હોય, ગમે તેટલી સ્વતન્ત્ર દલીલો રહેલી હોય તોપણ તેને અન્ધભક્ત કહેવામાં કશો વાંધો આવતો નથી. જેટલા અનુયાયી તેટલા બધાય અન્ધ, જેટલા ધર્મચુસ્ત તેટલા બધાય અન્ધ, અને શાસ્ત્રને માનનારા વળી અન્ધનાયે અન્ધ માનવામાં આવે છે. આ શબ્દ સુધારાવાળાઓએ ભાષામાં દાખલ કર્યો, છતાં પુરાણમતાભિમાનીઓ પણ એનો ઓછો ઉપયોગ નથી કરતા. તર્ક વાપરે તે નાસ્તિક, અને ભાવનાને પ્રધાન ગણે તે શ્રદ્ધાજડ! ટીકા કરવાની

આવી સહેલી યુક્તિ શોધાયા પછી આપણું જાહેર જીવન સડી જાય તેમાં શી નવાઈ? સામસામાં 'તું આંધળો' 'તું આંધળો' કરીને આજ સુધી આપણે શું મેળવ્યું છે? સ્વાર્થ, દ્વેષ અથવા મત્સરને લીધે દેશમાં મચેલા કુભંપમાં અન્ધપણાનો આરોપ રખે પોતાને વળગે એવી બીકનો એક વધારો જ થયેલો છે અને સમાજનો જાણે એક નિયમ જ બની ગયો છે કે

नासौ मुनिर्यस्य मतं न भिन्नम् ।

જે પોતાનો જુદો મત હાંકે નહિ તે ડાહ્યો ન જ કહેવાય!

ત્યારે શું દુનિયામાં અન્ધભક્તિ અથવા અન્ધઅનુયાયિત્વ જેવી વસ્તુ છે જ નહિ? ના, એમ નથી. આપણા દેશમાં અથવા કોઇ પણ દેશમાં સર્વત્ર અન્ધભક્તિ તો એટલી બધી છે કે જ્યાં અન્ધભક્તિ નથી ત્યાં પણ લોકોને અન્ધભક્તિનો આભાસ થાય છે! છાપવાની કળા નીકળી તે દિવસથી લેખક અને વિચારકનો દુનિયામાં રાફડો ફાટયો છે; પણ તેમના વિચારોને આપણે સૂક્ષ્મ રીતે તપાસીશું તો એક જમાનામાં બહુ બહુ તો બે ત્રણ જ નવી કલ્પનાઓ ઉદ્ભવેલી માલમ પડશે. બાકી સામાન્ય લોકો તો જૂની કલ્પના લઇને અથવા તો બીજાની કલ્પના લઇને પોતે એને જે રીતે સમજ્યા હોય તે રીતે મુકી દે છે. માણસ જો પોતાનું મન નીર્મળ કરીને પોતાના વિચારો અને પોતાના મતો તપાસશે, તેમનું મૂળ શોધવા નીકળશે તો તેમા તેનો 'પોતાનો' હિસ્સો કેટલો છે તે જોઇને તેને શરમાવું જ પડશે. છતા જે વસ્તુ—પછી તે બીજા પાસેથી સાભળીને હો અથવા અનેક લોકોના મતનો એકત્ર વિચાર કરીને હો—પોતાને ગળે ઉતરી છે તેને પોતાની કહેવામા કશો બાધ નથી. યુક્લિડે પોતાના સિદ્ધાન્તો હજારો વર્ષ પહેલાં સિદ્ધ કરી બતાવ્યા છે, છતા દરેક જુવાન વિદ્યાર્થી પોતાની મેળે તે સિદ્ધાન્તોની શુદ્ધતા સ્વીકારે છે ત્યારે તેને કોઇ યુક્લિડનો અન્ધ અનુયાયી કહેતું નથી; જેમ તેમ કરીને મૅટ્રિકમાં પાસ થવા ખાતર યુક્લિડનાં પ્રમાણો વગરસમજ્યે જ ગોખી કાઢનાર વેદીઆને ફાવે તો અન્ધ અનુયાયી ભલે ગણો.

'શાસ્ત્રમાં અમુક વચન છે તેથી તે માનવું જ જોઇએ' એમ કહેનાર અન્ધ અનુયાયી છે. શંકરાચાર્યના મ્હોંથી અમુક સિદ્ધાન્ત નીકળ્યો છે માટે તેની મીમાંસા ન જ થઈ શકે એવું માનનાર અન્ધ અનુયાયી છે. શાસ્ત્રની ચર્ચા જ ન થઈ શકે એમ પ્રતિપાદન કરનાર અન્ધ અનુયાયી છે. રાજાની ગાદી ઉપર કોઇ ચડી બેઠો એટલે તેનામાં બધું રાજત્વ આવી ગયું એમ માનનાર અન્ધ અનુયાયી છે. સરકારે કાયદો પસાર કર્યો એટલે તે ન્યાય્ય હોવો જ જોઇયે એમ માનનાર અન્ધ અનુયાયી છે. ગોરી ચામડી વાળાઓએ વચન આપ્યું એટલે તે પળાશે જ એમ માનનાર અન્ધ અનુયાયી છે. સરકારી રિપોર્ટમાં

છપાએલી હકીકતમાં જરા ન જ ગોઠવે એમ માને તે અન્ધ અનુયાયી છે. સ્મૃતિઓમાં જે જે લખેલું છે તે તે બધું ત્રિકાળને માટે છે એવી દલીલ કરનાર પણ અન્ધ અનુયાયી છે. ગોખલેએ કહ્યું, તિલકે કહ્યું, શંકરાચાર્યે કહ્યું અથવા ગાંધીએ કહ્યું એટલા જ માટે તે માની લેનાર પણ અન્ધ અનુયાયી જ છે. આદ્યશંકરાચાર્યે કોઇ દિવસ કહ્યું ન હતું કે હું કહું છું માટે જ મારૂં માની લો. નહિ તો પોતાની પ્રસ્થાનત્રયીમાં દરેક વાક્યની અંદર તેમણે દલીલ ન કરી હોત. 'અગ્નિ શીતળ છે એમ હજાર સ્મૃતિઓ કહે તોપણ આપણે તે કેમ માનીએ ?' એમ શંકરાચાર્યે ચોખ્ખું કહેલું છે.

'जिज्ञाया नास्ति नास्तिकत्वम्' એમ મત્સ્યપુરાણ કહે છે. તિલક અને ગાંધીજીનું પણ હમેશાંનું કહેવું એ જ છે કે અમારા વિચારોના દાસ નહિ બનતા; અમે જે કહીએ છીએ તેનો પૂર્ણ વિચાર કરી જો તમારે ગળે ઉતરે તો જ તે સ્વીકારજો. દેશ, કાળ અને વર્તમાનનો વિચાર કરી જે સિદ્ધાન્ત ગળે ઉતરે તે જ અમલમાં મુકજો. તમારા વિચાર અને તમારા આચાર વચ્ચે ભેદ ન હોવો જોઇએ. એમ નહિ કરો તો તમારામાં કાયરતા આવી જશે, તમે કૃપણ બની જશો, અધર્મી બની જશો.

શ્રેષ્ઠ પુરુષ, જ્ઞાની પુરુષ અથવા તપસ્વી પુરુષ જે કહે છે તે સ્હેજમાં ઉડાવી દેવા જેવું નથી હોતું એમ માનવું તેનું નામ શ્રદ્ધા. સત્યવાદી પુરુષ પોતાના અનુભવ તરીકે જે કહે છે તેનો આદરપૂર્વક વિચાર કરવો એનું નામ શ્રદ્ધા. મનઃસ્થિતિ જ્યારે વિકાર અને મોહથી મુક્ત હોય એવે સમયે અન્તરનો અવાજ જે કહે તેને અનુસરવાની વૃત્તિ તેનું નામ શ્રદ્ધા. સાચને આંચ નથી, શુદ્ધ પ્રેમ અને શુદ્ધ કરુણાથી કોઇનું કદાપિ નુકસાન થતું નથી, ઇશ્વર કોઇ કાળે કોઇનો ત્યાગ કરતો નથી, એવી એવી મનુષ્યહૃદયની જે વિશ્વજનીન અને સાર્વભૌમ ભાવનાઓ છે તેની દૃઢ પ્રતીતિ એનું નામ શ્રદ્ધા.

આવી શ્રદ્ધા જેની અંદર ન હોય તે અન્ધ; અને આથી વિપરીત શ્રદ્ધા જેની અંદર હોય તે અન્ધશ્રદ્ધાળુ.

આદ્યધર્માચાર્યોની વાણીને વ્યાકરણના હાથમાં સોંપી દેવાની વૃત્તિ તે અન્ધશ્રદ્ધા. રૂઢિને યુક્તિની કે નીતિની કસોટી લગાડવાની ના પાડવી એનું નામ અન્ધશ્રદ્ધા. દેશસેવાનો માર્ગ નીતિયુક્ત હોવા છતાં તે રાજમાન્ય છે કે નહિ એના વિચારમાં ગોટવાવું એનું નામ અન્ધશ્રદ્ધા. જે અત્યાર સુધીમાં થયું નથી તે હવે પછી કોઇ દિવસ થવાનું નથી એવી મનની જોડે ગાંઠ વાળી બેસવું એ અન્ધશ્રદ્ધા. આપણે કશું ન કરીએ, સ્વાર્થત્યાગ કે પુરુષાર્થનું નામ સરખું ન કાઢીએ તોપણ સ્વરાજ્યસૂર્ય ઉગશે એમ માની બેસવું એ અન્ધશ્રદ્ધા. બજારમાં, કોર્ટમાં, હોટેલોમાં કે સરકારી નિશાળોમાં અન્ત્યજોને અડકવામાં

પાવા નાક, પ્રભુ નટ્રાળ નાગાઓમાં અન્ત્યજો જોડે બાજુમાં માત્ર સનાતન ધર્મનું સનાતનત્વ મટી તે ડૂબી જાય છે એમ માનવું એ પણ અન્ધશ્રદ્ધા. પોતાનાં છાપાંઓમાં પ્રાકૃતિઓ અને અનંગવિલાસની જાહેરખબરો છપાતી હોય છતાં પોતે લખેલા નીતિ અને બ્રહ્મચર્યના લેખોની સમાજ ઉપર અસર થશે એમ માનવું એ અન્ધશ્રદ્ધા. દહાડે દહાડે દેશનો આર્થિક ભાવ વધતો જતો હોવા છતાં દેશ આબાદ અને સમૃદ્ધ થતો જાય છે એમ માનવું એ અન્ધશ્રદ્ધા. અને ગોરાઓ દહાડે દહાડે વધારે ને વધારે ઉદ્ધત થતા જાય છે એવો અનુભવ પગે પગે થતો હોવા છતાં ધારાસભામાં બેસીને દેશહિત કરી શકાય, સ્વરાજ્ય પણ મળી શકે એમ માનવું એ પણ અંધશ્રદ્ધા જ છે.

આવી આવી અન્ધશ્રદ્ધામાંથી ઉગરી જવું એ દરેક માણસની સૌથી પહેલી ફરજ છે. સમાજના નેતાઓ, મુત્સદ્દી લોકો અને ધર્મગુરુઓએ આવી અન્ધશ્રદ્ધામાંથી ઉગરી જવાની વિશેષ જરૂર છે, કેમકે તેઓ અન્ધ રહે તો સમાજની દશા અન્ધેનૈવ નીયમાના યથાન્ધાઃ જેવી થવાની. ઇતિહાસ અને તર્ક એ શાસ્ત્રોની બે આંખો છે. એના વગર એકલું પઢીને જો કોઇ ધર્મોપદેશક બની જાય તો તે અન્ધ કહેવાય. અને એવાની પાસે ધર્મનિર્ણય માટે જવું એ દૃષ્ટિની શોધે નીકળતાં અંધાપો માગી લીધા સમાન છે.

## ધર્મસંકટમાં શું કરવું ?

આપણી આગળ ધર્મસંકટના અનેક પ્રસંગ આવે છે, ત્યારે શું કરવું એ સૂઝતું નથી. બહુ વિચાર કરતા હું એક નિર્ણય પર આવ્યો છું.

માણસ જ્યાં સુધી નીચલી ભૂમિકા ઉપર છે ત્યા સુધી બે માર્ગમાંનો એક જ માર્ગ વિહિત હોય છે; પણ માણસ જેમ જેમ ઉપર ચડતો જાય છે તેમ તેમ કર્મની બાહ્ય સૂક્ષ્માસૂક્ષ્મતા (યોગ્યાયોગ્યતા) બહુ મહત્ત્વની નથી રહેતી. અનેક માર્ગો સરખા જ યોગ્ય હોય છે. એક વૃત્તિ માત્ર કર્મનું સાર હોય છે. માયાવી જગતમાં કર્મનું પરિણામ સારૂં શું અને નઠારૂં શું ? આ સ્થળે હિમાલયના એક સંન્યાસીનું વચન યાદ આવે છે, 'संत करे छाजे.' માણસે પ્રથમ સંત (સાચા સંત) થઇ જવું. પછી એને જે સૂઝે તે ખરૂં અને એ કરે તે સારૂં. નીતિની મીમાંસા આથી વધારે જઇ ન શકે.

ઉચ્ચ કળા, ઉચ્ચ રસિકતા કે ઉચ્ચ નીતિમત્તા કળાધર, રસિક અને સંતથી જુદી પાડી જ ન શકાય. જે કળારસિક ઉપર આપણી શ્રદ્ધા હોય

એટલે કે જે કળાગસિકે આપણી શ્રદ્ધા મેળવવા પૂરતી તપસ્યા કરી હોય તે જ્યારે કહે છે કે 'આ ચિત્ર સુન્દર છે' ત્યારે તરત જ કશા પ્રયત્ન કે વિલંબ વગર આપણે તે ચિત્રમાં સુન્દરતા નિહાળી શકીયે છીયે. સ્વાદમાં ઇષ્ટ શું અને અનિષ્ટ શું—એટલે કે પોતાને શું 'ગમાવવું' અને શું 'ન ગમાવવું' એ આપણે કુદરત પામેથી જેટલું શીખીયે છીયે તેટલું જ મા પાસેથી શીખીયે છીયે.

[ મને યાદ છે. હું નાનો હતો. અમે ગમદુર્ગમાં રહેતા. મારી માએ ગુલાબનું એક સરસ સુગંધી ફુલ મને સુંઘવાને આપ્યું. મને તેની વાસ ગમી નહિ. માએ મને ઠપકો આપ્યો અને કહ્યું, 'આની સુગંધ અનુભવી શકતો નથી ?' કેવો 'વનમાણસ'! બસ તે જ ક્ષણે હું ગુલાબને હૃદયથી સુગંધી માનતો થઈ ગયો, મને ગુલાબમાં અપૂર્વ આનન્દ આવવા લાગ્યો. તમે મને અલૌકિક ( Freak ) નહિ ગણી કાઢતા હો ! ]

સંતો—જીવતા સંતો આપણને જે માર્ગ બતાવે તે જ યોગ્ય માર્ગ. આપણામાં જેટલે દરજ્જે સંતપણું આવ્યું હોય તેટલે દરજ્જે આપણી સ્ફુર્તિ એ જ ધર્માચરણ. આ માન્યતામાં અરાજકતા નથી, અનવસ્થા નથી; બાહ્ય બંધન નથી એટલે વ્યવસ્થા નથી એમ નથી. જીવનમાં કયા બાહ્ય નિયમન હોય છે ?

જીવનની વ્યાખ્યા અશક્ય છે. જીવનને નિયમબદ્ધ કરવું અશક્ય છે. જીવન સ્વતન્ત્ર ( સ્વબદ્ધ ) છે તેમ નીતિધર્મ પણ સ્વતન્ત્ર છે. નીતિને માણસથી જુદી ન જ પડાય. 'Morality is subjective' એ વિધાનનો આ નવો અર્થ છે.

ત્યારે શું સામાજિક નીતિ જેવી કંઇ વસ્તુ છે જ નહિ ? એવું નથી. સમાજ એ એક અર્ધજીવન્ત રચના છે. જેટલે દરજ્જે એની અંદર આત્માએ પ્રવેશ કર્યો તેટલે દરજ્જે તેની પોતાની નીતિ છે જ. પણ વ્યક્તિગત નીતિ, સન્તની નીતિ અને સજ્જન સમાજની નીતિ પરસ્પર વિરોધી નથી હોતી, એક જ હોય છે.

આ નીતિમીમાંસા પાશ્ચાત્ય નીતિમીમાંસા જેવી લાગે છે, પણ તત્ત્વતઃ તેનાથી તદ્દન ભિન્ન છે.

પાશ્ચાત્ય નીતિ પાછળ દ્વૈત છે. द्वितीयाद्वै नीतिस्संभवति એ તેમનું સૂત્ર છે. અદ્વૈતમાં નીતિને સ્થાન નથી. 'Morality is the law of conduct towards others' એ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનની વ્યાખ્યા છે. આપણે કહીયે, 'Morality is self-realisation.'

આ વ્યાખ્યા ધ્યાનમાં રાખીયે અને આત્માનુભૂતિનું સ્વરૂપ સમજીયે એટલે ધર્મસંકટ કોઇ કાળે આવે નહિ.

सतां हि सन्देहपदेषु वस्तुषु ।
प्रमाणमन्तःकरणप्रवृत्तयः ॥

# તત્ત્વ અને વ્યવહાર

'તમે તો આદર્શલોકના રહેનારા રહ્યા. વ્યવહારમાં આવા આદર્શો ચાલે નહિ. સંજોગોને કબૂલ રાખે ને વ્યવહારને સાચવે તો જ આ લોકમાં તો માણસ નભી શકે.' આવું કહેનારાઓ ડગલે ને પગલે મળે છે. આ વ્યવહાર, આ સંજોગો શી વસ્તુ છે એ આપણે હમેશાં જોવું જોઇયે.

વ્યવહાર એક સત્ય વસ્તુ છે, પણ તે કંઇ હમેશાં સારી જ વસ્તુ નથી. મંદવાડમાં નુકસાનકારક વસ્તુ પણ ખાવાનું મન થાય છે. આ વાસના સત્ય તો છે જ, પણ તેને વશ થવામાં શ્રેય નથી અને પુરુષાર્થ પણ નથી.

તત્ત્વ એ ઉપર લઇ જનાર વસ્તુ છે ને વ્યવહાર એ નીચે લઇ જનાર વસ્તુ છે. બે વચ્ચે સનાતન સંગ્રામ ચાલતો આવ્યો છે. બે વચ્ચે સમાધાન અથવા માંડવાળ કરવાના અનેક પ્રયત્નો દુનિયામા થતા આવ્યા છે. પણ વ્યવહાર અતિ દુરાગ્રહી છે. સમાધાનની શરતો તત્ત્વપક્ષ કબૂલ રાખે, પણ વ્યવહારપક્ષ મળતી જાય તેમ તેમ વધારે ગહતો માગ્યે જ જાય છે, અને અન્તે તત્ત્વનું ખૂન કરી નાખે છે. માટે તત્ત્વપક્ષે હમેશા જાગૃત રહેવું જોઇયે અને વ્યવહાર સાથે કોઇ કાળે કાયમની સમાધાની ન જ કરવી જોઇયે.

તત્ત્વ અને વ્યવહાર વચ્ચેના આ સનાતન યુદ્ધમા આપણે કયો પક્ષ સ્વીકારવો? કયા પક્ષ તરફ સહાનુભૂતિ ધરાવવી? કયા વાવટા નીચે ભરતી થવું? એ જીવનનો મોટામાં મોટો સવાલ છે. જીંદગીમા વ્યવહારપક્ષનું અસ્તિત્વ કબૂલ રાખ્યે જ છૂટકો પણ વ્યવહારપક્ષ છે એટલું કબૂલ રાખવું જુદું અને તેના હિમાયતી બનવું જુદું. વ્યવહારપક્ષ શરૂઆતમાં હમેશાં સૌમ્ય, સમજુ અને સુન્દર સ્વભાવ વાળો ભાસે છે, અને તેથી જ આપણે તેને વશ થઇયે છીયે. પણ એકવાર વ્યવહારપક્ષ તરફ મત આપ્યો, હાથ ઉંચો કર્યો કે તેનું સામ્રાજ્ય આપણા માથા ઉપર થયું જ સમજવું. અને શરૂ થયા પછી તો વ્યવહારની જોહુકમી જોશભેર વધતી જ ચાલવાની.

વ્યવહાર એટલો ચતુર છે કે તત્ત્વનું ખૂન કર્યા પછી પણ તે તેનું મડદું સાચવી રાખે છે કે જેથી તત્ત્વપક્ષના લોકો ભ્રમમાં રહે કે તત્ત્વ હજી જીવતું છે. વ્યવહાર હમેશાં કહે છે, 'નામનો રાજા ગમે તે હો, મને તેની દરકાર નથી. સત્તા મારી પોતાની ચાલે એટલે બસ.'

આજે આપણા સમાજમાં તત્ત્વવાદી કેટલા છે અને વ્યવહારવાદી કેટલા છે? તત્ત્વવાદી લોકોની સંખ્યા જ્યારે રાષ્ટ્રમાં વધે છે ત્યારે દેશ ચડે છે. વ્યવહારવાદીઓએ કોઇ કાળે કોઈ સમાજનો કે રાષ્ટ્રનો ઉદ્ધાર કર્યો નથી.

## તર્ક અને ભાવના

તર્ક અને ભાવના બન્ને મનુષ્યત્વનાં આવશ્યક અંગ છે. તર્કશૂન્ય ભાવના જેટલી દોષરૂપ છે તેટલો જ ભાવનાશૂન્ય તર્ક પણ દુષ્ટ છે. બુદ્ધિ અને હૃદય ઉભયનો જ્યારે મેળ હોય છે ત્યારે જ મનુષ્યની સાચી ઉન્નતિ થાય છે. એ બેમાં પ્રધાનપદ કોનું ને ગૌણપદ કોનું એ કહેવું મુશ્કેલ છે. છતાં એટલી વાત તો શાસ્ત્રશુદ્ધ અને અનુભવસિદ્ધ છે કે મનુષ્યનું મનુષ્યત્વ વિશેષે કરીને ભાવના પર જ આધાર રાખે છે. 'આ પુરુષ શ્રદ્ધામય છે,' 'જેવી જેની શ્રદ્ધા તેવું તેનું જીવન,' એ પરમાત્માનાં વચનો છે. તર્કમાં પ્રેરણા નથી. તર્કમાં જીવનરસ નથી. તર્ક પ્રેરણાનો ચોકીદાર છે. જેમ કોઇ મુગ્ધ રાજકન્યા તેજસ્વિની ન હોય ત્યાં સુધી તેના રક્ષણને માટે ચોકીદાર રાખવા પડે છે તેમ જ્યાં સુધી પ્રેરણા એના શુદ્ધ સ્વરૂપમાં પ્રકટ થઇ નથી ત્યાં સુધી તર્કની પ્રતિષ્ઠા છે. વસ્તુતઃ તો તર્ક અપ્રતિષ્ઠિત છે.

તર્કમાં શૌર્ય નથી, તર્કમાં વીર્ય નથી, તર્કમાં કાર્યપ્રેરક સાહસ નથી, તર્કમાં ત્યાગ નથી. તર્ક નિરન્તર જાગ્રત રહે છે, તેથી તેની આંખો તર રહે છે. તર્ક અતિ સાવધાન હોય છે, તથા તે નિર્દય હોય છે. એકલો તર્ક મનુષ્યને સ્વહિતવાદી બનાવી અધોગતિની ખાડમાં નાખે છે. તર્કના હાથમાં વૈશ્યધર્મનાં ત્રાજવાં હોય છે.

ભાવનામાં વીરવૃત્તિ છે. ભાવનામાં દિવ્ય દૃષ્ટિ છે. પોતાના ભોળપણથી જ ભાવના હમેશાં સુરક્ષિત રહે છે. ભાવનાના અતિરેકથી થનારું નુકસાન ક્ષણિક અને તુચ્છ હોય છે. તર્કના અતિરેકથી થતી હાનિ તો આત્માને જ ક્ષીણ કરી નાખે છે.

દુનિયામાં એક પણ મનુષ્ય એવો નથી જેનામાં તર્ક અને ભાવનાનું મીલન

ન હોય છતાં આળસમાંથી નીકળે અને મરે છે એના પર ખરો આધાર છે
જો તર્ક નગ્ન બની જાય અને ભાવનાને પોતાની દાસી બનાવે તો મનુષ્ય
ધૂર્ત અને વિદ્વાન પણ બની જાય છે ભાવનાનો ઢોંગ કરીને તે દુનિયાને
ઘણા વખત સુધી ઠગી શકે છે અને પોતાને પણ કંઈ ઓછો નથી ઠગતો.

તેથી ઊલટું જો આપણે ભાવનાને હૃદયેશ્વરી રાખી તર્કને એનો વિશ્વાસુ
સેવક બનાવીએ તો ઐહિક અને પારલૌકિક ઉભય ઉન્નતિ સાધી શકીએ,
આપણા મનુષ્યત્વનો સંપૂર્ણ વિકાસ થઈ શકે, અને દરેક વ્યક્તિ સમાજનું
સાચું સ્વરૂપ ઓળખીને સમાજની સાચી સેવા કરી શકે

આ દેશમાં અંગ્રેજોએ જે અંગ્રેજી વિદ્યા શરૂ કરી છે તે પ્રૉટેસ્ટંટ
વૃત્તિપ્રધાન છે ભાવના પર એને બહુ અશ્રદ્ધા છે ભાવના મનુષ્યના મનનો
એક વિકાર છે, બુદ્ધિ જ મનુષ્યનું મા-સર્વસ્વ છે, સ્વાર્થદૃષ્ટિ અત્યન્ત
સ્વાભાવિક અને તેથી જ ઉચિત છે, અને તર્કની દૂરદૃષ્ટિથી સધાયેલો સ્વાર્થ
જ સકળ જગતનું કલ્યાણ કરવાને સમર્થ છે—આવા વિચારોના પાયા પર
આ પ્રૉટેસ્ટંટ વિદ્યાની ઇમારત ઊભી છે અંગ્રેજોની વિદ્યા લઈને આપણે
ખ્રિસ્તી તો ન બન્યા, પણ પ્રૉટેસ્ટંટ તો જરૂર થઈ ગયા છીએ. તે જ કારણથી
આપણી સામાજિક અને રાજકીય હીલચાલોમાં આજ સુધી આપણે ઐહિક
સુખોપભોગ, સ્વચ્છંદ અને અંગત સ્વાર્થને સ્વાભાવિક માનીને તેમને પ્રતિષ્ઠા
અર્પેલી છે સ્વાર્થ અને સુખલાલસા પોતે જ એટલાં બળવાન છે કે એમનું
અપમાન કરતા રહેવા છતાં એમનો પ્રભાવ મનુષ્યના હૃદય પર અનેકવાર
પડે છે. પણ જ્યાં એમને સામાજિક પ્રતિષ્ઠા મળી જાય એટલે તો એમની
લીલાના વિસ્તારની વાત જ શી કરવી? બેશક આ પ્રૉટેસ્ટંટ વૃત્તિ અન્તિમ
લાભને માટે ક્ષણિક ત્યાગ અને અગવડ વેઠવાને તૈયાર હોય છે, પણ એ
તો અસુરોની તપસ્યા છે દૈત્યો તપસ્યામાં દેવો કરતાં ઊતરતા નથી હોતા

મનુષ્યે તર્કનો સમૂળો ત્યાગ કરવો એમ મારા કહેવાનો આશય નથી.
જે ભાવનાને તર્ક ઉખાડી શકે તે શુદ્ધ ભાવના નથી, એ તો મોહ છે એનો
ત્યાગ જ કરવો ઘટે છે શુદ્ધ ભાવનાને તર્ક કાપી નથી શકતો, એટલું જ
નહિ પણ ભાવના સુધી પહોંચવાની પોતાની અશક્તિ કબૂલ કરીને પાછો
હઠી જાય છે.

# બ્રહ્મચર્ય કે વૈધવ્ય?

દરેક ધર્મમાં બ્રહ્મચર્યનો મહિમા ગવાયો છે. બ્રહ્મચર્ય એ જ પરમ તપ છે, બ્રહ્મચર્યમાં જ સામર્થ્ય છે, બ્રહ્મચર્યથી જ મોક્ષ મળી શકે છે, સંપૂર્ણ બ્રહ્મચારીને આ દુનિયામાં અશક્યજેવું કશું નથી, એમ આપણાં શાસ્ત્રો પોકારી પોકારીને કહે છે.

બ્રહ્મચર્ય જેટલું કલ્યાણકારી છે તેટલું જ અઘરૂં પણ છે. ખાંડાની ધાર પર ચાલવું જેટલું કઠણ છે તેટલું જ બ્રહ્મચર્યનું પાલન પણ કઠણ છે. તેથી જ એને અસિધારાવ્રત કહ્યું છે. એ એટલું કઠણ છે તેથી જ એની સૌમ્ય અને સાધારણ જનસાધ્ય આવૃત્તિઓ પણ તૈયાર કરવી પડી છે. ભિન્ન ભિન્ન સ્થિતિના માણસો માટે બ્રહ્મચર્યની ભિન્ન ભિન્ન વ્યાખ્યા કરવામાં આવી છે. વિલાસમાં ડૂબી ગયેલા માણસને બ્રહ્મચર્યનો આકરો આદર્શ આકર્ષે નહિ; એટલા માટે તેની આગળ બ્રહ્મચર્યની 'स्वपत्नीरति' એવી સૌમ્ય એટલે મોળી વ્યાખ્યા મુકવામાં આવે છે. ગમે તેટલી સ્ત્રીઓ પરણનાર સમાજને માટે ચાર કરતાં વધારે સ્ત્રીઓ ન કરવાની શાસ્ત્રાજ્ઞા એ પણ એક જાતનું બ્રહ્મચર્ય જ છે.

વિલસિતા એ કુદરતી સ્થિતિ ગણાય છે, જ્યારે બ્રહ્મચર્ય એ ધાર્મિક સ્થિતિ છે. સંયમી ગૃહસ્થાશ્રમ એ મધ્યમ માર્ગ છે. વિલાસતા એ એક છેડો છે, બ્રહ્મચર્ય એ બીજો છેડો છે અને સંયમી ગૃહસ્થી જીવન એ એની વચ્ચે માંડવાળ છે. એને પણ સ્વાભાવિક કહી શકાય, કારણ એમાં પ્રાકૃતિક વાસના અને ધાર્મિક આદર્શ બન્નેની યથાસાધ્ય મીલાવટ કરવામાં આવે છે. સંયમી ગૃહસ્થ દિવસે દિવસે બ્રહ્મચર્યના આદર્શ તરફ વધતો જાય છે.

એથી વિપરીત બ્રહ્મચર્યનો એક બીજો પણ પ્રકાર છે. એને બ્રહ્મચર્યનું વિકૃત સ્વરૂપ કહી શકાય. એ પ્રકાર તે વૈધવ્ય છે. વૈધવ્યનો અહીં વ્યાપક અર્થ કરેલો છે. વૈધવ્ય એટલે બાહ્ય બ્રહ્મચર્ય, પરાણે પાળેલું બ્રહ્મચર્ય. વૈધવ્યમાં ઘણીવાર માનસિક સંયમ વગરનું એકલું શારીરિક બ્રહ્મચર્ય જ હોય છે; અને તેથી મનમાં વિલાસનું ચિન્તન બમણું ચાલે છે. એટલા માટે આ વિકૃત બ્રહ્મચર્યને માટે 'વૈધવ્ય' શબ્દ પસંદ કર્યો છે.

મનોવિકારને વશ થવું એ જો વિલાસિતા હોય તો હિંસા એ પણ એક જાતની વિલાસિતા છે; અને એ જ ભાષામાં અહિંસાને બ્રહ્મચર્ય કહેવી જોઇયે. હિંસામાં વીર્યનાશ છે. અહિંસારૂપી બ્રહ્મચર્યના પાલનથી દેશમાં અમોઘ વીર્ય પેદા થશે એમાં સંશય નથી.

હિન્દુસ્તાનમાં અંગ્રેજોનું રાજ્ય થયું ત્યારથી લોકો અહિંસાનું પાલન પૂરું કરતા આવ્યા છે. પણ એ અહિંસામાં માનસિક સંયમ નહોતો. એમાં ક્ષીણવીર્યતા અથવા વૈધવ્યદશા જ હતી. આજ પણ દેશમાં કેટલાક લોકો અહિંસાનું પાલન વૈધવ્યવૃત્તિથી જ કરે છે. આવા લોકોને બાહ્ય સંયમનો લાભ તો જરૂર મળે છે; પણ જ્યાં સુધી મનમાં હિંસાનું ચિન્તન ચાલ્યાં જ કરે છે ત્યાં સુધી બ્રહ્મચર્યનું વીર્ય,– અહિંસાનું તેજ તેમનામાં આવવાનું નથી.

વાણીમાં સંયમ એ પણ એક પ્રકારનું બ્રહ્મચર્ય જ છે. પીનલ કોડના ડરથી મ્હો બીડી રાખવું એ વૈધવ્યદશા જ છે. પોતાના વિચારોને અને ઉદ્ગારોને આપણે જેમ જેમ કાબુમાં રાખીએ છીયે તેમ તેમ અન્તઃસ્ફુર્તિ અને વાચાસિદ્ધિ આપણને પ્રાપ્ત થાય છે.

બ્રહ્મચર્ય—સાર્વભૌમ બ્રહ્મચર્યથી અલૌકિક વીર્યલાભ થાય છે, પણ એ વીર્યલાભ સ્વેચ્છાપૂર્વક બ્રહ્મચર્યથી જ થવાનો. સમાજમાં બ્રહ્મચર્ય સ્થાપન કરવાનું કામ ધર્મનું છે. સરકાર—કોઇ પણ સરકાર કેવળ વૈધવ્યદશા ઉત્પન્ન કરી શકે છે.

ધર્મના જ્ઞાનથી, ધાર્મિક સાધના આચરવાથી આખા સમાજમાં પ્રચંડ શક્તિ કેળવાય છે. તેના અભાવે સમાજમાં વિલાસિતા, હિંસા, મત્સર, અસૂયા, નિન્દા, દ્રોહ વગેરે દુર્ગુણ પ્રસરે છે અને સમાજ ક્ષીણવીર્ય થઇ નાશ પામે છે.

આવો નાશ અટકાવવા માટે જ દુનિયાની દરેક સરકારે કાયદાઓ ઘડેલા છે, જેથી લોકો મનોવિકારને વશ થઇ આત્મનાશ કરતાં અટકે.

પણ કાયદાઓ માત્ર બાહ્ય આચારનું જ નિયન્ત્રણ કરી શકે છે, એટલે કે બહુ તો સમાજમાં વૈધવ્યદશા ઉભી કરી શકે છે. પણ સાચું બ્રહ્મચર્ય તો સમાજના તારકો અને ધર્મકારો ધર્મ દ્વારા જ અને જાતે દાખલો બેસાડીને જ સમાજમાં કેળવી શકે છે.

સરકારમાં અને એના કાયદાઓમાં બ્રહ્મચર્ય ઉત્પન્ન કરવાની શક્તિ કેમ નથી હોતી ? 'कर्तुं मकर्तुं मन्यथाकर्तुम्' સમર્થ સરકાર આ બાબતમાં આટલી અશક્ત કેમ હોય છે ? જવાબ ચોખ્ખો છે. સરકારનું પોતાનું આચરણ જ હમેશાં અવળું હોય છે. પ્રજામાં અહિંસા સ્થાપન કરવા હાલની એકેએક સરકાર પોતે વધારેમાં વધારે હિંસક બને છે. આજકાલ સરકારની હિંસાવૃત્તિ એટલી વધી ગઇ છે કે 'મોટામાં મોટી અને વ્યવસ્થાવાળી હિંસાશક્તિ એટલે જ સરકાર' એવી વ્યાખ્યા કોઈ કરે તોપણ તેમાં ઝાઝો દોષ ન આવે.

અને તેમાયે સરકાર જ્યારે વિદેશી હોય ત્યારે તો પૂછવું જ શું ? પ્રજાની ઇચ્છા વિરુદ્ધ જ્યાં રાજ્ય ચાલે છે ત્યાં તો પ્રજામાં રહેલી બીક, લાલચ, મત્સર, વગેરે હીન વૃત્તિઓને પ્રજામાં પોષીને જ આવી સરકાર નભી શકે છે. કોઈ પણ વિદેશી સરકાર કોઈ દેશની પ્રજા ઉપર તે પ્રજાની ઇચ્છા વિરુદ્ધ રાજ્ય કરે તે કંઈ નિષ્કામવૃત્તિથી કે પરોપકારવૃત્તિથી થોડી જ કરવાની ? પોતાનો સ્વાર્થ સાધવાની દૃષ્ટિએ જ તેનો બધો પ્રપંચ ચાલે છે અને તેથી જ સ્વાર્થી વિદેશી સરકારનું રાજ્ય માથા પર હોવું એ પ્રજાને માટે એક મહાન રાષ્ટ્રીય આપત્તિ હોય છે. ક્ષણે ક્ષણે પ્રજાનું નૈતિક અધઃપતન વધ્યા જ કરે છે. આવી દશા જ્યાં હોય ત્યાં પ્રજાને ઉગરી જવાનો માર્ગ એક જ છે, અને તે ઉપર વર્ણવ્યું તેવું સાર્વત્રિક બ્રહ્મચર્ય જ છે

## પ્રતિજ્ઞાનું મહત્ત્વ

પરદેશી કાપડ ન વાપરવાની, ન ખરીદવાની, પાસે ન રાખવાની અને ન વેચવાની પ્રતિજ્ઞાઓ લેવાનું અને લેવડાવવાનું કામ આપણે કરીએ છીએ, તે વખતે પ્રતિજ્ઞા એટલે શું, તે શા માટે લઈએ છીએ, પ્રતિજ્ઞા કોણ લઈ શકે અને પ્રતિજ્ઞા અપાવનારની ફરજ શી છે એ વિષે કંઈક વિચાર કરી લેવો અગત્યનો છે.

જે માણસની નૈતિક સ્થિતિ નીરોગી છે તેને અમુક વસ્તુ ખરાબ છે એટલું જણાય કે તરત જ તે તેનો ત્યાગ કરી શકે છે. છોકરા જેમ કડવી વસ્તુ મ્હોંમાંથી ઝટ ફેંકી દે છે તેમ તેવો માણસ ખરાબ વસ્તુનો અનાયાસે ત્યાગ કરી શકે છે. પણ આટલી નીરોગી સ્થિતિ જવલ્લે જ કોઈકના ભાગ્યમાં હોય છે. બાકી બધાઓને તો રાતદહાડો પોતાની અંદર યુદ્ધ ચલાવવું પડે છે. જે ખરાબ છે તેનું આકર્ષણ ભારે હોય છે, અને જે સારું છે તેની રુચિ કેળવવી પડે છે. હિતકર અને પ્રિયકર વચ્ચે જે આ સનાતન સંગ્રામ ચાલે છે તેમાં ઘણીવાર મોહ પ્રબળ થાય છે, અને માણસ જે ત્યાજ્ય છે, જે નુકસાનકારક છે તેને જ વશ થાય છે અને તેનું ગ્રહણ કરે છે. જે સારું છે તેને જ વળગી રહેવાની ઇચ્છા મનમાં હોય છે ખરી, પણ ઘણીવાર તે નબળી પડી જાય છે. તેને ખાસ મદદની જરૂર હોય છે.

એ મદદ આપણે ક્યાંથી મેળવીએ? જ્યાંથી કોઈ રીતનો ઉગમ હોય

ત્યાંથી જ આ મદદ પણ મેળવવાની રહી હૃદયમાંથી જ નબળાઈ સામે લડવાની તાકાત આવી શકે છે એ તાકાતને એકઠી કરી અમુકમુક રૂપમા મુકવી એનુ જ નામ પ્રતિજ્ઞા.

જેમ કોઈ વેપારીને નવો વેપાર શરૂ કરવો હોય અને પાસે મૂડી તૈયાર ન હોય તો ઘરનુ ઘરેણુ વેચીને પણ મૂડી ઊભી કરે છે તેમ આપણામા રહેલી બધી નિશ્ચયશક્તિ, સંકલ્પશક્તિ ભેગી કરી આપણે પ્રતિજ્ઞા લઈએ છીએ વેપારી બીજી મૂડી ખોઈ બેસે ત્યારે તેને ઘરના ઘરેણા કામ આવે છે. ઘરેણા જ જ્યારે ચાલ્યા જાય ત્યારે માણસ શુ કરે? જ્યારે મોહ અતિ પ્રબળ થાય છે ત્યારે બધી નિશ્ચયશક્તિ જાગૃત કરી, ખુણા-ખાચરામા પડેલી ધર્મબુદ્ધિ એકઠી કરી તેને બળે માણસ પ્રતિજ્ઞા લે છે. પ્રતિજ્ઞા એ માણસની છેલ્લી તાકાત છે તાકાતમંદ માણસ જ પ્રતિજ્ઞા લઈ શકે છે. પણ એકવાર પ્રતિજ્ઞા લીધા પછી તે જીવને જોખમે પાળવી જોઈયે, કેમકે તે આપણી છેલ્લી મૂડી છે માણસની પ્રતિજ્ઞા એ સતીના સત જેવી મોંઘી વસ્તુ છે. તે તોડીને જીવવુ એ નરકવાસ સમાન લાગવું જોઈયે. માટે પ્રતિજ્ઞા લેતા પહેલા પ્રતિજ્ઞા યોગ્ય છે કે નહિ, ધર્મને અનુસરીને છે કે નહિ એ માણસે પ્રથમ તપાસવુ જોઈયે, અને પ્રતિજ્ઞા લીધા પછી તેને ટકાવવા માટે જે જે અનુકૂળ સંજોગો જરૂરના હોય તે પોતાની આસપાસ ભેગા કરવા જોઈયે. પોતાનો નિશ્ચય ડગે એવી પરિસ્થિતિમા કોઈ પોતાને ન જ મુકે

બીજી દૃષ્ટિએ જોતા માણસની પ્રતિજ્ઞા એ ઈશ્વર પ્રત્યે શરણાગતતા છે સર્વ ધર્મના અને સર્વ કાળના સત્પુરુષોનો અને ભક્તજનોનો અનુભવ છે કે ઈશ્વર સત્ય સંકલ્પનો, દૃઢ પ્રતિજ્ઞાનો મદદગાર છે, એવી છે તેને શરણે જઈ, તેની કૃપા યાચી, તેને સાક્ષી રાખી પ્રતિજ્ઞા લીધા પછી તે ટકાવવામા ઈશ્વર જરૂર મદદ કરે છે. પ્રતિજ્ઞા લીધા પછી તેનુ સ્મરણ કાયમ રહે, જાગૃત રહે એવી ખાસ સાવચેતી રાખવી જોઈયે આપણા વ્યવહારમા કે વિનોદમા પ્રતિજ્ઞાની ઠઠ્ઠામશ્કરી સહન કરી આપણે છાજે નહિ

માણસની પ્રતિજ્ઞા એ તેની આબરૂ છે, તેનુ સત છે, સ્વમાનનો સાર છે. પ્રતિજ્ઞા એ આપણી છેલ્લી શક્તિ છે. જીવને જોખમે તેને સાચવવી જોઈયે.

# હિંસા સ્વાભાવિક છે?

વેર વાળવા ખાતર હિંસાની હિમાયત કરનાર અથવા હિંસામાં જ આનન્દ લેનાર લોકોનું વલણ અલ્પ ગણીને એક કોરે મુકી દઇયે તોપણ ઘણા એવા મળી આવે છે કે જેમને અહિંસા પ્રિય હોવા છતાં શક્ય લાગતી નથી. તેઓ કહે છે, અહિંસા કેળવી શકાય તો કશું ખોટું નથી, અને અહિંસા જાળવી શકીયે તો આપણું રાજકીય ધ્યેય આપણને સહેલાઇથી અને જલદી મળી શકે એ વાત સાચી, પણ એટલી અહિંસા પેદા કેમ કરીને થઇ શકે એ અમે સમજી શકતા નથી. સરકાર હિંસાવાદી છે, સ્વરાજ્ય કબૂલ ન કરે ત્યાં સુધી તેને હિંસા ઉપર જ ટકવાનું રહ્યું. નિઃશસ્ત્ર પ્રજા સામે પશુબળ વાપરવાની સરકારની શક્તિ અમર્યાદિત છે અને છેલ્લા પાંચ દસ મહિનાનો અનુભવ પણ એમ જ બતાવે છે કે આ બાબતમાં સરકારનું નૈતિક ચારિત્ર્ય કંઇ બહુ સુધરી ગયું છે એમ નથી. આવી સ્થિતિમાં અકળાયેલી પ્રજા કંઈ પણ અત્યાચાર કરી બેસે તો તેમાં અસ્વાભાવિક શું? કોઇ પણ પરિસ્થિતિમા તોફાન કરવું એ અયોગ્ય છે એ અમે તુરત સ્વીકારીયે, પણ તોફાન ન કરવા જેવી વૃત્તિ કેળવવી એ અશક્ય લાગે છે.

આવા શંકાશીલ લોકોની શંકા પ્રામાણિક હોય છે. તેનો પૂરેપૂરો વિચાર તો કરવો જ જોઇયે. મનુષ્યસ્વભાવનું તેમને એકાંગી દર્શન થયેલું હોય છે, ભૂતકાળના અનુભવ ઉપર તેઓ વધારે ભાર મુકે છે અને તેમાં પણ એક જ જાતના અનુભવ તેઓ તપાસે છે. અહિંસાનો નિયમ યોગ્ય છે એટલું તો તેઓ માને છે જ. પણ જે યોગ્ય છે તે શક્ય હોવું જ જોઇયે એ નિયમ તેમને ગળે જોઇયે તેટલો ઉતર્યો નથી હોતો. સામાન્ય જનતાનો સ્વભાવ આજે જેવો છે તેવો ને તેવો રહેશે એવી તેમને બીક રહે છે. તેની તેમની લગભગ ખાતરી હોય છે. શાસ્ત્રીય, બૌદ્ધિક અને ભૌતિક કેળવણીના આ દિવસોમાં પ્રયત્ન કર્યે માણસની નૈતિક ઉન્નતિ થઇ શકે છે એ વિશેની માણસની શ્રદ્ધા જતી રહી છે. દરેક માણસ પોતાનો સ્વાર્થ શોધશે જ અને સ્વાર્થને માટે જેટલી હિંસા કરવી પડશે તેટલી હિંસા કર્યા વગર માણસ રહેવાનો નહિ એમ હાલમાં મનાય છે. મનુષ્યની એ પ્રકૃતિ છે એમ કહેવામા આવે છે. પણ તે પ્રકૃતિ નથી, વિકૃતિ છે.

સ્વાર્થ અને હિંસા એ જ જો મનુષ્યની પ્રકૃતિ હોત તો સમાજનો ક્યારનો નાશ થઇ ગયો હોત, આજે જાલિમ કે ગુલામ કોઇ રહ્યા જ ન હોત.

એક જણે ગાય મારી તો બીજાએ તેની વાછરડી મારી એ યોગ્ય

નથી એવી કહેવત છે તે કંઈ અસાધારણ કોટિના મહાત્માઓ માટે નથી. સ્વાર્થને માટે કોઈ હિન્દુ ખાટકીનો ધંધો ન કરે કે ગોમાંસવિક્રય ન કરે, સ્વાર્થને માટે મુસલમાન પોતાના દીનથી વિરુદ્ધ વર્તન ન કરે, એ અપેક્ષા બધાઓને વિષે છે. એક ભાઈ બીજા ભાઈને ઘાગીની સત થાય એમ ઇચ્છતો નથી અથવા તેની સામે તેની નાડી પૂગતો નથી. ક્ષમાથી જ દુનિયાનો બધો વહેવાર ચાલે છે. દરેક અપરાધીની સજા જ કરવા બેસીએ તો દુનિયામાં કે ચાર જણ પણ રહેવા પામે કે નહિ એ સવાલ છે.

આપણે તોફાન કરીએ છીએ કે હિંસા કરીએ છીએ એ આપણી અજ્ઞાન દશા સૂચવે છે, એ આપણી બગડેલી સ્થિતિ બતાવે છે. એવા બગડેલા કે અજ્ઞાનીઓની સંખ્યા સમાજમાં વધારે છે એટલા જ માટે હિંસા કંઈ સ્વાભાવિક ઠરતી નથી.

શુદ્ધ સ્વાર્થની દૃષ્ટિ જ માણસ રાખે તોપણ તે આજે જેટલી હિંસા કરે છે તેથી ઓછી હિંસા કરતો થઈ જાય. ઘણીવાર વિકારવશ માણસ પોતાના સ્વાર્થની હાનિ કરીને પણ હિંસા કરવા પ્રવૃત્ત થાય છે. આજે જેમને સુધરેલાં રાષ્ટ્રો કહેવામાં આવે છે તેમનામાં એટલો સંયમ આવેલો હોય છે કે જ્યાં હિંસા ન કરવામાં સ્વાર્થ હોય ત્યાં તેઓ વિકારને દાબી દઈ હિંસાને રોકી રાખે છે. સ્વરાજ્ય ભોગવતી દરેક પ્રજામાં આટલી શક્તિ આવેલી હોય જ છે. જેઓ જંગલી છે અથવા જેઓ સ્વરાજ્યનું ભાન સરખું ભૂલી ગયા છે અથવા સ્વરાજ્ય મેળવવા જેટલી મહત્ત્વાકાંક્ષા જેમનામાં હજી નથી તેઓ જ વિકારને વશ થાય છે.

બે રાષ્ટ્રો વચ્ચે ઘણું વેર પેદા થયું હોય અને બે વચ્ચે યુદ્ધ જાહેર થયું હોય તોપણ સુધરેલા લોકોમાં શત્રુપક્ષના એલચીઓની રક્ષા કરવામાં આવે છે. દેશમાં બે પક્ષ પડી અંદર અંદર જાદવાસ્થળી ઊભી કરવા જેટલા ગાંડા થઈને લોકો ખૂનામરકી અને તોડફોડ કરતી વખતે પણ પરદેશના વકીલોને સલામત રાખવા જેટલા સંયમી હોય છે. આ ઉપરથી જોઈ શકાય છે કે ક્રોધ અને નિરાશાની સ્થિતિમાં પણ સંયમ જાળવવો એ કંઈ અશક્ય વસ્તુ નથી. આજે જ્યારે એક વ્યાવહારિક નીતિ તરીકે અહિંસાનો સ્વીકાર કરવાનો ઉપદેશ મહાસભા પ્રજાને કરી રહી છે ત્યારે અનેક દેશોની સામાન્ય પ્રજામાં જેવો સંયમ મોટે ભાગે જોવામાં આવે છે તેના જ જેવા સંયમની અપેક્ષા મહાસભા કરે છે. તેથી વધારે શ્રદ્ધા લોકોમાં આવી જાય તો એ ઇષ્ટ જ છે. સ્વરાજ્ય ભોગવતી અન્ય પ્રજા જેટલો સંયમ તો આપણી અંદર હોવો જ જોઈએ.

અહીં કોઈ એમ કહેશે કે બીજા દેશના લોકો આપણા લોકો જેટલા

વર્તમાન ગમે તેટલો વિશાળ હોય, ભૂતકાળ તેથીયે મહત્તર હોય, પણ ભવિષ્યકાળ તે બન્નેને અનાયાસે છતી જાય છે ભવિષ્યકાળ હમેશા બાળક જ હોય આપણે વિચાર કરવાનો તે વર્તમાનકાળ કેવા ઊભો છે તે જોઈને નહિ, પણ ભવિષ્યકાળ કઈ દિશામા દોરે છે તે જોઈને.

કુદરત હિસામય છે એ વિધાન અમને કબૂલ છે અત્યાર સુધી હિન્દુસ્તાનમા ઘણી હિસા થતી આવી છે એ પણ કબૂલ છે ભૂતકાળમા મહાપુરુષોએ અને ધર્માચાર્યોએ પણ ઘણી હિસા કરી છે અથવા થવા દીધી : એ પણ અમને નાકબૂલ નથી પણ તે ઉપરથી શુ અનુમાન કાઢવા માગો છો ? જે છે તેના ઉપરથી તે જ હમેશા હશે અથવા થવુ જોઇયે એવુ તે કયે હિસાબે ?

શુ કુદરતમા અહિસા નથી જડતી ? હિસા એ કુદરતનુ એક અગ છે અહિસા એ તેનુ બીજુ અગ છે. તમે રામકૃષ્ણાદિ અવતાર શેને વાસ્તે ગયા ? ઇશ્વર પ્રતિક્ષણે અસખ્ય પ્રાણીઓની હિસા નથી કરતે આજે આ જગતમા હિસા એટલી બધી છે કે જીવવુ એટલે જ હિસા એવો પર્યાય આપણે કરી શકીયે, છતા જીવનનુ એ પરમ સત્ય નથી રવીન્દ્રનાથ ઠાકુર એક જગ્યાએ કહે છે કે બાળક ઊભુ થવાનો પ્રયત્ન કરે છે પચાસવાર પડે તો એકવાર સફળ થાય છે. તે ઉપરથી પડવુ એ માણસનો ધર્મ છે અને ઊભુ થવુ એ અપવાદરૂપ છે એવુ અનુમાન શુ તમે કાઢશો ? જરાક વિચાર કરી જોશો તો બાળક પચાસવાર પડે છે એ ગૌણ છે અને એકવાર ઊભા થવામા સફળતા મેળવે છે તે જ અસરકારક નીવડે છે પાપ ગમે તેટલુ મોટુ હોય તોપણ તે અન્ધકારરૂપ છે અને સત્પ્રવૃત્તિ ગમે તેટલી સૂક્ષ્મ હોય તોપણ તે કિરણરૂપ છે. તમે ડાર્વિન સ્પેન્સર અને માલ્થસનુ જીવનકલહ ( Struggle for Existence નુ તત્ત્વ પોતાનુ કર્યુ છે, હવે પ્રિન્સ ક્રોપોટકિનના અન્યોન્ય સહાય Mutual aid) તરફ જરા દૃષ્ટિપાત કરો તો વાધો નથી

અહિસા સારે બીજુ એક તત્ત્વ ઉમેરવુ જોઇયે, અને તે છે ધીરજ. બાઇબલમા લખેલુ છે કે પ્રેમની ધીરજ અનન્ત હોય છે જેની ધીરજ ખૂટી જાય છે તે પ્રેમ કા તો સાચો નથી અથવા તો કાચો છે પ્રેમની અસર થશે જ એવી શ્રદ્ધા રાખજો, પણ ક્યારે એવો સવાલ પૂછતા નહિ પ્રેમની દૃષ્ટિ અન્ત સુધી હોય છે તમે પ્રેમવિષયક વાઙ્મય ઓછુ વાચ્યુ હોય એમ હું નથી માનતો દરેક પ્રેમીજન વર્તમાનકાળને—અરે, કાળને જ તુચ્છ માને છે પ્રેમની દૃષ્ટિ અન્ત સુધી હોય છે, તેથી જ તે અનન્ત હોય છે ' ...નમા નિ ૫ ૫ આત્મસંયોગનો પાયો પડે છે ' એ તમને કબૂલ છે

પછી રહ્યું શું? 'આત્મા' જેટલો વિશાળ તેટલો 'ભાગ' વિશાળ વિકસિત આત્માનો ભોગ ચમત્કારિક થવો જ જોઈએ. આત્મા અનન્ત છે, સાર્વભૌમ છે, એટલે જીત તેની જ છે. દરેક જમાનામા જોવામા આવ્યુ છે કે હિંસા તે ભૂતકાળનો ધર્મ છે, પણ તે વર્તમાનકાળમા ઘૂમવા માગે છે. અહિંસા ભવિષ્યકાળમા રહે છે અને તેને હૃદયસ્થ ચૈતન્ય વર્તમાનકાળમા લાવવા માગે છે તમે ભૂતકાળની અપજયી વિનાશ સેનાના સૈનિક છો કે વિશ્વજિત ભવિષ્યકાળના પ્રાણવાન સૈન્યના વીર છો?

સપૂર્ણ અહિંસા ક્યારે શક્ય થશે એ કહેવાય નહિ આપણો આત્મા જેટલો જેટલો વિકસિત થયો હોય તેટલી જ અહિંસા આપણે માટે શક્ય છે

રોજની આપણે હિંસા કરીએ છીએ, પણ જ્યા સુધી તે આપણા દયમન 'પ્રત્યક્ષ' થઈ નથી અને જ્યા સુધી અપરિહાર્ય લાગે છે ત્યા સુધી તે હિંસા ચાલવાની જ. પણ તે અનન્તકાળ સુધી ચાલવી જ જોઈએ એવો સિદ્ધાન્ત નથી હિંસા ઉપર જ ટકી શકે એવા દેહમા માનવી અનન્તકાળ સુધી રહેશે એવુ માનવાનું કશુ કારણ નથી

બુદ્ધ ભગવાન હિંસાનો નિષેધ કરતા છતા અનાયાસે ભાણામા આવેલુ માસ નિઃસકોચપણે ખાઈ જતા આથી આપણે માસાહારનો ત્યાગ કરી શકતા છીએ હિન્દુસ્તાનમા અહિંસા વધારે ફેલાયેલી છે બીજા દેશોના પ્રમાણમા હિન્દુસ્તાનના મુસલમાન અને ખ્રિસ્તી પણ વધારે અહિંસક અને તેટલા જ માટે વધારે ભિન્ન છે એમ હું ચોક્કસ માનું છુ. આજે હિન્દુસ્તાને રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના ઝગડામા અહિંસાનો કાયદો અખત્યાર કરી બતાવવો જોઈએ. કુટુમ્બને દાયરો માનવકુટુમ્બમા દાખલ કરવો જોઈએ હિન્દુસ્તાનમા ઋષિ મુનિએ એ બતાવ્યુ છે કે અહિંસાનો કાયદો હિંસ્ર પશુ સામે પણ સફળ થઈ શકે છે, વિજયી થઈ શકે છે પણ આખા રાષ્ટ્રે હજી તેટલી અહિંસા કેળવી નથી રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે અહિંસા ન કેળવીએ તો આપણે છૂટી જ ન શકીએ પછી 'જીવનકલહમા ફાવવાની વાત' એક કોરે રહી ઈશ્વરની એ ઈચ્છા છે, કુદરતની કૃપા છે એમ જ તમારે માનવુ

ઝાડ ઉપરથી ફૂલ તોડવુ અને તે પણ ઇન્દ્રિયઉપભોગને કાજે એમા હિંસા છે, એમા રસિકતાનો ભગ છે, એટલુ જ નહિ પણ તેમા અરસિકતા અને જગલીપણુ છે એમ જ હુ માનુ છુ મે પોતે ઇન્દ્રિયઉપભોગને કાજે કે પૂજાને માટે ફૂલ તોડવાનુ ક્યારનુ છોડી દીધુ છે. ફક્ત મારામા અધ્યાપકવૃત્તિ પ્રબળ છે તેથી વિદ્યાર્થીઓને વિજ્ઞાનનો કે કળાનો પાઠ શીખવતી વખતે ફૂલ તોડીને આણુ છુ ખરો બીજા જે અનાયાસે ફૂલો આણીને આપે તો તેનો સ્વીકાર ન કરવા જેટલો હું અહિંસક બન્યો નથી માસાહારી બુદ્ધ ભગવાન

જેવી આ વૃત્તિ છે એમ તમે કહો તો હું તકરાર ન કરું. રામકૃષ્ણ પરમહંસ શરૂઆતમાં ફૂલો ચૂંટી દુર્ગામાતાની પૂજા કરતા અને માંસ કે મચ્છનો દુર્ગામાતાનો પ્રસાદ ખાતા. પણ જેમ જેમ તેમની ધાર્મિકતા વધતી ગઈ તેમ તેમ તેઓ કાળીમાતાનો પ્રસાદ ખાવાને બદલે પોતાના માથા ઉપર ચડાવતા; અને ફૂલો વિષે તેઓ કહેતા કે ઈશ્વર વિરાટ છે, એટલે ફૂલો જ્યાં છે ત્યાં જ ઈશ્વરને અર્પિત છે અને ત્યાંથી જ ઈશ્વરપૂજા સહજમાં સરસ રીતે થાય છે.

# શૂર અને ક્રૂર

ઘણા લોકો હજી પૂછે છે કે 'અહિંસાવાદી મહાત્માજીએ ખેડા જિલ્લામાં મહાયુદ્ધ વખતે સૈન્યભરતીનું કામ આટલા ઉત્સાહથી કેમ હાથમાં લીધું હતું? તે ઉપરથી એ સિદ્ધ નથી થતું કે હિન્દી લોકોના હાથમાં શસ્ત્ર નથી તેથી જ તેઓ અહિંસાનો ઉપદેશ કરે છે?'

મહાયુદ્ધ વેળાએ મહાત્માજીએ સૈન્યભરતીનું કામ કર્યું તે માટે તેમને પશ્ચાત્તાપ થયો નથી. પણ આજે જો ફરી મહાયુદ્ધ જામે તો મહાત્માજી આ સરકારને મદદ કરવાનો કશો પ્રયાસ ન કરે, એ વાત સાચી છે. પણ એનું કારણ એ નથી કે મહાત્માજી તે વખતે અંતરના ઊંડાણમાં હિંસામાં માનતા હતા. સાચું કારણ એ છે કે તે વખતે હિન્દુસ્તાની પ્રજાએ સરકાર સામે અસહકાર પોકાર્યો ન હતો અને તેથી જે જે માણસ સરકારના છત્ર તળે રહેતો હતો તે તે મહાયુદ્ધની મહાન હિંસામાં ભાગ લેતો જ હતો. યુદ્ધ ચલાવનાર સરકારની રૈયત કરવેરા આપવામાં હિંસા કરે જ છે. સૈનિક થઈ યુદ્ધમાં લડનાર સિપાઈ અને ઘેરએકે કરવેરા ભરનાર ખેડૂત બન્નેનો હિંસામાં સરખો જ ભાગ છે. પોતે ખૂન કરનાર અને મારાઓને પૈસા આપી ખૂન કરાવનાર બન્ને નીતિની દૃષ્ટિએ સરખા જ ગુનેગાર છે. વધારે સૂક્ષ્મતાથી વિચાર કરતાં જણાશે કે પોતાને હાથે ખૂન કરનાર કરતાં મારાઓ મારફત ખૂન કરાવનારનો દોષ વધારે છે. જાતે ખૂન કરનાર માણસને પશ્ચાત્તાપ થવાનો સંભવ વધારે હોય છે અને તે જ્યારે ખૂન કરે છે ત્યારે તેનો એકલાનો જ અધઃપાત થાય છે. મારાઓ મારફત ખૂન કરવાથી પશ્ચાત્તાપનો પ્રસંગ મળવો મુશ્કેલ બને છે અને ખૂન કરનાર અને કરાવનાર બન્નેનો અધઃપાત થાય છે

જે લોકો સશસ્ત્ર લોકોનો પહેરો રાખી ધનના ઢગલા સાથે સૂઈ જાય

છે. તેઓ હિંસકની ક્રૂરતા કેળવે છે પણ બેની હિંમત કેળવતા નથી. પ્રતિનિધિ મારીને હિંસા કરનાર માણસ શૂર નથી બનતો પણ ક્રૂર બને છે. તે મારતાં અચકાતો નથી પણ મરતાં બીયે છે, અને તેથી એવો માણસ મારનારનો દબાયેલો અથવા ઓશિયાળો રહે છે. એવો માણસ કોઈ કાળે સ્વરાજ્ય ભોગવી ન શકે. સ્વરાજ્યમાં રહેવા માગનાર માણસે હમેશાં મરવાને તૈયાર રહેવું જોઈએ.

આ દૃષ્ટિએ જોતાં મહાયુદ્ધને વખતે આપણે બધા જ જે હિંસા કરતા હતા તેમાં પ્રત્યક્ષ ભાગ લઈ તે ઓછી કરવાનો અને પ્રજામાં મરવાની હિંમત આણી તેને સ્વરાજ્યને માટે લાયક બનાવવાનો જ મહાત્માજીનો ઉદ્દેશ હતો.

અસહકાર કરી આપણે સરકાર સાથેનો સંબન્ધ કાંઈક તોડ્યો છે, અને તેટલે દરજ્જે આપણે સરકારના પાપની ભાગીદારીમાંથી મુક્ત છીએ. આજે યૂરોપમાં મહાયુદ્ધમાં કરેલી કમાણી સાચવવા અને પચાવવા જે શાન્તિની હીલચાલ ચાલી રહી છે અને અમુક વરસ સુધી તો યૂરોપમાં કોઈ કોઈની સાથે લડે નહિ એવા જે કોલકરાર થવા લાગ્યા છે તે જો નિષ્ફળ જાય અને યૂરોપમાં ફરી મહાયુદ્ધ અથવા અતિયુદ્ધ સળગે, તો સહકાર કરી સામ્રાજ્યમાં રહેનાર દરેક વ્યક્તિને અને સમાજને તે હિંસામાં મદદ કર્યે જ છૂટકો. સહકારી હોવા છતાં જો કોઈ મદદ આપવાને ઇનકાર કરે તો તેને સામ્રાજ્ય સજા કરી શકે છે, મદદ ન કરવી હોય તો સામ્રાજ્યથી જુદું જ પડવું જોઈએ. સર્વમાન્ય રાજનીતિનો આ સિદ્ધાન્ત છે.

જે વખતે યૂરોપના રાષ્ટ્રો અને ખાસ કરીને બ્રિટિશ સામ્રાજ્ય ન્યાય અન્યાયનો વિચાર કર્યા વગર દુનિયામાં દરેક ઠેકાણે ગોરાઓની સત્તા વધારવાને પ્રયત્ન કરે છે તે વખતે આ સામ્રાજ્ય સાથે સહકાર કરવો એ જડિયાવેરો આપવા જેવું છે. તેમાં હિંસાનું અને સ્વજનદ્રોહનું પાપ છે.

આજનો આપણો અસહકાર મર્યાદિત અને સૂક્ષ્મ છે. પણ સરકારનું પાપ જેમ જેમ વધતું જશે તેમ તેમ આપણે અસહકાર પણ અધિક વ્યાપક અને અધિક તીવ્ર કરવો પડશે. જેઓ અહિંસામાં માને છે તેમણે આજથી આ દૃષ્ટિએ પોતાના કર્તવ્યનો વિચાર કરી રાખવો જોઈએ. આજે આપણે સરકારને કરેલા પાપનું પ્રાયશ્ચિત્ત કરી શુદ્ધ થવાનું કહી રહ્યા છીએ અને એવું પાપ ફરી કરવાનું સામર્થ્ય સરકારના હાથમાં ન રહે એટલા માટે સ્વરાજ્યના હક માગીએ છીએ, અને તેમ ન થાય ત્યાં સુધી આપણે અસહકાર કરવાનો નિશ્ચય કર્યો છે

પણ ધારો કે કાલે ઊઠીને આ સરકારે ચીન દેશમાં ત્યાંની પ્રજાની ઇચ્છા વિરુદ્ધ અફીણનો વેપાર ફેલાવવા માટે ચીન દેશ સામે યુદ્ધ પોકાર્યું.

એમ આપણે કહી શકીએ અસહકારીઓએ અને અહિંસાવાદીઓએ આ દષ્ટિએ અહિંસાનો વધારે વિચાર કરવો જોઇએ.

# શીખ ધર્મનો પાયો

શીખ અકાલીઓમા આટલી નીડરતા, આટલો પ્રેમ, આટલી સહનશીલતા ક્યાંથી આવી એવું સૌના મનમા આશ્ચર્ય પેદા થાય છે ધર્મની ગતિ ત્વરિત છે અગ્નિનો તણખો જેમ આખા વનમા દાવાનળ પ્રગટાવી મુકે છે તેમ ધાર્મિક શ્રદ્ધા મનુષ્યમા અસાધારણ બળ અને નિશ્ચય પેદા કરી દે છે. ધર્મ એ જ મનુષ્યનો પ્રાણ છે, ધર્મ એ જ તેનુ વીર્ય છે. તેમ છતા મનુષ્ય માની લે છે કે તેની નબળાઇઓ તો કુદરતી છે અને તેથી યોગ્ય છે.

શીખ લોકો પોતાના પુણ્યપરમ્પરાગત ગુરુઓની પાસેથી ધાર્મિક શ્રદ્ધા અને મૃત્યુનો તિરસ્કાર શીખ્યા છે. સત્યાગ્રહધર્મ હિન્દુસ્તાનમા જાગૃત થતા જ શીખ લોકોની ધર્મવીરતા પ્રગટ થઇ છે અને તેમણે પોતાના પ્રાચીન તેજ વડે જોતજોતામા જગતને ઝખવાણુ કરી દીધુ છે.

કેટલાક હિસાબવાદી લોકો માને છે કે શીખ લોકોની શૂરવીરતા ગુરુ ગોવિન્દસિંહની લશ્કરી તાલીમથી પેદા થઇ છે. પરન્તુ આ અનુમાન ભૂલ ભરેલુ છે શીખ લોકોની અંદર જે કઇ ખાસ ગુણ રહેલા છે તે બધા પ્રથમ ગુરુ બાબા નાનકથી જ ઉતરી આવેલા છે. શીખ ધર્મ એ કઇ કોઇ સામ્રાજ્યવાદીની રાજનીતિ નથી. ઇશ્વરના નામ પર અને ગુરુની ભક્તિ ઉપર તેની બધી ઇમારત બધાઈ છે ગુરુ ગોવિન્દસિંહે પણ પોતાના શિષ્ય બન્દાને જે આખરી આજ્ઞા આપી હતી તેમા સત્ય અને બ્રહ્મચર્યનો ખાસ ઉપદેશ હતો. સદા સત્ય વિચાર કરવો, સત્ય બોલવુ અને સદા સત્ય પર જ ચાલવુ—આ શીખ ધર્મનો પાયો છે. શીખ જાતિ જ્યારે જુલમ સહન ન કરી શકી, જ્યારે તેની સહનશક્તિનો અન્ત આવ્યો ત્યારે જ તેણે શસ્ત્ર ઉઠાવ્યુ છે એ સાચી વાત છે, પણ શીખ ધર્મ એ સત્યાગ્રહધર્મ છે એ વાતમા તો સન્દેહ છે જ નહિ જો બધા આખર સુધી જુલમ સહન કરી શક્યા હોત તો શીખ ગુરુઓએ તલવારનો આશ્રય કદાપિ કર્યો ન હોત.

ગુરુ રામદાસ સુધી શીખ ધર્મને રાજ્યકર્તાઓ સાથે કઇ વિરોધનો પ્રસગ આવ્યો ન હતો. ત્યારપછી પણ બની શક્યુ ત્યા સુધી તેણે શાન્તિની

જ નીતિ સ્વીકારી હતી છઠ્ઠા ગુરુ હરગોવિન્દદેવે ખડ્ગ ઉગામ્યુ હતુ ખરુ, પણ તે પોતાના બચાવ પૂરતું જ હતુ એ સમય જ એવો હતો તે વખતે ઉત્તર તેમજ દક્ષિણમા મોગલોનો અત્યાચાર ઘણો વધી ગયો હતો. તેના સમયમા પણ શીખ લોકો શાન્તિપ્રિય જ રહ્યા. ગુરુ તેગબહાદુરને તલવારનુ અભિમાન ન હતુ તે ત્યાગમા જ આનન્દ માનતા હતા તેમણે પોતે ધર્મને અર્થે સત્યાગ્રહ કર્યો અને પોતાનુ મસ્તક અત્યાચારીઓની તલવારને અર્પણ કર્યુ. તેમના જમાનામા તેમજ ગુરુ ગોવિન્દસિહ અને તેમના શિષ્ય બંદાના સમયમા શીખોએ પોતાના ધર્મને અર્થે જેટલા જુલમ સહન કર્યા છે તેટલા બીજી કોઈ જાતિએ સહન નહિ કર્યા હોય તેગબહાદુર, વાસિંહ, મતિરામ, હકીકતરાય અને ગુરુ ગોવિન્દસિહના બે પુત્રો, એ બધા ધર્મને માટે પોતાના પ્રાણ અર્પણ કરીને અમર થઇ ગયા છે તેમની માફક હજારો લોકોએ પોતાના પ્રાણ અર્પણ કરીને શીખ ધર્મની શ્રેષ્ઠતા અને શુદ્ધતા સ્થાપિત કરી છે.

સાચુ જોઇએ તો તલવારથી આજ સુધીમા કોઈ પણ જાતિ, વશ, પન્થ કે ધર્મનુ કલ્યાણ થયુ નથી તલવાર લોકોને ડરાવે છે, ધર્મ તેમનામા નીડરતા અને શ્રદ્ધા દાખલ કરે છે.

નાદીરશાહની ચડાઇ પછી શીખોને પોતાનો ધર્મસમવાય સગઠિત કરવામા બહુ મુશ્કેલી નડી અમૃતસરના પુણ્યતીર્થમા સ્નાન કરવુ એ પણ મુશ્કેલીનુ કામ થઇ પડ્યુ હતુ છતા ધર્મના પ્રેમી શીખોએ મૃત્યુના મુખમા જઇને પણ અમૃતસરની યાત્રા કરી છે માલકમ સાહેબે પોતાના ઇતિહાસમા લખ્યુ છે કે કેટલાક ગુપ્ત વેશે છાનાછાના યાત્રા કરી જતા પણ તે સમય ના એક મુસલમાન લેખકે લખ્યુ છે કે ‘ શીખ લોકો ધોળે દહાડે ઘોડા દોડાવતા અમૃતસર આવતા અને યાત્રા કરીને પાછા જતા આવા પ્રયત્નમા ઘણા મરતા કોઇ કોઈ વાર તેઓ કેદ પણ પકડાતા પણ તેઓ મોતથી ડરીને કદી નાઠા નથી આનન્દની સાથે તેઓ પોતાની આહુતિ આપતા ’ તે જ ઇસ્લામી ઇતિહાસકાર લખે છે કે ‘ એવો એક પણ દાખલો મળ્યો નથી કે કોઇ શીખે પોતાના ધર્મનો ત્યાગ કર્યા હોય ’

આનુ નામ જ સત્યાગ્રહ દુનિયામા શીખ જાતિનુ આટલુ માન છે તેનુ આ જ કારણ છે આ જ તત્ત્વ શીખ અકાલીઓમા પાછુ પ્રાદુર્ભાવ પામ્યુ છે સત્યાગ્રહથી દેશનુ પુરુષાતન નાશ પામે છે એમ માનનારાઓએ શીખ ઇતિહાસ વાચવો જોઇએ અને અકાલીઓની નીડર ધાર્મિકતાનુ ધ્યાન કરવુ જોઇએ સત્યાગ્રહ એ તો ઉચ્ચમા ઉચ્ચ વીરતા છે તેનાથી રાષ્ટ્રનુ પુરુષાતન નાશ પામવાને બદલે ઉલટુ અમર થશે

ચૌરીચૌરાના હત્યાકાંડ પછી ઘણા કહેતા કે હિંસા સામે અહિંસક રહેવું એ સામાન્ય પ્રજાને માટે અશક્ય છે, મનુષ્યસ્વભાવથી એ વિપરીત છે, ગાંધીજી દુનિયા આગળ એક અશક્ય આદર્શ મુકી રહ્યા છે. શીખ અકાલીઓએ હવે દુનિયાને બતાવી દીધું છે કે લોકોમાં જો સાચો ધર્મપ્રેમ હોય તો એક સાધારણ હળ હાંકનાર પણ ગમે તેવા મહાન જાલિમ સાથે પ્રસંગ પડતાં અહિંસાધર્મનું પાલન કરી શકે છે. અહિંસા એ સાર્વત્રિક સાર્વભૌમ ધર્મ છે.

# જૂના ખેતરમાં નવું ખેડાણ

એક વૃદ્ધે મરતી વેળાએ દીકરાઓને કહ્યું કે આપણા ખેતરમા ધન દાટી રાખેલું છે. છોકરાઓએ આખું ખેતર ખોદી જોયું પણ તે વખતે ક્યાંય ધન ન મળ્યું. પણ તે વર્ષે પાક એવો તો સારો આવ્યો કે તેની આગળ દાટેલું ધન મળત તો પણ વિસાતમાં ન ગણાત.

સમાજમાં સામાન્ય લોકો હમેશાં વિચારક્ષેત્ર ઉપર ઉપરથી જ ખેડે છે ત્યા સુધી સામાજિક જીવન પ્રાકૃત અને ક્ષીણ રહે છે. જ્યારે જ્યારે 'ધીર' લોકોએ વિચારક્ષેત્ર પેલા વૃદ્ધના દીકરાઓની પેઠે ખૂબ ઊંડું ખોદ્યું છે ત્યારે ત્યારે વિચારનો પાક અપૂર્વ આવેલો છે. શ્રીકૃષ્ણે એકવાર આમ કર્યું હતું. તેથી હિન્દુ વિચાર-સાગરમાં આટલી ભરતી આવી. બુદ્ધ ભગવાને આત્મપ્રતીતિ કરતાં બીજું કોઈ પણ પ્રમાણ માનવાની ના પાડી તેથી આર્ય સંસ્કૃતિના જ્ઞાનાગ્નિ ઉપર બાઝેલી રાખ ઉડી ગઈ અને આર્ય વિચારરાશિ ઝગઝગી ઉઠ્યો. ફ્રાન્સના દિદેરો અને વિશ્વકોશલેખકોએ મનુષ્યસમાજનો આધાર કયા તત્ત્વ ઉપર છે એ ખેડી જોયું અને યૂરોપમાં ક્રાન્તિ થઈ, આમવર્ગ સ્વતન્ત્ર થયો. માર્ટિન લ્યૂથરે પોતાના વખતની ધર્મવ્યવસ્થા દેવતામા મુકી દીધી અને આ રીતે ધર્મકલ્પનાનું શુદ્ધ સુવર્ણ બહાર નીકળ્યું. આમ જ્યારે જ્યારે માણસ અન્ધ પરંપરાને ફેંકી દઈ નાના-મોટા દરેક પદાર્થને कोऽसि कस्मिंस्त्वयि वीर्यम् એવો સવાલ પૂછવાની હિંમત કરે છે ત્યારે ધર્મસંસ્કાર થાય છે, પ્રજામા નવું બળ આવે છે, વિદ્વાનોને નવી દૃષ્ટિ મળે છે અને આ દૃષ્ટિની અસર ચૌદ વિદ્યા ને ચોસઠ કળા ઉપર પડે છે.

આજે હિન્દુસ્તાનમાં ત્રણે જ તત્ત્વજિજ્ઞાસા, ધર્મજિજ્ઞાસા, અને કર્મ-જિજ્ઞાસા સળગી ઉઠેલી છે. દરેક વસ્તુનું રહસ્ય આપણે શોધીએ છીએ, જીવનનું પરમ રહસ્ય નવેસરથી જાણી લઈ તે આચરણમાં મુકવા માગીએ

છીએ, નવીન સમાજવ્યવસ્થા અને નવીન આચારવિધિઓ દ્વારા તે સમાજમા દાખલ કરવા માગીએ છીએ, અને આ નવો પ્રાણ લઈ આપણે વિચારની આલમ ઉપર શુદ્ધ સાત્વિક દિગ્વિજય મેળવવા માગીએ છીએ આજે કૃષ્ણ અને શંકરાચાર્ય, બુદ્ધ અને મહાવીર, ચૈતન્ય અને નાનક, મેસાયા અને મહાદી બધા જ નવો અવતાર લેવાના છે, નવુ રૂપ ધારણ કરવાના છે વખતે તેઓ એક રૂપ પણ થશે વખતે એક જ અનેક રૂપો ધારણ કરશે, કેમકે આપણે વિચારસાગર ડહોળવા મથીએ છીએ

# છઠ્ઠી સાહિત્ય પરિષદ્

એમ કહેવાય છે કે જેઓ સારી રીતે સૂએ છે તેઓ જાગે છે પણ સારી રીતે લાંબા વખત સુધી અને નીરાંતે સૂતા પછીની જાગૃતિ આલ્હાદક અને મંગલપ્રદ હોય છે આ કહેવતમા કંઇ પણ સત્ય હોય તો સુરત પછી પાંચ વર્ષ પર્યન્ત સૂતેલી આપણી સાહિત્ય પરિષદ્ પાટનગર અમદાવાદમા જ્યારે જાગી ત્યારે તે સફળતાથી પાર પડી હશે એવુ અનુમાન કરવુ જોઇએ અને તે અનુમાનમા કંઇ પણ ભૂલ છે એમ કહેવાય નહિ જે પરિષદ્મા આનન્દશંકરભાઇ જેવા આચાર્ય, કેશવલાલ ધ્રુવ જેવા સાહિત્ય સાગરના મીન, રમણભાઇ જેવા રસિક, નરસિંહરાવ જેવા ચિકિત્સક, બ. ક. ઠાકોર જેવા ઇતિહાસનિષ્ણાત પધાર્યા હતા, અને જેનુ નેતૃત્વ પ્રાચીન સાહિત્યના કાંટાળા માર્ગને પ્રકાશિત કરનાર સાહિત્યસેવાધુરીણ હરગોવિન્દદાસે સ્વીકાર્યુ હતુ તે પરિષદ્ સફળ નીવડી કે નહિ એ પ્રશ્ન જ પૂછવા જેવો જણાય વળી આ પરિષદ્ને પોતાના શુભાગમનથી આશીર્વાદ આપનાર તપસ્વી મહાત્મા ગાંધી અને સાહિત્યસમ્રાટ રવીન્દ્રનાથ ઠાકુરનાં નામ સાંભળતાં જ શંકા એકદમ દૂર થવી જોઇએ

પરિષદ્ અત્યન્ત ઉત્સાહથી અને આનંદથી પાર પડી કાર્યક્રમની [illegible] સર્વગુણમનોહર પંચમ સ્વરની અમદાવાદનો વસન્ત નિનાદિત થયો પોતાના પ્રયાસથી જનસમાજમા પવિત્ર અને પ્રાણવાન ચૈતન્ય રેડવું જોઇએ એવી મહાત્મા ગાંધીની યાચના સાંભળીને સાહિત્યસેવકોને નવી દૃષ્ટિ મળી અને આચાર્ય આનન્દશંકર ધ્રુવના મુખારવિંદથી ગુજરાતના એક ગુર્જરી વિદ્યાપીઠ અથવા વિશ્વભારતી (યુનિવર્સિટી) સ્થાપવાનો નિશ્ચય થતાં ગુર્જરગિરાના ઉપાસકોની કાર્યક્ષેત્ર પર મનની નજર [illegible] ખાતરી

રીતે પરિષદ્‌નું પુષ્પાહવાચન બહુ સુન્દર થયું છે. પણ પરિષદ્ કંઈ ત્રણ દિવસની વસ્તુ નથી. પચ વર્ષમાં સાહિત્યસેવાને માંડ ત્રણ દિવસ આપવાથી સાહિત્યસેવા થતી નથી. આ ત્રણ દિવસ સાહિત્યસેવા કરવાના હોતા જ નથી. ખરું જોતાં આ ત્રણ દિવસમાં અત્યાર સુધી કરેલી સેવાનું સરવૈયું કાઢવાનું હોય છે. અને આ સરવૈયાને પરિણામે સાહિત્યસેવાની નવી દિશા આંકીને તે દિશામાં ઉત્સાહ અને ખંતપૂર્વક કાર્ય કરવાનો નિશ્ચય કરવાનું હોય છે. આ નિશ્ચય બ્રાહ્મણના આશીર્વાદ જેવા ખાલી ખોખારૂપ ઠરાવોથી કરવાનો નથી, પણ કામ કોણ કરશે, કેવી રીતે કરશે, કોની દેખરેખ નીચે કામ થશે એની યોજના ઘડીને તે યોજના પાર પાડવાને જોઈતી બધી સગવડ કરીને એ નિશ્ચય થવો જોઈએ. અમને લાગતું હતું કે આ પરિષદ્ પ્રાચીન ચીલામાંથી છૂટીને કંઈક નવો માર્ગ લેશે, પણ ત્રણ દિવસનો કાર્યક્રમ જોઈને અમને કંઈક નિરાશા થઈ એ કબૂલ કરવું જ જોઈએ. પરિષદ્‌માં ભેગા થયેલા જનસમાજના મનમાં ર. બ. કાંટાવાળા અથવા પ્રો. ઠાકોર જેવા વિદ્વદ્રત્ન વિષે ગમે તેટલો આદર હોય તોપણ તેનો બદલો દોઢ દોઢ કલાક લાંબાં ભાષણો અથવા લેખો જનસમાજના માથા ઉપર મારીને લેવામાં તેઓએ ઔચિત્યનો ભંગ કર્યો અને લોકોની ધીરજની કઠણ કસોટી લીધી એમાં કંઈ શક નથી. જો સાહિત્ય પરિષદ્ દ્વારા કંઈ પણ સંગીન કામ કરવું હોય અને લોકોના કિંમતી સમયનો વધારેમાં વધારે ઉપયોગ કરવો હોય તો પરિષદ્‌નું ઘણુંખરું કામ બેઠક પહેલાં જ કરી લેવું જોઈએ. લાંબાં લાંબાં ભાષણો અને લેખો પહેલેથી જ છાપીને પરિષદ્‌ના સભાસદોમાં આઠ દિવસ પહેલાંથી વહેંચવામાં આવે તો પરિષદ્‌ને બીજું મહત્ત્વનું કામ કરવાને બીજો ઘણો સમય મળે. ઓછામાં ઓછું પરિષદ્‌ને આગલે દહાડે આ વ્યાખ્યાનો જનતામાં વહેંચાય તો પરિષદ્ આગળ વંચાઈ ગયાં છે એમ માનવામાં આવે તો પણ લોકોને કંઈ નાનીસૂની રાહત મળી ન ગણાય. યૂરોપમાં હમેશાં એમ જ કરવામાં આવે છે. પછી કોઈ વિદ્વાનને પોતાના લેખમાંથી કેટલાક ફકરાઓ વાંચી બતાવવાની ઉત્સુકતા હોય અથવા લોકોનો સાંભળવાનો આગ્રહ હોય તો પાંચ કે દસ મિનિટ આપવામાં કોઈને ખોટું ન જ લાગે. દાખલા તરીકે રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે પરિષદ્ આગળ વનવેલીનો જે અવતાર બતાવ્યો તે જેટલો આવશ્યક હતો તેટલો જ ચિત્તરંજક હતો. પરિષદે આ વર્ષે ઇતિહાસ વિભાગ, વિજ્ઞાન વિભાગ, સાહિત્ય વિભાગ વગેરે વિભાગ તો કર્યા, પણ જુદા જુદા નિબન્ધો જુદે જુદે સમયે અને જુદે જુદે સ્થળે વાંચવાની સગવડ સિવાય આ વિભાગીકરણથી વધારે લાભ થયો જણાતો નથી. આમાં પણ પરિષદ્ નવો ચીલો પાડી બતાવી શકત. પરિષદ્ પહેલાં એકેક મહિના સભાસદોની નામાવલિ નક્કી કરીને દરેક સભાસદને તેઓ

કયા વિભાગમા કામ લે છે એ નક્કી કર્યું હોત અને વિભાગના અધ્યક્ષને પગ પહેલેથી જ કામ કરવાની પ્રેરણા કરી હોત તો દરેક વિભાગના અધ્યક્ષ પોતાના વિભાગમા કયા ઠરાવો પસાર કરવા, શુ શુ કામ કરવુ એની ચર્ચા પત્ર દ્વારા બધા સભાસદો સાથે કરીને કઇંક નિર્ણય ઉપર આવત, અને દરેક સભાસદ દરેક વિષય ઉપર પરિપૂર્ણ વિચાર કરીને ખાલી પ્રેક્ષકનુ કામ કર્યા કરતા કંઇ વધારે જવાબદારી પોતાના ઉપર છે એવી ભાવના સાથે આવત અને કંઇક કામ થાત

અમારી દૃષ્ટિએ સાહિત્ય પરિષદ્‌નુ મુખ્ય કામ સાહિત્યને અને જન સમાજના પુરુષાર્થને ૦ટ વલણ આપવાનું છે અને તેથી સાહિત્ય પરિષદ નિગ્રહાનુગ્રહસમર્થ હોવી જોઇયે આજકાલ હિન્દુસ્તાનની બધી ભાષાના સાહિત્યમા અને ખાસ કરીને આપણા ગુજરાતી સાહિત્યમા એક જાતની અરાજકતા મચી રહી છે અધિકાર વગરના લોકો ગમે તેવા ગ્રન્થો લખી નાખે છે અને અવિવેકી પ્રકાશકો સસ્તે ભાવે તેનો પ્રચાર કરીને સાહિત્યની હાનિ કરે છે, તેથી અધિકારી લેખકોને એક ખૂણે પડી રહેવુ પડે છે એક જ વિષય ઉપર બે પુસ્તક લખાયા હોય તો એકવાર સસ્તા દામમા નમાલુ પુસ્તક લીધા પછી વધારે કિંમત આપીને બીજુ સારુ પુસ્તક લેવા જેટલો ઉત્સાહ ગ્રાહકવર્ગમા ક્યાથી હોય? આજે તો નથી જ અને આ કારણથી સાહિત્ય ના ઉદ્યાનમા એટલા બધા જાળાઝાખરા ઉગી નીકળ્યા છે કે ફળઝાડો અને કાવ્યલતિકાઓને ઉગવુ પણ મુશ્કેલ થઇ ગયુ છે આ કફોડી સ્થિતિમાથી નીકળી જવુ હોય તો સાહિત્ય પરિષદે એક વિવેચક વિભાગ નિર્માણ કરવો જોઇયે, જેથી પ્રસિદ્ધ થતા સાહિત્ય ઉપર પરિષદ્‌ની રસિક પણ ચિકિત્સક, ઉદાર પણ નિષ્પક્ષપાતી દૃષ્ટિ હમેશા રહે નમાલા અથવા હાનિકારક સાહિત્ય નો પ્રખર ટીકાથી નિગ્રહ થવો જોઇયે અને જીવનદાયી તેમજ સ્પૃહણીય સાહિત્ય ઉપર ગૌરવનો અનુગ્રહ થવો જોઇયે ઑર્ડર આપીને બીબામાથી ગમે તેવો માલ તૈયાર કરાવીયે છીયે તેમ પારિતોષિકની લાલચ આપીને મૌલિક ગ્રન્થ નિર્માણ ન થઇ શકે છતા ભાષાન્તરોની બાબતમા કંઇક વ્યવસ્થિત કામ થઇ શકે ખરુ સર્વમાન્ય શિષ્ટ ગ્રન્થોના અનુવાદ સરળ અને પ્રમાણભૂત થવા જોઇયે પણ 'માઇલ સ્ટોન્સ ઇન ગુજરાતી લિટરેચર' જેવી ચોપડીઓ પણ તરજુમો સાહિત્ય પરિષદ કરાવે તો તેમા સાહિત્ય પરિષદે પોતાનુ કર્તવ્ય સારી રીતે બજાવ્યુ કે પાર પાડ્યુ ન કહેવાય દુનિયાની બધી ભાષાઓમા જેટલા સુન્દર ગ્રન્થ છે તેનુ ગુજરાતી ભાષાન્તર પૈસા ખરચવાથી થઇ શકે, તેથી ગુજરાતી ભાષાની અથવા સમાજની સેવા થશે જ એમ માનવાનું કશુ પણ કારણ નથી જેમ શેર બશેર અનાજ ચાવીને કે ચાવ્યા વગર ખાવાથી માણસની શક્તિ વધતી નથી પણ પોતાની શરીરરચનાને

અનુકૂળ રૂપમા તેને ગળીને શરીર પચાવી શકે તેટલુ જ ખાધે શક્તિ વધે છે, તેમ સામાજિક જીવનમા જેટલું હજમ થાય તેટલુ જ અને તેવી જ રીતે સમાજને અપાય તો ભાષાની ઉન્નતિ થાય. આ દૃષ્ટિએ જોતા ગુજરાતી કૉલેજ સ્થાપવાનો વિચાર અત્યન્ત મહત્ત્વનો અને ઇષ્ટ છે, કેમકે તે કૉલેજમા ગુજરાતી ગ્રન્થોનું અધ્યયન થશે, અને સ્વભાષામા થયેલા અધ્યયનનો જોતજોતામા પ્રચાર થાય છે એ સાર્વત્રિક અનુભવ છે. આ કૉલેજ જેટલી વહેલી સ્થપાય તેટલી વિજ્ઞાન વિભાગ, ઇતિહાસ વિભાગ, સાહિત્ય વિભાગ વગેરે વિભાગોની સાર્થકતા જણાઇ આવશે અને ગુજરાતી ભાષાની સાચી ઉન્નતિ થશે. પ્રાચીન સાહિત્ય પુસ્તકસ્થ થયુ પણ હજી કંઠસ્થ થયુ નથી. યુરોપનો ઇતિહાસ ગુજરાતી ભાષામા આવ્યો પણ ગુજરાતના રાજકીય જીવનમા આવ્યો નથી પ્રાચીન સાહિત્ય જ્યારે અધ્યયન સાથે કંઠસ્થ થાય, જ્યારે યુરોપીઅન સાહિત્યનો ઇષ્ટ ભાગ અધ્યયન સાથે આપણી વિચારસૃષ્ટિમા ઉતરે અને તેનાથી આપણી વિચારપદ્ધતિમા યોગ્ય ફેરફાર થાય ત્યારે જ તે હજમ થયુ ગણાય વૈષ્ણવોમા દ્વારકા અથવા ડાકોર વિષે જે પ્રેમ અને અભિમાન રહે છે, સ્વામીનારાયણ સંપ્રદાયના લોકમા પોતાના સંપ્રદાય વિષે જે આદર રહે છે અને આજકાલના રાજદ્વારી પુરુષોમા કૉંગ્રેસ વિષે જે મમત્વ હોય છે તેવા પ્રેમ અને અભિમાન, આદર અને મમત્વ જ્યારે ગુર્જર સાક્ષરો સાહિત્ય પરિષદ્ વિષે બતાવશે ત્યારે જ સાહિત્ય પરિષદ્નુ કાર્ય પ્રાણવાન અને ચિરસ્થાયી થશે સાહિત્યસમ્રાટ્ રવીન્દ્રનાથ ઠાકુરનો અનુકરણીય દાખલો આપણી સામે જ છે. તેઓએ અનેક રીતે બગાળી સાહિત્યમા ઉમેરો કર્યો છે, નવયુવકોને દિશા બતાવી છે અને તનમનધન અર્પણ કરી સાહિત્યનુ એક વિદ્યાપીઠ સ્થાપન કર્યુ છે. ગુજરાતમા પણ તેમ થાઓ અને ગરવી ગુજરાતનો ઝળઝળ કસુંબી ધ્વજ ફરકો એવી અમારી હાર્દિક પ્રાર્થના છે.

# લોકસાહિત્યની મીમાંસા

મનુષ્યની કેળવણીમા મોટામા મોટો કોઈ વિષય હોય તો તે મનુષ્ય જ છે સર્વ શાસ્ત્રો, સર્વ કળાઓ, ઇતિહાસ અને વિજ્ઞાન, સમાજશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર બધુ માણસને માટે છે. તેથી જ સરકારી કેળવણીમા ઇતિહાસને મહત્ત્વ આપેલુ છે, તેથી જ ધર્મશાસ્ત્રની આટલી મહત્તા મનાયેલી છે, અને તેથી જ અનેક મનુષ્યોને બીજાં મનુષ્યો વિષે જ્ઞાન મેળવવામા રસ પડે

છે. અથવા એમ કહીએ તો ચાલે કે દુનિયામા જે જે શાસ્ત્રો અથવા વિષયો નિર્માણ થયા છે તે બધા મનુષ્યની મનુષ્ય વિષે અથવા પરિસ્થિતિ વિષેની જિજ્ઞાસા તૃપ્ત કરવા માટે થયા છે. મનુષ્યમા સામાજિક જીવનની જે સ્પૃહા રહેલી છે તેને લીધે જ એક માણસ બીજા માણસ વિષે કંઇક જાણવા માગે છે, એટલું જ નહિ પણ જે માણસ સમાજની વિવિધ વ્યક્તિઓનો સ્વભાવ, તેમની ભાવનાઓ, તેમની આકાંક્ષાઓ અને અભિરુચિ જેટલે દરજ્જે વધારે જાણે છે તેટલે દરજ્જે તે વ્યક્તિઓ ઉપર સ્વામિત્વ મેળવે છે અને અનેક લોકોને પોતાની ઇચ્છા પ્રમાણે દોરે છે. તેથી જ જૂના વખતમા ચતુર રાજ-કારી પુરુષો પોતાના છોકરાઓને ઇતિહાસ ભણાવતા અને લોકસ્વભાવનુ નિરીક્ષણ કરતા શીખવતા.

પ્રાચીન કાળમા રાજપુત્રને પુરાતન વાર્તાઓ કહેવા માટે વિદ્વાન શાસ્ત્રી પંડિત રાખવામા આવતા. દરેક રાજપુત્રને પોતાના દરબારમા ભાટચારણ પાસેથી પોતાનો વંશ, પૂર્વજોનુ પરાક્રમ અને પોતાના દેશના લોકોનો ખાસ સ્વભાવ જાણવાની તક આપવામા આવતી બ્રાહ્મણો પાસેથી આ દુનિયા કેવી રીતે નિર્માણ થઈ, એનો નિયન્તા કોણ છે, આ દુનિયાની વ્યવસ્થા કેમ ચાલે છે, સમાજવ્યવસ્થા ઠીક રહેવા માટે દરેક માણસે શુ શુ કરવુ જોઇયે તેનું વિગતવાર જ્ઞાન મળતુ અને દરબારના ખુશામતીઆ વિદૂષક પાસેથી ઠગ લોકોની યુક્તિઓ, સ્ત્રીઓનો સ્વભાવ, ચતુર વાર્તાલાપ એ બધાનું જ્ઞાન મળતું એક રાજાના ચાર પાંચ દીકરા એટલા મન્દબુદ્ધિ હતા કે લોક વાર્તામા એમને રસ નથી પડતો એમ જોઇને વિષ્ણુગુપ્ત નામે મહાપંડિતે શિયાળ, વરુ, બળદ અને કાગડા જેવા પશુપક્ષીઓની બાળવાર્તાઓ દ્વારા રાજકાજનુ જટિલ તત્ત્વજ્ઞાન તેમને શીખવ્યુ એવુ વર્ણન એક જૂના ગ્રન્થમા છે.

વાર્તા સાંભળવાનો શોખ દુનિયાના દરેક દેશમા અને દરેક કાળમા અખંડ જાગ્રત છે. છોકરાઓ બાળપણના ઉત્સાહને લીધે, તરુણો રસિકતાને લીધે, અને ડોસાઓ નિવૃત્તિનો સમય આનન્દમા ગાળવા માટે વાર્તા સાંભળે છે. મનુષ્યસ્વભાવના આ અંશનું પરીક્ષણ કરીને દુનિયાના ગુરુઓએ વાર્તાનુ ઉપજીવન કરીને પોતાનો ઉપદેશ દુનિયા આગળ મુકેલો છે એક તરફ જિજ્ઞાસા એ જેમ મનુષ્યનો સ્વભાવ છે તેમ બીજી તરફ પોતાની શક્તિ પ્રમાણે જીવનના દરેક રહસ્યનુ કંઇક તો નિરાકરણ કરવુ જોઇયે એવો આગ્રહ મનુષ્યસ્વભાવમા હોય છે, અને તેથી જ કુદરતી બનાવો, ચમત્કારો, તારાઓની ગતિ, જન્મમરણનુ અને પ્રજોત્પત્તિનુ રહસ્ય વગેરે વિષયો ઉપર દરેક દેશના સુધરેલા અને જંગલી લોકોએ પોતાની મેળે કંઇક ને કંઇક ઉપપત્તિ બેસાડેલી છે.

આ જ રીતે માનવહૃદયને સમાધાન મળે છે, કલ્પનાશક્તિને અવકાશ મળે છે અને કાવ્યશક્તિને પોષણ મળે છે. આજે કવિ મનોવિનોદાર્થે શ્રમ ઉત્પન્ન કરે છે અને તેમા રસ લે છે, કાવ્યમા તો અસત્ય સૃષ્ટિ જ હોય એવી કલ્પના હાલમા પ્રચલિત થઈ છે. માનવજાતિના બાલ્યકાળમા આમ ન હતુ સંસ્કૃત ભાષામા તેમજ વેદમા કવિ એટલે રહસ્ય જાણનાર, કવિ એટલે મન્ત્રદ્રષ્ટા, કવિ એટલે ઇન્દ્રિયોને અગોચર એવી વસ્તુઓનુ રહસ્ય ઉકેલનાર, અને તેથી જ કવિ એ સમાજનો નેતા હતો. સમાજનેતાને સમાજને દોરવાની કળા આવડવી જોઇયે. આપણા પ્રાચીન નેતાઓ લોકશિક્ષણનો પ્રધાન સિદ્ધાન્ત સારી રીતે જાણતા હતા સ્થૂલમાથી સૂક્ષ્મ, જ્ઞાતમાથી અજ્ઞાત, નિકટમાથી દૂર, પ્રકટમાથી ગૂઢ, અંદરથી બહાર, સ્વકીયમાથી પરકીય એ કેળવણીનુ સૂત્ર એમણે ક્યારનું ઓળખેલુ હતુ, અને તેથી સમાજશિક્ષણમા પ્રાચીન વિચારો, પ્રાચીન કલ્પનાઓ, લોકરૂઢ રૂપકો, અને પ્રાચીન ઇતિહાસ લઇને તે દ્વારા તેઓ દરેક નવીન વસ્તુ સમાજમા દાખલ કરતા. ધ્યાનસ્થ બેસીને વિશ્વમા રમનાર, ચિત્તશક્તિ સાથે એકરૂપ થયેલા ઋષિઓ ભાષા વગર, વાણી વગર, અરે, મનની દરમિયાનગીરી વગર આ દુનિયાનુ રહસ્ય જાણી શક્યા પણ સમાજને તે જ્ઞાન તેઓ કેવી રીતે આપે? જે વસ્તુનો લોકોને અનુભવ નથી, જેની સાથે સરખામણી કરવા જેવો દુન્યવી અનુભવ મળે નહિ તે વસ્તુ સમાજ આગળ કઈ રીતે મુકે?

આપણા પ્રાચીન ઋષિઓ ચિત્રકાર હતા. ગમે તે ગૂઢ સિદ્ધાન્તનુ શબ્દચિત્ર પોતાની અમોઘ શક્તિથી તેઓ ઉભુ કરી શકતા હતા તેમણે તેમના વખતમા પણ અત્યન્ત પ્રાચીન મનાતી લોકવાર્તાઓ હાથમા લીધી, તેમા જોઇયે તેવા ફેરફાર કર્યા અને પોતાને સ્ફુરેલા તત્ત્વોનુ શબ્દચિત્ર લોક આગળ ઉભુ કર્યું. સામાન્ય લોકોને તેમા વાર્તાનો રસ મળતો અને ધ્યાનપરાયણ જિજ્ઞાસુઓને તેમા પરમ રહસ્ય મળતુ.

કોઈ પણ વસ્તુ સીધી રીતે કહેવી જ નહિ એ ઋષિઓનો સ્વભાવ તેથી જ તેઓ કહે છે परोक्षप्रिया इव हि देवाः प्रत्यक्षद्विषः । એ પ્રથા એ જ રીતે આગળ ચાલી ઋષિઓએ પરમ ગૂઢ જ્ઞાન લોકવાર્તામા મુક્યુ. જ્યોતિર્વિદોએ પોતાનુ શાસ્ત્ર લોકવાર્તામા ગોઠવી દીધુ સમાજશાસ્ત્રકારોએ પોતાના વ્યાપક સિદ્ધાન્તોનું અને સામાજિક નિયમોનુ સમર્થન લોકવાર્તા દ્વારા કર્યું એટલુ જ નહિ પણ નિરુક્તકારોએ પણ વાર્તાનો આશ્રય લીધો પુરાણકારોએ વફાદારીથી એ જ પ્રથા આગળ ચલાવી. ધાર્મિક તત્ત્વો અને સામાજિક અનુશાસનો લોકપ્રિય કરવા તેમણે પ્રચલિત ઇતિહાસ અને લોકવાર્તાઓ હાથમા લીધા લોકહૃદય સાથે એકતાન થયા। પુરાણકારોએ લોકવાર્તામા અથવા ઇતિહાસમા ગમે તેવો ફેરફાર કરવાનો

અધિકાર પોતાનો છે એમ માની લીધું અને જે ધાર્મિક તત્ત્વોનો પ્રચાર કરવો હોય તેને અનુકૂળ વાર્તાનો પ્રવાહ રેલ્યો. એમાં તેમની ઉપર આપણે અસત્યવાદિત્વનો આરોપ તો ન જ મૂકી શકાય. તેઓ સ્પષ્ટ કહે છે કે અમે કહીએ છીએ તે અર્થવાદ હોય છે. અને તેથી જ વાલ્મીકિરામાયણ, અધ્યાત્મરામાયણ, આનન્દરામાયણ, અદ્ભુતરામાયણ, તુલસીરામાયણ, અથવા ભાવાર્થરામાયણમાં એક જ રામ અને સીતાની વાર્તા અનેક રીતે વર્ણવેલી છે. યૂરોપમાં પ્રતિષ્ઠિત લોકો વચ્ચે અને સામાન્ય લોકો વચ્ચે જેટલું અન્તર પડેલું છે તેટલું અન્તર આપણે ત્યાં નથી.

## આપણું લોકસાહિત્ય

અમેરિકાના કોઈ પણ પ્રખ્યાત પુરુષનું ચરિત્ર જુઓ, એના બાપદાદા અથવા વડવાઓ ઇંગ્લંડમાં કે સ્કૉટલંડમાં રહેતા, પછી ત્યાંથી અમેરિકામાં આવ્યા, એવી શરૂઆત જોવામાં આવશે. અમેરિકન ઇતિહાસની પૂર્વપીઠિકા યૂરોપીય ઇતિહાસમાં ખોળવામાં આવે છે. અમેરિકન સામાજિક અને રાજકીય ઇતિહાસનું મૂળ યૂરોપના સામાજિક અને રાજકીય બંધારણમાંથી નીકળેલું બતાવવામાં આવે છે. એ બહુ ત્યાં સ્વાભાવિક છે, કેમકે અમેરિકન મહાપ્રજા યૂરોપથી ત્યાં ગઈ છે. આપણે અહીં અંગ્રેજી ભણેલા આપણે જ્યારે કોઈ પણ વિષય ઉપર લખીએ છીએ ત્યારે યૂરોપથી જ શરૂઆત કરીએ છીએ, કેમ જાણે આપણી સંસ્કૃતિ પણ વિલાયતથી જ અહીં આવી હોય નહિ!

આ પદ્ધતિ બહુ જ દુષ્ટ છે અને અસ્વાભાવિક કેળવણીનું પરિણામ છે. અંગ્રેજો અહીં આવ્યા ત્યાર પહેલાં શું આપણે જંગલી દશામાં હતા? શું આપણા સમાજમાં દરેક અંગનો પ્રાચીન કાળથી વિકાસ થતો નથી આવ્યો?

લોકસાહિત્યની પૂર્વપીઠિકા ડેન્માર્કમાંથી શોધવાની જરૂર નથી. પ્લેટો અને ઍરિસ્ટૉટલના વચનથી લોકશિક્ષણમાં લોકસાહિત્યનું મહત્ત્વ સિદ્ધ કરવાની જરૂર નથી. યૂરોપમાં અને હિન્દુસ્તાનમાં લોકસાહિત્ય પ્રત્યેની લોકોની લાગણી ભિન્ન ભિન્ન છે. યૂરોપનો પ્રાચીન ઇતિહાસ કહે છે કે હાલમાં જેને યૂરોપીઅન સંસ્કૃતિ કહે છે તે ખરું જોતાં ગ્રીક અને રોમન સંસ્કૃતિ છે, જેને તેઓ 'Classical Culture' કહે છે. આ ગ્રીક અને રોમન લોકો અભિમાની હતા. જેઓ ગ્રીક અને લૅટિન ન હોય તે બધા 'બાર્બેરિયન' એટલે કે જંગલી ગણાતા. મધ્ય યૂરોપ તથા ઉત્તર યૂરોપમાં આ 'ક્લાસિકલ' સંસ્કૃતિનું

સામ્રાજ્ય ફેલાયું અને ત્યાંના લોકોએ પણ ઉપરના મતનો સ્વીકાર કર્યો અને પોતાનું જંગલીપણું ધોઈ નાખવા માટે 'ક્લાસિકલ' સંસ્કૃતિનો સ્વીકાર કર્યો. એ સ્થિતિ લગભગ બે હજાર વર્ષથી ચાલતી આવેલી છે. કેળવણી એટલે 'ક્લાસિકલ' કેળવણી એવો જ અર્થ થતો. વર્તમાન યુગમાં ફ્રેન્ચ, જર્મન, ઇટાલિયન કે અંગ્રેજ જાતિઓએ જ્ઞાનમાં અને વિચારમાં જે વૃદ્ધિ કરી છે તેનો પાયો 'પણ' પણ 'ક્લાસિકલ' સાહિત્યમાં જ રહેલો છે. નવી વસ્તુ તો ફક્ત ભૌતિક શાસ્ત્રોની જ છે.

હવે આ બે હજાર વર્ષ પછી મધ્ય અને ઉત્તર યુરોપમાં આત્માનાત્મ વિવેક જાગૃત થયો છે—સ્વાભિમાન જાગૃત થયું છે ત્યાંના લોકોને હવે એમ લાગે છે કે 'ઠેઠ પહેલાંના આપણા પૂર્વજો ગ્રીક અને લૅટિન ન હતા તેમજ ગ્રીક અને લૅટિન લોકો કહેતા તે પ્રમાણે તેઓ જંગલી પણ ન હતા ગ્રીક અને લૅટિન લોકોનું રાજ્ય થયું તેના પહેલાં આપણા પૂર્વજોએ બહુ જ સુન્દર, કાવ્યમય અને સ્વાભાવિક એવું એક સાહિત્ય નિર્માણ કરેલું. બે હજાર વર્ષ સુધી આપણે એની ઉપેક્ષા કરી તે છતાં અશિષ્ટ ગણાતા લોકોમાં તે ટકી રહ્યું છે—અર્થાત્ તે વીર્યવાન છે ' અત્યાર સુધી પોતાના પૂર્વજોના વારસાની તેમણે કદર કરી નહિ એનો તેમને પશ્ચાત્તાપ થયો, અને હવે પછી પોતાના વંશજોમાં સ્કન્ડિનેવિયન અથવા નૉર્સ સંસ્કૃતિનું જ્ઞાન અને પ્રેમ ઉત્પન્ન થાય તે માટે તેઓની કેળવણીની શરૂઆતમાં જ નૉર્સ સગા (પૌરાણિક કથા) જેવા લોકસાહિત્યનો પરિચય કરાવવાનો તેમણે નિશ્ચય કર્યો છે એટલે લોકસાહિત્યની શોધ અને સેવા એ એક જાતનો 'ક્લાસિકલ' સંસ્કૃતિ સામે બળવો છે ક્લાસિકલ સંસ્કૃતિ પારકી છે, આપણી નથી, તેનું ઝુંસરું ફેંકી દેવું જોઈએ એવો વિચાર આ પ્રવૃત્તિના મૂળમાં દેખાય છે 'ક્લાસિકલ' સાહિત્ય classes ને માટે છે, masses ને માટે નથી, એટલે કે ખાસપ્રજાને માટે છે, આમપ્રજાને માટે નથી, એવો ખ્યાલ ત્યાં પ્રચલિત થઈ ગયેલો છે. એની અસર ત્યાંની કેળવણી પર થઈ છે

'ક્લાસિકલ' સાહિત્યનો ત્યાં કોઈ ત્યાગ કરી શક્યા એમ નથી પણ 'ફોક'-સંસ્કૃતિ અથવા લોકસંસ્કૃતિ પ્રતિસ્પર્ધી તરીકે ઉત્પન્ન થઈ છે એ જ વૃત્તિ અમેરિકન નીગ્રોમાં ઉત્પન્ન થઈ છે અમેરિકન નીગ્રો લોકોની કેળવણી અમેરિકન ઢબની હોય છે, છતાં તેની અંદર આફ્રિકન લોકસાહિત્ય, આફ્રિકન સંગીત, આફ્રિકન નાચ વગેરે દાખલ કરનાર એક પક્ષ ઉભો થયો છે

આપણા દેશમાં લોકસાહિત્યની સ્થિતિ અને પ્રતિષ્ઠા જુદા જ પ્રકારની છે. આપણી પ્રજા રાજકારણપ્રધાન નથી. આપણે ત્યાં classes અને masses અથવા ખાસ અને આમ એવો પ્રખર ભેદ પડ્યો ન હતો, 'શ્રેષ્ઠ' લોકોએ

'ઇતર જનો'ની ઉપેક્ષા કરી ન હતી. આર્ય સંસ્કૃતિમાં વિદ્વાન વર્ગે લોક-સંગ્રહનું મહત્ત્વ જાણતો આવ્યો છે. વેદોમાં આદ્યઋષિઓએ સૂક્ષ્મ આધ્યાત્મિક સિદ્ધાન્ત મન્ત્રબદ્ધ કરવા માટે લોકવાર્તાઓનો ઉપયોગ કર્યો છે. પુરાણોમાં પણ તેમ જ છે. સાચું જોતાં આપણાં પુરાણો તો લોકશિક્ષણનાં પાઠ્ય પુસ્તકો જ છે. પ્રજા સમસ્તને જેટલા વિષયમાં કેળવણી આપવાની જરૂર માનવામાં આવતી તે બધા વિષયો પુરાણોમાં હોય છે. અને સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં પુરાણોની રચનાશૈલી પણ કેળવણીશાસ્ત્રના સિદ્ધાન્તને અનુસરતી છે. સંગીતમાં પણ રામાયણકાળથી શાસ્ત્રીય સંગીત અને લૌકિક સંગીત બન્નેની સરખી પ્રતિષ્ઠા હતી. વાલ્મીકિએ લવ અને કુશને માર્ગી સંગીત પ્રમાણે દેશી સંગીતમાં પણ પ્રવીણ બનાવેલા હતા. બૌદ્ધધર્મમાં જાતક-કથાનું સ્થાન બહુ ઉંચું છે. જાતકકથા નિર્વિવાદપણે લોકસાહિત્ય છે. ધાર્મિક ગ્રન્થોમાં જે લોકસાહિત્ય ગ્રથિત થઇ શક્યું નહિ તે કથાસરિત્સાગર, પંચતન્ત્ર, હિતોપદેશ વગેરે ગ્રન્થોમાં ગ્રથિત કરવામાં આવ્યું છે. આપણા સાધુસંતોએ પણ લોકવાર્તાનો અને લોકસાહિત્યનો ઠીક ઉપયોગ કર્યો છે અને નવું લોકસાહિત્ય નિર્માણ પણ કરેલું છે. વેતાળપચીસી, સિંહાસન-બત્રીશી, બાદશાહ બીરબલની વાર્તાઓ, શુકબહોતેરી વગેરે ગ્રન્થો તો સમાજની અધમ અને પતિત દશાના કાળનું લોકસાહિત્ય છે. ભોજ અને કાલિદાસની વાર્તાઓ વગેરે સંગ્રહોથી આ લોકસાહિત્યની પરંપરા આધુનિક કાળમાં આવી પહોંચી છે. હિન્દુસ્તાનમાં લોકસાહિત્યનું મહત્ત્વ પ્રજાથી કોઇ દિવસ અજાણ્યું નહોતુ અને તેથી જ વેદકાળથી આ પરંપરા અબાધિત રહી છે. શિક્ષણક્રમમાં લોકસાહિત્યને પહેલેથી જ સ્થાન છે. હાલના મોટા વિદ્વાનો માને છે કે મનુષ્યજાતિનો વિકાસ જે ક્રમમાં થયો હોય એ ક્રમમાં જ કેળવણી આપવી જોઇયે. વિષયો ભણાવવાનો ક્રમ પણ સ્વાભાવિક જ હોવો જોઇયે, એટલે કે જે શાસ્ત્ર સૌથી પહેલું નિર્માણ થયું હોય તે પ્રથમ ભણાવવું, જે શાસ્ત્રનો પાછળથી વિકાસ થયો તે પાછળથી ભણાવવું, અને દરેક શાસ્ત્રમાં પણ જે પગથીઆથી તે શાસ્ત્રની ઉન્નતિ થયેલી હોય તે જ ક્રમથી તે શાસ્ત્ર ભણાવવું જોઇયે. આપણાં પુરાણો એ જ ક્રમને અનુસરે છે એ ઉપર કહ્યું જ છે. આપણી કેળવણી અંગ્રેજોના હાથમાં ગઇ ત્યારથી જ ઉપલી પરંપરામાં ભંગાણ પડ્યું છે.

હવે આપણે તો આ ૫૦-૭૫ વરસની ભૂલ સુધારવી રહી. આ પચાસ પોણોસો વર્ષમાં સુશિક્ષિત અને અશિક્ષિત એવા નવીન તડ પડ્યાં છે. અમીર અને ગરીબ આ પચાસ વરસની અંદર જ એકબીજાને મળતા બંધ થયા છે. સુશિક્ષિત લોકોએ ગામડાંની આભડછેટ માની છે અને તેથી લોકસાહિત્ય આપણાથી અળગું થયું છે. આપણાં વ્રતોમાં અને ઉત્સવોમાં

કેટલી લોકવાર્તાઓ અને લોકકળા છે તે પણ ધર્મસંશોધનના—સુધારાના ખોટા ખ્યાલથી આપણે મરવા દઈએ છીએ. આજે જો આપણે નહિ ચેતીએ તો ઘણું સાહિત્ય, ઘણી રસિકતા આપણી આંખ સામે જ નાશ પામશે. એનો ઉપાય જૂનું સાહિત્ય વિસ્મરણના વિનાશમાંથી કાઢીને ચોપડીઓના પૂંઠાં નીચે દાટી રાખવું એ નથી. સામાજિક જીવનમાં તેને જીવન્ત રાખવું જોઈએ. કેળવણીમાં તેને પ્રતિષ્ઠાનું પદ મળવું જોઈએ. તો જ આપણું લોકસાહિત્ય ટકશે, ફૂલશે, ફાલશે અને પ્રજાજીવન સંસ્કારી અને સમૃદ્ધ થશે.

## લોકગીત

જ્યાં ધર્મ છે ત્યાં દંભ પણ છે. દીવા તળે અંધારું, આત્મા તળે અહંકાર અને ધર્મ તળે દંભ, એ સનાતન નિયમ છે. બાહ્ય નિયમન આવ્યું એટલે સાથે છેતરપીંડી આવી જ. આ નિયમને અનુસરીને, સમાજમાં જેમ જેમ શિષ્ટમાન્ય નિયમો મનુષ્યસ્વભાવને દબાવવાનો પ્રયત્ન કરે છે તેમ તેમ લોકોમાં એક પ્રગટ ભાવ અને બીજો ગુપ્ત ભાવ એવી બે વૃત્તિઓની ઉત્પત્તિ થાય છે. આજે શિષ્ટ સમાજમાં ભાષાની કે આચારવિચારની જે શુદ્ધતા આપણે જોઈએ છીએ તે જો સાચી હોય તો આજે સત્યયુગ છે એમ માનવામાં કશો વાંધો નથી. જેમ પોશાકથી આપણે શરીરની એબ ઢાંકીએ છીએ તેમ શિષ્ટ ભાષા દ્વારા આપણે આપણા વિચારની મલિનતા ઢાંકીએ છીએ. અમુક સંપ્રદાયવાળા લોકોથી અમુક વસ્તુ ન જ કરી શકાય એવો નિયમ કર્યા પછી તે સંપ્રદાયમાં જે દંભ અને દોષ ઉત્પન્ન થાય છે તે જોતાં તે નિયમ કરનારાઓ પર હસ્યા કે રડ્યા વિના રહેવાય જ નહિ. જહાંગીર બાદશાહ વિષે એમ કહેવાય છે કે રાતે જે મિત્રો સાથે તે શરાબ પીતો તે જ મિત્રો બીજે દિવસે દરબારમાં શરાબનું નામ સરખું કાઢે તો તેને ધર્મવિરુદ્ધ વર્તન ગણીને સખત શિક્ષા કરતો. શિષ્ટાચારની આ બનાવટ મનુષ્યસ્વભાવ લાંબો કાળ સાંખી શકતો નથી. શિષ્ટાચારની જોહુકમીમાંથી છૂટી જવા માટે જ લોકો [illegible] હોય છે. આજે સમાજસુધારક વર્ગે સમાજમાં કશો નૈતિક સુધારો કરેલો જોવામાં નથી આવતો. તેમણે શિષ્ટાચારમાં એક જાતનો પ્રૉટેસ્ટન્ટ સુધારો કર્યો છે એમાં શક નથી. મનુષ્યસ્વભાવ જીરવી શકે એના કરતાં વધારે શિષ્ટાચાર સમાજમાં દાખલ થાય તો નૈસર્ગિક આનન્દ અને નૈસર્ગિક કળા લુપ્ત થઈ દંભ અને છૂપી વિલાસલોલુપતા વધ્યા વગર રહે જ નહિ.

આદ્યકવિઓ આ દંભના ભારેમાં ભારે શત્રુ હતા. જેમ માબાપને નાના બાળકને નાગું કરી નવડાવવામાં કશું અજુગતું કે વિપરીત નથી લાગતું તેમ આદ્યકવિઓને મનુષ્યસ્વભાવનું વર્ણન કરતાં કશો સંકોચ ઉત્પન્ન નથી થતો. શિષ્ટમાન્ય સાહિત્યથી કોહી ગયેલા મગજને આદ્ય સાહિત્યનો ખુલ્લો પવન મળ્યે કેટલો આનન્દ થાય છે એનું વર્ણન અનેક ગ્રન્થકારોએ પણ કર્યું છે. સાધુ પુરુષોમાં શિષ્ટ અને અશ્લીલ એવો ભેદ નથી હોતો. એ જ સ્થિતિ લોકગીતની છે. લોકગીતોમાં વિવેક હોય છે, પણ તે જેટલો સમાજની રગેરગમાં પેસી ગયો છે તેટલો જ હોય છે. દંભથી બતાવેલો વિવેક તેમાં નથી હોતો. લોકગીતમાં સંયમ હોય છે, પણ તે લોકસ્વભાવ સાથે એકરૂપ થયેલો હોય છે. ઇશ્વરે રચેલી સામાન્ય સૃષ્ટિ જો સુન્દર હોય અને કુશલ હોય તો લોકગીતો પણ સુન્દર અને કુશલ છે એમ માનવું જ પડે. લોકગીતોની એક ખૂબી એ હોય છે કે અત્યાર સુધી તેમની ખાસ સંભાળ કોઇએ લીધી નથી. ઘણાં લોકગીતો કુદરતી મોતે મરી જાય છે. ડાર્વિનનો 'Survival of the fittest'નો નિયમ જો સંપૂર્ણ રીતે લાગુ પડતો હોય તો તે લોકગીતોને જ છે. સમાજમાં જો સાચી નૈતિક ઉન્નતિ થઇ જાય તો નીતિબાહ્ય લોકગીતો આપોઆપ મરી જાય. વહેતી હવામાં જેમ મચ્છર ટકી શકતાં નથી તેમ શુદ્ધ સમાજમાં અશુદ્ધ ગીતો ટકી જ ન શકે. સમાજમાં સડો સહન કરીયે અને લોકગીતોને વખોડીયે એ સડેલી વસ્તુ ખાઇયે અને ઓડકારને નિન્દીયે એનાં જેવું છે. જેમ માખીઓ ગંદવાડ ક્યાં છે એ બતાવીને આપણી સેવા કરે છે તેમ ખરાબ લોકગીતો પણ લોકસમાજ આજે કઇ દશામાં છે એ બરાબર બતાવે છે. ઇતિહાસકારોને માટે આ જ કારણસર લોકગીતોનું મહત્ત્વ હોય છે. ડ્રાઇડનની કવિતા ઉપરથી તે વખતની ઇંગ્લંડની સ્થિતિ જેટલી આપણે સમજી શકીયે તેટલી, ઇતિહાસના પાઠ્ય પુસ્તકોમાંથી મળી ન શકે. મળે તેટલાં બધાં લોકગીતોનો સંગ્રહ થઇ છે, પણ બધાં લોકગીતોનો પ્રચાર કરવો જોઇયે એમ કોઇ કહેતું નથી. તેમજ સામાજિક સખ્તાઇથી આવાં લોકગીતો કાઢી નાખવા શક્ય હોય તોપણ એ સલામતીભરેલો માર્ગ નથી, કેમકે સમાજદશા સૂચિત કરનાર એ થર્મામીટરનો નાશ કરવાથી સામાજિક જ્વર ઉતરી જવાનો નથી. સમાજને સુધારો એટલે દીવાના આવવાથી અંધકાર આપોઆપ નાસી જાય છે તેમ ખરાબ ગીતો આપોઆપ લુપ્ત થશે.

મહાભારત અને રામાયણમાં લોકસ્થિતિ નિર્ભયપણે વર્ણવેલી છે, છતાં તેથી લોકનીતિ બગડી ગઇ છે એમ તો કોઇ કહી જ ન શકે. પુરાણકાલીન અથવા વેદકાલીન ભારતવર્ષમાં જે નીતિમત્તા હતી તેથી માનવ સમાજ

એક ડગલું પણ આગળ વધ્યો નથી એમ વિકાસવાદી વૉલેસે મુક્તકંઠે કબૂલ કર્યું છે. એવા ગ્રન્થોમાં શિષ્ટાશિષ્ટતાનો ભેદ નથી એ ઉપરથી એ સિદ્ધ થાય છે કે સમાજસ્થિતિ વર્ણવવાથી સમાજ બગડતો નથી; ઉલટું સમાજ-સ્થિતિનું યથાર્થ ભાન થવાથી તે સુધારવાનો ઉત્સાહ અને દૃઢ નિશ્ચય જ કેળવાય છે.

## રસાસ્વાદ*

હું ગુજરાતમાં આવ્યો ત્યારે શ્રી. રણજીતરામ વાવાભાઈ જીવતા હતા. તેમના કાર્યના વિસ્તાર વિષે મેં સાંભળ્યું હતું. પણ હું તેમને મળી શકું તે પહેલા જ વરુણદેવે તેમને ઉપાડી લીધા. કોયલનો સૂર સંભળાય પણ તેનું દર્શન ન થાય તેના જેવી સ્થિતિ થઈ.

તેમના લખાણો અને સંગ્રહો જેમ જેમ હાથમાં આવતા જાય છે તેમ તેમ તેમને વિષે આદર વધતો જાય છે; અને તેમના મૃત્યુથી ગુજરાતે કેટલુ ગુમાવ્યું છે તેનો ખ્યાલ મનમાં આવી દુઃખ થાય છે. અંધેરી નગરીમાં વ્યવસ્થા સ્થાપવા માટે જેમ કોઈ બાહોશ કારભારી દિનરાત જહેમત ઉઠાવે તેમ સાહિત્યક્ષેત્રમા તેઓ કારભારીનુ કામ બજાવી શકત.

રણજીતરામનું સાચું સ્મારક તો તેમણે આરંભેલા કામો ઉત્સાહપૂર્વક આગળ ધપાવ્યાથી જ થઇ શકે. તેમ થાય ત્યા સુધી તેમણે કરેલું કામ એકત્ર કરી સ્થાયી રૂપમા પ્રજા આગળ મુકવાની ખાસ જરૂર હતી. સુરતની સ્મારક સમિતિએ રણજીતરામનો લોકગીતનો સંગ્રહ પ્રસિદ્ધ કરવાનું સત્કાર્ય આદર્યું એ બહુ ઠીક થયું છે.

### સાહિત્યનું મૂળધન

લોકગીત એ સાહિત્યનુ મૂળધન કહેવાય. લોકવાર્તા જેમ ઇતિહાસ, પુરાણ અને નવલકથા ઇત્યાદિ અભિજાત સાહિત્યનો ઉગમ છે તેમ લોક-ગીતો, ખંડકાવ્ય અને મહાકાવ્ય, વીણાકાવ્ય અને ચારણકાવ્ય, નાટક અને ચમ્પૂ, દરેકે રસાત્મક કૃતિનું મૂળ છે. ચારણકાવ્યો વીરોને માટે હોય છે, મહાકાવ્યો પંડિતપરિષદને માટે હોય છે, પણ લોકગીતો તો ભોળા પ્રજાને માટે હોય છે.

* સ્વ. રણજીતરામે કરેલા લોકગીતના સંગ્રહની પ્રસ્તાવના

લોકગીતોનું માધુર્ય વનલતાની શોભા જેવું હોય છે હવિષાન્નમાં જેમ મસાલાઓનો કૃત્રિમ સ્વાદ નથી હોતો તેમ લોકગીતમાં શબ્દાલંકાર, અર્થાલંકાર અને રચનાચમત્કૃતિની ભાંજગડ નથી હોતી

લોકગીતો સમાજની બાલ્યાવસ્થા સૂચવે છે કાલગણનાની દૃષ્ટિએ બાલ્યાવસ્થા નહિ પણ મનોભૂમિકાની બાલ્યાવસ્થા બાળપણનું ભોળપણ અને બાળપણનું બળ બન્ને લોકગીતોમાં જોવામાં આવે છે માણસ જેમ જેમ આગળ વધે છે તેમ તેમ કૃત્રિમ વિવેક અને નિયમોથી પોતાનું સ્વરૂપ ઢાંકી દે છે તેથી જ કોઈ પણ સમાજનું સાચું સ્વરૂપ જોવું હોય તો તેના લોકગીત તરફ જોવું પડે છે લોકવાર્તા કરતાં લોકગીતો જૂનાં હોય છે

## લોકગીતોનું કરુણકાવ્ય

વાર્તાઓમાં અદ્ભુતરસની આવશ્યકતા હોય છે લોકગીતમાં કરુણ રસ પ્રધાન હોય છે. જીવનના સાદામાં સાદા પ્રસંગોમાં જે અપૂર્વ કાવ્ય રહેલું હોય છે તેની સુન્દરતા તરફ દૃષ્ટિ દોરી જવામાં અને તેનો આસ્વાદ લેવાની શક્તિ ઉત્પન્ન કરવામાં લોકગીત કુશળ હોય છે રવીન્દ્રનાથ ઠાકુરની ટૂંકી ટૂંકી વાર્તાઓમાં અદ્ભુતરસ કરતાં લલિતભાવની ખૂબી વધારે હોય છે અજાણ વહુ સ્વાભાવિક કંજુસાઈને લીધે ઓદનની જેમ કુંભારના ઘરની કુલડીમાં રાંધી ધણીને ભર તડકામાં બેસાડી ખવરાવવા જાય છે. સવારથી તે બપોર સુધી લોહીનું પાણી કરી બળ્યાજળ્યા ખેડૂતનો આ જોઈ ચિત્તો ઊછળે છે ને ખેતરમાંથી ગોટો કાઢીને તે કણસણને મૂકે છે પણ પેલી પ્રેમાળ કણસણુ ગીસાતી નથી કે ભરાતી નથી તે તો સીધી ઘેર જઈને ધડ બાંડીને તેનો ખીરો બનાવી પડી આવે છે, આસોપાલવના છાંયડા તળે બેસાડીને જમાડીને ખવરાવે છે ખાઈને સંતોષાયેલો ધણી મનમાં નિર્દોષ વહુને શાબાશ માટે પસ્તાયો તો હશે જ, પણ નવલકથાની માફક આ લોકગીતમાં ભારી ન લાંબું પડવું નથી આવતું, ધણી ધણીઆણી 'નાઠા ચતા વેર આવ્યા' કહેવું સારું 'અને નિર્વ્યાજ છે' વહુ એ આનન્દનો ઉભરો પડોશની સહીયરો પાસે તેટલી જ નિર્વ્યાજતાની કાઢે છે તેનો અનુભવ સાર્વત્રિક હોવાથી દરેક વહુને તે પ્રસંગનું લોકગીત પ્રિય થઈ પડ્યું અને ઈશ્વર જાણે કેટલા વરસથી સનુણીઓ તેને આમ ગાતી અને ઝીલણું લેતી આવી હશે

કોઠીમાંથી કોદરા કાઢ્યા, હો રહુલા ઝીલણું લ્યો
ઊંડી કોઠીમાં પેઠા, ,,
શેર બશેર કોદરા કાઢ્યા, ,,

મોટા લોટા ભરાવ્યા, ,,
કુંભારવાડે હાલ્યાં, ,,
કોડીયું ને કુલડી લાવ્યાં, ,,
કુલડીમાં પૈસો રાંધી, ,,
કોડીયામાં પૈસો ઠારી, ,,
ટોપલામાં ભાતાં ભર્યાં, ,,
માથે ભાતાં લીધાં, ,,
ટેકરે રહી ટોગર્યા, ,,
ભાત ઉઘાડીને જોયું, ,,
એકમાથી રોંટલો કાઢયો, ,,
રોંટલે રોંટલે કુડચાં, ,,
રોતાં કકળતાં ઘેર આવ્યાં, ,,
ઘેર બઘેર ઘડું કાઢયા, ,,
કંસારાવાડે હાલ્યાં, ,,
તાવડી ને તાવેથો લાવ્યાં, ,,
તાવડીમાં શીરો શેક્યો, ,,
ભાતા માથે લીધાં, ,,
આસોપાલવ નીચે ઉતાર્યાં, ,,
રાજી થતા ઘેર આવ્યા, ,,

ગીત નં ૬૮

## બલિદાનનું કીર્તન

સર્વ દેશોમા લોકગીતોમા અત્યન્ત લોકપ્રિય વિષય લોકકલ્યાણને અર્થે કરેલુ બલિદાન છે. એકાદ મન્દિર કે કિલ્લો બંધાય છે, પણ તેનો કોટ ટકતો જ નથી તળાવ કે વાવ બાંધી, પણ તેમા પાણી આવતુ જ નથી, ગામના ડાહ્યા લોકો ભેગા થાય છે સહુ એક જ નિર્ણય પર આવે છે કે ભોગ આપ્યા વગર કામ નહિ સરે. હવે ભોગ કોનો આપવો એ સવાલ નીકળે છે ઘણેભાગે નવી નવી આવેલી વહુ તૈયાર થાય છે ભોગ આપના પડેલા તે બધા સગાવ્હાલાને મળવા જાય છે, દરેક પાસેથી વિદાય માગે છે. બધા આદરપૂર્વક તેને ખાસ ખાસ વસ્તુઓ ભેટ આપે છે નવી બેટો લગ્નને વહુ પાછી આવે છે, અને જે ક્ષણે તે પોતાનુ જીવન અર્પણ કરે છે તે જ ક્ષણે વાવ કે કુવાનુ જીવન કાયમ સુની બાપને ઉભરાવા લાગે છે! સમાજસેવા કે દેશભક્તિનો આથી ઉચો આદર્શ કયો હોઇ શકે? રાજા કે સરકાર તરફથી સોનાનો ચાંદ કે ઈલકાબ મળે તેના કરતાં લોકગીતમા નામ અમર થાય એ કોને ન ગમે?

નાનપણમા હું ખેતરમા નીદવા કે લણવા જતો ત્યા આવુ બલિદાન આપનાર ઉમાઈનુ લોકગીત મને સાંભળવા મળતુ. સાઝરે ચાર વાગે સ્ટેજ-

સાંજ થાકેલી મજૂરણો થાક ઉતારવા ઉમાઇની વાર્તા માંડતી. સૂરજ આથમે કે તરત જ કામ બંધ થાય અને ગીત પણ શાન્ત થાય. બીજે દિવસે વળી સાંજ પડે ને વળી ગીત આગળ ચાલે આમ આઠ દસ દહાડે એક વાર્તા પૂરી થાય વાર્તાની વિગત હું ભૂલી ગયો છુ, પછી તેના વચન તો ક્યાંથી જ યાદ હોય ? ફરીફરીને આવનારી કેટલીક લીટીઓ હજી મનમાં રમે છે ભાષા બેલગામ તરફની ગામડીઆ મરાઠી છે

गारडवान् गाऊन थापील ।
गुरवान् तलत राणील ।
यवड तळ राणल्या वरी ।
तन्ह्या पाणी का लागे ना ?
तन्ह्या पाणी का लागे ना ?

* *

घोलरा गांवीचे तरवाड
घोलरा गावीचे कोरवाड।

* *

घोल्या नगरीचे भटू
बसू घाला चदनपाट्
त्याण पोथी गे काढीली
त्याणॆं नक्षत्र गिणीली ।

ગુજરાતગમના આ સંગ્રહમાં આવું એક સુન્દર કરુણ ગીત છે

બાર બાર વરસે નાવણી ખોદાવી,
નાવણીયા નીર ના આવ્યા જીરે,
તેડાવો જાણતલ તેડાવો જોશીઓ,
જોશીડા જોવરાવો જીરે.
જાણતલ જોશીએ એમ કહ્યું છે, દીકરો ને વહુ પધરાવો જીરે

ગીત નં ૧૮

દીકરો તો તૈયાર હોય જ, પણ બેટલડાને ધવરાવતી પારકી જણી હા પાડશે ખરી ? સમરથ સાસુ પણ બ્હીબ્હીને જ પૂછે છે પણ વહુ કંઈ સામાન્ય ઘરની ન હતી વહુ કહે,

એમાં તે શું મારી સમરથ સાસુ,
મોળીયા ને ચુંદડી મગાવો જીરે
કૂવાને કાંઠલે ખાટલો ઢળાવો,
ઢોલીયા પધરાવો જીરે.

બધી તૈયારી થઈ ગઈ. વર અને વહુ લોકકલ્યાણને અર્થે શુદ્ધ અભિષેક આપવા માટે એક પછી એક પગલું ભરવા લાગ્યાં.

પહેલે પગથીયે જઈ પગ દીધો,
પાતાળ પાણી ઝબકયાં છે રે.

હા, નીર ઝબક્યાં. બાર બાર વરસે ખોદાવેલી નાવણીમાં ઝબકતાં નીર જોઇ આખા ગામની આંખમાં પણ હરખનાં આંસુ ઝબક્યાં હશે. બીજું, ત્રીજું, ચોથું, પગથીયું ઉતર્યાં; નાવણીમાં નીર ચડવા લાગ્યાં.

છઠ્ઠે પગથીયે જઈ પગ દીધો,
માથા સમાં નીર આવ્યાં છે રે.,

પછી શું થયું ? એવો સવાલ હોઈ શકે ખરો ? લોકો આ અસાધારણ વીરકર્મ જોઈ દંગ થઈ ગયા. એક જ જણે સાંભળ્યું:

પરાયા પડીયા પ્રાણ મારા બ્હાલા.

## બાલવૃત્તિ

લોકગીતોમાં પણ કેટલાંક ગીતો તદ્દન બાલવૃત્તિનાં હોય છે. બાલવૃત્તિ એટલે ચંચળતા. પક્ષીઓ જેમ એક ડાળીથી બીજી ડાળી પર અને એક ઝાડથી બીજા ઝાડ પર કુદાકુદ કરે છે તેમ બાળકો પણ શરીરથી ને મનથી કુદાકુદ કર્યાં કરે છે. તેમના વિચારો અત્યલ્પ સંબન્ધથી પણ ગમે તે વિષયથી ગમે તે વિષય પર કુદકો મારી શકે છે દાખલા તરીકે લો નીચેનું:

ચાંદા સૂરજ વડી મર્યા
વડતાં વડતાં કોડી જડી,
કોડી લઈને ગાયને બાધી
ગાયે મને દૂધ આપ્યું,
દૂધને લઈને મોરને પાયું
મોરે મને પીંછી આપી,
પીંછી લઇ પાદશાહને આપી
પાદશાહે મને ઘોડો આપ્યો.

આટલો ઉદાર ન હોય તો પાદશાહ શાનો ?

ઘોડો મેં બાવળીએ બાંધ્યો
બાવળે મને શુળ આપી.

બાળકોની દુનિયામાં સંપત્તિશાસ્ત્ર અને સમાનવિનિમયનો કાયદો નથી ચાલતો.

શુળ લઈ ટીંબે ખોસી
ટીંબે મને ગાડી આપી
માટી લઈ કુંભારને આપી

કુંભારે મને ઘડુલો ઘડી આપ્યો.
ઘડુલો લઇ મેં માળીને આપ્યો
માળીએ મને ફૂલ આપ્યાં.
ફૂલ મેં મહાદેવને ચઢાવ્યાં
મહાદેવે મને લાડુ આપ્યા.
એક લાડુ બાએ ખાધો
એક લાડુ મેં ખાધો.
ફલાણાભાઈનો લાડુ પંટી નીચે સંતાડી રાખ્યો હતો,
તે કાળીઓ કુતરો આવીને ખાઇ ગયો !

આ ગીતમાં ગીત જેમ જેમ આગળ વધતું જાય છે તેમ તેમ અસંબદ્ધતામાંથી કંઇક સંબદ્ધતા આવતી જાય છે.

બીજું:

અડકણ દડકણ દહીંનાં દડકણ
દહીં દડકે, પીલુ પાકે
શ્રાવણ મહિને મોર બોલે
ઓર મોર
સાકેરીઆ ખજૂર
ખજૂર ખજૂર ઘી તાવ્યાં
રાજા રાણી જમી ઉઠયાં.
એક બડવો ભૂખ્યો
થાળી લઇને ઉઠયો.
પીતાંબર પાડે પગલાં
રાણીયો લોણીયો
ટીલડી ને ટ્યાક.

આમા અર્થ ગોતવો જ વ્યર્થ. આવાં ગીતો મૂળથી જ અર્થશૂન્ય હોત હશે કે કોઈ પુરાણી ભાષાનાં અપભ્રંશ હશે એ કોણ કહી શકે ? વેદના અર્થ વખતે ઉકલે પણ કેટલાંક લોકગીતોના અર્થ બેસાડવા મુશ્કેલ. શેરીમાં જાતજાતની રમતો સાથે બોલવાનાં જોડકણાં બધાને યાદ હશે. મોઈદાંડીઓ રમતી વખતે અંતર માપવાના મન્ત્ર

વકટ, લેંડ, મૂઠ, નાળ, અંખી, બાંગેક, અકુ

—નો ઇતિહાસ બહુ રમુજી છે. મહારાષ્ટ્રમા એનું પાઠાન્તર નીચે પ્રમાણે છે:

वकट, लेंड, मुंड, नाक, थार, वैद, इर्दु.

આ રમત જેનો મન્ત્ર આપણને આટલો રમુજી લાગે છે તે મૂળ આન્ધ્રદેશથી આવી હોવી જોઇયે. તેલગુ ભાષાના એક, બે, ત્રણ, ચાર માટેના

કાવ્યવિહીન શબ્દોનો અપભ્રંશ કરી આપણે આ કાવ્યમય મન્ત્ર તૈયાર કરેલો છે

કેટલાક ખાણગીતોમા ચાંદો, સૂરજ, હરણ, ફૂલ વિગેરે એવી મઝાની ઉપમાઓ આવી જાય છે કે મહાકવિ પણ સાભળીને ખુશ ખુશ થઈ જાય અને કેટલીક વખત ખાણમુદ્દિ કોઇ ઘટનાનુ એવુ રસમય કાવ્ય જોડી કાઢે છે કે સાહિત્યાચાર્યો પણ તેને કાવ્યવિગના દાખલા તરીકે વાપરી શકે

## ઉત્તરા-અભિમન્યુ

રજપૂતાનાના ચારણગીતોમા લડવા જનાર પતિને ઉત્તેજન આપતી રજપૂતાણીઓના વર્ણન આવે છે જૂની ગુજરાતીમા પણ એવી વીરાંગનાઓનો અભાવ નથી.

ભલુ થયુ કે ભરથાર રણમા જ પડ્યો ડરીને એ રણ છોડી નાસી આવત તો મારે લાજની મારી મરવુ પડત, એમ કહેનારી રાજકન્યાને આપણે ભૂલી ન શકીયે છતા સામાન્ય રીતે આપણા લોકસાહિત્યમા સ્ત્રીસ્વભાવનુ સ્વાભાવિક માર્દવ જ બતાવવામા આવેલ છે અભિમન્યુ અને ઉત્તરાનુ જોડુ વધારે સામાન્ય છે વાલમ જુદ્ધે ચડે છે, સિચારી વહુ વિજોગથી ને ભયથી અધમૂઇ જેવી બને છે

રોઈ રોઇ ભીંજાઇ બંદર કાચળી રે
ધ્રુસકે તૂટ્યો હાર, વ્હાલા

ગીત ન ૨૭

વહુ સાસુસસરાને અને બધાને વીનવે છે કે એના વાલમને રોકે. પણ જેનો ધધો જ લશ્કરી ચાકરીનો તે સિચારો વહુનુ ક્યાથી સાભળે ?

તમને વ્હાલી સરકારની ચાકરીરે,
અમને વ્હાલો તમારો જીવ,
ગુલાબી, નહિ જાવા દઉં ચાકરીરે

ગીત ન, ૨૪

ચારે તે ખેપ ઓ સસરાજી,
કે તમને વીનવુ રે લોલ
તમારા અલબેલા કુવર,
ચાલ્યા ચાકરી રે લોલ
વહુ મારા જાય તો જાવા દેજે,
હારે ઘેર આવશે રે લોલ
માઝે મહિનેનો લખનારો,
ને બાઝે ર ન રી રે લોલ

મારા સોનાં ધરેણું મેલો,
 કે ચાકરી હુ૧ કરો રે બોલ

ગીત નં. ૨૫

આવી રીતે વહુ સાગામાગીએ બેઠેલા સાસુજીને, ઘોડલા ખેડાવતા જેઠજીને, બચુડા ધવરાવતા જેઠાણીને—સૌને વીનવે છે. પણ ધણીએ આ'નુ ન માન્યું. ઢીંગલી જેના બેનીજીએ પણ વાર્યા કે

એકલડા ન જશો રે વીરા મારા જુજવો

પણ શૂરો કઈ આમ રોક્યો રોકાય ?

વીરા પડે રજપૂત છીપે નહી

તે તો ગોડવેલ ગામને ગોદરે પહોચ્યો જ, લડતા લડતા ઘેગઇ ગયો. હવે તો કેસરીયા કરવાનુ જ રહ્યુ તે પડેલા તે ઘેર સંદેશો મોકને છે. સંદેશો કેટલો સાદો અને છતા કેટલો કરુણમથી થથથતો છે !

પહેલો જુહાર મારા દાદાજીને કહેજો જો,
દુકળીયાનો ભરનારો દિકરો તારો ત્યા રહ્યો
બીજો જુહાર મારી માતાજીને કહેજો જો,
ઘડપણનો પાળનારો દી ર તારો ત્યા રહ્યો
ત્રીજો જુહાર મારી બેનીજીને કહેજો જો,
સાસરવાસો ભ્હોરનારો બ ધવ તારો ત્યા રહ્યો
ચોથો જુહાર મારી ભાભીજીને કહેજો જો,
હસવાનો કરનારો દીયર તારો ત્યા રહ્યો
પાચમો જુહાર મારી પણિયતને કહેજો જો,
એ ળામા સુવાડનારો પરણ્યો તારો ત્યા રહ્યો

ગીત ન ૨૬

મૃત્યુને બાનો પણ કુળવતી કુળની મર્યાદા અને પ્રતિષ્ઠાનો ક્રમ ન છોડે પણિયત રે છેલ્લી ઘડીમા તેની અવગણના નથી જ. વિલાયતી રમણી ઓ જેમ પોતાના પત્ર ઔપચારિક વચનોથી ભરી મેને છે અને હૃદયનો ભાવ તાજેતરમમા લખે છે તેમ દરકના માન પ્રમાણે વિદાય લીધા પછી બાકી રહેલો બધો ઉભરો ઇશ્વરીને અર્પણ કરે એ જ યોગ્ય નથી ?

## તિર્યક્યોનિ સાથે સમભાવ

માણસ જેમ જેમ બગડતો જાય છે તેમ તેમ તેની અંદર હિંસા અને અભિમાન વધે છે અને જેમ જેમ તે સુધરતો જાય છે તેમ તેમ તેની અંદર દયા અને નમ્રતા વધતી જાય છે તેથી જ તુલસીદાસ કહી ગયા છે કે

दया धरम का मूल है पापमूल अभिमान।

ચિત્રમની લોકગીતોમાં ગ્રામ્યજીવનનું વર્ણન ઘણે ઠેકાણે આવે છે. આપ
ત્યાં એવું જોવામાં નથી આવતું આપણે કુદરત સાથે લડવા કરતાં કુદ
રત સાથે એકરૂપ થવામાં જ વધારે આનન્દ માનીએ છીએ

નદી વન ઝાડ ફૂલ પશુ પક્ષી તારા—એમાં જ આપણા મહોદર
હિન્દુ જાતિના રામાયણ આદિ શાસ્ત્રોમાં આર્ય અને રાક્ષસ ગુહક વ
વચ્ચે દોસ્તી હતી, એટલું જ નહિ પણ ગીધ રીંછ વાનર નાગ હ
ઇત્યાદિ તિર્યગ્યોનિ સાથે પણ પ્રેમસંબન્ધ અને આત્મૈક્ય જોવામાં આ
છે. હિન્દુ ધર્મમાં ગૌરક્ષાને પ્રધાન સ્થાન આપી એ જ આત્મૈક્યનો ભ
મનુષ્યજાતિ કરતાં પણ વ્યાપક કરવાનો પાયો નાખેલો છે ગ્રા
ગાય બળદ ઘોડા કુતરા વગેરેની સેવા લેવાની શરૂઆત કરી ત્યારથી
તેમની પ્રત્યે દયાભાવ કેળવવાની જરૂર મનુષ્યહૃદયને જણાઈ હોય તે
દેખાય છે, અને તેથી જ તેમને વિષે અનેક જાતની માન્યતાઓ ર
લોકગીતો આપણે ઘડી કાઢેલા છે બળદ હાંકનાર ખેડૂત જ્યારે ખ
તડકામાં ભગભગ તપી ગયો હોય છે ત્યારે તેને બળદના સુખદુઃખનો
ખ્યાલ આવી જાય છે કેટલીકવાર એ ખેડૂત પોતે જ પોતાની જમ
વગેરે મુકી તેની ઉપર બળદ જેવો બનીને તનતોડ મજૂરી કરે છે ત્ય
બળદ સાથે તે સમદુઃખી હોય છે

એવો જ એક મસીતો ગાઈ ગયો છે

મરેડો તારો બોલ્યો છે તે ભાઈ,
બાડીયા બળદીઆ તે ન મારશો
પરમલકના સુઠીઆ તમારે લમણે લખ્યા,
મારડા વાછડા જવા દો.

* *

હો વીરાજી, ચાર મહિના કોસ તાણી મરી ગયા,
આપણે જર આવા નથી રે ભા
ઉપાડ પાળનારને ત્યાં જોઈએ ભાઈ,
ચાર મહિના રાઢે મૂએ રે ભાઈ

* *

હો ભગવાનજી પરેહુજી,
ગોરીઆ બળદીઆને જવા દે ભાઈ,
આપણું બાપડું વાછડું એને હદેશોરે ભાઈ,
ભગવાન સામી અરજી કરો.

ગીત

કેટલીક વાર દયાબુદ્ધિ કરતા સ્વાર્થ અને ક્રોધ વધી જાય છે અને દયા દંભ પૂરતી જ રહી જાય છે. એવા લોકો ઉપર લોકકવિએ નીચેનાં બે વાગ્બાણ ફેંક્યા છેઃ

ભાગ્યો ગયો તો બાપમાં હોજી રે,
લઇ ગયો ધોરીડાંની બે જોડ;
ખડાયા મેંકરા બે બળદીઆ.
ધાડીયા બેલીયા તને વીરો કરૂં રે ભાઇ,
હું તો રસ્તામાં ગાડેરો થા,
હુજને નીરૂ લીલી ચોંપડી.

બળદ જવાબ આપે છેઃ

બળી તમારી ચોંબરી હોજી, મુજને આરનો માર.

કુતરો વફાદાર નીવડ્યો એમ ધારી પોતે કુતરાને કહે છેઃ

મોતીઆ કુતરા તને વીરો કરૂં રે મારું,
ખાજે ગાડીતણો ચોર, તુજને નીરૂ રે કડું ચાસું.

કુતરો આ મ્હોંના લાડ ઓળખે છે ને જવાબ દે છેઃ

બળ્યું રે તારૂં ચુરમું હોજી રે, મુજને સમોરીના માર.

ગીત નં. ૧૧૮

## કલ્પનામય ચુંદડી

આજના રેંટીયા—ગાડીના જમાના કાંતવા રંગવાના ગીતો તરફ આપણું લક્ષ વધારે ખેંચાય જ પણ કળાની દૃષ્ટિએ પણ આ ગીતો આપણું ધ્યાન આકર્ષે છે. ગીતમાં બનેવો માલ જનકારાર બન્ને દેખાય અને તે પરેસાર મન્થાની પેરે બન્ને વરણાગી બતાવે, પણ તે કપડામા ઉત્સાહ કે કળા કલ્પનામાં ક્યાંથી હોય? ઘરની વહુ પોતાને હાથે ઝીણું ઝીણું સુતર કાંતે, પડોશનો વણકર વણી આપે, ગામનો રંગારો રંગી આપે, મામા તેની ઉપર ભાત પાડે, ભાતની ને રંગની પસંદગી કરતા ઘરની અંદર સાસુ વહુ નણંદ બધા વચ્ચે ચર્ચા ચાલે, એટલામાં નણંદને સાડી બહુ ગમી જાય, ભોજાઇને ઘણા દિવસની મહેનત અને આશા જતી કરી નણંદને સંતોષવી પડે અને ફરી પાછી બહુ ચાર માસ નવેસરથી મહેનત કરવી પડે, વણકર, રંગારો અને સામો વહુની દયા ખાઈ આ વખતે વળી વધારે સારું કામ કરી આપે, નણંદ શરમથી ઢીલી થઈ જાય—આવા આવા પ્રસંગોમાં કેટલું કાવ્ય ભર્યું છે! જે કોનેની ગાડીના તારેતારમાં પ્રેમ, શ્રમ અને ધ્યાન ભરેલા હોય છે, તેના ઉપર પાડેલી ભાતના દાગીનામાં વિચારપૂર્વક ગુંથેલી કળા હોય છે.

મુસાફરીનું કષ્ટ જેટલું વધારે તેટલું જેમ યાત્રાનું પુણ્ય વધારે, તેમ ઉત્સાહ આશા નિરાશા ખંત અને સદભિરુચિનું ચિન્તન જેના એકેએક રેસામાં છે તેવી ચુંદડી જીવનમય હોય છે એમ કહીએ તો ચાલે. દરેક ચુંદડીની ખાસિયત જુદી જુદી હોય, અને તે જાળવી રાખવાની રજાતે વાહેન્ની દરેક સુન્દરીની ગણાય. કુળની કે ન્યાતની આબરૂ સાચવવાની કાળજી લેવામાં આવતી.

સ્ત્રીઓનું સમેલન ભરાય ત્યારે ફેશનની ચર્ચા તો નીકળે જ. પાટણની ચુંદડી 'માન નખમાં સમાય એવડી' તે તો ગયજાદી' ઓર. પાવાગઢની તેથી ઉતરી.

ચુંદડી પહેર તો કેડે ઝોલા ખાયરે, પાવાગઢની ચુંદડી.
ધુવો ધુવોને કોઇ આગેનીરે, ,,
ચુંદડી ધુવો તો દરીયો રંગાયરે, ,,
ભેગી ભરાવું તો ધરતી ઢંકાયરે, ,,

## માતાનાં ગીતો

પ્રેમ એ ગુજરાતની ખાસિયત છે. રાસરસિયા કૃષ્ણચન્દ્રે આ જ દેશને સ્વદેશ કીધો હતો. કાનગોપીની લીલા અહીં અખંડ ગવાય એમાં આશ્ચર્ય શું ? ગરબીઓ અને ગરબાઓ એ રાસજીવનનો મુખ્ય આનન્દ. ગરબીઓમાં વળી કૃષ્ણ સાથે માતાજી પણ આવે. માતાજી તો કૃષ્ણને પણ પૂજનીય. કૃષ્ણેન સંસ્તુતા દેવી। માતાના ગીતો વડોદરામાં ઘણા સાંભળવા મળે છે. આ સંગ્રહમાં તે નથી. તેવા ગીતોનો નોખો સંગ્રહ કરવાનો વખતે ગુજરાતમનો વિચાર હશે

## રાજકીય દુઃખમાંથી કાવ્યનો જન્મ

લોકગીતની વૃત્તિ અખંડ લોકોમાં આજે પણ છે. જ્યારે કોઈ પણ રાષ્ટ્રીય આપત્તિ સ્વરાજ્ય ખળભળાટ તેમના જીવનને સ્પર્શ કરે છે ત્યારે ત્યારે તે લોકગીતમાં પ્રગટ થયાં વગર રહેતું નથી

બેરો રે ટોપીવાળો સુલતાન, એણે ધુમસે ગાડી ચલાવીરે.

ગીત નં ૩૩

આમ અંગ્રેજોની કદર કરી રેલવેથી દૂરદૂરના શહેરો કેવી રીતે જોડાઇ ગયા છે અને વેપાર વધ્યો છે એ ૩૩મા ગીતમાં બહુ સુન્દર રીતે બતાવ્યું છે

પૂનેથી તો પન મગાવ્યાં
ભરૂચમાં વેચ્યાં રે

એના આગગાડીની ઝડપ બરાબર બતાવવામાં આવી છે. પણ

વિલાયતથી વસ્તર મંગાવ્યાં
ગુજરાતમાં વેચાયાં રે

એ સ્થિતિ કેટલી દુ:ખદ છે એનું કવિને ભાન હોય એમ ભાસતું નથી.

નીચલી લીટી વાળો કવિ વધારે ચકોર દેખાય છે:

ટોપીવાળા ટોપીવાળા અગન ગાડી કાઢી,
રૈયતની કમાઈ લીધી—તારા દેશની.

ગીત નં. ૭૯

આ સાદી લીટીઓમાં બ્રિટિશ રિયાસતનો સાર આવી જાય છે.

ચુનીલાલ મોજણીવાળા
તારાં ખાણુંનો નાવે પાર,
હે હાથમાં હોકો, પગમાં તોડો
મામો બાણ ગોડાવા જાય—ચુનીલાલ૦

ગીત નં. ૧૨૩

આ ગીતમાં ગરીબ ખેડૂતોએ પોતાનો ત્રાસ અને તે આપનાર ચુનીલાલ મોજણીવાળો બન્નેને સરખા અમર કર્યાં છે.

હે બાણો ગોડીને બાઢડાં દુખ્યાં
છાતીએ આવ્યાં—ચુનીલાલ૦

—વાળી વેઠીઆ ઢેડોની આર્તવાણી સાભળીને પણ જેને દયા નહિ આવી એ ચુનીલાલ કોણ હશે ને ક્યાંનો હશે? અને આવો ચુનીલાલ એક જ છે કે એવા અનેકનો એ એક પ્રતિનિધિ જ હશે?

## સમાજસુધારો

આ લોકગીતોએ સમાજસુધારાનું કામ કંઈ ઓછું કર્યું નથી. માત્ર લાંબા લાંબા દલીલબાજ ઉપદેશોથી નહિ પણ સાંભળનારનું હૃદય પીગાળી નાખીને. નજીવા કારણસર નણંદ ભોજાઇ સાથે ઝગડો કરે, મા પાસે રાવ ખાય, મા પોતાના દીકરાને ભરાવે અને ન્યાય અન્યાયનો વિચાર એક કોરે મુકી ઘરનું નાક રાખવા ખાતર અથવા તો માને રાજી કરવા ખાતર સોમલના

ઘોળી ઘોળીને ભર્યા વાડકા રે લોલ

અને પોતાની વહુને પીવડાવી દે છે.

વહુ પીયેરથી ખુબ સાસરવાસો લઇને આવે એટલા માટે સાસુ વહુને પજવે.

એક હાર તૂટયો. તેનું કારણ શોધતાં બાઇને ભાઈ ઉપર કુશંકા

૬૫૭ ને તેઓ અદગ અદગ લડી મૂઆ (જુઓ ગીત ન ૩૦)

સાસુની સતામણીથી ત્રાસેલી વહુ જો આપઘાત ન કરે તો છેવટે રીઢી થઈ જાય અને પછી સાસુને બદલે વહુ સમરથ થઈ જાય છે પદ મુ ગીત આવી વહુનું ચરિત્ર બતાવે છે. ‘ગાના દગતા લોગના ભુમ્કા મારે, ડોસાને પૂગો નીગાને બન્ને ડોસાને પૂળો નીરે, ચૂલામા મોરવણ મેલવાને બદલે મોભાગે મોગવણ મેલે એ બધુ ગૃહલક્ષ્મી રણચંડી બન્યાના ચિહ્ન છે.

આવા આવા પ્રસગોના હૃદયગ્રાહક અથવા હૃદયભેદક વર્ણનો કરવાથી સમાજ ઉપર જેટલી અસર થાય છે તેટલી બીજી કોઇ રીતે નથી થતી

## જ્ઞાતિ અને લોકસાહિત્ય

આપણી જ્ઞાતિવ્યવસ્થાને લીધે પ્રજાકીય જીવન કુટુમ્બની સકુચિતતા છોડી જ્ઞાતિ જેટલુ વિશાળ થયુ છે એક જ્ઞાતિના લોકો અનેક પ્રસગે અનેક રીતે અરસપરસ મળે છે, સારે ભેગી વિચાર કરે છે, એકઠા કામ કરે છે, એકસરખા વિચારો ધરાવે છે, એકબીજાને ત્યા સુખદુ ખના પ્રસગો પર જમવા જાય આવે છે, અને જ્ઞાતિનો આદર્શ ઉતરે નહિ એટલા માટે એક બીજા પર ચોકી રાખે છે

જ્ઞાતિની ભાવના કુટુમ્બભાવના જેટલી જ લગભગ દૃઢ છે અને તેટલે દરજ્જે આપણે સુધરેલા છીયે

પણ જ્ઞાતિવ્યવસ્થાની એ જ સુન્દરતાને લીધે અને જ્ઞાતિવ્યવસ્થામા જે સ્વયપૂર્ણતા રહેલી છે તેને લીધે આપણુ જીવન જ્ઞાતિની મર્યાદાથી વિશાળ થવા પામ્યુ નથી જ્ઞાતિની અદર જેટલી આત્મીયતા તેટલી જ જ્ઞાતિની બહાર આપણે બેદરકારી કરેલી છે બેદરકારી એ હિ દુ સમાજની મોટામા મોટી ખામી છે જ્ઞાતિ બહારના પડોશીઓ વિષેની આપણી બેદરકારી એ ઇશ્વર સામે અને મનુષ્યજાતિ સામે આપણો ભારે ગુન્હો છે પરજ્ઞાતિના લોકો જીવે છે કે મરે છે એનીયે વશીરાત આપણે ચિન્તા નથી કરતા પછી તેમના સુખદુ ખની તો વાત જ શી? બીજી જ્ઞાતિના લોકો કેવી રીતે રહે છે, તેમના શા કેવા સસ્કારો છે, તેઓ કેવી ભાવનાઓ ધરાવે છે વગેરે બાબતો વિષે આપણે બહુ ઇંતેજારી રાખી હોય એમ નથી લાગતુ તેથી લોક સાહિત્યમા લગભગ દરેક જ્ઞાતિનુ સાહિત્ય જુદુ એવુ થઈ ગયુ છે

હિન્દુ જ્ઞાતિઓની જ જો આટલી બેદરકારી તો પરધર્મીઓ વિષે તો પૂછવુ જ શુ? જ્યા રામાયણ અને ભાગવત પણ સાર્વત્રિક નથી થયા ત્યા મુસલમાન અને પારસી લોકોના રિવાજો વિષે માહિતીની અપેક્ષા શી રીતે રાખી શકાય? મુસલમાન લોકો આ પ્રાન્તમા કાઇ નહિ તો હજાર વર્ષથી આવી વસેલા છે અને આજના મુસલમાનો ઘણાખરા તો આપણા જ જૂના

ભાઈભાવ છે તેમના જીવનમા જે સમાનતા, ખાનદાની અને કાવ્ય રહેલા છે તેનું આપણે હજુયે અધ્યયન નથી કર્યું તેમનું સાહિત્ય—લોકસાહિત્ય—મૌખિક સાહિત્ય આપણે ક્યા જોયું છે? પારસીઓ તો તથાપિ પરદેશથી આવેલા આપણા જૂના પૂર્વજો અને તેમના પૂર્વજો ભાઈ ભાઈ જ હતા આપણા પૂર્વજોની પેઠે પારસીઓ આજે પણ અગ્નિપૂજક છે ઝેન્દ ભાષા સંસ્કૃતની જ બહેન છે ગુજરાત પારસીઓની માતૃભૂમિ છે ગુજરાતી તેમની જન્મ ભાષા છે તેમનામા લોકસાહિત્ય ન હોય એમ તો બને જ નહિ પણ આપણે તો તે વિષે કશું જાણતા નથી

ભીલ કોળી દુબળા ઢેડ ભંગી વગેરે પુરાતન જાતિઓમા પણ સરસ લોકગીતો હોવા જ જોઈએ આજની પદ્ધતિએ એ બધાનો સંગ્રહ અને અભ્યાસ તો થવો જ જોઈએ પણ તેટલું બસ નથી જ્ઞાતિ જ્ઞાતિ વચ્ચે સંબન્ધ વધે એવા નવા તહેવારો ગોઠવવા જોઈએ, કે જે વખતે અમુક જ્ઞાતિ બીજી બધી જ્ઞાતિઓને આમન્ત્રણ કરે, તેમનું યથાયોગ્ય પોતાની ઢબે સ્વાગત કરે અને પોતાના ખાસ ગીતો ગાઈ સંભળાવે, નાચ નાચી બતાવે અને આનન્દ કરે આમ થાય તો જ આપણી સામાજિક એકતા વધે અને રાષ્ટ્રીય પ્રાણ ઓજસ્વી થાય

## લોકસાહિત્ય—ભાષાની અભિવૃદ્ધિનું સાધન

ગુજરાતનું જીવન જેમ જેમ સમૃદ્ધ થતું જશે તેમ તેમ ભાષા પણ સર્વગામી, વિપુલાર્થવાહિની અને ઓજસ્વિની થતી જોઈશે આ હેતુ અંગ્રેજી વાક્યરચનાનો તરજુમો કરવાથી અથવા સંસ્કૃત શબ્દોના કઢંગા સમાસો કરવાથી પાર પડવાનો નથી જૂની સ્વાભાવિક અને રસભરી ગુજરાતીમા ગમે તેવા સૂક્ષ્મ ભાવો બંધ બેસતા શબ્દોની ખોટ નથી અને કેટલાક પ્રત્યયોની એવી મઝાના ટુકડા અને પહેલદાર શબ્દો બની જાય છે કે તેવા બે ચાર શબ્દોથી લાંબા લાંબા વાક્યોનું અને કંડિકાઓનું* કામ સરી જાય છે

ભાષાશૈલીને આવી દિશા આપવામા બીજો એક લાભ છે લોકસાહિત્યની ભાષા જીવન્ત હોય છે, તે ભાષામા લખાયેલા વિચારો લોકહૃદયમા સીધા પહોંચી જાય છે અને તેથી સાક્ષર અને અભણ વચ્ચે પડેલો મહાસાગર પૂરાતો જાય છે

* ઉપનિષદોમા પ્રવચનના નાના નાના અંશોને કંડિકા કહે છે કંડિકા એટલે વિસ્તૃત લખાણનો અનુકૂળતાએ પાડેલો કકડો આપણે નિબન્ધના ટુકડા રૂપ પેરેગ્રાફને કંડિકા કેમ ન કહીએ?

ન પડે. કેટલાક લોકગીતો હજાર બે હજાર વર્ષના જૂના તો જરૂર હોવા જ જોઈએ. કેટલાક લોકગીતો દેશકાલ પરત્વે પોતાની ભાષા, ન્યાત અને પહેરવેશનો ફેરફાર કરીને પણ પોતાનું સ્વરૂપ જેવું ને તેવું રાખી શકે છે. દરેક ધર્મમા જેમ ઈશ્વર તો છે જ તેમ દરેક દેશના લોકગીતમા કેટલાક સર્વસામાન્ય લોકગીત છે

શહેરોની રહેણી, રેલવેની મુસાફરી અને છાપખાનાની સગવડ—આ ત્રિવિધ મોહમા ફસાઈ આપણે જીવનનુ ભારેમા ભારે કાવ્ય અને સસ્કૃતિ ખોઈ બેઠા છીએ. જે લોકગીતો હજાર બે હજાર વરસ સુખેથી જીવી શકતા તે આ આધુનિક સુધારાની ઝેરી હવામા પેલા ચોમાસાના ઉધાઈ પતગીઆની માફક મરી ગયા છે અને આપણે સાહિત્યના સગ્રહાલયોમા લોકગીતોના 'મમી' કરી રાખીને સન્તોષ માનીએ છીએ. લોકગીતનો સાચો સગ્રહ તો લણતા ખેતરોમા, રાસ ગાવતા ચૌટા પર, ગોવાળીઆના છોકરાના ટોળામા, નાના છોકરાઓની આનગમનમા, ડોશીમાના ખોળામા ને ડોશીમાના રેટીયામા, પગેઢિયાના ઘરીના રમમાનમા, સૂતા બાળકના પારણામા, નાની વહુના અભણાવ્રત જેવા વ્રતોમા ને તહેવારોમા, નવરાત્રીના ઉત્સવમા, માતાના મન્દિરમા અને જાનૈયાઓના સઘમા થઈ શકે

આજે કેળવણીને લીધે આપણે સૂતકી 'પ્રૉટેસ્ટન્ટ' થઈ ગયા છીએ જીવનનો રસ લેતા આપણે લાજીએ છીએ જે સામાજિક સસ્થાઓ લોકગીતને જન્મ આપનારી છે અથવા લોકગીતને પાળેપોષે છે તેની સામે તો આપણે રીતસર ચુપેરા જ ચલાવી છે, અને છતા આપણા લોકગીતો ટકી રહે એમ ઇચ્છીએ છીએ પેલા જેનરની દીવાલ પરના નિર્જીવ પતગીઆની પેઠે સડીને કોહી ન જાય ત્યા સુધી પૂરાના પાજરામા આ લોકગીત રહી શકે છે, પણ તેથી કઈ સાહિત્યને પ્રાણ ન મળે આપણા કેળવાયેલા લોકો જ્યારે શહેરોનો મોહ છોડી ગામડાઓમા જઈને વસશે, ત્યાના ઓચ્છવોમા ભળતા થશે, શિષ્યભાવે તેનુ અધ્યયન કરી પછી સહાનુભૂતિપૂર્વક તેમા સુધારો કરશે ત્યારે જ લોકગીતોનો યુગ ફરી આવશે, જૂના લોકગીતો જાગશે, નવા સ્ફુરશે અને રાષ્ટ્રીય જીવનને વીર્યવાન અને સસ્કારી બનાવી તેને પ્રેમશૌર્યઅકિત કરશે

ત્યા સુધી આપણે આવા સગ્રહો કરવા જ પડશે, તેમનુ સહાનુભૂતિપૂર્વક અધ્યયન કરવુ પડશે તેની ભાષાનુ અને તેઢગનુ અનુકરણ કરવુ પડશે અને તેની સીધી સાદી અને તેથી જ અસરકારક એવી શૈલીનુ સેવન કરવુ પડશે

## સ્વાભાવિકતા

લોકગીતના એક ખાસ લાભ તરફ કોઈનુ ધ્યાન ગયુ નથી આજનો

યુગ અત્યન્ત કૃત્રિમ છે. આપણી ભાષા, આપણા વિચાર, આપણો વિવેક, આપણા હેતુ, આપણી નીતિમત્તા, આપણું જીવન બધું જ કૃત્રિમ થઈ ગયું છે. ખુલ્લી હવામાં ઉઘાડે ડીલે ફરતા કે સૂતા જેમ આપણે લાજીએ છીએ અને ડરીએ છીએ તેમ સામાજિક, રાષ્ટ્રીય અને કૌટુમ્બિક વ્યવહારોમાં પણ સ્વાભાવિક થવાની આપણી હિંમત નથી ચાલતી, જાણે સ્વાભાવિકતામાં મોત કે સત્યાનાશ જ રહેલું હોય. લોકસાહિત્યના અધ્યયનથી—તેના પુનરુદ્ધારથી આપણે આ કૃત્રિમતાનું કવચ તોડી શકશું અને સ્વાભાવિકતાની શુદ્ધ હવામાં હરીફરી શકવા જેટલી શક્તિ કેળવી શકશું. સ્વાભાવિકતામાં જ આત્મશુદ્ધિ થઈ શકે છે. કૃત્રિમતામાં દંભ, પાખંડ અને અધર્મ વધે છે. કૃત્રિમતા ભલેને આ[illegible] તો ઘણું બતાવે છે, પણ તે આત્માની મૂર્તિને નાખે [illegible].

## એક સૂચના

હવે મારા આ અભ્યાસ પૂર્ણ કરતાં પહેલાં લોકસાહિત્યના રસિયાઓને હું એક સૂચના આપી દેવા ઇચ્છું છું

બધા લોકગીતનો સંગ્રહ થાય તે પહેલાં કયા કયા ગીતો લોકગીતની કોટિમાં આવી શકે છે એનો ખ્યાલ સામાન્ય લોકોને આવે એટલા માટે એકએક જાતના બબ્બે ચચ્ચાર નમૂના વાળી એકાદ ચોપડી બહાર પાડવાની જરૂર છે, જેથી ગામડામાં રહેનાર મહેતાજીઓ અને અધ્યાપકો તેમજ બીજા રસાળી નવયુવકો તે તે દિશામાં સંગ્રહ કરતા થઈ જાય. શ્રી મેઘાણીએ જેમ ઐતિહાસિક ગીતોનો સંગ્રહ કર્યો તેમ જુદા જુદા સંપ્રદાયોના તહેવારોના, જુદા જુદા ધંધાઓના અને કૌટુમ્બિક જીવનના ગીતો અને હૃદય પીગળાવી નાખે તેવી કહાણીઓ કે કથાગીતો એકઠાં કરવાની ખાસ જરૂર છે.

સાત વારના, બાર માસના ને પંદર તિથિઓના ગીતો પણ સ્વતંત્ર રીતે ભેગા કરવા જેવા છે. આપણાં વર્ષ અને આપણા તહેવારો ઋતુચક્રને અનુસરે છે. આપણો પ્રવાસ અને વેપાર પણ ઋતુને અનુકૂળ હોય છે. એ વિષયમાં આવા લોકગીતોમાંથી કેટલીયે હકીકતો મળે તેમ છે

# સાર્વભૌમ વાર્તા

ઉત્તર ધ્રુવથી દક્ષિણ ધ્રુવ સુધી પૃથ્વીના બધા દેશોમાં, મોટા મોટા ખંડોમાં કે નાના નાના ટાપુઓમાં, સુધરેલા લોકોમાં તેમજ જંગલી લોકોમાં,

ઘરડાઓમાં તેમજ બચ્ચાંઓમાં, સંસારીઓમાં તેમજ સંન્યાસીઓમાં જો કોઈ સર્વસામાન્ય વ્યસન હોય તો તે વાર્તાનું છે. સાંઝ પડી છે અને છરાં વાર્તા ચાલતી નથી એવું દુનિયામાં એકે ગામડું નહિ હોય.

હાલના જમાનામાં આગગાડી, તાર, આગબોટ, બેતારયન્ત્ર (વાયરલેસ ટેલિગ્રાફ), છાપાંઓ અને છાપખાનાંઓ વધી ગયાં છે તેને લીધે દુનિયાની ગમે તે વસ્તુ ગમે ત્યાં પહોંચી શકે છે. પણ જ્યારે આવાં કશાં સાધનો ન હતાં ત્યારે પણ કેટલીક વાર્તાઓ હવાની માફક ખિખંડમાં ફરતી હતી. એ હવે સિદ્ધ થઇ ગયું છે. કેટલીક નાનકડી સાદી પણ સુન્દર વાર્તાઓ જ્યારે આપણે આપણા ગામડામાં સાંભળીયે છીયે ત્યારે આપણને થાય છે કે બહુ તો આ વાર્તા બાર ગાઉની અંદર જ ફરતી હશે. પણ શોધખોળ કરતાં એવું માલમ પડ્યું છે કે એની એ વાર્તા દેશકાળાનુરૂપ સ્હેજ બદલાયેલા વેશમાં અરબસ્તાનના તંબુમાં, સહરાના રણમાં, મધ્ય એશિયાના જગજૂનાં શહેરોમાં કે રશિયાનાં ઝૂંપડાંમાં નાનાં નાનાં બાળકો ડોશીમાના ખોળામાં બેસીને સાંભળે છે.

આધુનિક સાધનોને લીધે વિશાળ દુનિયાનું એક શહેર બન્યું છે, જેની અંદર દરેક દેશ એક શેરીને સ્થાને છે અને શહેરો તે ઘરો બન્યા છે, એમ કહેવાય છે. છતાં જૂના જમાનામાં દરેક દેશના લોકો અન્ય દેશોના વતનીઓનું લોકજીવન આપણા કરતાં વધારે જાણતા.

આ વાત આપણને જેટલી અસંભવિત લાગે છે તેટલી જ તે શક્ય છે. દેશદેશાન્તર જોવા ખાતર જીંદગીનાં ત્રીસ ચાળીસ વર્ષ ગાળનાર માર્કો પોલો, ઇબ્ન બટુટા અથવા હ્યુએનત્સંગ આજે ક્યાં છે? જૂના વખતમાં વેપારીઓ અને પરિવ્રાજકો આખી દુનિયા ફરતા, અને દેશદેશની અજબ વસ્તુઓ સાથે નવા નવા વિચારો અને સુન્દર સુન્દર વાર્તાઓનો વિનિમય કરતા. સ્પેન્સરની 'ફેરી ક્વીન,' બૉકેશિયોનું 'ડિકેમેરાન,' 'અરેબિયન નાઇટ્સ' વગેરે ગ્રન્થોમાં આ પ્રાચીન પ્રથાનું સ્મરણ છે.

હિન્દુસ્તાનમાં પણ યાત્રા માટે નીકળેલા ઋષિમુનિઓ જ્યાં ક્યાંય સત્ર ચાલતું હોય ત્યાં થોડા દહાડા વિશ્રાન્તિ કરતા અને અત્યન્ત ઉત્સાહથી ધાર્મિક વાર્તાઓનો વિનિમય કરતા. બુદ્ધ ભગવાન પણ દરરોજ સાંજરે શ્રમણ ભિક્ષુકોને ભેગા કરીને વાર્તા કહેતા. ઇશુ ખ્રિસ્ત ધર્મોપદેશ કરતા ત્યારે વાર્તા મારફતે જ સમજાવતા. વાર્તા પાછળ ગાંડા થયેલા અને કોઈ દિવસ પૂરી ન થાય એવી વાર્તા સાંભળવા ખાતર આખું રાજપાટ ડૂલ કરવા તૈયાર થયેલા રાજાઓ વિષે પણ આપણે સાંભળ્યું છે. જે સરસમાં સરસ વાર્તા કહી જાણે તેના બારેમાં ખૂ.રે અપરાધ પણ જૂના જમાનામાં માફ થતા.

જ્યાં જ્યાં જૂનું વેપારનું મથક હતું ત્યાં ત્યાં [illegible] દેશાવરના વેપારીઓ સરાઈઓમાં ભેગા થાય અને ચાતુર્યની, દગાબાજીની, આશક માશુકની, ફુલગિરિયાની, ગજગામિનીઓની, સાધુસંતોની, ઈશ્વરી શોભની અથવા દૈવી ચમત્કારની, મંત્રતંત્રની કે જાદુઈ ટોણાની વાર્તાઓ જરૂર ચાલે જ ચાલે ૧૮૭ જ્યાં રેલવે ગઈ નથી ત્યાં આ બધુ જોઈ શકાય છે કાશ્મીરમાં અને નેપાળમાં વેપારીઓથી કાટતી નગરીઓમાં મેં આવી વાર્તાઓ ચાલતી સાંભળેલી છે

આ વાર્તાઓ મુસાફરોને બારેમાસ બારે શિક્ષણ આપનારી છે. દુનિયામાં બધે મનુષ્યસ્વભાવ સરખો છે, સુખદુઃખના કારણો સરખા છે, સુખની જ વસ્તુથી બધાનું હૃદય આવેશમાં આવે છે અથવા દયાથી પીગળી જાય છે—એનો સાક્ષાત્કાર આ વાર્તાઓ દ્વારા મળે છે જે આશ્વાસન આપણને ધર્મપુસ્તકોથી, પુરાણોથી કે કુરાનથી, બાઇબલથી કે તાલમદથી મળે છે તે જ આશ્વાસન અમેરિકાના નીગ્રો ગુલામોને આફ્રિકાથી એમના બાપદાદાઓએ પોતાની સાથે આણેલી વાર્તાઓથી અને ગાયનોથી મળે છે

વાર્તાઓનો શોખ જેટલો હિન્દુઓમાં છે તેટલો અથવા તેથી પણ વધારે મુસલમાનોમાં છે હાલના પાશ્ચાત્ય સાહિત્યમાં આપણા મુગ્ધ હૃદયને પોતાના જેવું કંઈ નથી લાગતું પણ યુરોપના અને ખાસ કરીને દક્ષિણ યુરોપ અને પૂર્વ યુરોપની લોકવાર્તાઓમાં આપણે આપણું હૃદય પ્રતિબિમ્બિત થયેલું જોઈએ છીએ યુરોપિયન સંસ્કૃતિથી જુદા પડેલા આઇસલેંડના લોકોની સગા (પૌરાણિક વાર્તાઓ)માં આપણને માર્મિક માનવી સ્વભાવનું દર્શન થાય છે

બૌદ્ધકાલીન જાતક કથાઓ લો, જૈનકાલીન પંચતન્ત્ર લો, વિષ્ણુશર્માનું હિતોપદેશ વાંચો અથવા મિસર દેશના ઈસપની નીતિકથાઓ વાંચો, માણસ પરિસ્થિતિ સાથે, તિર્યગ્યોનિઓ સાથે, જીવસૃષ્ટિ સાથે એકરૂપ જણાય છે રામાયણમાં પણ વાલ્મીકિ પશુપક્ષી, મત્સ્ય, વાનર વગેરે સર્વ પ્રાણીઓ સાથે એકરૂપ થઈ શકે છે આ સમભાવને લીધે આપણે સર્વ પ્રાણીઓ ઉપર પ્રેમ કરી શકતા હતા, એમના સ્વભાવ ઉપરથી ઘણા શીખી શકતા હતા અને સર્વત્ર એક જ આત્મા છે એ સમજવું સહેલું હતું 'A cow has no soul' (ગાયને જીવ હોતો નથી), એવું વાક્ય એમના જૂના જમાનામાં કોઈના મગજમાં ઉદ્ભવતું જ નહિ વાર્તાઓ એ મનુષ્યજાતિનું જૂનામાં જૂનું અને અત્યંત વ્યાપક એવું જીવનરહસ્ય (Philosophy of life) છે

ધાર્મિક આચાર, સ્મૃતિના નિયમો, રાજા તથા ધર્મગુરુઓની આજ્ઞાઓ, સામાજિક રિવાજો વગેરે અનેક વસ્તુઓથી માનવી મન તથા હૃદય બદ્ધ છે અને તેથી તેને કૃત્રિમતા જાળવવી પડે છે પણ વાર્તાઓમાં મનુષ્યકલ્પને, મનુષ્યકલ્પનાને પરિપૂર્ણ છૂટ રહે છે હૃદયની લાગણી અને સહજ સ્ફુર્તિથી ઉત્પન્ન થતા વિચારો વાર્તાઓમાં પરિપૂર્ણ રીતે પ્રકટ થાય છે કોઈ પણ સમાજની ઉન્નતિ ક્યાં સુધી થઈ છે એ જોવું હોય તો તે ધર્મશાસ્ત્ર ઉપરથી નહિ જણાય, સ્મૃતિઓમાં નહિ મળે, શિષ્ટ ગ્રન્થોમાં નહિ ખોળી શકાય, ઇતિહાસમાંથી પણ તે શોધી કાઢવું કઠણ છે પણ કોઈ પણ સમાજની અમલી અથવા વ્યાવહારિક સંસ્કૃતિ કેવી અને કયા દરજ્જાની છે એનો સંપૂર્ણ ખ્યાલ તે સમાજની મૌલિક (original) લોકવાર્તાઓ ઉપરથી પરિપૂર્ણ આવી શકે છે ધર્મગ્રન્થોમાં તે સમાજના ઉંચામાં ઉંચા આદર્શો મળે છે ઇતિહાસમાં અધિકારી વર્ગોનું અથવા જાતિઓનું જીવન કેવું હતું એની કલ્પના થઈ શકે છે શિષ્ટ ગ્રન્થો ઉપરથી વિચારનો પ્રવાહ કઈ દિશામાં અને કેવા વેગથી ચાલતો એ સ્પષ્ટ થાય છે પણ લોક જીવનનું યથાર્થ ચિત્ર તો લોકવાર્તામાં જ મળે છે

માટે કોઈ પણ સંસ્કૃતિનો સર્વાંગસુન્દર અભ્યાસ કરવો હોય તો તે દેશની ધાર્મિક કથાઓ ઐતિહાસિક વૃત્તાન્તો અને લોકવાર્તાઓ જાણવા જ જોઈએ વાર્તા એ શિક્ષણનું સ્વાભાવિક સ્વરૂપ છે કેમકે મનુષ્યજીવનનું તેમાં પરિપૂર્ણ ચિત્ર હોય છે માણસને જીવવામાં વધારેમાં વધારે આનન્દ પડે છે એ સ્વાભાવિક છે અને તેથી જ મનુષ્યમાત્રને વાર્તાઓમાં વધારેમાં વધારે રસ પડે છે ધર્મપુસ્તકો પ્રભુની પેઠે આજ્ઞા કરે છે ઇતિહાસના ગ્રન્થો મિત્રની પેઠે કાન ઉઘાડે છે પણ લોકવાર્તાઓ પ્રેમાળ સહધર્મચારિણીની પેઠે મનને વશ કરીને માનવીસ્વભાવ અને માનવી જીવન વિષે બોધ આપે છે. નીતિની આવશ્યકતા છે જે ઉપદેશ નીતિપાઠ ઠસાવી શકતા નથી તે વાર્તાઓ ઠસાવે છે, કેમકે વાર્તાઓ મનુષ્યનું હૃદય બદલી નાખે છે પ્રાણીઓ ઉપર દયા કરો એમ કહીને એના કરતાં પ્રાણીઓ ઉપર પ્રેમ ઉત્પન્ન થાય અથવા એમની દીન દશા જોઈને દયા ઉત્પન્ન થાય એવી વાર્તાઓ કહીયે તો તેની અસર વધારે સારી થાય છે

જીવનમાં કેવો આનન્દ રહેલો છે એનું ભાન વાર્તા દ્વારા જ આપણને થાય છે ટીકા કરવી એના કરતાં ફરી બનાવવું એ વધારે સારૂં છે એ સૌ જાણે છે આજની લોકસ્થિતિ સારી ન લાગતી હોય તો સારી રહેણી કરી બતાવવી એ વધારે શ્રેષ્ઠ છે એ ન બની શકે તો આપણે જે આદર્શ સ્થિતિ કલ્પના હોઈયે તે પ્રત્યક્ષ અમલમાં આવી છે એમ બતાવનારી સુન્દર વાર્તાઓ જો આપણે ઉપજાવી શકીયે તોપણ અર્ધું કામ થયું ગણાય.

આ લોકવાર્તાઓની બાબત કેવી રીતે જોવી એ એક મુખ્ય સવાલ છે. ઇતિહાસસંશોધક—લોકવાર્તામાંથી અમુક સમયે લોકવૃત્તિ કેવી હતી, લોકાચાર કેવો હતો તે નક્કી કરવા માગનાર સંસ્કૃતિનો અભ્યાસી જે સ્વરૂપમાં લોકવાર્તા આપણા હાથમાં આવી હોય તે સ્વરૂપમાં જ તેને ગણવા માગે છે. વેદપાઠીની પેઠે વાર્તાઓ અક્ષરે અક્ષર પવિત્ર હોય એમ તે માને છે સંસ્કૃતિ સંસ્કૃતિ વચ્ચેનું સામ્ય તેમજ દરેક સંસ્કૃતિનો વિસ્તાર નક્કી કરવામાં આ લોકવાર્તાનો ઉપયોગ બહુ જ થાય છે અમુક લોકવાર્તા પાત્ર નગર સાથે ક્યાં ક્યાં પ્રચલિત છે એ નક્કી કરવાથી આપણે બહુ જ મહત્ત્વનો પ્રાચીન ઇતિહાસ ઉપજાવી શકીએ છીએ અને તેથી ઇતિહાસસંશોધક દરેક વાર્તાનું પ્રાચીનમાં પ્રાચીન સ્વરૂપ જાળવવાનો પ્રયત્ન કરે છે

સાહિત્યશાસ્ત્રી આ માન્યતાથી પણ જુદા દૃષ્ટિથી તે જ નિર્ણય પર આવે છે શિષ્ટસાહિત્ય અને લોકસાહિત્ય વચ્ચેનો ભાષાભેદ મહત્ત્વનો હોય છે જંગલના ઝાડ છોડ બગીચાની કૃત્રિમ પરિસ્થિતિમાં ઉગી જ શકતા નથી નાના છોડઓની સ્વાભાવિક પ્રફુલ્લતા તેમને ઉપાડવાથી અથવા તેમને ખાતર આપવાથી નષ્ટ થાય છે, અને આપણે પોતે જ છોડવાઓમાં જે કૃત્રિમતા ઉભી કરીએ છીએ તેથી અસંતુષ્ટ થઈએ છીએ લોકવાર્તાઓનું પણ એમ જ છે અપંડિત માણસના હાથમાં જતા વેદ જેમ બગડે છે, અરસિકના હાથમાં જતા કવિતા જેમ બગડે છે તે જ પ્રમાણે સુસંસ્કૃત શાસ્ત્રીના હાથમાં જતા લોકવાર્તા બગડે છે અમેરિકન સંસ્કૃતિમાં ત્યાંના તદ્દન વતની જેમ નષ્ટ થાય છે તેમ લોકવાર્તાઓ સાહિત્યાચાર્યોના હાથમાં જતા મરી જાય છે સંગીતપ્રવીણના હાથમાં પડતા લોકગીતની જે દુર્દશા થાય છે તે જ દુર્દશા લોકવાર્તાની શિષ્ટસાહિત્ય સિદ્ધના હાથમાં પડતા થાય છે મનુષ્યહૃદયની જેને સંપૂર્ણ ઓળખાણ છે, જેની સમાજની અભિરુચિ ઉપર જેની સંપૂર્ણ શ્રદ્ધા છે તે જ કહી શકે છે કે

दूषि[illegible] गुणैः यान्ता तत्त्वानि ।

લોકસ્થિતિનું નિરીક્ષણ કરનાર માનસશાસ્ત્રી નિર્ભેળ વૃત્તિ સાચા લોકોના જ ચાલતી વાર્તાઓ પસંદ કરે છે, અને એની ભાષા પણ તે એની એ જ રાખવા માગે છે આ જ રીતે ઇતિહાસસંશોધક અને શાસ્ત્રી તેમ જ માનસશાસ્ત્રી લોકવાર્તાની આટલી સંભાળ રાખે છે પણ એ સંભાળ જ બતાવી આપે છે કે લોકવાર્તાના આત્મા સાથે તેમનો પરિચય નથી [illegible] અથવા સૂકા [illegible] સાચવી રાખનાર પદાર્થસંગ્રાહકની વૃત્તિ તેમનામાં હોય છે યુરોપમાં ઇજિપ્ટોલોજિસ્ટ અથવા ઇન્ડોલોજિસ્ટ નામે ઓળખાતા કેટલાક પુરાતત્ત્વવિદ હોય છે તેઓ ભારતભૂમિ અથવા

જો એ વાર્તા આપણે આપણી શક્તિને લીધે સમાજને પ્રત્યક્ષ ટકાવી શકીએ તો પ્રત્યક્ષ આચરણ જેટલી તેની અસર સમાજ ઉપર પડે છે. મહાકવિ વાલ્મીકિનું રામાયણ એ જ જાતની વાર્તા છે એમ કેટલાકનું માનવું છે. પરમેશ્વરની સૃષ્ટિ સામે જેમ વિશ્વામિત્રે સૃષ્ટિ નિર્માણ કરી હતી એ જ પ્રમાણે કવિ પણ વાર્તાઓ દ્વારા પ્રતિસૃષ્ટિ નિર્માણ કરે છે અને વાચકવર્ગને સા લઈ જઈ ત્યાંના શહેરીઓ બનાવે છે.

કવિ પોતાના રાજ્યમાં પોતાને ગમતા ધર્મસિદ્ધાન્તો ચલાવે છે, પોતાને પસંદ એવું વાતાવરણ ઊભું કરે છે, શાને ચાહવું અને શાને ત્યજવું એનો નિર્ણય કરે છે, અને વાચકવર્ગ પાસેથી [illegible] તે બધુ સ્વીકારાવે છે. માટે જ વાર્તા લખનાર કવિ બ્રહ્મા છે, મનુ છે, રાજા છે, સમાજનેતા છે, મિત્ર છે, સાક્ષી છે. વાર્તાઓની કેળવણીની દૃષ્ટિથી યોગ્યતા ભારે છે એમ હાલમાં યુરોપીઅન પંડિતોએ શોધી કાઢ્યું છે.

આપણે ત્યાં રાજપુત્રોને ધાર્મિક વાર્તાઓ દ્વારા બધું જ્ઞાન આપતા. દરેક પુરાણ એ રાજપુત્રોને માટે અને સામાન્ય લોકોને માટે વિશિષ્ટ મતને અનુસરીને પરિપૂર્ણ પાઠ્ય પુસ્તક હોય છે એ તરફ આપણા સમાજનેતાઓનું ધ્યાન કેમ ગયું નથી એ સમજાતું નથી પંચતંત્રની પ્રતિજ્ઞાની વાર્તા પણ એવી જ છે. રાજાના ઠોઠ છોકરાઓ કેમે કર્યા ભણતા નહોતા તેમને આર્ય વિષ્ણુશર્માએ વાર્તા દ્વારા છ મહિનાની અંદર ભણાવી ગણાવીને શાણા બનાવી દીધા. ઉપનિષદોમાં પણ મોટા મોટા ઋષિઓ વિશ્વના રહસ્યો ઉકેલનાર મહાન સિદ્ધાન્તો વાર્તા દ્વારા પોતાના શિષ્યોના મન ઉપર સહેલાઈથી ઠસાવતા. આજે પણ પોતાના પ્રસંગમાં આવેલા બાળગોપાળોને વાર્તા દ્વારા આનન્દ અને જ્ઞાન આપવા 'માણભટ્ટ' અવતરેલો છે. દુનિયાના સર્વ દેશના, સર્વ કાળના અને સર્વ જાતના શાસ્ત્રમાન્ય, લોકમાન્ય, શિશુમાન્ય વાર્તાકાર 'માણભટ્ટ' ને આશીર્વાદ આપો.

## લોકવાર્તાની શૈલી

દુનિયાના વાર્તાઓ તો ઘણી છે, પણ તેમાં લોકવાર્તાઓ તદ્દન જુદી તરી આવે છે. લોકવાર્તાઓનો વિષય, તેમની ભાષા અને શૈલી એકદમ જુદા હોય છે. હાલમાં લોકવાર્તાઓનો સંગ્રહ થાય છે અને બાળશિક્ષણમાં તેમનો ઉપયોગ થાય છે.

મિસર દેશની પ્રાચીન સંસ્કૃતિના અવશેષો ઐતિહાસિક અધ્યયન માટે સુરક્ષિત રાખવાનો પ્રયત્ન કરે છે. પણ તેઓ કંઈ આર્ય સંસ્કૃતિ કે મિસરી સંસ્કૃતિનો ઉત્કર્ષ ઇચ્છતા હોતા નથી. ઇજિપ્શ્યન લોકો અથવા હિન્દુ લોકો તેમને જો પોતાના આગેવાન બનાવે તો બંને દેશ મડદા જ બની જાય, કેમકે તેમનામા આ બે સંસ્કૃતિના અવશેષો ઉપર મોહ હોય છે, કંઈ પ્રેમ કે વાત્સલ્ય હોતા નથી

લોકવાર્તાઓ એક વિશિષ્ટ વૃત્તિનું ફળ છે. ઝાડ જેમ અસંખ્ય ફળ પેદા કરે છે પણ તે સંઘરવા મથતું નથી તેમ લોકવાર્તાની પાછળ રહેલી સુંદર નિર્વ્યાજતા આપણામા હોય તો જ જૂની લોકવાર્તાઓ ટકી રહે અને નવી નિર્માણ પણ થાય.

હું એકવાર અમારે ત્યાંની લોકવાર્તાઓ ભેગી કરવા નીકળ્યો હતો. લોકવાર્તાઓની ભાષા અક્ષરેઅક્ષર જાળવવી જોઈએ એ સિદ્ધાન્તનો હું હોવાથી લોકો પાસેથી એ જ ચોકસાઈની હું અપેક્ષા રાખતો.

गावड्यात् गाउग् थोगीत
गुव्हयार् लवन गाणीत
एनड तळ पाणी श्या धरी
तळ्या पाणी वा लगे ना
तळ्या पाणी का लागे ना

ગામડાના લોક મારા તરફ મારા તરફ જોઈ હસવા લાગ્યા. કૉલેજમા ભણનાર આ શાહુકારનો ડાહ્યો દીકરો આટલી ભાષા પણ જાણતો નથી એ જોઈને આશ્ચર્ય કરતા તેમનામા તિરસ્કારની છટા હું જોઈ શક્યો. તેમને હું કેવી રીતે સમજાવું કે મારા ભણતરને લીધે જ લોકભાષાને હું પારકો થઈ ગયો છું! થોડી વાર્તા કહ્યા પછી કંટાળીને તેઓ બાકીની વાર્તાનો સાર કહી નાખતા અને એની વિગત તમારી મેળે લખી કાઢજો એમ કહી દેતા. એમને માટે એ સહેલું હતું. 'ઉમાડ'ની વાર્તા મને લાગે છે હજારો વર્ષ થયા આ પ્રદેશમા પ્રચલિત હશે. ભાષામા ફેરફાર જરૂર થયો છે. છતા ગામડીઆ લોકોના મ્હોંમા તેનું લોકવાર્તાપણું બિલકુલ નષ્ટ થયું નથી. તેઓ પ્રાચીન લોકવૃત્તિના વારસ છે. વાર્તામા ગમે તે ફેરફાર કરવાનો તેમને હક છે, કેમકે લોકવાર્તાનો આત્મા જે લોકવૃત્તિ તે તેમનામાં સ્ફુરી રહેલી છે. તેઓ ઇતિહાસીઆ નથી, પ્રાણોપાસક છે. પૂર્વજોના મડદા તેઓ સાચવવા નથી માગતા, પૂર્વજોના પ્રાણથી પ્રાણિત થવા માગે છે. ઇતિહાસ તેમની રગેરગમા છે. જેમણે ઇતિહાસનું નવનીત પોતાના જીવનમા આત્મસાત્ કર્યું છે તેઓ શા માટે ઇતિહાસના ફૂચા અને છોતરા જાળવી રાખે ?

બાળશિક્ષણમાં લોકવાર્તાઓને આપણે શા માટે સ્થાન આપ્યું છે? મરી ગયેલા જમાનાના અવશેષ તરીકે કે તેના પ્રાણ તરીકે? સાર્વજનિક કેળવણી એ શુદ્ધ વાત નથી. જ્યારે સાર્વજનિક કેળવણી થશે ત્યારે લોકોની મુગ્ધ વૃત્તિ નષ્ટ થવાનો ભારે સંભવ છે. લોકોનો આનન્દ લૂંટાઈ જશે, સમાધાન નષ્ટ થશે, અશાન્તિ ફેલાશે અને સામાજિક વિપ્લવનું બીજ વવાશે. આ સંકટ સામે બચવાના ઉપાય તરીકે લોકવાર્તા દ્વારા લોકહૃદયની સ્વાભાવિકતા આપણે જાળવવા માગીએ છીએ કે સામાજિક ફેરફારને લીધે જે જમાનો નાશ પામે છે તેના શ્રાદ્ધ તરીકે? શ્રાદ્ધ તો એકાદ બે જમાના સુધી જ ચાલશે પછી એ શ્રાદ્ધ ઉપરની શ્રદ્ધા પણ ઊઠી જશે. બીજા મહત્ત્વના વિષયોની ભીડ થશે ત્યારે લોકવાર્તાને કોણ પૂછશે?

કેટલાક વિકાસવાદીઓ જુદી જ દૃષ્ટિથી બાળશિક્ષણમાં વાર્તાને સ્થાન આપે છે. તેઓ કહે છે, મનુષ્યને પોતાની ટૂંકી જિંદગીમાં સહસ્રાવધિ વર્ષોના વિકાસની પુનરાવૃત્તિ કરવી પડે છે અને તેથી શિક્ષણનો ક્રમ એ માનવી વિકાસના ક્રમને અનુસારે હોવો જોઈએ, એ દૃષ્ટિથી બાળવાર્તાઓ ઘણી અગત્યની છે. આ વિકાસવાદીઓ પણ બાળવાર્તાઓનું મૂળ સ્વરૂપ જેવું ને તેવું જ રાખવા માગે છે. ઇતિહાસીઓની દૃષ્ટિએ જૂના વખતની વસ્તુઓ આજના જમાનામાં અસત્ય છે. વિકાસવાદીઓ એનો વિરોધ કરીને કહે છે, દરેક વ્યક્તિનો વિકાસ સમાજના ઐતિહાસિક વિકાસને અનુસરીને થતો હોવાથી દરેક પગથીયું હમેશને માટે સત્યરૂપ છે અને તેથી તેઓ બાળશિક્ષણને માનવજાતિના બાલ્યકાળનું પ્રતિનિધિ માનીને તે કાળના વિકાસ અને લોકસ્થિતિને બાળશિક્ષણનો મુખ્ય આધાર અથવા મૂળમન્ત્ર માને છે.

આ બધાથી જુદો એક નવો પક્ષ છે તેને આપણે જીવનવાદી કહીએ. તેઓ કહે છે, જીવન દરેક ક્ષણે સંપૂર્ણ છે. જીવનની જુદી જુદી દશામાં સાધનદશા અને ઉપભોગદશા એવો ભેદ પાડવાનું કંઈ કારણ નથી. પ્રૌઢ કાળ જેટલો સત્ય છે અને ઉપભોગ્ય છે તેટલો જ બાલ્યકાળ પણ છે. તેને ફક્ત સાધનરૂપ ગણવો એ બાળકોને અન્યાય અને ઈશ્વરનો [illegible] કર્યા બરાબર છે.

રવીન્દ્રનાથ ઠાકુરનું 'શિશુ' ( The Crescent Moon ) આ જ વૃત્તિથી લખાયેલું છે. એમાં જૂની નવી બધી [illegible] થઈ છે. હવે એ પન્થ તપાસવો રહ્યો. નીતિવાદી શિક્ષકોમાં નીતિની સંભાળ રાખનારા અને નાના બાળકના કાનમાં અસત્ય શબ્દોનો ઉચ્ચાર પણ ન પડવા દેવાનો આગ્રહ હોય છે એમનો માર્ગ બહુ જ વિકટ હોય છે. બિચારાઓને દરેક વસ્તુમાં રસ હોય છે, પણ કોઈ વસ્તુ નિર્દોષ જડતી જ

નથી, અને તેથી તેઓ પોતે દુઃખી થાય છે અને બાળકોને પણ દુઃખી કરે છે.

દરેક જમાનાની નીતિ વિષેની કલ્પના જુદી હોય છે, શિષ્ટતાની કલ્પના પણ ભિન્ન હોય છે. સંસ્કૃત ભાષામાં કેટલાક અત્યન્ત શિષ્ટ અને શુદ્ધ માનેલા વાક્યપ્રયોગો ઉચ્ચારતા પણ આપણને શરમ આવે. અંગ્રેજ સરકારને જેમ પ્રસિદ્ધ થતા દરેક લખાણ ઉપર ચોકી રાખવાની ઇચ્છા થાય છે તેમ આ નીતિવાદીઓને દરેક વસ્તુની નવી આવૃત્તિ તૈયાર કરવાનું મન થાય છે. તેમનો આગ્રહ યથાર્થ છે, પણ તેનો અતિરેક મૂર્ખાઈથી ભરેલો હોય છે, અને કેટલીક વાર આ અત્યાગ્રહને લીધે જ અનિષ્ટ પરિણામ આવે છે. જીવનવાદીઓ તેમને કહે છે, તમે તમારી દૃષ્ટિથી નિર્ણય કરો, પણ. જેમ દરેક જમાનાની નીતિકલ્પના ભિન્ન હોય છે તેમ બાલ્યકાળની નીતિ પણ જુદી હોય છે. જે વસ્તુની તમારા ઉપર ખોટી છાપ પડે છે તેની છોકરા ઉપર કશી અસર થતી નથી, જેમ કેટલીક વસ્તુઓ પુખ્ત ઉમરના માણસને માટે નિર્દોષ હોય છે અને તે જ બાળકોને હાનિકર થાય છે. જે સિદ્ધાન્ત નીતિ વિષે તે જ સિદ્ધાન્ત શિષ્ટતા અથવા ગ્રામ્યતાને વિષે. નાના છોકરાની વાતોમાં ને સંભાષણમાં પાદવાનો ઉલ્લેખ આવે જ છે. આપણે તેને અશિષ્ટ ગણીએ છીએ. રામાયણ મહાભારત આદિ આર્ષગ્રન્થોમાં કૃત્રિમ શિષ્ટાચાર કે કૃત્રિમ નીતિ નથી, અને સ્ત્રીપુરુષ આબાલવૃદ્ધ તેમનું પારાયણ કરે છે, છતાં કોઈની ઉપર તેની ખોટી છાપ પડી નથી. એનું કારણ એ જ કે આ આર્ષગ્રન્થોમાં જીવનનો પ્રવાહ ઘણો અને તેથી પરમ સત્ય છે. રામાયણ મહાભારતનો જીવનપ્રવાહ એટલો બધો સમૃદ્ધ અને વેગવાન છે કે તેમાં મારે પેદા થઈ શકતો જ નથી. જીવનના વીર્ય ઉપર અને પ્રાણની શક્તિ ઉપર તેમની જે શ્રદ્ધા છે તે જ જો આપણામાં હોય તો જરા પણ ચોકી રાખ્યા વગર આપણે વિદ્યાર્થીઓને ઉત્તમ ઉત્તમ નીતિશિક્ષણ આપી શકીએ. અશિષ્ટ અને ગ્રામ્ય વસ્તુ વિષે લોકોમાં યથાર્થ કલ્પના અને આવશ્યક ઘૃણા ઉત્પન્ન થઈ, અને કંઈ પણ ચોકી રાખવાની જરૂર નહિ રહે.

ટુંકામાં બાળજીવન સત્ય માનીને બાળશિક્ષણનો પ્રારંભ કરવો, એટલે બાળશિક્ષણના બધા સિદ્ધાન્તો બાળકો પાસેથી જ મળી રહે.

# બાળવાર્તાની ખૂબી

## (૧)

શહેરના લોકોને વનભોજન કરવામાં ભારે આનન્દ આવે છે. શહેરની બહાર દૂર કોઈ એક બગીચામાં બધા ભેગા થાય છે, ચૂલો બનાવી શકાય એવા પણ પથરા ગોતી કાઢે છે, આસપાસમાંથી લાકડાંના સૂકા ટુકડા એકઠા કરે છે, પાંદડાંની પતરાવળી અને પડીઆ બનાવે છે અને બધી મુશીબતો વેઠીને રાંધી ખાય છે. એમાં જ તે દિવસનો આનન્દ રહ્યો છે. શહેરની કૃત્રિમતા છોડીને નૈસર્ગિક માણસ—કુદરતી માણસ બનવાનો એ આનન્દ હોય છે. હજારો વર્ષના પ્રયત્નોથી જે આવરણો મનુષ્યે ઉપજાવેલાં છે તેને અભાવે આપણે શી રીતે ચલાવી શકીએ એનો વનભોજનમાં ઉત્તમ પાઠ મળે છે અને તેથી કૃત્રિમતાની કાંચળી ઉતારી જઈને મનુષ્ય પોતાનું સ્વરૂપ ઓળખી શકે છે. કુસ્તીમાં પણ એ જ આનન્દ રહેલો દેખાય છે. શસ્ત્રયુદ્ધ, વાગ્યુદ્ધ, અથવા કોરટબાજીઓ બધા સુધરેલા પણ કૃત્રિમ ઉપાયો છે. કુસ્તીમાં શરીર શરીર સાથે નૈસર્ગિક શક્તિથી લડે એમાં જ એનો આનન્દ રહેલો હોય છે.

સાહિત્યમાં એવો નૈસર્ગિક આનન્દ અને નૈસર્ગિક લાભ લેવા તરફ હાલમાં પ્રવૃત્તિ થતી જાય છે. નીતિશાસ્ત્ર, વિવેકશાસ્ત્ર, સાહિત્યશાસ્ત્ર અને ભાષાશાસ્ત્રના કૃત્રિમ નિયમોનું બન્ધન જેમાં ન હોય અને મનુષ્યસ્વભાવનો નૈસર્ગિક પ્રવાહ જેની અંદર કશી પણ રોકાવટ વગર સોંસરો ચાલતો હોય એવું સાહિત્ય આજે દુનિયાને જોઈએ છે. શિષ્ટ સાહિત્યમાં ભારે કળા હોય, સુન્દર ઓપ હોય તોપણ નૈસર્ગિક સાહિત્ય જેટલો પ્રાણ તેમાં નથી હોતો. રાજ્યના મહેલમાં દાદરના કઠેડા પર જે પૉલિશ હોય છે તેના કરતાં કોઈ પણ મન્દિરના દાદરના કઠેડા પર અગણ્ય લોકોના હાથના ઘસારાથી જે સુંવાળપ અને ચળકાટ આવે છે તે કાંઈક ઓર જ હોય છે. એ જ રીતે સાહિત્યશાસ્ત્રના નિયમોને અનુસરીને બનાવીને જે ચળકાટ પૂરવામાં આવે છે તેના કરતાં અનેક પ્રાન્તના, અનેક જમાનાના અને અનેક જાતના લોકોના મોઢામાં રમતાં રહી સાહિત્યને જે નૈસર્ગિક ઓપ આવે છે તે લૌકિક છતાં અલૌકિક હોય છે. આમ [illegible] આધાર આવા લોકસાહિત્ય ઉપર ગણવામાં આવે તો જ તે સાચી રાષ્ટ્રીય કેળવણી કહેવાય. આપણા દેશમાં જ્યારે રાજકવિઓ [illegible] [illegible], અર્થાત્ કાર વગેરેની [illegible] કરી બનાવતા, ત્યારે આમ પણ સંસ્કારી જનસમુદાય એક જુદા જ સાહિત્ય ઉપર પોષાતો હતો. આ સાહિત્ય ક્યાંથી આવ્યું ? કોણે શરૂ કર્યું ?

જ્યારથી મનુષ્યનો સ્વભાવ નિર્માણ થયો ત્યારથી આ સાહિત્યનો આરંભ

છે. જેની અંદર સમાજનો પ્રાણ સ્ફુરે છે તેણે આ સાહિત્ય લખ્યું છે. આ સાહિત્ય દ્વારા બાળકોને કેળવણી આપો તો તેઓ સમાજને ઓળખી શકશે અને સમાજને ઓળખી સમાજના દાસ અને પ્રભુ બનશે.

પ્રાચીન ઋષિઓએ પણ લોકસાહિત્યનું સાર્વભૌમત્વ સ્વીકાર્યું છે અને તેથી જ તેમણે પોતાને સ્ફુરેલા આધ્યાત્મિક સનાતન સિદ્ધાન્તો લોકવાર્તામાં રૂપકમાં ગુંથીને વેદમાં દાખલ કર્યાં છે. પુરાણો તો લોકવાર્તાનો ભંડાર છે. વ્યાસ કાલિદાસાદિ મહાકવિઓએ પોતાની પ્રતિભા પ્રગટ કરવા માટે આ લોકવાર્તાનું જ શરણું લીધું છે. નીતિશાસ્ત્રવિશારદ આર્ય ચાણક્યે લોકવાર્તાનો ઉપયોગ કરી કેટલા રાજપુત્રોને પણ નીતિનિપુણ કર્યા છે. જ્યારે જ્યારે કવિ પ્રતિભા મન્દ પડે છે, પ્રજાનો ઉત્સાહ ક્ષીણ થાય છે, કેળવણીનો ઝરો સૂકાઈ જાય છે, ત્યારે ત્યારે દેશના નેતાઓ આ લોકસાહિત્યરૂપી ગંગોત્રી પાસે જઈને તપશ્ચર્યા કરતા દેખાય છે. શેક્સપીયરને પૂછો કે શીલરને, તો તે એમ જ કહેશે કે લોકસાહિત્ય એ જ અમારો ગુરુ છે. તમામ તત્ત્વજ્ઞાનીઓ અને તર્કશાસ્ત્રીઓ ન કરી શકે તેવી સૂક્ષ્મતાથી લોકસમાજે આ સાહિત્યના વિભાગ પાડેલા છે સાસુનો ત્રાસ સહન કરતી વહુની વાર્તાઓ એ એક સ્વતન્ત્ર વિભાગ છે. સંકટો સામે બહાદુરીથી લડનાર રાજપુત્રોનો વિભાગ અલગ છે. પોતાની ચાતુરીથી સંકટોની સુસન્ધિ કરનાર વણિક મુસાફરનો વિભાગ જુદો છે પોતાના નિર્વ્યાજ પ્રેમથી જ સુરક્ષિત એવા બાળકોનો પ્રાન્ત પણ એકદમ નિરાળો અને વિશાળ છે દેશાભિમાન કે ધાર્મિક ઝનુનના પાશ ભરવા વિના માનવજાતિના સ્વાભાવિક પ્રેમને લીધે 'બહુજનસુખાય બહુજનહિતાય' આત્માર્પણ કરનાર ધર્મવીરોનો વિભાગ ઓછો વિસ્તીર્ણ નથી. લોકસાહિત્યના રાજાઓ પોતાનો વૈભવ ભોગવતા છતા પોતાનુ મનુષ્યપણું અને મનુષ્ય તરીકેનો પોતાનો દુનિયા સાથેનો સંબન્ધ ભૂલી જતા નથી લોકસાહિત્યના લૂટારા ઠગ અને ચોરો પણ ગરીબોના બેલી બની આપણી સહાનુભૂતિ મેળવી શકે છે. લોકસાહિત્યના વીરો અને ફકીરો આપણામા અનુકરણની ઇચ્છા પેદા કરે છે. અને તેથી જ લોકસાહિત્ય એ સત્ય સાહિત્ય છે એનો ઉપયોગ કેળવણીમા થવો જોઇએ. જે શિક્ષકને બાળકોનુ જીવન સત્ય અને સંપૂર્ણ નથી લાગતુ તે ખરો અધ્યાપક થાય જ નહિ. મેઝીનીને ઇટાલીના સ્વાતન્ત્ર્યનુ જેટલુ મહત્ત્વ લાગતુ હતુ, ખીસ્તીઓને માટે પ્રાણ અર્પણ કરનાર જાપાની વીરોને સ્વદેશ વિષે જે લાગણી હોય છે તે જ માહાત્મ્ય અને તે જ લાગણી બાળકોને પોતાની બાળદુનિયા વિષે હોય છે, અને તે વૃત્તિથી જ બાળકોને બાળવાર્તા દ્વારા બાળદુનિયાનો પરિચય કરાવવો જોઇયે.

આ નાનકડા પુસ્તકમાં જે બાળવાર્તાઓ આપેલી છે તેમા કળા છૂપાયેલી છે, તાત્ત્વિક બોધ અદૃશ્ય રૂપે વસે છે, જનસ્વભાવનુ વર્ણન મૂક

છે ને મુગ્ધ બાળકોનો આશુતોષ આલ્હાદ ઓતપ્રોત છે, તેથી જ શિક્ષકોને તે ઉત્તમ મદદગાર છે. અનુભવી અને ઉત્સાહી શિક્ષકોને એટલી જ પ્રાર્થના છે કે આ વાર્તાઓ સુધારવા પ્રયત્ન કરશો નહિ. આ વાર્તાઓનું ધ્યાન કરો, ધ્યાનથી તદાકાર થાઓ અને પછી જે તમને રુચે તે બાળકો પાસે મુકજો. આ વાર્તાઓ શાસ્ત્રનો સંયમ પાળતી નથી પણ તેની અન્દર એક સ્વાભાવિક સંયમ હોય છે. પાપીને ધિક્કાર્યા વગર પાપપુણ્યનો ભેદ બતાવે છે અને સમાજસેવાના ઉચ્ચ આદર્શનો ખ્યાલ આપતા છતા વિશ્વવ્યાપી પ્રેમ ઉત્પન્ન કરે છે આ વાર્તાઓ યાત્રાળુઓની માફક દેશદેશાન્તરમા ફરે છે અને જ્યા જ્યા જાય છે ત્યા ત્યા પ્રેમધર્મ સ્થાપિત કરે છે. ગામડામા વસતી ડોશી ચાર ધામ ફરી આવી છે એમ કહે તોપણ આપણને તે સાચુ લાગતુ નથી, તે જ પ્રમાણે ઘરગતુ લાગતી વાર્તાઓ ચાર ખડ ફરી આવેલી હોય છે એમ કહીયે તો સામાન્ય વાચકનો વિશ્વાસ ન બેસે. આ ચોપડીની વાર્તાઓ કાઠીયાવાડમા પ્રચલિત છે, પણ તે ક્યાથી આવી છે અને ક્યારે કાઠીયાવાડમા આવી વસી છે તે કોણ કહે? એકાદ વાર્તા નાઇલ નદીના કાઠા ઉપરની હશે તો બીજી યુફ્રેટિસ ને ટાઇગ્રિસ નદી વચ્ચે જન્મી હશે! એકાદ સમરકદથી આવી હશે, તેમજ આ વાર્તાઓમાથી કેટલીક દેશાન્તર કરીને જર્મનીમા ઘર કરીને રહી હશે તો કેટલીક લાંબો ચોટલો ઉગાડીને ચીની બની ગઈ હશે! આ વાર્તાઓની પાછળ ક્યા સુધી દોડીયે? બહુરૂપીની પેઠે આ વાર્તાઓ હમેજ ફેરફાર સાથે નવુ રૂપ ધારણ કરી કાશ્મીરમા વિચરતી મે જોઈ છે કેટલીક વાર્તાઓ બગાળી બાળકોને કહેતા તેઓ કહેતા કે આ તો અમારી જ વાર્તા તમે લઈ ગયા છો ચકલીની વાર્તાઓ મે નાનપણમા કાનડી ભાષામા સાભળેલ, ગુબ્બી ગુબ્બી હાદી બીડ, (ચકલી ચકલી રસ્તો છોડ,) એ વાક્ય હજી મારા કાનમા સંભળાય છે. મહારાષ્ટ્ર તો ગુજરાતનો પડોશી જ છે. પછીનો પ્રલય પણ જ્યા મહારાષ્ટ્રી ચાલે છે ત્યા સમ્બન્ધ બતાવનારપણુ ક્યા રહે છે?

આજ સુધીનો આ પ્રતિબદ્ધ વિનિમય જાણે ઓછો છે એમ માનીને ગિજુભાઈએ એ પરભાષી બાળવાર્તાઓને ગુજરાતી રૂપ આપી દીધુ છે. ગિજુભાઈ તો વાર્તાના અઠંગ રસિયા, કહાનાર પરખીને એમણે એવા તો ગુજરાતી બનાવી દીધા છે કે નારદ બનીને આ વાત મે બહાર પ્રગટ કરી ન હોત તો સામાન્ય વાચક આ છેતરપીંડી ન જ ઓળખી શકત

' છેવટે અધ્યાપકોને અને માબાપોને મારી વિનન્તિ છે કે બાળકો ઉપર પ્રેમ કરતા શીખવા તેમની દુનિયામા પ્રવેશ કરો અને આનન્દ સાથે તેમને બૌદ્ધિક ખોરાક આપો. આ વાર્તાઓ બાળકોને આનન્દ તો જરૂર આપશે જ, પણ તેમને આ વાર્તાઓ બાળદુનિયામા પ્રવેશ કરવાની માર્ગદર્શિકા થાઓ એટલી જ મારી પ્રાર્થના છે

# બાળવાર્તાની ખૂબી

## (૨)

બાળવાર્તાના આ સુન્દર સંગ્રહ*ને માટે મારે પ્રસ્તાવના લખવી છે પણ તે કોને માટે? શિક્ષકો માટે? માબાપો માટે? કે વિદ્યાર્થીઓ માટે? વિદ્યાર્થીઓને પ્રસ્તાવનાની જરૂર હોય જ નહિ વાછરડું જેમ પોતાની મા તરફ જ સીધું દોડે છે અને એકદમ ધાવવા માંડે છે તેમ બાળકો બાળવાર્તા તરફ આકર્ષાય છે પ્રસ્તાવના લઈને બાળકો ને બાળવાર્તા વચ્ચે ઊભું થવું એ તો તેમને અંતરાય કરી મુકવા જેવું જ થઈ જાય. માબાપો તો મારી પ્રસ્તાવના વાચવાની તસ્દી લે જ શાના? શ્રમવિભાગના આ દિવસોમા છોકરાઓ વિષે કઈ પણ વાચવાની તસ્દી લેવી એ માબાપોનું કામ નથી. મહેતાજીને પોતાના છોકરાઓને સોંપી દીધા પછી પોતાના મગજનું તે ખાતું તેઓ એકદમ બંધ કરે છે છોકરાઓની ચિન્તા રાખવી, તેમની કેળવણીમા રસ લેવો એ તો તેમને મન પરધર્મ છે. વફાદારીથી તેઓ તે ધર્મનો ત્યાગ કરે છે બાકી રહ્યા શિક્ષકો એટલે કે મારી ન્યાતના લોકો. તેમને હું શું કહું? સીધા શિક્ષકોને કહેવા જેવું નવું મારી પાસે ભાગ્યે જ હોય. અને યાન્ત્રિક શિક્ષકો તો મારા જેવા ધડખોર તરફ ડોળા કાઢીને જ જુએ. નવું નવું ધતીંગ કાઢીને તેમની જડ શાન્તિનો નાશ કરવામા આવે એ તેમને કેમ પાલવે?

છતાં પ્રસ્તાવના લખી નાખું છું તેથી મને સન્તોષ થશે, ગિજુભાઈને સન્તોષ થશે, અને આશા છે કે બીજા જે કોઈ ભલેચૂકે આ પ્રસ્તાવના વાચશે તેમને કંઈક વિચાર કરવાનું મન થશે તેટલું થાય તો આ બાળવાર્તામા ચાર પાના રોકેયાનું વળતર મળી રહેશે

૨

શ્રી ગિજુભાઈ જાતજાતની બાળવાર્તાઓ ભેગી કરે છે અને પોતાના નાનામોટા મિત્રો આગળ પડીઆ ભરી ભરી પીરસે છે, અને પછી ઉભા થઈ પૂછે છે, 'કેમ વાર્તાઓ મીઠી લાગે છે? આ વાર્તાનો સ્વાદ કેવો છે? આ સારી કે પેલી સારી? આવો સ્વાદ તમને બીજે ક્યાંય મળ્યો હતો?' હું જૂનો સુમાર[?] રહ્યો એટલે મારે આ અપૂર્વ જમણ વિષે કંઈ પણ કહેવાપણું હોય જ. એક પડીઓ પૂરો કરું એટલે ગિજુભાઈ પૂછે છે, 'આ વાર્તાઓ કેવી લાગી?'

*'બાળવાર્તા ભાગ બીજો'

જીવનમાં અને લોકસાહિત્યમાં પ્રગટ થયેલો છે. બાકીનો ભાગ સમાજ ઉપરનું પડ કે લેપ જ છે. ઇતિહાસમાં ને પુરાણમાં, ધર્મશાસ્ત્રમાં ને સમાજશાસ્ત્રમાં માણસની જે પ્રગતિ દેખાય છે તે ઉપરના પડની જ છે. આજે જુદા જુદા દેશો સભ્યતાની અને સંસ્કારિતાની જે બડાઈ હાંકે છે તે આ ઉપરના પડ ઉપરથી જ. જ્યારે મનુષ્યહૃદયનો ઇતિહાસ લખાશે, લોકઇતિહાસનો મનુ બેસશે ત્યારે જાતિઓની કદર જુદી જ રીતે થશે.

શિષ્ટ લોકોએ પોતાની કલ્પના પ્રમાણે જીવનસ્વપ્નના આદર્શો ઘડી કાઢ્યા છે, શિષ્ટાચારના નિયમો નક્કી કર્યા છે, ઔચિત્ય અને કળાનાં પ્રમાણો નિર્માણ કર્યાં છે. તેમાંથી લોકસમાજે કેટલું લીધું છે તે લોકસાહિત્યમાંથી જણાઈ આવે છે અને કેટલીક વસ્તુઓ તો શિષ્ટ લોકોનો વિરોધ હોવા છતાં લોકોએ પોતાની મેળે જ ઉપજાવી કાઢી છે અને ટકાવી રાખી છે

આજકાલની કેળવણીમાં છોકરાઓને કઈ કઈ માહિતી અપાય અને કઈ કઈ ન અપાય એ વિષે આજની દુનિયાએ કેટલાક સિદ્ધાન્તો નક્કી કર્યા છે. ગૃહસ્થી જીવન અને વ્યાવહારિક નીતિ વિષે નાના છોકરાઓને અમુક જ ખ્યાલ અપાય એ વિષે આપણે આગ્રહ રાખીએ છીએ. જૂના વખતમાં એટલી ચોકસાઈ રાખવામાં આવતી નહોતી. બાળકને આખરે તો માણસ જ થવું છે, કુંવારીને પરણીને ગૃહિણી અને માતા થવાનું જ છે, માટે દામ્પત્ય સબંધની વાર્તાઓ પહેલેથી કહેવામાં શો વાંધો હોય એમ જ જૂના લોકોને લાગતું અને તેવી કથા પણ બાળવાર્તા છોકરાઓને માટે આ દૃષ્ટિએ યોગ્ય છે કે નહિ એની તેઓ બહુ ચિકિત્સા કરતા નહોતા

વ્યવહારમાં સજ્જનતા કરતાં ચતુરાઈની જ પ્રતિષ્ઠા વધારે છે. સાધુ દૂરથી પૂજ્ય છે, પણ શાણાનું તો અનુકરણ કરવાનો જ પ્રયત્ન હમેશાં હોય છે. લોકવાર્તાઓમાં જે માણસ પોતે બિલકુલ છેતરાતો નથી પણ બીજાને છેતરે છે અને સંજોગોનું પત્તું ગમે તેમ પડે તોપણ તેમાંથી પોતાનો જ લાભ શોધી કાઢે છે તે જ માણસનું કીર્તન મુખ્યત્વે હોય છે. ધર્મની સ્મૃતિ જુદી અને લોકજીવનની સ્મૃતિ જુદી. છતાં સજ્જનતા, વીરતા, શૌર્ય, ધર્મ ઇત્યાદિ આર્યતાનાં લક્ષણોની કદર લોકહૃદયમાં ઓછી નથી. લોકહૃદયનો આદર્શ સરળ, શુદ્ધ પણ જાડો હોય છે, કલાની ઝીણવટ લોકહૃદય સમજતું નથી. તેથી જૂની ઘણી વાર્તાઓ એ રીતે નિર્દોષ [illegible] હોવા છતાં આજની કેળવણીમાં આપણે દાખલ કરી શકતા નથી.

કેળવણીમાં નૈતિક આદર્શ અત્યન્ત ઉચ્ચ રાખવાનો આપણો આગ્રહ છે. જૂના જમાનામાં તેવો ન હતો. છતાં આપણે એમ તો ન જ કહી શકીએ કે જૂના લોકોની નીતિમત્તા આજના કરતાં ઓછી હતી. આજે

પાણી મેરી દોરયેં
મા મરા રા—

અને પાછા આવતા પનઘટામાં બળેલી ડોશી અંદરથી કહે છે:

મ્હાબાળી ફુટકો જંતરી ફુટકો
ઘરે બેઠા ઘુઘૂ ઘુઘૂ

'ડોશીની વાર્તામાં આટલી ગડગડથી બચેલું બચ્ચું' આખરે શિયાળભાઈના મોમાં જ પડે છે. કાવ્યન્યાય આવા અન્યાયને કેમ સાંખે? મરાઠીમાં બહુ જ રમ્ય રીતે આ વાર્તા આનંદપર્યવસાયી (Comedy) કરી છે. મરાઠી વાર્તામાં ઘેટાના બચ્ચાને બદલે ચતુર ડોશી છે તેણે વાલ ખૂબ ખાધા હતા. શિયાળ જ્યારે ખાવાને તૈયાર થયો ત્યારે તે ગળાના દરવાજા પર જઈને સૂતી અને એણે કહ્યું, 'હવે મને ખા.' શિયાળભાઈ બચકું ભરવા આવ્યો એટલામાં ડોશીએ બારે તોપ છોડી જેથી રાખ ઊડી અને શિયાળભાઈ આંધળા બન્યા. આવા બનેલા શિયાળભાઈ પોતાની આંખો સાફ કરે એટલામાં પોતાના બે પગનો સરસમાં સરસ ઉપયોગ કરતાં ડોશી ભૂલી નહિ એ કહેવાની જરૂર તો નથી જ.

### રણજાપુ પુતળાની વાર્તા

આ વાર્તા લોકસ્થિતિનો ચિતાર બહુ જ સુન્દર આપે છે. આજે સમાજમાં દાસીની રાણી અને રાણીની દાસી થયેલાના કેટલાયે દાખલા છે. કેળવણીમાં ગુજરાતીને ઠેકાણે અંગ્રેજી ભાષા આવી ગઈ છે એ પણ એનો એક દાખલો છે. આ વાર્તાની ભાષા અને ગદ્યનો રોપ કંઈક સૌમ્ય કરવામાં આવે તો વધારે સારું.

### વહતા ભાભાની વાર્તા

આ વાર્તા મને બહુ જ ગમી. દુનિયામાં ફેલાયેલા અપાર અજ્ઞાન પર અને તેમાં વિચરતા ડાહ્યા ભૌતિક શાસ્ત્રીઓ પર સરસ વાગ્બાણ તરીકે તે વાપરી શકાય. પારમાર્થિક વસ્તુઓનો અથવા માનસિક ગૂઢ પ્રશ્નોનો ભૌતિક દૃષ્ટિએ અર્થ કાઢવા જનાર જડવાદીઓ અનેકવાર વહતા ભાભા જેવા જ જડ હોય છે. કેડનું કોઈએ જોયેલું ન હતું. બધા તેને નિરખી નિરખીને થાક્યા એટલે વહતા ભાભા તેની આગળ ચપટી દાણા નાખીને પરીક્ષા કરે છે. 'ચણે તો ચકલું, નહિ તો મોર તો ખરો,' એ પ્રમાણશાસ્ત્ર કેટલું અજબ છે! આટલું ડહાપણ હોય ત્યારે જ અહંકારથી બોલાય, 'અલ્યા ઓ, હું તો કંઈક શીખો. આપણે જન્મારો હું ક્યાં બેસી રહેવાનો છું તે તમને બહુ કલાકરીશ?'

અને લોકોની વિજ્ઞાનશ્રદ્ધા પણ જોવા લાયક છે. 'અરે બાઇ બોલાવીને આપણા વહતા ભાભાને જેવું હશે તેવું કહેશે ઈ ઘરડું માણસ છે. એણે બધું જોયું જાણ્યું હશે. આપણે તે શું સમજીએ ?'

## કાગડો અને કાબર

આ વાર્તામાં સમાજમાં ઘણીવાર દેખાતો સહકાર ચિતરેલો છે. કામ કરતી વખતે આળસ કરે અને લાભનો ભાગ પડાવવામાં સમાનતાનો હક આગળ કરે એવા સહકારીઓ દરેક સંસ્થામાં મળી આવે છે. પ્રજાતન્ત્રના સમાન હકો વાળા આ દિવસોમાં કાગડા અને કાબરની વાર્તા દરેક બાળકે જાણવી જ જોઇએ.

## ભટુડીની વાર્તા

આ વાર્તા મારી માન્યતા પ્રમાણે લોકવાર્તાનો ઉત્કૃષ્ટ નમૂનો છે. એમાં લોકસ્વભાવમાં જે વસ્તુઓ આકર્ષક ગણાય છે તે બધી છે. જોહુકમી રાજ્યમાં લોકોની વૃત્તિ કેવી હોય છે તેનો ચિતાર આમાં છે. ગરીબ અને અનાથના રક્ષણમાં આખી કુદરત પક્ષપાતી છે એ લોકશ્રદ્ધા પણ એમાં પૂરે-પૂરી દેખાય છે, ને અન્તે 'માગ ભટુડ મારી પાસે આવે' એ પ્રેમની લાગણીને ઇ જાદુઈ મન્ત્રનું મહત્ત્વ આપી પ્રેમનું સામ્રાજ્ય અમૃતરસની મન્દવી મેદ કર્યું છે ભટુડીની વાર્તા એ એક ઉત્કૃષ્ટ લોકવાર્તા છે.

## કાને કોટી ને માથે ચોટી

આ વાર્તામાં તો હિન્દુ સંસારનો સનાતન વિષય આવી ગયો છે આ વેભક્ત કુટુમ્બમાંથી વહુ ઉત્તમમાં ઉત્તમ કેળવણી લે છે અને સાસુની તાલીમ નવા કુટુમ્બની પરંપરા સમજી લે છે એમ કહેનાર લોકોએ સાસુવહુનો સનાતન સંબન્ધ સાપનોળીઆ જેવો કેમ છે એનો જવાબ આપવો પડશે. આ વાર્તામાં વહુને મૂર્ખી બતાવી છે, પણ તેમાં ફક્ત મૂર્ખાઈ જ હશે, બીજો ભાવ હશે જ નહિ એવી ખાતરી નથી થતી

## કચેરીએ જતાં આ

આ વાર્તામાં લોકવાર્તાની સુન્દરતા ઉપરાન્ત લોકસમાજનું બળ કેવું રહેલું છે એનું પણ દર્શન થાય છે. જનો એકદમ ક્ષુદ્ર છે—નગણ્યા છે તેમનું ખૂદ કોઇ કરી શકતું નથી. રાજા પણ આખરે તેનાથી હારી જાય છે. ભીખારીઓ સાથે વર્તાવ કરવાનો જેમને પ્રસંગ આવ્યો હશે તેમને આ સ્થિતિની કલ્પના તરત જ આવી જશે. 'ઢુમ ઢુમ ઢુમાક' એ સૌથી નીચે પડેલી જનતાનો વિજયનાદ અખંડ ચાલુ છે અને અખંડ ચાલુ રહેશે.

હાથમાં સત્તા ખૂબ હોય છે પણ તેના ભેજામાં અક્કલ નથી હોતી, તેથી તેને હાથે જ જડભૂરોનું કલ્યાણ કરાવવાનું વાર્તાકારોએ નક્કી કરેલું દેખાય છે.

૪

લોકસાહિત્ય વાંચ્યા પછી મન પર એવી જ છાપ પડે છે કે સમાજે હજી પ્રાચીન બાલ્યકાળ ( Primitive stage ) છોડયો જ નથી. લોકસાહિત્યની અભિરુચિ સાદી પણ બળવાન હોય છે. લોકસાહિત્યમાં પાપોની સંખ્યા ધર્મશાસ્ત્ર જેટલી નથી હોતી. મનુષ્યસ્વભાવની રચના જોઈ તેને માટે શું શક્ય છે અને શું અશક્ય છે એનો બરાબર ખ્યાલ લોકસાહિત્યને હોય છે. સૂક્ષ્મ ધાર્મિકતાનો ડોળ કરનાર વ્યક્તિ પ્રત્યે લોકસાહિત્યની સહાનુભૂતિ નથી હોતી. ધર્મ માગે છે તેટલી કઠોરતા લોકસાહિત્યને પસંદ નથી.

લોકસાહિત્યનો પીનલ કોડ ( કાયદો ) પણ ન્યાયઅન્યાયની ઝીણવટમાં નથી ઉતરતો. તેમાં જે સજા લૂંટારાને તે જ કંજુસ માણસને પણ અપાય છે, કેમકે બન્નેનો સમાજદ્રોહ સરખો જ હોય છે.

જે બળવાન છે, જે યોજક છે, જે ચતુર છે તે જ આ દુનિયામાં ટકવાનો એવી ભૌતિકશાસ્ત્રીઓની માન્યતા આપણને લોકસાહિત્યમાં ન મળે.

નિષ્કપટ બાળકોનું, ભલાભોળા દયાપાત્ર માણસનું અથવા જડ માણસનું તો ખાસ રક્ષણ કરવું એ લોકસાહિત્યનો પ્રથમ ધર્મ છે. એવા લોકોને બચાવવા સારુ લોકસાહિત્ય ખાસ મહેનત લે છે. કુદરતી શક્તિઓને પણ તેમને માટે પોતાના સ્વભાવિક નિયમ તોડવા પડે છે. સ્પષ્ટ ચમત્કારો તેમને માટે જ થાય છે.

લોકસાહિત્યમાં હૃદયનું સમાધાન એ જ મુખ્ય નિયમ હોય છે. સાર્વત્રિક સહાનુભૂતિ એ જ તેનો આદર્શ છે. સ્વભાવનું નિરીક્ષણ એ જ તેની શક્તિ છે. તેથી જ જાણે કે અજાણે લોકસાહિત્ય આદર્શ દુનિયા ખડી કરે છે. યથાર્થ વર્ણન કરતાં છતાં આદર્શનો ખ્યાલ આપવો એ લોકસાહિત્યની ખૂબી છે. કેટલેક ઠેકાણે એ આદર્શ પ્રમાણે જ ચાલે છે. એ આદર્શ પ્રમાણે જ વસ્તુઓની, વ્યક્તિઓની અથવા ઘટનાઓની કિંમત આંકે છે.

એમ દેખાય છે કે ગુજરાતના સાક્ષરોનું ધ્યાન બાળવાર્તાઓ તરફ જવા લાગ્યું છે, કેમકે અનેક ઠેકાણેથી બાળવાર્તાઓના નાના નાના સંગ્રહ બહાર પડતા જાય છે,

માટે અહીં ચેતવણી આપવાની જરૂર જણાય છે કે જેટલી વાર્તાઓ આપણે બાળકોને કહીએ છીએ તે બધી જ લોકસાહિત્યની દૃષ્ટિએ બાળ-

વાર્તા નથી હોતી. લોકસાહિત્યની કુદરતી શૈલી, પરંપરાની ઓપ, સામાન્ય જનતાનો આદર્શ અને કાવ્યમય સમભાવ જો વાર્તાઓમાં ન હોય તો તે બાળવાર્તાનું નામ ન જ લઈ શકે. હમણાં હમણાં જ એક સંગ્રહ મારા હાથમાં આવ્યો હતો, જેમાં એટલી બધી ગ્રામ્ય વાર્તાઓ છે કે તે કેળવણીની દૃષ્ટિએ ફેંકી દેવા જેવી જ છે. એમ પ્રમાણમાં જોતાં આ ચોપડીની બધી જ વાર્તાઓ નિર્દોષ ગણાય. લોકસાહિત્યનું સ્વરૂપ અને કેળવણીની ગરજ બરાબર જાણ્યા પછી જ વિદ્યાર્થીઓને માટે લોકસાહિત્યનો સંગ્રહ કરવો શક્ય હોય છે. લોકસાહિત્યમાં જે માણસ તલ્લીન થઈ ગયો હોય તે જ બીજી ભાષાઓમાંથી નવી નવી વાર્તાઓ પોતાની ભાષામાં આણી શકે છે, નવી ઉપજાવી શકે છે.

## બાળભજનસંગ્રહ*

બાળકોને મરચાંનો સ્વાદ કેળવવો પડે છે, મધ કે ખાંડનો સ્વાદ કેળવવો પડતો નથી. પ્રેમભક્તિથી તરબોળ થયેલાં શ્રવણમનોહર કાવ્યો વિશે અભિરુચિ સમાજમાં કેળવવાની જરૂર ન જ હોય. જેણે વિષયસેવન છોડ્યું નથી તેવા માણસને પણ પ્રેમભક્તિનાં કાવ્યો અપૂર્વ આનંદ દે છે. કાવ્ય માત્ર હૃદયનો સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ખોરાક છે. તેમાં પ્રભુભક્તિ અને બન્ધુપ્રેમનો જો ઉમેરો થાય તો તે અમૃતની કોટિએ જ પહોંચે છે. એનો સ્વાદ સ્વાભાવિક જ હોય પણ તે સાત્ત્વિક રસ વિશે પણ સમાજમાં અભિરુચિ દેખાય છે, એનું કારણ આપણા જીવનની વિકૃતિ જ છે. અફીણી માણસને અફીણ સિવાય બીજું બધું નીરસ લાગે છે. આપણને દુનિયાદારી બજારની બધી જ વસ્તુઓ નિરર્થક અને બોજારૂપ લાગવા માંડી છે.

હાલના 'પ્રગતિ'ના યુગમાં માયાનો વિસ્તાર વધતો જ જાય છે, અને તેટલે દરજ્જે આપણે વધારે ને વધારે પ્રભુવિમુખ થતા જઈએ છીએ. કુટુમ્બનો મોહ તો ધાર્મિક જીવનમાં ઘણીવાર અન્તરાયરૂપ થાય છે. હવે તેની મદદમાં જાત્યભિમાન, વર્ણાભિમાન અને દેશાભિમાન આવી પહોંચ્યા છે, અને તેથી મોક્ષનો માર્ગ—શાન્તિ અને સમાધાનનો માર્ગ વધારે ને વધારે વિકટ થતો જાય છે, અને તેથી કેળવણીમાં ભક્તિને અભિમાન જેટલું સ્થાન પણ મળતું નથી. દેશાભિમાનમાં રાષ્ટ્રીયતા જડે છે, પણ દેશભક્તિ, રાષ્ટ્રીય જીવન વિશે ભક્તિ,

* શ્રી. દવે અને ડાંગરના 'બાળભજનસંગ્રહ'ની પ્રસ્તાવના

પ્રભુભક્તિ વગેરે વિષયો રાષ્ટ્રીયતામાં અન્તરાયરૂપ ગણવામાં આવે છે. ધર્મ એ રાષ્ટ્રીયતામાં વિઘ્નરૂપ પદાર્થ છે એમ છડેચોક કહેનારાઓ પણ આ ધર્મભૂમિમાં નીકળ્યા છે.

ધર્મમાં જ રાષ્ટ્રીયતા રહેલી છે, ધર્મ એ જ સમાજનું બળ છે એ શ્રદ્ધાથી કામ કરનારાઓનું નેતૃત્વ જ્યારથી ગાંધીજીએ સ્વીકાર્યું ત્યારથી સમાજ પોતાની ભૂલ જોતો થયો છે અને હવે નવી રાષ્ટ્રભક્તિ ધર્મમૂલક અને ધર્મપ્રાણ થવા લાગી છે.

દેશસેવાને અર્થે સ્થાપન કરેલા સત્યાગ્રહાશ્રમમાં સવારે અને સાંઝે પ્રાર્થના થાય છે પણ તેમાં પ્રભુભક્તિ અને વૈરાગ્યને જ પ્રાધાન્ય મળે છે, દિવસરાત્ર એકમાત્ર દેશાભિમાનની જ વાતો નથી આવતી એનું લોકોને પ્રથમ પ્રથમ બહુ જ આશ્ચર્ય થતું. હવે લોકો અર્થાત્ કેટલાક લોકો એનું મહત્ત્વ સમજતા થયા છે. ધાર્મિકતા એ જ સાચી રાષ્ટ્રીયતા છે એ હવે લોકો સ્વીકારે છે.

सा विद्या या विमुक्तये એ આદર્શ જ્યારે વિદ્યાપીઠે સ્વીકાર્યો ત્યારે તેનો પૂરો ધાર્મિક અર્થ સ્વીકારતાં કેટલાક ભાઈઓને ભારે મહેનત પડી હતી, અને રાષ્ટ્રીય શાળાઓમાં ધાર્મિક કેળવણીને પ્રધાન સ્થાન હોય એ મહાત્માજીનો આગ્રહનો સિદ્ધાન્ત પણ ફળદ્રુપ ન થયો. પણ હવે એક બે વર્ષની આત્મશુદ્ધિ પછી રાષ્ટ્રીય શાળાઓમા પણ ધાર્મિક શિક્ષણ વગર ચાલે નહિ, ચારિત્ર અને નિશ્ચયનું બળ ધર્મ મારફતે જ આવી શકે, ધર્મ મારફતે જ પ્રજા સાથેનો આપણો સંબન્ધ દૃઢ થઈ શકે, એમ લોકો સમજતા થયા છે. આવી સ્થિતિમા જૂના અને નવાં ભજનો અને પ્રાર્થનાઓનો સંગ્રહ અત્યન્ત જરૂરી અને ઉપયોગી નીવડવાનો જ. જૂનાં ગાનો એટલે અનેક જમાનાની પસંદગીથી લોકમાન્ય થયેલાં કાવ્યરત્નો. તેમાં પ્રજાનો પ્રાણ સ્ફુરે છે, માતાના ધાવણની પેઠે વગર આયાસે સમાજને તે પચી જાય છે, એ દૃષ્ટિએ રાષ્ટ્રીય કેળવણીમા તેમનું મહત્ત્વ સૌથી વધારે છે. નવાં પદોમા ચાલુ જમાનાની આકાંક્ષાઓનું પ્રતિબિમ્બ હોઈ તે રીતે તેમનું આકર્ષણ વધારે હોય છે.

શિક્ષકના ચારિત્રની અસર એ જ સાચું ધાર્મિક શિક્ષણ છે અને તેટલું જ બસ થવું જોઇયે એ એક પક્ષ છે, અને આદર્શ તરીકે તે બરાબર પણ છે. પણ એવો ચારિત્રપ્રભાવ કેટલા શિક્ષકો બતાવી શકે ? જે પોતાની પાસે ન હોય તેને માટે બાળકોને પ્રાચીન રાષ્ટ્રપૂજ્યવિભૂતિ કવિઓ અને ગ્રંથો પાસે લઈ જવાં એ એક જ ઉપાય છે.

ધાર્મિક શિક્ષણમાં વિશિષ્ટ ધર્મ, વિશિષ્ટ ઉપાસના અને વિશિષ્ટ પન્થની

આભડછેટ રાખવાનું કશું કારણ નથી. સામાન્ય શિક્ષણમાં જેમ આપણે અનેક સમાજનાં અને અનેક આદર્શનાં ચિત્રોનું અધ્યયન કરીયે છીએ તેમ ધાર્મિક શિક્ષણમાં પણ હોવું જોઇએ. મારા ધર્મથી જુદા ધર્મવિચારો કે માન્યતાઓ હું સાંભળું જ નહિ એવી વૃત્તિમાં અધાર્મિકતા અને પ્રભુદ્રોહ રહેલાં છે. ધાર્મિક શિક્ષણમાં સાચી ધર્મવૃત્તિ અને અમર્યાદ પ્રેમ અને પાવિત્ર્ય છે કે નહિ એ જ મુખ્યત્વે જોવું જોઇયે.

ધાર્મિક શિક્ષણમાં ઉચ્ચ સાહિત્ય, શુદ્ધ સંગીત અને સંયમપ્રધાન કલા હોવાં જોઇયે. સંગીત સાથે ધૂપ, દીપ, રંગવલ્લી (સાથીઆ), પત્રપુષ્પ વગેરે પૂજાના પ્રકાર પણ હોવા જોઇએ. જ્યાં અનેકધર્મી અને અનેકપન્થી વિદ્યાર્થીઓ એકત્ર ભણતા હોય ત્યાં તીર્થ અને નૈવેદ્યની પ્રથા વગર ચલાવવું જોઇયે. પૂજામાં મૂર્તિને બદલે ગ્રન્થની પૂજા શરૂ કરીયે તો વિશેષ અનુકૂળ પડે. ભિન્ન ધર્મ અને પન્થના ધર્મગ્રન્થનું પંચાયતન ગોઠવતાં પણ અગવડ નહિ આવે.

મન્ત્રો, શ્લોકો કે ગીતો ભણાવતી વખતે ઉચ્ચાર અને રાગની શુદ્ધતા જાળવવામાં જેટલી મહેનત લેવાય તેટલી ઓછી છે. આ બાબતની બેદરકારી એ તો એક કલંકરૂપ જ ગણવી જોઇયે. વાણીશુદ્ધિ એ પણ ધાર્મિકતાનું એક આવશ્યક અંગ છે. જૂનાં ગીતોમાં સ્વચ્છ ભાવ સાથે કેટલીક વખતે અસ્વચ્છ ઉપમાઓ અથવા શબ્દપ્રયોગો આવેલાં હોય છે. સામાજિક દૃષ્ટિએ શ્રદ્ધાભક્તિથી તે નભાવી લેવાય, પણ શિક્ષણક્રમમાં આદર્શની જેટલી શુદ્ધતા રાખીયે તેટલી ઓછી.

ધાર્મિક સાહિત્યમાં દરેક વસ્તુનો અર્થ અને અભિપ્રાય આપણે બાળકોને આપી શકતા નથી, પણ તેથી કાંઇ નુકસાન નથી. બાળપણમાં મ્હોડે કરેલું ધર્મસંગીત એ ધર્મબીજનું વાવેતર છે. બરાબર ઉછેર થાય તો ક્યારે-કાળે તે ઉગ્યા વિના રહે જ નહિ. અધર્મ કરતાં ધર્મનું બીજ વધારે પ્રબળ હોય છે એટલી શ્રદ્ધા ધર્મશિક્ષકે કેળવવી જોઇયે. ધાર્મિક શિક્ષણમાં વિદ્યાર્થીઓની સ્વાભાવિક પ્રસન્નતા કચરાઇ જાય એવી અતિશયતા ન થાય એની સંભાળ લેવી જોઇએ. સાથે સાથે એ પણ ધ્યાનમાં રાખવું જોઇયે કે બાળકોની દુર્બળતાને પ્રેમને નામે પંપાળવી એ ધર્મનું કામ નથી.

# બે નવલકથાઓ

નવલકથાઓ મનોરંજનને અર્થે લખવામાં આવે છે. ગંભીર સાહિત્યમાં નવલકથાનું સ્થાન નથી હોતું. નિબન્ધ અથવા શાસ્ત્રીય ચર્ચામાં જેમ માથું ખંજવાળવું પડે છે તેમ નવલકથામાં નથી પડતું. છતાં સમર્થ લેખકે જો નવલકથા લખી હોય તો નવલકથાની અસર સમાજ ઉપર ભારે સાહિત્ય કરતાં પણ વધારે થાય છે તેથી જ મમ્મટાચાર્યે કહ્યું છે કે સરસ વાણી મીઠાશથી બોલીને વશ કરનાર કાન્તા પ્રમાણે ઉપદેશ આપનારી છે.

લેખન દ્વારા જેટલે દરજ્જે ગુજરાતને પ્રબળ અને પ્રગતિમાન, એક અને અતુલ બનાવી શકાય તેટલું બનાવવાનો કનૈયાલાલ મુનશીએ 'પાટણની પ્રભુતા' અને 'ગુજરાતનો નાથ' લખીને સુન્દર પ્રયત્ન કર્યો છે. આ બે નવલકથાઓથી દરેક ગુજરાતીના હૃદયમાં ગુજરાતના ગૌરવ વિષે શ્રદ્ધા ઉત્પન્ન થશે, ગુજરાત વિષે પ્રેમ અને ભક્તિ જાગૃત થશે અને ભૂતકાળની— અસ્પષ્ટ ભૂતકાળની ઝાંખી કરાવનાર એક કાલ્પનિક ચિત્રને લીધે ગુજરાતનું ઐતિહાસિક ભવિષ્ય ઉજ્જવળ કરવાનો નિશ્ચય ઘણા યુવાનો કરશે એમાં કંઇ શક નથી.

સોલંકી વંશની પ્રભુતાનું ઐતિહાસિક વૃતાન્ત વાંચીને જે ઊર્મિ હૃદયમાં નથી ઉછળતી તે 'પાટણની પ્રભુતા' વાંચીને ઉછળે છે 'ગુજરાતનો નાથ' વાંચીને તો મનમાં એમ જ થાય છે કે કનૈયાલાલનો કીર્તિદેવ જે કરી શક્યો નહિ તે આજે આપણે કરી નાખીયે. લાંબા લાંબા વર્ણન આપ્યા વગર અથવા પ્રત્યક્ષ રીતે દેશભક્તિ ઉપર લાંબા લાંબા વ્યાખ્યાનો લખ્યા વગર કનૈયાલાલ હૃદયને ઉત્તેજિત કરે છે, અને એ જ તેમની અસાધારણ મંત્રશક્તિ બતાવે છે.

આ બે નવલકથા વાંચીને અમને એમ લાગ્યું કે બે ચાર વર્ણછટાથી સંપૂર્ણ ચિત્ર ઉભું કરવાની ગ્રન્થકારની શક્તિ નવલકથા કરતાંયે નાટકમાં વધારે દીપી શકે.

ગુજરાતી સાહિત્યમાં પ્રણયકથાઓ અને પ્રણયકવિતાઓ ઘણી લખાયેલી છે. પણ પ્રણયપ્રભાવથી હૃદયદૌર્બલ્ય આવેલું જ ઘણે ભાગે જોઇયે છીયે. સદ્ભાગ્યે આ બે નવલકથાઓમાં એ દોષ ઓછો છે, અને તેથી જ ભરપૂર શૃંગાર હોવા છતાં, એટલું જ નહિ પણ નીતિબાહ્ય પ્રેમનું વર્ણન હોવા છતાં આ બે કથાઓની વાચક ઉપર બૂરી અસર થતી નથી. મીનળદેવીનો પ્રેમ મહત્વાકાંક્ષાથી ઉજ્જવળ થયો છે. પ્રણયી મુંજાલ મુત્સદ્દી મુંજાલની નીચે દબાઈ ગયો છે. પ્રસન્નકુમારીનો આહ્લાદક પ્રેમ વીરાંગનાને છાજે એવો છે

મંજરીનો પ્રણયોત્કર્ષ બતાવવામા તો ગ્રન્થકારે પોતાની શક્તિનો પણ ઉત્કર્ષ બતાવી દીપો છે. જયદેવના પ્રણયપ્રસંગમા હૃદયદૌર્બલ્ય તો છે જ, પણ ગ્રન્થકારે આપણા મનમા એ બાલગજન વિષે ગજભક્તિ શુ પણ સહાનુભૂતિ સુદ્ધા ઉત્પન્ન કરી નથી, અને તેથી હૃદયદૌર્બલ્યનો ચેપ લાગવાની બીક નથી

ગુજરાતી સાહિત્યની એક ખાસ વિશેષતા તેની અન્દર આવતી સ્નેહ લગ્નની મીમાસા એ છે ગુજરાતના સાક્ષરો સ્નેહલગ્ન અને દેહલગ્ન, સ્થૂળ લગ્ન અને સૂક્ષ્મલગ્ન, Platonic love અને free love વગેરે પાછળ ગાડા બની ગયા છે એમ કહીયે તો તમને ખોટુ નહિ જ લાગે એવી આશા રાખીયે છીયે. સ્નેહલગ્નની કદર એ ગુજરાતી સાહિત્યનો અપૂર્વ ગુણ છે, તેમ તે મોટામા મોટો દોષ પણ છે 'પાટણની પ્રભુતા' અને 'ગુજરાતનો નાથ' એ બન્ને કથાઓમા મુન્જાલ અને મીનળદેવી વચ્ચેનું સૂક્ષ્મ સ્નેહલગ્ન એ એનો સુન્દર દાખલો છે પહેલી કથા કરતા બીજીમા એ સ્નેહ બહુ રસિકતાથી નિર્મલ અને શુદ્ધ થયેલો બતાવ્યો છે આ સ્નેહલગ્નની રુચિ ગુજરાતમા ક્યાથી આવી હશે ? શુ તે આ ભૂમિનો જ ગુણ હશે ? શુ એ શ્રીકૃષ્ણનો વારસો હશે ? અથવા વલ્લભાદિ આચાર્યોના ભક્તિવૃક્ષનું ફળ હશે ? કે સ્વિડનબોર્ગના યૂરોપીય સામ્રાજ્યની તે એક હિન્દી વસાહત હશે ? કે ગઝલિસ્તાનમાથી કનાપી જેવા કવિઓની પીઠ ઉપર લાદીને આણેલો સૂરી ધરકનો મેવો હશે ?

જયદેવ કલાપીનો અનુયાયી દેખાય છે જ્યારે મુન્જાલ મથુરા ગયા પછી રમણમા જ ગોપીઓનો સબન્ધ રાખનાર મુત્સદ્દી શ્રીકૃષ્ણનો શિષ્ય દેખાય છે સન્ધિવિગ્રહકારી રાજદૂત કીર્તિદેવને મારવા તૈયાર થયેલો મુન્જાલ યજ્ઞ સભામા શિશુપાલનો વધ કરનાર શ્રીકૃષ્ણના જેવો દેખાય છે મહાભાર યુદ્ધને અન્તે શ્રીકૃષ્ણની મુત્સદ્દીગીરીને જેવો અદિવ્ય યશ મળ્યો તેવો જ ય આપણા મુન્જાલને પણ મળ્યો છે આ સરખામણી ઉપરથી મુન્જાલમા અ શ્રીકૃષ્ણમા એથી વધારે સરખાપણુ છે એવુ માનવ તું નથી

રુક્મિણીહરણ કરનાર શ્રીકૃષ્ણનો વશજ કૃષ્ણદેવ અથવા ખેગાર રીતે સોમસુન્દરીને લઇને નાસી જવા માગે છે તે કંઈ પ્રશસાપા લાગતું નથી.

કનૈયાલાલની આ બે કૃતિઓમા દોષો ઘણા છે, પણ ગોલ્ડસ્મિથની પેઠે તે કહી શકે છે કે 'There are a hundred faults in this little thing and a hundred things may be said to prove them beauties' ('આ અલ્પ કૃતિમ સેકડો દોષ છે પણ તેમા જ સુન્દરતા રહેલી છે એમ સાબીત કરવા સેકડો દલીલો પણ લાવી શકાય તેમ છે.) રા. મુનશીનો એ બચાવ સ્વીકારવા અમે રાજી છીયે

આ બે નવલકથાઓમાં 'મુદ્રારાક્ષસ' જેવી મુત્સદ્દીગીરી પોતે બતાવી છે એમ રા. મુનશી માનતા હોય તો તેમાં તે ભૂલ ખાશે. મુંજાલ બધે શું શું ચાલે છે એની હમેશાં બાતમી રાખનાર નાના ફડનવીસ જેવો જણાય છે. કાકભટ્ટ પરિસ્થિતિ ઓળખી જાણે એટલો ધૂર્ત છે, કઠિન પ્રસંગમાં શું કરવું એ તરત જ નક્કી કરી જાણે એટલો ચતુર છે, પણ પ્રત્યક્ષ કાર્યમાં એનું મુત્સદ્દીપણું ચાલતું નથી. મુત્સદ્દી કરતાં ભટ્ટરાજ તરીકે જ તેના ઉપર આપણને પ્રેમ ઉપજે છે. કાકમાં જેટલું શૌર્ય અને સાહસ બતાવેલું છે તેટલી ક્ષાત્રવૃત્તિને ઉચિત ધર્મવૃત્તિ નથી બતાવવામાં આવી, અને તેથી કાક રજપૂત વીર નથી પણ ગુર્જર સુભટ છે એ ઐતિહાસિક ચિત્ર વધારે યથાર્થ બન્યું છે. પ્રાણ જાય પણ અનાથ કે નિર્દોષનો વાળ પણ રજપૂતને હાથે વાંકો ન થાય, ત્યારે આપણો કાક બારવટીઆની પેઠે ઘોડીની ચોરી કરે છે અને નરસિંહ જેવા નિમકહલાલ અને નિર્દોષ ગરાસીને ઉંધે માથે કોટની કિનાર પરથી બહાર નીચે ખાડી તરફ હવામાં વિનાશક મુસાફરી કરાવે છે. કાકને વિષે આપણો ગમે તેટલો પક્ષપાત હોય તોપણ આ ઘાતકી કૃત્ય જોઈને તો કંપારી જ છૂટે છે. તિલકચન્દ્રના ખૂનની વાત તો જવા દઈશું. કુટિલ જાતિના આદ્ય આચાર્ય ચાણક્યે પણ આવાં ઘાતકી કૃત્યો નથી કર્યાં. કાકનાં ચારિત્ર્ય અને બુદ્ધિની ઉત્કૃષ્ટતા, કાવતરાબાજોની ગુપ્ત બેઠકમાં કાકે બતાવેલી સમયસૂચકતા અને ઘડેલી રાજકીય યોજનામાં નજરે પડે છે. 'પાટણની પ્રભુતા'મા નાયકપદ ભોગવનાર ત્રિભુવન 'ગુજરાતના નાથ'માં એકદમ ગૌણ સ્થાનમા આવી પડ્યો છે. પોતાના કુળની ખબર પડતાં જ જેમ કીર્તિદેવની દૈવી શક્તિ લોપ પામી તેમ જ શું પ્રતિજ્ઞાપાલન કરી ન શકવાથી મંડળેશ્વર ત્રિભુવન હતપ્રભ થઈ ગયો?

→ 'પાટણની પ્રભુતા' ના નાયકનાયિકા ત્રિભુવન અને પ્રસન્ન 'ગુજરાતના નાથ' નાં નાયકનાયિકા કાક અને મંજરીનાં મુરબ્બી બનવા પૂરતા જ આવેલાં હોય એમ લાગે છે. બન્ને નવલકથાઓમા મુખ્ય પાત્રોને નાયક-નાયિકા ન બનાવવામાં લેખકે શુદ્ધ રસિકતા બતાવી છે.

કાળભૈરવની આગંતના તેમજ રેવાપાળ જોડે કાકે કરેલું યુદ્ધ એ બે પ્રસગોમાં તે વખતના સમાજની સ્થિતિ અને મનોરથના કુશળતાથી બતાવી છે. પણ કાક સાચે જ કાળભૈરવ પાસેથી કીર્તિદેવનું કુળ પૂછી આવ્યો એવું જે લેખકે બતાવેલું છે તે વીસમી સદીના લેખકમા શોભતું નથી.

કાક અને મંજરીનો પ્રણયવિકાસ અને તેનું ઔચિત્ય રા. નરસિંહરાવે ઉપોદ્ઘાતમા દર્શાવેલાં હોવાથી અહીં તેની કંઇ ચર્ચા કરવા નથી માગતા જરીને જ્ઞાનગર્વિતા અપ્સરના બનાવના તેના મ્હોમાં કાક વિષે

હુતોગચ્છંતિ મા જેવું બીભત્સ વચન મુકવામાં લેખકે આર્ય રમણીના આદર્શ-ને અને ગંજરીની સંસ્કૃતિને અન્યાય કર્યો છે.

બન્ને ગ્રન્થોની ભાષા મનહરણી છે. લાંબાં લાંબાં વર્ણનોનો અભાવ જોઈને લગભગ દરેક વાચકે ગ્રન્થકારને સાભાર આશીર્વાદ આપ્યા હશે. ડગલે ડગલે કવિની પ્રતિભા પંચાસરના કમળની પેઠે ખીલે છે અને કથાના ધોધ સાથે દોડતાં છતાં દરેક કમળ ઉપર ક્ષણેક ઠરવાની વાચક-માનસ-હંસને લાલસા ઉપજે છે.

આ નવલકથા વિદ્યાર્થીઓને વાંચવાની ભલામણ કરીયે કે ન કરીયે એ એક સવાલ વિચારવાનો રહ્યો. ઘણી પ્રણયકથાઓ જેમ નવયુવકોમાં હૃદયદૌર્બલ્ય ઉત્પન્ન કરે છે, મહત્ત્વાકાંક્ષા નષ્ટ કરે છે, મનોરાજ્યના વિલાસી વાતાવરણમાં નિર્વીર્ય કરી નાંખે છે તેવી આ નથી એ તો અમે ઉપર કહી ગયા છીયે.

બ્રહ્મચર્યના પરિપૂર્ણ આદર્શમાં તો શૃંગારરસશ્રવણની સખત મના છે. સ્ત્રીપુરુષના મનોવિકાર સાથે અપરિચિત રહેવું એ બ્રહ્મચર્યનો આદર્શ નથી. પ્રાકૃતિક વાસના અને વિકાર દરેકની અંદર હોય છે. તે બાબતમાં વિદ્યાર્થીઓને અજ્ઞાન રાખવામાં સુરક્ષિતતા છે એવું કોઇ સુજ્ઞ માણસ ન જ માને. વાધો છે એ વિકારોને મોહક રૂપ આપીને તેની પ્રત્યે અભિલાષા ઉત્પન્ન કરવામાં; વાધો છે તે વિકારને પોષવામાં. આ દૃષ્ટિથી કોઇ પણ પ્રણયકથા નિર્દોષ ન જ ગણાય. જેઓ રાધાકૃષ્ણના પ્રેમને તેમાં શૃંગાર સાથે ભક્તિરસ હોવાથી નિર્દોષ ગણે છે તેઓ આ કથામા શૃંગાર સાથે વીરરસ, સંયમ અને દેશાભિમાન ભળેલ હોવાથી તેને નિર્દોષ ગણશે. બ્રહ્મચર્યપાલનનો આકરો આદર્શ જેઓ દૃષ્ટિ આગળ નથી રાખતા તેઓ પણ આ ચોપડી વિદ્યાર્થીઓના હાથમા મુકતા પહેલાં તેમાં બે ચાર ઠેકાણે સ્હેજ ફેરફાર જરૂર ઇચ્છશે. અને તેમ કરત કથાવસ્તુને અથવા રસપરિપાક-ને બિલકુલ હાનિ નહિ પહોચે એવી અમારી ખાતરી છે. આવી સુધરેલી આવૃત્તિ આપણાં વિદ્યામન્દિરોમાં પાઠ્ય પુસ્તક તરીકે જરૂર વાપરી શકાય.

'પાટણની પ્રભુતા' અને 'ગુજરાતનો નાથ' લખીને રા. કનૈયાલાલ મુનશીએ અમને જે અપૂર્વ રસાસ્વાદ ચખાડ્યો તેને માટે અમે તેમને હાર્દિક ધન્યવાદ આપીયે છીયે.

છતાં એક સંપૂર્ણ નાટક કે કાવ્ય લઇ તેનું રહસ્ય તપાસવાની કલ્પના ક્ષેમેન્દ્રને પણ સૂઝી ન હતી. એની દૃષ્ટિએ ઔચિત્ય હતું

पदे वाक्ये प्रबन्धार्थे गुणेऽलंकरणे रसे ।
क्रियायां कारके लिङ्गे वचने च विशेषणे ॥
उपसर्गे निपाते च काले देशे कुले व्रते ।
तत्त्वे सत्त्वेऽप्यभिप्राये स्वभावे सारसंग्रहे ॥
प्रतिभायामवस्थायां विचारे नाम्न्यथाशिषि ।
काव्यस्यांगेषु च प्राहुरौचित्यं व्यापि जीवितम् ॥

આટલે જ ઠેકાણે 'ઔચિત્યવિચારચર્ચા' કરી કવિ અટકી ગયો છે. રવીન્દ્રનાથે આપણને સાહિત્ય તરફ જોવાની નવી દૃષ્ટિ આપેલી છે.

જેમ નાટક એ કાવ્યનો નિષ્કર્ષ છે તે જ પ્રમાણે કવિ પણ સામાજિક જીવન, રાષ્ટ્રીય આકાંક્ષા, જાતીય આદર્શ અથવા પ્રજાકીય વેદનાની સ્વયંભૂ મૂર્તિ છે. એકાદ ભટ્ટ નારાયણ જ્યારે 'વેણીસંહાર' લખે છે ત્યારે દ્રૌપદીનો ક્રોધ, ભીમની પ્રતિજ્ઞા, કર્ણનો મત્સર અને અશ્વત્થામાની બળતરા ચિતરવા ઉપરાન્ત રાષ્ટ્રીય ઉત્થાન અને પતનની મીમાંસા પણ પોતાની ઢબે કરવા માગે છે. કાલિદાસ જ્યારે 'રઘુવંશ' લખવા બેસે છે ત્યારે રઘુના કુળની જ નહિ પણ અખિલ આર્ય સંસ્કૃતિની પ્રકૃતિ અને વિકૃતિ તે ચિતરવા માગે છે.

આપણા કવિઓની કૃતિઓ તરફ ઐતિહાસિક અથવા સામાજિક દૃષ્ટિએ જોવાની વૃત્તિ ભલે પાશ્ચાત્ય લોકોએ આપણને સૂચવી હોય, પણ રવીન્દ્રનાથનું આર્ય હૃદય આર્ય દૃષ્ટિએ જ સંસ્કૃત સાહિત્ય તરફ જોઇ શક્યું છે. કોઇ સમર્થ ચિત્રકાર પોતાની પીંછીના દસ પાંચ લીસોટાથી જ સંપૂર્ણ ચિત્રનું સૃજન કરી શકે છે તે જ પ્રમાણે રવીન્દ્રનાથે છૂટાછવાયા ભિન્ન ભિન્ન પ્રસંગે લખેલા પાંચ સાત નિબન્ધોથી સંસ્કૃત સાહિત્ય એટલે શું, સંસ્કૃત કવિનું હૃદય કેવું છે, હિન્દુસ્તાનનો ઇતિહાસ કયો પુરુષાર્થ લઇ બેઠો છે એ બધું બતાવી દીધું છે. સંસ્કૃત કવિઓમાં ઐતિહાસિક દૃષ્ટિ ભલે ન હોય, પણ તેમનામાં ઐતિહાસિક હૃદય તો જરૂર છે. સામાજિક સુખદુઃખનો પડઘો તેમના હૃદયમાં જરૂર પડે છે. રાષ્ટ્રના ઉત્કર્ષ સાથે તેઓ આનન્દિત થાય છે, રાષ્ટ્રની મૂર્છા સાથે તેઓ મૂર્છિત થાય છે, લોકોનો અધઃપાત જોઇ તેમનું હૃદય રડે છે, અને તેમ થાય છે ત્યારે પ્રેમળ અને મનોહારિ વચનોથી તેઓ સમાજને ચેતવવા માગે છે.

જ્યાં શાસ્ત્રનું ગજું નથી ચાલતું, જ્યા નીતિશાસ્ત્રકાર 'ऊर्ध्वबाहुर्विरोम्येष न च कश्चिच्छृणोति मे' એવું અરણ્યરુદન કરે છે ત્યાં કવિઓ પોતાની સહૃદયતાથી સમાજનું હૃદય જગાડી સમાજને ઉન્નતિને પન્થે ચડાવે છે. મનુ,

યાજ્ઞવલ્ક્ય, પરાશર અને એમની ન્યાતના અનેક સ્મૃતિકારો સમાજ ઉપર જે અસર કરી શક્યા તે અસર લૂંટારાઓનો સરદાર કોળી વાલ્મીકિ એક અમર કાવ્ય દ્વારા કરી શક્યો છે. પ્રસ્થાનત્રયી પર ભાષ્યો લખી શ્રીશંકરાચાર્યે જે દિગ્વિજય મેળવ્યો તેના કરતાં ચર્પટી જેવાં સુન્દર સ્તોત્રો લખી તે મહાપરિવ્રાજકાચાર્યે મોટો દિગ્વિજય મેળવેલો છે. શાસ્ત્રાર્થ કરતી વખતે શંકરાચાર્યને ખંડનમંડન કરી વિરોધીઓની બુદ્ધિ પર જબરદસ્તીથી વિજય મેળવવો પડ્યો, પણ જ્યારે તે પરમહંસ પોતાનાં સુન્દર સ્તોત્રોનો આલાપ કરતા હશે ત્યારે લોકહૃદય સ્વેચ્છાથી, ખુશીખુશીથી પીંજરામાં પકડાયું હશે. આવા કવિઓનું હાર્દગત પ્રગટ કરવાને માટે તેમના જેટલા જ સમર્થ કવિઓની જરૂર હતી. બાર વર્ષ વ્યાકરણ ભણી, બીજાં બાર વર્ષ ન્યાયનાં છોતરાંઠળિયાં ઉખેડી, ત્યારપછી સાહિત્યશાસ્ત્રની 'સર્જરી' શીખી તૈયાર થયેલા ટીકાકારોનું તે કામ નથી.

જેમ ન્યૂટને અને કેપ્લરનો જન્મ થયો ત્યારે બ્રહ્મદેવને સૃષ્ટિ રચ્યાનું ફળ મળી ગયું એમ થયું હશે તેમ જ વાલ્મીકિ, ભવભૂતિ, ભાસ, કાલિદાસ જેવા કવિઓએ રવીન્દ્ર જેવો સમાલોચક મળવાથી अद्य मे सफलं जन्म अद्य मे सफला क्रिया। એવી કૃતાર્થતા અનુભવી હશે. કાલ નિરવધિ છે અને પૃથ્વી વિપુલ છે એ આપણા કવિઓની શ્રદ્ધા રવીન્દ્ર જેવો સમાનધર્મા જોઈ ચરિતાર્થ થઈ હશે.

જ્યારે જૂના ટીકાકારોએ આપણને જોઈતી દૃષ્ટિ આપી નહિ, ત્યારે આપણા પાશ્ચાત્ય પંડિતમન્ય અધ્યાપકોએ આપણને અવળી જ દૃષ્ટિ આપી. યુરોપીઅન આદર્શ પ્રમાણે હિન્દી ઇતિહાસમાં કશું નથી, યુરોપીઅન વિવેક પ્રમાણે હિન્દી કાવ્યો હમેશાં ઉતરતાં જણાય, એ જ એમની શીખામણ એટલું જ નહિ પણ क्षौम केनचिदिन्दुपाण्डुतरुणा જેવો શ્લોક જે સમાજમાં નિર્માણ થયો, જે સમાજ કિલ્લાઓની દીવાલમાં નહિ પણ વનઉપવનના ખોળામાં જ ઉછરેલો છે, તે સમાજના કવિઓને નિસર્ગ નિહાળવાના નયનો નથી એમ કહેવાની પણ તેઓ અને તેમના શિષ્યો ધૃષ્ટતા કરતાં અચકતા નથી. સીદી માણસ પોતાના જેવો વર્ણ અને પોતાના જેવા નાક અને હોઠ જેના નથી હોતા તેને કોઈ દિવસ સુન્દર નથી ગણતો.

હિન્દુસ્તાનનો ઇતિહાસ ઉજ્જ્વળ છે, વ્યાપક છે, રહસ્યપૂર્ણ છે. માત્ર તે યુરોપીઅન ઇતિહાસથી તદ્દન જુદો પડે છે, અને તે સરકારી ભોંયરામાં કે તવારીખોમાં મળતો નથી પણ પ્રજાજીવન જે દિશામાં વહે છે તે પ્રદેશના સાહિત્યમાં જ મળી શકે છે એ રવીન્દ્રનાથે આપણને બતાવ્યું છે.

આપણું થીએટર જાતજાતનાં ઉપકરણોથી ભપકાદાર કરેલી કંપનીની 'શોરૂમ' આપણને નથી બતાવતું એનું કારણ આપણું જંગલીપણું નથી, પણ યૂરોપીઅન ટીકાકારોના ધ્યાનમાં પણ ન આવી શકે એવી સર્વોચ્ચ અભિરુચિનું સૂચક છે એ પણ રવીન્દ્રનાથને જ કહેવું પડ્યું. કાલિદાસનો મેઘ યક્ષનો સન્દેશો અલકાપુરી લઈ ગયો કે નહિ એ આપણે નથી જાણતા, પણ રવીન્દ્રનાથે તેને જ પોતાનો દૂત બનાવી તેની મારફતે આપણને પ્રાચીન સમયના ભારતનો સાક્ષાત્કાર કરાવ્યો છે. રાષ્ટ્રીય હૃદય જેને સ્વીકારે છે તે કાવ્ય પણ ઇતિહાસનો દરજ્જો પ્રાપ્ત કરી શકે છે એ તેમણે રામાયણમીમાંસા કરી સિદ્ધ કર્યું છે. આમ અનેક રીતે સંસ્કૃત સાહિત્યનું તેમણે ઉદ્ઘાટન કર્યું છે.

પણ રવીન્દ્રનાથની પ્રતિભા ખાસ મોજે કળાએ પ્રગટ થઈ છે એમના કુમારસંભવ અને શાકુન્તલ ઉપરના નિબન્ધોમાં. જર્મન કવિ ગટેની એક-શ્લોકી ટીકા લઈ રવીન્દ્ર ઉપડ્યા છે અને શાકુન્તલ એ કાલિદાસની સંપૂર્ણ કૃતિ કેવી રીતે છે એ તેમણે પોતાની અલૌકિક શક્તિથી સપ્રમાણ સિદ્ધ કરી બતાવ્યું છે. શેક્સપીયરના 'ટેમ્પેસ્ટ' સાથે શાકુન્તલને સરખાવી કાલિદાસની અભિરુચિ કેટલી શ્રેષ્ઠ છે તે બતાવવાનો તેમણે યોગ સાધ્યો છે. શાકુન્તલ ઉપરનો નિબન્ધ એક અપૂર્વ યોગ છે. કાલિદાસ, ગટે, શેક્સપીયર અને રવીન્દ્રનાથ આ ચાર પ્રતિભાસંપન્ન વિશ્વવિખ્યાત મહાકવિઓનું ત્રિવેણીસંગમ જેવું... કણ્વાશ્રમમાં મીલન એ કોઈ સામાન્ય વસ્તુ નથી. કવિઓની વાણીમાં કલ્પનાના ગમે તેટલા ફુવારા ઉડતા હોય તોપણ તે ખાલી કલ્પનામય નથી હોતી. એની પાછળ વ્યક્તિગત કે સમાજગત જીવનરહસ્યનું તત્ત્વજ્ઞાન સમાયલું હોય છે એ વાત રવીન્દ્રનાથે જ સહુથી પ્રથમ આટલી સંપૂર્ણતાથી પ્રકટ કરી છે. સમાજશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર, નીતિશાસ્ત્ર અને સૌન્દર્યશાસ્ત્ર એના અન્તિમ સિદ્ધાન્તોને તર્કની ચુંથણીમાંથી બચાવી પોતાની અપૂર્વ પ્રતિભાથી પ્રાણિત કરી કવિઓ જીવન જેવી એક સંપૂર્ણ અને સજીવ કૃતિ નિર્માણ કરે છે. જે અહીં છે તે ત્યાં છે, જે ત્યાં છે તે અહીં છે, સૃષ્ટિ સઘળી એકરૂપ છે, એ ઋષિઓએ જોયેલો સિદ્ધાન્ત કવિઓ આપણી આગળ મૂર્તિમાન ઉભો કરે છે. સંસ્કૃતમાં 'કવિ' શબ્દથી જે ભાન મનમાં ઉદ્ભવે છે તે અંગ્રેજી 'પોએટ'માં નથી. કવિ એટલે દ્રષ્ટા. જે જીવનરહસ્ય જુએ છે, જેને ઇહપર સૃષ્ટિ બન્ને સરખી જ પ્રત્યક્ષ છે, જે અતિવાસ્તવમાં વિહરી શકે છે, જે આ દુનિયામાં રહેતો છતાં આ દુનિયાનો નથી, તે કવિ. ચર્મચક્ષુને જે દેખાતું નથી, તર્કદૃષ્ટિથી જેનું આકલન થતું નથી, વ્યાવહારિક દુનિયામાં જેને માટે પ્રમાણ મળતું નથી એવા અતીન્દ્રિય, સૂક્ષ્મ અને સ્વસંવેદ્ય એવા અનુભવોનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરી શબ્દ અથવા વર્ણ જેના

મર્યાદિત સાધન દ્વારા તે બધું બીજાને માટે પણ જે પ્રત્યક્ષ કરી શકે છે તે કવિ. આ સૃષ્ટિની પાછળ રહેલી,—બાહ્ય સૃષ્ટિ તેમજ અન્ત સૃષ્ટિની પાછળ રહેલા ઇશ્વરી યોજના, ઇશ્વરી લીલા અને ઇશ્વરી આનન્દનો જે સાક્ષાત્કાર કરી શકે છે તે કવિ. વૈદિક ઋષિઓ જ્યારે ઇશ્વરસ્તુતિની ઊંચામાં ઊંચા શિખરે પહોંચી જાય છે ત્યારે પરમેશ્વરને જ 'કવિ' નામથી સબોધે છે, આ સૃષ્ટિને ઇશ્વરનું કાવ્ય કહે છે, અને તેથી કવિ એટલે સૃષ્ટિનું રહસ્ય જાણનાર એ જ સીધો અર્થ નક્કી થઇ જાય છે. કાલિદાસે જીવનનું રહસ્ય કેવી રીતે જોયુ હતું એ ન જાણ્યુ મલ્લિનાથે કે ન જાણ્યુ રાઘવભટ્ટે એ રહસ્ય તો જાણે રસિક અથવા રવીન્દ્રનાથ.

કવિઓની કૃતિ ઉપર ટીકા કરનાર તો ઘણા થઇ ગયા છે, પણ 'કાવ્યેર ઉપેક્ષિતા'મા રવીન્દ્રનાથે જે રસિકતા અને દાક્ષિણ્ય બતાવેલા છે તે તો અપૂર્વ જ છે. 'કાવ્યેર ઉપેક્ષિતા' એ જેટલી અસાધારણ ટીકા છે તેટલુ જ તે એક અપ્રતિમ કાવ્ય છે, રવીન્દ્રનાથ બીજા નિબન્ધો ન લખત અને આ એક જ નિબન્ધ લખત તોપણ સાહિત્યરસિકો તેમની કાવ્યશક્તિનો યથાર્થ આંક બાંધી શકત. 'કાવ્યેર ઉપેક્ષિતા'મા પત્રલેખાનુ વિવેચન કરનાર કવિએ જ 'ચોખેર વાલિ' તથા 'નૌકાડુબી' એ નવલકથાઓ લખેલી છે એ અનુમાન કોઇ પણ બીજા પ્રમાણ વગર નીકળે એવુ છે

આપણા કવિઓ સૃષ્ટિનુ નિરીક્ષણ કર્યા વગર વાસી થયેલી ઉપમાઓ વાપરે છે એમ કહેનાર લોકો પોતે જ નથી કરતા સૃષ્ટિનુ નિરીક્ષણ અને નથી કરતા સસ્કૃત કાવ્યનુ યથાર્થ પરીક્ષણ તેઓ જો રવીન્દ્રનાથનો કાદમ્બરીચિત્રવાળો નિબન્ધ વાચશે તો જરૂર તેમનો ભ્રમ ભાગશે. બાણભટ્ટની કાદમ્બરી એ સાહિત્યકારો જેને નારીકેલપાક કહે છે તેનો સરસમા સરસ દાખલો છે જે માણસે હિમાલય જેવો પર્વત અને મેઘના કે પદ્મા જેવી નદી જોએલી છે, જે માણસે પુષ્પો, પક્ષીઓ, તારાઓ અને છોકરાઓ સાથે રમતામા વર્ષો ગાળ્યા છે, તે જ બાણભટ્ટના કાવ્યકાન્તારમા ગેંડાની પેઠે અકુતોભય સચાર કરી શકે છે, વનવરાહની પેઠે ત્યા મુસ્તાક્ષતિ કરી શકે છે, હરિણોની પેઠે કલ્પનાતૃણાકુરને અર્ધવિલીઢ કરીને આમતેમ ફેંકી શકે છે અથવા અભિનવમધુલોલુપ ભ્રમરની પેઠે સ્વેચ્છાવિહાર કરી શકે છે સસ્કૃત સાહિત્યમા અંત સૃષ્ટિ અને બાહ્યસૃષ્ટિનુ જે સારૂપ્ય અને તાદાત્મ્ય છે તેનો સપૂર્ણ વારસો રવીન્દ્રનાથને મળેલો છે તેવી જ કાલિદાસ બાણભટ્ટ ને વાલ્મીકિ જેવા કવિઓ પુત્રસક્રાન્તલક્ષ્મીક પિતાની પેઠે કૃતાર્થ થયા છે.

હિન્દુસ્તાનમા 'યુનિવર્સિટી' સ્થાપન થઇ ત્યા થી દરેક ગ્રન્થનુ બહિરગ પરીક્ષણ કરવાનો રિવાજ બહુ જ વધ્યો છે કાળ નક્કી કરવો, પ્રક્ષેપની

મીમાંસા કરવી, પ્રક્ષિપ્તવાદ ઉઠાવવો અને ગ્રન્થકારના જો અનેક ગ્રન્થો હોય તો દરેક ગ્રન્થનો કર્તા એક જ નામના અનેક થઇ ગયા એનો ઉહાપોહ આપણે ઠીક કરતા થઈ ગયા છીયે. સત્યાન્વેષણની દૃષ્ટિએ તેમજ ઐતિહાસિક દૃષ્ટિએ આ બધું જરૂરનું અને મહત્ત્વનું છે જ. પણ જો બગીચાની લંબાઈ, પહોળાઇ, તેની અંદરના ઝાડોની વિગત અને સંખ્યા વગેરે બધું તારવી કાઢવામાં આખો વખત ગાળી આપણે ફૂલોની સુગન્ધ અને ફળોનો આસ્વાદ લેવો ભૂલી જઇયે તો દુષ્યન્તના જેવો રસિક આપણને જરૂર કહે, इन्द्रियैर्वंचितोऽसि।

આજે આપણે કેળવણીનો આદર્શ અને કેળવણીની પદ્ધતિ ફેરવવા માગીયે છીયે. પાશ્ચાત્ય આદર્શને ગુરુસ્થાને મુકી તે ગુરુદૃષ્ટિએ સંસ્કૃત સાહિત્યની તપાસ આપણે નથી કરવા માગતા. આપણે આપણા પ્રાચીન કવિઓ પાસે શિષ્યભાવે સમિત્પાણી જવા માગીયે છીયે, આસ્તિક જિજ્ઞાસાથી તેમને સવાલ પૂછવા માગીયે છીયે, એવે પ્રસંગે જેને માટે આપણે મગરૂર છીયે એવા આપણા કવિસમ્રાટે સંસ્કૃત સાહિત્ય વિષે જે કહ્યું છે તે જાણવાની અત્યન્ત જરૂર છે. એટલા માટે જ વિદ્યાપીઠે રવીન્દ્રનાથના 'પ્રાચીન સાહિત્ય' નામના નિબન્ધો અભ્યાસક્રમમા રાખેલા છે. રંગભૂમિ ઉપરનો નિબન્ધ આજ વિષયનો લગતો હોવાથી તેમના 'વિચિત્ર પ્રબન્ધ' માંથી અહીં લીધેલો છે.

મૂળ ગ્રન્થના આ ગુજરાતી અનુવાદ વિષે બે શબ્દ કહેવાની જરૂર છે. હાલના સુશિક્ષિત લોકો જે સંસ્કૃતપ્રચુર ગુજરાતી ભાષા લખે છે તે સામાન્ય ગુજરાતીઓ પણ સમજી શકતા નથી અને સંસ્કૃત શાસ્ત્રીઓ પણ સમજી શકતા નથી. પ્રસાદ એ ભાષાનો એક આવશ્યક ગુણ છે એ ઘણા લેખકો ભૂલી જ ગયા હોય એમ લાગે છે. અંગ્રેજીમાં વિચાર કરી ગુજરાતી ભાષામાં તે ગોઠવી દેવાની ટેવ પડવાથી આમ થાય છે. સામાન્ય તેમજ ઉચ્ચ કેળવણી દેશી ભાષામા આપવાનો પ્રયત્ન જ્યારે સાર્વત્રિક થશે ત્યારે જ સ્વાભાવિક શૈલી ખીલશે. આજે દરેક લેખકે તે દિશામા પ્રયત્ન કરવો જોઇયે. આ દૃષ્ટિએ જોતા આ અનુવાદની ભાષા સ્હેજ અઘરી, સંસ્કૃતપ્રચુર અને ગૌરવાન્વિત દેખાશે, પણ તે સકારણ છે. આ અનુવાદ દ્વારા કવિના વિચારો જ નહિ પણ તેમની ભાષાશૈલી સાથે પણ અભ્યાસીઓનો પરિચય કરાવવાનો ભાઇશ્રી નરહરિનો ખાસ ઉદ્દેશ છે. ભાષા હમેશા સાદી હોય એ સિદ્ધાન્તને પણ મર્યાદા છે. જેવો વિષય તેવી શૈલી હોવી જોઇયે. મહાનદ જો સામાન્ય ઝરણાની પેઠે ખળખળ અવાજ કરે તો તે શોભે નહિ. બાળક પાઘડી પહેરે તો તે જેટલું વિચિત્ર દેખાય તેટલું જ કોઈ પુખ્ત ઉમરના માણસનું તોતડું બોલવું હાસ્યાસ્પદ થઇ જાય. વળી મહાવિદ્યાલય જેવી શિક્ષણસંસ્થામા

અધ્યયન કરનાર વિદ્યાર્થીઓને સર્વ જાતની શૈલી સાથે પરિચિત રહેવું ઘટે છે. ઉચ્ચમાં ઉચ્ચ વિચારો ઓછામાં ઓછા શબ્દમાં મુકી દેવાથી તેનો રસ, તેની લિજ્જત મથુરાના પેંડા જેવી થઈ જાય છે એ પણ ભૂલી ન જવું જોઇયે. કારણ ભાષા બે કારણસર લખાય છે—ભાષાદારિદ્રયને લીધે અથવા ભાષાપ્રભુત્વને લીધે. પણ આ બે વચ્ચેનો ભેદ સ્હેજે જણાય એવો છે. ગુજરાતી સાથેના અલ્પ પરિચયને લીધે મારા જેવાને પોતાને આવડતા પાંચસો કે હજાર શબ્દોની અંદર જ બધી કસરત કરવી પડતી હોવાથી જે ભાષા લખવી પડે છે તે દૂષણ ગણાય. પણ ભાઈ નરહરિ જેવા લેખક જ્યારે પોતાનો હમેશાંનો સ્વાભાવિક પ્રસાદ છોડી રવીન્દ્રનાથના જ શબ્દો અને રૂઢ પ્રયોગો બનતા સુધી ગબવવાનો પ્રયાસ કરે છે ત્યારે તે ભાષાના સ્વભાવ સાથે સંપૂર્ણ વાકેફ હોવાથી પોતાની શૈલીને ભાષાભૂષણ બનાવી દે છે એમ મને લાગે છે. છતા આ બાબતમા અભિપ્રાય આપવાનો અધિકાર હું કેમ લઉં ? એ તો ગુજરાતના સાક્ષરોનું જ કામ. એક સામાન્ય અધ્યાપક તરીકે હું એટલું કહી શકું કે સાહિત્યચર્યાને માટે આ નિબન્ધો અત્યન્ત ઉપયોગી હોવાથી શિક્ષણસંસ્થાઓમા તેમજ ખાનગી અભ્યાસને માટે આ પ્રાચીન સાહિત્યની સમીક્ષા અત્યન્ત ઉપયોગી થઇ પડશે એમા શક નથી.

# લોકમાન્યનું ગીતારહસ્ય*

## ૧

આજનો દિવસ વીરપૂજાનો છે. તે દિવસે જે વીરની આપણે પૂજા કરવા માગીયે છીયે તેના જેવા બનવા માટે તેનુ સ્મરણ અને તેના ગુણાનુવાદ કરવા એ સનાતન પ્રથા છે. આજનો દિવસ ગુણદોષનુ વિવેચન કરવાનો નથી, પણ પૂજ્ય વ્યક્તિનુ ધ્યાન કરવાનો છે. ધ્યાનમા જેવુ યથાર્થ સ્વરૂપ હોય તેવું જ આવે. મહાદેવને આપણે 'કર્પૂરગૌર' કહીયે છીયે અને વિષ્ણુને 'મેઘશ્યામ' કહીયે છીયે એમા ગુણદોષ બતાવવાનો હેતુ નથી હોતો. ગણપતિને જ્યારે આપણે 'વક્રતુણ્ડમહાકાય' કહીયે છીયે ત્યારે તેમા ભક્તિ નથી હોતી એમ નથી. સાચી ભક્તિ તો યથાર્થ સ્વરૂપનુ ધ્યાન કરવામા

*લોકમાન્યની પ્રથમ સંવત્સરી પ્રસંગે ગુજરાત મહાવિદ્યાલયમાં આપેલું વ્યાખ્યાન

જ રહેલી છે. જે લોકમાન્યની પુણ્યતિથિ આજે આપણે ઉજવીયે છીયે તેમની પાસેથી જ હું શીખ્યો છું કે માણસનું યથાર્થ સ્વરૂપ વર્ણવવું એમાં અવિવેક નથી આજે તિલક મહારાજ વિષે હું જે કાંઈ કહેવા માગું છું તે તેમના અનુયાયી તરીકે નહિ પણ તેમના ભક્ત તરીકે કહેવાનો છું.

લોકમાન્યે પોતાની આખી જિંદગી એકમાત્ર સ્વરાજ્યની ઉપાસના કરવામા જ ગાળેલી છે. તેમને જો એમ ન કરવું પડ્યું હોત તો તેમની પ્રતિભા કઈ દિશામા પ્રકાશત અને તે કેટલું કામ કરત એ તેમણે 'ગીતા-રહસ્ય' લખી ગીતાશાસ્ત્ર ઉપર જે નવો જ પ્રકાશ પાડ્યો છે તે ઉપરથી આપણે કેટલેક અંશે સમજી શકીયે છીયે. લોકમાન્યે ભગવદ્‌ગીતાને હિન્દુ ધર્મગ્રન્થમાંનો એક અત્યન્ત તેજસ્વી હીરો કહેલો છે. એ હીરો કાળની ધૂળને લઈને મેલો દેખાવા લાગ્યો ત્યારે જૂના અને નવા, પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય ઓજારો વડે સાફ કરી તેને પાસા પાડેલા કોહીનૂરની પેઠે તેમણે અદ્વિતીય કાન્તિ વાળો બનાવ્યો છે.

લાલા હરદયાળનું નામ સૌ કોઈ જાણે છે. તેમની પ્રતિષ્ઠા કરતા તેમની વિદ્વત્તા અને દેશભક્તિ વધારે છે. છતા પાશ્ચાત્ય વિચારોના મોહમા સપડાઈ તેમણે એકવાર લખેલું કે 'હિન્દુ લોકોએ હવે પોતાના જરાજર્જરિત ધર્મ અને ધર્મશાસ્ત્રો ફેંકી દેવા એ જ યોગ્ય છે. કાશી, હરદ્વાર કે જગન્નાથ આજના તીર્થો નથી, પૅરિસ, બર્ન કે બર્લિન આજના તીર્થો છે. લોકમાન્ય તિલકના ગમે તે બે વ્યાખ્યાનો આગળ આખી ભગવદ્‌ગીતા તુચ્છ છે.' લાલા હરદયાળને તે વખતે ખબર ન હતી કે એ જ એમના લોક-માન્ય માંડલેના ચોખૂણીઆ કિલ્લામા બેઠા બેઠા એ જ ભગવદ્‌ગીતા ઉપર એક મહાભાષ્ય લખવામા જિંદગીના તેતાળીસ વર્ષનું સાર્થક્ય થયું માની રહ્યા હતા.[1]

૨

દરેક જમાનામા એક એક યુગપ્રવર્તક ગ્રન્થ પેદા થાય છે. 'ગીતારહસ્ય' એ એવો એક ગ્રન્થ છે એમ કહીયે તો તેમા કશી અતિશયોક્તિ નથી.

રામાયણ, મહાભારત, ઉપનિષદો અગર તો ગીતા એ આપણા રાષ્ટ્રીય પ્રાણના સનાતન ખજાના છે. જ્યારે જ્યારે રાષ્ટ્ર નવો પુરુષાર્થ કરવા નીકળે છે ત્યારે ત્યારે રાષ્ટ્રના નેતાઓ આરંભનો આશીર્વાદ મેળવવા આ ગ્રન્થો પાસે જાય છે. ભગવદ્‌ગીતાનો અર્થ કરી તેમાંથી પ્રાણ મેળવવા લાલા લજપતરાયે પ્રયાસ કર્યો, પોતાના પન્થની પુષ્ટિ અર્થે મિસિસ એની બેસેન્ટે ગીતાનો ભાવાર્થ લખ્યો, લોકમાન્યે ગીતારહસ્ય લખ્યું, પૉંડીચરી મા બેસીને યોગાભ્યાસ કરી રહેલા વેદશાસ્ત્રસંપન્ન અરવિન્દ ઘોષે ગીતા-

અદ્ભુત સમન્વયના એક ઉદ્દ નિબન્ધમાંથી ચર્ચાતી હતી, શાસ્ત્રોને ટેકે જ ચાખી જોઈ સન્તોષ માનનાર ગાંધીજી પણ પોતાના તત્ત્વો ગીતામાંથી તારવી બતાવવાનો પ્રયાસ કરે છે, અને દરેક જણ આગ્રહપૂર્વક કહે છે કે 'નિરાગ્રહ દૃષ્ટિથી જુઓ તો મારો જ અર્થ ગીતાકારને અભિપ્રેત છે એ સ્હેજે જોઈ શકશો' શ્રી શંકરાચાર્યના કાળથી માંડીને ગીતાના અર્થ કરી બતાવવાની બાબતમાં આવા ઝગડા ચાલતા આવેલા છે શંકરાચાર્યને ગીતામાં બધે અદ્વૈત દેખાય છે, જ્ઞાનેશ્વર જેવા સાધુઓને ગીતામાં નિવૃત્તિનો ઉપદેશ મળી આવે છે, લાલા લજપતરાયને તેમાં ગુણકર્મવિભાગરૂ સમાજ-વ્યવસ્થા દેખાય છે, અરવિન્દબાબુને તેમાં મહાભારતકાલીન મહત્સમન્વય જડે છે, લોકમાન્યને તેમાં કર્મયોગનો આગ્રહ દેખાય છે, જ્યારે મહાત્માજીને તેમાં અહિંસાત્મક સત્યાગ્રહ તેમજ આત્મજય ઉપદેશનો મળી આવે છે.

આમ કેમ થતું હશે? શું એક અર્જુનને જ 'વ્યામિશ્ર' વાક્યથી મોહમાં નાખી ભગવાન શ્રીકૃષ્ણને સન્તોષ ન થયો કે તેમને દરેક જમાનાના લોકોને ગીતાના અર્થ ઉપર લડતા જોવાની અભિલાષા રહી ગઈ?

હકીકત એ છે કે આપણા ધર્મગ્રન્થોમાં 'ત્રિશાસ્ત્રુત્યર્થ' ભગવદ્‌ગીતા જેવા અનેક સંવાદો છે તેમાં કૃષ્ણાર્જુનસંવાદ અત્યન્ત સુન્દર હોવાથી તેમજ જ્ઞાન, ભક્તિ, કર્મ, વૈરાગ્ય વગેરે સર્વ પન્થોનું તેમાં યથાપ્રમાણ મિશ્રણ હોવાથી વિદ્વાન તથા ધાર્મિક લોકોમાં તે સર્વમાન્ય થયો. શ્રીમદ્‌ભાગવતમાં આવેલી ઉદ્ધવગીતામાં પણ શ્રીકૃષ્ણનો જ ઉપદેશ છે, શિવગીતા, ગણેશગીતા, દેવીગીતા વગેરેમાં પણ ઈશ્વરની જ વાણી છે, છતા લોકો ભગવદ્‌ગીતામાંથી જ પોતાને ઠીક લાગતા વિચારો કાઢવા મથે છે. ઐતિહાસિક દૃષ્ટિએ વિવેચન કરનારને ભગવદ્‌ગીતા ગમે તેટલા મહત્ત્વની હોય, પણ ધાર્મિક દૃષ્ટિએ તો પરમાત્માના શબ્દ તરીકે બીજી ગીતાઓ પણ ભગવદ્‌ગીતા જેટલી જ મહત્ત્વની છે, છતા તે એટલી લોકપ્રિય નથી. ભગવદ્‌ગીતા ગ્રન્થ આન્તરિક સૌન્દર્યને લીધે લોકપ્રિય થયો, લોકમાન્ય થયો, અને પછી તેના લોકમાન્યત્વને લીધે તેની કિંમત કૃત્રિમ રીતે અનેકગણી વધી ગઈ જે ગ્રન્થ ઉપર આખા હિન્દુ સમાજની આ લૌકિક શ્રદ્ધા છે અને જે પોતાના આન્તરિક ગુણોને લીધે લગભગ વિશ્વમાન્ય થયો છે તેની સાથે પોતાનો મતભેદ છે એમ કહેવાની કોઈની હિંમત નથી ચાલતી અને તેથી જ ગીતાનું પ્રામાણ્ય સ્વીકારી તેમાં પોતાના આગ્રહો સિદ્ધાન્ત ઉપદેશાયેલા અથવા સૂચવાયેલા છે એમ સિદ્ધ કરવાનું દરેકને મન થાય છે ગીતામાં પૂર્ણપુરુષે સાર્વજનિક ધર્મ કહેલો છે એટલું સ્વીકાર્યા પછી પોતાને જે ધર્મસિદ્ધાન્ત સૌથી [illegible] લાગે છે તે ગીતામાં હોવો જ જોઈએ એવી આકાંક્ષા

દરેકને થાય એમાં આશ્ચર્ય નથી. સાંપ્રદાયિક આગ્રહને લીધે તેઓ એમ કરે છે એવો તિલક મહારાજનો બધા ટીકાકારો પરનો આક્ષેપ આ દૃષ્ટિએ જોતાં ભારેપડતો છે. જેમ ગીતાનો વિષય વ્યાકરણ કે તર્કનો નથી તેમ તે ઐતિહાસિક પદ્ધતિનો પણ નથી. આધ્યાત્મિક અનુભવની કસોટીએ ગીતાનો અર્થ નક્કી કરવો જોઇયે. રામકૃષ્ણ પરમહંસ વ્યાકરણ, તર્ક કે ઇતિહાસ ભણેલા ન હતા. તેઓ હમેશાં કહેતા, ' આ મારો પ્રત્યક્ષ અનુભવ છે. તમારાં શાસ્ત્રો જો સાચાં શાસ્ત્રો હોય તો તેમાં હું કહું છું એ જ વાત હોવી જોઇયે. તેમ ન હોય તો કાં તો તે શાસ્ત્રો શાસ્ત્રો નથી, અથવા તમે એનો કરેલો અર્થ બરાબર નથી.' શાસ્ત્રો ઉપર જેમની સંપૂર્ણ શ્રદ્ધા છે તેઓ શાસ્ત્રોને તો વખોડે નહિ, પણ પોતાના અનુભવનો અર્થ શાસ્ત્રવચનોમાં જોવાનો પ્રયત્ન કરે. અહિંસા એ જ પરમ ધર્મ છે એમ જેને લાગે છે અને ભગવદ્‌ગીતા ઇશ્વિરની વાણી છે એમ પણ જે માને છે તે કેમ માને કે ગીતામાં હિંસાનો પણ ઉપદેશ છે? ધ્યાનસ્થ બેસી અરવિન્દબાબુને જે આધ્યાત્મિક અનુભવો મળે તે જ તેઓ ગીતામાં જોઇ શકે.

અનુભવમાત્ર સાચો હોવો જોઇયે. જ્યાં અનુભવ સંપૂર્ણ હોય ત્યાં એકવાક્યતા હોય. પણ ઘણીવાર અનુભવ એકદેશી હોય છે અને અનુભવ અનુભવ વચ્ચે પણ વિરોધ દેખાય છે. અનેક આંધળાઓએ એક હાથી જોયાની કહાણી પ્રસિદ્ધ છે. તેઓ જેમ હાથીના સ્વરૂપ વિષે આપસમાં લડ્યા તેમ આપણે લડીયે છીયે. અર્થ કરવામાં પણ આપણે પોતાના અધિકાર પ્રમાણે અર્થ કરીયે છીયે અને પોતાના પૂરતો તે સાચો પણ હોય છે.

ઉપનિષદોમાં કથા છે કે દેવ, અસુર અને મનુષ્ય ઋષિ પાસે જઇને બ્રહ્મચર્યથી રહ્યા. તેમની તપશ્ચર્યા પૂરી થયા પછી ઋષિએ તેમને ઉપદેશ આપ્યો: ' દ ', આ એક જ અક્ષરમાં ત્રણે જણે પોતપોતાને અનુકૂળ અર્થ ઘટાવી લીધો. ઋષિએ દેવને પૂછ્યું, ' તમે સમજ્યા ? ' વિલાસપ્રિય દેવે કહ્યું; 'હા જી; ઇન્દ્રિયદમન કરવાને આપે કહ્યું છે.' ઋષિએ કહ્યું, ' તમે બરાબર સમજ્યા.' ઋષિએ માણસને પૂછ્યું, ' તમે સમજ્યા ?' લોભી માણસે કહ્યું, ' હા જી; આપે દાન કરવાનું કહ્યું. ' ઋષિએ કહ્યું, ' ખરું; તમે બરાબર સમજો છો.' રાક્ષસને પણ એવો જ સવાલ પૂછ્યો. ક્રૂર રાક્ષસે ' દ ' નો દયા કરવી એ જ અર્થ લીધો. ઋષિએ કહ્યું, ' બરાબર છે.'

જેમ ઇશ્વરનું સ્વરૂપ અનન્ત છે તેમ સામાજિક દોષોનું સ્વરૂપ પણ અપરિમેય છે. લોકમાન્યે જોયું કે લોકોમાં અકર્મણ્યતા ફેલાયેલી છે, અને તેમને ગીતામાં કર્મયોગ જડ્યો. મહાત્માજીને આ નાસ્તિક યુગના લોકસમાજમાં

ચોમેર હિંસા જ હિંસા વ્યાપેલી છે એમ જણાયું, તેથી તેમને થયું કે ભગવાન તો ગીતામાં અહિંસાના સાર્વભૌમ મહાવ્રતનો જ ઉપદેશ કરી શકે

સવાલ એટલો જ છે કે ભગવદ્ગીતા ઐતિહાસિક ગ્રન્થ છે કે ધર્મગ્રન્થ? ઐતિહાસિક ગ્રન્થ હોય તો તે ગમે તેટલો ઉપયુક્ત હોય તો પણ, ધર્મની વાણી તરીકે પ્રમાણ નથી, કેમ, કાલ અને મનુષ્યોની મર્યાદાથી તે મર્યાદિત છે અને જો તે ધાર્મિક ગ્રન્થ હોય તો તો કુરુક્ષેત્ર ઉપર ધર્મક્ષેત્રનું રૂપક કરી દુર્યોધનાદિ કામક્રોધને જીતવા માટે અહિંસાના કેવા પરમ યુદ્ધનું જ તેમાં વર્ણન હોવું જોઈએ નહિ તો કયો માનવી વિગતજ્વર બનીને દુન્યવી લડતમાં ઉતરી હિંસા કરી શકે?

મને પોતાને તો એમ જ લાગે છે કે ભગવદ્ગીતા એ મૂળે સર્વમાન્ય ઐતિહાસિક ઉપયોગ છે, અને તેમાં શ્રીકૃષ્ણે અર્જુનને પ્રત્યક્ષ યુદ્ધમાં—આ દુન્યવી લડાઈમાં ઉતરવા માટે જ પ્રેરણા કરી છે પાછળથી ધાર્મિક લોકોએ અન્તર્યુદ્ધ વર્ણવવા સારુ એ પ્રસંગ સુંદર જોઈ એનો લાભ લીધો અને ¹ધાર્મિક તત્ત્વો ગુંથ્યાં ગણાય. વિ[illegible] પણ હું એમ જ માનું છું ઐતિહાસિક રામની ઐતિહાસિક કથા કેટલી હશે એ આજે આપણે જાણતા નથી, પણ વાલ્મીકિથી માંડીને તુલસીદાસ સુધીના દરેક કવિએ પોતાને રુચ્યું તે તાત્પર્ય બતાવવા તે કથા સાથે છૂટ લીધી છે

હવે જે લોકોએ ગીતા ઉપર ટીકાઓ લખેલી છે તેઓ ગીતામાંથી જે અર્થ કાઢે છે તે દરેક ધાર્મિક અર્થ કહેવાય ખરો, પણ હું ટીકાકારોને એટલું મહત્ત્વ નથી આપતો ભગવદ્ગીતા રચાયા પછી જે જે લોકોએ ભગવદ્ગીતા વાંચી મન્તવ્ય બતાવેલ છે, જેમણે ભગવદ્ગીતાની પ્રતિષ્ઠા સ્થાપનામાં મદદ કરી છે, ભગવદ્ગીતાને સાહિત્યના દરબારમાં પોતાના માન્ય પ્રતિનિધિ તરીકે મોકલનાર જેઓ મતદાર હતા જેઓનો ગીતા પર ગીતાકાર વ્યાસ જેટલો જ અધિકાર ગણાય, તેઓએ ગીતામાં શું જોયું હતું એ જાણવાની જરૂર છે એ આજે આપણે શા ઉપરથી જાણી શકીએ? તે વખતના અને ત્યારપછીના ઇતિહાસ ઉપરથી સાહિત્ય ઉપરથી અને લોકવિચાર ઉપરથી જ મહાભારતકાળની જનતાએ ગીતામાં જો અહિંસા જોઈ હોત તો જરૂર એ વખતે લોકોમાં અહિંસાપ્રધાન એક ધર્મપન્થ ઉત્પન્ન થયો હોત ઓછામાં ઓછું મહાભારત પછી તરત જ હિંસાઅહિંસા ઉપર ભારે વાદવિવાદો મચ્યા હોત અહિંસાનું તત્ત્વ હિન્દુ ધર્મમાં નવી એમ નથી પતંજલિએ દેશ, કાલ, જાતિ, નિમિત્ત વગેરેના અપવાદરહિત એક સાર્વભૌમ મહાવ્રત તરીકે અહિંસાને ઓળખાવી છે છતાં હિન્દુ ધર્મમાં તે વખતે

અહિંસાનું સ્વરૂપ મર્યાદિત જ હતું. 'યાગીયા' (યજ્ઞોમાં થતી) પશુહિંસા અને ક્ષાત્રયુદ્ધમાં થતી હિંસાનો હિન્દુ ધર્મે વિરોધ કર્યો નથી. હિન્દુ ધર્મ અહિંસાપ્રધાન હોવાથી તેમાં આજે આપણે અહિંસાને સંપૂર્ણ સ્વરૂપમાં દાખલ કરીએ તો તેમાં હિન્દુ ધર્મને બાધ આવે એમ નથી પણ ગીતાનો જ્યારે અર્થ કરવા બેસીએ છીએ ત્યારે ગીતામાંથી આજની અહિંસા કાઢવાનો પ્રયત્ન શા માટે કરીએ? મહાભારતમાં જે રીતે ગીતા આવેલી છે તે જોતાં લોકમાન્યે ગીતાનું જે રહસ્ય બતાવેલું છે તે વધારે બંધબેસતું છે એમ કહેવું પડે છે. સાથે એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે ગીતા એ કાંઈ પરમાત્માનો છેલ્લો શબ્દ નથી, અથવા તો ગીતાનો જે ફલિતાર્થ છે તેમાં સંપૂર્ણ અધ્યાત્મ આવી જાય છે એમ પણ નથી. પણ જો આધ્યાત્મિક દૃષ્ટિએ ગીતાને લઈએ તો તેમાં મહાત્માજીની સંપૂર્ણ અહિંસા અને અરવિન્દબાબુનો પૂર્ણયોગ બન્ને સમાઈ જાય છે. ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં ભગવદ્ગીતામાં મુખ્યત્વે કર્મયોગ જ છે એવું સ્પષ્ટ દેખાય છે. આજે એમાંથી આપણે કયો અર્થ લઈએ એ તો દરેક જણે પોતાની ખાતરીએ જોઈ ઋષિઉપદેશના ત્રણે અર્થો પ્રમાણે જ લેવો રહ્યો. પરમાત્માની વાણી તો આકાશની મેઘગર્જનાની પેઠે 'દ દ દ' ની ગર્જના ચલાવ્યા જ કરે છે.

૩

લોકમાન્યે ગીતાનું રહસ્ય શોધવાનો રસ્તો બહુ જ સુન્દર ગોતી કાઢ્યો છે. વેદનો અર્થ કરવામાં કુશળ એવા પૂર્વમીમાંસકોએ ઉપક્રમ, ઉપસંહાર, અભ્યાસ, પ્રયોજન વગેરે કસોટીથી ગ્રન્થનો અર્થ કરવો જોઈએ એવી પદ્ધતિ નક્કી કરેલી છે તે દૃષ્ટિ લઈ લોકમાન્યે ગીતાનો ઉપદેશ કરવાનો પ્રસંગ, તે ઉપદેશનું ફળ, ફરીફરી અનેકવાર પુનરુક્તિ કરીને પણ જે વસ્તુ ઠસાવવા માગી છે તે, બધું તપાસીને એમ સિદ્ધ કરી બતાવ્યું છે કે જીવનના પુરુષાર્થ વિષે સન્દેહ ઉત્પન્ન થવાથી લડવાની ના પાડનાર અને કુલક્ષય કરનારા યુદ્ધમાં ભાગ લેવા કરતાં સંન્યાસ લઈ ભિક્ષા ઉપર ગુજરાન ચલાવવું બહેતર ગણનાર અર્જુનને જીવનનું રહસ્ય સમજાવી, નીતિશાસ્ત્રના મૂળભૂત સિદ્ધાન્તો સ્પષ્ટ કરી, ચિત્તશુદ્ધિનો માર્ગ બતાવી, જ્ઞાન અને ભક્તિની નિર્મોહ થવાની યુક્તિ બતાવી, ઈશ્વરકર્તૃત્વનું દર્શન આપી, વિશ્વરૂપદર્શનમાં દુનિયાનું ભવિષ્ય બતાવી, ગુણત્રયનું રહસ્ય ખોલી, નિષ્કામ રહેવા છતાં કર્મ કરવાની કળા બતાવી, દેવાસુરસંપત્તિનો સનાતન ઝગડો અર્જુન આગળ ખડો કરી, આખરે કર્મયોગનું જ પ્રાધાન્ય ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનના મન ઉપર ઠસાવ્યું છે, અને અન્તે 'તને યોગ્ય લાગે તે કર' એવી સ્વતંત્રતા આપી છે. જવાબમાં 'મારો મોહ ગયો, હવે હું લડવા તૈયાર છું' એવી તેની પાસેથી કબૂલાત કરાવી છે એટલે કે જ્ઞાનમૂલક, ભક્તિપ્રધાન, વૈરાગ્યપ્રવણ કર્મયોગશાસ્ત્ર

શીખવનાર ગીતાશાસ્ત્ર એ ઉપનિષદ્ જેવી તાત્ત્વિક વિદ્યાનો જીંદગીમાં વિનિયોગ કેવી રીતે કરવો એ બતાવનારૂં એક વ્યવહાર શાસ્ત્ર છે એમ એમણે સિદ્ધ કરેલું છે.

કર્મમાત્ર બંધક છે, માટે મોક્ષ મેળવવાની ઇચ્છા રાખનારે કર્મનો બનતાં સુધી સંન્યાસ—કહેતાં ત્યાગ—કરવો જોઇયે, એવી જે એ વખતની પ્રચલિત માન્યતા હતી તેનો વિરોધ કરી શ્રીકૃષ્ણે એમ બતાવ્યું છે કે કર્મફળની અભિલાષા રાખ્યા વગર અને કર્મકર્તા હું છું એવો અહંકાર રાખ્યા વગર યદૃચ્છાપ્રાપ્ત અથવા પ્રવાહપતિત જે કાંઈ કર્મ—વિહિત કર્મ કરવું પડે તે અનાસક્ત બુદ્ધિથી અને કુશળતાથી કરે તો માણસને કર્મબન્ધ થતો નથી; એટલું જ નહિ પણ આવું કર્મ ચિત્તશુદ્ધિ દ્વારા મોક્ષનું સાધક જ થાય છે. શ્રીકૃષ્ણે આટલું જ બતાવ્યું હોત તો તેટલાથી પણ કર્મયોગનું પ્રાધાન્ય પ્રસ્થાપિત થાત જ; પણ એ વખતની ચર્ચાનો એક બીજો સવાલ પણ ઉઠાવી ભગવદ્ગીતામાં તેનુંયે નિરાકરણ ભગવાને કરેલું છે.

તે વખતના કેટલાક લોકો એમ કહેતા કે ચિત્તશુદ્ધિના અને તે દ્વારા કૈવલ્યદ્વારા જ્ઞાનના સાધન તરીકે કર્મનું ભલે મહત્ત્વ માનો, પણ જ્ઞાન પ્રાપ્ત થયા પછી કર્મનો અન્ત આવવો જ જોઇયે, કર્મનો સન્યાસ કરવો જ જોઇયે. ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણે બતાવેલું છે કે જ્ઞાન થયા પછી કર્મનો ત્યાગ કરવો અથવા ન કરવો એ સિદ્ધ માણસની મુનસફીનો વિષય છે [illegible]રો, અને તે પ્રમાણે બે રસ્તા અથવા નિષ્ઠાઓ જૂના કાળથી ચાલતી [illegible]ાવેલી છે એ પણ ખરું; છતાં આ બાબતમાં મારૂં—એટલે કે શ્રીકૃષ્ણનું—[illegible]નવું એવું છે કે બેમાંથી કર્મ કરવાનો—એટલે કે કર્મયોગનો માર્ગ [illegible]ષ્ઠ છે. એક તો માણસ કર્મ વગર રહી જ ન શકે. અને બીજું જે [illegible]ક્તિથી કર્મ કરીને જ્ઞાનીઓ સિદ્ધ થયા તે યુક્તિ અથવા તે માર્ગનો જો [illegible]ાનીઓ પોતે જ ઉચ્છેદ કરી નાખે તો જ્ઞાનમાર્ગ ટકે કઈ રીતે? મોક્ષનો [illegible]ર્ગ સાફ રાખવા ખાતર, મોક્ષનું સાધન હમેશાને માટે પ્રગટેલું રાખવા [illegible]ાતર, જ્ઞાનીઓએ યોગયુક્ત કર્મનો વસ્તુપાઠ સમાજ આગળ હમેશાં [illegible]મત રાખવો જોઇયે. આનું જ નામ તે લોકસંગ્રહ. અજ્ઞાન લોકોને [illegible]જ્ઞાન દશામાં જ રાખવા એનો અર્થ લોકસંગ્રહ નથી, પણ જે [illegible]તે જઈ પોતે જ્ઞાન મેળવ્યું તે રસ્તો અજ્ઞાન લોકોને બતાવવા ખાતર [illegible]રસ્તા ઉપર જતા આવતા રહેવું એ દરેક જ્ઞાનીની ફરજ છે અથવા તો [illegible] જ્ઞાનીઓને લાજમ છે, એમ સિદ્ધ કરી જ્ઞાન પ્રાપ્ત થતા પહેલાં અને જ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ કર્મનો જ રસ્તો વિહિત છે એમ શ્રીકૃષ્ણે ગીતામાં બતાવેલું છે, એ લોકમાન્ય તિલકે સિદ્ધ કરી બતાવ્યું. આ ગીતારહસ્ય ગીતાના દરેક શ્લોકમાં તેમણે ઘટાવી દેખાડ્યું છે. પણ તેટલું

બસ ન થાય એ જોઈ ગ્રન્થને વિવરણ દાખલ બૃહદ્ નિબન્ધ એમણે જોડી દીધો છે, જેની અંદર પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય ફિલસુફીનો સાર આવી જાય છે. આમા આપણા ચાર્વાક અથવા યૂરોપના હેડોનિસ્ટ પક્ષના આધિભૌતિક સુખવાદથી લઈને સાખ્ય લોકોના પચીસ તત્ત્વોનું, વૈશેષિક લોકોના સૃષ્ટિના ઉત્પત્તિક્રમનુ, નીતિશાસ્ત્રવિશારદોની કર્મજિજ્ઞાસા અને કર્મવિપાકની વ્યવસ્થાનુ, તેમજ કૅન્ટ અને ગ્રીનના અધ્યાત્મવાદનુ સાગોપાગ અને સુન્દર વિવેચન કરી અદ્વૈત સિદ્ધાન્તનુ રહસ્ય સમજાવી દીધુ છે, અને એમ સિદ્ધ કરી બતાવ્યુ છે કે આ સિદ્ધાન્તથી જીવનનુ રહસ્ય ઉકેલાય તેમ છે, નીતિશાસ્ત્રનો પાયો મળે તેમ છે; કર્મયોગ ચરિતાર્થ થાય તેમ છે અને અભેદભક્તિનો અપૂર્વ આસ્વાદ મળે તેમ છે

આમ જેમ ખડાગાધાટમા ચડાણનું કશુ ભાન કરાવ્યા વગર આગગાડી જોતજોતામા આપણને હજારો ફીટ ઉચે લઈ જાય છે, તેમ પોતાની અદ્ભુત ભાષાશૈલીથી અને વિવરણપદ્ધતિના પ્રસાદથી લોકમાન્ય અનાયાસે આપણને ફિલસુફીરૂપ હિમાલયના ગૌરીશકર સુધી લઈ જાય છે. આ બધુ વિવરણ અનેક દૃષ્ટાન્તો આપી દરેક મુદ્દો ફરીફરી સ્પષ્ટ કરી એટલુ બધુ માર્ગદર્શક કરી મુકતુ છે કે પુસ્તક પૂરુ કર્યા પછી આપણને એમ જ થાય છે કે શ્રીકૃષ્ણે બીજો અર્થ ધારેલો જ ન હોય આટલુ છતા જો કશી દુર્ભાગી શકા રહી જ હોય તો તે ટાળવા લોકમાન્યે ગીતાઅધ્યાયની સગતિ ઉપર એક સુન્દર પ્રકરણ લખેલુ છે આપણા જૂના દરેક ગ્રન્થ માટે આવુ પ્રકરણ જો લખાઈ જાય તો આપણા ગ્રન્થો સમજવાની અરધી મુશ્કેલી મટી જાય 'ગીતારહસ્ય'ની રૌલી ઉપરથી જ લોકમાન્યે સિદ્ધ કરી બતાવ્યુ છે કે તેઓ એક જન્મસિદ્ધ અસાધારણ અધ્યાપક હતા જેઓએ તેઓનુ 'ઓરાયન' અને 'આર્કટિક હોમ ઇન ધી વેદાઝ' એ ગ્રન્થો જોયેલા છે અથવા 'ભાડારકર મેમોરિયલ વૉલ્યુમ'મા જેમણે ઍસીરિયન અને આર્યન ગ્રન્થો વચ્ચેના સબન્ધ ઉપરનુ લખાણ વાચેલુ છે તેઓ લોકમાન્ય તલસ્પર્શી ઇતિહાસ સશોધક હતા તે જાણે છે 'ગીતારહસ્ય'મા પણ બહિરગપરીક્ષણવાળા પ્રકરણમા ગીતા અને મહાભારત, ગીતા અને ઉપનિષદો, ગીતા અને બૌદ્ધ સાહિત્ય, ગીતા અને બાઇબલ વગેરે વિષયો ચર્ચી પોતાની શક્તિનુ તેમણે ભાન કરાવ્યુ છે ગીતા અને બાઇબલ ઉપરનુ એમનુ વિવેચન સાર્વ ધાર્મિક ઇતિહાસ જ્યારે લખાશે ત્યારે દિશાદર્શક થશે

આવા પ્રખર બુદ્ધિમાન અને અલૌકિક વિદ્વાન આચાર્યે પોતાની પ્રતિભાના આવા કુદરતી ખેચાણો પ્રયત્નપૂર્વક કોરે રાખી આખી જીંદગી જે એક સ્વરાજ્યની પાછળ ખર્ચી નાખી તેનુ સ્મરણ કરી આજે જો

ને સ્વરાજ્ય મેળવવા પ્રાણ ન આપીએ તો તેમના 'ગીતારહસ્ય' જેવો ગ્રંથ કરવાને આપણે નાલાયક ઠરીએ. લોકમાન્યે 'ગીતારહસ્ય'માં જે યોગનું રહસ્ય વર્ણવ્યું છે તે જ પોતાની જિંદગીમાં ફરી પણ બતાવ્યું તેનું અનુકરણ આપણે કરીએ તો આ વીરની સાચી વીરપૂજા કરી શકાય. વીર બનીએ તો જ વીરની પૂજા કરી શકીશું. કાર્લાઇલ કહે છે 'Valets cannot worship heroes.' શ્રુતિ કહે છે 'દેવો ભૂત્વા યજેત્।'

## જેલ ડાયરી*

શ્રી રાજગોપાલાચાર્યની નિત્યનોંધ એ કંઈ ચોપડી નથી, પણ એક ધાર્મિક અને ઉદારચરિત દેશનાયકનું પ્રત્યક્ષ હૃદય છે. તે વાંચતાં એક નિર્મળ અને નિરહંકારી માણસનો અંગત પરિચય થાય છે. પ્રવૃત્તિશીલ છતાં અન્તર્મુખ એવી વ્યક્તિઓ બહુ જ થોડી હોય છે, અને જેટલી હોય તે બધી કંઈ પોતાનું હૃદય હમેશાં ઉઘાડું નથી કરતી. એવાઓના વિચારો ઘણા આકર્ષક હોય છે. દેશસેવાના પરિણામે જેલનિવાસ મળ્યા પછી જે વિશિષ્ટ મનઃસ્થિતિ પેદા થાય છે, પ્રવૃત્તિનો વિચાર કરવાની જે તક મળે છે અને સરકારના દામ્યનો અને પોતાની સ્વરાજ્યપ્રવૃત્તિનો જે પ્રત્યક્ષ અનુભવ મળે તેને પરિણામે ઊઠતા વિશેષ વિચારો વિશેષ કિંમતી હોય એમાં નવાઈ શી?

ગયાં દસ પંદર વરસની અંદર ઘણા દેશસેવકોને કારાવાસનો અનુભવ થયો છે. કેટલાકોએ પોતાનો અનુભવ દુનિયા આગળ મૂક્યો છે. સ્વરાજ્યની લડત પૂરી થતાં આ બધા અનુભવો અને વિચારોનો એક સ્વતન્ત્ર સાહિત્યવિભાગ થવાનો. તેમાં શ્રી. રાજગોપાલાચાર્યની નિત્યનોંધ પોતાની વિશેષતાથી જુદી જ પડવાની.

ગાંધીજીએ પોતાના જેલ અનુભવ દુનિયાને આપ્યા છે, પણ તેમાં ઘણે ભાગે સત્યાગ્રહના આચાર્ય બોલે છે. શ્રી રાજગોપાલાચાર્યની નોંધમાં સાધક સત્યાગ્રહી પોતાનો જુસ્સો તેમજ પોતાની શંકાઓ અને વિક્ષેપો રજૂ કરે છે. ત્રણ મહિના એક જ જેલમાં એક જ ઓરડીમાં ગોંધાઈ રહ્યા

* 'જેલ ડાયરી'ની પ્રસ્તાવના

છતા ઉત્સાહી મુસાફરના વૃત્તાન્ત જેટલી જ વિવિધતા આ રોજનિશીમા છે હૃદયનુ મન્થન આમા એટલુ બધુ પ્રામાણિકતાથી આપેલુ છે કે આ ચોપડી સાહિત્યક્ષેત્રમા કાયમનુ સ્થાન લેશે. આમા કૃત્રિમતા કે આડમ્બર લેશ માત્ર નથી. આમા ધાર્મિક વૃત્તિ છે, પણ ધર્મોપદેશ નથી, ગભીરતા છે, પણ દુર્મુખપના નથી, સસ્કારિતા છે, પણ તેને લીધે આવતી પ્રતિષ્ઠાની આભાછેટ નથી પોતાની શ્રદ્ધા તેમજ પોતાની અશક્તિ એમા નિખાલસપણે તેમણે ટાકી રાખી છે. આત્મશુદ્ધિની સુગન્ધ જેનામા પેદા થઇ છે એવો માણસ પ્રતિકૂળ વાતાવરણમા પણ ભલમનસાઈની પરિમળ કેવી રીતે ફેલાવી શકે છે એ જોઈ આપણને તેમને વિષે સાત્ત્વિક અદેખાઇ ઉપજે છે.

શ્રી. રાજગોપાલાચાર્યની લેખનશૈલીમા હીરાની ચમક નથી, ખજ્જરની અણી નથી, પણ મોતીનુ લાવણ્ય અને સ્ફાટિકની પારદર્શકતા છે તેથી તેમની આ ચોપડીના સહવાસમા મન ઉત્તેજિત નથી થતુ, પ્રસન્ન અને પવિત્ર થાય છે નિરાગ્રહી સત્યનો આ મહિમા છે.

## ઈશુનો ચાબખો*

લગભગ બે હજાર વરસ પહેલા યૂરોપે એક એશિયાઇ ધર્મનો સ્વીકાર કર્યો. ત્યારપછી એક હજાર વર્ષ વીતી ગયા અને એ જ ઇશુની જન્મભૂમિ હાથ કરવા માટે યૂરોપી લોકો એશિયા સાથે લડવા મડ્યા બસો વરસ લડ્યા પણ તેમા સફળતા મળી નહિ, તથાપિ બીજી રીતે યૂરોપ ઉપર એશિયાની અસર થઇ ક્રુઝેડના ધર્મયુદ્ધોને પરિણામે એશિયાના ભૌતિક શાસ્ત્રો અને ઉદ્યોગહુન્નરોએ યૂરોપમા પ્રવેશ કર્યો ત્યારપછી લગભગ બીજા હજાર વરસે હવે યૂરોપના દીર્ઘદ્રષ્ટા વિચારકો એશિયા પાસેથી આધ્યાત્મિક વિદ્યા અને જીવનકળા લેવા મથી રહ્યા છે.

અલ્પજ્ઞાનથી મદ ચડે છે એ સાર્વત્રિક અનુભવ છે યૂરોપને ખ્રિસ્તી ધર્મ સાપડ્યો તેના હરખમા તે ધર્મનો ફેલાવો આખી દુનિયામા કરવાનો ચગ યૂરોપીય પ્રજાઓએ બાધ્યો. એશિયા પાસેથી ભૌતિક શાસ્ત્રો શીખી લીધા

* ઇશુનો ચાબખો (અગ્રેજીમા), મહાશય પૉલ રિશાર પ્રણીત, કિ રૂ. ૩, પ્રકાશક ગણેશ અને કપની, મદ્રાસ

કે યુરપ જ તેમા અલૌકિક (લોકોનો વિનાશ કરનારી?) પ્રગતિ કરી તેના બળ વડે આખી દુનિયાને પોતાનો શિકાર કે સેવક કરી મુકવા તેમણે મહેનત માંડી છે. યુરોપના ભાગ્યમા શિષ્યત્વ લખાયેલુ છે, પણ યુરોપ હમેશાં ગુરુપદનો જ ડોળ કરતુ આવ્યુ છે. દુનિયાનો ધર્મગુરુ તેમજ રાજગુરુ પોતે જ છે એવો દૃઢ અહંભાવ યુરોપમા રહ્યો છે. એશિયાની સમાજરચના ઠીક નથી, એશિયાને પુરુષાર્થનો ખ્યાલ નથી, કોઈ પણ તકનો લાભ લેવાની એશિયાને ગમ નથી એમ માની લઈ પ્રથમ પોતાની ગુરુદક્ષિણા લઈ એશિયાને પાઠ પઢાવવા અને ઈશ્વરે આ રીતે 'ગોરી જાતિ ઉપર નાખેલો બોજો' (વ્હાઈટ મૅન્સ બર્ડન) અનન્યભાવે ઉઠાવવા યુરોપ તૈયાર થયુ. હવે તે જુએ છે કે તેની પોતાની સમાજરચના પાયા વગરની છે, યુરોપી રાષ્ટ્રોની ધર્મબુદ્ધિ નરી છીછરી ને તકવાદી છે અને યુરોપની જીવનકળા જીવલેણ અને આત્મઘાતક છે. જે દિવસે યુરોપે દુનિયામા પહેલવહેલા સ્વાતંત્ર્યના બણગા ફૂંક્યા તે જ દિવસથી દુનિયામા યુરોપ બહારની સ્વતંત્રતા જોખમમા આવી. યુરોપે જે દિવસથી વિશ્વબન્ધુત્વ જાહેર કર્યું તે જ દિવસથી બન્ધુદ્રોહ પણ શરૂ કરી દીધો, તેમજ જે દિવસથી તેણે સમાનતાનું સ્તોત્ર સ્થાને દુનિયા સમક્ષ ગાયુ તે જ દિવસથી દુનિયા આખીમા સંપત્તિની, સત્તાની અને સુખની અસમાનતા ફેલાઈ. પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિ એ જ સૌથી શ્રેષ્ઠ છે એ સિદ્ધાન્ત યુરોપે સ્થાપ્યો, પણ પ્રજાસત્તાક રાજ્ય સ્થાપન કરવાની કળા હજુ યુરોપને આવડી નથી. હવે એ બધુ એશિયા પાસેથી શીખવાનો વખત આવ્યો છે એમ ત્યાના કેટલાક સાત્ત્વિક અને પ્રતિભાશાળી લોકો સમજી ગયા છે.

મહાશય પૉલ રિશાર તેમાના એક છે. 'નવજીવન'ના વાચકવર્ગને તેમની ઓળખ છે જ. રિશાર મહાશયે અનેક વર્ષો લગી દુનિયાની સંસ્કૃતિઓનુ અધ્યયન અને મનન કર્યું છે. શાન્તિમય જીવન ગાળતા દુનિયાના ઐહિક ભવરોગનુ ઓસડ તેઓ શોધતા હતા, પણ જ્યારે યુરોપનો દાવાનળ સળગ્યો ત્યારે તેમનાથી રહેવાયુ નહિ. તેમણે ઊર્ધ્વબાહુ બની રાષ્ટ્રોને તેમનો વિનાશક આસુરી ક્રમ છોડી દઈ માનવી બનવાનો ઉપદેશ કર્યો અને એશિયા તરફ વળી અહીની પ્રજાઓને 'યુરોપનુ શિષ્યત્વ છોડી દો, યુરોપની પાસેથી કશાની આશા ન રાખો, પ્રભાતકાળ તો એશિયાથી જ થવાનો છે' એમ જાહેર કર્યું.

પણ યુરોપની દાંભિકતા જ્યા સુધી પૂરેપૂરી ઉઘાડી પડે નહિ ત્યા સુધી યુરોપના લોકો પણ જાગવાના નથી અને એશિયાના લોકો પણ ચેતવાના નથી એ જોઈ એમણે યુરોપના દંભ સામે પોતાની અમોઘ

વાણીના તાતાં તીર ફેંક્યા છે. એ તીરોનું એક ભરેલું ભાથું મદ્રાસની ગણેશ કંપનીએ હમણાં જ બહાર પાડ્યું છે તે અમારી પાસે આવ્યું છે.

બે હજાર વરસ પહેલાં પોતાના કાળના દંભ અને અધાર્મિકતા નિહાળી ઇશુ ખ્રિસ્તે ઝીણી ઝીણી ગાંઠો વાળો એક ચાબખો તૈયાર કરી એવા દંભી લોકોને દેવમન્દિરમાથી હાંકી કાઢ્યા હતા. એ જ વૃત્તિ આપણા પૉલમા નજરે પડે છે. ઇશુ ખ્રિસ્તે જે ઉપદેશ આપ્યો તેનો પૂરો અર્થ તેના શિષ્યો સમજ્યા ન હતા ઇશુનો ઉપદેશ એટલે યહુદી ધર્મમા એક મહાન પલટો હતો એ તો ઇશુના શિષ્ય સંત પૉલે જ દુનિયાને ઉઘાડું કરી બતાવ્યું. આજે મહાશય પૉલ રિશાર પણ એ જ બતાવી રહ્યા છે કે ખ્રિસ્તના ઉપદેશ પ્રમાણે જો સાચે જ ચાલવું હોય તો આજનું સામાજિક તેમજ રાજકીય જીવન પલટાવ્યે જ છૂટકો. સંત પૉલે બતાવેલું કે યહુદી કાયદાઓ અને ઇશુના ઉપદેશ એ બે કોઇ રીતે મેળ ખાઇ જ ન શકે આજના પૉલ રિશાર કહે છે કે હાલના સુધારા અને ખ્રિસ્તી ધર્મ વચ્ચે તેલપાણીનો જ સંબન્ધ છે તેઓ કહે છે, જે દિવસે ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ કરવાનું કામ એશિયાવાસીઓના હાથમાથી જઈ યૂરોપી લોકના હાથમા આવ્યું તે જ દિવસે ખરો ખ્રિસ્તી ધર્મ દફન થયો. આજે ખ્રિસ્ત પોતે આવી જો ધર્મોપદેશ કરે તો યૂરોપના ખ્રિસ્તીઓ તેને બોલ્શેવિક ગણી ફરી ક્રૂસ ઉપર જ ચડાવે એવું છે.

સાધુની વાણીનો સાચો અર્થ સાધુવૃત્તિના લોકો જ સમજી શકે છે. ઇશુના ઉપદેશનું રહસ્ય સમજવા જેટલી સાધુતા ખ્રિસ્તીઓમા રહી નથી એ જોઇ મહાશય રિશારે ઇશુના ઉપદેશનું, અત્યારની ભાષામા અને આજકાલની વિચારસરણીને મળતી ઢબે તેમજ જ્યા જ્યા જરૂર પડી ત્યા સુધારાવધારાના વાંતરો સાથે, આ એક નવું બાઇબલ જ રચ્યું છે એમ કહીયે તો ચાલે

આમા મુખ્ય કટાક્ષ તો ખ્રિસ્તીધર્મીઓ અને યૂરોપના લોકો સામે જ છે અને ઘણાખરા ખ્રિસ્તી લોકો એને કરિયાતાના ઉકાળા પેરે જ પી છતા આપણા લોકોને માટે આમા કશુ લેવાજોગ નથી અગર તો આ ચાબખાઓમાથી આપણે બચી જઇયે એમ તો નથી જ. અંગ્રેજી કેળવણી લીધેલા આપણે બાપ્તિસ્મા ભલે લીધો ન હોય, તથાપિ આપણી મનોરથ અનેક અંશે આપણા અત્યાર લગીના ગુરુઓના જેવી તો બની છે અને હજુ ગઇ કાલ સુધી આપણે યૂરોપી જીવનકળાને આપણા જીવનમાં ઉતારવાના જ પ્રયાસમા હતા આ ચાબખાઓથી આપણી પણ આંખ ઉઘડશે એવી આશા રાખીયે

ફ્રેન્ચ રાજ્યક્રાન્તિએ સ્વતન્ત્રતા, સમાનતા અને બન્ધુતા એ ત્રણ સૂ-

રત્નો દુનિયાને ભેટ કર્યાં, પણ તેમાનું પહેલુ તત્ત્વ જ લોકોમાં કંઈક અંશે રોપાયું ગણાય. હવે સમાનતાનો યુગ બેઠો છે. તેને મૂળ પકડવામા કેટલી ક્રાન્તિ જોઈશે, કેટલા અત્યાચારો થશે, કેટલી લોહીની નદીઓ વહેલી જોવાનું દુનિયાને નસીબે લખાયું હશે એ કોણ કહી શકશે? બન્ધુતાનો યુગ તો હજુ કલ્પનાના ક્ષિતિજ ઉપર જ વિરાજે છે.

આનું કારણ ફ્રાન્સની રાજ્યક્રાન્તિના પાયામા ધરમૂળથી નરી નાસ્તિકતા એટલે ઈશ્વરનો ઇનકાર હતો એ જ છે. તેમ ન હોત તો સમાજના ચૂરેચૂરા કરનાર સ્વતન્ત્રતા ને વ્યક્તિવાદથી શરૂઆત ન જ થઈ હોત ઈશ્વરનુ અસ્તિત્વ સ્વીકાર્યા પછી તે પરમ પિતાના ઘરમા વિશ્વબન્ધુત્વ પ્રથમ સ્થપાયું હોત, અને પછી કુટુમ્બના કાયદાની રૂએ સ્વાભાવિક સમતા ને સ્વતન્ત્રતા એની મેળે જ સ્થપાત. પણ યૂરોપે ઉંધો રસ્તો લીધો અને તેથી આ અરાજકતા, સમાજવાદ અને સામ્યવાદ જેવા વિખવાદ પેદા થયા છે. રિશાર મહાશયના આ વાગ્બાણોમા પણ અરાજકતા છે, પણ તે સમાજઉચ્છેદક કે હિંસક નથી ધર્મનિષ્ઠ લોકોને રાજાની જરૂર જ શી હોય? આત્મનિયન્ત્રિત લોકોને માટે રાજ્યસંધારણ કે બાહ્ય શાસન જોઈતા જ નથી. જે પોતાની જ પ્રેરણાથી સંયમ પાળે છે, તેને માટે રાજા તો શુ પણ યમરાજ પણ નકામો છે.

આ વાગ્બાણોમા સામ્યવાદ પણ ઓતપ્રોત છે, પણ તે દ્વેષમૂલક નથી. ન્યાયવૃત્તિ અને નમ્રતામાથી જન્મનો સામ્યવાદ આમા છે સર્વ ધર્મનુ મૂળ જે દયા તે જેના હૃદયમા પ્રકટ થઈ છે તેનો સામ્યવાદ જુદો હોય છે અને પોતાની ઈર્ષ્યાઅસૂયામાથી નાનામોટા કોઈને પણ બચવા ન દેવા એવી વૃત્તિમાથી પેદા થતો સામ્યવાદ જુદો હોય છે પહેલામા આત્મૌપમ્યની દૈવી સંપત્ રહેલી છે. અને બીજામા અસૂયાની આસુરી સંપત્ ભરેલી છે મને રોટલી ન મળે ત્યા સુધી બીજાને લાડુ ખાવા ન દઉં એ વૃત્તિ જુદી અને પાડોશીને રોટલી ન મળે ત્યા સુધી હું જાતે અન્ન ગ્રહણ ન કરૂ એ આત્મભાવ જુદો

વળી આ વાગ્બાણોમા સમાજસત્તાવાદ પણ પૂરેપૂરો છે, પણ તે સ્વાર્થી અને લોભી લોકોના ટોળાનો સમાજસત્તાવાદ નથી સમાજ એટલે એક મોટુ વ્યાપક કુટુમ્બ છે અને તેથી જે નિયમ પ્રમાણે કુટુમ્બ ચાલે છે તે જ નિયમ મુજબ સમાજનો તેમજ આખી દુનિયાનો વહેવાર ચાલવો જોઈએ એ આ સમાજસત્તાવાદનુ રહસ્ય છે ખ્રિસ્તની દસ આજ્ઞાઓ જેટલી વ્યક્તિને માટે છે તેટલી જ સમાજને સારૂ પણ છે એ રિશાર મહાશયનો પોકાર છે.

'માણસે રાખ રાખવી એ જેટલુ નિન્દ્ય અને અધર્મ્ય છે તેટલુ જ રાજ્ય ... રાખે ... ત કે ... સ્થાન રાખવુ એ નિન્દ્ય છે' એવા તાર

શબ્દોથી જ્યારે ગિરાર મહાશય ચાબખા લગાવે છે ત્યારે સમાજ વિષે એક નવો જ આદર્શ આપણી આંખ સામે તરી રહે છે.

જેમ અનેક દૃષ્ટિએ આ ગ્રન્થ અપૂર્વ છે તેમ આની લેખનશૈલી પણ અપૂર્વ છે. અથવા તો એને અપૂર્વ પણ કેમ કહીએ? એ શૈલી પુરાતન છે. હાલના જમાનામા લોકો બોલે છે અને લખે છે બહુ, પણ એમના એ વચનોના પ્રમાણમા તેમને હાથે કાર્ય બહુ ઓછુ થાય છે. જ્યારે લોકો કર્મશીલ અને વિચારશીલ થાય છે ત્યારે લાબા લાબા વિવેચનો વાચવા જેટલો સમય કોઈ કાઢી શકતુ નથી. સાચુ જોતા ગ્રન્થો વિચારો પૂરા પાડવાને નહિ પણ ફક્ત તેની દિશા સૂચવવાને સારુ જ હોવા જોઇયે. આજ કાલ બજારમા 'રસાયણિક પદ્ધતિએ પચાવેલા' ખોરાકો મળે છે જે માણસનુ જઠર પચાવવાની ક્રિયા કરવાને પણ અશક્ત છે તેને માટે આવો ખોરાક હોય છે. હાલ તો કેટલાક ધધાદારી લોકો પણ વખતની તગીને કારણે આવા ખોરાકો ઉપયોગમા લેતા થયા છે. પણ હવે એવો અનુભવ થયો છે કે આવા ખોરાક હમેશા ચાલુ લેવાનુ રાખવાનાથી હજમ કરવાની શક્તિ જ કાયમને માટે નાશ પામે છે. સાહિત્યની બાબતમા પણ લગભગ આવું જ બન્યુ છે. લોકો પાચ મિનિટ વિચાર કરવા કરતા અર્ધો કલાક વાચવાનુ પસદ કરે છે, કેમકે વિચાર કરવા કરતા વિચાર ધગાવવા એ કામ સહેલુ છે આજકાલના પાઠ્ય પુસ્તકોમા અધ્યાપકોના વ્યાખ્યાનો કરતા પણ ઘણીવાર વધુ ઝીણુ કાતેલુ હોય છે જૂના કાળમા એવુ નહોતુ. પૌષ્ટિક ખોરાકની પેઠે થોડામા ઝાઝા કસ સમાવવા તરફ તે કાળના લોકોની પ્રવૃત્તિ રહેતી આજે જેમ પદર રૂપીયાનો ખુર્દો ગજવામા મુકી રાખવા કરતા એક ગીની પાસે રાખવી આપણે પસદ કરીયે છીયે તેમ તે કાળના વિચારશીલ લોકો એક આખી ચોપડીના કરતા એક સુન્દર સુભાષિત કે સતવચનની વધુ કદર અને કિમત કરતા વળી અનુભવની વાણી જેટલી ટૂકી તેટલી વધારે અસરકારક અને સ્મરણમા રહેવી સહેલી હોય છે. તેથી જ સાહિત્યના કરતા કહેવતોની અસર સમાજ ઉપર વધારે હોય છે કહેવત અગર સુભાષિત એટલે સાહિત્યનુ ચલણી નાણુ, સમાજની ટકશાળમાથી બહાર પડેલા સિક્કાઓ

આવા સિક્કાઓ પાડવાનુ કાર્ય યૂરોપમા ફ્રાન્સે સૌથી વધારે કર્યું કહેવાય છે જુબેર જેવા સાત્વિક વિચારકોના વચનો તે ભાષામા કહેવતની પેરે ચાલુ થઇ પડ્યા છે પૉલ ન્સવારી ટૉઈ તેમણે એ જ પ્રાચીન સુભાષિતશૈલી ગ્રહણ કરી છે, અને તેમા તેઓ એટલા તો સફળ નીવડ્યા છે કે જો આપણે રાજા ભોજ કે વિક્રમ હોત તો જરૂર એકએક

સુભાષિતની સવા સવા લાખ મુદ્રા આપવા તૈયાર થયા હોત, અગર જો છત્રપતિ શિવાજી હોત તો કવિ ભૂષણની પેઠે તેમને રાજકવિ કર્યા હોત. પણ આપણે ભોજ કે શિવાજી નથી અને મહાશય રિશાર ધનમાનની આશાએ સુભાષિતો રચનાર કોઈ પંડિત ચારણ નથી તેઓ તો અખા ભગત કે તુકારામ જેવા નિસ્પૃહી ધર્મપરાયણ સત્કવિ છે. તેથી તેમના વચનો કિંમતી છતા તેની કિંમત અંકાય તેમ નથી.

જૂના કવિઓની વાણીમા 'બહુ અર્થ અને અલ્પ અક્ષર' વાળા અનુભવ વચનો હોય છે તેમા રૂઢિ, જનસ્વભાવ અથવા હૃદયની ઊર્મિનું ઉંડુ પરીક્ષણ હોય છે. રિશારની વાણીમા આ બધુ હોવા ઉપરાન્ત ઇતિહાસનું માર્મિક અવલોકન અને આધુનિક રાષ્ટ્રોના જીવનક્રમનુ સંગીન પરીક્ષણ છે એ એમની વિશેષતા છે. લોકરૂઢિ જેમ માણસને બંધક બને છે તેમ વિચાર-રૂઢિ પણ તેટલી જ કે તેથી પણ વધુ બન્ધનકર્તા નીવડે છે. આવી વિચારરૂઢિના કિલ્લાને તોડનાર સુધારક વીર તરીકે પણ પૉલ રિશાર આજની દુનિયાને ભારે મદદગાર થઇ પડે તેમ છે.

બાઇબિલમાના અનેક વચનોમા રિશાર મહાશયે સુધારા કર્યા છે પણ તેમનુ એક વચન એવુ છે કે તેમા પણ સુધારો કરી શકાય એમ અમને લાગે છે તેઓ કહે છે, 'રાષ્ટ્રોને પણ આત્મા હોય છે.' ત્રણ ખંડોમા અને ત્રણ મહાસાગરોમા પોતાનો સ્વાર્થ શોધતા રખડનાર રાષ્ટ્રોના છેલ્લા દોઢસો વરસના કરતૂકો સામુ જોઇયે તો તો એમ જ લાગે છે કે રાષ્ટ્રોને આત્મા યા તો હજી ઉગ્યો નથી અગર તો તે માણસના પૂછડાની પેરે નકામો બાબીત થઇ ખરી પડ્યો હોવો જોઇયે તેથી અમારા ધારવા મુજબ તો પૉલ મહાશયે એમ કહેવુ જોઇયે કે 'રાષ્ટ્રોને આત્મા હોવો જોઇયે, અથવા તો જેમ નિર્જીવ સૃષ્ટિમાથી સજીવ સૃષ્ટિ પેદા થઇ અગર તો પશુસૃષ્ટિ પછી માનવસૃષ્ટિ પેદા થઇ તે જ પ્રમાણે નિરાત્મ રાષ્ટ્રો પછી દુનિયામા આત્મવાન રાષ્ટ્રો પેદા થશે.'

આજની હિન્દુસ્તાનની લડત નિરાત્મ રાષ્ટ્રની સામે લડી પોતાનો આત્મા ખીલવવાની છે, અને એકવાર હિન્દુસ્તાન આત્મવાન રાષ્ટ્ર બન્યુ એટલે બીજાં કેટલાયે રાષ્ટ્રોને આ

# વિચાર-કલિકા

કળા એ કાંઈ મોજશોખની વસ્તુ નથી. તે મનુષ્યના સ્વભાવનો પરિચય આપે છે. માણસને પોતાના કાર્યમાં અને જીવનમાં કેટલો અને કેવો આનન્દ પડે છે તેનો નિર્ણય તેની કળા ઉપરથી થાય છે.

*

કળા એટલે પ્રેમથી, આનન્દથી, પ્રસન્નતાથી કરેલું કામ. પ્રસાદ વગર કળા સંભવતી નથી.

*

મન્દિરો, મસ્જીદો, તળાવો વગેરે ઉપરથી આખા સમાજની સંસ્કૃતિ કેવી છે તે જણાય છે.

*

કોઈ પણ સમાજની ગૃહરચના જોઇને તે સમાજની મનોરચના પારખવી સાવ સહેલી છે.

*

માણસ ભાષા મારફતે પોતાનું અન્તર છૂપાવી શકે, પણ કળામાં પ્રતારણા થઈ જ શકતી નથી.

*

વાણી એ વિચારનું અને ભાવનું પરોક્ષ વાહન છે. સંગીત અને કળા એ પ્રત્યક્ષ વાહન છે—સાર્વભૌમ વાહન છે.

વાણી એ વિચારની ભાષા. કળા એ હૃદયની ભાષા. આચાર એ ધાર્મિકતાની ભાષા.

જીવવું કેવી રીતે તે સમજવું એ જ મોટી કળા છે.

*

મોક્ષ મેળવવો એ ઉચ્ચતમ કળા છે. ઉચ્ચ કળા દ્વારા કળાતીત થવું એ જ આપણું ધ્યેય છે.

*

એક લેખકે કહ્યું છે, 'મને કવિતા કરવાની છૂટ આપો, પછી તમે ભલે કાયદાઓ ઘડો.' તેમ જ આમ પણ કહી શકાય કે 'લોકોની કળા-વિષયક અભિરુચિ મારા હાથમાં સોંપો અને પછી સમાજને તમે નીતિના પાઠ ભલે ભણાવતા રહો.'

*

પગમાં કાંટો, ધોતીયામાં ડાઘોળીઉં, દાંતમાં શકતું જેમ સહન નથી

ચતા, તેમ ભાષામા ગ્રામ્યતા, હૃદયમા શકા અને જીવનમા કલાવિહીનતા અથવા નીરસતા સહન ન જ થવી જોઇએ

ॐ

અઘટિત રીતે વર્તવાથી શિષ્ટજન પ્રત્યે બેઅદબી થાય છે એમ આપણે માનતા હોઇએ તો ઘરમા ન શોભે એવી વસ્તુઓ રાખવાથી કુટુમ્બ પ્રત્યે અને મહેમાન પ્રત્યે બેઅદબી થાય છે એમ આપણે માનવુ જોઇએ

ॐ

માણુસની કિમત જેમ વર્તન પરથી થાય છે તેમ ઘરના વાસણ કુસણ ખુરસી, બાજઠ વગેરે પરથી પણ થાય છે

ॐ

દિવાનખાનામા કળાકૌશલ્યની વસ્તુ અને ઘરમા એલ્યુમિન્યમના મેલા વાસણ

સભામા જતા સુન્દર પોશાક અને ઘરમા ધાચીનો વેશ,
બોલવામા સાધુની ભાષા અને હૃદયમા હળાહળ વિષ,
આ બધા અતૃપ્ત જીવનમા લક્ષણો છે

ॐ

જર્મન રગ અને ઇસ્ત્રીના કપડા વાપરનાર સમાજમા કોઈ પણ કવિ કનચિદ્ દુપાણ્ડુ તરુણા જેવો શ્લોક લખી શકે ખરો ?

ॐ

કોઇ વસ્તુ સુન્દર છે એમ કરીને એને વાપરતા નહિ વાપરવાની વસ્તુ સુન્દર જોઇને લો અથવા સુન્દર બનાવો

ॐ

જીવનમા નિર્ધનતાથી દુખ કે હાનિ નથી પણ નીરસતા સહન થવી એ જ મહાહાનિ છે

ॐ

કુરુચિ સામે બૂમાટ ઉઠાવવો એમા જ આપણી કુરુચિ જણાઇ આવે છે સુરુચિનો પાઠ પોતે બેસાડવો એમા જ સ્વારસ્ય છે

ॐ

જગતમા દરેક માણસમા થોડુ ઘણુ બીકણપણુ છે તેથી જ કુરુચિ જગતમા ફાવી શકે છે

સહિષ્ણુતા અને બીકણપણુ એમા સમાધિ અને મરણ જેટલુ અન્તર છે બહારથી જ એમા સમાનતા દેખાય છે

ॐ

કેટલાક કવિઓ ફૂલમા પણ માનવી ભાવના જોઈ શકે છે તો

કેટલાક કવિ મનુષ્યમાં ફૂલનું સૌન્દર્ય નિહાળે છે.

ૐ

કળાની ઉપાસનામાં અહંકારનો લય કરવો એ એક કળાનો બ્રહ્માનન્દ છે—નિર્વિકલ્પક બ્રહ્માનન્દ ।

ૐ

પરિચિત વસ્તુ જોઈને થતો આનન્દ તે નાનો આનન્દ. અપરિચિત પ્રકારો—વિવિધતાનો આનન્દ ઓછો નથી હોતો, વિરસતાનો નથી હોતો.

ૐ

કવિતાને જેવો છન્દ (વૃત્ત) તેવો કળાને શિષ્ટ સંકેત.

ૐ

જીવનમાં શું કે કળામાં શું, અનુકરણ એટલે મરણ

ૐ

ઉપાસના વિના કોઈ પણ કળા અવગત કે હસ્તગત કરવાની આશા જ વ્યર્થ છે.

ૐ

કળા કંઈ સહજપ્રાપ્ય વસ્તુ નથી. તેને માટે તપશ્ચર્યા કરવી જોઈએ, પવિત્રપણે તેની ઉપાસના કરવી જોઈએ.

ૐ

શ્રદ્ધા અને શુશ્રૂષા વિના કળાનું રહસ્ય સમજવું અને અનુભવવું અશક્ય છે.

ૐ

સૌન્દર્યોપાસના અને વિલાસમાં સ્વર્ગ અને નરક જેટલું અન્તર છે.

ૐ

મોક્ષના માર્ગમાં જેમ સિદ્ધિ આડે આવે છે તેમ કળાની પ્રાપ્તિની આડે વિલાસિતા આવે છે.

ૐ

[illegible] કાષ્ઠની કળા નષ્ટપ્રાય થઈ છે એ શોચનીય વસ્તુ છે. આ યાન્ત્રિક યુગમાં સમાજની એકેએક કળાનો નાશ થતો ચાલ્યો છે

ૐ

કવિતામાં કે ચિત્રમાં ભાવ હોય એટલું બસ નથી; બોધ હોવો જ

ૐ

નીતિશિક્ષણ અને કળાનું શિક્ષણ એક નાનપણથી આપવું ઠીક અને હિતકર છે અને તે કૃતિ દ્વારા પહેલું આપવું જોઈએ. તત્ત્વો પાછળથી ધીમે

ધીમે આપોઆપ પ્રગટ થાય છે અથવા કરી શકાય છે.

*

બાપ જે પ્રમાણે કન્યાદાન કરતા સુધી છોકરીને પ્રેમપૂર્વક પાળેપોષે છે અને એને આપી દીધા પછી પણ તેના ભવિષ્યની કાળજી રાખે છે, તે જ પ્રમાણે કળાધરે કળાયુક્ત વસ્તુ નિર્માણ કરીને તે યોગ્ય માણસના હાથમાં પડે ત્યાં સુધી તેની સંભાળ રાખવી જોઈએ અને પછી પણ તેની કાળજી કરવી જ જોઈએ. કળાધર અને તેની કૃતિનો સંબન્ધ દુકાનદાર અને ઘરાકનો ન હોવો જોઈએ.

*

કળા દ્વારા કળાધર યોગક્ષેમની ઇચ્છા કરે તો હરકત નથી, પણ કળા વેચીને ધનવાન થવાનો પ્રયત્ન કરવો એ નિન્દ્ય છે.

*

કળાધરે કોઈના નોકર ન બનવું જોઈએ.

*

જેમનું જીવન પરસ્પર ઓતપ્રોત છે તેમની વચ્ચે જ સહકાર ધર્મ્ય અને ઇષ્ટ છે. બીજી રીતનો સહકાર પ્રાણઘાતક છે. કળા વિષે આ અક્ષરશઃ સાચું છે.

*

શ્રેય અને પ્રેયના ઝગડામાં આપણા સમાજનેતા અથવા કળાધરો પોતાની શક્તિ કઈ બાજુએ ખર્ચે છે તેના ઉપર સમાજની ઉન્નતિ અથવા અવનતિનો આધાર નથી શું?

*

કળાધર અને કારીગરને જુદા પાડશો નહિ. તેમ કરશો તો કળાધરની કલા ચીમળાઈ જશે અને કારીગરના કૌશલ્યનો લય થશે.

*

ચિત્રકાર, શિલ્પકાર, ગાયક અથવા કવિ એમને માત્ર પુરસ્કાર આપવાથી કળાની ઉન્નતિ થવાની નથી. કળાને સમાજે પોતાના હૃદયમાં, કુટુંબમાં, સમાજમાં અને મન્દિરમાં સ્થાન આપવું જોઈએ. પોતાના જીવનમાં કળાની પ્રતિષ્ઠા કરો એટલે કળાધર આપોઆપ પેદા થશે.

*

સાચો કળાધર કળાનો પ્રચારક (મીશનરી) હોય છે. કંજુસ બનીને યોગ્ય માણસથી તે કશું છુપું રાખતો નથી.

*

દૃશ્યસૃષ્ટિ ભાસમાન છે. પણ આદર્શસૃષ્ટિ—ધ્યેયસૃષ્ટિ સત્ય છે એવી

કળાધરની માન્યતા હોય છે. તત્ત્વજ્ઞાન એ જ કહેતું આવ્યું છે

ॐ

કલ્પનાતરંગ બે પ્રકારના છે પ્રાણવાન અને હતપ્રાણ અથવા અલ્પપ્રાણ. કવિ અથવા ચિત્રકાર પવિત્ર હોય તો પ્રાણવાન ભાવનાઓ તેના હૃદયમાં પ્રવેશ કરે છે, પ્રાણવાન વિચારોના ફુવારા તેની કલમમાંથી કે પીંછીમાંથી ઊડવા માંડે છે અને સમાજ ચૈતન્યથી હાલી ઊઠે છે. એ જ કવિ અથવા ચિત્રકાર વિકારી હોય તો સમાજને હતપ્રાણ કલ્પનાઓનો કેફ ચડે છે અને સમાજ વેવલો બને છે અને જો એ કવિ યા ચિત્રકાર પોતે જ અલ્પપ્રાણ હોય તો તેની નિર્માલ્ય કવિતા અથવા કૃતિ તેને તે જ ઠેકાણે મરણશરણ થાય છે.

ॐ

પ્રકૃતિનો પ્રયત્ન ઇન્દ્રિયાતીત આનન્દ વિષયોપભોગ દ્વારા અનુભવવાનો હોય છે. કળાનો પ્રયત્ન ઇન્દ્રિયાતીત આનન્દને વિષયવાસનાના સંસર્ગથી દૂષિત ન કરતાં તેને શુદ્ધ સ્વરૂપમાં અનુભવવાનો હોય છે

ॐ

યથાર્થદર્શી કળા કળા જ ન કહેવાય. વિષયમુગ્ધ થઈને એકાન્તમાં કરેલો વિલાસ જાહેરમાં પ્રગટ થતાં જેટલી શરમ છૂટે છે તેટલી જ શરમ યથાર્થદર્શી કળા જોતાં છૂટવી જોઈએ. જે ચિત્ર જોતાં મનમાં ઉપભોગની, વિષયની કલ્પના આવે છે તે અપવિત્ર છે. એવાં ચિત્રો કેટલાક વર્ષ પર રજવાડાના અન્તઃપુરોમાં ટાંગવામાં આવતાં. સંયમવિમુખ પાશ્ચાત્ય કલ્પનાને લીધે આજકાલ એવાં ચિત્રો પ્રતિષ્ઠિત ગૃહસ્થોના દિવાનખાનામાં પગ દેખા દેવા લાગ્યાં છે. અધઃપાતનું આથી વધુ સબળ પ્રમાણ બીજું કયું જોઈએ?

ॐ

અરે, આ દુનિયા તે પડદાનશીન થઈ છે કે એ તે નાટકી બની છે? જે જુઓ તે બુરખા પહેરીને કે વેશ કાઢીને જ ફરતા દેખાય છે. જેને તેને સાચની જાણે લાજ આવે છે. એમની ભાષા જુઓ, એમની રીતભાત જુઓ, એમના ઉત્સવો જુઓ, એમના પોશાક જુઓ કે એમના દિવાનખાના જુઓ —સત્ય શોધ્યુંય નથી જડતું. આજ તો સત્ય ગાઢ ઢંકાઈ ગયું છે, પણ વખત જતાં ગુંગળાઈ મરશે. ધાઓ રે ધાઓ, સત્યની વહારે!

# કલા, જીવન અને તત્ત્વજ્ઞાન

સામાન્ય રીતે તત્ત્વજ્ઞાન એ નીરસ વિષય ગણાય છે, અને કલા રસમય શું—રસરૂપ ગણાય છે. આજે સમાજમાં બન્ને પ્રત્યે અભાવ છે, કેમકે બન્નેનો સમાજમાં અભાવ છે. સાચું જોતાં દરેક કલાની પાછળ તત્ત્વજ્ઞાન હોય છે, અને તત્ત્વજ્ઞાન જ્યારે જીવનમાં પ્રવેશ કરે છે ત્યારે જીવનના આનન્દ સાથે ભળી જઈ તે તત્ત્વજ્ઞાન કલાનું રૂપ ધારણ કરે છે. સુન્દર ગાયનની પાછળ જેમ ભાવગમ્ય છન્દ અને તાલબદ્ધતા હોય છે તેમ કલાની પાછળ તત્ત્વજ્ઞાન હોય છે. ભિન્ન ભિન્ન સમાજોમાં કલા ભિન્ન ભિન્ન હોય છે એનું કારણ પણ તે તે સમાજોનો જીવનનો આદર્શ અથવા પુરુષાર્થની કલ્પના ભિન્ન હોય છે તે છે. તેથી જ આપણા દેશમાં ધર્મભેદને અનુસરીને તાન્ત્રિક, વૈષ્ણવ, શૈવ, જૈન, બૌદ્ધ, ઇસ્લામી, વગેરે કલાઓ ભિન્ન ભિન્ન રીતે પ્રગટ થયેલી જોવામાં આવે છે. ધર્મભેદ ક્રમશઃ થાય છે તેથી કલામાં પરિવર્તન પણ ધીમેધીમે થાય છે. એકેશ્વરવાદી ખ્રિસ્તી ધર્મે ગ્રીક લોકોનાં અનેક દેવદેવતાઓનો ત્યાગ કર્યો, પણ યુરોપની પ્રજા આટલું પરિવર્તન એકાએક શાની ઝીલી શકે ? પ્રજાએ દેવદેવતાઓને સ્થાને ખ્રિસ્તી સંતોને બેસાડી દીધા અને ઉપાસનાની બહુવિધતાની અભિલાષા તૃપ્ત કરવાનો માર્ગ શોધી કાઢ્યો, અને આ રીતે ગ્રીક કલામાં જે કલ્પનાસમૃદ્ધિ હતી તે જાળવી રાખી. આપણે ત્યાં પણ અશોકના વખતની કારીગરી એ જ સૂચવે છે કે અશોક પહેલાં કાષ્ઠસ્થાપત્ય બહુ જ લોકપ્રિય હતું, અને પત્થર જેવા પદાર્થમાં પણ કાષ્ઠસ્થાપત્યની મર્યાદાઓ સાચવવામાં જ તે વખતના કારીગરોએ આનન્દ માન્યો. અજન્ટાની કારીગરી ઉપર પણ કાષ્ઠસ્થાપત્યનો પૂરેપૂરો પ્રભાવ દેખાય છે.

જીવનમાં જ્યારે ફેરફાર થાય છે ત્યારે સ્થાપત્યમાં, શિલ્પમાં, એટલું જ નહિ પણ નગરરચનામાં પણ ફેરફાર થાય છે. અમદાવાદની પોળોની પાછળ ગુજરાતના સમાજની વૃત્તિ કેટલી તરી આવે છે એ તરફ કોઈનું ધ્યાન ગયું નથી એ આશ્ચર્યજનક છે. જે પ્રજા લડવાની હોંશ બિલકુલ ધગવતી નથી છતા સ્વસંરક્ષણને માટે રાજ્ય ઉપર બહુ વિશ્વાસ રાખતી નથી, ધન મેળવી શકે છે અને તેનો ઉપભોગ પણ કરી જાણે છે, રાજશાસનની ધમાલમાં પડતી નથી છતા મહાજન દ્વારા સમાજશાસન અત્યન્ત સુધરેલી ઢબે કરી શકે છે, એવી પ્રજા અશાન્તિના દિવસોમા બીજી રીતે નગરરચના ન જ કરી શકે. આથી વિરુદ્ધ પાટણની નગરરચના છે. એનું કારણ પાટણની સંસ્કૃતિ ભિન્ન છે એ નથી, પણ અસલી પાટણ હમણા રહ્યું જ નથી એમ લાગે છે. હાલનું પાટણ શહેર ભિન્ન ગન્જીય પરિસ્થિતિમા બંધાયેલું હોવું જોઈએ.

સામાન્ય મન્દિરોમાં પણ આપણે જીવનનો વિકાસ જોઇ શકીયે છીયે. નિવૃત્તિપ્રિય એકાન્તમાં ધ્યાનમગ્ન રહેનાર શિવઉપાસકોએ ગુફાની પ્રતિકૃતિરૂપી નાનકડાં દહેરાં બાંધવાની પ્રથા શરૂ કરી. આજે એને ગર્ભગૃહ કહે છે. પ્રવૃત્તિપ્રિય વૈષ્ણવ લોકોએ જ્યારે સામુદાયિક ભક્તિમાર્ગ શરૂ કર્યો ત્યારે એ ગર્ભગૃહ આગળ સભામંડપની જરૂર જણાઇ. આ બે વચ્ચેનો અન્તરાલ-પ્રદેશ જે બાંધકામથી ઢાંકવામાં આવ્યો એને અન્તરાલ એ જ નામ આપવામાં આવ્યું. આ રીતે મન્દિરના ત્રણ વિભાગ થયાઃ ગર્ભગૃહ, અન્તરાલ અને સભામંડપ. આ ત્રણ વિભાગનું પ્રતિબિંબ રાજમહેલમાં પણ પડ્યું. ત્યાં મુગલ એકલશાહી સુલતાનનું મસલતખાનું, મન્ત્રીપરિવેષ્ટિત રાજાનો દિવાને-ખાસ, અને પ્રજાનુરંજક બાદશાહનો દિવાને-આમ તયાર થયા. જ્યાં રાજા હતો જ નહિ એવાં હિમાલયનાં ગણરાજ્યોમાં નથી મસલતખાનું કે નથી દિવાને-આમ. ત્યાં તો ગામડા પાસે ટેકરી ઉપર મોટા મોટા પત્થરોનો એક ઓટલો અથવા ચોતરો બાંધેલો હોય છે. તેના ઉપર બેસીને વૃદ્ધ લોક સ્વરાજ્યરક્ષણનો વિચાર કરતા. આજે આપણે એક વિરાટ રાષ્ટ્ર બની ગયા છીયે. આજનો આપણો મન્ત્ર દિવાને-આમમાં પણ માય એવો નથી. રાષ્ટ્રીય મહાસભા જેટલી અંદર બેસી શકે એવી રંગસભા હવે બાંધવી પડશે. જ્યાં જ્યાં લોકપ્રાધાન્ય હોય ત્યાં ત્યાં ગ્રીક સંસ્કૃતિનું કાંઇ પણ અનુકરણ કરવું જ પડે છે. તેથી જ આપણે વક્તૃત્વકલા ખીલવી છે. આપણી રંગસભા પણ ગ્રીક લોકોના ઍમ્ફીથીયેટર જેવી બનાવવી પડશે. માત્ર હિન્દુસ્તાનની ઉપવન સંસ્કૃતિને છાજે એવી તે રંગસભા થવી જોઇયે. ઈંટ અને પત્થર કરતાં વૃક્ષો ઉપર હિન્દી સંસ્કૃતિ વધારે નિર્ભર છે. તેથી આ ઍમ્ફીથીયેટર અથવા રંગસભાના વિભાગ અર્ધવર્તુલાકાર હારમાં વૃક્ષો વાવીને જ કરવા પડશે. સભા જો ખરે બપોરે ભેગી થવાની હોય તો ખાદીની છત આ ઝાડોને બાંધી શકાય છે. આ જ રંગસભા હમેશાને માટે ગ્રામદેવતાના મન્દિર તરીકે ગણાશે, એટલે ગ્રામવાસીજન રહેંજ એની મરામત કર્યાં કરશે. હિન્દુમુસલમાન ઐક્ય સૂચક એક વિસ્તીર્ણ તળાવ આ મન્દિર પાસે જરૂર હોય.

આ રીતે સામાજિક જીવન અને સામાજિક કલાનો ત્રિકાળનો સંબન્ધ આપણે જોયો. અને તે ઉપરથી આપણે જોઈ શકયા છીયે કે જેવું જીવન તેવી જ કલા. હવે એટલું જોવાનું રહ્યું કે, જેવું તત્ત્વજ્ઞાન, જેવો સામાજિક પુરુષાર્થનો આદર્શ તેવી જ રહેણી, અને તેવી જ કલા. આ દૃષ્ટિએ આપણે ઉપર વર્ણવેલી મન્દિરની રચના તપાસીયે. મન્દિરના ત્રણ વિભાગ કેમ ન કર્યા, બે વિભાગ કેમ રહ્યા એ રહસ્યપૂર્ણ સવાલ છે. મન્દિરોમાં ત્રણ જાતના ઉપાસક જાય છે. 'देवो भूत्वा देवं यजेत्' એ તલ્લીનતાથી ગર્ભગૃહમાં બેસી પૂજાઅર્ચા કરનાર એક વર્ગ; દેવદર્શનને નામે મન્દિરમાં ભેગા થઇને પુરાણશ્રવણ, કથાકીર્તન

અને ધર્મવિવરણ કરનાર સભામંડપસ્થ બીજો વર્ગ; અને બન્ને વર્ગ સાથે સમભાવ ધરાવનાર અને ધ્યાન અથવા જપ એ જ શ્રેષ્ઠ સાધના માનનાર એક વચલો વર્ગ હોય છે; તે આ અંતરાલમાં બેસે છે. આમ થવાનું કારણ આપણને આપણા તત્ત્વજ્ઞાનમાં મળી આવશે. આપણું તત્ત્વજ્ઞાન આત્મપ્રધાન છે. દર્શનકારો આત્માના ત્રણ વિભાગ કલ્પે છે: બહિરાત્મા, અન્તરાત્મા અને પરમાત્મા. બહિરાત્મા પોતાને આ બાહ્ય સૃષ્ટિ સાથે સંલગ્ન અને અભિન્ન માને છે. અન્તરાત્મા દેહધારી હોવા છતાં દેહથી પોતાનું ભિન્નત્વ જાણે છે. અને પરમાત્માને તો દેહભાન હોતું જ નથી. મનુષ્યની આ ત્રણ દશાઓ છે; અને આ ત્રણ દશા પ્રમાણે તે જીવનમન્દિરમા પ્રથમ સભામંડપમાં બેસે છે, ત્યારપછી અંતરાલમાં બેસીને આત્મદેવનું દર્શન કર્યા કરે છે, અને તે સાધના પૂરી થયા પછી ગર્ભગૃહમાં પ્રવેશ કરી અભેદભક્તિમાં વિલીન થાય છે. સમાજમા કલાની પ્રગતિ પણ આ ત્રણ દશામાં જ થાય છે સમાજની શું—અખિલ માનવકોટિની પ્રગતિ આ જ દિશામાં છે. સૃષ્ટિસંલગ્ન દશામાં કલા બહિર્મુખી અને સૃષ્ટિઉપાસક હોય છે. તેને યથાર્થદર્શી (Realistic) કહે છે. સૃષ્ટિ કામરૂપિણી હોય છે, તેની વિવિધતા અનન્ત છે, તેથી તેની ઉપાસનાનો અન્ત ઝટ આવતો નથી. એક રૂપમાં થાકી જાઓ તો બીજું રૂપ તમારી આગળ ઉભું રહે છે. જેમ જેમ તમે સૃષ્ટિના પાશમાં સપડાઈ જાઓ છો તેમ તેમ તમને તમારી શક્તિ વધી છે એવો આભાસ આવે છે. જે વખતે પ્રભુતાનો મદ ચરમસીમાએ પહોચેલો હોય છે તે વખતે વસ્તુતઃ માણસ સૃષ્ટિનો દાસાનુદાસ થયેલો હોય છે. પણ ઇશ્વરની સૃષ્ટિમાં ચિરપતિત કોઇ નથી. આત્મતત્ત્વ અમર છે. અને તેથી માયાના પાશ પોતાના ભારથી જ આખરે ખરી પડે છે ત્યારે મનુષ્યને થાય છે કે [1]नियतिकृत-नियमरहिता, [2]ह्लादैकमयी, [3]अनन्यपरतन्त्रा, नवरसरुचिरा એવી ભાવગમ્ય સૃષ્ટિ આપણે કેમ ન નિર્માણ કરીયે?

કરવાનાં સાધનો ભલે પાર્થિવ હોય અને ઇન્દ્રિયગોચર હોય, તોપણ તે દ્વારા વ્યક્ત કરવાનો ભાવ ઇન્દ્રિયાતીત હોય છે, અને તેથી તે દ્વારા મળતો આનન્દ શુદ્ધ, નિષ્કલંક અને સ્થાયી હોય છે. તે આનન્દ શમપ્રધાન હોય છે. વિલાસિતાનું ત્યાં નામ સરખું નથી હોતું. તે આનન્દમાં પ્રવેશ કર્યા પછી માણસ વિગલિતવેદાન્તર થઇ જાય છે. આ કલાને આદર્શદર્શી (Idealistic) કહે છે, કેમકે આ કલાના આદર્શમાં આત્માનું પ્રતિબિમ્બ પડેલું હોય છે. ભારતવર્ષમાં આ આદર્શદર્શી કલાને જ પ્રાધાન્ય હતું. યથાર્થદર્શી કલા ન હતી એમ નથી. મયાસુરની કલા યથાર્થદર્શી હતી, જ્યારે વિશ્વકર્માની કલા આદર્શદર્શી હતી. પણ વિશ્વકર્માની કલા જ લોકમાન્ય થઇ. મયાસુરની કલા વખતે ચીન દેશથી આવેલી હોવાથી અહીં ન ટકી હોય, અથવા તો તે કલા આપણી ધાર્મિક ભાવનાઓને પોષક ન હોવાથી લોકો તરફથી ઉપેક્ષિત થઇ હોય. આ આદર્શપરાયણતા જેમ ચિત્રકલામાં તેમ શિલ્પમાં, જેમ સંગીતમાં તેમ સ્થાપત્યમાં પણ છે; જેમ પૂજાઅર્ચામાં છે તેમ જીવનસંસ્કારોમાં પણ છે; જેમ સાહિત્યમાં છે તેમ આપણા રીતરિવાજોમાં પણ છે. આમાં કલાનો ઉત્કર્ષ છે, પણ તે પરાકાષ્ઠા નથી. કાષ્ઠા અને પરાગતિ તો આત્મપ્રાપ્તિ જ છે. આત્મપ્રાપ્તિમાં માણસ કલાતીત થાય છે. રવીન્દ્રનાથ ઠાકુરના 'રાજા' ('રાજા' નાટકના) પ્રમાણે આત્મા સુન્દર પણ નથી હોતો, તેમ કુરૂપ પણ નથી હોતો. તે સત્યરૂપ હોય છે, અને તેથી જ તેની સાથે જીવ-રાણીને રમમાણ થવું હોય તો તે રાણીએ પણ કલાતીત થવું જોઇએ. એ જ અભેદભક્તિ છે, એ જ ગર્ભગૃહમાં પ્રવેશ છે, એ જ સાયુજ્યમુક્તિ છે. એનું વર્ણન ન થઇ શકે, એનું સૂચન ન થઇ શકે. તે શબ્દાતીત છે, તે અવર્ણ્ય છે, તે નિષ્કલપરબ્રહ્મ છે. આદર્શદર્શી કલા આપણને તે તરફ લઇ જાય છે, તેનું સ્મરણ કરાવે છે, તેની ઝાંખી આપે છે, તે તરફ જવાને શક્તિમાન બનાવે છે. તેથી જ તે કલાની ઉપાસના એ બ્રહ્મપ્રાપ્તિની સાધના છે. તેથી જ જૂના શાસ્ત્રકારોએ કહ્યું છે કે નાદોપાસનાથી બ્રહ્મપ્રાપ્તિ થાય છે. કલાની સમ્યક્ ઉપાસના કરવાથી માણસ કલાતીત થાય છે અને મોક્ષ મેળવે છે.'

'આ કલાની ઉપાસના યોગથી થાય છે. નાક પકડીને શ્વાસ રોકવો એનું નામ યોગ નથી. યોગ એટલે સમત્વ. યોગ એટલે વાસનારાહિત્ય. યોગ એટલે નિર્વિકારતા. યોગ એટલે સંયમ. યોગ એટલે ધ્યાન. યોગ એટલે તદાકારતા. એ યોગ જે સાધે તે જ આર્ય કલાનું રહસ્ય સમજી શકે, તેનું પુનરુજ્જીવન કરી શકે, તેમાં નવીન પ્રાણ ફૂંકી શકે અને તે દ્વારા સમાજમાં નવીન યુગ પ્રવર્તાવી શકે. કલાનો ઉગમ અંદરથી થવો જોઇએ. તેટલા માટે આજે કલાધરોએ તપસ્યાપૂર્વક ધ્યાન કરવું જોઇએ. પોતાનું શરીર, પોતાનો

સમય અને પોતાની સ્ફુર્તિ વિલાસને માટે અથવા વિલાસી જનોને સન્તુષ્ટ કરવા માટે નથી, પણ પોતાની કલા દ્વારા જનાર્દનની સેવા કરવા માટે છે એ ધ્યાનમાં રાખવું જોઇએ.

# અમદાવાદનું કળાપ્રદર્શન

વિરાગી પણ રસિક એવા રાજા ભર્તૃહરિએ મનુષ્ય અને પશુ વચ્ચે રહેલો ભેદ દર્શાવતાં સાહિત્ય, સંગીત અને કલા એને મનુષ્યત્વનું લક્ષણ કલ્પ્યાં છે. આપણી સાહિત્ય પરિષદે આ ત્રણે અંગોને સચેતન કર્યાં તે યોગ્ય જ થયું છે. સાહિત્યનો વ્યાપક, અને એટલા માટે ખરો અર્થ જોઇયે તો વાઙ્મય પ્રમાણે જ નાદમય અને વર્ણમય સાહિત્યનો પણ તેની અંદર સમાવેશ થવો જ જોઇયે. જ્યાં સુધી આ ત્રણ વિભાગ વિશાળ નથી બન્યા ત્યાં સુધી તેમનું કુટુમ્બ અવિભક્ત રહે એ જ ઠીક છે.

આ ત્રણ વિભાગમાંથી કળાવિભાગનું નિરીક્ષણ અહીંઆં કરીયે. ગરવી ગુજરાતનું વાતાવરણ કુદરતી રીતે જ કળાને પોષનારૂં છે. અહીંની નૈસર્ગિક સમૃદ્ધિને લીધે જીવનરસને શોષી લેનાર જીવનકલહ અહીં ઘણો જ ઓછો છે. સૃષ્ટિમાતા પાસેથી જે મળતું નથી તે અહીંના ઉદ્યોગી મહાજન દેશપરદેશની સાથે વેપાર કરીને પ્રાચીન કાળથી જ મેળવતા આવ્યા છે.

અહીંની સ્ત્રીઓએ પોતાની પ્રેમાળ વૃત્તિ અને રસિક અભિરુચિ એ બેના મીલન વડે ગૃહસ્થાશ્રમને સુખમય બનાવ્યો છે. પુરાણોમાં આપણે જે રાસની વાતો વાંચીયે છીયે તે રાસ આજ પણ ગુજરાતની અંદર આપણને જોવા મળે છે. અહીંની રહેણી અને દરેક રીતરિવાજ—તેને સદોષ માનો કે નિર્દોષ—પણ રસથી ભરેલ છે એમાં શંકા નથી. શોકને પણ શ્લોકત્વ દેવાનો પ્રચાર ગુજરાતમાં જ છે. આજે તેનું સ્વરૂપ વિકૃત થઇ ગયું હોય તો તે આ જમાનાનો દોષ છે.

ગુજરાતમાં સ્થળે સ્થળે જે પ્રાચીન સ્થાપત્ય જોવામાં આવે છે તે પણ અમે ઉપર કહ્યું તે જ વાતની સાક્ષી પૂરે છે. મોઢેરાનું મન્દિર, દેલવાડાનાં દહેરાં, સિદ્ધપુરનો રુદ્રમાળ, અમદાવાદની મસીદો, શેત્રુંજા ઉપરનું મન્દિરોદ્યાન, અડાલજની વાવ આ બધાં એક સમયે ગુજરાતની અંદર કેવાં પ્રાણવાન રસિકતા અને અભિજાત લાલિત્ય ઉછળતાં હતાં તેનું ઉત્તમ ભાન કરાવે છે. આજ તે રસિકતા અને તે લાલિત્ય તેટલાં રહ્યાં નથી એમ મહા-

દુ:ખની સાથે કહેવું પડે છે.

મોઢેરાના મન્દિરની અંદર જે ચૈતન્ય અને વીર્ય રહેલાં છે તે કંઈ હઠીસીંગનાં સુન્દર મન્દિરોમાં નથી, અને શેત્રુંજાના પહાડ ઉપર તો કુબેરના ઉપાસકોએ લાખો રૂપીયા ખરચીને ત્યાંના સૌન્દર્યને જડમૂળથી ઉખેડી નાંખવાનો જાણે કે નિશ્ચય જ કરેલો છે! દેવના જેવી મૂર્તિઓના મુખ ઉપર સીમેન્ટ અથવા ચુનો ચોપડીને તે મૂર્તિઓને પોતાની અરસિકતાનાં યથાર્થ સ્મારક બનાવી મુકવામાં જૈન ધનિકોએ કંઈ કચાશ દેખાડી હોય એવો આરોપ તેમની ઉપર કોઇનાથી મુકી નહિ શકાય! કોડીના મૂલની અટાપટા રંગની ચીનાઈ ઇંટો એ સ્વર્ગીય મન્દિરોની ભીંતોમાં જડીને તેઓએ શેત્રુંજા પર્વતની સ્વર્ગીય શોભાને કેવી ગ્રામ્ય બનાવી મુકી છે એ જોતાં કયા રસિક જનને સન્તાપ અને ઉદ્વેગ નહિ થાય?

પણ ખેર. આપણે તો અત્યારે હમણાં જ નિર્વિઘ્ને પાર પડેલા કળા-પ્રદર્શન વિષે બોલવાનું છે. આ દેશની કળાનું પ્રદર્શન જોવા મળ્યું એ અમે અમારૂં સદ્‌ભાગ્ય સમજીયે છીયે. કારણ કોઇ પણ જાતિના જીવનનું યથાર્થ ચિત્ર તે જાતિની અંદર જીવન્ત સ્વરૂપમાં રહેલી કળામાં જોઈ શકાય છે. અહીંનું પ્રદર્શન જોઇને અમને મોટી આશા ભાસવા લાગી છે. સાહિત્ય પરિષદ્‌ને કળાનું પ્રદર્શન ગોઠવવાની બુદ્ધિ સૂઝી એ જ શુભ શુકન ગણવો જોઇયે.

પરદેશી રિવાજોનું અને પરદેશી કળાનું અનુકરણ કરવાથી આપણી સંસ્કૃતિના આદર્શોને કેટલો ધોકો પહોંચે છે અને સમાજમાંથી દહાડે દહાડે ખાનદાનીનો કેવો નાશ થાય છે એટલું જો આપણાં સુશિક્ષિત સ્ત્રીપુરુષોને સમજાયું હોત તો આ પ્રદર્શનમાં સુશિક્ષિત સ્ત્રીઓએ મોકલેલાં ચિત્રવિચિત્ર કપડાં પ્રદર્શનની શોભાને વધુસાડત નહિ.

કળારસિક શેઠ પુરુષોત્તમ વિશ્રામે મોકલેલાં અપ્રતિમ ઘાટનાં વાસણોની પાસે જ જો રવિશંકરે આજકાલના શ્રીમંત લોકોના ઘરમાં પણ વપરાતાં ચીનાઈ, જર્મનસીલ્વર અને એલ્યુમિનિયમનાં વાસણનું પ્રદર્શન ગોઠવ્યું હોત તો ગમે તે રસિક જનના મ્હોંમાંથી એવા ઉદ્‌ગાર નીકળી પડત કે 'આ ચિત્ર જુઓ અને આ ચિત્ર જુઓ.'

સારાંશ, આપણી રહેણી જેટલા પ્રમાણમાં ખાનદાનીભરેલી અને ધર્મપ્રધાન હશે તેટલા જ પ્રમાણમાં આપણા જીવનમાં કળા અવતરવાની.

ધાર્મિક સંસ્કારોમાં આપણે બચપણની દશા વટાવી ગયા હોઇયે તો જ રવિશંકરની 'પ્રદ્યુમ્નબાંસરી' જેવું હિન્દી વાતાવરણ વાળું અને હિન્દી ભાવથી ભરેલું ચિત્ર નિર્માણ થઈ શકે. નહિ તો તે જ ચિત્રની બાજુએ

રચેલ 'ગોપીવસ્ત્રહરણ'ના જેવો ગ્રામ્ય દેખાવ જોવાનો પ્રસંગ આવે.

આ દેખાવમાં ગોપીઓનાં વસ્ત્ર હરણ કરીને તેમને તેમના નૈસર્ગિક સ્વરૂપમાં મુકનાર શ્રીકૃષ્ણ આઠ વર્ષના લીલાનાટકી બાલકૃષ્ણ કરતાં એલિસ બ્રીજ ઉપરથી નીચે સાબરમતીને કાંઠે ન્હાતીધોતી સ્ત્રીઓની ભાંગીતૂટી અંગ્રેજીમાં ટોળ કરનાર કોઇ છોકરાને જ વધારે મળતા આવે છે.

પ્રદર્શનમાં જે આધુનિક ચિત્રો આવેલાં તેની અંદર બંગાળી પદ્ધતિનાં ચિત્રો પણ હતાં અને રવિવર્માની પદ્ધતિનાં ચિત્રો પણ હતાં. અમદાવાદના ચિત્રકાર મગનલાલ શર્મા જે થોડા દિવસ પૂર્વે જ સ્વર્ગસ્થ થયા તેમનાં ચિત્રો રવિવર્માની પદ્ધતિનાં છે. એ ચિત્રોની પ્રમાણબદ્ધતા અને ભાવાવિષ્કરણ ખુદ રવિવર્માનાં ચિત્રો કરતાં પણ અમને ઉચ્ચ કોટિનાં ભાસ્યાં. રવિવર્માનાં ચિત્રોનો જેઓને શોખ હોય તેઓએ તો ખાસ કરીને આ ચિત્રકારની કદર બુઝવી જોઈતી હતી.

આ ચિત્રકારના હિન્દદેવીના ચિત્રમાં આદર્શદર્શન ( Idealism ) અને યથાર્થદર્શન (Realism) નો થયેલો અપૂર્વ સંયોગ આજના યુગમાં સર્વત્ર અત્યન્ત લોકપ્રિય થયેલો છે, અને તે સ્વાભાવિક તેમજ યોગ્ય છે.

જો કોઈ ચિત્રોએ અમારૂં ચિત્ત ખરેખરૂં ચોર્યું હોય તો તે ડી. રામરાવનાં અજંટા અને એલોરાની ગુફાઓનાં દશ્યોએ. આ ગુફાઓના અનેક ફોટોગ્રાફ અમે જોયા છે, પણ તે ગુફાઓની અંદર પ્રાણ ફૂંકીને આ ચિત્રકારે તેમને જીવતાંજાગતાં કર્યાં છે. આ ચિત્રોમાની ગુફાઓ સ્મશાનવત્ નિર્જન નથી, પણ ચિત્રકારની કલ્પનાશક્તિએ જૂના વખતના લોકોને ફરી પાછા તે ગુફાઓમા વિચરાવ્યા છે. ચિત્રોના રંગોમાં પણ વિલાસરહિત રસિકતા અને સજીવ શાન્તિ દેખાઈ આવે છે.

પ્રદર્શનમાં મુકવામાં આવેલી પ્રાચીન વસ્તુઓ વિષે અત્ર અમે કંઈ પણ ટીકા કરવા ઈચ્છતા નથી, કારણ તેમની ઉપર ટીકા કરવાની અમારી પાત્રતા નથી. આપણા પ્રાણવાન પૂર્વજોએ નિર્માણ કરેલી આ કૃતિઓની અંદરથી જ આપણને આપણો ચિત્રકળાનો આદર્શ પ્રાપ્ત થયો છે. તેમણે જ આપણને રસદૃષ્ટિ બક્ષી છે. તેમનું વિવેચન કરનાર અમે તે કોણ? પૂર્વજોના ધર્મપ્રધાન આર્ય હૃદયની પીછાણ કરાવી દેનારી આ પુરાતન વસ્તુઓને અમે શ્રદ્ધાપૂર્વક નમન કરીયે છીયે.

આ પ્રદર્શનને ફતેહમંદ કરવા માટે જે જે ભાઇઓએ મદદ કરી હોય તેમને અમે કૃતજ્ઞતાપૂર્વક ધન્યવાદ આપીયે છીયે.

ભાષા દ્વારા માણસ ઢાંકપીછોડો કરી શકે છે. કળા મારફત તેવું થઇ

શકતું નથી. અને તેથી જ કળાને અમે મનુષ્યના ચારિત્ર્ય જેટલી જ પવિત્ર માનીયે છીએ.

પ્રદર્શન જોતાં જ એક વસ્તુ આપણી નજરમાં મુખ્યત્વે કરીને આવે છે. ત્યાં મુકવામાં આવેલી સુન્દર સુન્દર ચીજોના બે વિભાગ પડે છે. એક જૂની કારીગરીની વસ્તુઓ અને બીજી આજનાં મોટાં મોટાં કુટુંબોમાંની વપરાશની વસ્તુઓ. આ બન્ને વિભાગમાં જમીન આસમાનનું અંતર દેખાઇ આવે છે.

પ્રદર્શનના વ્યવસ્થાપક ભાઇ રવિશંકર રાવળે પોતાની ઉચ્ચ-અભિરુચિને અનુસરીને પોતાને પસંદ પડતા પદાર્થો જ જો પ્રદર્શનમાં ગોઠવ્યા હોત તો આપણને નુકસાન થયું હોત, તેમજ આજે આપણો સમાજ રહેણીકરણીના આદર્શમાં અને કળાવિષયક કલ્પનામાં કેટલો બધો વિકલ બની ગયો છે એનું પ્રદર્શન આપણને જોવા ન મળ્યું હોત.

પ્રદર્શનમાં મુકવામાં આવેલાં વિવિધ ચિત્રો જોતાં અનેક લોકોએ સુન્દરતાની પ્રાપ્તિ સારૂ કરેલા પ્રયત્નો જોઇને તેમની મહેનત માટે તથા ઉત્સાહ માટે આદર ઉપજે છે. પણ હિન્દી જીવનનો આદર્શ શો છે તે ન સમજવાને લીધે ઘણાંખરાં ચિત્રો રહસ્યશૂન્ય અને અપરિચિત ભાવ વાળા બન્યાં છે તે જોઇને અત્યન્ત ખેદ થાય છે.

દાખલા તરીકે 'અણધાર્યા પરોણા' એ ચિત્રમાં રહેલો વિનોદ અને ચમત્કાર આપણને રસમય તો લાગે છે, પણ કોઇ એક કૅન્ટોનમેન્ટમાંના યુરોપીઅન મહોલ્લામાં થઇને જતા હોઇયે તે વખતે આપણને બધું જેમ અજાણ્યું અજાણ્યું લાગે છે, ત્યાંનું વાતાવરણ એ આપણું નથી, ત્યાં આપણી પ્રતિષ્ઠા નથી એવી લાગણી જેમ આપણા મનમાં ઉઠે છે તેવી જ લાગણી આ યુરોપીઅન પદ્ધતિનું ચિત્ર જોઇને મનમાં ઉઠે છે. કોઈ એક ભવ્ય મન્દિરમાં અથવા દરબારગઢમાં જઇ ચડતાં આપણો એકાદ ગરીબ માણસનો પણ આત્મા ખીલે છે. આ સ્થાન મારૂં અને અહીંઆં મારે માટે સ્થાન છે એવી ખાતરી એ સ્થળોમાં તેને હોય છે. પણ તે જ ગરીબ માણસ અથવા કોઈ શ્રીમંત માણસ સાહેબના બંગલામાં અગર યુરોપીઅન દેવળમાં જઈ ચડે, તો અહીંઆં મારે કેમ વર્તવું એ જ પહેલવહેલું તો તેને સમજાશે નહિ. પારકાના માપથી અહીં આપણો તોલ થવાનો એવી ભાવનાથી તેનો આત્મા તે સ્થળમાં સંકોચ પામે છે. જે વસ્તુ અથવા જે આચરણ આપણને સાવ યોગ્ય ભાસતું હોય છે તે પરદેશીઓને અયોગ્ય ભાસે છે. આપણી વિનયની તથા અદબની ભાષા એમના લોકોને બીકણપણાની અથવા દ્વિઅર્થી જણાય છે, તેમ તેઓના કેટલાક શિષ્ટાચાર આપણી નજરે તદ્દન હલકટ જેવા નહિ તોપણ ગામડીઆ જેવા

તો જરૂર લાગે છે. આવી સ્થિતિમાં તેમનું અનુકરણ કરવું એનો અર્થ સંસ્કૃતિની દૃષ્ટિએ તો આત્મઘાત જ થાય.

થોડા જ વખત ઉપર મુક્તિફોજવાળા કમિશનર મૅપ નામના ધર્મોપદેશકે પોતાના ભાષણ દરમિયાન કહેલું કે 'પેટ્રોગ્રાડની અંદર એક પ્રચંડ સભામાં એક રશિયન આગેવાન બાઇએ બીજા કોઇને નહિ પણ મને એકલાને જ બચી લીધેલી,' એ સાંભળીને પ્રેમાભાઇ હૉલ વાળી સભામાં કેટલાક લોકોની અંદર ગ્રામ્ય હાસ્ય ફેલાઇ ગયું હતું અને સભ્ય જનોના ચહેરા ઉપર જે લજ્જાની ફીકાશ ફરી વળી તે દેખાવ સ્હેજમાં ભૂલી જવા જેવો નહોતો.

# લોકસંગીત

અતિ પ્રાચીન કાળથી પૌર અને જાનપદ અથવા શહેરવાસી અને ગામડીઆ એવા જનસમુદાયના બે ભાગ પડેલા છે. શિષ્ટવર્ગ અને સામાન્ય જનસમુદાય એવા પણ ભાગો સ્વાભાવિક રીતે પાડી શકાય. હિન્દુઓમાં પણ દ્વિજ અથવા સંસ્કારી અને અદ્વિજ અથવા અસંસ્કારી એવો મોટો ભેદ પાડવામાં આવ્યો છે. ધર્મ, સાહિત્ય, સંગીત અને કળાઓમાં પણ એવી જ રીતના બે ભેદ જોવામાં આવે છે. પ્રાચીન સમયથી માનવજાતિની ઉન્નતિના પણ બે સ્વતન્ત્ર પ્રવાહ વહ્યાં કરે છેઃ એક સામાન્ય મનુષ્યોની સ્વાભાવિક પ્રવૃત્તિઓને અનુસરીને બનેલો સામાન્ય સમૂહનો અને બીજો શિષ્ટ લોકોનો. શિષ્ટ લોકોએ ઉચ્ચ સામાજિક આદર્શ ઘડી કાઢી જે ક્રમ નક્કી કર્યો છે તે ક્રમમાં અને તે જ દિશામાં એ પ્રવાહ વહે છે. પહેલા પ્રકારના પ્રવાહમાં એટલે સામાન્ય જનસમુદાયની ઉન્નતિની યોજનામાં મનુષ્યનો હેતુપુરઃસર પ્રયત્ન હોતો નથી. બીજા પ્રવાહનો માર્ગ મનુષ્ય પોતાનાં બુદ્ધિ અને આદર્શની સહાયથી પોતાની શક્તિ અનુસાર ઠરાવે છે. એકને નદીની ઉપમા આપીયે તો બીજાને નહેરની ઉપમા શોભે. એકને વન કહીયે તો બીજાને ઉપવન કહી શકાય. વનની શોભા નૈસર્ગિક—અમર્યાદિત છે. ઉપવનની શોભા તેની રચના અને સુવ્યવસ્થામાં છે.

આવા જ પ્રકારના બે પ્રવાહ સંગીતમાં પણ અનાદિકાળથી વહ્યાં કરે છે. રામાયણમાં માર્ગી સંગીત અને દેશી સંગીત એવા સંગીતના બે ભેદ હોવાનો ઉલ્લેખ છે. પ્રાચીન કાળના સંગીતજ્ઞ આચાર્યોએ ઠરાવેલ નિયમોને અનુસરીને ચાલતા સંગીતનું નામ માર્ગી સંગીત. અપ્રબુદ્ધ, સામાન્ય જનતાએ

પોતાના હૃદયના ભાવો પ્રગટ કરવા કાઢેલા ઇચ્છાનુસારી આલાપનું નામ દેશી સંગીત. નરસોબાની વાડીમાં, ગાણુગા રમાં અથવા તો ગોકર્ણ મહાબળેશ્વરમાં જે દેવાર્ચન થાય છે તેમાં શાસ્ત્રના નિયમોનું પાલન હમેશાં થાય છે; પણ ખંડોબા, મ્હસોબા, ભાવકાઇ અથવા પંઢરપુરના વિઠોબાની પૂજા ભક્તોના હૃદયની પ્રેરણાનુસાર થાય છે. એકનો આધાર શાસ્ત્રીય પદ્ધતિ ઉપર છે, બીજાનો આધાર લોકાચાર અથવા રૂઢિ ઉપર છે. આફ્રિકાનાં જંગલોમાં અથવા પ્રશાન્ત મહાસાગરમાં અતિ દૂર આવેલા બેટોમાં વસતા જંગલી લોકોના હૃદયમાં ઈશ્વિર સંબન્ધી જે કલ્પનાઓ ઉદ્દભવી તેને લોકધર્મ કહી શકાય; પરન્તુ ઋષિમુનિઓ, પ્રેષિતો અથવા પયગમ્બરોએ ચલાવેલ ધર્મને શિષ્ટધર્મ કહેવો જોઇએ. કાલિદાસનાં કાવ્યોને શિષ્ટ કાવ્યોની કોટિમાં મુકીયે તો ગામડાંમાં વસતા ભાટચારણની કવિતાની ગણના લોકકાવ્યમાં જ થઇ શકે. આ બન્ને પ્રવાહ સ્વતન્ત્ર અને અનાદિ છે. લોકોના જીવનમાં જેમ જેમ ફેરફારો થતા જાય છે તેમ તેમ આ પ્રવાહોનું સ્વરૂપ પણ બદલાય છે. રાષ્ટ્રીય જીવનમાં ક્ષીણતા કે કૃત્રિમતા આવતાં જ આ પ્રવાહો પણ ક્ષીણ અને કૃત્રિમ બને છે. રાષ્ટ્રીય જીવનમાથી આનન્દ અને ખાનદાનીનો લોપ થતાં જ આ પ્રવાહો પણ નિર્જળ બને છે—સૂકાઇ જાય છે. એ સંબન્ધ એટલેથી જ અટકતો નથી, કારણ જ્યારે રાષ્ટ્રમાં નવીન ચેતન આવે છે ત્યારે આ પ્રવાહો ફરી જોશબંધ શરૂ થાય છે અને દેશની આબાદાની સાથે એ પ્રવાહો પણ છલકાઇને વહેવા માંડે છે.

એ પ્રવાહોમાંનો શિષ્ટ અથવા શાસ્ત્રીય પ્રવાહ સંસ્કારી લોકોની સંભાળને લીધે એકદમ ફૂટી નીકળે છે; પરન્તુ એ સંભાળમાં થોડી પણ ઉણપ આવવા માંડે કે તરત જ એ ઝરણું નહેરના પાણી પેઠે પાછું સ્હેજમાં સૂકાઇ જાય છે. સામાન્ય પ્રવાહમાં એથી ઉલટું છે. નૈસર્ગિક ઝરણાંઓથી જ એ પ્રવાહ પોષાય છે, એટલે સ્વાભાવિક રીતે જ તેમાં કોમળતા, મૃદુતા વગેરે કેટલાંક વિશિષ્ટ ગુણો ઓછા પ્રમાણમાં દેખાય છે ખરા; પરન્તુ પહેલી જાતના પ્રવાહની પેઠે તે એકદમ શોષાઇ જતો નથી અથવા અટકી જતો નથી. જ્યાં ઉપવનોનો સ્હેજે નાશ થઈ જાય તેવે સ્થળે ઘણી જ સહેલાઇથી અને જોશભેર અનેક મોટાં મોટાં જંગલો ઉગી નીકળે છે એ વાત જાણીતી છે.

શાસ્ત્રીય સંગીતને રાજ્યાશ્રયની જરૂર છે. આ સંગીતને માટે જીવન અર્પણ કરનારા ભક્તોની બહુ સારી સંભાળની તેને અત્યન્ત આવશ્યકતા છે. તેની જાત બગડે નહિ—હલકી થઇ જાય નહિ માટે શાસ્ત્રોરૂપી સ્મૃતિ અથવા ધર્મસિન્ધુ રચવા પડે છે. લોકસંગીત એટલે ગરીબની છોકરી. જન્મી ત્યારથી જાડીપાતળી ઘેંશ ખાઇને અને મળે તેવાં જાડાંપાતળાં કપડાં પહેરીને નાનેથી મોટી થયેલી. બતાવો તે કામ કરવા સદા તૈયાર. હરહમેશ હસતી

ને હસતી અને શરીરે તન્દુરસ્ત. ભિખારીને નખરાં કેમ થાય, હાવભાવ, ભ્રૂવિલાસ કેમ બતાવાય તેની ગતાગમ હોય નહિ. ભરત અને ગુંથસુ-કામનો તો ખ્યાલ સરખોયે ક્યાંથી હોય ? માત્ર સદા મહેનતુ અને ભાવ-વાળી. તેને શિક્ષણ તે વળી કોણ આપે ? સ્વાભાવિક રીતે ઉંમરના પ્રમાણમાં જે જ્ઞાન પ્રાપ્ત થવાનું હોય તે થાય, અને બે ચાર આડોશીપાડોશી વર્તે તેમ પોતે પણ વર્તવું એમમાને. હમેશાં પ્રસન્ન રહેવું અને સગાંવ્હાલાંને, ઓળખીતાંપાળખીતાંને ખુશ રાખવાં એમાં જ પોતાની ઇતિકર્તવ્યતા ગણે. લોકસંગીતની સ્થિતિ કંઈક આ કન્યા જેવી જ છે. પરન્તુ આટલી હકીકત પરથી લોકસંગીત પરત્વે હલકો મત રખે બાંધી દેતા. એમ ન માની લેતા કે લોકસંગીત શિષ્ટ સંસ્કારથી રહિત છે માટે તે ગ્રામ્ય છે—જડ છે. ઉલટું ગ્રામ્યનામાં કુલીનતા તો રહેલી છે જ. ગુજરાતના ગરબા કે મહારાષ્ટ્રનાં દિંડીઓ અને પોવાડામાં શાસ્ત્રીય શુદ્ધતા ન હોય તેથી એમાં માધુર્ય નથી અથવા ઓછું છે એમ માની લેવાને કશું જ કારણ નથી. લોકસંગીતનો અર્થ સહેલું સંગીત તો ન જ હોઈ શકે. શાસ્ત્રીય સંગીતના નિયમોની ઉપેક્ષા કરવાથી લોકસંગીત નથી બનતું. લોકસંગીતને અપભ્રષ્ટ શાસ્ત્રીય સંગીતના પર્યાયરૂપ માનવું એ તો ભૂલ જ છે. શાસ્ત્રદૃષ્ટ્યા સહેલું થાય તે લોકદૃષ્ટ્યા પણ સહેલું હોય એમ માની શકાય જ નહિ. એ રીતે શાસ્ત્રદૃષ્ટિનો જ વિચાર કરીયે તો તો ગણિત કરતાં પદાર્થવિજ્ઞાન વધારે અઘરૂં છે; પદાર્થવિજ્ઞાન કરતાં રસાયણશાસ્ત્ર; તેથી વધારે વનસ્પતિશાસ્ત્ર; તેથી પણ વધારે અઘરૂં પ્રાણિશાસ્ત્ર; અને બધાં ઉપયોગી શાસ્ત્રોના સારરૂપ બાલસંગોપનનું કામ તો સૌથી વિકટ. આમ શાસ્ત્રીય દૃષ્ટિએ વિચારતાં બાળઉછેરનું કામ બધાથી કઠિન છે છતાં સામાન્ય જીવનના વ્યવહારમાં એથી ઉલટું જ નજરે પડે છે. ગુણાકાર શું કહેવાય એની જેને જરા પણ માહિતી ન હોય એ જ સ્ત્રી ઘણીવાર માતા તરીકે ચાર કે પાંચ બાળકોને પણ બહુ જ સુન્દર રીતે ઉછેરી શકે છે. વળી લોકસંગીતમાં માત્ર શુદ્ધ સ્વરો જ હોય, પરન્તુ કોમળ સ્વરો ન હોય અથવા તો તાલની વિવિધતા ન હોય એવું કશું નથી. લોક-સંગીતની ઊણપ તો માત્ર એટલી જ છે કે શાસ્ત્રીય સંગીતની પેઠે શુદ્ધ સ્વરો અને કોમળ સ્વરો મેળવી શાસ્ત્રીય દૃષ્ટિએ કેવી-કેવી જાતના રાગ ખીલવી શકાય તે વિચારવાનું કામ તે કરી શકતું નથી. હૃદયના ભાવો વ્યક્ત કરવા ખાતર જરૂરજોગા બે ચાર જાતના તાલ મળી જાય એટલે લોકસંગીત સંતોષ માને છે. કાલગણનાના ઉલટાસુલટા બધા પ્રકારોની યોગ્ય તપાસ કરી બની શકે તેટલો તાલ પેદા કરવાની ભાંજગડમાં લોકસંગીત કદી પડવા જતું નથી.[1]

ટુંકમાં કહીયે તો લોકસંગીત જીવનપ્રવાહને અનુકૂળ થઇ રહે તેવું હોય

છે. બ્રાહ્મણોના આચાર પાળવા જેમ સૌથી આકરા છે તેમ શાસ્ત્રીય સંગીતના નિયમો પણ આકરા છે. તેમાં જરા પણ ગોટાળો કર્યે ન ચાલે. પંઢરપુરના વિઠોબાની પેઠે લોકસંગીત માત્ર ભાવનું જ ભૂખ્યું છે. પ્રેમ આંધળો છે. અનેક દોષો તેમાં લય પામે છે. બીજી રીતે કહીયે તો પ્રેમમાં ઘેલછા છે. લોકસંગીતમાં પણ કંઇક એના જેવું જ છે. આપણા પોવાડાની ભાષાનો વિચાર કરો, તેમાં રહેલ સંગીતને તપાસો. તેમા મેળ કોઇ જાતનો નહિ હોય, અને છતાં હૃદયના દરેક દરેક તારને હચમચાવી મુકવાનું કેવું અજબ સામર્થ્ય તેમાં ભરેલું છે! શાસ્ત્રીય ઠુમરીઓ સાંભળવામાં લખ્નૌના નવાબે રાજપાટ ખોયું, પણ પોવાડા સાંભળીને તો નવા રાજ્યની સ્થાપના થઈ અને અનેક સંકટોમાંથી એ રાજ્યનું રક્ષણ પણ પોવાડાએ જ કરાવ્યું.

આ ઉપરથી એમ નથી સમજી લેવાનું કે આ સંગીતપ્રવાહો તદ્દન ભિન્ન પ્રકારના છે અથવા તો તેમને એકબીજા સાથે કશો સંબન્ધ જ નથી. બે નદીઓ જોડાજોડ વહી જતી હોય અને અનુકૂળ સ્થળે પ્રસંગ મળતાં એકનાં પાણી જેમ બીજામાં આવજા કરે, અથવા તેમ ન બને તો જમીનની અંદર વહેતાં અનેક ઝરણાં મારફતે પણ એ પ્રવાહો એકબીજાને જરૂર ભેટે અને વળી કોઇ વાર અતિવૃષ્ટિ થાય તો નદીઓનાં પૂર ફાટી જાય ત્યારે તો એ પ્રવાહો ભેગા થાય, એટલું જ નહિ પણ આસપાસનો બધો પ્રદેશ જળમય બની જાય, તે જ પ્રમાણે દેશમાં જે સમયે નવી જાગૃતિ આવે તે વખતે રૂઢિ અને શાસ્ત્રનો ભેદ રહી શકતો નથી. તે વખતે તો કેળવાયેલ શિષ્ટવર્ગ અને સામાન્ય જનસમુદાય સેળભેળ થઇ જાય છે—એકદિલ બની જાય છે. શંકરાચાર્યનાં સ્તોત્રો પણ ગામડીઆઓ હરતાંફરતાં ગાતા થઇ જાય છે અને ભાટચારણો પણ રાજદરબારમાં મોટું માન પામતા થઇ જાય છે.

લોકસંગીતના સ્વરૂપનો પ્રકાર ઉપર બતાવ્યો તે જાતનો છે. એ સર્વ વિવેચન ઉપરથી એ પણ સમજાયું હશે કે લોકસંગીતની વૃદ્ધિના કંઇ નિયમ ઘડી શકાય નહિ. તેમાં તો નિયમ બાંધવા જઇયે એટલે ત્યાં જ એના લોકત્વની પરિસમાપ્તિ થાય. નિયમો રચાયા એટલે લોકસંગીત મટી જઇ શાસ્ત્રીય સંગીત બની જાય. વાદળાંઓએ કેવી જાતના આકાર ધારણ કરવા અથવા શા શા રંગ ધારણ કરવા એ જેમ આપણા નિયન્ત્રણ બહારની વાત છે—એ જેમ અશક્ય છે, તેમ લોકસંગીતના નિયમો બાંધવા પણ અશક્ય છે. એના નિયમો તો આપોઆપ જ બંધાયેલા હોય છે; આપણે તો તેને માત્ર ઓળખી જ લેવાના છે. પ્રયત્ન કરવાથી શાસ્ત્રીય સંગીત ખીલવી શકાય છે—તેની અભિવૃદ્ધિ થઇ શકે છે. બે ચાર રસિક અને વિદ્વાન માણસોના પ્રયત્નોથી તેમાં અપૂર્વ વધારો થઇ શકે છે. પરન્તુ લોકસંગીતનો

હજારો બે ચાર વ્યક્તિઓ રાખી શકતી નથી. સમસ્ત સમાજના પ્રાણનું એ બાહ્ય સ્વરૂપ છે. આન્તર તેજની એ ઈન્દ્રિયગમ્ય મૂર્તિ છે. નીરોગી બાળકના મુખ ઉપર જેમ સ્વાભાવિક રીતે જ લાલી પથરાયેલી રહે છે તેમ શીલવાન અને પ્રાણવાન સમાજનું લોકસંગીત પણ વિકસી ગયું હોય છે—વિસ્તાર પામતું જાય છે. વસન્તનો નૈસર્ગિક આનન્દ જેમ કોકિલના કંઠમાથી સ્વતઃ ફૂટી નીકળે છે, તે જ પ્રમાણે લોકજીવન પણ લોકસંગીત દ્વારા જ પ્રગટ રૂપ ધરે છે. ભિન્ન ભિન્ન પ્રકારના અનેક પક્ષીઓ વિક્ટોરિયા બાગ જેવા એકાદ સંગ્રહસ્થાનમા કે બાગમા એકઠાં કરવાથી કે તેમને અનેક રીતે પોષવાથી પણ વિહંગગીતની ઉન્નતિ થવી જેમ અશક્ય છે તેમ લોકસંગીતનો માત્ર સંગ્રહ કરવાથી જ તેની ઉન્નતિ કરવી અસંભવિત છે. રાષ્ટ્રના મમત્વરૂપી પ્રેમામૃતના સિંચનની તેમા આવશ્યકતા છે. ભાટચારણોને વર્ષાસનો કે ઇનામો આપવાથી જ નીરરસના શ્લોકો ઉપજાવી શકાતા નથી એ તો વીરોના પરાક્રમ જુએ એટલે તેમની વાગ્ધારા આપોઆપ છૂટે. લોકોમાં ભક્તિભાવ જાગૃત થાય ત્યારે જ જ્ઞાનેશ્વર મહારાજ ગીતા લખે કે ભક્તરાજ તુકારામ અભંગો ગાવા મંડી પડે અખિલ ધર્મ પરિષદ્ એવું કામ કરી શકે જ નહિ.

આપણા દેશમા ધર્મ એ તો સમાજનો પ્રાણ છે. પરદેશીઓને પણ હવે એ વાત જણાવવાની જરૂર રહી નથી. હિન્દુસ્તાનમા જે જે સમયે ધાર્મિક ભાવનાનો પુનરુદ્ધાર થયો છે તે તે દરેક પ્રસંગે લોકસંગીતનો પ્રવાહ ધોધની માફક વહ્યો છે પંજાબના લોકસંગીતનો જન્મ શીખ ગુરુઓના કૃપાપ્રસાદમા છે, કાલીમાતાના ભક્તોએ અને ગૌરાંગપ્રભુના વૈષ્ણવ સાધુ-સંતોએ બંગાળાના લોકસંગીતને પોષ્યુ છે, મહારાષ્ટ્ર અને ગુજરાતના લોક-સંગીતનો ભંડાર તેના સંતોની વાણીમા છે, અને હિન્દી ભાષાનો લોકસંગીત-સાગર ભક્તરાજ તુલસીદાસ, કબીર અને સુરદાસજીની અમૃતવાણીથી ઉભરાય છે જેઓ લોકોના હૃદયમા નવુ ચેતન રેડી શકે છે—ફૂંક મારી નવુ જોમ પેદા કરી શકે છે, તેઓ જ લોકસંગીતના નિર્માણ કરનારા છે લોકસંગીતની વૃદ્ધિ તેમને જ હાથે થાય છે. ઈતર સામાન્ય લોકો તો તેનું સ્વરૂપ જાણી લઈ તેને અનુકૂળ થવાનો પ્રયત્ન કરે એ જ બસ છે. અનેક વર્ષોને અન્તે નદીઓના પ્રવાહક્રમ મુકરર થાય છે. વાદળાના રંગો, વિજળીના ચમકાર, પાદડા અને ફૂલોના આકાર, પક્ષીઓના ગાન, એ બધાના નિયમો કોઈ બીજાએ બાંધી આપ્યા નથી. એ તો આપોઆપ ઘડાય છે દરેક પ્રજાના લોકોના સ્વભાવ વગેરે પણ તે તે પ્રદેશની ઇતિહાસપરંપરા અનુસાર બંધાય છે, તેમ તેમનું લોકસંગીત પણ જાતે જ નિર્માણ થાય છે. જંગલોમા પડતા ચીલા કોઇ એક માણસે પ્રયત્નપૂર્વક પાડેલા નથી હોતા, અનેક લોકોના જવાઆવવાથી આપોઆપ એ ચીલાઓ પડેલા હોય છે તે જ પ્રમાણે

લોકસંગીત પણ સ્વયંભૂ છે. તેને જાણી લઈ તેનો યોગ્ય માર્ગે ઉપયોગ કરી લેવો એ જ આપણું કર્તવ્ય છે.

એમ છતાં શાસ્ત્રીય સંગીત અને લોકસંગીત અરસપરસ અનેક રીતે ઉપયોગી થઇ શકે છે. ચંદનના કાષ્ઠને કોતરીને તેમાંથી આપણે રામચંદ્રજીની સુન્દર મૂર્તિ બનાવીયે છીયે તેમાં કળાકૌશલ્ય જોકે આપણું છે, પણ મૂળ ચંદનકાષ્ઠ તો વનમાંથી જ આણવું પડે છે. તે જ પ્રમાણે લોકસંગીતરૂપી કાચા સોનાને ગાળી શુદ્ધ કરવાથી શાસ્ત્રીય સંગીતરૂપી શુદ્ધ કાંચન બન્યું છે. શાસ્ત્રીય સંગીતનો મૂળ આધાર જ લોકસંગીત છે. લોકસંગીત વિના શાસ્ત્રીય સંગીત સંભવે જ નહિ. લોકસંગીત અને શાસ્ત્રીય સંગીતનો સંબંધ સોના અને માણેક જેવો છે. બીજી રીતે જોતાં, જેમ જેમ લોકજીવન સમૃદ્ધિવાન બનતું જાય, લોકોના હૃદયની ભાવનાઓ જેમ જે અનેકરંગી અને ગંભીર બનતી જાય તેમ તેમ લોકસંગીત પણ ગંભી અને પ્રૌઢ બનતું જાય છે. આવી જાતની પ્રૌઢતા શાસ્ત્રીય સંગીત દ્વાર જ લોકસંગીતમાં આવી શકે છે. વરસાદ વરસતા પહેલાં જ જો બાધ બાંધ નવો માર્ગ ખોદી રાખ્યો હોય તો વર્ષાઋતુ આવી પહોંચતાં નદીનો પ્રવાહ સ્વાભાવિક રીતે જેમ એ જ ધારેલી દિશામાં વહેવા માંડે છે, તેમ પ્રયત્ન કરવાથી નવી ઊર્મિઓને કાળે લોકસંગીત પણ શાસ્ત્રીય સંગીતને પંથે જ વળે છે. શાસ્ત્રસંગીતકારો લોકહૃદયને પારખનારા અને પ્રતિભાશાળી હોય તો તેઓ લોકસંગીતને ધારેલી દિશાએ વહેવડાવી શકે છે. આદિકવિ વાલ્મીકિએ પહેલાં રામાયણ લખ્યું અને પાછળથી રામને તે જ પ્રમાણે વર્તવું પડયું તેમ લોકહૃદયમાં જ તદાકાર થયેલા શાસ્ત્રસંગીતકારોની ઇચ્છા મુજબ લોકસંગીતને પણ વર્તવું પડે છે. લોકોનાં હૃદયોને અનુસરનાર માણસ જ લોકોને પોતાના અનુયાયી બનાવી શકે છે. બીજી રીતે કહીયે તો નેતા પોતાના અનુયાયીઓનો પણ અનુયાયી હોય છે.

સંગીતશાસ્ત્રની ઉન્નતિ આજે શાસ્ત્રદષ્ટયા તેમજ લોકદષ્ટયા બન્ને રીતે થવાની જરૂર છે. બન્ને જાતનો સંપૂર્ણ અભ્યાસ થવાની અત્યારે આવશ્યકતા છે. એમ થાય તો જ રાષ્ટ્રીય જાગૃતિને કાળે સંગીત યોગ્ય સમયે પોતાનું સ્થાન મેળવી શકશે. સંગીતની ઉન્નતિ સ્વતન્ત્ર રીતે થઇ ન શકે, રાષ્ટ્રીય જાગૃતિના સૂરમાં સંગીતે પોતાનો સૂર પણ મેળવી દેવો જોઇયે. શેરડી પાછળ એરંડી પણ પીયે, એમ થાય તો જ સંગીતની ઉન્નતિ થઇ શકે અને રાષ્ટ્રમાં નવું જોમ આવી શકે. હિન્દુસ્તાનમાં તો અનાદિકાળથી ધર્મ એ જ સંગીતનો પ્રાણ અને સંગીત એ જ ધર્મની વાણી મનાયાં છે.

## नदीमुखेनैव समुद्रमाविशेत् ।

સવારે કે સાંઝે નદીને કાંઠે જઈ નીરાંતે બેસીયે એટલે મનમાં અનેક જાતના વિચારો ઉદ્ભવે છે. રેતીનો વિશાળ પટ રોજ જેવો ને તેવો જ દેખાય છે, છતાં દરેક કણ પવનથી અને પાણીથી સ્થાનભ્રષ્ટ થાય છે. આટલી બધી રેતી ક્યાંથી આવે છે અને ક્યાં જાય છે ? રેતીના પટ ઉપર ચાલીયે એટલે સ્પષ્ટ કે અસ્પષ્ટ પગલાં રેતીમાં ઉઠે છે. ઘડી બે ઘડીમાં પવનથી તેનું 'નામોનિશાન' પણ રહેતું નથી. બે કાંઠાની મર્યાદામાં નદી વહે છે પણ કોઈ કાળે તે થોભતી નથી. પાણી આવે છે અને જાય છે, આવે છે અને જાય છે. 'નાનપણમાં મનમાં થતું, મધરાતે આ પાણી સૂઈ જતું હશે અને સવારે સૌથી વહેલું ઉઠી ફરી વહેતું હશે. જેમ સૂરજ ચન્દ્ર અને નવલખ નાગ વિસામો લેવા પશ્ચિમ તરફ ઉતરે છે તેમ આ પાણી પણ રાત્રે સૂઈ જતું હશે. વિસામો દરેકને જોઈયે છે.' પછી જોઈ લીધું કે ના, પાણીને વિસામાની જરૂર નથી. તે વહ્યા જ કરે છે.

નદી જોતાં વાત વિચાર આવે છે,—આ આવે છે ક્યાંથી અને જાય છે ક્યાં સુધી ? એ વિચાર—એ સવાલ સનાતન છે. નદીને આદિ અને અન્ત તો હોવા જ જોઈયે. નદીને જેટલી વાર જોઈયે તેટલી વાર એ સવાલ મનમાં ઉઠે છે; અને એ સવાલ જેમ જૂનો થતો જાય છે તેમ તેમ તે વધારે ગંભીર, કાવ્યમય અને ગૂઢ બનતો જાય છે. આખરે મન રહેતું નથી, પગ થોભી શકતા નથી, મન એકાગ્ર થઇ જાય છે અને પગ ચાલવા લાગે છે. આદિ અને અન્ત શોધવા એ સનાતન શોધ નદી પાસેથી આપણને મળે છે. અને તેથી આપણે જીવનપ્રવાહને પણ નદીની જ ઉપમા આપતા આવ્યા છીયે. ઉપનિષત્કારો અને દેશી કવિઓ, મૅથ્યુ આર્નોલ્ડ જેવા કવિઓ અને રોમેન રોલૅંડ જેવા નવલકથાકારો જીવનને નદીની જ ઉપમા આપે છે. આ દુનિયાની પ્રથમ યાત્રાળુ નદી, તેથી જ જૂના લોકોએ નદીનો ઉગમ, નદીનો સંગમ અને નદીનું મુખ એ અસન્ત પવિત્ર સ્થાનો ગણેલાં છે.

નદી ક્યાંથી આવે છે અને ક્યાં જાય છે ? શૂન્યમાંથી આવે છે અને અનન્તમાં સમાઇ જાય છે. શૂન્ય એટલે અલ્પ, સૂક્ષ્મ પણ પ્રબળ, અને અનન્ત એટલે શાન્ત અને વિશાળ. શૂન્ય અને અનન્ત બન્ને સરખા જ ગૂઢ છે, બન્ને અમર છે. શૂન્યમાંથી અનન્ત—એ સનાતન લીલા છે. બન્ને એક જ છે. કૌસલ્યા કે દેવકીના પ્રેમમાં સમાવા માટે જેમ પરબ્રહ્મે બાલરૂપ ધારણ કર્યું તેમ કારુણ્યથી અનન્ત પોતે જ શૂન્યરૂપ ધારણ કરી આપણી આગળ ઉભું થાય છે. જેમ જેમ આપણી શક્તિ વધે તેમ તેમ શૂન્ય વિકસતું જાય છે અને પોતાનો વિકાસવેગ સહન ન થવાથી મર્યાદા તોડી અનન્ત

# રાષ્ટ્રપૂજાધર્મ

માણસમનમાં પરસ્પરવિરોધી વૃત્તિઓ રહેલી છે. માણસ સંત પણ છે અને અસંત પણ છે. મનુષ્યનું જીવન એટલે આ બે વૃત્તિઓનો ઝગડો છે. કોઈ દિવસ સંતવૃત્તિ વિજયી થાય છે તો કોઈ દિવસ અસંતવૃત્તિ જોરાવર નીવડે છે. પણ જ્યારે અસંતવૃત્તિ બહુ ડહાપણ વાપરીને વ્યવસ્થિત (organised) યોજનાપૂર્વક કામ લે છે ત્યારે સંતવૃત્તિને વિજય મેળવવો અઘરો થઈ પડે છે. કોઈ ધનિક શેઠીઓ નીતિઅનિતિના વિધિનિષેધ છોડી કેરગ કાયદેસર એવા બધા માર્ગ આદરીને પૈસો મેળવવાની કેટલી ભારે આયોજના (organisation) કરતો નજરે પડે છે! પણ એનો એ જ માણસ પોતાનું સમાજ પ્રત્યેનું ઋણ અદા કરવા અગર હૃદયમાં પ્રસંગોપાત ડોકીઉં કરતા દયાભાવને સંતોષવા કેટલી આયોજના કરતો દેખાય છે! પોતે ગરીબો પાસે જાય નહિ, એટલું જ નહિ પણ ગરીબો આવે તો તેમને અટકાવવા દરવાજા પર ભૈયો રાખે છે. વળી મનને મનાવવા ખાતર પાંજરા-પોળમાં કેટલાંક જાનવરના હાડચામ જીવતા રાખવા અગર અનાથાશ્રમના છોકરાઓને અન્નવસ્ત્ર આપવા જ્યારે તે હજાર બે હજાર રૂપીયા ખરચી નાખે છે ત્યારે તે પોતાને કૃતકૃત્ય થયો માને છે, અને પોતાની આ સખાવત દુનિયા સમક્ષ આણવાને બધી જાતની યુક્તિઓ યોજે છે. આ થઈ વ્યક્તિની સ્થિતિ. જ્યારે આવી વ્યક્તિઓ પોતાનું મંડળ બાંધે છે ત્યારે તો સ્વાર્થની આયોજના વધે છે અને પરમાર્થને દૂરનો ખૂણો શોધવો પડે છે. દેશ જ્યારે ધર્મપરાઙ્મુખ થાય છે ત્યારે દેશની પણ એ જ દશા થાય છે. ન્યાય, ધર્મ કે દયા એ વ્યક્તિને સારુ, રાષ્ટ્રે તો પોતાનો સ્વાર્થ—દૂરંદેશી સ્વાર્થ સાધવામાં મચ્યા રહેવું એ જ ધર્મ છે એ માન્યતા સર્વત્ર ફેલાય છે.

જ્યારે દુનિયામાં જોહુકમી રાજાઓની આણ વર્તતી હતી ત્યારે રાજા

એ જ આ સ્વાર્થનો પ્રતિનિધિ હતો અને પ્રજા પોતાની વફાદારી પૂરતી તેમાં ભળતી. આજે દુનિયામાં પ્રજાની આણ વર્તે છે તેથી પ્રજાકીય સ્વાર્થે પ્રજાઓને ઘેરી છે અને રાષ્ટ્રપૂજાધર્મ જારી થયો છે. પ્રજાની સ્વાર્થવૃત્તિ સંઘટિત થઇ છે, અને ન્યાય તેમજ દયાની વૃત્તિ ઝાંખાં મારે છે. લોકોનાં સ્વાભાવિક વલણ અને સંઘટિત સ્વાર્થ એ બે વચ્ચે તાત્વિક ભેદ પાડીને કવિવર રવીન્દ્રનાથે પ્રજા અને રાષ્ટ્ર (People અને Nation) એવા બે ભેદ કલ્પેલા છે. પ્રજાએ પોતાનો સ્વાર્થ વ્યવસ્થિત રીતે સધાય તે સારૂ પાર્લામેન્ટ અથવા લોકસભા ઉભી કરી. તેના હુકમોનો અમલ કરનારો એક પેઢીદરપેઢી ચાલુ રહેનારો મુત્સદીવર્ગ પેદા કર્યો. અને આજે આ યોજના એટલી સર્વગ્રાસી થઈ પડેલી છે કે તેની નીચે પ્રજા પોતે જ કચડાઈ રહી છે. રવીન્દ્રનાથ કહે છેઃ પ્રજાઓ એ જીવનાં પ્રાણી છે, પણ રાષ્ટ્ર તો એક ભારે યન્ત્ર માત્ર છે. યન્ત્ર જે કામને માટે બન્યું હોય તેટલું જ સફાઇ-થી કરી આપે છે. યન્ત્રને હૃદય હોતું નથી. પ્રજાએ પોતાની સત્તા અને મત્તા વધારવા આ રાષ્ટ્રરૂપી યન્ત્ર નિર્માણ કર્યું, પણ તે યન્ત્ર ઉપર 'બ્રેક' નિર્માણ કરી નથી. તેથી આ નિરંકુશ યન્ત્ર પ્રજાઓને જ્યાં ખેંચી જાય ત્યાં આજ પ્રજાઓ તણાઈ રહી છે. આ યન્ત્રની સફાઈ અને કાબેલિયત જોઈ યૂરોપીય પ્રજાઓ તેના ઉપર એટલી બધી મોહિત થઇ ગઇ છે કે તેમણે તેને ઇશ્વરને સ્થાને સ્થાપી દેવામા પણ આનાકાની કરી નથી. અને તેથી જ 'રાષ્ટ્રપૂજાધર્મ' આજ યૂરોપમાં સર્વત્ર પ્રવર્તે છે. 'राष्ट्रात्परतर न हि' એ આજે યૂરોપનું આચારસૂત્ર ( working faith ) થઇ પડયું છે. ન્યાય, નીતિ, દયા, ધર્મ બધું રાષ્ટ્રના ફાયદાની દૃષ્ટિએ જ. માણસ પોતાના જાનમાલ સર્વસ્વની કુરબાની કરે તે ઇશ્વરને નામે નહિ, પણ રાષ્ટ્રીય સ્વાર્થની ખાતર.

યૂરોપની બધી પ્રજાઓ આ ધર્મને માને છે, પણ એ સાફસાફ કબૂલ કરવાની હિંમત અગર બાબાઇ એક જર્મનીએ જ બતાવી. જર્મનીમાં આ રાષ્ટ્રપૂજાધર્મનો પ્રચાર કરનાર અધ્વર્યુ ટ્રીટ્સ્કે હતો. અંગ્રેજો ભલે તેની ગમે તેટલી નિન્દા કરે પણ એ જ આખા યૂરોપનો પ્રતિનિધિ છે. તે સાફ કહે છે કે 'ખ્રિસ્તની નીતિ વ્યક્તિ પૂરતી ઠીક છે. રાષ્ટ્ર ઉપર અંકુશ રાખવાની સત્તા કોઇની ન હોઇ શકે. રાષ્ટ્ર એ સર્વોપરી છે. આ રાષ્ટ્રને ચરણે બલિદાન આપવું એ વ્યક્તિમાત્રની ફરજ છે.' આપણા દેશમા જેમ અહંકારનું બલિદાન આપવાને બદલે બકરાનું બલિદાન આપવાની સહેલી રીત માણસે શોધી કાઢી, તે જ પ્રમાણે યૂરોપવાસીઓએ પોતાના રાષ્ટ્રદેવને સન્તુષ્ટ કરવા આફ્રિકા, અમેરિકા અને એશિયા ખંડના રહેવાસીઓનું બલિદાન આપવાની પ્રથા શરૂ કરી. અમેરિકાના તામ્રવર્ણી લોકોનુ તો અક્ષરશઃ બલિદાન કર્યું, કેમકે તેઓ બીજી રીતે હાથમા આવે તેમ નહોતા. આફ્રિકામા સીદીઓના વ્યક્તિગત

સ્વાતન્ત્ર્યનું બલિદાન આપી એ જ રાષ્ટ્રદેવને સંતોષ્યા. એશિયામાં રાજીખુશીથી તાબે થનાર પ્રજા જોઇ તેના ઉપર રાષ્ટ્રની સત્તા જમાવી. વેપાર અને અધિકારની દ્વિવિધ ઉપાસના રાષ્ટ્રદેવને મંજૂર હોય છે. આ સર્વભક્ષી દેવને બલિદાન આપવાને જ્યારે કશું બાકી નહિ રહે ત્યારે યૂરોપીય પ્રજાને જ તે ખાધા વગર રહેનાર નથી એવું ભવિષ્ય યૂરોપ, અમેરિકા અને યૂરોપના શિષ્ય જાપાનને સંભળાવવા રવીન્દ્રનાથે પૃથ્વીપ્રદક્ષિણા કરી. હિન્દુસ્તાન આ રાષ્ટ્રદેવની ભૂખનો ભોગ થઈ પડવાથી રવીન્દ્રનાથ જેવા દિવ્યદૃષ્ટિ હિન્દી રાષ્ટ્રદેવનું માહાત્મ્ય સમજી શક્યા છે. યૂરોપ આગળ હિન્દુસ્તાનના દુઃખની કહાણી કહી બતાવી યૂરોપનું હૃદય પીગળાવી હિન્દનું કલ્યાણ સાધવા માટે આ માનધન કવિ પરદેશ નહોતા ગયા. 'आत्मैव ह्यात्मनो बन्धुः' આ સનાતન સિદ્ધાન્ત ઉપર એમની અટળ શ્રદ્ધા છે. પણ ઓગણીસમી સદીને અન્તે યૂરોપના ભાવિ વિનાશનું ચિત્ર આ વિશ્વપ્રેમી કવિની દૃષ્ટિ સન્મુખ ખડું થયું. યૂરોપના ભયાનક સંહારને નિહાળી કવિહૃદય થરથરી ઉઠ્યું. હિન્દુસ્તાનની પરંપરાગત કરુણા રવીન્દ્રનાથમાં મૂર્તિમન્ત અવતરી. હિન્દુસ્તાનને પોતાનું ગુરુપદ સાભરી આવ્યું અને રવીન્દ્રનાથે આ ઋષિવાણીનો સંદેશો પશ્ચિમને પહોંચાડ્યો કે

वर्धत्यधर्मेण नरस्ततो भद्राणि पश्यति ।<br>
ततः सपत्नान् जयति समूलस्तु विनश्यति ॥

'અરાષ્ટ્રીય' પ્રજાઓને આજે જો કાંઈ પણ અભય હોય તો તેનું શ્રેય યૂરોપની ધર્મબુદ્ધિને નથી પણ યૂરોપની રાષ્ટ્રીય પ્રજાઓ વચ્ચેની ઈર્ષ્યા અને અસૂયાને છે. જ્યારે પાશ્ચાત્ય પ્રજાઓ રાષ્ટ્રસંઘ કરશે ( રાષ્ટ્રસંઘ સ્થાપન કરતી વેળાએ તેનો ગમે તેટલો ધાર્મિક ઉદ્દેશ જાહેર કર્યો હોય તોપણ જ્યા સુધી પાશ્ચાત્ય દેશોમાં રાષ્ટ્રપૂજાધર્મ ચાલુ છે ત્યા સુધી એવા રાષ્ટ્રસંઘનો ઉપયોગ સ્વાર્થ અને શિષ્ટમાન્ય લૂંટ સહેલી કરવામાં જ થવાનો એમા કોઇને શંકા રહી નથી ), જ્યારે રાષ્ટ્રસંઘ સ્થપાશે, ત્યારે બિચારી 'અરાષ્ટ્રીય' પ્રજાઓ ક્યાં જશે ? તેમનો વાલી કોણ ? રવીન્દ્રનાથ કહે છેઃ 'જ્યારે જુલમ અસહ્ય થઈ પડે છે, અનાથોનો બેલી કોઈ રહેતો નથી, આ વિશાળ પૃથ્વીતલ ઉપર સત્યને અને ન્યાયને ઉભા રહેવા જેટલી પણ જગા રહેતી નથી, ત્યારે જેના આધાર પર રાષ્ટ્ર ચણાય છે તે પ્રજારૂપી પાયામાં અન્તે ઈશ્વરી પ્રાણ સંચરે છે અને દૈવી સ્ફુરણાથી તે કંપવા લાગે છે. આવો નાશ અટકાવવા રાષ્ટ્ર પોતાની સર્વ શક્તિ ખરચે તોપણ જ્યા પાયો ખસ્યો ત્યાં મકાન કેટલી ઘડી ટકવાનું ?

આપણે અત્યાર સુધી યૂરોપનો ઉત્કર્ષ જ જોતા આવ્યા છીયે. યૂરોપના વિજયની અદેખાઈ અને પોતાના અપમાનની દાઝને કારણે હિન્દુસ્તાનની

ધર્મશ્રદ્ધા આજ ડગતી જણાય છે. 'धर्मो रक्षति रक्षितः' એ વચન હિન્દુસ્તાનની દૃષ્ટિએ સિદ્ધાન્ત મટી માત્ર દુખિયાંને દિલાસાનું વચન થતું જાય છે. રાષ્ટ્રીય સ્વાર્થની આસુરી દરિયાઇમાં આપણે ઉતરીયે તો જ આપણે જીવી શકીયે, તો જ આપણા અપમાનની ભરપાઈ થાય, એવો ઉન્માદ આપણામાં સંચરતો જાય છે. 'धर्मो धारयते प्रजाः' એ શ્રદ્ધા તજીને હિન્દુસ્તાન 'राष्ट्रदेवो भव।' એ ધ્યાનમન્ત્ર સ્વીકારતું જાય છે. 'मातृदेवो भव।' 'अतिथिदेवो भव।' 'आचार्यदेवो भव।' વગેરે જૂના મન્ત્રોની ભાવનાથી જ જો આ નવો 'राष्ट्रदेवो भव' નો મન્ત્ર સ્વીકાર્યો હોય તો કશો વાંધો નથી. માબાપ, ગુરુ અથવા અતિથિ પ્રત્યે આદરભાવ રાખવો, તેમની પૂજા કરવી, તેમની આગળ પોતાનાં સ્વાર્થ કે અભિમાન બિલકુલ ન રાખવાં એ જેમ આપણો ધર્મ છે, તે જ પ્રમાણે રાષ્ટ્રહિતની આગળ પણ કોઈ પણ માણસે પોતાના સ્વાર્થનો વિચાર સરખો ન કરવો જોઇયે, રાષ્ટ્રહિતને બાધ ન આવે એવી જ રીતે સ્વાર્થનો વિચાર કરવો અને રાષ્ટ્રને જરૂર હોય ત્યારે પોતાના જાનમાલની કુરબાની પણ કરવા તૈયાર રહેવું જોઇયે એ ભાવના હોય તો તે અવશ્ય પવિત્ર છે. પોતાના રાષ્ટ્રમાં શ્રદ્ધા રાખવી, પોતાના રાષ્ટ્રની શક્તિ અને તેના ભાવિને વિષે અટળ નિષ્ઠા રાખવી, જાતિ જાતિ વચ્ચે અથવા વર્ગ વર્ગ વચ્ચે જ્યારે અણબનાવ અગર કડવાશ ઉભાં થાય ત્યારે પોતાનું રાષ્ટ્ર પોતાને જરૂર ઇન્સાફ આપશે એવો વિશ્વાસ રાખવો એ જો 'राष्ट्रदेवो भव' નો અર્થ હોય તો તે યથાર્થ છે અને અમને પ્રિય છે. દેશને દેવીનું સ્વરૂપ માનવાની પ્રથા બહુ જૂની છે. 'अहं राष्ट्री संगमनो' વગેરે સૂક્તમા જગન્માતા એ જ રાષ્ટ્રનું રૂપ ધારણ કરી રહેલી છે એવો ભાવ છે એમ મનાય છે. અને તેથી જો આપણે ધર્મનું પાલન કરીયે તો દેશનું પાલન એની મેળે જ થઇ જાય છે એ માન્યતા હિન્દુઓના લોહીમાં રહેલી છે. જ્ઞાતાઓને એનું ભાન હશે, આમવર્ગના અંતરમાં તે અજાણ્યાં વાસ કરતી હશે. આજનો યુગધર્મ ઓળખી પ્રજા આગળ તે સ્પષ્ટ રૂપમાં મુકવા માટે 'राष्ट्रदेवो भव।' એ મન્ત્રની ગર્જના થતી હોય તો તે ઈષ્ટ જ છે. પણ આ મન્ત્રની પાછળ આજકાલ ઉપરની શુદ્ધ સ્વદેશી ભાવના જ છે એવી ખાતરી નથી થતી. અશ્રદ્ધાએ હિન્દુસ્તાનને આજે ઘેર્યું છે. ઇશ્વરના કરતા પાશ્ચાત્ય નીતિ બલીયસી છે એમ આપણા લોકો માનતા થઇ ગયા છે. ભ્રમરીકીટકન્યાય જો ક્યાંયે સાચો પડયો હોય તો તે આપણા દેશમાં. કવિઓ કહે છે કે ભમરી જ્યારે ઇયળને પકડે છે ત્યારે બીકની મારી ઇયળ ભમરીનું એટલું બધું ધ્યાન કરે છે કે અન્તે તે પોતે જ ભમરી થઇ જાય છે. આપણા લોકોમાં પાશ્ચાત્યોની શક્તિ વિષે જે બીક પેસી ગઇ છે તેને લીધે જ આપણે સ્વધર્મ છોડીને તેમના જેવા બનતા જઇયે

છીએ. આપણે જો દેશને નિર્ભય કરવો હોય, દેશનો ઉદ્ધાર જો આપણા પ્રયત્નોની દિશા હોય, ધર્મસંસ્થાપના આપણું લક્ષ્ય હોય, તો આજે પાશ્ચાત્યોના આ રાષ્ટ્રપૂજાધર્મનું આસુરી સ્વરૂપ આપણને પ્રત્યક્ષ થવું જોઈએ. આ રાષ્ટ્રપૂજાધર્મે પાશ્ચાત્ય પ્રજાઓને આજે કેવી ઘેરી છે, એ ધર્મના અભાવે એ પ્રજાઓ કેવી પ્રભુપરાઙ્મુખ બની ગઈ છે અને પોતાની મેળે જ વિનાશના મોંમા કેવી ધસી ગઈ છે એની મીમાંસા કરવી, એનું રહસ્ય જેઓ હજુ એના પ્રવાહમાં સંપૂર્ણપણે તણાયા નથી તેમણે જાણી લેવું અને વેળાસર ચેતવું એ અત્યન્ત અગત્યનું છે.

## અનર્થપરંપરા

યુરોપની આજની સ્થિતિ જોઈને કોઈને ઓરતો થાય એવું નથી. મહાયુદ્ધની શરૂઆતથી સાચી શાન્તિ જે એકવાર ચાલી નીકળી છે તે ફરી ફરીથી સ્થાપન થતી જ નથી. એમ જ લાગે છે કે મહાયુદ્ધની તાલીમ લીધા પછી યુરોપની જનતા એકબીજાના જાન વિષે બિલકુલ બેપરવા બની ગઈ છે. ખૂન, તોફાન, લ્હાયઆગથી લોકો ટેવાઈ ગયા છે.

યુદ્ધના હિમાયતીઓ હંમેશા કહેતા રહે છે કે યુદ્ધ એ કેળવણીનું મોટામા મોટું સાધન છે; યુદ્ધથી માણસની કાયરતા અને વિલાસિતા ખપે ગઇ જાય છે અને પોતાની જાન જોખમમા નાખવાની બહાદુરી તેની અંદર આવે છે.

તત્ત્વતઃ ભલે આ વાત ખરી હોય, પણ હાલની યુરોપની યુદ્ધનીતિ જોતા સ્પષ્ટ દેખાય છે કે યુદ્ધ એટલે પોતાની જાન બચાવવાની ખટપટ અને બીજાની જાન લેવાની હોંશ

યુરોપનો આ હત્યાગ્રહ રશિયા, જર્મની, આયર્લૅન્ડ વગેરે અનેક ઠેકાણે ફેલાયેલો છે. ગયા અઠવાડિયામા લંડનમા એક સેનાપતિનું ખૂન થયુ અને બર્લિનમા એક મન્ત્રીનું ખૂન થયુ. આયર્લૅન્ડની હિંસા–પ્રતિહિંસાની પરંપરા—ખૂન અને તેનો બદલો અને વળી પાછો તેનો બદલો—એનો અન્ત આવતો જ નથી. ત્યાં અરાજકો તરફથી ખૂન થયુ કે તરત જ પોલિસ અથવા લશ્કર તરફથી એનો બદલો લેવાય જ. એને 'રિપ્રીઝલ' કહે છે. લોકો ચીડાઈને વધારે ખૂન કરે છે, લશ્કરી બરાકમા ઘૂસીને બૉમ્બ ફેંકે છે, તો સરકાર તેની સામે માર્શલ લૉ ચલાવે છે. લોકો ચીડાઈને બળવો કરવા

તયાર થઇ જાય છે. આમ અનર્થપરંપરા ચાલી છે.

એક વિલાયતનો કવિ કહે છે, 'આજના જમાનામા નાણા મોઘા થયા છે અને લોહી સોઘુ થયુ છે.' બીજો એક વિદ્વાન કહે છે, 'યૂરોપનો લોભ ને એશઆરામ એટલો વધી પડ્યો છે કે વસ્તુઓ મેળવવા ખાતર માણસોને મારી નાખતા તેને કઇ લાગતું નથી. વસ્તુઓ માણસ પર સવાર થઈ છે.' ધનવાન લોકો પોતાનો લોભ પોષવા ખાતર હજારો નિર્ધનોના લડાઇમા કે મીલોમા બળિ ચડાવે છે, લડાઇમા લોહી વહેવડાવે છે અને મીલોમા પરસેવો.

યૂરોપમા આજે પ્રેમ અને દયા સૂકાઇ ગયા છે. ક્ષમાનું તો નામ પણ સંભળાતું નથી શાન્તિના ગીતો ગાનાર મડળો દરેક ઠેકાણે દેખાય છે, પણ દરેક મંડળ લશ્કરી સાજ સજી અને લશ્કરી બ્યુગલ હાથમા લઇ લડાઇના રગમા શાન્તિના ગીતો ગાય છે. યૂરોપ શાન્તિ ઇચ્છે છે—જીગરથી ઇચ્છે છે, પણ તેને ક્ષમાની શાન્તિ નથી જોઇતી, પ્રેમની શાન્તિ નથી જોઇતી, તેને કાયદાની અને ન્યાયની શાન્તિ જોઇયે છે, અને યૂરોપનો ન્યાય એટલે બદલો લેવાનો ન્યાય આ બદલો લેવાના ઝેરી અથવા જગલી ન્યાયનો અન્ત આવવાનો નથી અને ન્યાયની શાન્તિ સ્થાપન થવાની નથી. એક પક્ષ થાકે કે થાક ખાવા અથવા વધુ તૈયારી કરવા થોડા દિવસ શાન્ત બેસશે, પણ તૈયારી થતા વાર તે એ ફરજીયાત શાન્તિની કસર કાઢી નાખશે.

સરકારને થાય છે કે ગુન્હેગારને સજા કરવાનુ તેનું પવિત્ર કર્તવ્ય છે. એકાદ ગુન્હેગારને ક્ષમા થાય તો ગુન્હો વધી જાય અને અરાજકોને થાય છે કે સરકારના કેર કરતા આપણો કેર વધે નહિ ત્યા સુધી સરકારનો સમાજદ્રોહ ચાલ્યા જ કરવાનો બે છોકરાઓ લડતા હોય અને દરેક છોકરો આગ્રહ પકડે કે છેલ્લો ઘા હું જ મારૂ તો જેમ તેમના ઝગડાનો અન્ત આવી ન શકે તેમ યૂરોપના આ ઝગડાઓનુ થયુ છે.

પ્રેમધર્મ શીખવે છે કે તમે મારવાનુ ત્યાગો અને મરવાને તૈયાર થાઓ. તો જ દુનિયામા શાન્તિ સ્થપાશે અને સાત્વિક શૌર્ય પ્રગટ થશે

## હિંસાનો મહોત્સવ

યૂરોપમા હિસાધર્મનો ઉત્સવ ચાલે છે લોહી સસ્તુ થયુ છે અને ધનની પ્રતિષ્ઠા વધી છે. સામાન્ય દિવસોમા હિસાધર્મ સૂતેલો હોય છે

અથવા સૂક્ષ્મ રીતે વહે છે. પણ જેમ ચોમાસામા નદીની રેલ આવે છે અથવા ગ્રીષ્મ ઋતુમાં સૂર્ય પોતાની પૂર્ણ પ્રખરતા પ્રગટ કરે છે તેમ ૧૯૧૪ના ઑગસ્ટ મહિનાથી યૂરોપમા હિંસાધર્મનો મહોત્સવ શરૂ થયો છે, લોહીની નદીઓ, હાડકાંના પહાડો અને દ્વેષના ધુમાડાથી યૂરોપનું ચિત્ર ચિતરાયુ છે.

ભક્તની જેવી શ્રદ્ધા તેવું રૂપ તેને ઇશ્વર બતાવે છે. દુનિયાની વિશેષ ભીડને પ્રસંગે પરમેશ્વર વિશેષ અવતાર ગ્રહણ કરે છે. મહાભારતના ભીષણ પ્રસંગે પરમાત્માએ પોતાનું વિશ્વરૂપ પ્રગટ કર્યું હતુ યૂરોપમા આજે હત્યા-દેવીએ પોતાના હિંસાધર્મનું સંપૂર્ણ સ્વરૂપ પ્રગટ કર્યું છે, એકે કળા ગુપ્ત રાખી નથી.

ગુપ્ત ખૂન લો કે કાવતરું લો, જાહેરવાસ્થળી લો કે ગૃહવિગ્રહ લો, લશ્કરી હત્યા લો કે બીનલશ્કરી હત્યા લો, પોલીસોએ કરેલી હત્યા લો કે પોલીસોની થયેલી હત્યા લો, ધર્મને નામે થયેલી હત્યા લો કે ધનને અર્થે થયેલી હત્યા લો, જાતિદ્વેષની લો કે સ્વદેશપ્રેમની લો, દરેક જાતની હત્યા આપણને યૂરોપમા મળી રહે એમ છે.

હિંસાધર્મી બધા જ કંઇ હિંસાધર્મના પૂરા ઉપાસક નથી હોતા. કેટલાક ગુપ્ત હિંસાનો નિષેધ કરે છે તો કેટલાક સ્વજનહિંસાને નિષિદ્ધ માને છે. કેટલાક ખાનગી હિંસા નિષિદ્ધ માને છે તો કેટલાક ઇન્સાફ વગરની હિંસાનો નિષેધ કરે છે. દરેક જણ કહે છે, અમુક રીતે થાય તે જ હિંસા યોગ્ય ગણાય. હિંસાધર્મ કહે છે, 'હે યૂરોપ, તારા ઉપર હું પ્રસન્ન છુ તારે જે જે સ્વરૂપમા મારૂં દર્શન કરવુ હોય તે તે સ્વરૂપમા તુ મને આજે જોઇ શકે છે. આજે તને તૃપ્ત કરવાને હુ સજ્જ છુ. યૂરોપના ધર્માન્ધો, યૂરોપના ધનલોભીઓ, રણમસ્તો, તત્વઘેલાઓ, તમારે જેવી હિંસા જોઇતી હોય તેવી માગી લેજો તે તમને આજે અખૂટ મળશે અને પેટ ભરવાને કાજે યા રાષ્ટ્રપૂજાથી ઘેલા બનેલ સૈનિકો, આજનો ઉત્સવ ખાસ તમારો જ છે. તમે માગો તેના કરતાયે વધુ હિંસા મે તમને બક્ષી છે. આજે આ પ્રાણસત્રમા કોઇ અસન્તુષ્ટ કે અતૃપ્ત નહિ રહેવા પામે.'

રશિયા લો કે ફ્રાન્સ, જર્મની કે તુર્કસ્તાન, ઇંગ્લંડ કે આયર્લેન્ડ ઑસ્ટ્રિયા કે બેલ્જીયમ, ૧૯૧૪થી બધે પ્રાણસત્ર મંડાયો છે. ફેટ યુદ્ધની હિંસા જોઇયે છે? ફ્રાન્સની સરહદ પર જુઓ. ગુપ્ત હિંસા જોઇયે છે? સર્વિયામા જુઓ મન્ત્રીહિંસા જોઇયે છે? જર્મનીમા જુઓ રાજહિંસા જોઇયે છે? રશિયામા જાઓ. દેશના નેતાઓની હિંસા જોઇયે છે? આયર્લેન્ડમા જોઇયે તેટલી મળશે. કારણ વગરની હિંસા જોઇયે છે? અભાગી

તુર્કસ્તાનમાં ફરો. અને કષ્ટ અને ભૂખમરો, દુકાળ અને મોંઘવારી એની સુધરેલી હિંસા જેવી હશે તો તમારે રશિયા કે જર્મની સુધી જવાની તકલીફ નહિ લેવી પડે. તે તો યુરોપમાં ગમે ત્યાં ગરીબોના મુહોલ્લામાં સવારસાંઝ, મધ્યાહ્ન કે મધરાતે મળી શકે છે. તે તો હિંસાનું આ યુગનું રૂપ છે.

દરેક જમાનામાં હિંસા જુદું જુદું રૂપ ધારણ કરે છે. સ્વાર્થથી આંધળા ને નિર્દય બની ધનવાન લોકોએ નિર્ધનોની કરેલી હિંસા એ હિંસાનું આ યુગનું ખાસ સ્વરૂપ છે. દેશદ્રોહી રાજાનું શું કરવું એ વિષે મતભેદ થયો તેટલા ઉપરથી જ રશિયામાં હિંસા થવા લાગી. દેશનું જમાખરચનું અંદાજપત્ર કેવી રીતે ઘડવું એ વિષે મતભેદ થયો અને જર્મનીમા એક મન્ત્રીનું ખૂન થયું. આયર્લન્ડે બ્રિટિશ સામ્રાજ્યની અંદર રહેવું યા ન રહેવું એ વિષે મતભેદ થયો એટલા ઉપરથી જ એકબીજાનાં ગળાં રેંસવા લાગ્યા.

યૂરોપની આસુરી વિદ્યા અનેક રૂપો ધારણ કરી હિંસાને જ પોષે છે. સંપત્તિશાસ્ત્ર વધ્યું કે નિર્ધનોની તેમજ ધનવાનોની હિંસા થવા લાગી. સમાજશાસ્ત્ર વધ્યું કે લોકસંખ્યા પર સ્થૂલ અને સૂક્ષ્મ પ્રહાર થવા લાગ્યા. વેપારશાસ્ત્ર વધ્યું કે લોહીનો પરસેવો કરી માણસને નીચોવી કાઢવાની પદ્ધતિ શરૂ થઈ. રાજ્યશાસનવિદ્યા વધી કે રાજા તેમજ પ્રજા, અમીર તેમજ ગરીબ, સેનાપતિઓ તેમજ મન્ત્રીઓ એક કે બીજા કારણસર મરાવા લાગ્યા. આકાશમાંથી પડેલું પાણી ગમે ત્યાં પડે અને ગમે ત્યાં વહે તોપણ આખરે જેમ સમુદ્રને મળે છે તેમ હિંસા ગમે તે કારણસર કે ગમે તે બહાને, ગમે તે પદ્ધતિથી કે ગમે તે સાધનથી થઈ હોય તોપણ આખરે તે દ્વેષને જ પોષે છે અને સમાજનાશના જ કારણરૂપ થાય છે એ, યૂરોપનો ઇતિહાસ—વર્તમાન ઇતિહાસ—આપણી દૃષ્ટિ આગળ બનવાતો ઇતિહાસ બતાવી રહ્યો છે.

છતાં હિંસા દ્વારા માણસ કલ્યાણની ઇચ્છા કરે છે એથી મોટું આશ્ચર્ય કયું ?

## દુર્ભાગી આયર્લન્ડ

અઢી હજાર વર્ષ પહેલાં ગંગાજીને કાંઠે ભગવાન બુદ્ધે કહ્યું હતું કે 'વેરથી વેરનું શમન થતું નથી; ક્ષમા—પ્રેમથી જ વેર મરે છે.' દુનિયાએ

આ ઉપદેશ હજુ નથી સાંભળ્યો એમ લાગે છે, વેરની સામે વેરની પરંપરા સંસારમા એટલી ચાલુ છે કે મૂળ અપરાધ કોનો હતો એની તપાસમા ઉતરવું આજે જેટલુ અશક્ય છે તેટલુ જ વ્યર્થ છે. આયર્લૅન્ડમા ખૂનામરકીની નીકો વહી રહી છે. તે સામે બ્રિટિશ પાર્લામેન્ટમા લૉઈડ જ્યૉર્જ સરકારી પ્રતિજ્ઞાઓ સંભળાવી રહ્યા છે, અને બ્રિટિશ સિપાઇઓ વેરના જુસ્સામા ભાન ભૂલી આયર્લૅન્ડમા પણ જલિયાવાલા બાગો ઉભા કરી રહ્યા છે આ બે દેશ વચ્ચે સ્વાર્થનો વિરોધ બહુ જૂનો છે તેમા પરસ્પર અવિશ્વાસ અને દ્વેષના કાટા વવાય છે. આયર્લૅન્ડમા આજે ધર્મ રહ્યો નથી રાજા રાજધર્મ તજીને પ્રજા પર કીનો લેવા તૈયાર થયો છે અને પ્રજા પોતાનો ધર્મ વિસરી રાજકર્મચારીઓને હિંસક પશુ સમાન ગણી દેખાય ત્યા મારવા તલપી રહી છે

આ અધર્મનો કજીયો જો બન્ને પક્ષ તલવાર મારફત કરવા માગે તો ઉભય પક્ષનો નાશ થઇ મહાભારત યુદ્ધને અન્તે ધર્મરાજાએ જેમ કહેલું કે 'આપણો જય પરાજયના કરતા પણ માઠો નીવડ્યો છે' તેની જ રીતે વિજયી પક્ષને આમા પણ અન્તે હાથ ઘસવા પડે અને કહેવુ પડે છેલ્લા યૂરોપીય મહાયુદ્ધમા ઇંગ્લંડને જે વિજય મળ્યો તેમા જ ઇંગ્લંડના નાશના બીજ નખાયા દેખાય છે, નહિ તો ઇંગ્લંડના પ્રધાનો કોઇ દિવસ એમ ન માનત કે લોહી વહેવડાવીને કોઈ પણ પ્રજાની શક્તિને દાબી દઇ શકાય. અનાદિકાળથી ઇતિહાસનો એ સાર્વત્રિક અનુભવ છે કે બીજાનુ રેડેલુ લોહી વેરને માટે બગીચાનમા બગીચાન ખાતર બને છે. આયરિશ પ્રજા પણ સરકાર જોડેની લડતને લોહીથી ખરડીને પોતાનો મુક્તિનો દિવસ વધુ વધુ દૂર ઠેલતી જાય છે પોતાનો સ્વતન્ત્ર થવાનો નિશ્ચય અશ્રેષ્ઠ લોહીના અક્ષરોમા લખીને દુનિયાની આગળ રજૂ કરવામા દુનિયાની લોહીતરસી પ્રજાઓ તો આયરિશ પ્રજાની વાંહવા ખૂબ કરશે, પણ ઇશ્વરને ત્યા તે તેટલી સહેલાઇથી રજૂ નહિ થાય મોક્ષ મેળવવાનો પોતાનો નિશ્ચય પ્રજાએ પોતાના જ બલિદાનના પવિત્ર લોહીથી લખવો જોઇયે જે નિયમ પ્રજાને લાગુ છે તે જ નિયમ પ્રજા કરતા વધારે આકરી રીતે રાજાને લાગુ છે. રાજા જો પ્રજારક્ષક મટીને પોતાને સાબૂત રાખવાને પ્રજાને માટીમા મેળવવા તૈયાર થાય તો પ્રજાના કરતા રાજાનો વિનાશ વહેલો થાય છે એ સનાતન સત્ય છે, કેમકે જેને જ્ઞાન વધારે છે, જેની પાસે સત્તાની વિપુલતા છે તેને માથે જોખમ અને જવાબદારી પણ તેટલી જ ભારે છે. હિન્દુસ્તાને આયરિશ કિસ્સા ઉપરથી બોધ લેવો ઘટે કે આપણી લડત જેટલી શાન્ત, જુસ્સાવાળી પણ ગુસ્સા વગરની રહેશે તેટલી ફતેહ વહેલી મળશે વેરના વિચાર ન કરતા કેવળ આપભોગના પાયા ઉપર આપણી લડત ચલાવીને આપણે આયર્લૅન્ડના જેવી અનર્થપરંપરામાથી ઉગરી જઇશુ અને આજની થાકેલી દુનિયામા શાન્તિનો પાયો નાખીશુ.

न चेरेणेह वेराणि सम्मन्तीध कुदाचन।
अवेरेण तु सम्मन्ती एस धम्मो सनातनो ॥

'વેરથી વેર કોઈ કાળે શમતાં નથી; ક્ષમાથી જ વેર શમે છે; આ સનાતન સિદ્ધાન્ત છે.'

# મોક્ષપ્રવચન

વિચારસ્વાતન્ત્ર્ય, વાક્સ્વાતન્ત્ર્ય, આચારસ્વાતન્ત્ર્ય, ભ્રમણસ્વાતન્ત્ર્ય, મુદ્રણસ્વાતન્ત્ર્ય, પાનસ્વાતન્ત્ર્ય, મતસ્વાતન્ત્ર્ય વગેરે સ્વાતન્ત્ર્યો વિષે આજકાલ આપણે ઘણું સાંભળીએ છીએ. આપણને પરતન્ત્ર કરી નાખ્યાનો આરોપ જે લોકો પર આપણે મુકીએ છીએ તે અંગ્રેજો પાસેથી જ આપણે આ કલ્પનાઓ લીધી છે, અને પાનસ્વાતન્ત્ર્ય પણ આપણને પહેલવહેલું એમના તરફથી જ મળ્યું છે! એમનો સિદ્ધાન્ત એ છે કે સ્વાતન્ત્ર્ય એ માણસમાત્રનો જન્મસિદ્ધ હક છે, દરેક માણસ જન્મથી સ્વતન્ત્ર છે. આપણો સિદ્ધાન્ત એવો નથી. આપણે કહીએ છીએ કે દરેક માણસ જન્મથી બદ્ધ છે, બદ્ધાવસ્થામાં જ તેનો જન્મ થાય છે; અથવા બદ્ધ થાય છે તેથી જ જન્મ લે છે. સ્વતન્ત્ર તો એક ઇશ્વર છે; અને જ્યાં સુધી આપણે ઇશ્વર થયા નથી ત્યાં સુધી આપણે બદ્ધ જ છીએ. આપણે બધાએ સ્વતન્ત્ર થવું રહ્યું છે. ઇશ્વરી ગુણ આપણામાં આવ્યા વિના આપણે સ્વતન્ત્ર થવાના નથી. ઇશ્વરી ગુણ અનન્ત છે છતાં એકરૂપ છે. હવે એવા કયા ગુણો આપણે મેળવીએ તો આપણે સ્વતન્ત્ર થઇએ એ જોવું જોઇએ. ઇશ્વર જ્ઞાની છે, ઇશ્વર નિત્યતૃપ્ત છે, છતાં તે સર્વલોકહિતની લીલામાં રચ્યોપચ્યો છે. જેને વાસના છે તે બદ્ધ છે. જે નિષ્કામ કર્મથી ડરીને પૂંઠ ફેરવે છે તે પણ એક રીતે બદ્ધ છે. જે બદ્ધ છે તે સ્વતન્ત્ર હોઇ શકતો નથી. તેનું નિયમન બીજાએ જ કરવું જોઇએ. આંધળાને ભ્રમણસ્વાતન્ત્ર્ય ન આપવું જોઇએ. મૂર્ખને વિચારસ્વાતન્ત્ર્ય ન અપાય. ઉન્મત્તને આચારસ્વાતન્ત્ર્ય ન અપાય. બાલને મતસ્વાતન્ત્ર્ય ઘટતું નથી. કજીઆખોરને વાક્સ્વાતન્ત્ર્ય અપાય નહિ. ટૂંકમાં અજ્ઞાની અને અનાચારીને કોઈ પણ જાતનું સ્વાતન્ત્ર્ય આપવું ન જોઇએ. સ્વાતન્ત્ર્ય એ દરેક જણનો હક નથી પણ અત્યન્ત યોગ્ય મનુષ્યને મળતો અધિકાર અથવા વર છે. બાકી બીજા માણસો પરતન્ત્ર જ રહેવાના. એવાઓનું નિયમન હમેશાં બીજાઓએ જ કરવું જોઇએ.

પણ આ બીજા કોણ? બદ્ધોનું નિયમન કરવા માટે બદ્ધ ન હોય

એના જ લોકો જોઇયે બદ્ધથી બદ્ધનું નિયમન ન થઈ શકે. એમ કરવાનો
પ્રયત્ન અનર્થોત્પાદક થાય તેમ અન્યાયમૂલક પણ થાય. બદ્ધનું નિયમન કરવાની
લાયકાત તો મુક્તને જ છે અજ્ઞાનીના લોભીઆ જ્ઞાની જ થઈ શકે છે. પણ
જ્ઞાની તો મુક્ત, નિત્યતૃપ્ત હોય છે. એમને બીજાનું (બદ્ધોનું) નિયમન કરવાની
શી પડી હોય? બીજા પર પોતાનું તંત્ર ચલાવવાનું એમને શું કારણ?
એમને સ્વામિત્વ શું કરવા જોઇયે? બદ્ધોને પોતાના જેવા સ્વતન્ત્ર કરવા,
સ્વતન્ત્ર થવામા મદદ કરવી એ જ એક તેમનો પરમ કારુણિક હેતુ. એ જ
તેમની લીલા એ જ તેમનું સહજ લોકહિતત્વ એ જ લોકસંગ્રહ. જ્ઞાની
એટલું ન કરે તો અજ્ઞાનીઓને વાટ કોણ બતાવે? જ્ઞાનપ્રાપ્તિની પરંપરા
કેમ ટકે? બદ્ધાવસ્થામા લોકોનો ઉચ્છેદ થઈ જાય (ઉચ્છેદ એટલે લોક-
સંખ્યામા ઘટાડો નહિ) મુક્તો જો આ લીલામા પ્રવૃત્ત ન થાય તો જ્ઞાનીઓએ
જ્ઞાનપક્ષનો ઉચ્છેદ કર્યો જેવું થઈ જાય એટલા માટે તેમણે બદ્ધને જ્ઞાન
આપવા માટે તેમનું સ્વામિત્વ ગ્રહણ કરી, પોતે પરોપકારી નિષ્કામકર્મલીલામા
પ્રવૃત્ત થઈ પોતાના સ્વાતન્ત્ર્યનો આનન્દ ચાખતા રહેવુ જોઇયે. બદ્ધને સ્વાતન્ત્ર્ય
અપાવવાનો હેતુ અને સામર્થ્ય હોય તો જ તેમનુ સ્વામિત્વ ગ્રહણ કરવુ બીજા
હેતુથી સ્વીકારેલુ સ્વામિત્વ અધર્મ્ય છે, આસુરી છે, પરમેશ્વરને અપ્રિય છે,
પરમેશ્વર એને ટકવા દેતો નથી એટલા માટે જ દેવાસુરનું યુદ્ધ કલ્પેલુ છે.
આ એક સર્વવ્યાપી સિદ્ધાન્ત છે વ્યક્તિ, જાતિ, રાષ્ટ્ર, સમાજ સર્વને એ
સિદ્ધાન્ત લાગુ પડે છે.

જે મુક્ત છે તે સ્વાતન્ત્ર્યજ્ઞાનદાન સિવાય બીજા હેતુથી સ્વામિત્વનો—
નિયમનનો અધિકાર હાથમા લે નહિ—લઈ શકે નહિ લે તો તે જ ક્ષણે
તે બદ્ધ થઈ જાય અને જોતજોતામા તેનો અધઃપાત થાય બદ્ધોને નિયમન-
ના બન્ધનની જરૂર છે મુક્તના બન્ધનથી બદ્ધ મુક્ત થાય છે એ એની
ખૂબી છે બીજાના નિયમનથી કોઇ બદ્ધ થતું નથી પોતે પોતાની મેળે
જ બદ્ધ થાય છે. નિત્યતૃપ્તતા નષ્ટ થવાથી માણસ બદ્ધ થાય છે પાર્થિવ
પદાર્થોની ઇચ્છા કરવાથી બદ્ધ થાય છે, ભોગવાલસાથી બદ્ધ થાય છે,
આત્મીયબુદ્ધિ સંકુચિત કરવાથી બદ્ધ થાય છે, દ્વેષબુદ્ધિથી બદ્ધ થાય છે,
ધનતૃષ્ણાથી બદ્ધ થાય છે, આલસ્યથી બદ્ધ થાય છે આપણા દુર્ગુણો જ
આપણને બાધે છે તૃષ્ણાથી બદ્ધાવસ્થા આવે છે તૃપ્તિથી નિર્વાણપદ પ્રાપ્ત
થાય છે, મોક્ષ મળે છે એ મળે ત્યા સુધી એટલે તૃષ્ણાનાશ થાય ત્યા
સુધી મુક્તોનું—જ્ઞાનીઓનું નિયમન બદ્ધોએ સ્વીકારવુ જોઇયે

એવા મુક્ત પુરુષ જે પ્રત્યક્ષ નિયમન વગાડી દે તે જ પ્રમાણ,
જૂના ગ્રન્થ નહિ કે રૂઢ આચાર નહિ સ્વાતન્ત્ર્ય અપાવે તે જ શાસ્ત્ર
શરીર, મન, બુદ્ધિને જકડી દેનારા શાસ્ત્ર તે શાસ્ત્ર નથી સ્વાતન્ત્ર્ય અપાવે

તે જ સ્વામી. કાયમની ગુલામીમાં રાખનાર સ્વામી તે સ્વામી નથી.

આ મોક્ષ—આ સ્વાતન્ત્ર્ય પરલોક પૂરતું મેળવવાનું નથી પણ આ લોકમાં પણ મેળવવું જોઇયે. ખરૂં જોતાં ઇહલોકમાં સ્વાતન્ત્ર્ય મેળવ્યા વગર પરલોકમાં સ્વાતન્ત્ર્ય મળવાનું નથી. તેથી પહેલાં અહીં સ્વાતન્ત્ર્ય મેળવો. પણ એ સ્વાતન્ત્ર્ય માત્ર રાજ્યકર્તાઓ જોડે લડવાઆખડવાથી કે કેટલા હક મેળવ્યાથી મળવાનું નથી. તમને પરતન્ત્ર એમણે કર્યા જ નથી. પછી તમને એ શું સ્વતન્ત્ર કરવાના હતા? તમારા કરતાં તે વધારે બદ્ધ છે તેઓ આવ્યા તેથી તમે પરતન્ત્ર થયા એમ નથી, પણ તમે પરતન્ત્ર થયા તેથી તેઓ અહીં આવ્યા છે. દાખલા તરીકે તમે તમારી જરૂરીયાતો ઓછી કરો એટલે વેપારી બધા અહીંથી ભાગી જશે. જેને ધનતૃષ્ણા હોય તે જ તેમનો નોકર થાય છે. ધનતૃષ્ણાને ફેંકી દો. જરૂરીયાતો ઓછી થઈ—તૃષ્ણાનો નાશ થયો, પછી અન્યાય ક્યાં રહેવાનો? અન્યાય નહિ હોય એટલે અદાલતો ખાલી પડશે. આવી વૃત્તિથી નિર્ભયતા આવવી જ જોઇયે. નિર્ભયતા એ ઇશ્વરનો ગુણ છે. 'अभयं वै ब्रह्म' એ આવવું એનું જ નામ સ્વાતન્ત્ર્ય. બાકી શરીર તો દેહધર્મથી અને નિસર્ગધર્મથી બદ્ધ હોવાનું જ. મન પ્રિયાપ્રિયની ભાવનાથી બદ્ધ રહેવાનું જ. અક્ષયમુક્તિ મેળવવાનો પ્રયત્ન કરો. એક રાજ્ય ગયું તો બીજું આવશે. એમાં તમને લાભ શો થયો? તમારો રાજા થયો તોયે શું? એ તમને શી રીતે સ્વતન્ત્ર કરવાનો છે? તમારે પોતાની મેળે જ સ્વતન્ત્ર થવું જોઇયે! એવો પ્રયત્ન કોઈ કરે છે ખરૂં? શોધી જુઓ. ॐ शान्तिः।

या देवी सर्वभूतेषु तृप्तिरूपेण संस्थिता।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः॥
या देवी सर्वभूतेषु धृतिरूपेण संस्थिता।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः॥
या देवी सर्वभूतेषु मुक्तिरूपेण संस्थिता।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः॥

## સ્વરાજ્ય

સ્વરાજ્ય એટલે પોતાનું રાજ્ય—દરેક જણનું રાજ્ય. દરેક જણને રાજ્ય કેવી રીતે મળતું હશે? દરેક જણ રાજા થઈ જાય તો પછી નોકર કોણ

થય ? નવ વર્ષમા કે સાત વર્ષમા એમનાર મારો પ્રતિનિધિ ચુટી કાઢી લોકસભામા મોકલવાનો હક મને મળ્યો એટલે શુ સ્વરાજ્ય થયુ ? તે તો પ્રતિનિધિરાજ્ય થયુ યવન (ગ્રીક) લોકોના નગરરાજ્યોમા દરેક ઘરનો પુખ્ત માણસ લોકસભામા જઈને બેસતો તેના રાજ્યને શુ આપણે સ્વરાજ્ય કહીશુ ? યવન લોકો ઘણુખરૂ કામ ગુલામો મારફત કરાવતા, તેથી જ નિગમસભામા (નાગરિક લોકોની લોકસભામા) બેસવા જેટલી નવરાશ પુરુષોઓને મળતી તેમ તો આપણે ન જ કરી શકીએ આટલા વર્ષો ગુલામીમા કાઢ્યા પછી કોઈને પણ ગુલામીમા રાખવાની પાપી ઇચ્છા આપણા હૃદયમા પ્રવેશ કરે જ નહિ જ્યારે આપણી આજની સ્થિતિનો વિચાર કરીએ છીએ ત્યારે આપોઆપ હૃદયમાથી ઉદ્ગારો નીકળી જાય છે કે 'પ્રભો ! અમારા જેવી દશા અમારા હાડવેરીને પણ સહન કરવી ન પડો '

ત્યારે સ્વરાજ્ય એટલે શુ ? સ્વરાજ્ય એ મધ્યમ માર્ગ છે જ્યારે આપણે કોઈના ગુલામ કે કોઈના માલિક થવાની ના પાડીએ છીએ ત્યારે જ આપણે માટે સ્વરાજ્ય છે જે બીજાની હકુમત તજે છે તેમજ જે બીજા ઉપર હકુમત ચલાવવા માગે છે તે બન્ને ગુલામ છે સસ્કૃત ભાષામા જેમ ઉત્તમ ઋણ (લેણુ) અને અધમ ઋણ (દેવુ) એવા ભેદ છે તેમ આપણે સામ્રાજ્ય ભોગવનારને ઉત્તમ ગુલામ કહીએ, અને પરવશતામા રહેનારને અધમ ગુલામ કહીએ આ બન્ને અન્તનો જેણે ત્યાગ કર્યો છે તે સ્વરાજ્ય ભોગવે છે જે જુલમ અત્યાચાર કરતો નથી તેમ સહન પણ કરતો નથી તે જ સ્વરાજ્યવાદી બકરૂ જુલમ સહન કરે છે અને વાઘ જુલમ ગુજારે છે, તેથી બન્નેનો નાશ થાય છે આપણે આ બન્ને સ્થિતિમાથી મુક્ત થવુ જોઈએ તે કેવી રીતે થઈએ ? આજે આપણે સ્વરાજ્યની તૈયારી કરી રહ્યા છીએ આત્મશુદ્ધિ કરવા માગીએ છીએ તેમા આપણે બન્ને બાજુથી આપણુ જીવન તપાસવુ જોઈએ સ્વામી વિવેકાનન્દ કહેતા કે જાલિમ અને ગુલામ એ એક જ માણસના બે જુદા જુદા સ્વરૂપ છે, એક જ સિક્કાની બે બાજુઓ છે એક બાજુનો નાશ કરો એટલે બીજી બાજુ આપોઆપ નષ્ટ થઈ જશે જુલમ કરવાની ઇચ્છા છોડી દઈએ એટલે જુલમ સહન કરવો અસહ્ય થઈ જાય છે તેનો વિરોધ કરવો સહેલો પડે છે તે સ્વભાવ બની જાય છે

આપણી શક્તિ અને સપત્તિ વચ્ચે હમેશા બરાબર પ્રમાણ હોવુ જોઈએ શક્તિ કરતા સપત્તિ વધે તો બીજાઓ આપણી સપત્તિ ઉપર કુદૃષ્ટિ નાખે છે, અને શક્તિ કરતા સપત્તિ ઓછી થઈ જાય તો બીજાની સપત્તિ ઉપર આપણી કુદૃષ્ટિ જાય છે આ રીતે જ અગ્રેજોનો અને આપણો સંબન્ધ ઉદ્ભવેલો છે. બળદ અને હાથી દાસ બની સેવા કરવા તૈયાર થઈ જાય છે

તેથી જ લોકો તેમને પકડીને ગુલામ બનાવે છે. વરૂ અને વાઘ હિંસક થઇને આપણને લૂંટે છે તેથી જ આપણે તેમને મારી નાખીએ છીયે. દુનિયામાં બીજાં અસંખ્ય પશુપક્ષીઓ પડેલાં છે કે જેઓ નથી આપણને ત્રાસ આપતાં કે નથી સેવા આપતાં. તેઓ સુખેથી પોતપોતાને સ્થાને રહે છે, કેમકે તેઓ સ્વરાજ્યભોગી છે.

સ્વરાજ્યનો અર્થ એ છે કે દરેક માણસ સ્વતન્ત્રતાને લાયક બની જાય. સમાજની ઉન્નતિ અથવા લોકયાત્રા અબાધિત ચાલે એટલા માટે કાંઇ પણ તન્ત્ર તો હોવું જ જોઇયે. એ તન્ત્રનું મહત્ત્વ માણસ પોતે સમજે અને તે પ્રમાણે ચાલે તો તેને બાહ્ય નિયમની જરૂર નથી રહેતી. જો તે તન્ત્ર માણસ સમજી ન શકે તો સમજનાર લોકોને તન્ત્ર પોતાના હાથમાં લેવું પડે છે, એટલે કે પારતન્ત્ય શરૂ થાય છે. ઇશ્વરની ઇચ્છા એવી સ્પષ્ટ છે કે દરેક માણસ સ્વતન્ત્રતા સમજી સ્વતન્ત્ર થઈ જાય. ઇશ્વરની દૃષ્ટિએ માણસ જ્યારે નાલાયક બને છે ત્યારે જ તે પરતન્ત્ર થઈ જાય છે અને બીજાને પણ નાલાયક બનાવે છે. અને તેથી જ પરતન્ત્ર થવું એ સજારૂપ છે, એટલું જ નહિં પણ પાપરૂપ છે. પરતન્ત્ર રહેવું એ ઇશ્વરનો ગુનો કર્યા બરાબર છે. પરતન્ત્ર માણસ એટલે ઇશ્વરની નિષ્ફળતા.

## રામરાજ્ય કે સામ્રાજ્ય ?

સ્વરાજ્ય એટલે એવી સ્થિતિ કે જેની અંદર બીજો કોઈ આપણા ઉપર જુલમ કરી ન શકે. આ વ્યાખ્યા સૌ કોઇ સ્વીકારશે; અને આવી વ્યાખ્યા લોકપ્રિય પણ થાય. પણ જરા વિચાર કરતાં આપણે જોઈ શકીશું કે આ જ તત્ત્વ આપણે બીજી ભાષામાં પણ મુકી શકીયે છીયે, અને તે આ પ્રમાણે :

'સ્વરાજ્ય એટલે એવી સ્થિતિ કે જેની અંદર આપણે બીજા કોઇના ઉપર જુલમ ન ગુજારી શકીયે.' આ વ્યાખ્યા અને ઉપરની વ્યાખ્યા વચ્ચે શબ્દભેદ ઉપરાંત કશો તફાવત નથી. છતાં કેટલાક એવા નીકળશે કે જેઓ આ બીજી વ્યાખ્યા ઉત્સાહપૂર્વક પસંદ નહિ જ કરે; તેને બહુ બહુ તો અણગમતા સત્ય તરીકે સ્વીકારશે. સ્વરાજ્ય જો ઇષ્ટ હોય તો તે બધાને સારૂ ઇષ્ટ હોવું જોઇયે. અને તેમ હોય તો જેમ આપણા ઉપર કોઇ જુલમ ન કરી શકે એમ આપણે ઇચ્છીયે છીયે તેમ આપણે પણ બીજા કોઇના

ઉપર જુલમ ન ગુજારવાની સ્થિતિમા હોવા જોઈયે. તો જ બીજા પણ સ્વરાજ્ય ભોગવે.

કેટલાક એવું ઇચ્છે છે કે આપણા ઉપર જુલમ કરી શકે એટલી તાકાત કોઇ બીજામા ન હોવી જોઇયે, પણ બીજા ઉપર આપણે જુલમ ન કરી શકીયે એ સ્થિતિમા તો આપણે હોવા ન જ જોઇયે. આ જ સામ્રાજ્ય-વાદનું મૂળ છે. એવો માણસ પ્રથમથી બીજા ઉપર જુલમ કરવાની વૃત્તિ ધરાવે છે જ એમ નથી, પણ તે કહે છે, 'લોકોએ મારા જુલમથી સુરક્ષિત રહેવા માટે મારી ધર્મબુદ્ધિ અને ન્યાયબુદ્ધિ ઉપર વિશ્વાસ રાખવો જોઈયે; પણ હુ પોતે બીજાના જુલમમાથી સુરક્ષિત રહેવા સારુ બીજાની ન્યાયબુદ્ધિ ઉપર નહિ પણ મારી પોતાની શક્તિ ઉપર જ આધાર રાખીશ.' આ વૃત્તિ ધાર્મિક નથી. ધર્મના સિદ્ધાન્તો બધાને માટે સરખા જ હોય છે.

શક્તિમા સમાનતા આજ સુધી થઈ નથી અને કોઈ કાળે થવાની નથી કોઈ શહેરમા ચેપી રોગ ફાટી નીકળીને બધા જ માદા થઈને ખાટલે પડ્યા હોય ત્યારે જેમ કોઈ કોઈનું નુકસાન ન કરી શકે, કોઈ કોઈને લૂટી ન શકે, તેમ સાર્વત્રિક અશક્તિમા એક જાતની સલામતી રહેલી છે, પણ તે મૃત્યુની સમાનતા અને સલામતી છે. હિન્દુસ્તાનમા એકબીજાની શક્તિની શંકા મનમા રાખી, એકબીજાની શક્તિને તોડી પાડવાનો પ્રયત્ન કરી આપણે એકબીજાથી સુરક્ષિત થઇ શકીયે, પણ બધાને સરખી જ રીતે અશક્ત કરનાર પ્લેગની પેઠે કોઈ નાહિત શક્તિ લાવીને જ તે બની શકે, માત્ર તેમ કરતા આપણને બધાને તે નાહિત શક્તિના ભોગ થઈને મરી જવું પડવાનુ.

જેમ બીજાઓ આપણી ન્યાયબુદ્ધિ પર વિશ્વાસ રાખે એમ આપણે ઇચ્છીયે તેમ આપણે પણ બીજાઓની ન્યાયબુદ્ધિ પર વિશ્વાસ રાખવો ઘટે છે આનું જ નામ રામરાજ્ય.

અનેક લોકો એક ધાર્મિક ખ્યાલથી પ્રેરાઇને કંઈ પણ સત્કાર્ય કરવા સ્વેચ્છાથી ભેગા થાય છે ત્યારે જે શક્તિ પેદા થાય છે તે ધાર્મિક શક્તિ છે. પણ સામાન્ય રીતે જેને રાજકીય સામર્થ્ય કહેવામા આવે છે તે અનેક લોકો પર એક માણસ જ્યારે સત્તા ચલાવે છે ત્યારે જ ઉભુ થાય છે. અનેક લોકોની ઇચ્છા જ્યારે થોડા લોકોના અધિકારમા રહે છે, અનેક લોકોની શક્તિ જ્યારે થોડા લોકોની આજ્ઞામા રહે છે, અનેક લોકોના પૈસા જ્યારે થોડા લોકો પોતાની ઇચ્છા મુજબ ખરચી શકે છે, અનેક લોકોના સુખદુખનો જ્યારે થોડા લોકોની મુરાદ બર લાવવા માટે ભોગ અપાય છે, ત્યારે તે સામ્રાજ્યનુ વાતાવરણ છે એમ ગણવું સ્વરાજ્યમા

તેથી જ લોકો તેમને પકડીને ગુલામ બનાવે છે. વરૂ અને વાઘ હિંસક થઈને આપણને લૂંટે છે તેથી જ આપણે તેમને મારી નાખીયે છીયે. દુનિયામાં બીજાં અસંખ્ય પશુપક્ષીઓ પડેલાં છે કે જેઓ નથી આપણને ત્રાસ આપતાં કે નથી સેવા આપતાં. તેઓ સુખેથી પોતપોતાને સ્થાને રહે છે, કેમકે તેઓ સ્વરાજ્યભોગી છે.

સ્વરાજ્યનો અર્થ એ છે કે દરેક માણસ સ્વતન્ત્રતાને લાયક બની જાય. સમાજની ઉન્નતિ અથવા લોકયાત્રા અબાધિત ચાલે એટલા માટે કાંઇ પણ તન્ત્ર તો હોવું જ જોઇયે. એ તન્ત્રનું મહત્ત્વ માણસ પોતે સમજે અને તે પ્રમાણે ચાલે તો તેને બાહ્ય નિયમની જરૂર નથી રહેતી. જો તે તન્ત્ર માણસ સમજી ન શકે તો સમજનાર લોકોને તન્ત્ર પોતાના હાથમાં લેવું પડે છે, એટલે કે પારતન્ત્ર્ય શરૂ થાય છે. ઇશ્વરની ઇચ્છા એવી સ્પષ્ટ છે કે દરેક માણસ સ્વતન્ત્રતા સમજી સ્વતન્ત્ર થઈ જાય. ઇશ્વરની દૃષ્ટિએ માણસ જ્યારે નાલાયક બને છે ત્યારે જ તે પરતન્ત્ર થઈ જાય છે અને બીજાને પણ નાલાયક બનાવે છે. અને તેથી જ પરતન્ત્ર થવું એ સજારૂપ છે, એટલું જ નહિ પણ પાપરૂપ છે. પરતન્ત્ર રહેવું એ ઇશ્વરનો ગુન્હો કર્યા બરાબર છે. પરતન્ત્ર માણસ એટલે ઇશ્વરની નિષ્ફળતા.

## રામરાજ્ય કે સામ્રાજ્ય ?

સ્વરાજ્ય એટલે એવી સ્થિતિ કે જેની અંદર બીજો કોઈ આપણા ઉપર જુલમ કરી ન શકે. આ વ્યાખ્યા સૌ કોઇ સ્વીકારશે; અને આવી વ્યાખ્યા લોકપ્રિય પણ થાય. પણ જરા વિચાર કરતાં આપણે જોઈ શકીશું કે આ જ તત્ત્વ આપણે બીજી ભાષામાં પણ મુકી શકીયે છીયે, અને તે આ પ્રમાણે :

'સ્વરાજ્ય એટલે એવી સ્થિતિ કે જેની અંદર આપણે બીજા કોઇના ઉપર જુલમ ન ગુજારી શકીયે.' આ વ્યાખ્યા અને ઉપરની વ્યાખ્યા વચ્ચે શબ્દભેદ ઉપરાંત કશો તફાવત નથી. છતાં કેટલાક એવા નીકળશે કે જેઓ આ બીજી વ્યાખ્યા ઉત્સાહપૂર્વક પસંદ નહિ જ કરે; તેને બહુ બહુ તો અણગમતા સત્ય તરીકે સ્વીકારશે. સ્વરાજ્ય જો ઇષ્ટ હોય તો તે બધાને સારૂ ઇષ્ટ હોવું જોઇયે. અને તેમ હોય તો જેમ આપણા ઉપર કોઇ જુલમ ન કરી શકે એમ આપણે ઇચ્છીયે છીયે તેમ આપણે પણ બીજા કોઇના

ઉપર જુલમ ન ગુજારવાની સ્થિતિમાં હોવા જોઈયે. તે જ બીજા પણ સ્વરાજ્ય ભોગવે.

કેટલાક એવું ઇચ્છે છે કે આપણા ઉપર જુલમ કરી શકે એટલી તાકાત કોઇ બીજામાં ન હોવી જોઈયે, પણ બીજા ઉપર આપણે જુલમ ન કરી શકીયે એ સ્થિતિમાં તો આપણે હોવા ન જ જોઈયે. આ જ સામ્રાજ્ય-વાદનું મૂળ છે. એવો માણસ પ્રથમથી બીજા ઉપર જુલમ કરવાની વૃત્તિ ધરાવે છે જ એમ નથી, પણ તે કહે છે, 'લોકોએ મારા જુલમથી સુરક્ષિત રહેવા માટે મારી ધર્મબુદ્ધિ અને ન્યાયબુદ્ધિ ઉપર વિશ્વાસ રાખવો જોઈયે, પણ હું પોતે બીજાના જુલમમાંથી સુરક્ષિત રહેવા સારૂ બીજાની ન્યાયબુદ્ધિ ઉપર નહિ પણ મારી પોતાની શક્તિ ઉપર જ આધાર રાખીશ.' આ વૃત્તિ ધાર્મિક નથી. ધર્મના સિદ્ધાન્તો બધાને માટે સરખા જ હોય છે.

શક્તિમાં સમાનતા આજ સુધી થઇ નથી અને કોઈ કાળે થવાની નથી કોઈ શહેરમાં ચેપી રોગ ફાટી નીકળીને બધા જ માંદા થઈને ખાટલે પડ્યા હોય ત્યારે જેમ કોઈ કોઈનું નુકસાન ન કરી શકે, કોઈ કોઈને લૂટી ન શકે, તેમ સાર્વત્રિક અશક્તિમાં એક જાતની સલામતી રહેલી છે, પણ તે મૃત્યુની સમાનતા અને સલામતી છે. હિન્દુસ્તાનમાં એકબીજાની શક્તિની શંકા મનમાં રાખી, એકબીજાની શક્તિને તોડી પાડવાનો પ્રયત્ન કરી આપણે એકબીજાથી સુરક્ષિત થઇ શકીયે, પણ બધાને સરખી જ રીતે અશક્ત કરનાર પ્લેગની પેઠે કોઈ ત્રાહિત શક્તિ લાવીને જ તે બની શકે, માત્ર તેમ કરતાં આપણને બધાને તે ત્રાહિત શક્તિના ભોગ થઈને મરી જવું પડવાનું.

જેમ બીજાઓ આપણી ન્યાયબુદ્ધિ પર વિશ્વાસ રાખે એમ આપણે ઇચ્છીયે તેમ આપણે પણ બીજાઓની ન્યાયબુદ્ધિ પર વિશ્વાસ રાખવો ઘટે છે આનું જ નામ રામરાજ્ય.

અનેક લોકો એક ધાર્મિક ખ્યાલથી પ્રેરાઇને કંઈ પણ સત્કાર્ય કરવા સ્વેચ્છાથી ભેગા થાય છે ત્યારે જે શક્તિ પેદા થાય છે તે ધાર્મિક શક્તિ છે પણ સામાન્ય રીતે જેને રાજકીય સામર્થ્ય કહેવામાં આવે છે તે અનેક લોકો પર એક માણસ જ્યારે સત્તા ચલાવે છે ત્યારે જ ઉભું થાય છે. અનેક લોકોની ઇચ્છા જ્યારે થોડા લોકોના અધિકારમાં રહે છે, અનેક લોકોની શક્તિ જ્યારે થોડા લોકોની આજ્ઞામાં રહે છે, અનેક લોકોના પૈસા જ્યારે થોડા લોકો પોતાની ઇચ્છા મુજબ ખરચી શકે છે, અનેક લોકોનાં સુખદુઃખનો જ્યારે થોડા લોકોની મુરાદ બર લાવવા માટે ભોગ અપાય છે, ત્યારે તે સામ્રાજ્યનું વાતાવરણ છે એમ ગણવું સ્વરાજ્યમાં

જેટલે દરજ્જે લોકોનો એકમત હોય એટલે દરજ્જે જ શક્તિ અને સંપત્તિ એકત્રિત થાય છે, અને તેથી દરેક જણ સ્વતન્ત્ર રહે છે. કોઈ કોઈનો જુલમ સહન કરતું નથી અને કોઈ કોઈના પર જુલમ કરતું નથી.

સામાન્ય લોકોને જ્યારે આપણે કહીએ છીએ કે કોઈનો જુલમ સહન નહિ કરતા, ત્યારે તેઓ કહે છે, 'હા, એ બરાબર છે; એ સ્વરાજ્યનું વાતાવરણ છે.' પણ જ્યારે આપણે કહીએ છીએ કે કોઈના પર જુલમ નહિ કરતા, ત્યારે તેઓ કહે છે કે 'આ તો રામરાજ્યની વાત કરો છો. અમારે રામરાજ્ય નથી જોઈતું. અમારે તો સ્વરાજ્ય જોઈએ છે. માણસનો સ્વભાવ કંઈ બદલાવાનો હતો? તમે અમને સાધુ બનાવવા માગો છો? અમારે તો ફક્ત સ્વરાજ્ય જોઈએ છે.'

આવા લોકો નથી જાણતા કે તેઓ સ્વરાજ્ય નથી માગતા પણ સામ્રાજ્ય માગે છે. ઈશ્વર એવાઓને કહે છે, 'તમને સામ્રાજ્ય તો હું જરૂર આપું; પણ તે તમારું સામ્રાજ્ય નહિ, તમારી ઉપરનું સામ્રાજ્ય.' ઈશ્વર મનમાં હસીને કહે છે, 'જુઓ, આ કેવા દુર્બુદ્ધિ લોકો! એમને સ્વરાજ્ય મળ્યું નથી તે પહેલાં તો સામ્રાજ્યનું મનોરાજ્ય કરવા નીકળ્યા છે!'

. . .

## સ્વરાજ્ય કે રામરાજ્ય?

હિમાલયના એક સાધુને અભિમાનપૂર્વક કહેતાં મેં સાભળ્યા છે કે ભારતવર્ષના તો બે જ રાજા છે—રામ અને કૃષ્ણ. કર લેનાર અને સૈન્યને હુકમ કરનારા 'રાજકડા' ઘણા થયા અને ઘણા થશે, પણ ભારતવર્ષના હૃદય ઉપર રાજ્ય કરનાર બે જ રાજા થયા, અને બન્નેને રાજ્યનો મોહ હતો નહિ.

હિમાલયના શ્રદ્ધાવાન સાધુના વચન આજે સર્વાંશે સત્ય રહ્યા નથી. બલિહારી અંગ્રેજી કેળવણીની કે જેના પ્રતાપે રામરાજ્યની સૂગવાળા કેટલાક ભારતવાસીઓ નીકળ્યા છે. તેઓ કહે છે, અમારે સ્વરાજ્ય જોઈએ છે, 'રામરાજ્ય' નહિ. સ્વરાજ્ય અને રામરાજ્ય વચ્ચે એવો કયો ભેદ આ ભાઈઓ જુએ છે કે જેથી તેમને સ્વરાજ્ય વહાલું અને રામરાજ્ય અળખામણું લાગે છે? અંગ્રેજોને બદલે હિન્દીઓના હાથમાં રાજસત્તા આવે એટલું જ જો આ લોકો ઇચ્છતા હોય તો તે હિન્દી નોકરશાહી થાય. કૅનેડા અથવા ઑસ્ટ્રેલિયામાં જેવું પ્રજાતન્ત્ર છે તેવું જ રાજ્યતન્ત્ર હિન્દુસ્તાનમાં કરવાનો તેમનો ઇરાદો હોય તો તે હિન્દી રાજ્ય થાય, તે સ્વરાજ્ય થાય નહિ.

પરમાત્માએ હિન્દુસ્તાનને એવી સ્થિતિમા મુકેલ છે કે રામરાજ્ય વગર અહીં સ્વરાજ્ય સંભવે જ નહિ.

સ્વરાજ્ય એટલે સૌ કોઈનું રાજ્ય. ગરીબ ખેડૂતો, મજૂરો, અન્ત્યજો અને બીજા બધા દબાયેલા વર્ગો જેની અંદર નિર્ભય થઈને રહે, બીજા વર્ગો જેટલા જ રાજદ્વારી બાબતમા હક્કો ભોગવે અને બીજા કોઈ પણ વર્ગના સ્વાર્થ અને જોહુકમીના ભોગ થઇ ન પડે એવું જે રાજ્ય તે સ્વરાજ્ય. ગરીબોને નીચોવી તેમના પરસેવાના પૈસા જે સ્થિતિમા થઈ શકે છે તે સ્વરાજ્ય નથી દેશના કરોડો રૂપીયા પરદેશ મોકલી તેને સાટે દેશમા કાયમનો ભૂખમરો દાખલ કરી કમાણી કરનાર વર્ગ જે સ્થિતિમા રળી શકે છે તે સ્વરાજ્ય નથી ' અમારે રામરાજ્ય નથી જોઇતું પણ સ્વરાજ્ય જ જોઇયે છે, ' એમ કહેનારાઓ મોટે ભાગે પોતાનું જ રાજ્ય ઇચ્છે છે, સૌનું નહિ.

સ્વરાજ્ય મેળવી પછી રામરાજ્ય સ્થાપવાનો પ્રયત્ન યથાકાળે કરીશુ એમ આ લોકો કેટલીક વાર દલીલ કરે છે, પણ એ દલીલ તે દલીલ જ હોય છે. અધિકાર પ્રાપ્ત થતા પહેલા જેમના મનમા રામરાજ્ય વિષે આસ્થા નથી તેઓ સત્તાધારી થયા પછી રામરાજ્યને માટે મથવાનું શરૂ કરે એમ ભાગ્યે જ બને છે, અને આજે તો હિન્દુસ્તાનમા ઉપર વર્ણવેલુ રામરાજ્ય સ્થાપવુ જેટલુ સહેલુ છે તેટલુ કહેવાતું સ્વરાજ્ય સ્થાપવુ સહેલું નથી •

સ્વરાજ્યને માટે એટલે કે અન્ય દેશોમા હોય છે તેવુ પ્રજાતન્ત્ર મેળવવા માટે પ્રયત્ન કરવો કઇ ખોટો નથી, પણ હિન્દુસ્તાનમા રામરાજ્યને વગોવી તે થઇ નહિ શકે એટલુ આપણે જરૂર ધ્યાનમા રાખવુ જોઇયે.

• •

## સ્વતન્ત્રતાનું અપમાન

સુખ માગે છે તો દરેક માણસ, પણ ભાગ્યે જ કોઇ માણસ સુખી હોય છે તે જ પ્રમાણે દરેક માણસ સ્વતન્ત્રતા ચાહે છે, છતા દુનિયામા સ્વતન્ત્રતા બહુ જ વિરલ છે એનું કારણ શુ ? એનું કારણ એટલુ જ કે સ્વાર્થી માણસ બીજાનું સુખ છીનવી લે છે, બીજાની સ્વતન્ત્રતા ઉપર તરાપ મારે છે પોતે સ્વતન્ત્ર થવુ એ વખતે દરેક માણસના હાથની વાત ન ગણાય, પણ બીજાની સ્વતન્ત્રતા છીનવી ન લેવી એ તો દરેકના હાથમા છે જ

ઘણા પોતાને સ્વતન્ત્રતાના ઉપાસક તરીકે ઓળખાવે છે, પણ સ્વતન્ત્રતાનો સાચો ઉપાસક તે દેવીનું રાજ્ય સર્વત્ર ઇચ્છે છે. જેમ પોતાને ઘેર તેમ પરોશીને ઘેર, અને જેમ પરોશીને ત્યાં તેમજ પારકાને ત્યાં. મારા મિત્રો સ્વતન્ત્ર રહે અને મારા શત્રુઓ પરતન્ત્રતામાં રહે એમ ઇચ્છનારો માણસ સ્વતન્ત્રતાદેવીનો ઉપાસક નથી. તે સ્વતન્ત્રતાને પોતાના રાગદ્વેષની દાસી બનાવવા માગે છે.

એક કવિ કહે છે, 'મને સ્વતન્ત્રતા પ્રિય છે. દુનિયામાં એકે એવી મૂલ્યવાન વસ્તુ નથી કે જેને સાટે સ્વતન્ત્રતા જતી કરી શકાય. છતાં હું કહું છું કે બીજાને ગુલામીમાં નાખવા કરતાં હું પોતે જ ગુલામ થઈ જાઉં એ હજાર દરજ્જે બહેતર; બીજાના પગમાં બેડી નાખવા કરતાં હું પોતે જ બેડીનું બંધન સહન કરું એ મને વધારે પસંદ છે.'

આનું નામ સ્વતન્ત્રતાની ઉપાસના. હિન્દ જ્યારે આવી ઉપાસના કરશે ત્યારે દુનિયામાં કોઇ પણ જાલિમ તેને અંકુશમાં રાખી નહિ શકે. આપણે આ મોક્ષભૂમિમાં ઘણાયે લોકોને બંધનમાં રાખેલા છે. ડહાપણનો ડોળ કરી આપણે સ્ત્રીઓને અજ્ઞાનમાં અને આશ્રિતદશામાં રાખેલી છે. ધર્મને નામે આપણે અનેક જાતિઓનું સ્વાભાવિક સ્વાતન્ત્ર્ય મર્યાદિત કર્યું છે. શુદ્ધિ અશુદ્ધિનું બહાનું કાઢી આપણે અન્ત્યજોને સામાજિક પુરુષાર્થના સર્વસાધારણ લાભોથી વંચિત રાખ્યા છે. આપણા હાથમાં પૈસાની સત્તા છે તેને જોરે આપણે માનીયે છીયે કે બાર કલાક મજૂરી કરનાર મજૂર ફક્ત બે રોટલાનો જ ધણી છે. દરેક પરિસ્થિતિનો લાભ લઇ આપણે બીજાને આશ્રિત કરવા માગીયે છીયે.

જેના ઘરમાં આશ્રિતો ઘણા છે તે મોટા શેઠ અથવા માલિક ગણાય છે. પણ સ્હેજ વિચાર કરતાં જણાશે કે જેણે નોકરોનો આશ્રય કર્યો છે, જે બીજાની સેવા પર આધાર રાખે છે તે ભારેમાં ભારે આશ્રિત છે હિન્દુસ્તાન આશ્રિતોનું એક રાષ્ટ્ર બની ગયું છે.

જ નહિ ? મજૂર અને શેઠ એ બે વર્ગ રહેવાના જ, તે તમે કેમ કાઢી નાખી શકો ? વાત સાચી છે. એક ખેડૂત બીજા ખેડૂતની મદદમા જાય છે તેમા કોણ કોનો નોકર ? આપણે વકીલ કે દાક્તરની સેવા લઇયે છીયે તેમા કોણ કોનો આશ્રિત ? જ્યા પ્રેમ અને આદર હોય ત્યા જ સેવાની આપને થી જોડી અને એ જ સમન્વ જાતિ જાતિ વચ્ચે અને રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે જોઇયે

લોકોને આવી સ્વતન્ત્રતા નથી જોઇતી સ્વતન્ત્રતાને નામે તેમને અધિકાર જોઇયે છે, સત્તા જોઇયે છે, બીજાનું સુખ અને સ્વતન્ત્રતા છીનવી લેવાનો અધિકાર જોઇયે છે અને માટે જ તેઓ ઉન્મત્ત થઇ કહે છે, 'અમને રાજકીય સ્વાતન્ત્ર્ય જોઇયે છે તમે અમને ધર્મનિષ્ઠ કરવા માગો છો કે શુ ? તમે અમને સજ્જન—સાધુ બનાવવા માગો છો કે શુ ? અમારો તમારી સાથે એવો કરાર ન હતો અમે જેવા છીયે તેવા જ રહેવા માગીયે છીયે મરવાનું કહો કે મારવાનુ કહો તે અમે સમજી શકીયે છીયે, સ્વતન્ત્રતા માટે તેટલુ કરીયે, પણ નિષ્પાપ બનવાનું કહો તો અમારો ખાસ વાંધો છે ' બિચારી સ્વતન્ત્રતા બીતી આખે કહે છે, 'પવિત્રતા એટલે જ સ્વતન્ત્રતા. પવિત્રતાની દાસી કરી તમે મારૂ અપમાન કરો છો '

## શુદ્ધ સ્વરાજ્ય

આજે હિન્દુસ્તાનમા અનેક જાતનું સ્વરાજ્ય સ્થાપવાની જરૂર છે રાજદ્વારી સ્વરાજ્ય તો આપણે સરકાર સામે લડીયે છીયે તે રીતે વહેલું-મોડુ મેળવી શકીયે પણ હિન્દુસ્તાનનુ રાષ્ટ્રીય સ્વરાજ્ય એથી મોટુ છે સ્વરાજ્ય એટલે પોતપોતાનું રાજ્ય જે સ્થિતિમા સમાજનો કોઇ પણ અશ કે વર્ગ બીજા કોઇ પણ અશ કે વર્ગથી દબાયેલો ન હોય, તેમજ જે સ્થિતિમા સમાજનો દરેક વર્ગ પોતાના સર્વ હિતસબન્ધ સમાજના બીજા કોઇ પણ વર્ગના હાથમા સુરક્ષિત છે એમ માને તે જ શુદ્ધ સ્વરાજ્ય

હિન્દુમુસલમાન વચ્ચે અવિશ્વાસ હોય ત્યા સુધી સ્વરાજ્ય નથી અન્ત્યજોને બ્રાહ્મણરાજ્ય થશે એવી બીક લાગે ત્યા સુધી સ્વરાજ્ય નથી સ્ત્રીઓને પોતાની ઉન્નતિ સારૂ પુરુષોના મો તરફ તાકી રહેવુ પડે ત્યા સુધી સ્વરાજ્ય નથી અને મજૂરોને પોતાની મહેનતનો મોટો ભાગ મૂડીવાળાને નછૂટકે અર્પણ કરવો પડે એવી દશા હોય ત્યા સુધી પણ સ્વરાજ્ય નથી

ઘણા પોતાને સ્વતન્ત્રતાના ઉપાસક તરીકે ઓળખાવે છે, પણ સ્વતન્ત્રતાનો સાચો ઉપાસક તે દેશીનું રાજ્ય સર્વત્ર ઇચ્છે છે જેમ પોતાને ઘેર તેમ પડોશીને ઘેર, અને જેમ પડોશીને ત્યાં તેમજ પારકાને ત્યાં. મારા મિત્રો સ્વતન્ત્ર રહે અને મારા શત્રુઓ પરતન્ત્રતામાં રહે એમ ઇચ્છનારો માણસ સ્વતન્ત્રતાદેવીનો ઉપાસક નથી. તે સ્વતન્ત્રતાને પોતાના રાગદ્વેષની દાસી બનાવવા માગે છે.

એક કવિ કહે છે, 'મને સ્વતન્ત્રતા પ્રિય છે. દુનિયામા એકે એવી મૂલ્યવાન વસ્તુ નથી કે જેને સારુ સ્વતન્ત્રતા જતી કરી શકાય. છતા હું કહું છું કે બીજાને ગુલામીમા નાખવા કરતા હું પોતે જ ગુલામ થઈ જાઉં એ હજાર દરજ્જે બહેતર; બીજાના પગમા બેડી નાખવા કરતા હું પોતે જ બેડીનું બંધન સહન કરું એ મને વધારે પસંદ છે.'

આનું નામ સ્વતન્ત્રતાની ઉપાસના. હિન્દ જ્યારે આવી ઉપાસના કરશે ત્યારે દુનિયામા કોઇ પણ જાલિમ તેને અંકુશમાં રાખી નહિ શકે. આપણે આ મોક્ષભૂમિમાં ઘણાયે લોકોને બંધનમાં રાખેલા છે. ડહાપણનો ડોળ કરી આપણે સ્ત્રીઓને અજ્ઞાનમા અને આશ્રિતદશામા રાખેલી છે. ધર્મને નામે આપણે અનેક જાતિઓનું સ્વાભાવિક સ્વાતન્ત્ર્ય મર્યાદિત કર્યું છે. શુદ્ધિ અશુદ્ધિનું બહાનું કાઢી આપણે અન્ત્યજોને સામાજિક પુરુષાર્થના સર્વસાધારણ લાભોથી વંચિત રાખ્યા છે. આપણા હાથમા પૈસાની સત્તા છે તેને જોરે આપણે માનીયે છીયે કે બાર કલાક મજૂરી કરનાર મજૂર ફક્ત બે રોટલાનો જ ધણી છે. દરેક પરિસ્થિતિનો લાભ લઇ આપણે બીજાને આશ્રિત કરવા માગીયે છીયે.

જેના ઘરમા આશ્રિતો ઘણા છે તે મોટો શેઠ અથવા માલિક ગણાય છે પણ સ્હેજ વિચાર કરતા જણાશે કે જેણે નોકરોનો આશ્રય કર્યો છે, જે બીજાની સેવા પર આધાર રાખે છે તે બારેમા બાર આશ્રિત છે. હિન્દુસ્તાન આશ્રિતોનું એક રાષ્ટ્ર બની ગયુ છે.

જો આપણામા સ્વતન્ત્રતાની લાલસા સાચે જ હૃદયની હોય તો આપણે પ્રથમ એ તપાસીશુ કે આપણે કોના કોના પર જુલમ કરીયે છીયે. આનુ જ નામ આત્મશુદ્ધિ છે. આપણે કોઇને આશ્રિત નહિ રાખીયે એટલે કોઇના આશ્રિત રહેવાની દુર્દશા આપણા પર નહિ આવે. માણસ પૈસાનો મોટો સંગ્રહ કરે છે પૈસામા અનેક લોકોને આશ્રિત કરવાની શક્તિ હોય છે. કોઈ પણ માણસ પાસે ધનનો સંગ્રહ જોઇને જ ઘણા લોકો તેના પ્રત્યે આશ્રિત વૃત્તિ કેળવે છે, અને છતા કહે છે કે અમારે સ્વાતન્ત્ર્ય જોઇયે છે

અહી કેટલાક પૂછે છે, 'તો શુ દુનિયામા કોઇએ કોઇનું કામ કરવું

ત્યારે, જેની સાથે આપણે આખો જન્મારો ગાળીએ છીએ, જેના હાથમાં આપણી પ્રજાની પ્રથમ સંસ્કારની કેળવણી રહે છે તે સ્ત્રીને જો આપણે અજ્ઞાન, વહેમી અને વિલાસપ્રિય રહેવા દઈશું તો આપણી હમેશાં બૂરી જ દશા રહેવાની. સેનામાં અર્ધોઅર્ધ બીકણ લોકોની ભરતી કરી જો કોઈ સેનાપતિ વિજય મેળવી શકતો હોય તો પોતાની સ્ત્રી, બહેન, દીકરી કે માને અજ્ઞાન રાખી આપણે કૌટુમ્બિક જીવન—રાષ્ટ્રીય જીવન ઉન્નત કરી શકીએ.

સ્ત્રીઓને દેશની સ્થિતિ સમજાવી જોઈએ. દેશના ઉદ્ધારનો બોજો ઉપાડવાની સ્ત્રીઓને તક મળવી જોઈએ. સ્ત્રીઓની દયા ખાઈ આપણે તેમને જો આપણી જાહેર પ્રવૃત્તિની મુશ્કેલીઓમાંથી બહાર ગણીશું તો તેઓ અબળાની અબળા જ રહેવાની.

*　　　*　　　*

પુરુષો સ્ત્રીઓને પોતાની આશ્રિત માને એ તેમનું ભારેમાં ભારે અપમાન છે. જે બીજાને આશ્રિત માને છે તેને કોઈ ત્રીજો આશ્રિત બનાવે છે. સ્ત્રીઓની આશ્રિતતાના વખાણ કરનાર પંડિતો આખરે પોતે જ આશ્રિત બન્યા એ એનું ઉદાહરણ છે.

## જાલિમ તે જ ગુલામ

ઢાલની એક બાજુ બેસી ગયેલી હોય છે અને બીજી બાજુ ઉપસેલી હોય છે. પરસ્પર વિરુદ્ધ દેખાવા છતાં તે બન્ને એક જ ઢાલની બે બાજુઓ છે. તે જ પ્રમાણે જાલિમ અને ગુલામ એ પરસ્પર વિરુદ્ધ ભાસવા છતાં એક જ ચીજની બે બાજુઓ છે. જે માણસ એક તરફથી જુલમ ગુજારવા તૈયાર થાય છે તે જ, બીજી તરફથી જોઈએ તો, જુલમ સહન કરવા પણ તૈયાર દેખાશે. બન્નેમાં વૃત્તિ એક જ હોય છે. જે માણસ સ્વાર્થને ખાતર બીજાને અન્યાય કરવા પ્રવૃત્ત થાય છે તે પોતાનો સ્વાર્થ ડૂબવાનો ભય આવી પડતાં પોતે અન્યાય સહન કરવા તૈયાર થઈ જાય છે. જે પાટીદાર વાળંદ કે કુંભાર ઉપર જુલમ ગુજારે છે તે જ પાટીદાર પોતાનાથી જબરદસ્ત માણસ આગળ કે અમલદાર આગળ ગાય બની જતો અને ગમે તેવો અન્યાય સહન કરી લેતો જોવામાં આવશે. આ કુદરતી કાનૂન છે. જે બીજા ઉપર જુલમ નથી કરતો તેનામાં જ જુલમની સામે થવાની વીરવૃત્તિ આવી શકે છે.

આજની હીલચાલમા આપણે આ ચારે પ્રશ્ન હાથમા લીધા છે હકીમ અજમલખાન જેવાના પ્રયાસથી હિન્દુમુસલમાન વચ્ચેની એકતા દહાડે દહાડે દૃઢ થતી જાય છે. ખાદી દ્વારા મજૂરોના સવાલનો ઉકેલ આવતો જાય છે પોતાના મોતની ઘડી આવી ગઇ છે એવી અસ્પૃશ્યતાને જાણ થઇ ગઇ છે અને સમાજમા સ્ત્રીઓ પોતાનુ સ્વાભાવિક સ્થાન ધીમેધીમે લઇ રહી છે. દેશમા ધીમેધીમે આત્મશુદ્ધિ થતી જાય છે અને પ્રજામા પોતાના કર્તવ્યનુ ભાન જેમ જેમ વધશે તેમ તેમ આત્મશુદ્ધિ પણ વધવાની જ. વ્યસનમા જેમ ઉત્સાહ હોય છે તેમ આત્મશુદ્ધિમા પણ ઉત્સાહ હોય પ્રજામા એકવાર આત્મશુદ્ધિનો ઉત્સાહ આવી ગયો એટલે તે ક્યાયે અટકવાની નથી.

હિન્દુસ્તાનમા ખેડૂત યા મજૂર, અન્ત્યજ અને સ્ત્રીઓ—આ ત્રણ વર્ગ દબાયેલા છે તેમનો ઉદ્ધાર જ્યારે થશે ત્યારે જ સમાજમા બળનો સચાર થવાનો છે એ અનુભવ કાર્યકર્તાઓને દહાડે દહાડે થતો જાય છે. અને એ ત્રણ વર્ગની ઉન્નતિ કરવી એ સ્વરાજ્યવાદી તરીકેની આપણી ફરજ છે એમ લોકો સમજતા થયા છે

* * *

જ્યા જુલમ થયો છે ત્યા તેનો નાશ બે તરફથી થવો જોઇયે. જુલમનો લાભ લેનાર લોકોએ ધાર્મિક વૃત્તિ કેળવી જુલમ અટકાવવો જોઇયે, અને જુલમનો ભોગ થઈ પડેલા લોકોએ તેજસ્વી સહનશીલતા કેળવી જુલમને વશ થતા અટકવુ જોઇયે.

ઉપલા ત્રણ વર્ગોની અવનતિનુ કારણ આ ત્રણ વર્ગોની ઉપર સવાર થનાર પ્રતિષ્ઠિત લોકોનુ ગુમાન અથવા સ્વાર્થ છે જે માણસ પોતે શારીરિક શ્રમ કરતો નથી તે અપગ જેવો । છે તેને કઇ નહિ તો પોતાની અપગતા વિષે શરમ તો ઉપજવી જોઇયે જ તેને બદલે તે પોતાની અપગતાને પ્રતિષ્ઠાનુ સ્વરૂપ આપી તેને માટે મગરૂર બને છે અને પછી જે વર્ગોની સેવા લીધા વિના તેનો છૂટકો નથી તેમનો પાડ માનવાને બદલે તેમને નીચ લેખે છે અને પોતાને શ્રેષ્ઠ ગણાવે છે. આજે સમાજમા ઉજળા અને દુબળા એવો જે ભેદ છે તેનુ આ જ કારણ છે.

આપણે સ્ત્રીઓને પણ આવા જ કારણસર અબળા એ નામ આપેલુ હોવુ જોઇયે અન્ત્યજોની સેવા લઇયે અને છતા તેમને અસ્પૃશ્ય રાખીયે, ખેડૂતો અને મજૂરોની સેવા લઇયે છતા તેમને નિર્ધન દશામા સબડાવીયે, અને સ્ત્રીઓ પાસે નિરતર સેવા લઇ તેમને અજ્ઞાન ને અશાન જ રાખીયે એ આપણુ મહાનમા મહાન પાપ છે જેને આપણે સહધર્મચારિણી કહીયે

ધરે, એના સાથે આપણે આખો જન્મારો ગાળીએ છીએ, જેના હાથમાં આપણી પ્રજાની પ્રથમ સંસ્કારની કેળવણી રહે છે તે સ્ત્રીને જો આપણે અજ્ઞાન, વહેમી અને નિરુદ્યમપ્રિય રહેવા દઈશું તો આપણી હમેશાં બૂરી જ દશા રહેવાની. એનામાં અર્ધોઅર્ધ બીમાર લોકોની ભરતી કરી જો કોઇ સેનાપતિ વિજય મેળવી શકતો હોય તો પોતાની સ્ત્રી, બહેન, દીકરી કે માને અજ્ઞાન રાખી આપણે કૌટુમ્બિક જીવન—રાષ્ટ્રીય જીવન ઉચ્ચ કરી શકીએ.

સ્ત્રીઓને દેશની સ્થિતિ સમજાવી જોઈએ. દેશના ઉદ્ધારનો બોજો ઉપાડવાની સ્ત્રીઓને તક મળવી જોઈએ. સ્ત્રીઓની દયા ખાઈ આપણે તેમને જો આપણી જાહેર પ્રવૃત્તિની મુશ્કેલીઓમાંથી બહાર રાખીશું તો તેઓ અબળાની અબળા જ રહેવાની.

*　　　　*　　　　*

પુરુષો સ્ત્રીઓને પોતાની આશ્રિત માને એ તેમનું બારેમાં બારે અપમાન છે. જે બીજાને આશ્રિત માને છે તેને કોઈ ત્રીજો આશ્રિત બનાવે છે. સ્ત્રીઓની આશ્રિતતાના વખાણ કરનાર પંડિતો આખરે પોતે જ આશ્રિત બન્યા એ એનું ઉદાહરણ છે.

## જાલિમ તે જ ગુલામ

ઢાલની એક બાજુ બેસી ગયેલી હોય છે અને બીજી બાજુ ઉપસેલી હોય છે. પરસ્પર વિરુદ્ધ દેખાવા છતાં તે બન્ને એક જ ઢાલની બે બાજુઓ છે. તે જ પ્રમાણે જાલિમ અને ગુલામ એ પરસ્પર વિરુદ્ધ ભાસવા છતાં એક જ ચીજની બે બાજુઓ છે. જે માણસ એક તરફથી જુલમ ગુજારવા તૈયાર થાય છે તે જ, બીજી તરફથી જોઈએ તો, જુલમ સહન કરવા પણ તૈયાર દેખાશે. બન્નેમાં વૃત્તિ એક જ હોય છે. જે માણસ સ્વાર્થને ખાતર બીજાને અન્યાય કરવા પ્રવૃત્ત થાય છે તે પોતાનો સ્વાર્થ ડૂબવાનો ભય આવી પડતાં પોતે અન્યાય સહન કરવા તૈયાર થઈ જાય છે. જે પાટીદાર વાઘરી કે કુંભાર ઉપર જુલમ ગુજારે છે તે જ પાટીદાર પોતાનાથી જબરદસ્ત માણસ આગળ કે અમલદાર આગળ ગાય બની જતો અને ગમે તેવો અન્યાય સહન કરી લેતો જોવામાં આવશે. આ કુદરતી કાનૂન છે. જે બીજા ઉપર જુલમ નથી કરતો તેનામાં જ જુલમની સામે થવાની વીરવૃત્તિ આવી શકે છે

આજે આપણામા કેટલાયે એવા રિવાજો ઉતરી આવેલા છે કે જેનાથી ગરીબોને અન્યાય ખમવા પડે છે. લાબી ટેવને લીધે આપણે અન્યાયને અન્યાય તરીકે ઓળખી પણ શકતા નથી. મદ્રાસ ઇલાકામા કેટલેક ઠેકાણે અન્ત્યજોને રસ્તા ઉપરથી જતા પોતાનો છાયડો ઉચ્ચ વર્ણના લોકો ઉપર ન પડે એવી કાળજી રાખીને ચાલવુ પડે છે. ગુજરાતમા જૂનામા જૂના માણસો પણ આ પ્રથામા રહેલો અન્યાય સમજી શકશે પણ ત્યાના લોકોને તો તે પોતાનો હક જ ભાસે છે. એ જ રીતે આપણે ત્યા પણ એવા કેટલાયે જુલમો હશે કે જે ટેવ અને સ્વાર્થને લીધે આપણને સ્વાભાવિક અથવા યોગ્ય લાગતા હશે. જ્ઞાતિભેદને લીધે બીજી જ્ઞાતિઓના દુ ખો તરફ આપણુ દુર્લક્ષ રહેવાના ઘણો સંભવ હોય છે. જ્ઞાતિભેદ એ વ્યવસ્થા છે. સમાજની દુરવસ્થા કરવાનુ—સમાજના કકડા કરવાનુ તે સાધન ન થવુ જોઇયે જો આપણે જ્ઞાતિને ટકાવવા માગતા હોઇયે તો અન્ય જ્ઞાતિના લોકો તરફ આપણુ વર્તન પ્રેમ અને આદર ભર્યું રહે એ તરફ આપણે ખાસ ધ્યાન આપવુ જોઇયે. નહિ તો આપણે હાથે પાર વગરનો અન્યાય થતો રહેતા છતા આપણને તેનુ ભાન પણ નહિ હોય. દક્ષિણમા દુરાગ્રહી લોકોએ બેહદ હઠ પકડી તેને પરિણામે બ્રાહ્મણબ્રાહ્મણેતર વચ્ચે પ્રેમસંબન્ધનો લોપ થયો અને હવે બ્રાહ્મણો જે કઇ કરે તેમા બીજી કોમો બ્રાહ્મણોના સ્વાર્થ અને જોહુકમી જ જુએ છે. બ્રાહ્મણ વિષેનો અવિશ્વાસ એ ત્યા સ્વરાજ્યના પન્થમા ખાડ સમાન થઇ પડયો છે. —

જેમને સ્વરાજ્ય જોઇયે છે તેમણે આપણું સામાજિક ઐકય દૃઢ કરવાના સઘળા ઉપાયો અખત્યાર કરવા જોઇયે. આપણે જ્યા સુધી નીચલી કોમો ઉપર જુલમ ગુજારતા રહીયે છીયે ત્યા સુધી અંગ્રેજી રાજ્ય અને તેનો જુલમ માથે વહન કર્યે જ આપણો છૂટકો છે. જબરદસ્તીથી આપણે સ્વરાજ્ય ટકાવી શકવાના નથી સ્વરાજ્ય એટલે સૌનુ રાજ્ય એકના ભોગે બીજો એક જણ હક ભોગવે એ સ્વરાજ્ય નથી. જ્યા સુધી આપણે ભયભીત દશાનુ વાતાવરણ પેદા કરીયે છીયે અથવા સાખી શકીયે છીયે ત્યા સુધી આપણે સ્વરાજ્યને માટે લાયક નથી સ્વરાજ્ય એટલે અભય,—આપણાથી કોઈ બ્હીયે નહિ અને આપણે કોઇથી બ્હીયે નહિ આમ થાય ત્યારે જ દેશમા સ્વરાજ્ય થયુ એમ જાણવુ

આ બન્ને સ્થિતિ આપણા જ હાથમા છે ફક્ત તેને માટે આપણે આપણુ જીવન નિર્મળ દૃષ્ટિએ તપાસવુ જોઇયે અને ખોટા સ્વાર્થ અને ખોટી પ્રતિષ્ઠાનો મોહ છોડી દઈ આપણી રહેણીમા વરતો ફેરફાર કરવો જોઇયે ખાદીનો લેબાસ એ તેનુ મગળાચરણ છે.

# સ્વરાજ્યવૃત્તિ

દેશમાં ભિન્ન ભિન્ન વર્ગોમા જ્યારે પરસ્પર પ્રેમ, મમભાવ અને આદર હોય ત્યારે જ સ્વરાજ્ય સંભવે છે. એકબીજાની લાગણી પ્રત્યે કોમળતાનો ભાવ હોય અને પોતાની લાગણીનો આગ્રહ ન રાખવાની ઉદારતા હોય ત્યારે જ સમાજ સ્વરાજ્ય ચલાવી શકે છે. પરસ્પર વર્તનમાં પ્રેમથી જ એકતા આવી શકે છે, એકલા ન્યાયથી નહિ. જ્યા ન્યાયનો જ આગ્રહ હોય ત્યા ન્યાય આપનાર ત્રીજા પક્ષ કે સત્તાની અપેક્ષા રહે છે. અને આ ત્રીજા પક્ષની સત્તા સ્વીકારી એટલે સ્વરાજ્ય તૂટયું. વ્યક્તિ વ્યક્તિ વચ્ચે ન્યાય આપવા સ્વરાજ્ય સમર્થ હોય છે, નાની નાની ન્યાતોને ન્યાય આપવાની સત્તા પણ સ્વરાજ્યમા હોય છે, પણ મોટા મોટા વર્ગો કે કોમો વચ્ચે જો વિગ્રહ થાય તો સ્વરાજ્ય ટકી જ ન શકે. ત્યા તો પોતે ખમીને બીજાની સગવડ કરી આપવાની વૃત્તિ કેળવેલી હોવી જોઇયે

અને આ વૃત્તિ માટે જે ઉદારતા જોઇયે છે તે દરેક પક્ષે કે કોમે કેળવી લેવી રહી. બીજા પાસેથી માગવાની ટેવથી ઉદારતા કેળવાતી નથી. પોતે એ ઉદારતા કેળવે અને શ્રદ્ધા રાખે કે બીજામા પણ તેનો પડઘો પડ્યા વગર રહેવાનો નથી. બન્ને વર્ગને કે કોમને હમેશને માટે એકઠા રહેવુ છે એ ખ્યાલથી જ ઉદારતા કેળવાય છે માત્ર જ્યા આવી એકતા ન હોય ત્યા તે કેળવતી વખતે બહુ જ કાળજી રાખવી જોઇયે. નાના છોડની આપણે ખૂબ સંભાળ લઇયે છીયે અને જાણીયે છીયે કે તે જ છોડ મોટું વૃક્ષ થયા પછી મદોન્મત્ત હાથીને હંફાવવાનો છે. તેવી જ વૃત્તિ આપણને રાષ્ટ્રીય એકતા. વિષે હોવી જોઇયે.

જ્યારે આપણે ત્યા સ્વરાજ્ય હતુ ત્યારે એક કોમ બીજી કોમની ઠઠ્ઠા મશ્કરી ગમે તેટલી કરતી. દરેક ભાષામા કોમ પરત્વે જે કહેવતો છે તે આ સ્થિતિની સૂચક છે. પણ જ્યારે પરસ્પર અણવિશ્વાસ કે કડવાશ હોય ત્યારે દરેક કોમે ખૂબ સાવચેતી રાખવી જોઇયે અને પરસ્પર પ્રેમ, વિશ્વાસ અને ઉદારતા બતાવવાની એકે તક જતી ન કરવી જોઇયે. એટલુ જ નહિ પણ પ્રયત્નપૂર્વક એવી તકો શોધવી જોઇયે અથવા ઉપજાવી કાઢવી જોઇયે

બીકને પ્રસગે એકબીજાને મદદ કરવી અને એકબીજાનુ દુ ખ પોતાનું જ માની લેવુ એ સરસમા સરસ તક છે પણ એવી તક આપણે માગવા બેસતા નથી. સાર્વાર કરવાની તક મળે એટલા માટે સ્નેહી માંદા પડે એમ તો આપણે ન જ ઇચ્છીયે. છતા એવા પ્રસગો આ દુ ખી દુનિયામા હમેશા આવ્યા જ કરે છે. તે વખતે આપણે વહારે ધાવાનુ ન ચૂકીયે એ જરૂરનું છે.

પરસ્પર પ્રેમ અને એકતા કેળવવાનો બીજો પ્રસંગ આપણા ઉત્સવો ને તહેવારો છે. અત્યાર સુધી આપણે એ પ્રસંગોનો આ પ્રકારનો લાભ લીધો જ નથી એમ કહીએ તો ચાલે ઉલટું અનેકવાર એવા પ્રસંગોએ આપસમા ખટરાગ અને કજીયા જ ઉભાં કર્યા છે.

ઉત્સવોમા માણસની વૃત્તિ વ્યસિન હોય છે, ઉત્સવોમાં માણસને વિનોદ સુઝે છે. અને ઘણીવાર વિનોદ મશ્કરી અને ટોળનું સ્વરૂપ પકડે છે. વિનોદ એ માનવી સૌન્દર્ય જેવો છે. તે જેટલો કલ્યાણકારક છે તેટલો વિનાશકર્તા પણ થઇ જાય છે. દુષ્ટતાથી જેટલું નુકસાન કરતાં માણસની હિંમત નથી ચાલતી તેટલું નુકસાન માણસ સ્હેજ વિનોદમા કરી નાખે છે. આ આસુરી અને સ્વરાજ્યવિઘાતક વિનોદમાથી કે મશ્કરીમાંથી આપણા લોકોએ બચી જવું જ જોઇએ. મશ્કરીનો અતિરેક પ્રાણહાનિ સુધી જાય એ કેવી મશ્કરી? જ્યા પરસ્પર અવિશ્વાસ રહેલો છે ત્યાં મશ્કરી કરવાનો અધિકાર જ ન હોય

## રાજકારણની આભડછેટ

જેમણે પોતાનુ જીવન ધર્મને અર્પણ કર્યું છે તેમનાથી રાજકારણમા માથું ન મરાય એવી એક માન્યતા ઘણાના મનમા હોય છે. એક રીતે તે સાચી છે. ઘણીવાર દેશ દેશ વચ્ચે અથવા પક્ષ પક્ષ વચ્ચે જે રાજદ્વારી ઝગડા ચાલે છે તે શુદ્ધ સ્વાર્થના અથવા મતલબના જ હોય છે. એમાથી એકે બાજુને ધર્મનો ખ્યાલ સ્પર્શતો જ નથી હોતો, અને તે ઝગડાનુ ફળ પણ કઇક દુન્યવી લાભ જ હોય છે. આવી સ્થિતિમા ધાર્મિક માણસનો સ્પષ્ટ ધર્મ એ જ હોઇ શકે કે એવી રાજદ્વારી ખટપટથી તે અળગો રહે.

પણ ધાર્મિક માણસ કંઇ એવા કાયર તો ન જ હોય કે ઝગડાના નામ માત્રથી નાસે. સ્વાર્થના ઝગડાઓ કરતા બીજા પણ ઝગડાઓ આ સસારમાં ઉભા થતા જોવામા આવે છે. આખી દુનિયામા ન્યાય અને દયાધર્મ સ્થાપન કરવા માટે અધર્મ સામે દિગન્ત ઝુબેશ ચલાવવી જ જોઇયે, અને ધાર્મિક માણસની મોટામા મોટી ફરજ કઇ હોય તો બહાદુરીથી આવા ઝગડાઓમા ઉતરવુ એ છે. એ જ આ દુનિયામા તેના જીવતરનો હેતુ છે.

દરેક યુગમાં અધર્મ જુદું જુદુ સ્વરૂપ ધારણ કરે છે, કેમકે સેતના

બહુરૂપી છે, કામરૂપી છે. ઈશુ ખ્રિસ્તના વખતમાં સેતાને ધર્માચાર્યોનું રૂપ ધારણ કર્યું હતું, તેથી જ ઈશુએ તેમને દેવમન્દિરોમાંથી કાઢી મુકવા તેમની સામે પોતાનો ચાબુક ઉગામ્યો. મન્દિરો પણ આખરે તો દુન્યવી જ વસ્તુ છે એમ કહી તેઓ સ્વસ્થ બેસી નહિ.

ધર્મ વિરક્ત છે, છતાં વીર છે. ધર્મમાં આસક્તિ નથી તેમજ કાયરતા પણ નથી. તેથી સાચો ધાર્મિક પુરુષ જ્યાં અધર્મ જુએ ત્યાં વીરોચિત ઝુંબેશ ઉઠાવે જ. અને ધાર્મિક પુરુષે ઉઠાવેલી ઝુંબેશમાં હમેશાં વિજય જ હોય છે.

ગાંધીજી વિષે લખતાં પ્રો. ગિલબર્ટ મરે કહે છે:

'ઇન્દ્રિયોના ભોગની જેને તમા નથી, ધન ને વૈભવને જે તુચ્છ સમજે છે, સ્તુતિ જેને ફૂલાવી શકતી નથી, દુન્યવી ઉન્નતિની જેને લાલસા નથી, પરંતુ પોતાને સૂઝેલું સત્ય આચરવાનો જેનો દૃઢ નિશ્ચય છે એવા ત્યાગી પુરુષથી કામ લેતાં સત્તાધારીઓએ બહુ જ ચેતીને ચાલવાની જરૂર છે. એ શત્રુ ભારે ભયાનક અને અગવડભર્યો હોય છે. તેનું શરીર તો તમે જ્યારે જોઈએ ત્યારે કબજે કરી શકો, પણ તમારો સાચો શત્રુ જે તેનો આત્મા—તેને સાટે કેવળ માટીનો દેહ જ તમારે કબજે આવે એ તો ખોટનો જ સોદો કહેવાનો.'

ઇશુ ખ્રિસ્તે એક વાર એવું કહ્યું હતું કે 'સિઝરનું નાણું સિઝરને આપી દો.' પણ તે કંઇ બાદશાહ સાથેના રાજદ્વારી ઝગડાથી સદન્તર અળગા રહેવા સારૂ નહિ. એનો અર્થ એટલો જ હતો કે તેની તે વખતની લડત સિઝર સામે ન હતી, પણ અધર્મી ધર્માચાર્યો સામે હતી. ઇશુ ખ્રિસ્ત ધર્મ તોડવા આવ્યા નહોતા, પણ ધર્મને નામે અધર્મ આચરનાર ધર્માચાર્યોનો ધિક્કાર કરી તેમની પાસે ધર્મ પળાવવા ખાતર. આજે અધર્મે રાજદ્વારી બાબતોમાં પ્રવેશ કર્યો છે. મહાનમા મહાન લૂંટ, મહાનમા મહાન હિંસા અને મહાનમા મહાન તેજોવધ કાયદાકાનૂનને નામે સરકાર મારફતે થાય છે.

સાચો કાયદો તો તે જ કે જે નીતિનો કાયદો છે. સત્ય અને અહિંસા એ જ દુનિયાનો સનાતન કાયદો છે. તેનુ ઉલ્લંઘન ગાંધીજી નથી કરતા. તેનું જ પાલન પોતાને કાયદાની રક્ષક કહેવડાવનાર સરકાર પાસેથી ગાંધીજી કરાવવા માગે છે. જેમા નીતિનો સંબન્ધ નથી એવા કાયદા તોડીને જ સરકારની અધર્મ પર રચાયેલી પ્રતિષ્ઠા તોડવાને અસહકારીઓ મથે છે. 'સિઝરનું નાણું સિઝરને આપો' એ વચનમાથી જો કોઇ પણ સનાતન ધાર્મિક સિદ્ધાન્ત કાઢી શકાતો હોય તો તે મહાશય પૉલ રિશારે કાઢ્યો છે તે જ હોઈ શકે. તેઓ કહે છે:

'સિઝરનું નાણું સિઝરને આપી દે એટલે ફરી નાણાને કોઈ કાળે અડીશ મા, નાણાનો વહેવાર રાખીશ મા.'

ધાર્મિક માણસ પૈસાને અડી જ ન શકે અને પૈસાદાર માણસ ધર્મ-પ્રદેશમા પ્રવેશ કરી જ ન શકે એવુ ઇશુનું માનવુ હતું

આજે ગરીબોને માટે દવાખાના બાધના, પશુઓને માટે પાજરાપોળો સ્થાપન કરવી એટલામા જ ધાર્મિક ફરજ પૂરી થતી નથી આજે ધર્માચાર્યોએ, ધાર્મિક પુરુષોએ અધર્મના મુખ્ય કિલ્લા પર ધાર્મિક રીતે હુમલો કરવો જોઇયે જ્યા આત્મા હણાય છે ત્યા લોકોને સર્વસ્વ તજી આત્માનું રક્ષણ કરવાનો ઉપદેશ કરવો જોઇયે ધર્મ કઇ એવો કાયર નથી કે આત્માના રક્ષણાર્થે રાજકારણમા પ્રવેશ ન કરી શકે ધર્મને રાજકારણની આભડછેટ રાખવાનુ કશુ કારણ નથી રાજકારણની આભડછેટ રાખવા જાય તો અધર્મને માટે એ એક સુરક્ષિત દ્વીપ બની જાય, જ્યા કોઇના ભય વગર અધર્મ મ્હાલી શકે એમ કહેવાય છે કે ચોરોની પાછળ પડનાર એક પોલીસનો સિપાઇ કલેક્ટરના બગલાના દરવાજા આગળ પહોચતા થભી ગયો ચોર તો બગલાના આગણામા થઈને પસાર થઇ ગયો પોલીસને અટકી જવાનુ કારણ પૂછતા તેણે કહ્યુ, 'આ જુઓને, અહી આ પાટીઉ લગાવેલુ છે કે પરવાનગી વિના અદર જવાની મનાઈ છે પછી મારાથી અદર કેમ જવાય?'

ધાર્મિક પુરુષો જો રાજકારણમા પ્રવેશ કરતા ડરશે તો દુનિયામાથી અધર્મનો નાશ કરવાની આશા જ નહિ રાખી શકાય ક્ષુદ્ર સ્વાર્થનુ રાજકારણ ધાર્મિક માણસને માટે ન હોય પણ ધર્મરક્ષણનું રાજકારણ તો ધાર્મિક માણસનો જ વિષય છે

## ધર્મ અને રાજસત્તા

જાન અને માન સુરક્ષિત રાખવા ઉપરાત સરકાર કે રાજસત્તાનો બીજો કાઇ ઉપયોગ છે કે નહિ એ એક મોટો સવાલ છે કેટલાક લોકો માને છે કે દરેક સરકાર આટલું કરીને જ અટકી જાય તો બસ છે બીજા એમ માને છે કે સરકાર એટલે સમાજની બધી શક્તિઓનુ અને આકાક્ષાઓનુ પ્રતિનિધિમડળ સમાજ જે કઈ ઇચ્છે તે સરકાર મારફતે અમલમા મુકાવુ જોઇયે આ બીજો આદર્શ જેમનો છે તેઓ રાજસત્તાને બહુ જ માન આપે છે પહેલા મત વાળાઓની દૃષ્ટિએ રાજસત્તા એટલે પોલીસ અને ન્યાયાધીશનુ મડળ આ મત વાળાને રાજ્ય કોણ કરે છે એની દરકાર નથી દેશમા સલામતી રહે અને સરકાર પ્રજાજીવનમા દખલ ન કરે એટલે તેઓ

સન્તોષ માને છે.

પણ જેઓ સરકારને સમાજની સર્વાંગી પ્રતિનિધિ માને છે તેમણે તો સરકારનો ઉદ્દેશ શો હોય એ વધારે સ્પષ્ટપણે નક્કી કરવું જોઇયે હાલના સુધરેલા ગણાતા લોકો અને ખાસ કરીને પાશ્ચાત્ય રાષ્ટ્રો કહે છે કે પ્રજાનો સ્વાર્થ એ સરકારનો ઉદ્દેશ હોવો જોઇએ. એ સ્વાર્થને ઉન્નતિ, અભિવૃદ્ધિ, દુનિયામા યોગ્ય સ્થાન વગેરે ગમે તે નામો અપાય, પણ અર્થ તો સ્વાર્થનો જ છે.

જૂના જમાનામા એવો ખ્યાલ ન હતો. તે વખતે લોકો માનતા કે દરેક રાજસત્તાનો ઉદ્દેશ સામાજિક ધર્મનું રક્ષણ, પાલન અને અભિવૃદ્ધિ એ જ હોવો જોઇયે પ્રજાના સ્વાર્થ કરતા પ્રજાના ધર્મને જેઓ વધારે મહત્ત્વ આપે છે તેઓ જ ખિલાફતની લડતનું રહસ્ય સમજી શકશે. રાજસત્તા ધર્મરક્ષણને અર્થે જ વાપરવી જોઇયે, ધર્મનુ રક્ષણ એ જ રાજસત્તાનો પ્રધાન ઉદ્દેશ છે, એટલુ માન્યા પછી સહેલાઇથી સમજી શકાય કે ઇસ્લામના ધર્મગુરુની ગાદી અને પવિત્ર સ્થાનો કોઇ સમર્થ મુસલમાની રાજાના હાથમા જ હોવા જોઇયે. પરધર્મી રાજા સ્વભાવથી જ વિરોધી ન હોય તો ઉદાસીન તો હોય જ છે તેના હાથમા સામાજિક ધર્મ, સામાજિક આદર્શ અને સામાજિક વ્યવસ્થા સુરક્ષિત ન જ રહી શકે હિન્દુસ્તાનમા આ વસ્તુનો આપણને પૂરેપૂરો અનુભવ થઇ ચુક્યો છે. વ્યક્તિગત ધર્મ તો દરેકની શ્રદ્ધા ઉપર આધાર રાખે છે અને પોતાની તપશ્ચર્યાથી જ તે ટકી શકે છે, પણ સામાજિક ધર્મ તો એકબીજાની મદદથી જ ટકી શકે છે, અને તેથી જ તે ટકાવવા માટે રાજસત્તાની જરૂર હોય છે

જે દેશમા અનેક ધર્મો નથી, જે દેશની પ્રજામા ધાર્મિક માન્યતાઓની એકતા છે તે દેશ ઉપર તે ધર્મના રાજાની જ સત્તા હોવી જોઇયે એ સહેલાઇથી સમજાય એવુ છે. અરબસ્તાનનો ટાપુ અથવા જઝીરત-ઉલ-અરબ એ એવો પ્રદેશ છે. ત્યાના લોકો બધા મુસલમાન છે, મુસલમાન લોકોના પવિત્ર સ્થાનો આ જ ટાપુમા આવેલા છે અને અત્યાર સુધી ત્યા મુસલમાન રાજાઓની જ સત્તા ચાલતી આવેલી છે મુસલમાની સમાજે તુર્કસ્તાનના સુલતાનને જ પોતાના ધર્મગુરુ નીમેલા છે. તેથી પોતાના ધર્મની સલામતીને અર્થે તુર્કસ્તાનની ગાદી અને ખાસ મુસલમાની મુલક સ્વતન્ત્ર રાખવો એ મુસલમાની ફરજ છે

તુર્કસ્તાનના સુલતાન તુર્ક લોકોના રાજા છે, પણ બધા મુસલમાન લોકોના ખલીફા છે, અને તેથી ખલીફા તરીકે તેમની દુન્યવી સત્તા પરતન્ત્ર ન થઇ જાય એની ચિન્તા મુસલમાનમાત્રને હોય છે. દુન્યવી બાદશાહની સત્તા પરદેશ ઉપર ચાલી શકતી નથી, પણ ધર્મગુરુની સત્તા તે તે ધર્મના

બધા જ લોકો ઉપર ચાલે છે; પછી તે ગમે તે રાજાની પ્રજા હોય. પણ એ સત્તા ફક્ત ધર્મ પૂરતી જ હોય છે. તેથી ઇસ્લામી મુલકમાં રહેનાર અન્યધર્મીઓની ધાર્મિક સ્વતન્ત્રતાને આઘાત પહોંચવાનું કશું કારણ નથી. કુરાને શરીફમાં જ લખેલું છે કે ધર્મની બાબતમાં જબરદસ્તી હોઈ ન શકે. કોઇ પણ મુસલમાન કુરાનની આ આજ્ઞા તોડયા વગર ધર્મની બાબતમાં જબરદસ્તી કરી ન શકે.

આ બધું જાણ્યા પછી ખિલાફત વિષેની મુસલમાન લોકોની માગણી તદ્દન વ્યાજબી છે એ સમજતા વાર નહિ લાગે. અને મુસલમાનોની માગણી વ્યાજબી છે એટલું ગળે ઉતરે એટલે ખિલાફતની લડતમાં આપણી શી ફરજ છે તે નક્કી કરવું અઘરૂં નથી. મુસલમાન લોકો દીનને જેટલું મહત્ત્વ આપે છે તેટલું જ મહત્ત્વ આપણે ધર્મને આપીયે છીયે. જે દીન ઉપર આવેલું સંકટ તે જ ધર્મ ઉપરનું પણ સંકટ ગણવું જોઇયે, કેમકે આજનો ખિલાફતનો સવાલ એ ફક્ત મુસલમાની ધર્મ કે હિન્દુ ધર્મનો સવાલ નથી, પણ ધર્મનો જ સવાલ છે; અને ધર્મના રક્ષણને અર્થે લડવું એ આપણી ફરજ છે જ. હિન્દુસ્તાનના હિન્દુ અને મુસલમાન એ કાયમના પડોશી છે. એકબીજાના સુખદુઃખથી એકબીજાએ સુખી અને દુઃખી થવું જ ઘટે છે. અને તેથી જ ખિલાફતનો સવાલ આપણે આપણો પોતાનો ગણ્યો છે. ખિલાફતની લડત ધાર્મિક હોવાથી તેનાં પરિણામ શુભ જ આવવાનાં છે. ખિલાફતની લડતથી હિન્દુસ્તાનમાં હિન્દુ અને મુસલમાન વચ્ચે એકતા થવા ઉપરાંત તમામ મુસલમાની રાષ્ટ્રો સાથે આપણી કાયમની દોસ્તી થશે અને તે દ્વારા હિન્દુસ્તાન એશિયાની એકતાનું પહેલું અને અત્યન્ત મહત્ત્વનું પગલું ભરશે.

## સ્વરાજ્ય અને ખિલાફત

સ્વરાજ્ય તો આખા હિન્દુસ્તાનનો સવાલ અને ખિલાફત એ એકલા મુસલમાનોનો સવાલ એવી કેટલાકની માન્યતા છે. તેઓ એમ પણ માને છે કે હિન્દુમુસલમાન એકતાના એક સાધન તરીકે જ ખિલાફતનો સવાલ હાથ ધરવામાં આવ્યો છે. આ માન્યતામાં ભારે ગેરસમજ રહેલી છે. ખરી વાત એ છે કે ખિલાફતનો સવાલ સ્વરાજ્યના જેટલો જ વ્યાપક છે. ખિલાફત હિન્દુમુસલમાન એકતા સ્થાપન કરવાનું સાધન નથી; ખિલાફત એ તો હિન્દુમુસલમાન એકતાનું પરિણામ છે.

હિન્દુમુસલમાન એકતા માગી કે તરત ખિલાફતની બાબતમા ન્યાય મેળવવા મુસલમાન કોમની સાથે રહીને લડવું એ આખા રાષ્ટ્રની ઉપર ઉતરેલી સ્વાભાવિક ફરજ છે. હિન્દુ અને મુસલમાન મળીને જો એક રાષ્ટ્ર થયેલુ ન હોત તો ખિલાફત માટે લડવુ જ જોઇયે એવી ફરજ આપણા ઉપર આવી પડત નહિ હિન્દુ અને મુસલમાન જો એક રાષ્ટ્ર ન હોત તો તો આપણુ ખિલાફતને અર્થે લડવુ એ એક પુણ્યકર્મ તરીકે જ રહેત. તે સ્થિતિમા આપણે ખિલાફતની લડત ન ઉપાડી હોત તો ફરજ અદા ન કર્યાનો દોષ આપણે માથે ન આવત.

પણ જે સ્થિતિમા આજે આપણે છીયે તે સ્થિતિમા તો ખિલાફતને સારૂ લડવુ એ આપણી સ્વાભાવિક ફરજ છે તેના આપણી પસદગી ના પસદગીનો સવાલ જ રહ્યો નથી. ખિલાફતની લડત લડવી એ મુસલમાનોને માટે ધાર્મિક ફરજ છે.

બગભગનો સવાલના મૂળમા તો એકલા બંગાળીઓની ભાવના અને તેમના હિતઅહિત જ હતા પણ બગભગને નિમિત્તે આખા રાષ્ટ્રનો માનભંગ થનો હોવાથી તે સવાલ આખા રાષ્ટ્રનો હતો અને તેથી જ રાષ્ટ્રના મોટા ભાગે તેને ઉપાડી લીધો હતો પજાબના અત્યાચારોનું સીધુ પરિણામ ખમવું પડયુ એકલા પજાબીઓને, પણ એ ઘોર અન્યાયના પ્રતિકારનો સવાલ એકલા પજાબીઓનો ન રહેતા આખા હિન્દુસ્તાનનો બન્યો છે, અને તેથી જ આખા દેશે તેને સ્વરાજ્ય અને ખિલાફતના જેટલુ જ મહત્ત્વ આપ્યુ છે. મુળશી પેટાનો સત્યાગ્રહ પણ સીધી રીતે તો બહુ બહુ તો દસ વીસ હજાર માવળાઓનો જ હશે, પણ આખા મહારાષ્ટ્રે તેને પોતાનો ગણ્યો છે

બગભગની હીલચાલમા સામેલ થઈ આપણે કઇ બગાળીઓ ઉપર ઉપકાર કર્યો નથી આપણે પજાબનો ઇન્સાફ મેળવવા મથી રહ્યા છીયે તેથી પજાબીઓ કઈ આપણા અહેસાન તળે આવતા નથી અને માવળા-ઓને આખા મહારાષ્ટ્રનો તેની સહાનુભૂતિને સારૂ આભાર માનવાનું કારણ નથી

જ્યા એકતા છે ત્યા ઉપકારની ભાવના સભવતી જ નથી પજાબનો સવાલ એક પ્રાન્તનો હોવા છતા જેમ તે આખા દેશનો છે, તેમ ખિલાફતનો સવાલ એક કોમના હોવા છતા તે બધી કોમોનો છે ખિલાફતનો સવાલ રાષ્ટ્રના ધર્મસ્વાતન્ત્ર્યનો સવાલ છે

બીજી રીતે જોઇયે તો સ્વરાજ્ય અને ખિલાફત એ બેને જુદા જુદા સવાલો ગણવા એમા જ ભૂલ છે એ બન્ને મળીને એક જ સવાલ છે. સ્વરાજ્ય શબ્દથી રાજદ્વારી સ્વતન્ત્રતાનો બોધ થાય છે, ખિલાફત એ ધાર્મિક સ્વતન્ત્રતાનો વાચક શબ્દ છે.

સ્વરાજ્ય વગર ખિલાફતની સ્વતન્ત્રતા સચવાશે જ નહિ અને ખિલાફત વગરનું સ્વરાજ્ય એ નામ માત્રનું જ સ્વરાજ્ય હશે, અથવા અર્ધાંગવાયુથી અપંગ થયેલુ સ્વરાજ્ય હશે.

મારા દેશમા દરેક જણને પોતાની ધનદોલતનો પોતાની ઇચ્છા મુજબ સદુપયોગ કરવાની છૂટ હોવી જોઇએ, મારા દેશના લશ્કરનો ઉપયોગ મારા દેશબાન્ધવોની મરજી મુજબ જ થવો જોઇયે એ જેટલુ જરૂરનું છે તેટલુ જ આ પણ જરૂરનુ છે કે મારા દેશનો દરેક જણ પોતાની કલ્પના પ્રમાણે પોતાનો ધર્મ આચરવાને—પોતાની ધાર્મિક ક્રિયાઓ કરવાને સ્વતન્ત્ર હોય

ધર્મ અને રાજકારણ એ બે વસ્તુઓ જુદી પડી શકે જ નહિ રાજકારણને જો ધર્મથી વિખૂટું પાડવામા આવે તો રાજકારણ આસુરી બની જાય અને ધર્મ કેવળ શોભાનું પૂતળું બની રહે. યુરોપમા પોપની એવી જ દશા થઈ. હિન્દુસ્તાનમા આપણા ધર્માચાર્યો પણ નામના જ જગદ્‌ગુરુ રહ્યા છે. ધર્મ અને રાજકારણના જુદા જુદા ખાતા પડી જવાથી બન્ને ઠેકાણે ધર્મ નિસ્તેજ બન્યો છે અને રાજકારણ ધર્મશૂન્ય બન્યુ છે

મહમદ પયગમ્બરે બહુ જ દૂરદષ્ટિથી પોતાના મુસલમાનોને ફરમાવ્યું છે કે તમારા પોતાના દેશ ઉપર એટલે કે અરબસ્તાનના ટાપુ ઉપર બીન-મુસલમાનોનું રાજ્ય ન થવા દેજો. હિન્દુ ધર્મમા પણ માન્યુ છે કે વર્ણાશ્રમ-ધર્મનુ સંગોપન કરે તે જ રાજા રાજાને વિષ્ણુનો અવતાર માનેલો છે. પણ ગમે તે માણસ રાજા ગણાતો નહોતો ધર્મનુ સરક્ષણ કરે તે જ રાજા. પ્રજાના ધાર્મિક અને સામાજિક આદર્શથી જે સત્તા વિરુદ્ધ હોય તે પોતાના બળ વડે ભલે પોતાનો દોર ચલાવે, પણ તે રાજ્યપદને યોગ્ય નથી

ખલીફ એ જ અરબસ્તાનના ટાપુનો રાજા હોઈ શકે. મુસલમાન લોકો જઝીરત-ઉલ-અરબમા બીજા કોઈની સત્તા માન્ય ન કરે તો તેમા અયોગ્ય શુ છે ? અરબસ્તાનમા ખલીફની સત્તા કાયમ કરી આપણે ધાર્મિક સ્વતન્ત્રતાને સુરક્ષિત કરીયે છીયે આ જ વાત મહાસભાની કારોબારી સમિતિએ મુબઇની એક બેઠકમા પોતાની પરરાજ્યનીતિ નક્કી કરતી વખતે જાહેર કરી છે

હિન્દુસ્તાનનો સ્વભાવ જ એવો છે કે તેને આ લોક અને પરલોક બનેનુ કલ્યાણ સાધવાની ઇચ્છા છે એવા રાષ્ટ્રને વ્યાવહારિક તેમજ ધાર્મિક બન્ને સ્વતન્ત્રતા એકી સાથે મેળવવી જરૂરની છે જ્યા સુધી ખિલાફતનો ઇન્સાફ આપણે મેળવ્યો નથી ત્યા સુધી આ દેશમા કોઈ પણ ધર્મ સલામત નથી એ આપણે સમજી લેવુ ઘટે છે.

જ્યા સુધી ઇસ્લામની ખિલાફત સ્વતન્ત્ર ન થાય ત્યા સુધી હિન્દુ,

પારસી, ખ્રિસ્તી, યહુદી કોઈ મનમાં એમ માનીને બેસી ન રહે કે ધર્મની બાબતમાં અમે તો સ્વતન્ત્ર છીએ. આજની સરકાર નામે ખ્રિસ્તી છે, ખ્રિસ્તી વિધિઓનું સ્વારેક પાલન કરે છે અને હિન્દુસ્તાનની તીજોરીમાંથી મોટા મોટા પગારદાર ખ્રિસ્તી ધર્મોપદેશકો રાખે છે. આ બધું જોઈને કોઈ ભગે ખ્રિસ્તી ભૂલાવામાં ન જ પડે કે હિન્દુસ્તાનમાં કંઈ નહિ તો ખ્રિસ્તી ધર્મની તો પ્રતિષ્ઠા છે.

દરેક ધર્મ એક સાર્વભૌમ ધાર્મિકતાનો જુદો જુદો પામો છે. જ્યાં ધાર્મિકતાનું જ ઠેકાણું ન મળે ત્યાં કયો ધર્મ સુરક્ષિત?

આપણે જો ધાર્મિક શસ્ત્રો દ્વારા ખિલાફતને બચાવી શકીએ તો તેથી એકલો ઇસ્લામ જ બચશે એમ નથી તેથી ધર્મ બચશે—ધાર્મિકતા બચશે, અને ધર્મનું રક્ષણ થતું હશે ત્યાં દુન્યવી સ્વરાજ્ય અવશ્ય સ્થાપન થશે જ. સ્વરાજ્ય અને ખિલાફતનો સવાલ એક જ છે

# ગુલામીનાં મૂળ

અંગ્રેજોની રાજ્યપદ્ધતિ સારી છે, અંગ્રેજોનો વેપાર સારો છે, અંગ્રેજી કેળવણી લાભદાયક છે, અંગ્રેજી સમાજરચના અત્યન્ત સુધરેલી છે, ફક્ત અંગ્રેજી સ્વાર્થ ખરાબ છે, એ સ્વાર્થને લીધે જ તેઓ આપણું નુકસાન કરે છે, માટે જો તેમને ડરાવીને તેમની પાસેથી એકવાર અધિકાર મેળવવા જેટલો ફેરફાર કરાવી લઈએ તો પછી બીજું કશું કરવું ન પડે, પછી તો તેમણે હિન્દુસ્તાનને આ દોઢસો વર્ષ સુધી કેળવણી, સમાજરચના, વેપાર, સંપત્તિશાસ્ત્ર, કળા, વિજ્ઞાન, રાજ્યતન્ત્ર વગેરે બાબતોમાં જે રસ્તો બતાવ્યો છે તે રસ્તે ધમધોકાર ચાલવાનું જ રહ્યું, એમ કેટલાક લોકો માને છે તેમની સંખ્યા કેટલી છે એ જોવાની જરૂર નથી. તેઓ ભલે ઓછા હોય, પણ આજે ઘણીખરી હીલચાલોમાં તેમનો ભાગ છે અને સામાન્ય લોકો એ જ વિચાર સરણીમાં તણાઈ જાય છે, કેમકે વિચાર કરવાની તકલીફ ન લેવી એ સામાન્ય લોકોનો સનાતન ધર્મ છે.

પણ વસ્તુસ્થિતિ એવી નથી 'અંગ્રેજો પાસે દરેક વસ્તુ સારી છે. માત્ર સ્વાર્થવશ થઈ તેઓ આપણને છેતરે છે' એમ માનીને આપણે અંગ્રેજોને દુષ્ટ કહી બનાવીએ છીએ. અંગ્રેજોનું સામ્રાજ્ય મોટું છે, દુનિયામાં ઘણે ઠેકાણે તેમની આણ વર્તે છે, એટલા ઉપરથી એમ ન માનવું કે તેમને જીવનની

સફળતાની સાચી છાપ લાગી છે. તેમની રાજ્યપદ્ધતિ અનેક રીતે સદોષ છે, તેમની સમાજવ્યવસ્થામાં કેટલીયે ખામીઓ છે, તેમની કેળવણીથી તેઓ પોતે જ ઘણા અસન્તુષ્ટ છે, તેમના વેપારે ધનના ઢગલા ભલે ભર્યા હોય પણ તેથી તેમનું રાષ્ટ્રીય જીવન ચૂસાઈ ગયું છે, એમ તેમના ડાહ્યા લોકો પોકારી પોકારીને કહી ગયા છે. એવાઓનું અનુકરણ આપણે કેમ કરીએ? સ્વાર્થને લીધે અંગ્રેજોએ આપણું નુકસાન ઘણું કર્યું છે, પણ આપણું ભલું કરવાની ઇચ્છાથી પણ તેઓએ આપણું ઓછું બગાડ્યું નથી. બેવકૂફ દારૂડીઓ પોતાના છોકરાને માર મારીને પણ દારૂ પીવડાવે છે તેમાં હેતુ તો શુદ્ધ જ હોય છે. પોતાને મળતા 'અલૌકિક' આનન્દનો અધિકાર પોતાના વ્હાલા બચ્ચાંને આપ્યા વિના કેમ રહેવાય એમ જ તેને થતું હશે. નાગપુરમાં યુવરાજ પધાર્યા હતા તે વખતે એક અંગ્રેજ બૅરિસ્ટર અન્ત્યજ પરિષદના પ્રમુખ હતા. તેમણે પોતાના ભાષણમાં અત્યન્ત સદ્બુદ્ધિથી કહ્યું કે 'ભાઇઓ, આ ઢીલચાલ કરનારા લોકો તમને નાહક દારૂની બીક બતાવે છે. તમારે બિલકુલ બ્હીવું નહિ, યોગ્ય પ્રમાણમાં તમારે જરૂર દારૂ પીવો.'

અને અંગ્રેજોની દરેક વસ્તુ નિર્દોષ છે એમ માનીયે તોપણ તે તેઓને સારૂ નિર્દોષ હશે. આપણો સ્વભાવ, આપણી પરંપરા, આપણો આદર્શ બધું જ જુદું છે. આપણે સ્વરાજ્ય મેળવવાનો પ્રયત્ન કરીયે છીયે તે ફક્ત રાજ્યસૂત્ર આપણા હાથમાં આવી જાય એટલા જ માટે નહિ, પણ આપણી રાષ્ટ્રીય ઉન્નતિ થાય એટલા માટે. જ્યારે આપણે આપણી બધી વસ્તુઓ આપણી રાષ્ટ્રીય ઢબે જ ચલાવીશું ત્યારે જ આપણી સાચી ઉન્નતિ થઈ શકશે. આપણે સરકારનો મહાઅન્યાય જોઇ તેની સાથે અસહકાર કર્યો. તેનું રાજ્યતન્ત્ર, તેની કેળવણી, તેની અદાલતો અને તેણે આપેલા માનઅકરામોનો આપણે ત્યાગ કર્યો. જો સરકાર પોતાના પાપની તોબા કરે, પ્રાયશ્ચિત્ત કરે તો આપણે અસહકાર ખેંચી લઇયે એ પણ ખરૂં. પણ એનો અર્થ એ નથી કે પછી સરકાર જૂની ઢબે જ ચાલી શકશે અને આપણે તેનું અનુસરણ કરીશું. અંગ્રેજી પ્રણાલિ સાથે તો આપણે કાયમનો જ અસહકાર કર્યો છે. આપણે હવે કેળવણી રાષ્ટ્રીય પદ્ધતિની જ લેતા રહીશું. સરકાર જો પશ્ચાત્તાપથી પાવન થઇ આપણી સાથે સુલેહ કરશે તો સરકારને કહીશું કે તમારે હવે રાષ્ટ્રીય ઢબે જ કેળવણી ચલાવવી પડશે. કોર્ટો વિષે કહીશું કે પ્રજાને પોસાય એવી જ ન્યાયપદ્ધતિ તમે ચલાવી શકશો. રાજ્યતન્ત્રમાં ભાગ લઇશું ત્યારે પણ પ્રજાની પ્રકૃતિને અનુકૂળ પડે એવી જ શાસનપ્રકૃતિ (કૉન્સ્ટિટ્યુશન) ખીલવીશું. પ્રજાને જે માણસમાં આર્ય સદ્ગુણો જણાશે તેને જ ઇલકાબો મળશે, અને ઇલકાબો આપનાર અને લેનાર બન્ને સરખા જ માનધન હ

દરેક સરકાર પોતાના સ્વાર્થ ઉપરાંત પોતાની સંસ્કૃતિની પણ હિમાયતી હોય છે. અંગ્રેજ સરકાર આપણા ધાર્મિક વિધિ અને રિવાજોની અંદર પ્રત્યક્ષ હસ્તક્ષેપ કરતી નથી, પણ પોતાની કેળવણી, પોતાની અદાલતો, પોતાના રાજ્યતન્ત્ર અને રાજ્યમાન્યતા મારફતે હિન્દુસ્તાનના જીવન ઉપર દરેક ક્ષણે ઝેરી અસર પાડતી જ જાય છે અને આપણને જડ ધર્મો બનાવતી જાય છે. જેમ અથાણાની કેરી કે લીંબુ પર મીઠાની અસર ધીમેધીમે પડતી જાય છે તેમ આ ચારે વસ્તુની—કેળવણી, અદાલતો, રાજ્યતન્ત્ર અને રાજ્યમાન્યતા—અસર પ્રજાજીવન પર જામતી જ જાય છે. ગમે તે જાતિ કે રાષ્ટ્રનું ખાવાલાયક સ્વાદિષ્ટ અથાણું બનાવવા માટે આથી સરસ મીઠું મળી ન શકે.

આપણે જો જીવવું હોય, આપણી પોતાની કમે વધવું હોય અને આત્મોન્નતિપૂર્વક માનવજાતિની સેવા કરવી હોય તો આ ખાગરા સાથે કાયમનો અસહકાર કરવો જોઈએ. પાશ્ચાત્ય સંસ્કારોના હિમાયતી આ વિચારને જંગલી વિચાર કહી આપણને હસી કાઢશે, આપણે અંગ્રેજ જાતિના શત્રુ છીએ એવું આપણી ઉપર તહોમત મુકશે, પ્રગતિરૂપી ઘડિયાળના કાંટા આપણે પાછા ખસેડીએ છીએ એમ પણ કહેશે. આવી ટીકા કરી આપણને ઉતારી દેવાનો તેઓ પ્રયત્ન કરશે, આપણને હસી હસી આપણી સામાજિક પ્રતિષ્ઠા ઘટાડી દેશે આપણો આત્મવિશ્વાસ ડગી જાય એવો દરેક પ્રયત્ન કરશે, આપણને ભૂતકાળના ઉપાસક કહી પિતૃલોકમાં મોકલવાનો પ્રયાસ પણ કરશે. પણ આપણે તેથી લેશ પણ ડરીએ નહિ. આપણો વિશ્વાસ બ્રહ્મચર્ય જેટલો અજેય હોવો જોઈએ. ભવિષ્યકાળના સાચા ઉપાસક આપણે જ છીએ. આપણે પોતાના પ્રાણે જીવવા માગીએ છીએ. ઉછીના પ્રાણથી કોઈ રાષ્ટ્ર આજ સુધી જીવ્યું નથી, જીવતું નથી આપણે પ્રાણવાદી છીએ ભવિષ્યકાળ આપણો જ છે.

## સીધો હિસાબ

પૃથ્વી પ્રજામાં હમેશાં એક જાતની જડતા રહે છે. તે જડતાને લીધે ચાલુ વ્યવસ્થામાં—પછી તે ગમે તેટલી નઠારી કે જીવલેણ હોય—ફેરફાર કરતાં તેને ધ્રુજ વછૂટે છે. દુર્બળ રોગી શરીરમાં સડો ચાલુ રહેવા દેવા તૈયાર રહે છે, પણ નસ્તર મુકાવતાં ધ્રૂજે છે. સુલેહ અને વ્યવસ્થાના પોતે

ભારે ઉપાસક હોય એમ બતાવી આવા લોકો દરેક ફેરફારની સામે થાય છે. દુનિયામાં શાન્તિ તો જરૂરી છે જ, અને વ્યવસ્થા ન હોય તો તો માનવની ઉન્નતિ જ અટકે. પણ આ સુલેહ અને વ્યવસ્થા પાછળ સ્વતન્ત્રતા અને પ્રાણ હોવાં જોઇએ. શાન્તિ તો કબરસ્તાનમાં પણ ક્યાં નથી હોતી? વ્યવસ્થા જેલમાં હોય છે તેટલી બીજે જાગ્યે જ હોતી હશે. પણ આવી શાન્તિ અને આવી વ્યવસ્થા શા કામની? પરને કે દેશને કબરસ્તાન કરી મુકીને મેળવેલી શાન્તિ શા કામની! અગર દેશને જેલ બનાવી મુકીને જાળવેલી વ્યવસ્થા શા કામની? શાન્તિ હૃદયની જોઇયે—આત્માની જોઇયે, શરીરની જ માત્ર નહિ. અપમાન ખમીને કે અધર્મના ભાગીદાર થઇને બેસી રહેવું એ બહારની શાન્તિ થઇ; પણ અંતરમાં જે બળતરા છે અને જે પ્રાણ હણાય છે તેની અશાન્તિ મટે નહિ તો એ શાન્તિ શાની? જુલમ કર્યા પછી જાલિમ હમેશાં શાન્તિનો, ગઈ ગુજરી વીસરી જવાનો ઉપદેશ કરે છે, કેમકે કરેલો જુલમ પચાવવા તેને શાન્તિની જરૂર હોય છે. આવે વખતે ધર્મનિષ્ઠ માણસે બાહ્ય શાન્તિની અન્ધ ઉપાસના ન કરવી જોઇયે. ઉલટું પ્રજાને પશુબળ અને ખુનામરકીના વલણથી બચાવતા રહીને પ્રચંડ બાહ્ય અશાન્તિ ઉત્પન્ન કરી તેના જબરદસ્ત મોજા વડે અધર્મને ધોઇ કાઢવાની તેની ચોખ્ખી ફરજ થઇ પડે છે. એ જ ખરી આન્તરિક શાન્તિ સ્થાપવાનો માર્ગ છે. દ્રૌપદીની ઉપર થયેલો અત્યાચાર જો પાંડવોએ ગળી લીધો હોત અગર સીતાનું થયેલું હરણ માન્ય કરી રામચન્દ્રે શાન્તિના જ ચરણ સેવ્યા હોત તો અસંખ્ય લોકોનો સંહાર ન થાત એ કદાચ ખરૂં, પણ એથી જે અધર્મ ફેલાત તે દ્વારા આખા દેશની અને મનુષ્યસમાજની અધોગતિ થઇને સત્યાનાશ વળત. યુદ્ધમાં થયેલો નાશ બીપણ દેખાય છે, પણ અધર્મથી ધીમે અને પરોક્ષ રીતે થતો વિનાશ એથી અનેકગણો બીપણ હોય છે.

એવા વિનાશના પ્રતિકાર માટે હિન્દુસ્તાને આજે ઉઠાવેલી લડત એવું જ ધર્મ અધર્મ વચ્ચેનું યુદ્ધ છે; માત્ર તેનાં આજનાં હથિયારમાં શારીરિક બળ અગર શસ્ત્રપ્રયોગને જગા નથી. કેવળ નૈતિક અને આત્મિક બળથી આત્મયજ્ઞ કરીને જ અધર્મ અને પશુબળને મ્હાત કરવાની આ ઝુંબેશ છે. કેટલાક એમ માનનારા છે કે દેશમા ઉથલપાથલ થવાથી દેશની સંસ્થાઓ ભાગી પડશે, સંસ્કૃતિનો નાશ થશે અને અનેક સૈકામાં થયેલી પ્રગતિ માટીમોલ થશે. આ લોકોને પ્રગતિ શામાં રહી છે એવું ભાન નથી. પ્રગતિના ઝરાનું મૂળ પ્રજાના પ્રાણમાં રહેલું છે. એ પ્રાણ જ્યાં લગી અક્ષત છે ત્યા લગી પ્રગતિનો ઝરો મુકાવાની બીક શા સારૂ? એ ઝરો ઇષ્ટ દિશાએ લઇ જવાની ખાતર બે ચાર જગાના બંધ તોડવા પડે, બે ચાર જગાએ નવા બંધ બાંધવા પડે તેમાં ધ્રૂજ શા માટે છૂટવી જોઇયે? જર્મની સામે

ઈંગ્લંડના યુવકો જ્યારે વરસોના વરસ લડયા ત્યારે ઈંગ્લંડની શાળાઓ અને કૉલેજો વેગન નહોતી થઇ? તેથી શું ઈંગ્લંડની પ્રગતિ અટકી ગઇ? જર્મનીએ સને ૧૮૭૦માં ફ્રાન્સને પાડયા પછી તેને સદાને માટે પાંગળું કરી મુકવાના ચોખ્ખા હેતુથી તેનું ટીપેટીપુ લોહી ચૂસી લીધું. ફ્રાન્સ મરી ગયું? ફ્રાન્સ દસ વીસ વરસમાં પગભર થઈ ગયું અને ચાળીસ વરસમાં તો એણે પાછી જર્મનીની જોડે બાથ બીડી. કોણ નથી જાણતું કે છેલ્લી લડાઇમાં જર્મનીની જોડે સૌથી વધુ પ્રશસ્ય લડાઈ તો ફ્રાન્સે જ કરી છે. દક્ષિણ હિન્દુસ્તાનમાં એકવેળા સામટો બાર વરસ સુધી દુષ્કાળ રહ્યો હતો; આખો પ્રદેશ ઉજ્જડ થઇ ગયો હતો. પણ કુદરત તો ત્યાં મરણ નહોતી પામી. તેથી તેરમે વરસે ફરી ત્યા વસ્તી થઇ, ફરી નદીઓ વહી, ફરી ખેતરો પાક્યાં, ફરી લોકો વાર્ષિક તહેવારો હમેશાની પેઠે ઉજવતા નજરે પડયા. પ્રાણ જ્યાં સુધી અક્ષત છે ત્યા સુધી પ્રસંગ પડયે સો સંસ્થાઓ ડૂબે કે ટકે તેની પરવા શા માટે જોઇયે? સ્વધર્મપાલનને અર્થે યૂરોપના પ્રૉટેસ્ટન્ટ લોકો સર્વસ્વ તજી અમેરિકા હિજરત કરી ગયા તેથી શું તેઓ જંગલી બની ગયા? તેથી શુ તેમની સંસ્કૃતિ બસો વરસ પાછી પડી? નેપોલિયનના ધસારા સામે પોતાની સ્વતન્ત્રતાનો પ્રાણ બચાવવા રશિયનોએ ગામના ગામ અને પ્રદેશના પ્રદેશ પોતાને હાથે બાળીને ઉજ્જડ વેરાન કરી મુક્યાં; તેથી શું તેમનું કાયમનું નુકસાન થયુ?

ના. જે પ્રજા સ્વમાન જાળવવા, સ્વધર્મ જાળવવા, પોતાની તેજસ્વિતા ટકાવવા પોતાનું સર્વસ્વ હોમી દે છે તે પ્રજા એ એક જ વીરકર્મથી પણ સંસ્કૃતિમા, સુધારણામા, સભ્યતામા એકી છલગે આગળ જાય છે, પાછી પડતી નથી, એ સમજવું કઠણ ન હોવું જોઇયે. ગષ્ટ્રનું આર્થિક સામર્થ્ય જેટલું તેની ઉત્પાદકશક્તિમા છે તેટલું સંગ્રહ કરેલા ધનમા નથી. શિક્ષણ-સંસ્થાઓની પ્રગતિ તેનું સ્થાયી ફંડ વધવામા નથી જેટલી તે સંસ્થાના ચાલકોના પુરુષાર્થમા છે. વહેતી નદીની શક્તિ વહી ગયેલા પાણીના જથ્થામા નથી પણ પાછળ આવ્યા આવતા પ્રવાહમા રહેલી છે. આજે દેશમા યુવકોને કેળવણી મળી રહી છે તેનું મુખ્ય કારણ શિક્ષણ મારેના ફંડો કે મકાનોની સગવડ દેશમાં છે એ નથી, પણ દેશમા કેળવાયેલો વર્ગ છે અને તેને કેળવણી આપવામા રસ છે એ છે. અને એ કારણ જ્યા સુધી છે ત્યા સુધી ગમે તે દશામા પણ કેળવણીનું કામ અટકવાનુ નથી. સ્વધર્મ જાળવવા અને અન્યાયની સામે થવાની ખાતર જૂની નિષ્પ્રાણ સંસ્થાઓ તોડવાથી ખરી કેળવણીને કશો ધક્કો પહોચવાનો નથી. ફ્રાન્સમા અરાજક ફેલાયું અને તેમાથી આપોઆપ ગર્જ્યવ્યવસ્થા ઉભી થઇ એનું કારણ એ જ કે લોકોમાં સુવ્યવસ્થાના બીજ હતા. પ્રજાને ફુરસદ મળતા જ તેને અંકુર ફૂટયા. સરકાર

આજે સમજાવી રહી છે કે તમે અમને કાઢી મુકશો તો આપસની લડાઈઓથી અગર પરરાજ્યની ચડાઈથી તમારી દુર્દશાનો પાર રહેનાર નથી. સરકારને તો આપણે એટલો જ જવાબ આપીએ કે એમ થાય તો તો એ તમારી જ રાજનીતિની કીર્તિરૂપે ઇતિહાસમાં અમર થશે. છતાં એમ થાય તોપણ અત્યારનાં અન્યાય અને ગુલામીને મુકાબલે એવી દુર્દશા પણ અમને વધારે અસહ્ય તો નથી જ પડવાની.

પણ આપણી તો એ જ અટળ શ્રદ્ધા છે કે એવી કશી દુર્દશા થનાર જ નથી. હિન્દુસ્તાનની પ્રજા કંઈ જંગલી નથી. પરરાજ્યનો હુમલો આવ્યે આપસમાં સંપ રાખવો જોઇયે એ પાઠ આટઆટલા જમાનાના અનુભવો પછી પણ એણે હજુ નથી ભણી લીધો એવું આજે પ્રજાને સમજાવનારાઓના હેતુ શુદ્ધ છે એ માનવાની અમે ના પાડીયે છીયે. જે પ્રજા અસહકારની તાલીમ લઈ બ્રિટિશ સલ્તનતના જેવી સલ્તનતને—તે ન્યાયની વાત નહિ માને તો—ઉખાડી મુકી શકશે અગર કાઢી મુકી શકશે તેને ઘરના કજીઆ પતાવતા અગર પરરાજ્યના હુમલા સામે પોતાનું રક્ષણ કરી લેતાં નહિ આવડે ? અને હિન્દી પ્રજા આજે બ્રિટિશ સલ્તનતને ડૂબાવી દેવાનું જ પણ લઈ બેઠી છે એમ થોડું જ છે ? હિન્દુસ્તાન તો આજે પોતાનું સુધારવાનું, ઇન્સાફ મેળવવાનું, અપમાન, નામોશી અને ગુલામીમાંથી ઉગરી જવાનું પણ લઈને ઉભું છે. અસહકાર કંઇ વેર અગર કીનો નથી. સરકારને પશ્ચાત્તાપ થાય, સરકાર પ્રજાની વાત કબુલ રાખે તો પ્રજાને સરકારની જોડે કંઈ વેર નથી.

પણ ધારો કે અહિંસાપ્રધાન અસહકારની આ લડત ચલાવતાં આપણને એવો જ અનુભવ થયો કે હિન્દુસ્તાનની પ્રજામાં એકતાનું 'એક પણ તત્ત્વ-જ નથી, સ્વરાજ્ય અને સ્વતન્ત્રતા જેવા આદર્શની ખાતર પણ હિન્દી પ્રજા આપસના કજીઆ વિસારી દઇ એક થઇ શકતી નથી, ટુંકામાં બ્રિટિશ હકૂમત નીચે હિન્દી પ્રજા અત્યારની ઘડી સુધી રેતીના કોથળા જેવી જ રહી છે, તો તો ધર્મના રક્ષણની ખાતર, રાષ્ટ્રના સંગઠનની ખાતર, આપણો એકેએક લડવૈયો હામીને પણ આટલી નાલાયક અને રાષ્ટ્રવિઘાતક સલ્તનતનો આપણા સંબન્ધ પૂરતો નાશ કરવાની આપણી બમણી ફરજ થઇ પડે છે. જે સલ્તનત દોઢસો વરસ સુધી હિન્દી લોકોને ચડાવવાનાં, સુધારવાનાં, એક કરવાનાં ' બણગા ફુંકી હકૂમત કરતી રહ્યા પછી સુદ્ધાં પ્રજામાં આટલું પણ એકતાનું તત્ત્વ પેદા ન કરી શકી તે સલ્તનતની સત્તા હેઠળ આ પ્રજા હજાર વરસે પણ પોતાનું શું હિત સાધવાની ? આ સરકારની હકૂમત હેઠળ રહીને સેંકડો વરસ વીત્યા છતા હિન્દી લોકો જો રેતીના રેતી જ રહ્યા છે, તેમનામાં કાંપ કે કાદવ બનવા જેટલી પણ ચીકાશ

નથી આવી એવો અનુભવ થાય તો પછી એવી સરકારની હકૂમતની ધુંસરી ફગાવી દેવાનો મહાભારત પ્રયત્ન કરવામાં આપણું પોતીકું લોહી રેડીને તેમાંથી જ એ પ્રજાકીય સંગઠન અને રાષ્ટ્રીય એકતા આપણામાં ઉત્પન્ન કરનારી ચીકાશ આપણે પેદા કરવી રહી. આંધાધુંધી અને અરાજકનો વાઘ ઉભો કર્યે શું વળવાનું છે ! વસ્તુસ્થિતિનો સીધો વિચાર કરવાથી નાસ્યે શું વળવાનું છે ? ધર્મરક્ષણની ખાતર વિનાશને માથે લેવાની આપણામાં શક્તિ હશે, સાહસ હશે તો અને તો જ આપણે જીવી શકવાના છીએ.

ઇર્ષા, દ્વેષ અને અસૂયાથી ભરેલા લોકોને નિર્દોષ લોહીની કિંમત ન સમજાય. ભારતીય યુદ્ધમાં ધર્મરાજાનું લોહી પુષ્કળ પડ્યું હશે છતાં તેથી કશો ઉત્પાત થયો નહિ, કારણ યુદ્ધને વખતે યુધિષ્ઠિર પોતે પણ શત્રુપક્ષનું લોહી લેવાના તરસ્યા હતા. પણ વિરાટને ત્યાં નિર્વૈર યુધિષ્ઠિરનું વિરાટની સોગઠીથી જ્યારે લોહી નીકળ્યું ત્યારે તે પવિત્ર લોહીને દ્રૌપદીને વાડકામાં ઝીલી લેવું પડ્યું; કારણ એ પવિત્ર લોહીમાં વિરાટનો સત્યાનાશ કરવાની શક્તિ છૂપાયેલી હતી. નિર્વૈર પવિત્ર આત્માનું લોહી ધરિત્રી નથી જીરવી શકતી. નિઃશસ્ત્ર અને નિર્વૈર મનુષ્યમાં આખા વિશ્વની સમવેદના આકર્ષવાનું બળ આવે છે—આખી કુદરત એનો સાથ કરે છે. અન્યાય અને અધર્મ એની આગળ ટકી શકતાં જ નથી. આપણી લડતમાં ગમે તે સ્થિતિમા, ગમે તે સંજોગોમાં, ગમે તેટલી ઉશ્કેરણી થયા છતા અથવા ચીડનાં કારણો મળ્યાં છતાં સામા પક્ષનું લોહી ન રેડવાની અગર ખૂનખરાબો ન કરવાની આપણી પ્રતિજ્ઞાને જો આપણે અખંડ રાખીશુ, તેજસ્વિતા પ્રગટ કરવા છતાં જાતેનિર્વૈર રહીશું, અને પ્રજા પર લદાયેલા પાપ અને અન્યાયને ધોઇ કાઢવાંની ખાતર વખત આવ્યે આપણું પોતીકું લોહી આપવામાં હરગીજ આચકો નહિ ખાઇયે, તો એ પવિત્ર આત્મબલિદાનથી કોઇનું અકલ્યાણ કર્યા વગર આપણે આપણું સંપૂર્ણ કલ્યાણ સાધીશું, એટલું જ નહિ પણ કેવળ આપભોગને માર્ગે સંસારમાંના અન્યાયનું દલન કરવાનો આ નવો માર્ગ દુનિયાને બતાવી આપીને દુનિયાનુ પણ કલ્યાણ કરીશું:

લાગે છે, મરીને દેશને અમારી સેવાથી વંચિત કેમ કરીએ ?' તો જાણવું કે તે સેનામાં ક્ષાત્રવૃત્તિ નથી દેશસેવાના વ્રતધારીઓએ પોતે કેટલું કરી શકે એનો વિચાર છોડી દેવો જોઈએ અને આજે દેશની ગંભીર સ્થિતિમાં કેટલા સ્વાર્થત્યાગની જરૂર છે તેનો જ ખ્યાલ રાખવો જોઈએ સહેલસાજ કરવા જવું હોય યા પોતાની શક્તિ અલ્પમાત્રની હોય ત્યારે પોતાથી કેટલું દોડાશે એનો આંક કાઢવો ઘટે પણ જ્યારે મહાસંકટ આવી પડ્યું હોય, કોઈના પ્રાણ બચાવવાના હોય કોઈ ડૂબતો પ્રિયજન બચાવવો હોય, કોઈ સ્ત્રીની આબરૂનું રક્ષણ કરવાનું હોય અથવા દુશ્મનના હાથમાંથી છટકીને નાસી જવું હોય તેવે પ્રસંગે પોતાની શક્તિનો હિસાબ ગણવા બેઠે ન ચાલે તેવે પ્રસંગે તો ઈશ્વર પર નિષ્ઠા નાખી શરીર પડે ત્યાં સુધી પ્રયાસ ચલાવવો જ જોઈએ. આ કામમાં મારે મરવું છે, ઈશ્વરની ઈચ્છા હશે તો તેમાંથી ઈશ્વર મને જશ આપી બચાવશે, એવી વૃત્તિથી માણસે ઝંપલાવવું જોઈએ દરેક સૈનિક—સાચો વીર એ જ નિશ્ચયથી રણે ચડે છે સેનામાં ભરતી થતી વખતે સૈનિક એ જ પ્રતિજ્ઞા લે છે કે આ દેશ યા આ ગાદીની આજે મેં જે સેવા સ્વીકારી છે તે સેવા મારા જીવન દ્વારા તેમજ મારા મૃત્યુ દ્વારા પણ હું કરીશ

ઘણીવાર મનુષ્યનો શત્રુ 'માર' આવીને કાનમાં કહે છે, 'શું ગાંડો થયો છે ? મરીને તું શું સાધવાનો હતો ? તારો આપભોગ એળે જશે નાહક ખુવાર શા માટે થાય છે ? અત્યારે જીવવાનો પ્રસંગ છે જેમ તેમ કરીને જીવી લે જીવશે તે ફરીવાર લડશે ' સાચો ક્ષત્રિય વીર મારને એક જ જવાબ આપે, 'આણીને દિવસે જો પૂરી સેવા ન કરું તો સો વરસ જીવીને પણ હું શી સેવા કરવાનો હતો ? અમે ક્ષત્રિયો અમારા આપભોગની કિંમત કરવા બેસતા નથી જીવન કે મરણ એ ઈશ્વરના હાથમાં છે આજે જીવવાનો પ્રયત્ન કરું અને ફરીથી કોઈ વાર આવો સેવાનો પ્રસંગ ન જ આવે તો ? અથવા આવતી કાલે પથારીમાં પામરની પેરે પગ ઘસીને મરવા વખત આવે તો ? આવેલી ઘડીને દગો દઈ આવતી ઘડીનો હિતચિન્તક હું શાને થાઉં ? આવતી ઘડીનો હિતચિન્તક એક ઈશ્વર છે '

ખરો વીર પોતાના કામની કિંમત આંકે છે, પોતાના ત્યાગની નહિ મહાત્માજી જેલ ગયા તેમાં તેમણે પોતાના ત્યાગનો હિસાબ નથી માંડ્યો આજે જો આપણે તેમના સાચા સૈનિકો હોઈએ તો ગમે તેમ કરીને મહાત્માજીને છોડાવવા એ વિચાર માંડી વાળવો જોઈએ અને જે સ્વરાજ્યને માટે તેમણે પોતાનું અલૌકિક બલિદાન આપ્યું છે તે સ્વરાજ્ય વહેલામાં વહેલું કેમ હાથ કરાય એનો જ વિચાર કરવો જોઈએ નહિ તો આપણે સ્વતન્ત્રતા

દેવીને આ બલિદાન અર્પીને હવે પસ્તાવાથી બબડતા હોઈએ એવું થશે. આટલો ભારે સ્વાર્થત્યાગ કરવા આપણે તૈયાર ન હતા એ જ એનો અર્થ થશે દેશને ખાતર કોઈએ આત્મભોગ આપ્યો હોય તો તેની કદર તેમને કેવી રીતે ઓછામાં ઓછું ખમવું પડે એનો વિચાર કરીને આપણે ન કરી શકીએ. તે કદર તો તેમની ક્ષાત્રવૃત્તિ આપણે ધારણ કરીને અને તેમના જેવા સ્વરાજ્યના ફકીર બનીને જ કરી શકીએ દરેક જણ પાસે તેમના જેટલું ત્યાગવાનું ન હોય, પણ સર્વસ્વ હોમવાની વૃત્તિ તે દરેક જણ તેમના જેટલી ધારણ કરી શકે સ્વરાજ્યદેવતાને તે વૃત્તિની જરૂર છે. પરતન્ત્રતા-દેવીએ આપણી પાસેથી ઓછો ભોગ લીધો નથી, પણ તે કમને અપાયેલો છે સ્વતન્ત્રતાદેવી બહુ જ માની છે કમને આપેલો ભોગ તે કબૂલ કરતી નથી ઉત્સાહમાં એકવાર ભોગ આપ્યા પછી જો આપણે બબડાટ કરીએ તો સ્વતન્ત્રતાદેવી તે ભોગનો ત્યાગ કરે છે, આપણો ભોગ નકામો જાય છે અને સ્વતન્ત્રતાદેવીનું અપમાન થાય છે. એક કવિ કહે છે

'સબા દીધાં મે ચાહઆલમના લીખ માગના રોરીએ'

પણ તે તો પરતન્ત્રતાદેવીએ લીધેલો ભોગ હતો. તેમનો જ ભોગ સ્વતન્ત્રતાદેવીને મળ્યો હોત તો આજે હિન્દુસ્તાન ઉન્નતિના પર્વતને શિખરે પહોંચ્યું હોત. સ્વતન્ત્રતાદેવી બહુ જ સુગાળવી છે દરેક આત્મભોગ તે પારખી પારખીને લે છે સ્વતન્ત્રતાદેવીને સંતોષવી એ સહેલી વાત નથી. પણ તેનો પ્રસાદ પણ તેટલો જ દિવ્ય હોય છે એકવાર પ્રસન્ન થઈ એટલે પછી શું આપવું ને શું ન આપવું એનો તે વિચાર કરતી નથી સ્વતન્ત્રતાદેવીની દયા એકદમ ઝરતી-ઝરતી તુષ્યમાન થાય નહિ ત્યાં સુધી તે વજ્રહૃદયની હોય છે, નિર્દયતાની મૂર્તિ હોય છે સ્વતન્ત્રતાદેવીને રીઝવવા ખાતર આત્મભોગની ઝડીઓ પડતી હોય ત્યારે પણ તે માનિની કોણ પડ્યા ને કેટલા પડ્યા એનો વિચાર કરતી નથી. પોતાની બહેન કીર્તિદેવીને તે કહે છે, 'પહેલાંને તું સાચવજે. તે કામ તારું છે અને સન્તોષ થશે ત્યારે જ હું પ્રસાદ આપીશ ત્યાં સુધી મારા ઝરણાં સુકાયેલાં જ રહેશે' માટે જ મહાત્માજીએ જેલ જતી વખતે કહ્યું, 'મને છોડાવવાનો પ્રયત્ન નહિ કરતા હું સ્વરાજ્યની લોકસેવા દ્વારા જ છૂટવા માગું છું, અને તે વહેલામાં વહેલો'

દરેક વીર તે માનિનીનો સ્વભાવ બરાબર ઓળખે છે તે માનિનીથી ભક્તિમાં વ્યભિચાર સહન થતો નથી. સ્વતન્ત્રતાની ઉપાસના છોડી આપણે ગાંધીજીની ઉપાસના કરીએ તોપણ તે સહન ન કરી શકે તે કહે છે, 'ગાંધીએ મને પોતાનું સર્વસ્વ આપ્યું, પોતાને પણ આપી દીધો તેના પર

તમે પણ મારી પાસે આવી જાઓ, મને અર્પણ થાઓ, મારે માટે કુરબાન થાઓ. બીજો ઉપાય નથી.'

સત્યાગ્રહની લડત ફરી જામે તો પોતે વિલાયત જવું એવો લોકમાન્યનો વિચાર હતો. તેનું કારણ તપાસીએ ત્યારે તે સ્વર્ગસ્થ મહાત્માની ઉજ્જ્વળ દેશભક્તિ અને આપણી ઘેલાઇનું ભાન બન્ને પ્રગટ થાય છે. તેમણે કહ્યું, 'ગાંધી સત્યાગ્રહની લડત ઉપાડશે તો મારાથી તેમાં ઝંપલાવ્યા વગર રહેવાશે નહિ. અને એ દેખીતું છે કે શરૂઆતમાં જ અમે બન્ને પકડાવાના. પછી લોકો ગાંડાઘેલા બની જશે અને સ્વરાજ્યનો પ્રશ્ન ગૌણ કરી અમને છોડાવવાના સવાલને જ પ્રધાનપદ આપશે, અને જતી સરકાર તે જ વખતે જો લિષ્ટિની વાત કરશે તો અમને છોડાવવા સારૂ સરકાર જે કંઇ બે ચાર ટુકડા આપશે તેટલાથી પણ સન્તોષ માની બેસશે. આમ સ્વરાજ્યપ્રાપ્તિના મહત્કાર્યમાં હું વિઘ્નરૂપ થઇ પડું એના કરતાં હું આવી ઘડીએ પણ દેશવટો લઉં એ જ શ્રેયસ્કર છે.' કેટલી ઉજ્જ્વળ દેશભક્તિ! શિવનું નિર્માલ્ય આપણાથી વપરાય નહિ; તે મહાત્યાગીને અર્પણ કરેલી વસ્તુ તરફ આપણે લોભ કે ભોગની નજરે ન જ જોવું જોઇએ. સ્વતન્ત્રતાદેવી શિવા ભવાની છે. તેનો કૃપાપ્રસાદ થાય નહિ, તે વરદાયિની થાય નહિ ત્યા સુધી તેને અર્પણ થયેલ નિર્માલ્યની સામું પણ આપણે જોવું ન જોઇએ.

## આત્મશોધન

સૃષ્ટિના નિયમો અટળ છે એવી આપણી ખાતરી છે. નીતિના નિયમો પણ એટલા જ અટળ હોય છે. પાણીમાં મીઠું નાખવા છતાં તે ખારૂં ન થાય, બંદુકનો દારૂ સળગવાથી ભડકો ન થાય, પણ નીતિના—આધ્યાત્મિક જગતના નિયમો કોઈ કાળે ટળતા નથી. સૃષ્ટિ આજે છે ને કાલે નથી, પણ આત્મા તો સનાતન છે. તેના નિયમો પણ તેટલા જ સનાતન અને અટળ હોય છે.

* * *

સત્કૃત્યનું શુભ પરિણામ આવે જ, દુષ્કૃત્યથી નાશ થાય જ, એ નિયમ વ્યક્તિને વિષે જેટલો સાચો છે તેટલો જ સમાજને વિષે પણ સાચો છે. જ્યારે જ્યારે આપણે મહાન રાષ્ટ્રીય હીલચાલ ઉપાડીએ છીએ ત્યારે ત્યારે આ નિયમનો અમલ બરાબર જોઈ શકાય છે. આપણી હાલની હીલચાલમાં

જેટલે દરજ્જે આપણી શુદ્ધ તપશ્ચર્યા હતી તેટલે દરજ્જે આપણને શુભ ફળ મળ્યું છે. જેટલો અંશ શુદ્ધ ન હતો તેટલે દરજ્જે આપણે ઠોકર ખાધી છે. સાચું જોતા આધ્યાત્મિક પ્રવૃત્તિમાં અપજશ જેવી વસ્તુ છે જ નહિ.

* * *

જ્યારે જ્યારે ધારેલું કામ પાર નથી ઉતરતું ત્યારે ત્યારે અન્તર્મુખ થવાની, આત્મપરીક્ષણ કરવાની એક અમૂલ્ય તક આપણને મળે છે. જેમ માણસ માંદો પડે છે તેથી જ વૈદને અનુભવ મળે છે તેમ જ જ્યારે ભૂલ થાય છે ત્યારે જ આધ્યાત્મિક સૃષ્ટિના સ્થૂલ અને સૂક્ષ્મ નિયમોનું આપણને દર્શન થાય છે.

* * *

આપણે સરકારની પાપી પ્રવૃત્તિ જોઇ તેને પાપી કહી વખોડી, શુદ્ધ ધાર્મિકતાથી આપણે તેની સામે થયા, આવા પાપ સાથે ભાગીદાર થવા કરતાં તેની સામે થઈ ભોગવવા પડતાં બધા કષ્ટો સહન કરવાની તૈયારી કરી. તેનું પરિણામ શુભ આવ્યું. લોકોમા નવું ચેતન આવ્યુ. અનેક વ્યક્તિઓનાં જીવનમાં અલૌકિક પરિવર્તન થયું. લોકસમાજમા નવો આદર્શ સ્ફુર્યો અને સામાન્ય લોકો પણ સ્વરાજ્યના વાતાવરણનો ઓછોવત્તો અનુભવ કરવા લાગ્યા. ભીતિ ગઈ, પ્રીતિ ઉદ્દભવી. મેલ ગયો, શુદ્ધતા આવી. એની સાથે શ્રદ્ધા આવી. પણ આટલા મોટા અને પુરાતન રાષ્ટ્રનો ઉદ્ધાર મહેલાઇથી થાય એમ તો નથી જ.

* * *

જૂનું મકાન રહેવા માટે જ્યારે સાફસુફ કરીયે છીએ ત્યારે ખૂણાખોચરામાં પડી રહેલો કચરો અને પૂંજો જેમ એકદમ ઉડી બધી હવા બગાડી મુકે છે તેમ રાષ્ટ્રમા સૂતેલી હીન વૃત્તિઓ પણ આત્મશુદ્ધિની શરૂઆતમા જાગી ઉઠે છે. આથી નિરાશ થવાનું કશું કારણ નથી હોતું. કચરો બહાર જવા માટે ઉડે છે અને હીન વૃત્તિઓ બળી ભસ્મ થવા માટે સળગી ઉઠે છે. પણ જ્યારે કચરો બહુ જ અસહ્ય થઇ જાય છે ત્યારે તે ફેકસામાં ન જાય એટલા સારૂ ઘણીવાર આપણે ઘડીભર વાળવાનું મોકુફ રાખીયે છીયે, પાણી છાંટીયે છીયે. ઘર સાફ થાય અને આંગણામાં કચરો હોય તોપણ આપણે સલામત નથી. ઘર સાફ થયું એમ માની આપણે થાળી પીરસી જમવાની તૈયારી કરીયે અને એટલામા પવનના સપાટાથી બહારનો કચરો ઉડે તો પીરસેલી થાળી ઢાંકી મુકી બહારનો કચરો પ્રથમ કાઢી નાખવા વારો આવે છે.

* * *

રાષ્ટ્રીય પ્રવૃત્તિઓનું પણ આવું જ છે. આપણી બધી જ પ્રવૃત્તિ સંપૂર્ણતાએ શુદ્ધ હતી એમ તો આપણાથી કહેવાય જ નહિ. આપણી પ્રવૃત્તિ નિર્મળ હોત તો તેમાંથી મેલું ફળ આવત જ નહિ. આપણે સ્વદેશીની ચીલચાલ કરી, પણ પરદેશી કપડાં બાળી નાખ્યાં નહિ. આપણે રાષ્ટ્રીય શિક્ષણ હાથમાં લીધું, પણ અરાષ્ટ્રીય પદ્ધતિનો મોહ છોડ્યો નહિ. આપણે અસ્પૃશ્યભાવનાનો ઇનકાર કર્યો, પણ મનનો સંકોચ છોડ્યો નહિ. આપણે મદ્યપાનનો નિષેધ કર્યો, પણ શરાબી માણસની દયા ખાઈને તેની ઘૃણા જ કરી. આપણે સરકાર સાથે અસહકાર કર્યો, પણ હિંસાવૃત્તિનો મનમાંથી સંપૂર્ણ બહિષ્કાર કર્યો નહિ. તેથી જ સ્વરાજ્ય પાસે આવીને ઊભું છે છતાં આપણે તેને ઓળખી શકતા નથી. જ્યારે વિજયલક્ષ્મી હાથમાં જયમાળા લઈને ઊભી હતી ત્યારે આપણે ધીરજ ખોઈ બેઠા. ચૌરીચૌરાના ભાન ભૂલેલા લોકોએ જ ધીરજ ખોઈ એમ નથી, તેમણે કરેલી ભૂલ સુધારવા માટે જે ચાપતા ઇલાજ લેવા પડ્યા છે તે લેવા જેટલી ધીરજ ન બતાવનાર પણ આપણામાં કેટલા બધા છે ! આપણે પુણ્યનું ફળ માગીએ પણ પુણ્યસંગ્રહ કરવાની ના પાડીએ તે કેમ ચાલે ? આધ્યાત્મિક સૃષ્ટિના નિયમ અટળ છે. અધીરા થવા કરતાં આપણે આત્મસંશોધન કરીએ તો વધારે લાભ થાય અને રસસિદ્ધિ નજીક આવે.

* * *

જ્યારે જ્યારે દાખલાનો જવાબ બરાબર આવતો નથી ત્યારે ત્યારે વિદ્યાર્થી પોતાનો દાખલો ફરી તપાસે છે, જ્યારે જ્યારે ધાર્યું પરિણામ નથી આવતું ત્યારે ત્યારે વિજ્ઞાનશાસ્ત્રી પોતે કરેલો પ્રયોગ ફરી તપાસી જુએ છે, અને જ્યારે જ્યારે જીવનયાત્રામાં અપયશ આવે છે ત્યારે ત્યારે ધાર્મિક માણસ અન્તર્મુખ થઈ પોતાની ભૂલ તપાસે છે અને પોતાની તપશ્ચર્યા વધુ તીવ્ર કરે છે. વિશ્વામિત્રે આમ જ કરેલું. દેવોએ એ જ માર્ગ સ્વીકારેલો. રાજા ભર્તૃહરિએ અનેકવાર આત્મપરીક્ષણ અને આત્મશુદ્ધિ કરી હતી એમ કહેવાય છે. સિદ્ધિનો ઉપાય આત્મપરીક્ષણ અને તપસ્યા એ જ છે એમ અનુભવી ઋષિમુનિઓ કહેતા આવ્યા છે. આજે આપણે પણ તેમ જ કરીએ.

* * *

આપણે જોયું છે કે આપણી હીલચાલમાં જેટલે દરજ્જે સત્યનો અંશ છે તેટલું જ ફળ આપણે પલ્લે પડ્યું છે. રતીભાર વધારે લાભ થવાની આશા કરવી જ નહિ.

* * *

ત્યારે ગમે તેમ કરીને પરિણામ લાવવાની ઉતાવળ કરવા કરતાં

આપણે દરેકે જણ પોતપોતાનું અંતર તપાસીયે, ત્યાં ભૂલ હોય તે સુધારી
દંભ હોય તે દૂર કરીયે, મેલ હોય તે બાળી નાખીયે, દ્વેષ હોય તે
કરીયે, નબળાઈ હોય તે તજી દઈયે, અને પશ્ચાત્તાપથી પાવન થઈ ઇ'
પાસેથી ફરી આશીર્વાદ માગી લઈએ.

# ભરતીઓટ

પ્રિય ભાઈ,

તમારા કાગળમાં હું કંઈક નિરાશા જોઉં છું ગયે વરસે તમે ર
હીલચાલમાં નવા નવા જ જોડાયા હતા તમારામાં અકારણ ઉત્સાહ વા
હતો તમારો પોતાનો આપભોગ તમને કંઈક અપૂર્વ લાગતો, જા
તમારો એકલાનો આપભોગ જ સ્વરાજ્ય મેળવવા માટે સમર્થ હોય આજ
તમારો નિરુત્સાહ પણ અકારણ જ છે ભાઈ, મેં રાજદ્વારી હીલચાલ
કંઈ નહિ તો ત્રણ ભરતી અને ત્રણ ઓટ જોઈ છે અને તે ઉપ
એ સિદ્ધાન્ત તારવી કાઢ્યો છે કે ભરતીઓટ બન્નેનો વિચાર કરતાં મરવ
પ્રગતિ જ થાય છે

મેં બીજો પણ સિદ્ધાન્ત મનમાં બાંધી રાખ્યો છે કે સ્વરાજ્યની કુ
કેળવણીમાં જ છે તેથી જ બધું છોડી હું કેળવણીમાં રસ લેતો થયો ।
આજે સ્વદેશીને સર્વોચ્ચ સ્થાન અપાયું છે તે ઠીક છે ખાદી અને સ્વદે
વગર રાષ્ટ્રીય કેળવણીનો સ્વીકાર થવો પણ મુશ્કેલ છે, પછી ફેલાવાની
વાત જ શી ? જ્યાં સ્વદેશી નથી ત્યાં કેળવણી રાષ્ટ્રીયનું નામ ધારણ
તોપણ તે અરાષ્ટ્રીય જ હશે

દેશમાં તોફાન થશે અને તોફાનની અસર આટલી માઠી થશે એ
મને સૂઝ્યું જ નહોતું કેમકે અહિંસાનું મહત્ત્વ ગયે વરસે હું પૂરેપૂરું સમજ
નહોતો છતાં મને એટલું તો લાગતું જ કે આટલા ઉત્સાહની ભરતી પ
નિરુત્સાહની ઓટ પણ આવવાની જ હું કંઈ એક વરસના સ્વરાજ્ય
આશાથી આ હીલચાલમાં પડ્યો ન હતો, અને તેથી એક વરસમાં સ્વરા
ન મળ્યું તેનું મને આશ્ચર્ય ન થયું એક વરસમાં સ્વરાજ્ય મળી શકે છે
શ્રદ્ધા ગયે વરસે મારામાં આવી અને તે હજીયે છે પણ આપણે હજી પર
વલંબન છોડવા ક્યાં માગીયે છીયે ? સ્વરાજ્ય એટલે સ્વાવલંબન એનો
દિવસે લોકોને અનુભવ થશે તે દિવસે જ સ્વરાજ્યસાધના શરૂ થશે

સ્વરાજ્ય મળ્યા પછી બધું સહેલું થઈ જશે, એક વરસની મહેનત પછી સુખેથી સૂઈ જઈશું અથવા લોકવાર્તામાં આવતા રાજાની પેઠે દરેક જણ રાજા બની ખાશેપીશે ને રાજ્ય કરશે એવી કલ્પના જ્યાં સુધી આપણામાં હશે ત્યાં સુધી સ્વરાજ્યભાવના, સ્વરાજ્યવૃત્તિ કેળવાવાની નથી સ્વરાજ્યની સ્થિતિ ઉન્નત હશે, કલ્યાણકારક હશે, માનભરી હશે, એ બધું ખરૂં, પણ આજના કરતાં તે સુખકારક હશે જ એમ તો આપણે ન જ માનીએ. મહત્વાકાંક્ષાશૂન્ય બનેલા આપણે માનાપમાનનો વિચાર છોડી દીધા પછી આજે પણ ક્યાં સુખી નથી ? ગમે તે સ્થિતિમા સુખ માનવાની કળા આજે આપણે બે હજાર વર્ષથી કેળવતા આવ્યા છીએ એથી વધારે સુખ ક્યાં લાવવાનું ? આજે પામરોને છાજતું સુખ આપણે ત્યા ઘણુંયે છે. સ્વરાજ્યમા આપણે પામરનું સુખ જરૂર ખોઈ બેસવાના. અને તેથી જ તો સ્વરાજ્ય પ્રાપ્ત કરતાં પણ કેટલાક લોકો સ્વરાજ્યથી ડરે છે. તેમને ધાસ્તી લાગે છે કે સ્વરાજ્યમાં બધી ઉપાધિઓ એકસામટી આપણી સમક્ષ ખડી થશે. આપણે આપણી મેળે વિચાર કરવો પડશે, પુરુષાર્થ કરવો પડશે, દેશનું રક્ષણ કરવું પડશે અને પ્રયત્નપૂર્વક દરેક સવાલનો નીવેડો આણવો પડશે, હમેશાં જાગ્રત અને કર્મશીલ થવું પડશે.

કોઇ વીરાંગના જ્યારે વીર સાથે પરણે છે ત્યારે તે જાણે છે કે તેને માટે મોજશોખના દિવસ ઓછા છે, રોજ મોત સાથે જ દોસ્તી રાખવાની છે. પણ તેમા જ તેને આનન્દ હોય છે. મોત સાથેની દોસ્તી—સંકટનુ સતત દર્શન એ જ જીવનરસ છે. મોત વગરનું જીવન એ અલૂણા અન્ન જેવું છે.

એ ઉદ્યમશીલતા, એ મોત વિષેની બેપરવાઇ, એ જીવનનો વીરરસ હિન્દુસ્તાનમા ધીમેધીમે આવવા લાગ્યો છે એ તમે નથી જોઇ શકતા ? તમારા આપભોગથી તમે આશામાં આવ્યા તેની હદ આવી રહી એટલે હવે નિરાશાથી ઘેરાઇ ગયા છો. તમે ઉત્સાહમાં હતા ત્યારે મને આ નિરાશાની ઓટ દીસતી હતી. આજે તમે નિરાશાથી મોળા પડ્યા છો ત્યારે મને વિજયનો દિવસ દીસે છે. લોકમાન્યે આખી જીંદગી સ્વરાજ્યના જાપમાં ગાળી દાદાભાઇએ અન્તકાળ સુધી સ્વરાજ્યસાધના કર્યા કરી અસંખ્ય લોકો સ્વરાજ્યને અર્થે લાંબા લાંબા વર્ષો જેલમા ગાળી રહ્યા છે. લાલા લજપતરાય અને દેશબન્ધુ દાસ ક્યારનાયે સ્વરાજ્યમય થઇ ગયા છે. અલી ભાઇઓએ સ્વરાજ્યનુ પ્રત્યક્ષ દર્શન કર્યું છે. મહાત્માજી જેવા પુણ્યશ્લોક નરવીરનું બલિદાન પણ સ્વરાજ્યને અર્થે જ છે. આટલો બધો શુદ્ધ સાત્ત્વિક આપભોગ જ્યારે દૃષ્ટિ આગળ છે ત્યારે મારામા સ્વરાજ્યની વિષે નિરાશાનો પ્રવેશ કેમ થઇ શકે ? બીજી તરફ આ પંદર વરસ થયા સરકારની રાજ્યનીતિ

દહાડે દહાડે ચારિત્ર્યશૂન્ય થતી જોઉં છું. સરકારનો પુણ્યાશ ક્ષીણ થતો જાય છે એ પણ સ્પષ્ટ દેખાય છે. ત્યારે સ્વરાજ્ય વિષે હું નિરાશ કેમ થાઉં? ઘણાએ નવજવાન મોજશોખ છોડી સાદા બન્યા છે, કેટલાકોએ સ્વરાજ્યપ્રાપ્તિ થાય નહિ ત્યા સુધી બ્રહ્મચર્યનું પાલન કરવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી છે એ જાણવા છતા સ્વરાજ્યને વિષે હું નિરાશ કેમ થાઉં? અહોરાત્ર પૈસાની જ ઉપાસના કરનાર ધનિકો સર્વસ્વ છોડી સાદા દેશસેવકો બની રહ્યા છે તે જોવા છતા હું સ્વરાજ્ય વિષે નિરાશ કેમ થાઉં? કેટલાક તપોવૃદ્ધ ડોસાઓ પોતાની પ્રતિષ્ઠાની કલ્પના એક કોરે મુકી દઇ જુવાનીઆઓ સાથે ભળી જુવાન બની ગયા છે તે જોવા છતા હું સ્વરાજ્ય વિષે નિરાશ કેમ થાઉં? શું આટલો આપભોગ વ્યર્થ જશે એમ મારે માનવું? તે તો નરી નાસ્તિકતા જ ગણાય. મારો કર્મ ઉપર વિશ્વાસ છે, હું દૈવવાદી નથી. વાસણ નીચે દેવતા મુકયા પછી પાણી ગરમ થવાનું જ એ વિષે જેમ તમને શંકા આવતી નથી તેમ મને આટલા આપભોગ પછી સ્વરાજ્ય મળવું જ જોઇયે એ વિષે શંકા નથી રહી. શરૂઆતમા તાત્કાલિક ફળ ન મળેલુ જોઇને હું નાસ્તિક બની જતો. મને લાગતું કે આટલી મહેનત ફોગટ ગઇ છે. પણ ત્રણવાર મેં જોયુ છે કે એક હીલચાલની નિષ્ફળ ગણાતી તપશ્ચર્યા બીજી હીલચાલને સારૂ ખાતર તુલ્ય થઇ પડી છે.

સ્વરાજ્યની સાધના કેટલીકવાર અજ્ઞાત દશામા જ કરવી પડે છે આજે તમારા કામની કદર વખતે ન પણ થાય, પણ ભવિષ્યના લોકો—સ્વરાજ્ય ભોગવતા લોકો જરૂર તમારી અદેખાઇ કરશે. તેઓ જરૂર કહેશે કે અમને સ્વરાજ્યનો આનન્દ છે, પણ સ્વરાજ્ય મેળવવાનો લ્હાવો અમે નથી અનુભવ્યો, સ્વરાજ્ય મિષ્ટ તો છે પણ સ્વરાજ્યસાધના એ સ્વરાજ્ય પ્રાપ્તિ કરતાયે વધારે સ્વાદિષ્ટ છે સ્વરાજ્યદેવતાને અર્પણ થએલા આપણે સ્વરાજ્ય વગર બીજો શાનો વિચાર કરીયે?

લિ

તમારો ગુરુભાઇ

## ધૂમાડાની જ્વાળા

કોઇ પણ સારી હીલચાલની જ્યારે સમાજ પર અસર થવા લાગે છે ત્યારે સમાજના દોષોને લીધે તેમા કેટલાક વિકાર દેખાવા લાગે છે. હીલચાલમા જો ખૂબ જોર હોય તો એ વિકારો વધી શકતા નથી, નહિ તો

એ વિકારો મૂળ હીલચાલને જ ખાઈ જાય છે.

જેઓ લોકપ્રિય થયેલી ધાર્મિક હીલચાલ ઝીલી શકતા નથી તેઓ કાં તો નાસ્તિક બની જાય છે અથવા તો દંભી બને છે. અમુક તત્ત્વમાં હું માનતો જ નથી, એ તત્ત્વ ગમે તેટલું સારું હોય તોપણ તે વ્યવહાર્ય નથી, તે તત્ત્વ સફળ નીવડયાનો ઇતિહાસમાં દાખલો નથી, અમુક પ્રસંગે એ તત્ત્વ નિષ્ફળ નીવડયું છે, એવું એવું કહી તે તત્ત્વને ઉડાવી દેનાર લોકો નાસ્તિક કોટિમાં ગણાય. અશક્તિ ઉપર જ ભાર મુકી તત્ત્વ અશક્ય છે એમ સિદ્ધ કરવા તેઓ મથે છે.

બીજા કેટલાક લોકપ્રિય અને દેખીતી રીતે ધાર્મિક એવા તત્ત્વનો વિરોધ કરવામાં પોતાની જ ફજેતી છે એમ જોઈ પોતે તે તત્ત્વનો અંગીકાર કર્યાનો ડોળ કરે છે. આ વર્ગ બહુ જ જલદી દંભી બની જાય છે. નાસ્તિકો સમાજની અશક્તિ વધારે છે, જ્યારે દંભી લોકો અશક્તિને ઢાંકી રાખે છે.

ત્રીજો એક વર્ગ એવો હોય છે કે જે તત્ત્વને તેમજ પોતાની અશક્તિને કબુલ રાખે છે. તે તત્ત્વને ટેકો આપે છે, પણ આચરણ કરતી વખતે પોતાની અશક્તિ બતાવી માફી માગે છે. દરેક તત્ત્વનું સંપૂર્ણ પાલન તો હમેશાં આકરૂં હોય જ. ભાગ્યે જ કોઈ કહી શકે કે પોતે અમુક તત્ત્વનું સંપૂર્ણ પાલન કરે છે. એટલે આ ત્રીજા વર્ગમાં ગમે તે માણસને મુકી શકાય. પણ જેઓ તત્ત્વનું પાલન કરવાનો પૂરેપૂરો પ્રયત્ન કરે છે તેમને માટે આ ત્રીજો વર્ગ નથી. તત્ત્વપાલનનો પ્રયત્ન કરવાની દાનત જ જેમનામાં નથી તેમને માટે આ વર્ગ છે. આ વર્ગના કેટલાક લોકો અભિમાન ધરાવે છે કે તેઓ નાસ્તિક પણ નથી અને દાંભિક પણ નથી. પોતાની અકર્મણ્ય નમ્રતાને જ તેઓ સદ્‌ગુણને નામે ખપાવે છે.

ચોથો એક વર્ગ એવો હોય છે કે જે અમુક તત્ત્વ આપણે જાણ્યું એટલે તે આપણામા આવી જ ગયું એમ માને છે. એવો વર્ગ અભિમાનથી આંધળો બની પોતાનો દોષ જોઇ શકતો નથી અને બીજાનો દોષ જોવો સહેલ હોવાથી તે વિષે ઘણી જ અધીરાઈ બતાવે છે. આ વર્ગના લોકો તત્ત્વપ્રચાર કરવામાં બહુ જ ઉત્સાહી હોય છે, પણ પ્રત્યક્ષ કાર્ય કરવાનો વારો આવે ત્યારે મોળા પડે છે. આવા લોકો આશા અને નિરાશાના હીંચકા હમેશાં ખાયાં જ કરે છે.

દરેક માણસ જો પોતાના મન સાથે વિચાર કરી પોતાના દોષોતપાસશે તો આપણી હીલચાલનો હજી કેમ અન્ત આવ્યો નથી એનું કારણ એને જડશે.

આ ચારે દોષોમાંથી કયો દોષ આપણે સાંખી શકીયે એ કહેવું મુશ્કેલ છે. એટલું જ કહી શકાય કે દરેક માણસે પોતપોતાના દોષો કાઢી નાખવાનો પ્રયત્ન કરી તારક ધર્મતત્ત્વનો પોતાના જીવનમાં અમલ કરવામાં જ પોતાની

સર્વ શક્તિ ખર્ચવી જોઈએ. ચોરસનો પોતાનો ખૂણો ભીંયો કરી લઈએ એટલે બાકીના ત્રણ એની મેળે સીધા થઈ જશે.

ઉપર વર્ણવેલા દોષો અગ્નિના ધુમાડા જેવા છે. અગ્નિ જોરથી બળે એટલે ધુમાડો નથી રહેતો, ધુમાડાની જ્વાળા થઈ જાય છે. ઉપર વર્ણવેલા દરેક વર્ગમાં દોષો સાથે ગુણ પણ હોય છે. તે ગુણનો જ ઉદય થાય એટલે દોષ નીકળી જાય છે.

# ખાખી કે ખાદી?

એક લુહાર હતો. તે સરસમા સરસ તલવારો તૈયાર કરી જાણતો હતો. અનેક શૂરે જવાનો તેની પાસે આવી તેની ખુશામત કરી તેની પાસેથી તીક્ષ્ણ અને પાણીદાર તલવારો લઇ જતા અને લુહારની તારીફ કરતા. તલવારો ખૂબ વેચાઇ, દરેક જણમા તે લુહાર વિષે અને પોતાની તલવાર વિષે મગરૂરી પેદા થઇ અને દરેક જણને લાગવા માંડ્યું કે આ તલવાર વડે હું દુનિયાનું ભલું કરીશ.

દરેક જણ દુનિયાનું ભલું કરવા નીકળ્યો, અને તે તલવારને બળે. તલવાર હાથમાં આવ્યા પછી દરેક જણને મનમા જે કંઈ વિચાર આવવા લાગ્યો તે દુનિયાના હિતનો જ છે એવી જ તેને ખાતરી થવા લાગી અને તેને પરિણામે બધા જ દુનિયાનું કલ્યાણ કરવા એકબીજા સાથે લડવા લાગ્યા અને લોહીની નદીઓ વહેવા લાગી.

સવારે જ પોતાનાં વખાણ અને 'જે' સાંભળી જે લુહાર હરખેલો થયો હતો તે સાઝ સુધીમા તો પોતાની કૃતિનો આવો ઉપયોગ થતો જોઇ પશ્ચાત્તાપ અને લજ્જાથી અધમૂઓ થઈ ગયો. એણે નિશ્ચય કર્યો કે હવેથી મારે લોઢાને અડવું હરામ છે.

એટલામાં એને નવો વિચાર સૂઝ્યો. એણે હાથમા આવ્યું એટલું લોઢું ભેગું કર્યું અને તેને તપાવી ટીપી તેની હળપુણીઓ અથવા હળનાં પાનાં બનાવ્યાં. બસ, તે દિવસથી જુવાનીઆઓ તેની પાસેથી તે હળપુણીઓ લઇ જઇને જમીન ખેડવા લાગ્યા અને સાઝે ભેગા થઈને પ્રેમભક્તિના ગીત ગાવા લાગ્યા, અને પેલા લુહારની ફરી 'જે' બોલાવા લાગી.

હિન્દુસ્તાન—ભોળું હિન્દુસ્તાન સૈકાઓ સુધી રાજદ્વારી ખટપટથી અજાણ્યું, દુન્યવી અથવા આસુરી મહત્ત્વાકાંક્ષાથી વિમુખ અને અલ્પસન્તોષી

રહ્યું હતુ પોતાની હાજતો ઓછામા ઓછી કરી અને જે રાખવી જ પડે તેના સહેલામા સહેલા સાધનો શોધી કાઢી બનતા સુધી નિર્દોષ અને નિરુપદ્રવી જીવન ગાળવાનો હિન્દુસ્તાનનો સનાતન આગ્રહ છે

પણ આ કાવ્યમય ધાર્મિક જીવનનુ રહસ્ય લોકોના મન ઉપર જ્ઞાનપૂર્વક ઠસાવવામા આવ્યુ નહિ હોય તેથી જ હિન્દુસ્તાન માદું રહ્યુ છતા સુરક્ષિત રહ્યુ નહિ. પરદેશથી ચિત્રવિચિત્ર અને મોહક વસ્તુઓ આવતા વાત હિન્દુસ્તાનનુ મન ચળ્યુ પ્રથમ હલકા ગણાતા વર્ણોમા મોહનો ફેલાવો થયો અને પછી ઉચ્ચતાનું અભિમાન ધરાવતી ન્યાતો પણ મોહમા સપડાઇ કેટલીક વાર તો આ ઉચ્ચ વર્ગે જ પહેલ કરી અને પોતાના આ મોહનુ પરિણામ શુ આવશે એનો વિચાર સરખો કર્યા વગર જે આવ્યુ તે લીધુ, જે ભાવ્યું તે સ્વીકાર્યું.

પણ અધ પાત પણ મ ા નથી હોતો. તેને માટે કેટલીયે શ્રેષ્ઠ વસ્તુઓનો ભોગ આપવો પડે છે હિન્દુસ્તાનને સ્વદેશભક્તિ અને સ્વાતન્ત્ર્યપ્રેમ છોડવા પડ્યા ગમે તેની તાબેદારી કરવી અને ગમે તેના તરફથી લડવુ એ અધર્મ હિન્દુસ્તાને સ્વીકાર્યો

હિન્દુસ્તાનમા દરેક જાતિનુ કંઇક વિશિષ્ટ ચિહ્ન હોય છે. ધોતીયુ, પાઘડી અને તિલક ઉપરથી માણસની ન્યાત વરતાય છે ઉપર વર્ણવેલા તાબેદારીના ધર્મ માટે ખાખીનો પોશાક પસંદ કરવામા આવ્યો. ખાખી રંગે કઇ પાપ કર્યું નથી. ખાખી રંગ એ મહેનતનો રંગ છે, જેમ ગેરૂઓ એ ત્યાગવૈરાગ્યનો રંગ છે પણ ખાખીનો અર્થ એ થયો કે તેને ધારણ કરનાર હુકમ પ્રમાણે ગમે તેની સામે લડવા તૈયાર છે.

જેને માટે પોતે લડે છે તેને વિષે મનમા સકારણ કે અકારણ આદર હોય ત્યા સુધી ખાખીમા નામોશી ગણાતી ન હતી પણ જ્યારે આપણે જોયુ કે ખાખી એટલે જલિયાવાલા, ખાખી એટલે ગુર-કા-બાગ, ત્યારે આપણા મનમાથી ખાખીની પ્રતિષ્ઠા અલોપ થઇ અને આપણે આપણું જીવન તપસ્વી ખાદીની દીક્ષા દીધી જેમ ખાખી એટલે તાબેદારી તેમ ખાદી એટલે પવિત્રતા, ધાર્મિકતા અને સ્વતન્ત્રતા. ખાખીમા મેલ ઢાકવાનો ગુણ છે, ખાદીમા મેલ ઢાકવાનો જ નથી સ્હેજ પણ ડાઘો પડે તો ખાદી પોકારી ઉઠે છે કે 'મને ધુઓ, મારી શુદ્ધિ કરો, શુદ્ધિ કરો' ખાદી એટલે ધાર્મિકતા, ખાદી એટલે અદ્રોહ, ખાદી એટલે અહિંસા, ખાદી એટલે ક્ષમા અને નૈસર્ગિકતા, ખાખી એટલે તલવાર, ખાદી એટલે રેંટિયો ... 

મુત્સદ્દીઓ ગમે તેવા વિચાર કરે અને સરકાર ગમે તેની બીક અને

[illegible]

સ્તાનમા પાખંડીધર્મનો લોપ થશે અને ખાદીધર્મનો ઉદય થશે કોની મગદૂર છે કે ઈશ્વરની આજ્ઞા સામે જઈ શકે?

## ‘ કાયદા પ્રમાણે ’

કોઈ પણ રાજ્ય પ્રજાની સંમતિથી ચાલતું હોય તો જ તે ધર્મ્ય ગણાય. પ્રજાસમસ્તની જે ઇચ્છા તે જ તે રાજ્યનુ વેદવાક્ય હોવું જોઈએ આ સત્ય નો કોઈ જાણે છે. યુરોપના લગભગ દરેક દેશની પ્રજાએ પોતાના રાજા સાથે લડીને આ સત્ય તેની પાસે કબૂલ કરાવ્યુ છે. હિન્દુસ્તાનમા આજની સરકાર આવી છે? આ પ્રશ્ન જ વિચિત્ર લાગે છે. હિન્દી સરકાર ‘ કાયદા પ્રમાણે ’ સ્થપાઈ છે અને એ કાયદો એ હિન્દી સરકારનો પોતાનો અગર તો વિલાયતની સરકારનો ઘડેલો છે। આમા હિન્દુસ્તાનની પ્રજાને ક્યાયે સ્થાન જ ન મળે। દરેક દેશના કાયદા તે દેશની પ્રજાના આગેવાનોએ ઘડેલા હોય છે અને પ્રજાસમસ્તની તેને સ્પષ્ટ કે અસ્પષ્ટ માન્યતા હોય છે. તેથી ત્યા કોઈ માણસ કાયદાની દૃષ્ટિએ ગુન્હો કરે તો તે પ્રજાની જ સામે ગુન્હો કર્યા બરોબર થાય છે. હિન્દુસ્તાનમા કાયદા પ્રજાએ ઘડેલા નથી. પ્રજાની લાગણી કે આદર્શ તેમા દેખાતા નથી. કાયદાના અમલમા રાજ્ય કર્તાનું હિત આડે આવતુ હોય ત્યા પ્રજાહિતને ચાહે તેટલી હદ સુધી ડૂબાવી દેવામા મ્હેજ પણ આચકો આવતો નથી આવી દશામા ‘ કાયદા પ્રમાણે ’ જે કૃત્ય દોષિત ગણવામા આવે તે પ્રજાની દૃષ્ટિએ અને નીતિની દૃષ્ટિએ પણ દોષિત હોય જ એવુ માનવાનુ કશુ જ કારણ નથી કેટલીકવાર ધર્મ પ્રમાણે ચાલનાર માણસને ક્ષણે ક્ષણે એવો ગુન્હો કરવો એ ફરજ થઈ પડે છે રાજા કરતા દેશ શ્રેષ્ઠ છે, કાયદા કરતા ધર્મ શ્રેષ્ઠ છે, સરકાર કરતા પ્રજા શ્રેષ્ઠ છે અને રાજનિષ્ઠા કરતા રાષ્ટ્રનિષ્ઠા વધારે શ્રેયસ્કર છે. રાજા જો ઈશ્વરથી ડરીને ચાલતો હોય તો જ તે પૂજ્યપાત્ર છે કાયદો જો ધર્મને અનુસરતો હોય તો જ તે માનવાલાયક છે. સરકાર જો પ્રજાનિષ્ઠ હોય તો જ તે ટકવાલાયક છે અને રાષ્ટ્રનિષ્ઠાને આડે ન આવતી હોય તો જ રાજનિષ્ઠા એ કર્તવ્ય છે

ન્યાયાસન ઉપર બેઠેલો ન્યાયાધીશ જ્યારે એવુ કહે કે ‘મારે ધર્મનો વિચાર કરવો નથી, મારે તો ફક્ત કાયદાનો જ વિચાર કરવો છે’ ત્યારે તે ન્યાયાધીશ મટી ફક્ત કોઈ જાલિમ રાજસત્તાનો હુકમ ઉઠાવનાર એક અમલ

દાર બની જાય છે. ન્યાયની ખુરશી ઉપર બેસનારાઓ દરજ્જે તો કોઈ પણ રાજા કે સલ્તનતની સત્તાના કરતા ઉંચો મનાય છે, કારણ ન્યાયાધીશ એ સત્યનો પ્રતિનિધિ છે, તે શુદ્ધ ન્યાય તોળવા જ બેઠેલો હોય છે સમાજની ધર્મબુદ્ધિ પ્રમાણે જે યોગ્ય અને અયોગ્ય હોય તે પ્રમાણે તેણે ચુકાદો આપવાનો હોય છે ધરીને હાથમા આપેલા કાયદાનો યાન્ત્રિક અમલ કરી આપવો એટલી વસ્તુનો જ એની ફરજમા સમાવેશ નથી. કાયદા ઉપર પણ ન્યાય તોળનારાઓનો અંકુશ હોવો જ જોઇયે. એવા અંકુશની રૂએ ન્યાયાધીશ કાયદો તોડી કાયદાથી વિરુદ્ધ ચુકાદો ભલે ન આપે, પણ અન્યાયી કાયદાનો અમલ કરવાનો ન્યાયાધીશે ઇનકાર કરવો જોઇયે, અને જે દિવસે અધર્મી સરકારો પોતાના અન્યાયી કાયદા અમલમા મુકવાને કોઇ જ સજ્જન ન્યાયાધીશ ન મળે એવી સ્થિતિ થાય ત્યારે જ દેશમા ધર્મરાજ્ય પ્રવર્તે છે એમ કહી શકાય અને ત્યારે જ ન્યાયાસન ઉપર ન્યાયાધીશો જ બેસે છે એમ ગણાય. આ સ્થિતિ જ્યા નથી હોતી ત્યા ન્યાય, ન્યાયાધીશ, ન્યાય-મન્દિર એ બધુ એક મોટું ફારસ થઈ પડે છે. રાજ્યનો કાયદો જેને ગુનેહગાર ઠરાવે છે તેને જ જ્યારે આખી પ્રજા સંતપુરુષ તરીકે ઓળખતી થઈ જાય છે તે જ દિવસે તે રાજ્યવ્યવસ્થા પૂરેપૂરી સડી ગઇ છે એમ સિદ્ધ થયું જાણવું. સડેલી વસ્તુ ઝાઝા દિવસ ટકતી નથી અને જ્યા સુધી ટકે છે ત્યા સુધી દુનિયામા દુર્ગન્ધ જ ફેલાવે છે તેથી દુર્ગન્ધથી જેમ આપણે દૂર ભાગીયે છીયે તેમ આવી સરકારથી પણ નીરોગી રહેવા ઇચ્છનાર દરેક જણે દૂર ભાગવું જોઇયે

## બહિષ્કારની પરંપરા

ગાંધીજી હિન્દુસ્તાનમા આવ્યા તે વખતની આ દેશની સ્થિતિ દૃષ્ટિ સમક્ષ આણવાની જરૂર છે. જમીન મહેસુલના ધારામા થયેલા ફેરફારોથી અને પ્લેગની શરૂઆતમા સરકારે આદરેલી નીતિને લીધે મુંબઇ ઇલાકામા અને બંગભંગને લીધે બંગાળમા અસન્તોષ ફેલાયેલો હતો. પંજાબમા નહેરોની આસપાસની વસાહતની બાબતમા પણ અસન્તોષ કંઇ ઓછો ન હતો. બીજા પ્રાન્તોમા પણ ઓછોવત્તો અસન્તોષ હતો જ. એ બધાને પરિણામે દેશમા સ્વદેશી-બહિષ્કારની હીલચાલ શરૂ થઈ અને થોડા જ દિવસોમા તે સર્વત્ર ફેલાઇ ગઇ સ્વદેશીને પરિણામે, જેટલી નાનીમોટી વસ્તુઓ આપણે વિલાયતથી મગાવતા હતા તે બધી આ દેશમા જ પેદા કરવાને માટે

કારખાનાં સ્થાપન થયાં. યાન્ત્રિક વિદ્યામાં હિન્દુસ્તાને વિલાયત સાથે હરિફાઈમાં ઉતરવું જોઇયે એ મતનો પુરસ્કાર બધે થવા લાગ્યો, અને સ્વદેશી પેન્સીલો, ટાંકો, સાબુ, કાગળ, એટલું જ નહિ પણ સ્વદેશી સાઈકલો પણ પ્રદર્શનમાં આવવા લાગી. ગરીબ લોકોને ધંધો મળ્યો, દેશાભિમાન સર્વત્ર ફેલાયું; પણ ઈંગ્લંડને તેનાથી બારે નુકસાન થયું હોય કે હિન્દુસ્તાનનો આર્થિક સ્ત્રાવ અટકયો હોય એવું કશું જ બન્યું નહિ.

બહિષ્કારની હીલચાલ વધારે રજોગુણી હોવાથી તેનો પ્રચાર વધારે થયો. લોકો જાપાની અને અમેરિકન વસ્તુઓ લેવા લાગ્યા, જેને પરિણામે ઈંગ્લંડના વેપાર કરતાં સ્વદેશીનું જ નુકસાન વધારે થયું. જાપાની કે જર્મન માલ જ્યાં સારો અને સસ્તો મળતો હોય ત્યાં સ્વદેશી માલ લેવાનો આગ્રહ ઓછો થયો. પણ સરવાળે લોકજાગૃતિ સારી થઈ. બહિષ્કારની અંદર સૂક્ષ્મ રૂપે અસહકાર અને સ્વાવલમ્બનનું તત્ત્વ રહેલું હતું જ. પરદેશી શિક્ષણનો બહિષ્કાર, પરદેશી અદાલતોનો બહિષ્કાર, પરદેશી ભાષાનો બહિષ્કાર, પરદેશી પોશાક અને રિવાજનો બહિષ્કાર, અરજીઓ અને વિનન્તિઓ કરવાનો બહિષ્કાર વગેરે વસ્તુઓ પોતાની મેળે આવવા લાગી. ધારાસભાનો, મ્યુનિસિપાલિટીનો, લોકલ બોર્ડનો બહિષ્કાર કરવાની પણ સૂચનાઓ થવા લાગી. પણ નેતાઓએ તેટલે સુધી જવાનું પસંદ ન કર્યું. જેટલી ઓછીવત્તી શક્તિ હાથમાં આવી હોય તે બધાનો સરકાર સામે ઉપયોગ કરવો જોઇયે એ મતનો તે વખતે સ્વીકાર થયો.

સરકારે આ હીલચાલ સામે પૂરેપૂરી દમનનીતિ અખત્યાર કરી. બહિષ્કાર અને વિરોધની વૃત્તિ આ દમનનીતિને લીધે સળગી ઉઠી અને સરકારી અત્યાચારનો જવાબ અત્યાચારથી જ આપવો જોઇયે એ જાતનો પન્થ દેશના જુવાન લોકોમાં પેદા થયો. દેશના નેતાઓ તેને રોકી ન શક્યા. શ્રી. અરવિન્દ ઘોષ પોતે અત્યાચારથી વિરુદ્ધ હતા, છતાં તેઓ માનતા કે સમાનદ્વેષ એ પણ રાષ્ટ્રીય ઐક્યતાનું એક ઉપયોગી સાધન છે. તે વખતની હીલચાલનું પરિણામ શું આવ્યું તે આપણે જાણીયે છીયે. સરકાર અને લોકો બન્ને ભયભીત દશામાં રહેવા લાગ્યા. સરકાર દરેક ઠેકાણે કાવતરૂં જુએ અને લોકો દરેક ઠેકાણે સરકારના છૂપા પોલીસ અને દેશદ્રોહી ચુગલખોર જુએ. કોઈ કોઇનો વિશ્વાસ ન કરે. ગમે તે માણસ ગમે તે માણસને સરકારના જાસુસ અને દેશદ્રોહી તરીકે ઓળખાવે એવી દશા થઇ ગઈ હતી. શ્રી. રવીન્દ્રનાથ ઠાકુરે આ સ્થિતિને ઉદ્દેશીને કહ્યું હતું કે દેશમાં આજે આ પરસ્પરસંશયના વાતાવરણને લીધે અતિથિધર્મ પાળવો પણ મુશ્કેલ થઇ પડયો છે. આતિથ્ય એ હિન્દુ સમાજનો મોટામાં મોટો ઉત્સવ અથવા સુવાસ; તેનો નાશ થાય

એ કંઇ નાનીસુની આફત નહોતી. ચાડીખોરી અને અણવિશ્વાસના વાતા વરણને લીધે લજપતરાય પરદેશ જઇને રહ્યા. સરકારના અવિશ્વાસને લીધે અરવિન્દ ઘોષ પૉંડીચેરી જઇ અજ્ઞાતવાસમા રહ્યા આ સ્થિતિનો લાભ લઈ સરકારે લો. તિલકને પણ છ વરસને માટે દેશનિકાલ કરી કેદમા પૂર્યા. ત્યારપછીની સ્થિતિ વેગ અધકાર જેવી હતી બધે જ નિરાશા, ભેદરકારી અથવા નરી બીક દેખાતી હતી

આ સ્થિતિમાથી દેશને ઉગારવા માટે ત્રણ વ્યક્તિઓએ મોટા પ્રયત્ન કર્યો. લોકમાન્ય તિલક જેલમાથી છૂટ્યા, મિસિસ એની બિસટે 'મદ્રાસ સ્ટાન્ડર્ડ' હાથમા લઇ તેને નવુ નામ આપી રાજકારણમા પ્રવેશ કર્યો, અને ગાધીજીએ હિન્દુસ્તાનમા આવી રહેવાનો નિશ્ચય કર્યો મિસિસ બિસટે હોમરૂલનો ઝંડો ઉઠાવ્યો, લોકમાન્ય તિલકે મહાસભામા ફરી પ્રવેશ કરી તેમા ચૈતન્ય રેડ્યુ અને ગાધીજીએ પરસ્પરવિશ્વાસ અને નિર્ભયતાનુ વાતાવરણ કેળવવાનો પ્રયાસ શરૂ કર્યો

ત્યારપછીની હીલચાલ તે જ આજની હીલચાલ દરમિયાન ગાધીજીએ સ્વાભિમાન અને તેજસ્વિતા સાથે અહિંસા અને અદ્વેષ દાખલ કરી આ હીલચાલને એકદમ નવુ સ્વરૂપ આપ્યુ જૂની હીલચાલમા પરદેશી સંસ્કૃતિ વિશેના અણગમો, જે લોકપ્રિય હોવા છતા શિષ્ટમાન્ય થયો ન હતો તેને ગાધીજીએ વિશુદ્ધ કરી પ્રતિષ્ઠિત બનાવ્યો બળવો કરવાની વૃત્તિ ભયભીત દશાને લીધે ઠરી ગઇ હતી તે અહિંસા સાથે જોડી દઈ ફરી જાગ્રત કરી અને દેશમાથી ભયનુ વાતાવરણ કાઢી નાખ્યુ. નવી હીલચાલ એવા પાયા પર મુકી દીધી કે તે ચલાવવા કોઇને સ્વદેશી, વિરોધી કે તટસ્થ લોકો આગળ લજ્જાથી માથુ નીચુ ન કરવુ પડે આપણી પ્રવૃત્તિ હવે એવી છે કે દુનિયાનો કોઇ પણ ઉચ્ચમા ઉચ્ચ ધાર્મિક સિદ્ધાન્ત તેને વખોડી ન શકે ધાર્મિક પાયા પર હીલચાલનુ બધારણ રચાયેલુ હોવાથી આપણને કાયદાના આરોપની કશી કિંમત રહી નથી. કાયદો આપણી સામે ઉભો રહેતા વાત જોડો પડે છે અને પોતે પોતાની મેળે ફજેત થઈ દૂર જતો રહે છે. ન્યાયાધીશને ધર્માચાર્યની પ્રતિષ્ઠા છોડી જલ્લાદના બચાવવચન ઉચ્ચારવા પડે છે

હિન્દુસ્તાનની આ બારેમા ભારે જીત છે આ નૈતિક વિજય એ આપણી અસાધારણ કમાણી છે આમ આપણે દરેક રીતે કમાયા જ છીએ, ગુમાવ્યુ કશુ નથી બહિષ્કારના તત્ત્વમાથી પ્રતિહિંસાનું—વેર વાળવાનુ તત્ત્વ કાઢી નાખી આપણે સ્વદેશી અને અસહકારનું શુદ્ધ તત્ત્વ ઉપજાવી કાઢ્યુ છે હવે કરી વિલાયતી માલના બહિષ્કાર તરફ જવામા કશો માન

નથી સ્વદેશી રિવાજ અને સાદી રહેણી સ્વીકારવાથી, જીવન ત્યાગમય, સંયમી અને સાદું કરવાથી, ઘણી વિનાયતી વસ્તુઓનો ત્યાગ સ્હેજે થઈ જાય છે. સ્વદેશીનો સાર્વત્રિક આગ્રહ રાખવાથી દેશના ધંધાઓને ખાતરી પૂર્વક આશ્રય મળે છે. બ્રિટન સિવાયના બીજા દેશોના માલની હરિફાઈને સ્થાન રાખેલું નહિ હોવાથી સ્વદેશી ધંધાઓ નિર્ભય રહી શકે છે. આવી દશામા ખાસ બ્રિટિશ માલના બહિષ્કારનુ એટલે કે બીજા દેશનો માલ લેવાનુ તત્ત્વ આપણે શા માટે દાખલ કરીએ ? અને દાખલ કર્યે શો લાભ ?

તપાસસમિતિનો રિપોર્ટ કહે છે કે તમામ પરદેશી કાપડનો તો બહિષ્કાર અમે કાયમ રાખીયે જ છીયે. એટલે કે ખાદીની હીલચાલને બિલકુલ નુકસાન પહોંચાડવા માગતા નથી અમે તો કાપડ ઉપરાંત બીજા કયા બ્રિટિશ માલ ઉપર ઝાઝી તકલીફ વેઠ્યા વગર સુરક્ષિત રીતે આપણે બહિષ્કાર મુકી શકીયે તેનો વિચાર કરવા માટે એક તજ્જ્ઞ લોકોની સમિતિ નીમવા માગીયે છીયે તેમની દલીલ એ છે કે તમામ પરદેશી માલનો બહિષ્કાર કરવામા જે દેશોએ આપણુ કશુ બગાડયુ નથી અને જેમનો ગુન્હો એટલો જ છે કે આખી દુનિયાને માટે જે બજાર ખુલ્લુ છે તેમા બ્રિટિશ કારખાનદારો સાથે તેઓ વ્યાજબી હરિફાઈમા ઉતર્યા છે એવા દેશોને સજા થાય છે.

બીજા દેશોએ ઇંગ્લંડની પેઠે આપણા પર જુલમ કર્યો નથી એટલા માટે તેઓ કઇ આપણા હિતકર્તા બની જતા નથી ઇંગ્લંડ આપણને પરાવલમ્બી બનાવે છે અને બીજાઓ સ્વાવલમ્બી બનાવે છે એવુ થોડુ જ છે ? શ્રી રાજગોપાલાચારી કહે છે તેમ પરદેશી કાપડના બહિષ્કાર ઉપરાંત આપણે આટલુ તો કરી જ શકીયે છીયે

૧. આપણને જેટલો માલ જોઇયે તે બનો ત્યાં સુધી આપણે પોતે જ બનાવીયે

૨. મોજશોખની વસ્તુઓનો આપણે સદન્તર ત્યાગ જ કરીયે

૩ જેના વગર ચાલી શકે એવો બધો બ્રિટિશ માલ આપણે તજી દઇએ અને બ્રિટિશ માલને બદલે હિન્દુસ્તાનમા બનેલો માલ જ હમેશા પસંદ કરીયે

આ શુદ્ધ સ્વદેશી વૃત્તિ છે આમા બ્રિટિશ માલનો બહિષ્કાર આવતો નથી, અને આટલુ આપણે માટે બસ હોવુ જોઇયે જો યન્ત્રોનો ઉપયોગ ઓછામા ઓછો કરવાનો ગાંધીજીનો ઉપદેશ લોકોને ગળે ઉતરે તો વિના યતી માલમાથી એક મોટો ભાગ બાદ થઈ જાય સ્વદેશીનો સ્વીકાર કરી જો આપણે ગોળ અને સ્વદેશી ખાંડની જ વપરાશ ઉપર આવી જઇયે તો તે દિશામા પણ બહિષ્કારની જરૂર ન રહે ગામડાઓમા ગ્યાસતેલ અને

ગીતના પતરાનો વપરાશ સાર્વત્રિક થતો જાય છે તેથી સ્વદેશી ધંધાઓને હાનિ પહોંચે છે આ બાબતમાં બીજા દેશનો માલ પસંદ કરવાપણું રહેતું નથી અને દારૂ કે નશાના પદાર્થોમાં તો સ્વદેશી કે પરદેશીનો ભેદ કર્યા વગર જ તેનો પૂરેપૂરો ત્યાગ કરવો ઘટે છે આ ઉપરાંત કેટલીક બ્રિટિશ વસ્તુઓનો ત્યાગ કરી બીજા દેશોની વસ્તુઓ લેવાથી કેટલીક અંગ્રેજી કંપનીઓને આપણે નુકસાન-પહોંચાડી શકીશું ખરા, પણ તેની કંઈ ભારે અસર થશે કે કેમ એ વિચારવા જેવું છે

મુખ્ય સવાલ તો એ છે કે બહિષ્કારની બાબતમાં આપણે કેટલી દિશામાં રાષ્ટ્રીય શક્તિ વેરી નાખીએ? એક પરદેશી કાપડનો બહિષ્કાર હાથ ધર્યો છે તેટલો જ સર્વ રાષ્ટ્રીય શક્તિ એકત્ર કરીને ફતેહમંદ કરીએ તોપણ બસ છે શ્રી રાજગોપાલાચારી કહે છે તેમ જો એકાએક વિલાયતી માલને બદલે બીજો પરદેશી માલ લેવાની સલાહ આપીશું તો કાપડની બાબતમાં પણ— આપણે ગમે તેટલા ચોકસ દાવો કરીશું તેમ છતાં—શિથિલતા આવી જ જવાની વિલાયતથી જુદા પરદેશી સૂતર અને કાપડનો વેપાર કરનાર વેપારીઓ અને દુશ્મનદારો આ સ્થિતિનો લાભ લીધા વગર છોડશે નહિ

વળી વિલાયતી માલ છોડી બીજો માલ ખપાવો એ જ મોટી ઢીલચાલ છે, બીજી ઢીલચાલની જરૂર નહિ પડે એવી એક દલીલ પંડિતજીએ કરી છે પણ પરદેશી કાપડની બાબતમાં આપણો અનુભવ એથી જુદો છે સૈકાઓ જૂની ગુલામગીરીમાં પડેલા રાષ્ટ્રને જગાડતાં ડગલે ને પગલે તીવ્ર અને એકાગ્ર ઢીલચાલની જરૂર હોય છે અને તેથી આપણે ખાદીનો એક કાર્યક્રમ લઈ બેઠા છીએ તે પૂરો થાય નહિ ત્યાં સુધી હોડીમાં વધારે ભાર ન ભરવાની આપણે કાળજી રાખવી ઘટે છે

બદલો ન લેવાનો મહાત્માજીનો સિદ્ધાંત મહાસભાને જો પસંદ ન હોય પ્રેમધર્મ, અહિંસાધર્મ રાજકારણમાં નહિ ચાલે એમ જ જો આપણા નેતાઓને લાગતું હોય તો આખો અસહકારનો કાર્યક્રમ જ છોડી દેવો યોગ્ય છે આપણે બનતા સુધી સહન કરવું ન પડે અને સામા પક્ષનું બની શકે તેટલું નુકસાન કરીએ ને તેને તે રીતે નમાવીએ એ સિદ્ધાન્ત ગ્રહણ કરવો હોય તો અસહકારનો કાર્યક્રમ કશી મદદ ન કરી શકે એ સ્પષ્ટ છે શસ્ત્રને અભાવે નિઃશસ્ત્ર રીતે વેર વાળવું એ સિદ્ધાન્ત જુદો છે અને અસહકાર જુદો છે

# રાજકારણ કે પ્રજાજાગૃતિ?

જ્યારે દેશમાં કશું કામ ચાલતું નથી ત્યારે એકાદ મોટું વ્યાખ્યાન, વ્યાખ્યાનમાળા અથવા પરિષદ દેશમાં જાગૃતિ આણવાનું કામ કરે છે પણ જ્યારે દેશમાં જાગૃતિ આવી ગઈ હોય અને લોકો એકનિષ્ઠાથી કામ કરવા લાગ્યા હોય ત્યારે ચર્ચાત્મક સભા અથવા વાદવિવાદ એ અન્તરાયરૂપ થઈ જાય છે મહાસભા શરૂ થઈ ત્યારથી આપણે લોકમત કેળવવાનો પ્રયત્ન શરૂ કર્યો. પ્રથમ પ્રથમ તો અંગ્રેજી કેળવણી લીધેલા લોકોમાં જ મહાસભાની હીલચાલ ચાલતી. થોડા દિવસ પછી આપણે વિલાયતનો લોકમત કેળવવાની પ્રવૃત્તિ આદરી. આ મારે ભૂલ હતી. સ્વદેશનો લોકમત કેળવવાને બદલે વિલાયતનો લોકમત કેળવવા પાછળ સંપત્તિ અને બુદ્ધિશક્તિ ખર્ચવાથી સમાજે દેશને નુકસાન જ થાય છે એ જોવામાં જ કેટલોયે વખત વીતી ગયો

પછી આપણે સ્વદેશમાં લોકમત કેળવવા લાગ્યા, સ્વદેશી ભાષામાં બોલવા લાગ્યા, દેશી છાપાઓની પ્રતિષ્ઠા વધી, અને ત્યારથી જ જાગૃતિનો યુગ બેઠો

છતાં વિલાયતનો લોકમત કેળવવાના પક્ષનો અસ્વીકાર નો રહ્યો જ. લાલા લજપતરાય અમેરિકામાં જઈ અમેરિકામાં હિન્દુસ્તાન વિષે સહાનુભૂતિ પેદા કરી શક્યા ત્યારથી દુનિયાનો મત કેળવવાનો નવો વિચાર તેમાં ઉમેરાયો, જેથી તેટલા પ્રમાણમાં દેશમત કેળવવાની આપણી શક્તિ આપણે ઓછી કરી. સ્વદેશમાં લોકમત કેળવવા પૂરતા લોકો જ હજી જ્યારે આપણે મેળવી શક્યા નથી ત્યારે પરદેશમાં આપણા માણસો લોકમત કેળવવા માટે કેમ મોકલીએ? સ્વદેશમાં આપણે કરેલા કાર્ય અને પુરુષાર્થને પરિણામે પરદેશમાં સ્વાભાવિક રીતે આપણી પ્રતિષ્ઠા વધવી જોઈએ.

હિન્દુસ્તાનમાં જેટલે દરજ્જે લોકોને જાગૃત કરવા આપણે નીકળ્યા તેટલે દરજ્જે આપણી ઉન્નતિ થઈ પણ તેમાં પણ વિઘ્નો ઓછાં નથી આવ્યાં. પ્રજામાં કામ કરી જેને સહેજ પ્રજામાન્યતા ને પ્રતિષ્ઠા મળે કે તરત જ જે માણસ તે વટાવવા માગે, એટલે કે સરકાર દરબારમાં જ તેનો ઉપયોગ કરવા માગે અને પ્રજા તરફ દુર્લક્ષ કરવા જાય તો તે પોતાની મૂડી જ ખોઈ બેસશે, અને પ્રજાને જરૂર લાગશે કે આ માણસે આપણો ઉપયોગ કર્યો અને અર્ધ રસ્તે આપણો આપણો હાથ છોડી દીધો

હોમરૂલ લીગની સ્થાપના સાથે કેટલેક ઠેકાણે તે કાળ પ્રજામાં દેશની સ્થિતિ વિષેનું જ્ઞાન ફેલાવવાનું કામ થયું અને કેટલેક ઠેકાણે પ્રજાજાગૃતિ કરતાં રાજકાર્યમાં જ તેનો વધુ ઉપયોગ થયો. આગેવાનો પ્રજા તરફ જોવાને બદલે સરકાર તરફ જોવા લાગ્યા. તેથી પ્રજાજાગૃતિનું કામ વધ્યું નહિ, પણ

રાજકારણ વધ્યું.

એ જ અરસામાં મૉંટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારા આવ્યા. આ સુધારાને લીધે આગેવાનોનું લક્ષ ફરી વિલાયત તરફ ગયું. હિંદી વજીરને એક મોટી અરજી આપણે મોકલી એટલા પૂરતું જ આપણે પ્રજામાં કામ કર્યું.

પાટેથી ઉતરેલી આ હીલચાલને આખરે અસહકારે ફરી પાટે ચઢાવી. આગેવાનો ફરી લોકોમાં જઈ કામ કરવા લાગ્યા. પ્રજાને પોતાની સ્થિતિનું બરાબર ભાન થયું. પ્રજાને પોતાના ઉદ્ધારનો માર્ગ જડ્યો. દેશવિદેશમાં હિંદી પ્રજાની પ્રતિષ્ઠા પણ વધી. હિન્દુસ્તાન વિષે જાણવાની ઇચ્છા બીજા દેશોમાં ફેલાઈ. હિન્દુસ્તાનમાં શું ચાલી રહ્યું છે એ જોવા પરદેશથી લોકો આવવા લાગ્યા.

આટલી નાનકડી સિદ્ધિ મળી કે ફરી તપશ્ચર્યા છોડી સિદ્ધિની પાછળ દોડવાને મન લલચાયું. આઠ મહિનામાં જે શક્તિ પ્રજામાં કામ કરવામાં ખર્ચાવી જોઈતી હતી તે કાર્યકર્તાઓએ ભિન્ન મતો કેળવવામાં અને એકબીજાને પોતા તરફ ખેંચવામાં ખર્ચી નાખી.

નેતાઓના ભિન્ન ભિન્ન પક્ષો અંદર અંદર ચર્ચા કરે કે લડે એમાં પ્રજાને જાણવાનું ખૂબ મળે છે એ વાત સાચી છે. પણ તેથી પ્રજા ઘડાતી નથી, કેમકે પોતાની ચર્ચાથી પ્રજામાં એકાગ્રતા આવતી નથી, એકનિષ્ઠા કેળવાતી નથી. બુદ્ધિના ભેદ ખીલે છે, શક્તિ કેળવાતી નથી.

આવી સ્થિતિ લાંબા વખત સુધી ટકશે તો પ્રજામાં આવેલી જાગૃતિ લગભગ હોલવાઈ જશે. પ્રજામાંના જે મધ્યમસર લોકો આજે કામ કરતા થયા છે તે મોળા પડશે. પ્રત્યક્ષ કામ કરનાર લોકોને અનુકૂળતા થાય એવું રાજદ્વારી વાતાવરણ રાખવું એ રાષ્ટ્રીય દૃષ્ટિએ અત્યંત મહત્ત્વનું કામ છે. તે રસ્તામાં જો આપણે નહિ કરીએ તો અસહકારની હીલચાલ ઉપરથી શ્રદ્ધા ખોઈને પ્રજાજાગૃતિનું શ્રાદ્ધ કરવાનો પ્રસંગ આવશે. ભોળી પ્રજા અસહકાર અને પ્રતિયોગી અસહકાર કે સહકાર વચ્ચેનો સૂક્ષ્મ ભેદ નથી સમજતી. જેનાથી લોકજાગૃતિ થાય, મનનું ઉત્થાન થાય એવી હીલચાલ કુદરતી રીતે પ્રજા સમજી શકે છે અને સેવી શકે છે. એથી [illegible] હીલચાલ દેશમાં જારી થાય તો જોતજોતામાં પ્રજા સુ[illegible]જાગે.

ઘણા લોકો કહે છે કે 'પ્રજા થાકી ગઈ છે, તેને કંઈ નવું નવું જોઈએ છે.' શું પ્રજાએ એક વરસની અંદર શક્તિ ઉપરાંત કામ કર્યું છે? જે પ્રજાએ સ્વરાજ્ય મેળવવાની હામ બીડી છે તે આટલેથી થાકી જાય કેમ પાલવે? વસ્તુસ્થિતિ એવી છે કે જેઓ એક રીતે કામ કરવા ટેવાયેલા હતા તેમને અત્યાર સુધી બીજી રીતે કામ કરવું પડ્યું. આ બીજી રીતે

સાચો છે એવી તેમને ખાતરી નહોતી થઇ એમ નહિ. પણ એક વખતથી ટેવાઈ ગયેલી મનોગમના બીજી તરફ નહી ઘરેડમાં જતાં કષ્ટ અનુભવવા લાગી અને વચલા રસ્તા શોધવા તરફ બુદ્ધિ દોડાવવા લાગી.

ગયામાં જો લોકો આટલું જોઈ શકશે કે સાચી રાષ્ટ્રશક્તિ પ્રજામત કેળવવામાં, પ્રજામાં જ કામ કરવામાં, પ્રજાને એકાગ્ર અને એકનિષ્ઠ કરવામાં જ છે તો—તો જ આજની રાષ્ટ્રધાની ચર્ચા ભોળી પડશે અને રાષ્ટ્ર સ્વરાજ્યનું રૂપ ફરી તપવા માંડશે.

•

# ગોરક્ષા

એક વખત એવો હતો કે જ્યારે કેટલાક દેશમાં પિતા પોતાના પુત્રનો પૂરેપૂરો માલિક ગણાતો. પિતા પુત્રને મારી નાખે તો લોકો કહેતા, આપણે વચમાં શા સારુ પડવું પડે? તેનું હતુ ને તેણે તોડી નાખ્યું. આજે જો હું મારા બગીચાનું એકાદ ઝાડ કાપી નાખું તો તેને વિષે મારા પડોશીઓ તકરાર કરશે નહિ. સુન્દર ઝાડ હું નાહક પાડી નાખું તો તેમને ખોટું તો બહુ લાગશે, પણ તેઓ પોતાને તકરાર કરવાનો હક છે એમ નથી માનતા. રોમન લોકોમાં પહેલાં ઘરના ગુલામને મારી નાખવો એ ગુનો ન ગણાતો, પણ પાછળથી જેમ જેમ જીવદયા વધતી ગઈ તેમ તેમ ગુલામોને જીવવાના હકો અપાવા લાગ્યા. કોઈ ગુલામ સારો વૈદ્ય, અધ્યાપક કે ગવૈયો હોય તો તેનો વધ આખા સમાજને સાલે, અને એ રીતે સામાજિક નીતિ બંધાય કે કારીગરને મરાય નહિ. અનેક દેશના જૂના કાયદાઓમાં કારીગરોની રક્ષા વાસ્તે ખાસ નિયમો ઘડેલા છે.

આપણે ત્યાં સરકારી અધિકાર મારફતે અને સજાની બીક મારફતે જીવદયાનો પ્રચાર કરવા કરતાં ધાર્મિક પાપપુણ્યનો ખ્યાલ લોકોમાં રૂઢ કરી સામાજિક નીતિમત્તા સુધારવાનો પ્રયાસ થતો આવ્યો છે. વડ કે પીપળા જેવા સાર્વજનિક ઉપયોગનાં ઝાડ કાપવાં એ પણ પાપ છે એમ મનાતું આવ્યું છે. કાશ્મીરમાં ચિનાર ઝાડ જો કોઈ વાઢે તો તે ભારે અયોગ્ય ગણાય છે. ચિનાર સર્વ વૃક્ષોનો રાજા છે. તેની છાયા અતિ શીતળ હોય છે. એક ચિનાર એટલે ચાર ધર્મશાળા.

બહુ પ્રાચીન કાળમાં હિન્દુસ્તાનમાં એવો સમય હતો કે જ્યારે ગોવધ નિષિદ્ધ ન હતો. સર્વ પશુઓની હિંસા થતી. પણ જ્યારે આપણા ધર્મકારોના

મનમા જીવદયાનું તત્ત્વ પૂરૂ ઠસ્યું ત્યારે તેમણે પ્રજાના મનમા પશુઓ પ્રત્યે સમભાવ અથવા દયાભાવ ઉત્પન્ન કરવાના અનેક ઉપાયો યોજ્યા. પશુઓ પોતાના આહારને માટે સરજાયાં છે એમ માનનાર પ્રજાને સાર્વત્રિક જીવદયા એકાએક ગળે ઉતરે નહિ. આજે પણ આપણે તે મુશ્કેલી અનુભવીયે છીયે. તેથી ઋષિમુનિઓએ તપાસ્યુ કે શરૂઆત કયાથી થઇ શકે. બકરા મુરઘા જેવા પશુ, જેમનો ખોરાક એ એક જ ઉપયોગ હતો, તે તો દયાના ક્ષેત્રમા આવવા અશકય જ હતા. ઘોડા જેવા પ્રાણીઓનો ઉપયોગ માસ કરતાં મજૂરીમા વધારે થઇ શકે છે. ઘોડાના વધનો નિષેધ કરવામા આવે તો તે કાઇક સંભવનીય હતુ.

પણ ઘોડા કરતાયે મનુષ્યના વધારે પરિચયમા આવેલુ અને અનેક રીતે મનુષ્યોને ઉપયોગી થઇ પડતુ પ્રાણી એ તો ગાય છે. ગાયબળદના માસ કરતા તેમની મજૂરી વધારે ફાયદાકારક હોય છે અને ગાય તો ઘીદૂધ આપતી હોવાથી મા વગરના બાળકની બીજી માના જેવી જ થઇ જાય છે. ગાયનો સાત્ત્વિક અને પ્રેમી સ્વભાવ, તેના દૂધની ઉપયોગિતા, બળદની મજૂરીની ખેતીમા જરૂર, એ બધી વસ્તુઓનો વિચાર કરી જીવદયાની શરૂઆત ગાયથી જ કરી. જીવદયાની શરૂઆત ત્યાથી જ થઇ શકે તેમ હતુ. પારકાઓ કરતા પોતાના દેશભાઇઓ પ્રત્યે જેમ સ્વાભાવિક રીતે પ્રેમ વધારે છૂટે છે તેમ આપણા પરિચયમા, આપણા જીવનમા ઓતપ્રોત થયેલા ગાયબળદ જેવા જાનવરો પ્રત્યે જીવદયા ઉત્પન્ન કરવી સહેલી હોય તેમા શી નવાઇ ? ગાયના લાભ બતાવી ગાયનું રક્ષણ કરવા જતા ગાયનુ રક્ષણ થાય, પણ માણસનો સ્વાર્થ વધે; દયાભાવ, આત્મૌપમ્યભાવ જાગૃત થાય નહિ અને માણસની ઉન્નતિ તો દયાભાવમાં જ રહેલી છે. માટે આપણા સમાજવ્યવસ્થાપકોએ ગાયનો પ્રેમ અને ગાયનું અભિમાન આપણામા કેળવ્યુ મનુષ્ય પ્રત્યે અહિંસાભાવ કેળવવો એ પ્રમાણુમા સહેલી વસ્તુ છે. પશુઓ પ્રત્યે તે ભાવ કેળવવો અઘરો છે એ જોઇ ગાય વિષે પૂજ્યભાવ તેમણે પેદા કર્યો, અને ગાયનુ રક્ષણ કરવું એ હિન્દુમાત્રનું કર્તવ્ય છે એમ નક્કી કર્યું. પણ મનુષ્યવધ કરીને ગોવધ અટકાવવો એમ તો તેમનો ઉદ્દેશ ન જ હોઇ શકે.

આપણે જબરદસ્તીથી ગોવધ અટકાવવા જઇયે તો જૈન લોકોને જબરદસ્તીથી બકરાનો અને મુરઘાનો જે વધ થતા આગ્રહ થાય છે તે અટકાવવાનો હક કેમ ન હોય ? અને આમ આપણે બધે જબરદસ્તી ચલાવીશુ તો પશુહિંસા કરતાયે વધારે મનુષ્યહિંસા થઇ જવાની, અહિંસાને નામે અહિંસાધર્મની જ હિંસા થઇ જવાની.

તેથી અમે એમ કહેવા નથી માગતા કે હિન્દુઓએ ગોરક્ષાનો સવાલ

છોડી દેવો. આપણે ગોરક્ષા છોડી દઈએ તો હિન્દુ મટી જઈએ હિન્દુ જાતિએ ગોરક્ષાની પાછળ પોતાનું સર્વસ્વ હોમવું જોઈએ એ આપણો વારસો છે. તેનો ત્યાગ કરીએ તો આપણે કુલાંગાર ગણાઈએ. પણ ગોરક્ષા મુસલમાનો સાથે વેર બાંધીને આપણાથી ન જ થાય. મનુષ્યદ્રોહ કરી જીવદયા કેળવવી એ ધર્મ નથી, અવળો છે. અત્યાર સુધી આપણે ખોટે રસ્તે જઈ આપણા મુસલમાન ભાઈઓને જિદ્દી બનાવી મુક્યા હતા. આ બે વર્ષમા આપણે યોગ્ય રસ્તે કામ લીધુ તેથી ગોવધ ઘણો અટક્યો છે એ આપણો પ્રત્યક્ષ અનુભવ છે

મુસલમાન ભાઈઓ ગાયના શત્રુ નથી એટલુ આપણે ધ્યાનમા રાખીશું તો તેમની મદદથી જ આપણે અરધી દુનિયામા ગોરક્ષા કરી શકીશુ. પ્રથમ તો જો હિન્દુમુસલમાન એક થઈને સ્વરાજ્ય અને ખિલાફત મેળવીશુ તો હિન્દુસ્તાનમા ગોરા લશ્કરના આહારને અર્થે જે પાર વગરની ગોહત્યા થાય છે તે પોતાની મેળે અટકી જશે કાનુનના અમીરની ગોરક્ષા વિષેની લાગણી હવે જાહેર થઈ ચુકી છે કોઈના ધાર્મિક રીતરિવાજોમા આપણે પરાણે ફેરફાર ન જ કરી શકીએ તે તે ધર્મના ધર્મગુરુઓની ધાર્મિકતા ઉપર જ શ્રદ્ધા રાખવી જોઈએ જે ઈસ્લામે સાત બકરાને બદલે એક ગાયની કુરબાની કબૂલ રાખી છે તે ગોરક્ષાનો રસ્તો શોધી કાઢી ન જ શકે એમ નથી. પણ એ રસ્તો ઈસ્લામના ધર્મગુરુઓ જ અન્તરની પ્રેરણાથી નક્કી કરે. આપણે આપણી રમે ધાર્મિક આજ્ઞા અને જીવદયાનો મેળ અનેક ઠેકાણે બેસાડ્યો છે શક્તિઉપાસનામા જ્યા પશુના બલિદાનનુ વિધાન છે ત્યા આપણે અડદના લોટનુ પશુ બનાવીને અથવા કોળુ વધેરીને કામ ચલાવીયે છીયે મનુષ્યમાત્રના હૃદયમા પરમાત્માએ જીવદયા સરજેલી છે જ તે જેમ જેમ વધે તેમ તેમ પશુરક્ષાના માર્ગ આપોઆપ ખુલશે. જીવદયા ધર્મવિરુદ્ધ છે એમ કોઈ ધર્મ કહેતો નથી. આપણે ધીરજ રાખીએ અને પોતે જીવદયા કેળવીએ એ જ સૌથી પ્રથમ જરૂરનુ છે

•

## એકતાને ધોકો

એક બાઈનો નીચે પ્રમાણે કાગળ આવ્યો છે

અમેના રહીશ એક શ્રીમન્ત મુસલમાન આવતા શુક્રવારે તેમની મોટી નાતને જમણ આપવાના છે. આશરે પંદરથી વીસ હજાર માણસ જમનારુ અને બહાર-ગામનુ મળીને થનાર છે આ જમણ

થવાની છે આ હકીકતની જાણ થતા અરેના હિન્દુ રહીશોના આગેવાનો તેમને રૂબરૂમા મળ્યા હતા ઘણુ સમજાવવા છતા તેમણે પોતાનો વિચાર ફેરવવા અશક્તિ જણાવી છે. અરેની રાષ્ટ્રીય હીલચાલના આગેવાનોએ પણ આ સબન્ધમા કંઇક પ્રયત્ન કર્યો છે, પરતુ આ પત્ર લખુ છુ ત્યા સુધીમા કાઈ પણ સન્તોષકારક પરિણામ જણાયુ નથી આ પત્ર તમોને જે દિવસે મળશે તેને બીજે દિવસે તો બિચારા અસખ્ય નિરપરાધી જીવો માણસજાતના એક જ દિવસના ખોરાકના ભોગ થઈ પડ્યા હશે

'જૈન' હોવાનો દાવો કરતા મહાન શ્રીમાનો અત્રે વસતા હોવા છતા તેઓ કાઈ પણ જાહેર જુસ્સો આ વખતે બતાવી શકયા નથી

હિન્દુઓએ તે ગૃહસ્થને એટલે સુધી વિનન્તિ કરી છે કે તેઓએ ઉપરતુ કામ કરતા અટકી બીજુ કોઇ પણ ખાસુ કરવુ, યા તો તેમા ખરચવાના નાણા પોતાની કોમના બાળકો માટે મદ્રેસા ઉઘાડવામા ખરચવા, અને જો તે પ્રમાણે તે કબૂલ થાય તો તેટલી બીજી રકમ હિન્દુઓએ આપવી

આમ હોવા છતા હજુ સુધી કશા શુભ પરિણામની આશા નથી આ પ્રસગથી હિન્દુમુસલમાન એકતાને ધોકો લાગશે

ઉપરનો કાગળ વાચી કોને દુખ નહિ થાય? મનુષ્યજાતિ હજી માંસાહાર છોડી દેવા જેટલી ચડી નથી માણસની ભૂખ મટાડવા ખાતર અસખ્ય મૂક પ્રાણીઓનુ જીવન મટાડવામા આવે છે એનુ દુખ ઘણાને થાય છે, પણ આપણે અહિંસામાર્ગનુ સ્વરૂપ હજી સમજ્યા નથી એનુ દુખ શુ ઓછુ છે?

આની રીતે આપણા મુસલમાન ભાઇઓ ઉપર દબાણ મૂકી—પછી ભલે તે દબાણ શુદ્ધ લાગણીનુ હોય—શુ આપણે અહિંસાનો પ્રચાર કરવાના હતા? હિન્દુઓમા ક્યા માંસાહાર નથી? કેટલેક ઠેકાણે બ્રાહ્મણોમા પણ માંસ ખાવાનો રિવાજ છે તેમને સમજાવવાને આપણે કેટલુ કર્યું છે? એક ઉજાણીમા માંસાહાર અટકે તો અમે આટલી મદદ કરીશુ એવો લોભ બતાવી અહિંસાનો પ્રચાર કરવો એ સાચો માર્ગ નથી.

સાચો માર્ગ તો માંસાહારી ભાઇઓના પરિચયમા આવી તેમની સાથે મિત્રાચારી બાધવી એ છે. આપણે માંસ ખાતા નથી એટલા માટે આપણે ઉચ્ચ છીયે અને માંસાહારી નીચ છે એમ માની તેમને છેટે રાખવાથી અહિંસાનો પ્રચાર થવાનો નથી જ્યા મુસલમાન, ખ્રિસ્તી કે પારસી ભાઇઓ માંસ ન ખાનાર હિન્દુઓના ગાઢ પરિચયમા આવ્યા છે ત્યા ઘણીવાર તેમણે માંસાહાર છોડી દીધેલો છે આપણે આપણા મુસલમાન ભાઇઓના પરિચયમા બહુ ઓછા આવીયે છીયે, તેથી તેમના ઉપર આપણે આપણા વિચારોની સ્વાભાવિક અસર પાડી શકતા નથી આપણી મિત્રાચારી સાચી હોય અને

લાંબા વખત સુધી ટકે તો વગરકહ્યે મુસલમાન ભાઈઓ ફેરફાર કરશે. છેલ્લાં બે ત્રણ વર્ષની અંદર ગોવધ અટકાવવાને આપણા મુસલમાન ભાઈઓએ ઓછી મહેનત નથી કરી. મુસલમાન આગેવાનો હજી તે દિશામાં મહેનત કરી રહ્યા છે. તેને માટે આપણે તેમના હમેશના કૃતજ્ઞ રહીએ. મુસલમાનોને માંસાહારનો જ ત્યાગ કરવાનું કહેવું એ અહિંસાની અતિશયતા જ ગણાય. આ રીતે આપણે કોઈનામાં અહિંસાવૃત્તિ કેળવી શકવાના નથી; પોતાની અહિંસાવૃત્તિ જ વખતે ખોઈ બેસવાના.

હું દૂધ પીતો હોઉં, ઘી ખાતો હોઉં તો ઉજાણીને પ્રસંગે કે ન્યાત-ભોજનમાં મારાં સગાંવહાલાંને દૂધપાકપુરી જરૂર ખવડાવું. દૂધઘીમાં માંસાહાર છે એમ માનનાર માણસે આવે પ્રસંગે નિષ્ઠાપૂર્વક ભાગ લેવાની લાગણી કેળવવી જોઈએ. નિષ્ઠા ન હોય ત્યાં અહિંસાના પ્રચારમાં જ હિંસકવૃત્તિ આવી જાય છે. જૂ અને માંકડ મારનાર માણસનો હાથ કલમ કરનાર જૈન રાજાની દંતકથા આપણે સાંભળી છે. જેઓ સાચા જૈન છે તેમના સહવાસથી સ્વાભાવિક રીતે માણસ અહિંસાનો વધારે વિચાર કરતો થઈ જાય છે. જૈનોને અહિંસાનો 'જુસ્સો' બતાવવો નથી પડતો. જુસ્સો બતાવવો જ હોય તો પોતે દુઃખ ખમી કે પ્રાણત્યાગ કરી અસર પાડી શકે છે. પ્રાચીન રોમમાં ગુલામ મલ્લોનું દ્વંદ્વયુદ્ધ જોવાની અને હારેલા મલ્લનો વધ જોવાની પ્રથા બંધ કરવા ખાતર એક જણે પોતાનો પ્રાણ અર્પણ કરેલો. તે કિસ્સાની અસર ધીમેધીમે થવા લાગી, અને અન્તે ગ્લૅડીએટરોનું પ્રાણાન્તિક દ્વંદ્વયુદ્ધ બંધ પડ્યું.

હિન્દુસ્તાનમાં હિન્દુમુસલમાનની એકતા એકબીજાને પરિપૂર્ણ સ્વતન્ત્ર રાખવાથી વધશે. ગોરક્ષા અને આહારશુદ્ધિ આ એકતાના અન્તિમ ફળ તરીકે આપણે જોઈશું. અન્તિમ ફળને આપણે એકતાની શરત ન બનાવીએ.

હિન્દુમુસલમાનની એકતા એ કંઈ સાધ્ય નથી. તે નિરપેક્ષ ધર્મ છે. સ્વરાજ્ય એ તેનું ફળ છે.

## 'વન્દે માતરમ્'

નાનપણમાં અમે પંચાયતનના સ્તોત્રો શીખેલા. એમાં માતાજીના મન્ત્રની શરૂઆતમાં 'नमो देव्यै' વાળા શ્લોકો આવતા ત્યારે મનમાં આદર અને [illegible]

સ્વદેશીની હીલચાલ શરૂ થઇ અને નવો મન્ત્ર આવીને કાને અથડાયો— 'वन्दे मातरम्'. બન્નેનો ભાવ તો એક જ છે, પણ મનમાં મૂર્તિ જુદી જ ખડી થઇ. वन्दे मातरम् સાથે નાનપણની માતાના ઉપકાર વિષેની કવિતા યાદ આવવા લાગી. મા ખાવાની વસ્તુઓ પાસે લઇને બેઠી છે, એક બાળક આવે છે, બીજું પાછળથી આવીને ગળે બાઝે છે, ત્રીજું સાડલાનો છેડો પકડીને ખેંચે છે; એક બાળા માએ લાંબા કરેલા પગ પર આસન જમાવીને બેઠી છે અને બે ચાર બાળકો મા વારે તોપણ બેદરકારીથી માથી દૂર ભાગે છે અને એકબીજા સાથે લડે છે; એવું ચિત્ર મનમાં ઉભું રહેતું.

એટલામાં બંગાળથી 'રાષ્ટ્રગીત' આવ્યું:

> સુજલામ્ સુફલામ્ મલયજશીતલામ્
> સપ્તકોટિકંઠ-કલકલનિનાદ-કરાલે,
> બહુબલધારિણીમ્, રિપુદલવારિણીમ્.

'नमो देव्यै' વાળી અષ્ટભુજા 'महिषासुरमर्दिनी'ના ચિત્ર જેવું જ આ ચિત્ર હતું. માત્ર મહિષાસુરને બદલે આપણા જેવા જ દેખાતા માનવી રિપુદલનો સંહાર કરનાર અને કાલ્પનિક ખરકરવાલ હાથમાં ધારણ કરનાર તે માતા હતી.

પાશ્ચાત્ય દેશાભિમાનની કલ્પનાઓ જેમ જેમ મનમાં ઠસતી ગઇ તેમ તેમ માતાની મૂર્તિ વધારે ને વધારે ઉગ્ર થવા લાગી. માતાના શરીર ઉપરનાં આભૂષણો ઓછાં થવા લાગ્યાં. માતાનું વસ્ત્ર લગભગ ફાટી ગયેલું દેખાવા લાગ્યું. માતા મારૂં રક્ષણ કરનાર છે એ બચપણનો ભાવ ઉડી જઇ મારે માતાનું રક્ષણ કરવું જોઇયે એવો પ્રૌઢ પણ અભિમાની ખ્યાલ મનમાં આવવા લાગ્યો, અને માતાની કરુણ દૃષ્ટિમાંથી બદલો લેવાની, વેર વાળવાની પ્રેરણા મળવા લાગી.

આજ તે મૂર્તિ ક્યાં ગઇ? પેલી અષ્ટભુજા મહિષાસુરમર્દિની ધ્યાનમાં નથી આવતી, અને પેલી રિપુદલવારિણી, દશપ્રહરણધારિણી માતા પણ રહી નથી. આજે તો આસેતુહિમાચલ પથરાયેલી सुजला, सुफला અને मलयजशीतला માતાનું જ માનચિત્ર દૃષ્ટિ આગળ ઉભું થાય છે. આ માતા सुजला છે પણ બાળકોને તે જળને માટે કર આપવો પડે છે, सुफला છે પણ તે ફળો માતાનાં બાળકોને મળતાં નથી; અને તે શીતલ मलयज માં પ્લેગ ઇન્ફ્લ્યુએન્ઝાના અસંખ્ય જન્તુઓ ક્ષુધાતુર થઇ આમતેમ દોડતાં અને વૃદ્ધિ પામતા દેખાય છે. અશ્રુના જળથી આ માતાનાં ચરણ ધોવાનું મન થાય છે. શરીરના પરસેવાથી આ માતાની સેવા કરવાની આજે પ્રેરણા થાય છે. આખા શરીરનો ધૂપ બનાવી સર્વત્ર શીતલ मलयज ફેલાવવાનું મન થાય છે. પણ

जाह्नवीयमुनाविगलितकरुण पुण्यपीयूष थी માતા નવો જ ખ્યાલ આપે છે માતા કહે છે, તમે મને અનેક નામથી સંબોધો છો, પણ મને તો માતા એ જ નામ પ્રિય છે. કેમકે માતા શબ્દમા માગ બાળકોનો સમાવેશ થાય છે દેવી કહીને તમે મારા પ્રકાશનુ અને પ્રતાપનુ સ્મરણ કરો છો, वसुन्धरा કહીને તમે મારૂ અભિમાન ધરાવો છો, પણ માતા કહી તમે મ ા બધા બાળકોનો પ્રેમ મેળવો છો वन्दे मातरम् એ વચનમા જેટલી માતૃભક્તિ છે તેટલો જ ભ્રાતૃપ્રેમ છે, ભગિનીપ્રેમ છે તમે મારી શી સેવા કરવાના હતા? ભાઈ ભાઈ બના સુખેથી રહો, પ્રેમથી રહો, એક બીજાને મદદ કરો, એકબીજાના સુખદુ ખથી સુખી અને દુ ખી થાઓ એટલે મને બધુ મળ્યુ, એ જ મારી શ્રેષ્ઠ પૂજા वन्दे मातरम् નો અર્થ 'सेवे भ्रातरम्' એ છે, એટલુ તમે સમજી જશો એટલે મારો વરદ હસ્ત તમને વધુ જ્ઞાન આપશે, અને તમે જોઇ શકશો, જાણી શકશો કે હુ એકલી જ માતા છુ, મારૂ સ્વરૂપ ગૂઢ અને વિશાળ છે અને જેટલા બાળકો તમે જુઓ છો તે માગ જ અપત્ય છે, તમે બધા સહોદર છો'

આખરે वन्दे मातरम् મન્ત્ર પ્રથમવાર સાભળતા જે મૂર્તિનુ દર્શન થયુ હતુ તે જ સાચુ છે અને માતાને પ્રિય છે માન બધા બાળકો માતાને ઓળખશે અને સહોદરધર્મનુ પાલન કરશે ત્યારે જ તે ચિત્ર આદર્શ થશે.

## 'વન્દે માતરમ્' નહિ?

'વન્દે માતરમ્' એ આપણો રાષ્ટ્રીય મન્ત્ર છે એમા આજના ત્રીસ કોટિ હિન્દુઓની માતાનુ પૂજન છે, ભૂતકાળના અગણિત કોટિ ભારત વાસીઓનુ શ્રાદ્ધ છે અને ભવિષ્યકાળના અનન્ત કોટિ સતાનોને આવકાર છે 'વ દે માતરમ્' એ કોઈ અમુક ધર્મ કે પન્થનો મન્ત્ર રહ્યા નથી તેમા નિર્દોષ પશુનુ બલિદાન સ્વીકારનાર કાલીની પૂજા નથી પણ ભારતવર્ષની ગહ્નગગાની ઉપાસના છે

'અલ્લા હો અકબર' એ પણ આપણો રાષ્ટ્રીય મન્ત્ર છે તે અરબી ભાષામા છે માટે તે મુસલમાનોનો જ છે, હિન્દુનો નથી એમ જો કોઇ માને તો તેની ભૂલ છે 'વન્દે માતરમ્' એ મન્ત્ર પણ વૈદિક હોવા છતા એકલા હિન્દુઓનો જ નથી હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી વગેરે બધી જ કોમોનો તે રાષ્ટ્રીય મન્ત્ર છે. હિન્દુઓ હિન્દુ દૃષ્ટિથી અર્થ કરે, મુસલ

માનો 'હમ બુલબુલેં હૈ ઉસકી વહ ગુલિસ્તાં હમારા' એવુ તેના પર ભાર કરે. ખ્રિસ્તી અને પારસીઓ પોતાની માન્યતાઓ પ્રમાણે તેના ભક્તિભાવને ગ્રહણ કરે, પણ 'વન્દે માતરમ્' એ જ આપણો બધાનો રાષ્ટ્રીય મન્ત્ર છે, 'અલ્લા હો અકબર' એ જ આપણી બધાની રાષ્ટ્રીય શ્રદ્ધા છે

કાલીપૂજક વામાચારી શાક્તો ઈશ્વરને માતાને નામે ઓળખે છે અને અત્યાચારી દેશભક્તો વન્દે માતરમ્‌નું ગાન ગાઈ હિન્દુસ્તાનને સ્વતન્ત્ર કરવાને માટે કાવતરા રચતા હતા એટલા માટે વન્દે માતરમ્ એ રાષ્ટ્રમન્ત્રનો આપણે ઇનકાર કરવો ન જ ઘટે. કવિવર રવીન્દ્રનાથ ઠાકુરના વૈષ્ણવ ભક્તિના આધ્યાત્મિક ગાયનો કલકત્તામા શૃંગારિક ગણી ખરાબ રીતે વપરાય છે એટલા માટે આપણે શુ તેનો ત્યાગ કરવા બેસીયે? વન્દે પિતરમ્ અથવા પિતા નોઽસિ (તુ જ અમારો પિતા છે) એ સૂત્ર ભવ્ય છે, આર્ષ છે, વન્દે માતરમ્ જેટલુ જ ગ્રાહ્ય છે, પણ વન્દે માતરમ્‌થી જુદુ અથવા ચડિયાતુ છે એમ અમે માની શકતા નથી વન્દે માતરમ્ એ મન્ત્ર સર્વોચ્ચ છે, રાષ્ટ્રમાન્ય છે, તપપૂત છે, સિદ્ધ છે, કોઈ પણ કારણસર હવે આપણે તેને બદલવાના નથી

કવિવર રવીન્દ્રનાથ ઠાકુર એ મન્ત્રનો વિરોધ કરવાનો છોડી દે એવી અમારી આજીજીપૂર્વક નમ્ર પ્રાર્થના છે, ઉપનિષદોમા ઋષિઓએ કહ્યુ છે, 'मातृदेवो भव पितृदेवो भव ।' એમા આપણે શા માટે ભેદ કરીયે? ભેદ જ જોવા જઈશુ તો માતાને જ પ્રથમ સ્થાન મળેલુ છે અને ભક્તોએ પણ ગાયુ છે—त्वमेव माता च पिता त्वमेव ।

## એક સંભાષણ

થોડા દિવસ ઉપર એક અંગ્રેજ ગૃહસ્થ જોડે અમારે રસભરી વાતચીત થઈ એ ભાઈ હિન્દુસ્તાનમા ખૂબ ફરેલા હતા અને હિન્દુસ્તાનની સ્થિતિ વિષે ચોક્કસ વિચારો પણ ધરાવતા હતા પ્રાસ્તાવિક સંભાષણ પછી વાતચીતે નીચેનું સ્વરૂપ પકડ્યુ

સ૦—તમે ખેતીનો સવાલ છોડી આ કપડાનો સવાલ લઈને બેઠા છો એ તમને ડહાપણભરેલુ લાગે છે? તમે ખેતીમા ખૂબ સુધારણા કરીને વધારે ઉપજ કરો અને વિલાયતી કાપડ ખરીદ કરો તો તેમા શુ ખોટુ?

અમારામાથી એક જણે જવાબ આપ્યો 'શુ ખોટુ? હિન્દુસ્તાન

અનાદિકાળથી કપાસની ખેતી કરતા ને તેના કપડા વણતા આવ્યા છે આજે એ જ દેશ પોતાનો દેહ ઢાકવા વિલાયતથી કપડા મગાવે એ શરમ શુ ઓછી છે? નવરાશના વખતમા ખેડૂત પીંજે, કાતે અને પોતાના પાડોશી પાસે ખાદી વણાવી લે તો લગભગ રૂને ભાવે કાપડ પડે'.

સ૦—પણ તેટલો જ વખત ખેતી વધારવામા ગાળે તો તે વધારે ન કમાય? અને વધારે કમાય તો કાપડ સહેલાઇથી વેચાતુ લઈ શકે

જ૦—હા, જો નાના નાના ખેતરોને તોડીને તમારી મોટી યૂરોપીઅન કપનીઓ થાય તો ખેતીમા વધારે ઉપજ થાય ખરી, પણ અમારા ખાનદાન ખેડૂતો તે ખેડૂતો ન રહે, પણ ખેડૂત મટીને મજૂર બને અને ખેતીની ઉપજ કેવી રીતે વધારવી એ આખી દુનિયાનો સવાલ છે, કેમકે ખેતીની ઉપજ વધે છે તેના કરતા લોકસખ્યા વધારે ઝડપથી વધે છે. પણ જ્યા સુધી અમારા ખેડૂતોને આટલુ જબર મહેસુલ ભરવુ પડે છે અને શાહુકારને આટલુ ભારે વ્યાજ આપવુ પડે છે ત્યા સુધી તેમને ખેતીમા વધારે રસ લેવાની વૃત્તિ જ ક્યાથી થાય? તેઓ તો એમ જ કહે છે કે આ રીતે કે તે રીતે, અમારે ભાગ્યે તો લૂટાવાનુ જ પછી વધારે શરીર ઘસ્યાનુ શુ ફળ?

સ૦—ત્યારે તો તમારા સ્વરાજ્યમા તમે મહેસુલ ઓછુ કરવાના હશો.

જ૦—મહેસુલ ઓછુ કરશુ કે નહિ કરીયે એ જુદી વાત છે, પણ જેટલુ લઇશુ તેટલુ બધુ પ્રજાના હિતમા ખરચીશુ, અને સ્વરાજ્યમા પ્રજા પૂરતી પગભર થઇ હશે, તેથી આટલો ને આટલો કર પણ તે વખતે લોકોને હળવો લાગશે. આજે તો આખુ જમીનમહેસુલ એકલા લશ્કરને પાળવામા ખપી જાય છે. સ્વરાજ્યમા આટલુ લશ્કર નહિ હોય ને લશ્કરનુ ખર્ચ આટલુ નહિ હોય, અને લશ્કર પાછળ સ્વરાજ્યમા જે કઇ ખર્ચ થશે તે મોટે ભાગે અમારા જ ભાઇઓના ઘરમા જશે

સ૦—તમારા સ્વરાજ્યમા લશ્કર તો ત્યારે હશે?

જ૦—હા હા, જરૂર હશે જ્યા સુધી પ્રજાને લશ્કરની જરૂર જણાશે ત્યા સુધી તે લશ્કર પણ રાખશે અમે સત્યાગ્રહીઓ છીયે તેટલા લશ્કરમા નહિ રહીયે એટલુ જ અમે પોતે હમેશા માનીયે છીયે કે પ્રજા લશ્કર વગર ચલાવી શકે એવો દિવસ પણ આવવાનો આજે લોકો શસ્ત્ર વગરના છે અને શસ્ત્ર ધારણ કરીને તમારા લોકોનુ લશ્કર તેમની ઉપર છે, તેથી પ્રજાનું પુરુષાતન હણાય છે અને પુરુષાતન હણાવાની સાથે લોકોમા દ્વેષ પણ વધે છે નિ શસ્ત્ર હોવાથી પ્રજા પોતાને નિર્બળ અને લાચાર માનતી થાય છે અને તેથી કુદરતી રીતે તેવી પ્રજામા દ્વેષ અને ઝેરની વૃત્તિઓ પોષાય છે

હિન્દુસ્તાનની પ્રજાના શસ્ત્ર જો પડાવી લેવામા ન આવ્યા હોત તો જે દૈન્ય આજે પ્રજામા દેખાય છે તે ન હોત.

સ૦—ત્યારે શુ તમારા સ્વરાજ્યમા દરેક જણ ઘરમા હથિયાર રાખીને ફરે એવી તમારી કલ્પના છે ?

જ૦—ના રે, એ ખ્યાલ જ કેટલો બેહૂદો છે ! જાણે દુનિયામા દરેક જણ વાઘ કે વરુ હોય અથવા આપણો વાઘ જ હોય ! મારાથી તો એ કલ્પના પણ સહન નથી થતી

સાહેબે કહ્યુ—તમારા દેશના અને તે પણ રાષ્ટ્રીય પક્ષના કેટલાક લોકો મારી આગળ બોલ્યા છે કે સ્વરાજ્યમા અમે ખીસામા રિવૉલ્વર રાખીને ફરીશુ

જ૦—એનુ કારણ છે. એ માનસશાસ્ત્રનો એક નિયમ છે નિર્ધનને હમેશા મનમા લાગે છે કે મારી પાસે પૈસા હોય તો જે કરવુ હોય તે કરી શકુ. ધનવાન માણસ જ જાણે છે કે પૈસાની શક્તિનેયે મર્યાદા છે. તે જ પ્રમાણે નિઃશસ્ત્ર માણસને શસ્ત્રની શક્તિ વિષે ભારે ભારે કલ્પનાઓ હોય જ. લોકોને શસ્ત્ર ધારણ કરવાની છૂટ મળશે ત્યારે થોડા દિવસ શોખના માર્યા શસ્ત્ર સજીને ફરશે ખરા, પણ થોડા દિવસમા મોહ ઉતરી જતા તેઓ તેનો ત્યાગ કરશે પછી ખેડુતો ખેતીની રખેવાળી પૂરતા શસ્ત્રો રાખશે, પણ કોઈને શસ્ત્રનો શોખ નહિ રહ્યો હોય. અમારું લશ્કર થશે એટલે લોકોમાથી પોતાની નિર્બળતાનો ખ્યાલ નાશ પામશે, તેઓ નિર્ભય થશે અને સ્વમાન પણ સમજતા ને સાચવતા થઈ જશે આજે તો બહાદુરીના કામો કરવાની તક સરખી અમારા લોકોને મળતી નથી અને જ્યા કઈ બહાદુરી બતાવીયે છીયે ત્યા તેની કદર થતી નથી.

સ૦—એટલે તમે શુ કહેવા માગો છો ?

જ૦—હુ એક જ સામાન્ય દાખલો આપુ મુબઈ જેવા શહેરોમા ગાડીઘોડાની અવરજવરનો બદોબસ્ત રાખવા માટે સવારથી સાઝ સુધી અમારા દેશી પોલીસને ખરા તડકામા ઉભા રહેવાનુ હોય છે પણ સાઝે જ્યારે ભીડ વધે છે ત્યારે દરેક ચોકે ચોકે તમારો ગોરો સાર્જન્ટ ઉભો કરવામા આવે છે દેશી પોલીસને ભીડને વખતે બદોબસ્ત રાખવાની તક જ આપવામા નથી આવતી પોતાની શક્તિ અજમાવવાની તક જ નહિ મળવાથી સ્વાભાવિક રીતે માણસ માનતો થઈ જાય છે કે તેનામા એ શક્તિ ખરેખર જ નથી

સ૦—તમે જાણો છો કે ફ્રેન્ચ કે રશિયન પોલીસ કરતા લડનનો પોલીસ રસ્તાના બદોબસ્તના કામમા વધારે હોશિયાર હોય છે ? તો એવું

કારણ શું હશે? તમે એમ નથી માનતા કે અંગ્રેજમા બીડની વ્યવસ્થા જાળવવાની શક્તિ સ્વાભાવિક રીતે વધારે છે?

જી૦—આટલુ મોટુ સામ્રાજ્ય તમારા હાથમા છે એટલે વ્યવસ્થા જાળવવાની શક્તિ સ્વાભાવિક રીતે કેળવાય જ. અને ધારો કે અંગ્રેજોમા સ્વાભાવિક શક્તિ હોય તોપણ તેમની શક્તિ ઉપર અમારાથી કેમ જીવાય? અમારા દેશમા અમારા લોકો જ પોલીસનુ કામ કરે એ સ્વાભાવિક છે ફ્રેન્ચ લોકોમા બંદોબસ્તની શક્તિ ઓછી હોવા છતા તેઓ ક્યા અંગ્રેજ પોલીસ રાખે છે?

સ૦—હમણા હમણા સુધી ગામડાના લોકો સ્વરાજ્ય વિષે કશુ જાણતા નહિ, બહુ સુખી અને સન્તોષી હતા આ જ પણ તમે બતાવો છો એવી તો ગામડાઓની ખરાબ સ્થિતિ નથી

જી૦—માણસ સ્વરાજ્ય વિષે કંઈ ન જાણતા હોય એ શુ સારી સ્થિતિ ગણાય? અજ્ઞાન સ્થિતિ તો ઉલટી ઘણી ખરાબ કહેવાય ગામડાના લોકો બધા રાજદ્વારી ચળવળીઆ ન બને એ સમજી શકાય, પણ દેશમા ચાલતી સ્વરાજ્યની લડતથી તેઓ અજ્ઞાન જ હોય એ દશા તો અત્યન્ત ખરાબ જ છે એ અજ્ઞાનને સન્તોષ સમજી એ લોકોને સુખી માની લેવા એ મોટી ભૂલ જ છે ગામડાઓના લોકોને પેટ ભરીને ખાવા પણ નથી મળતુ, બિચારા હમેશા દુખ જ વેઠતા ને વેઠતા

સ૦—પણ ઈંગ્લંડના ખેડૂતો કરતા અહીના ખેડૂતોને હુ વધારે સન્તુષ્ટ જોઉં છુ

જી૦—એનુ કારણ એ છે કે અહીંના ખેડૂતોની સસ્કૃતિ શ્રેષ્ઠ છે, અહીની પ્રજા સંસ્કારી છે ગમે તે સ્થિતિમા સન્તોષ માનવો એ વૃત્તિ તેમણે કેળવી છે પણ તે ઉપરથી તેઓ સુખી છે એમ ન માની શકાય

સ૦—હિન્દુસ્તાનના ખેડૂતો અત્યાર સુધી રાષ્ટ્રવાદી નહોતા તેઓ ઇન્ટરનેશનાલિસ્ટ અથવા वसुधैव कुटुम्बकम् નું તત્ત્વ માનનારા છે

જી૦—અમે પણ वसुधैव कुटुम्बकम એ જ તત્ત્વ માનીએ છીયે ગરીબ બિચારા ખેડૂતો દુનિયાનુ કૂડકપટ ન જાણે એટલે સહેલાઇથી છેતરાય છે અને અન્યાયના ભોગ થઈ પડે છે આજે તેમની દશા નરક સમાન થઇ પડી છે સ્વરાજ્ય થશે ત્યારે જ તેમના દુખનુ નિવારણ થઈ શકવાનુ છે અને તેમની કંગાલિયત ટળવાની છે

સ૦—તમને લાગે છે કે સ્વરાજ્ય ઝટ ઝટ મળી જશે?

જી૦—હા, ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખી તે જ દિશામા અમે પ્રયત્ન કરી

રહ્યા છીએ સ્વરાજ્ય આજે મળે કે આવતી કાલે મળે, જ્યારે ત્યારે મળવાનું તો છે જ. સ્વરાજ્ય ગમે ત્યારે મળે, આજના જમાનાના અમે લોકો તેની પાછળ કુરબાન થવાને તૈયાર થયેલા છીએ.

આવી આવી વાતો થઈ અને અન્તે શિષ્ટાચાર મુજબ એકબીજાનો આભાર માની છૂટા પડ્યા.

## એક સંસ્મરણ

૧૯૦૭ના સ્વદેશીના દિવસો અનેકવાર યાદ આવે છે મારા એક મિત્ર સ્વદેશી બહિષ્કારનું કામ બહુ જ ઉત્સાહપૂર્વક કરતા હતા. પોલીસ લોકોની કાળી ચોપડીમાં તેમનું નામ બહુ ઉંચે દરજ્જે હતું. તેઓ જ્યાં જાય ત્યાં તેમને નામે તાર જતો. અનેકવાર એકાદ ચિત્રગુપ્ત (છૂપી પોલીસ) પણ તેમની તહેનાતમાં રહેતો. રાજનિષ્ઠ અને પ્રતિષ્ઠિત લોકો તેમનાથી બ્હીતા. બીકણ લોકો તેમની પ્રત્યેનો આદર એકાન્તમાં અથવા ખાનગી રીતે જ વ્યક્ત કરતા

તેમણે એક દિવસે સાંભળ્યું કે અમુક વાણીઆ કે ખેડૂત એની ન્યાતમાં ખૂબ પ્રતિષ્ઠા ધરાવે છે. તેને ગળે જો સ્વદેશીનો સિદ્ધાન્ત ઉતરે તો તેની આખી ન્યાત અને બીજા ઘણા લોકો સ્વદેશીને અનુકૂળ થઈ જાય મારા મિત્રે એમ પણ સાંભળ્યું કે તે માણસ બહુ જ ભક્તિમાન છે, ભજનનો શોખીન છે બસ, ત્યાંથી જ કિલ્લો સર કરવાનું નક્કી થયું મારા મિત્ર એમના ભજનમાં છાનામાના જઈને બેસવા લાગ્યા પેલા ભાઈને આ સ્વદેશી માણસ વિષે ચેતતા રહેવાની સૂચના 'હિતચિન્તકો' તરફથી તરત જ મળી. પણ ભજનની મંડળીમાંથી કોઈને કાઢી કેમ મુકાય? મારા મિત્ર પાસે ધીરજ તો ખૂબ હતી લાંબા વખત સુધી કશું બોલ્યા વગર નિયમિત રીતે તેઓ ભજનમાં ફક્ત હાજરી જ પૂરતા ઘણા દિવસ પછી તેમની ભક્તિનિષ્ઠા જોઈ ભક્તજનો તેમને ગાવાનો આગ્રહ કરવા લાગ્યા હા ના કરતા આખરે તેમણે તુકારામના અભંગો ગાઈ બતાવવાનું શરૂ કર્યું તેમનો સરકારી કંઠ અને ભક્તિનું માધુર્ય સાંભળી અનેકનું હૃદય પીગળ્યું તેમણે ધીરે ધીરે અભંગોનો અર્થ કહેવાની વિનંતિ કરી બિચારાઓએ આવી અધિકારી વાણી કોઈ કાળે સાંભળી ન હતી ભજનમાં આનન્દ આનન્દ થઈ રહ્યો ગામનો મુખી જોઈને ચકિત થયો કે લગભગ એક વરસનો અનુભવ

થયો, છતા તે દરમિયાન સ્વદેશી, બહિષ્કાર કે ગરજદારી બાબતોનું નામ સરખુ પણ આવતુ ન હતું આખરે ગિરારાથી રહેવાયુ નહિ. તેમને એકાન્તમા બોલાવી કહ્યુ, ' તમારા ભક્તિભાવથી અને તમારી ધર્મનિષ્ઠાથી હું મોહિત થયો છુ, તમારો સત્સંગ ચાહુ છુ પણ મને ક્ષમા કરો, મારી એક વિનંતિ છે. મારી સાથે સ્વદેશી કરતા નહિ '

મારી સાથે સ્વદેશી કરતા નહિ, એનો અર્થ શો હશે? મારી સાથે દગામાજી કરતા નહિ, ચાલબાજી લડતા નહિ, મને ધોખો દેતા નહિ એના જેવુ જ એ વાક્ય હતું. મારી સાથે સ્વદેશી કરતા નહિ ! શુ સ્વદેશી એ કાંઈ ભારે ગુનો છે? સામાજિક નીચતા છે? સ્વાર્થી લોકોની ધૂર્તતા છે? પોતાની સમાજમા પ્રતિષ્ઠા ભોગવનાર ધર્મનિષ્ઠ અને લાગણીવાળો માણસ આવી રીતે સ્વદેશીથી બ્હીયે અને દીન થઈ 'મારી સાથે સ્વદેશી કરતા નહિ' એમ વીનવણી કરે એ બધુ શુ સૂચવે છે? જે દિવસે મે ઉપરની વાત મારા મિત્રને મ્હોએ સાભળી તે દિવસથી આ કિસ્સાનો હુ વિચાર કરતો આવ્યો છુ દેશહિતની ખાતર ગમે તે કરીયે તોપણ તે પાક છે એમ માનનાર આપણે શુ મેળવ્યુ? સરકારને ઠગવા જેટલી ધૂર્તતા તો આપણે હજી બતાવી જ નથી. ચાલબાજીમા નોકરશાહી સર્વ ધૂર્તોના ગુરુ સ્થાને છે. આપણે શઠ પ્રતિ શાઠ્યમ્ કરી પોતાના જ દેશભાઈઓનો વિશ્વાસ ખોઇ બેઠા પોતાના સમાજમા પ્રતિષ્ઠા ધરાવનાર, રોજ ભજનપૂજન કરનાર બુઝર્ગ માણસ કોઇનાથી ભોળવાય નહિ, છતા સ્વદેશીવાળાઓ વિષે તેના મનમા આવડી શકા કેમ ઘર કરી શકે? મારા મિત્ર પ્રત્યે શકાની દૃષ્ટિ શરૂઆતથી રાખતા છતા એમની પ્રત્યે તેનો આદરભાવ કેમ વધ્યો? આ બધાની મનમા ને મનમા મીમાસા કરવાનુ અનેકવાર મન થાય છે અને દરેક વખતે આ કિસ્સાનુ મહત્ત્વ વધારે ને વધારે જણાય છે. સાબુમા કચરો મેળવી તેનુ વજન વધારી શકાય છે, પણ ગોળીમા જેટલો સાબુ હોય તેટલી જ સ્વચ્છ કરવાની શક્તિ તેનામા હોય છે કચરો તે કચરો જ રહી જાય છે એ જ રીતે દેશસેવા એ તો ચારિત્ર્યબળે જ થાય છે ચારિત્ર્ય બળની અસર વધારવા આપણે રાજનારી નીતિ, ધૂર્તતા કે ચાલબાજી ઉમેરવા ઘણીવાર લલચાઇયે છીયે, પણ મુખ્ય કાર્ય તો ચારિત્ર્યથી જ થાય છે

દુનિયામા ધૂર્ત લોકો ફાવે છે તે તેમની ધૂર્તતાને લીધે નહિ, પણ તેમના પડખામા જે કાઇ સજ્જનતાની પ્રતિષ્ઠા હોય છે તે વટાવીને કે તેનો દુરુપયોગ કરીને જ

# સાચો સૈનિક

કેટલાક માને છે કે સૈનિક થવું એટલે સરખાં પગલાં મૂકતાં અને તાકીને બંદૂક ફોડતાં આવડવું પણ એ ભૂલ છે. સૈનિકોને અનેક જાતની કળાઓ શીખવી પડે છે ખાઈ ખોદવી ચણતર ચણવું, કિલ્લાઓ બાંધવા, પુલ બાંધવા ને તોડવા, રસોઈ કરવી, માંદાઓની માવજત કરવી વગેરે અનેક વિદ્યાઓ સૈનિકોને આવશ્યક હોય છે તેમાંથી એક પણ કળાની ઉણપ હોય તો વિજયની ઘડીએ અપજય ગણામાં આવી પડવાનો

આજનો સૈનિક એમ ન જ કહી શકે કે કડીયાનું કામ લશ્કરી ધંધાને છાજતું નથી દેશને માટે લડવાનું એકવાર કબૂલ કર્યું એટલે લડાઈ ફતેહમંદ કરવા સારૂ જે જે કરવું પડે તે બધું શીખી લેવું જ જોઈયે તેમાં રસ હોય કે ન હોય તેની પાઠળ વખત ગાળવો જ જોઈયે

મને રુચે તે જ રીતે હું દેશસેવા કરીશ એમ કહેનારે દેશસેવાનું વ્રત લીધું નથી દેશસેવા એ ફક્ત તેનો એક શોખ છે જેમ લશ્કરી પોશાક પહેરી, ખભે બંદૂક રાખી, પાંચસાત માઈલ કૂચ કરી આવ્યા એટલે લડવૈયા બની જવાતું નથી તેમ શોખની ખાતર દેશસેવા કરવાથી દેશસેવકની પદવી મળતી નથી મને શું ગમે છે એ સવાલ છોડી દઈ દેશને શું જોઈયે છે એ તરફ જોવાની શુદ્ધ દૃષ્ટિ કેળવ્યા પછી જ દેશસેવાનો સાચો રસ્તો માણસને જડે છે અથવા ગળે ઉતરે છે

મને વાદવિવાદ કરવામાં રસ છે, હું વાદકુશળ છું, શબ્દયુદ્ધમાં પ્રતિપક્ષીને મહાત કરી શકું છું એટલા માટે સભા જ ભરવામાં જ હું તો વખત ગાળું, ધારાસભામાં જઈને જે જાતના મારો ઉપયોગ થઈ શકે તેનો જ હું આપવા તૈયાર છું, એમ કહેનાર માણસ દેશસેવાનો કેવળ શોખ જ ધરાવે છે રચનાત્મક કાર્યક્રમમાં મને રસ પડતો નથી માટે તેવું કામ હું નહિ કરૂં લડવાનું હોય ત્યારે મને બોલાવી લેજો, એમ કહેનાર માણસ પણ દેશસેવાનો વ્રતધારી સૈનિક ન ગણાય

સાચા સૈનિકો સમાજદ્રોહી નથી હોતા સમાજસુધારાના નામે ફરે તેમના દિલમાં અણગમો નથી હોતો શુદ્ધ એ હમેશાની સ્થિતિ નથી દેશમાં સ્વાવલમ્બન, ઉદ્યોગ અને તેજસ્વિતા કેળવણીઓ હમેશની પ્રવૃત્તિ છે કોઈ પણ દેશ નિષ્કારણ પરતન્ત્રતામાં રહેતો નથી સમાજમાં રાષ્ટ્રઘાતક દુર્ગુણો વધ્યા હોય છે તેથી જ સમાજ પરતન્ત્રતામાં ખદબદતો હોય છે

કેટલાક દુર્ગુણો સ્વાતન્ત્ર્યયુદ્ધ ચલાવવામાં જ નાશ પામે છે, પણ કેટલાક દુર્ગુણો એવા હોય છે કે તે જાય નહિ ત્યાં સુધી સ્વાતન્ત્ર્યયુદ્ધ

શરૂ જ થઈ શકતું નથી. આવા દુર્ગુણોનો નાશ સ્વાર્થી, એશઆરામી અથવા બાયલા લોકોથી થઈ શકતો નથી. હિંમતવાન, શૂરા, નિ:સ્વાર્થી લોકો જ તે દુર્ગુણોનો નાશ કરી શકે છે. માટે જેઓ લડવૈયા હોય તેમણે જ તે કામ હાથ ધરવું જોઇયે.

આને જ લડાઈની રચનાત્મક તૈયારી કહે છે. રચનાત્મક તૈયારી તમે કરો અને લડવાને પ્રસંગે મને બોલાવો, એમ કહેવું અને મારા હાથમાં બંદુક ભરીને મુકો, પછી હું શિકાર કરીશ, એમ કહેવું એ બે સમાન છે.

# સ્વયંસેવકવૃત્તિ

આપણા મુસલમાન ભાઇઓ મસીદમા નિમાજ માટે ભેગા થાય છે અને આપણે મન્દિરમા દર્શન માટે જઇયે છીયે. બેમા કેટલો તફાવત હોય છે! મસીદમા શાન્તિ અને વ્યવસ્થા હોય છે, જ્યારે આપણે ત્યા ધક્કાધક્કી અને કોલાહલ હોય છે.

થોડા દિવસ ઉપર વિલાયતના 'માન્ચેસ્ટર ગાર્ડિયન' પત્રનો ખબરપત્રી ગુજરાતમાં આવી ગયો હતો. તેણે એક ઠેકાણે લખ્યું છે કે હિન્દુસ્તાનના લોકો જો સ્ટેશન પર વ્યવસ્થિત રીતે ટિકિટ લઇ શકે તો જાણવું કે તેઓ સ્વરાજ્ય માટે લાયક થયા.

હિન્દુસ્તાનમા રેલવે દાખલ થયે કાઇ નહિ તો પચાસ પોણોસો વર્ષ થઈ ગયા; છતા એમ કહી શકાય કે રેલવેના રિવાજથી લોકો હજી ટેવાઈ ગયા નથી અને સરકારી અમલદારોની ઉદ્ધતાઇ અને બેપરવાઈ રેલવે નોકરોમા પણ આવી ગઈ છે. પણ આપણા ધાર્મિક ઉત્સવો તો પૂરેપૂરા આપણા જ છે. આપણી જ પ્રજાએ તે ઉપજાવી કાઢેલા છે. કેટલાક ઉત્સવો તો હજારો વરસથી ચાલતા આવે છે. દરેક વર્ષના ઉત્સવનુ સ્વરૂપ લગભગ એવું ને એવું જ રહે છે, અને હજારો ને લાખો માણસો ભેગા થામ તોપણ ભાગ્યે જ ક્યાય તોફાન કે રમખાણ થાય છે. છતા એ ઉત્સવોમા આજે જોઇયે તેટલી વ્યવસ્થા આપણે હજી દાખલ નથી કરી શકયા એ કેટલા દુખની વાત છે!

આપણે ઝગડાઓ ઉઠાવી શકીયે છીયે, પણ તે પતાવવાની શક્તિ અથવા કળા આપણે હજી કેળવવાની બાકી જ છે. ઈશ્વરને નામે આપણે અન્નકૂટ કરીયે અને ભક્તોને તે પ્રસાદ વહેંચી દઇયે એ બહુ સુન્દર પ્રથા

છે. પણ દરેક જણને વ્યવસ્થિત રીતે પ્રસાદ પહોંચે તે માટે આપણે શી વ્યવસ્થા કરી છે? અન્નકૂટ લૂંટાવવો એમાં કાંઈ જૂનો ઇતિહાસ હશે, અને બહુ ભીડ ન હોય ત્યાં પ્રસાદ લૂંટવામાં એક જાતની અસભ્ય મઝા પડતી હશે. પણ અન્નકૂટ લૂંટવામાં મારામારી થાય, ખૂનામરકી થાય અથવા ભાતના ઢગલામાં પડી માણસ બફાઇ જાય એ કેવી વ્યવસ્થા!

વરસોવરસ આવા અનુભવ થાય છે, દરવરસે આપણે અકળાઇયે છીયે. પણ એક વરસના અનુભવથી બીજે વરસે જોઇતા સુધારા ઝટ કરી નાખવાનું આપણને સૂઝતું નથી.

મેળાઓ, શાળાઓ અને ઉત્સવોમા જે ધક્કાધક્કી થાય છે તેને વખોડવાને બદલે કેટલાક તેમા જ પુણ્ય રહેલું છે એમ માને છે. ભગવદ્દર્શનને માટે આટલી તપશ્ચર્યા કરવી જ જોઇયે એવી તેઓ દલીલ કરે છે. આથી વધારે આંધળો વહેમ કયો હોઇ શકે? દુનિયાદારીની હરિફાઇમા પ્રેમ અને માણસાઇને તિલાંજલિ આપી આપણે લોભને વશ થઇયે છીયે, તે જ લોભ અને બીજાના હિત વિષે બેદરકારી આપણે પ્રભુને ઘેર પણ દાખલ કરી છે. સભાઓમા ગાંધીજીના દર્શન માટે ધક્કાધક્કી કરવી અને દુર્બળ બૈરાંછોકરાંને હેરાન કરવા એમા જેટલી દેશભક્તિ છે તેટલી જ ધર્મભક્તિ દર્શનને માટે કે પ્રસાદને માટે એકબીજાને ચગદી નાખવામા છે

પ્રભુનુ મન્દિર એ તો માન, અભિમાન, પ્રતિષ્ઠા, અધિકાર, લોભ, મત્સર વગેરે બધા માનવી દુર્ગુણો ધોઇ નાખવાનુ સ્થળ હોવું જોઇયે. તેને બદલે આપણે તો પૂજા કરવાનું માન વેચીયે છીયે, દેવમન્દિરોમા મોટાઇની હરિફાઇ કરીયે છીયે, અધિકાર સાચવવા લડીયે છીયે, અને આ રીતે પ્રભુના ધામનુ અપમાન કરીયે છીયે. પામર માણસ એટલુ જાણતો નથી કે પ્રભુની આગળ બ્રાહ્મણ અને ચંડાળ, સાધક અને વિષયી બધા સરખા-જ ક્ષુદ્ર છે.

કેળવાયેલા લોકો આમ લોકોના ઉત્સવો અને ધાર્મિક રિવાજો તરફ બેદરકારીની આભડછેટ રાખે છે. પોતાની રાજકીય સભાઓ અને પરિષદોમા જ આખી દુનિયા સમાયેલી છે એમ માનીને તેઓ વર્તે છે. અને ત્યા પણ મોટી સભાઓમા હજી કયા વ્યવસ્થા છે? રસ્તા ઉપર પાણી છાટયા વગર સરઘસો કાઢે છે, અંદર અંદર વાતો કરી વક્તાઓનો અવાજ ઘોંઘાટમા ડુબાડી દે છે ગયા વરસ સુધી શૌચની વ્યવસ્થા પણ આપણે સન્તોષજનક કરી શક્યા ન હતા. આ ગતિને પ્રગતિ ન જ કહેવાય.

આપણે પ્રજાના મનના ઉત્સવોમા અને મેળાઓમાં ભાગ લેવો જોઇયે, લોકોની માન્યતાઓ અને લાગણીઓ સમજી લેવી જોઇયે, લડવાડના પ્રસંગો ટાળવા માટે વિચારપૂર્વક નિયમ ઘડવા જોઇયે, અને તે અમલમાં

મુકવા સારૂ વરસોવરસ મહેનત પણ ઉઠાવવી જોઇયે. અજ્ઞાની અને ઝનુની લોકોમાં તોફાન કરવાની વૃત્તિ કેટલીકવાર જાગી ઉઠે છે. તે જ્યાં સુધી આપણે કાઢી શકયા નથી ત્યાં સુધી ક્યાંક તોફાન થાય તો તે તરત જ ઠંડું પાડવા સારૂ પોતાનો મીજાજ ઠંડો રાખી, પોતાનો જાન જોખમમાં નાખી વચ્ચે પડવાનો સદ્ગુણ આપણે કેળવવો જોઇયે. લોકો લડયા તેમાં અમે શું કરીયે? અમે કયાં તેમાં હતા?—એવી દલીલ આપણને ન જ છાજે. જ્યાં જ્યાં ગમે તે કારણસર લોકોનો સમુદાય ભેગો થાય છે ત્યાં ત્યાં જેમ હાજર રહેવાની સરકારના સિપાઇઓની ફરજ હોય છે તેમ સ્વરાજ્ય ઇચ્છનાર આપણા સ્વયંસેવકોની પણ હાજર રહેવાની ફરજ છે. દારૂ સામે કે પરદેશી કાપડ સામે ચોકી કરવી કે પહેરો ભરવો એમાં અસાધારણ કામ કોઇકવાર આવે છે. આપણે હમેશના જીવનને અંગે ઉત્પન્ન થતા પ્રસંગો વખતે પણ સ્વયંસેવકની વૃત્તિ કેળવવી જોઇયે.

આપણે શાન્તિ જાળવવાની વૃત્તિ તો ખૂબ કેળવી છે. બનતા સુધી તોફાન ન કરવું એ આપણો સ્વભાવ છે. સુવ્યવસ્થા રાખી બધાની સગવડ સરખી જ સાચવવાને જે સંયમ, તાલીમ અને વ્યવસ્થાની જરૂર છે તે હવે આપણે કેળવવી જોઇયે.

## દેશી રાજ્યો ને જાહેર સેવા

ભાઇશ્રી—

તમારો કાગળ મળ્યો. દેશી રાજ્યમાં ખાલસા મુલક જેટલી જ જોહુકમી ચાલે છે અને શિક્ષણનું તન્ત્ર તો મુંબઇ યુનિવર્સિટીના જ હાથમાં છે; તેથી સંસ્થાન છોડી બ્રિટિશ મુલકમાં સમાજસેવા કરવા જવું કે છીયે ત્યાં જ રહી બનતી સેવા કરવી એ ટુંકામાં તમારો સવાલ છે. પોતાનો પ્રદેશ છોડી બીજે જવું એ એક રીતે ગૌણ તો છે જ. તેમા વળી જો તમે તમારા રાજ્યની એટલે કે એ રાજ્યની પ્રજાની ખરેખર સાચી સેવા કરી શકો એમ હો તો તો પોતાનું શહેર છોડીને બીજે જવાનો વિચાર પાપમૂલક જ ગણાય. સ્વદેશીધર્મના વ્યાપક અર્થ પ્રમાણે, જે પરિસ્થિતિમાં આપણે ઉછર્યા હોઇયે તે પરિસ્થિતિની જ સેવા લેવી અને કરવી એમાં જ શ્રેય રહેલું છે. પણ દેશી રાજ્યોની સામાન્ય સ્થિતિ જ એવી હોય છે કે ત્યાંની ચાલુ પરિસ્થિતિ સ્વીકારીને તે રાજ્યની સેવા કરવાનો વિચાર રાખવો એ તો વદતોવ્યાઘાત

જ છે—શાહીથી ખરડાયેલા હાથને શાહીથી જ ધોઈને સાફ કરવાના વિચાર સમાન છે કેમકે દેશી રાજ્યોની સાચી સેવા તો એક જ હોઈ શકે, અને તે ત્યાંની પરિસ્થિતિ ફેરવવા માટે ઝુંબેશ ઉઠાવવી એ છે પરિસ્થિતિ સામે લડવું હોય તો મસ્તક હાથમાં લઈને લડીયે તો જ જીતનો સંભવ

મોળો વિરોધ એ તો ઉલટી પહેલા દરજ્જાની મદદ આ સૂત્ર આજે જેટલું સાચું છે એટલું કોઈ કાળે ન હતું દેશી રાજ્યોની પરિસ્થિતિ માટે રાજા, રાજપુરુષ ( અમલદાર ) અને પ્રજા સરખા જ જોખમદાર છે દેશી રાજ્યોમાં હીલચાલ કરવાથી અમને અમુક નુકસાન થશે અથવા અમારો અમુક લાભ ડૂબશે એમ જ્યારે કહેવામાં આવે ત્યારે ખચીત માનવું કે તે લાભ ક્યાંક ને ક્યાંક પાપમૂલક છે ધર્માચરણની આડે આવનાર દરેક વસ્તુનો ત્યાગ કરવો એનું જ નામ અસહકાર અસહકારમાં માંડવાળનો—છૂટછાટનો સવાલ જ નથી

તમે ખાનગી સંસ્થામાં કામ કરો છો જ્યાં સુધી સરકાર સાથે એનો સંબન્ધ છે ત્યાં સુધી તે સ્વતન્ત્ર નથી અર્ધસરકારી છે એ તો તમે પોતે જ સ્વીકારો છો અર્ધસરકારી સંસ્થાઓ તો કેટલીક રીતે સરકારી સંસ્થાઓ કરતાં પણ નપાવટ છે—વધારે તેજોવધ કરનારી છે, કેમકે તેમાં અન્તર્બાહ્ય મોહ ભરેલો હોય છે આ વાત ગળે ઉતરે ત્યારે જ નિર્મળ દૃષ્ટિ પ્રાપ્ત થઈ કહેવાય ખવાઈ ગયેલું ફૂલ આપણે ઝાડ પરથી ખેરવી નાખીયે છીયે, ઉતરી ગયેલી કેરી આપણે તોડી નાખીયે છીયે, પણ નાલાયક—નાચીજ શરીરને માત્ર યેનકેનપ્રકારેણ ટકાવી રાખવાની ખટપટ અન્ત સુધી મુકતા નથી ! સંસ્થાની બાબતમાં પણ ઘણીવાર આવું જ બને છે કેટલીક વાર સંસ્થાઓ નાબૂદ થાય એ ઇષ્ટ હોય છે બગડી ગયેલું દૂધ જેમ ફેંકી દઈયે છીયે તેમ કેટલીકવાર સંસ્થાઓ પણ ફેંકી દેવાને લાયક થઈ જાય છે દૂધના દામ પડ્યા છે એવી દલીલ કરી બગડેલું દૂધ પી જનાર કેટલાક કંજુસ આત્મઘાતી પામર હોય છે તેઓ રોગના ભોગ થઈ પડે છે ક્ષીણવીર્ય અને પાપવિદ્ધ સંસ્થાને લોભથી વળગી રહીયે એથી આત્મિક અધઃપાત અને સામાજિક દ્રોહ બન્ને વહોરી લઈયે છીયે

લોકલાજ ઘણીવાર આપણને પાપમાંથી ઉગારી લે છે પણ કેટલીક વાર લોકલાજના દબાણને લીધે જ આપણે પાપ કરવાનો અથવા પાપ સાથે ભળવાનો યત્ન કરીયે છીયે અપજશ માથે આવે ત્યારે હોળીનું નાળિયેર બનવામાં પણ કંઈ ઓછી બહાદુરી નથી રહેલી

દેશી રાજ્યોમાં સામાજિક સડો ધોઈ કાઢનાર સમાજસેવકો છે જ નહિ એમ કહીયે તોપણ ચાલે અને આથી દેશી રાજ્યોમાં જે થોડાઘણા

વિચારવાન અને બાહોશ લોકો પડેલા છે તેઓ પણ રાજ્ય છોડીને ચાલ્યા જાય એ ઠીક નથી. આ જેટલું સાચું છે તેટલું જ એ પણ સાચું છે કે દેશી સંસ્થાનની પરિસ્થિતિમા ઉછરીને મોટા થયેલા વિદ્વાનોને પણ તે પરિસ્થિતિની આરપાર જોવાની ટેવ નથી હોતી. તેમણે તો બહારના વાતાવરણમાં જઈને પ્રથમ નવીન દૃષ્ટિ પ્રાપ્ત કરી આવવી જ જોઈયે, સ્વતન્ત્રતાની હવા માથામા જ નહિ પણ ઠેઠ ફેફસાં સુધી પેસવા દેવી જોઈયે. તો જ સાચું કામ કરવા જેટલો પ્રાણ શરીરમા સંચરશે.

આ કંઈ સાર્વત્રિક નિયમ તરીકે હુ કહેવા નથી માગતો; પણ ખરું જોતા દેશી રાજ્યોનો જ એવો નોખો સવાલ તો છે જ નહિ. દેશી રાજ્યોમાં આજે જે નરક છે તે અંગ્રેજી સત્તામાથી જ પોષણ પામે છે. અંગ્રેજી સત્તાનો પાયો એકવાર ફરી લઈયે એટલે પછી દેશી રાજ્યો તો એમની મેળે નિર્મળ થઈ જશે. કમળો થાય છે ત્યારે આપણે કંઈ આંખને ઉપચાર કરતા નથી, પણ લોહી શુદ્ધ કરીયે છીયે. તમારું સંસ્થાન છોડીને તમારે બીજે જવુ કે ન જવુ એ બાબતમા હું તમને સલાહ નથી આપતો, પણ સરકારી, અર્ધસરકારી અથવા સરકારના સ્પર્શથી અભડાયેલી સંસ્થામા રહેવું કે ન રહેવુ, એવો સવાલ પણ મનમા કેમ ઉઠે? આવી સેવામા થોડો અધર્મ અને ઘણો ધર્મ છે એવી દલીલ મનમા આવે ખરી, પણ મારી પેઠે વિચાર કરી જોતા જણાશે કે એવી પરિસ્થિતિમા અધર્મ તે તો સાચે જ અધર્મ જ હોય છે અને ધર્મનો ભાગ દેખાય છે તે ભ્રામક અને તેથી ફળશૂન્ય હોય છે.

પોતાના સ્નેહીસંબન્ધીઓ અમુક સંસ્થામા છે એટલા માટે જ કોઈ એક સંસ્થામા ટકી રહેવુ એના જેવો મિત્રદ્રોહ એકે નથી.

વ્યાવહારિક દૃષ્ટિએ આ વિચારો મનોરાજ્ય કે કલ્પનાતરંગ જેવા લાગે, પણ વ્યાવહારિક દૃષ્ટિએ આજ લગીમા કયુ મહત્કૃત્ય કર્યું સાંભળ્યું છે? જીવનમાની ક્ષુદ્રતાઓનુ સમર્થન કરવા ઉપરાન્ત વ્યાવહારિક દૃષ્ટિએ બીજો કયો પુરુષાર્થ સાધ્યો છે? યોગક્ષેમને હિસાબે વ્યાવહારિક દૃષ્ટિ ખપની છે ખરી, પણ યોગક્ષેમ કરતા વધારે જોનારુ જે હૃદય, તેને સ્પર્શ કરવા માટે જ આપણો પ્રયત્ન તો છે.

લિ. સ્નેહાધીન—

# અરુણોદય

यद्यत् परवशं कर्म तत्तद् यत्नेन वर्जयेत् ।
यद्यत् आत्मवशं तु स्यात् तत्तत्सेवेत यत्नतः ॥

—ભગવાન મનુ

મનુષ્યજાતિના આદ્યપિતાએ પોતાના સન્તાનો માટે આ સનાતન સિદ્ધાન્ત આપી દીધો છે જ્યા જ્યા સ્વપરભાવના રહેલી છે ત્યા ત્યા 'જે જે કંઈ પરવશ છે, બીજાને હાથ છે, તેનો પ્રયત્નપૂર્વક ત્યાગ કરવો અને જે કંઈ પોતાના જ હાથમા છે તેનો પુરુષાર્થપૂર્વક અમલ કરવો' આપણા લોકનેતાઓને આગલા દિવસ લાગતુ કે આપણી બાબતમા આ નિયમ લાગુ ન હોય જેમ આપણે ઈશ્વર ઉપર આધાર રાખીયે છીયે તેમ સરકાર ઉપર પણ રાખવામા શ્રેય છે આ જ કારણથી રાષ્ટ્રીય મહાસભાએ આટલા કાળ સરકાર પાસે વર અથવા તો હક માગ્યા કીધા પણ આપણે તો બહુ બહુ તો ચાર પાચ રાષ્ટ્રોના હજાર બે હજાર વરસના ઇતિહાસનુ અવલોકન કર્યુ હશે મનુ ભગવાને તો અનેક મન્વન્તરનો ઇતિહાસ જોયો છે આપણે ભવિષ્યકાળમા બહુ દૂર સુધી જોઈ નથી શકતા મનુ ભગવાનને આપણે ત્રિકાળજ્ઞ માનીયે છીયે એ મનુ ભગવાનનો ઉપદેશ રદ્દીમા ફેંકી દીધે ન ચાલે અને એ ઉપદેશ બહુ અઘરો છે એવુ પણ નથી મન શુદ્ધ કરીને, દૃષ્ટિ નિર્મળ રાખીને આપણે જોઈશુ તો આપણને પણ સ્ફુટ દેખાશે કે આ નિયમ આવો જ હોવો જોઈયે એથી વિરુદ્ધ સ્થિતિ કલ્પનામા પણ સંભવતી નથી

રાષ્ટ્રીય સભાએ પહેલા ત્રીસ વરસ સુધી મોહ કેળવ્યો, કેમકે તે અજ્ઞાન હતી, પરાવલંબી હતી પરપ્રત્યયનેયબુદ્ધિ હતી તે જ રાષ્ટ્રીય સભાએ ત્યાર પછીના છેલ્લા પંદર વરસ એ સરકારના મોહમાથી ઉગરી જવામા ગાળેલા છે.

અને આજે પ્રજા જુએ છે કે સરકારને અરજીઓ કરવા કરતાં આપણે જાતે જ નિશ્ચય કરીએ અને તે મુજબ કાર્ય કરવા મથીએ તો સ્વરાજ્ય દૂર નથી.

કયારે લૉર્ડ મોર્લે મારફત આપણને કહ્યું, 'જો માગીને સ્વરાજ્ય મેળવવા મથતા હો તો તે ચન્દ્રમા જેટલું દૂર અને દુષ્પ્રાપ્ય છે.' મૉન્ટેગ્યુ મારફત ઈશ્વરે કહ્યું, 'સુધારા મળશે અને સ્વરાજ્ય આવશે એવી આશા બાંધીને બેઠા હો તો તમારે જાણવું જોઈએ કે તમારી પોતાની દિશા પણ હજુ તમારાથી દૂર છે.' અને ઈશ્વરે આપણા અંતરાત્મામાં પ્રગટ થઈને કહ્યું કે 'તમારામાં જો અસહકાર કરવાની બાબતમાં નેકદિલી હોય તો એક વરસની અંદર તમારું સ્વરાજ્ય તમારા હાથમાં છે.'

બંગભંગની નિરાશામાં શ્રી. ગાંધીજી જેવાએ કહ્યું હતું કે 'પરાધીન પ્રજાને વળી રાજ્યપ્રકરણ શાં ?' છતાં આપણે આજ દિવસ સુધી રાજ્યપ્રકરણની બાજીઓ જ રમતા આવ્યા. પણ રાજ્યપ્રકરણના દાવપેચથી દહાડો નથી વળવાનો. હવે તો જોઈએ છે રાષ્ટ્રીય ઉત્થાન; જોઈએ છે રાષ્ટ્રીય પુરુષાર્થ; જોઈએ છે રાષ્ટ્રીય તપસ્યા, જોઈએ છે મોહ અને ભ્રમણાનો નાશ. આખી દુનિયા કહે છે, 'બત્રીસ કરોડ દેવસમી સુધરેલી પ્રજા ઉપર મૂઠીભર વિદેશીઓ રાજ્ય કરી જ ન શકે. રાજ્યકર્તાની તલવાર આ મહાપ્રજાને એક ક્ષણ પણ પારતન્ત્ર્યમાં રાખી શકે જ નહિ. તમારો મોહ, તમારો કુસંપ અને તમારું કાર્પણ્ય—હૃદયની દુર્બળતા એ જ તમને ગુલામીમાં રાખી રહ્યા છે.'

અર્થાત્ આપણું કામ રાજ્યકર્તાને સમજાવવાનું નથી પણ પ્રજાને સમજાવવાનું છે, આપણાં ભાઈબહેનોને કેળવવાનું છે. આપણે પોતાનામાંના દોષ જેમ જેમ કાઢી નાખીશું તેમ તેમ સરકારને પોતાના દોષ કાઢી નાખવા જ પડવાના; નહિ તો આ દેશ છોડીને ભાગી જવું પડવાનું. બાળક જેમ પોતાની મેળે જ ભૂતની કલ્પના ઉત્પન્ન કરીને પોતે તેનાથી બ્હીએ છે તેમ આપણે પણ નાહક આપણા મનને બીકથી ભરીએ છીએ; અને બીકમાં ને બીકમાં નથી પોતાની સ્થિતિ તપાસતા કે નથી સરકારની શક્તિ પણ તપાસતા. સરકારની શક્તિ આપણા મોહમાં જ રહેલી છે. આપણે જ સરકારની સેવા કરીએ છીએ અને સરકારને નભાવીએ છીએ. નીતિ સરકારની, શક્તિ આપણી, દાનત સરકારની, મહેનત આપણા લોકોની, આમ ચાલે છે. આ મહેનતની પાછળ રહેલી દાનત જે દહાડે આપણી હશે તે દહાડે સ્વરાજ્ય આપણું જ છે. આજ સુધી સરકારને સમજાવવામાં આપણે જે દિવસ ગાળ્યા તે જ જો આપણા લોકોને સમજાવવામાં ગાળ્યા હોત તો ક્યારનુંયે સ્વરાજ્ય મળી ગયું હોત.

છતાં આટલું મોડું પણ આજ યુગાન્તર થઈ રહ્યું છે. રાષ્ટ્રીય સભાએ સરકાર તરફનું મ્હો ફેરવીને તેને રાષ્ટ્ર તરફ વાળ્યું છે. શરીરમાં જેમ મન

કલ્પના કરે છે, બુદ્ધિ નિશ્ચય કરે છે, હૃદય પ્રેરણા કરે છે, અને તરત જ બધા અવયવો તેને અમલમા મુકે છે, તેમ રાષ્ટ્રીય સભા પણ રાષ્ટ્રની સ્થિતિનો વિચાર કરી, સાધકબાધક પ્રમાણોની ચર્ચા કરી, રાષ્ટ્રના નિશ્ચયને જાહેર કરે છે, અને હવે રાષ્ટ્ર તે નિશ્ચયને અમલમા મુકતું થયુ છે હવે નથી રહી રાષ્ટ્રીય સભાના ઠરાવ ગોરા પ્રમુખ મારફત ગોરા વાઇસરાય પાસે મોકલવાની જરૂર, કે નથી રહ્યુ વાઇસરાયે તે ઠરાવને હાથમા ધરવા પણ ના પાડેલી જોઈ પ્રજાએ બળવાપણુ. એક એવો વખત હતો કે રાજપ્રતિનિધિ ( વાઇસરાય ) લોકપ્રતિનિધિને મળવાની પણ ના પાડતો, હવે એવો વખત આવ્યો છે કે જ્યા સુધી રાષ્ટ્રીય ઇચ્છાને માન ન અપાય ત્યા સુધી સુધારાનું દાન લઇ આવેલા સામ્રાજ્યપ્રતિનિધિને પણ રાષ્ટ્રીય આવકાર આપવાની રાષ્ટ્ર ના પાડે છે. રાષ્ટ્ર ધીમે ધીમે આત્મનિષ્ઠ થતુ જાય છે, અને આત્મનિષ્ઠામા નિષ્ઠામાત્ર આવી ગઇ આત્મનિષ્ઠા એ જ આજે રાષ્ટ્રીય સભાનો ધર્મ છે, એ જ રાષ્ટ્રીય સભાની ટેક છે, એ વિષે હવે કોઇને પણ શંકા નથી રહી

રાષ્ટ્રીય સભા આત્મનિષ્ઠ થઈ છે અને દેશના બધા વર્ગોને તે આત્મનિષ્ઠ થવા કહે છે સો વરસ પહેલા આપણા દેશમા અનેક સ્વતન્ત્ર રાજ્યો હતા અને અંગ્રેજ લોકો તેમની નોકરી કરતા પણ જ્યારે જ્યારે આપણા રાજાઓ પોતાના અંગ્રેજ નોકરોને બીજા અંગ્રેજોની સામે લડવાનુ કહેતા ત્યારે તેઓ એ જ જવાબ આપતા કે ' અમે પ્રથમ લોહીને વફાદાર છીએ, ત્યાર પછી લૂણને પ્રથમ અમે આત્મનિષ્ઠ છીએ ત્યારપછી રાજનિષ્ઠ આ અમારી નીતિ છે, આ અમારો ધર્મ છે સ્વધર્મ ડુબાડીને અમે તમારી સેવા કરવાને તૈયાર નથી ' આજે આપણા હજારો ભાઇઓ શુ લશ્કરમા, શું પોલીસ ખાતામા, શુ મહેસુલ ખાતામા કે શું અદાલતોમા સરકારની સેવા કરી રહ્યા છે, રાજનિષ્ઠાપૂર્વક સેવા કરી રહ્યા છે, તેઓએ પણ એ જ ઉપદેશ ગ્રહણ કરવો ઘટે કે સેવક તરીકે એમણે સ્વામીને વફાદાર રહેવુ, પણ એ વફાદારીના કરતા પણ પહેલુ અને સૌથી વધારે વફાદાર એમણે હિન્દી તરીકે હિન્દને રહેવુ ઘટે—હિન્દનિષ્ઠ થવુ ઘટે વેપારીઓએ પણ દેશહિત જાળવીને જે કંઇ ધન કમાઈ શકાય તેટલુ જ કમાવુ ઘટે વકીલોએ હવે વધુ વખત આ અનીતિમાન સરકારના આધાર બનવુ છોડી [illegible] તજવો ઘટે અને પોતાના પર આવેલા સ્વધર્મનું પૂરા આત્મભોગપૂર્વક પાલન કરી ઇશ્વરી નીતિમત્તાની અદાલતમા રાષ્ટ્રીય ન્યાય મેળવવાની દિશા પકડવી ઘટે પ્રજાએ પણ જેમ આટલા વખતમા ધારાસભાનો મોહ છોડી દીધો તેમ કોરટો અને સરકારી કેળવણીનો મોહ પણ છોડી દેવો ઘટે કેટલાક સ્વયમન્ય લોકો પ્રજાની ઇચ્છાની ઉપરવટ થઈને ધારાસભામા ગયા છે,

રાષ્ટ્રે એક અવાજે તેમને કહ્યું છે કે તમે અમારા પ્રતિનિધિ નથી; છતાં પ્રજાના સામુદાયિક ડહાપણના કરતાં તેમણે પોતાના ડહાપણને વધુ કિંમતી ગણ્યું છે; પ્રજાના કરતાં પોતાને તેમણે વધુ દેશહિતચિન્તક માન્યા છે; તો ભલે. પણ પ્રજાને જ્યાં સુધી પોતાનું માન દુનિયાદારી ડહાપણના કરતાં વધુ વ્હાલું છે ત્યા સુધી હવે રાષ્ટ્રે નિશ્ચય કરવો જોઇયે કે સ્હેજસાજ સગવડને ખાતર અથવા લાભના લોભમાં પડીને આવા લોકોના હાથની રાજદ્વારી સેવા લેવાનું પાપ તે બિલકુલ ન કરે.

આજે ન્યાય મેળવવો છે તે અન્યાયી સરકાર પાસેથી નહિ પણ અન્યાયી સરકાર સામે. અને તે જ્યાં સુધી આપણાં પોતીકાંઓને આપણે ન્યાય નહિ આપીયે ત્યાં સુધી નથી જ મેળવી શકવાના. સામ્રાજ્યમાં જેમ આજ સુધી આપણે અસ્પૃશ્ય રહ્યા તે જ પ્રમાણે સમાજમાં પણ આપણે આટલા દિવસ એક વર્ગને અસ્પૃશ્ય રાખ્યો છે. શરીરનું કોઇ અંગ જેમ શરીરથી જુદું ન રહી શકે, તે જ રીતે સમાજનો એક મહેનતુ વર્ગ પણ આપણે સમાજથી દૂર ન જ રાખી શકીયે. આજે રાષ્ટ્ર એકપ્રાણ જોઇયે છે, એકમન જોઇયે છે, એકવિચાર જોઇયે છે. કુટુમ્બમાં જેમ એકબીજાનાં મન રાખીને આપણે પ્રેમનું વાતાવરણ જાળવીયે છીયે તેમ હિન્દુ અને મુસલમાન, બ્રાહ્મણ અને બ્રાહ્મણેતર વચ્ચેનો અણબનાવ વિસારી મુકી

ભાઈ ભાઈ એક ઠાઇ,
ભેદ નાહીં, ભેદ નાહીં—

એ વૃત્તિ કેળવવી ઘટે. એક ભાઇને દુઃખે બીજો ભાઇ દુઃખી થાય, એક ભાઇનો બીજાને કાંટો રહે તો જ તે કુટુમ્બ સુખ અને માનમોભો સાચવીને ટકી શકે છે. આજે પંજાબનું દુઃખ આપણે આપણું પોતાનું માનેલું છે; ઇસ્લામ ઉપરના સંકટને સ્વધર્મ ઉપરનું સંકટ માન્યું છે, તે જ પ્રમાણે આપણે આપણા ગરીબ ભાઇબહેનોની લાજ પણ આપણી પોતાની જ કરવી ઘટે. આ શિયાળાના દહાડામા આપણાં અસંખ્ય ભાઇબહેનો ટાઢથી પોતાનું રક્ષણ કરી શકતાં નથી—રે! ટાઢની તો વાત જ શી? પોતાની લજ્જા નિવારણ કરવા જોગું વસ્ત્રાચ્છાદન પણ તેમની પાસે નથી હોતું. આ દશામાં શું આપણે આપણી લાજ ઢાકવાનું કામ બીજા દેશોના હાથમાં સોંપેલું રાખીશું? સ્વદેશી માલ વાપરવો એ જેટલો આપણો ધર્મ છે તેટલો જ દેશમાં સ્વદેશી માલ પેદા કરવામાં આપણો ફાળો આપવો એ પણ આપણો ધર્મ છે. સ્વદેશીની સફળતા આ બીજા નિશ્ચય પર આધાર રાખે છે.

જો સાચે જ યુગાન્તર થયું હોય, જો રાષ્ટ્ર ઉદયોન્મુખ થયું હોય, જો રાષ્ટ્રને સ્વમાનનું સાચું ભાન થયું હોય તો રાષ્ટ્રના પ્રતિનિધિઓ રાષ્ટ્રીય સભામાં

આવા આવા પ્રશ્નોનો જ વિચાર કરશે અને એક અવાજે રાષ્ટ્રનો નિશ્ચય જાહેર કરશે

આજ સુધી રાષ્ટ્રીય સભા જેમ કો દિવસ મધ્ય પ્રાંતમા ગઈ ન હતી તેમ રાષ્ટ્રીય સભાએ આવા આગ્રહથી સ્વરાજ્યના કેવળ એક જ મધ્યસ્થ વિષયની ચર્ચા પણ અગાઉ કદી કરી નહોતી નાગપુરમા મળેલા રાષ્ટ્રના પ્રતિનિધિઓ ના ધ્યાનમા રહેવુ ઘટે કે તેઓ આજે રાષ્ટ્રનું ભાવિ ઘડી રહ્યા છે, રાષ્ટ્રને નવી દિશા દાખવી રહ્યા છે, એક જ નિશ્ચયે જૂના મોહને તિલાંજલિ આપી રહ્યા છે, અને સ્વાશ્રયના—આરંભે વિષસમા પણ પરિણામે અમૃતોપમ—માર્ગે પ્રસ્થાન કરી રહ્યા છે હવે આ રસ્તા પરથી પાછા હઠવાનુ નથી, થાકીને બેસવાનુ નથી કોણ કોણ પડ્યા તે જોવા માટે પણ અટકવાનુ નથી, પણ એકબીજાના હાથ ઝાલી, ઉત્સાહ અને નિશ્ચયનુ ભાતુ બાંધી, આગળ—હંમેશ આગળ જવાનુ છે પરીક્ષાનો નજીક આવી છે સ્વરાજ્યને મન્દિર હવે નવ મહિનામા પહોંચવાનુ છે સ્વરાજ્યવાદી પ્રતિનિધિઓ ! નાગપુરથી જ્યારે વેરાઈ જશો ત્યારે પોતપોતાના પ્રાન્તમા એવો દૃઢ સંકલ્પ કરીને જ જજો કે રાષ્ટ્રના આ અરુણોદયનો સન્દેશો ઘેરઘેર પહોંચાડીશુ, તે પ્રમાણે વર્તવા દેશના દરેક સ્ત્રીપુરુષને ઉત્સાહિત કરીશુ, પ્રયત્નની કમાન કરીશુ અને આવતે વર્ષે જ્યારે ફરી મળીશુ—સ્વરાજ્યની લડતમા લડતા લડતા જે કોઈ બચ્યા હઈશુ તે આવતે વર્ષે જ્યારે ફરી મળીશુ ત્યારે વિજયતિલક કરેલા જ રાષ્ટ્રીય સભામંડપમા પ્રવેશ કરીશુ

## ચકલાસીના શંકરાચાર્ય

નાગપુરની મહાસભાના દિવસોમા શારદાપીઠના શંકરાચાર્ય (જે શારદાપીઠના શંકરાચાર્યે નાગપુરની મહાસભામા હાજર રહી અસહકારના ઠરાવને ટેકો આપ્યો તે નહિ) રાજરાજેશ્વરાશ્રમ સ્વામીજી મહારાજ તરફથી મહાસભાના પ્રમુખને ઉદ્દેશીને એક કાગળ બહાર પડેલો હતો તેમા ધાર્મિક, આર્થિક અને રાજકીય વિષયની ચર્ચા કરી છે સ્વામીજી મહારાજના એ વિષયો ઉપરના વિચારો તેઓશ્રીએ મહાસભાના પ્રમુખ આગળ મુકેલા છે મહાસભાના આગેવાનોએ અથવા વર્તમાનપત્રકારોએ આ કાગળ તરફ વિશેષ ધ્યાન આપેલુ લાગતુ નથી ઘણા વર્ષ થયા આપણા શંકરાચાર્યો દેશની રાજકીય, સામાજિક અથવા ધાર્મિક સ્થિતિ તરફ ઉદાસીન જ રહેલા છે,

અને લોકોએ પણ શંકરાચાર્યનું સંસ્થાન નભાવવા ઉપરાંત તેમના તરફ ઝાઝું ધ્યાન આપેલું લાગતું નથી. ન્યાતજાતના ઝગડાઓ કેટલીકવાર અભિપ્રાયને માટે શંકરાચાર્યો પાસે જાય છે, પણ તેમના તરફથી અપાતો નિર્ણય અમલમાં મુકવાને કશી ખાતરીલાયક વ્યવસ્થા ન હોવાથી આવા ઝગડાઓમાં પણ ન્યાતનો દરેક પક્ષ આત્મનિર્ણયના સિદ્ધાન્ત અખત્યાર કરતો થયો છે. શંકરાચાર્યો કેટલીકવાર ધર્મોપદેશ પણ કરે છે, પણ સ્વામી વિવેકાનન્દ અથવા સ્વામી રામતીર્થના ઉપદેશ જેવી અસર તેમણે સમાજ ઉપર કરેલી સાંભળવામાં નથી. સામાન્ય લોકો પોતાની ધાર્મિક તૃષા મોટે ભાગે સાધુસન્તોના વચનોથી જ છીપવતા જોવામાં આવે છે અને તેથી શંકરાચાર્ય અને તેમના શિષ્યવૃન્દ વચ્ચે અરસપરસ ઉદાસીનતા જ રહેલી છે. આવી દશામાં શંકરાચાર્યના પત્ર તરફ લોકોએ દુર્લક્ષ કર્યું એમાં નવાઇ નથી. પણ એ વસ્તુસ્થિતિ જેટલી સ્વાભાવિક છે તેટલી જ દુઃખદ છે. આજે હિન્દુ સમાજ નિરાંખળ થઇ ગયો છે. જે સમાજ સુવ્યવસ્થિત નથી તે બળવાન નથી હોતો. શંકરાચાર્યની ગાદી હિન્દુ સમાજને માટે એક સુવ્યવસ્થિત બન્ધન અથવા તન્ત્ર થઇ શકે તેમ છે. તેથી આપણા શંકરાચાર્યો જો સામાજિક પ્રશ્નોમાં રસ લેતા થઇ જાય તો આપણે તેમને ઉત્તેજન આપવું જોઇએ.

ઇશ્વરી ઇચ્છા પ્રમાણે સમાજ પ્રગતિશીલ છે. દેશના રાજકીય અને ધાર્મિક નેતાઓએ પણ પ્રગતિશીલ થવું જોઇએ. તેમનું સ્વાભાવિક સ્થાન કૃત્રિમ ઉપાયોથી ન ટકી શકે. આજે શંકરાચાર્યો પ્રાચીન પ્રથાના જડ અભિમાનને વશ થઇને દેશની પ્રગતિમાં પાછળ પડયા છે એ નિર્વિવાદ છે. આ સ્થિતિ જ્યાં સુધી છે ત્યાં સુધી તેમના વચનોની અસર સમાજ ઉપર ભાગ્યે જ થાય એ વસ્તુ છુપી રાખવામાં સાર નથી. છતાં જ્યારે શંકરાચાર્યો પોતાની પ્રતિષ્ઠાની અસ્પૃશ્યતા છોડી દઇ સામાજિક ચર્ચામાં ઉતરે ત્યારે આપણે તેમના વચન તરફ દુર્લક્ષ કરવું ન ઘટે. કાળે કરીને તેમની દૃષ્ટિ ભવિષ્ય તરફ વળશે અને તેઓ પોતાનું સ્વાભાવિક સમાજનેતૃત્વ હાથમાં લેશે એવી શ્રદ્ધાથી આપણે તેમના વિચારોની ચર્ચા કરવી જોઇએ.

આ શ્રીમત્શંકરાચાર્યે પોતાના પત્રમાં સૌથી આરંભે અસહકારની હીલચાલને ઉદાર કહી તેની પ્રત્યે પોતાની પરિપૂર્ણ સહાનુભૂતિ બતાવી તેને પોતાનો આશીર્વાદ બક્ષ્યો છે. તેઓશ્રી કહે છે કે ધર્મ એ જ હિન્દુસ્તાનના ઉદ્ધારનો દૃઢ આધાર છે. તેઓશ્રી એમ પણ માને છે કે અંગ્રેજોની એડી તળે નહિ પણ આધુનિક સુધારા તળે હિન્દુસ્તાન ચગદાઇ રહ્યું છે. નામધારી સુધારકો અને શિક્ષિતવર્ગને તેઓશ્રી કહે છે કે 'પાશ્ચાત્ય' સંસ્કૃતિનું અનુકરણ કરવાનું છોડી દો અને પવિત્ર અને સાદા હિન્દીઓ તરીકે જીંદગી ગાળો. પરદેશી વસ્તુઓને બદલે સ્વદેશી વસ્તુઓ પસંદ કરો, કેમકે તેથી હિન્દુસ્તાનનું

ઔદ્યોગિક અને આર્થિક કલ્યાણ થશે જાતિવ્યવસ્થાને લીધે હિન્દુસ્તાને પોતાની પરંપરા જાળવી રાખી છે અને તેથી જ હિન્દુસ્તાન દુનિયાના સુધરેલા દેશોમા જુનામા જુના રાષ્ટ્ર તરીકે ટકી રહ્યુ છે માટે હિન્દી આગેવાનોએ હિન્દુ ધર્મની આના પ્રતિ આદર રાખી જાતિવ્યવસ્થાનો આ પુરાતન રિવાજ ટકાવવો જોઇએ હિન્દી આગેવાનોએ મદ્યપાનનિષેધની ઝુંબેશ ન ન ઉત્સાહપૂર્વક ઉપાડી લેવી જોઇએ હિન્દુસ્તાનનુ કલ્યાણ સ્વધર્મપાલન ઉપર જ રહેલુ છે હિન્દી આગેવાનોએ ગૌરક્ષાની હીલચાલ કરવી જોઇએ આવા આવા સુન્દર વિચારો આ પત્રમા છે

૫ રાજકારણમા અને સામાજિક પ્રશ્નોમા પણ શંકરાચાર્ય ઉતર્યા છે તેમા તેમણે ગાંધીજી સામે જેટલા આક્ષેપો મુકી શકાય તેટલા મુક્યા છે શંકરાચાર્યનો મહાસભાને પ્રથમ આદેશ એ છે કે મહાસભાએ ધાર્મિક તેમજ સામાજિક-ધાર્મિક એવા નાજુક પ્રશ્નોની ચર્ચા બિલકુલ ન કરવી જોઇએ, કેમકે મહાસભા કેવળ રાજકારી સ્વરાજ્ય મેળવવા નીકળેલી છે' સ્હેજે મનમા સવાલ ઉઠે છે કે મહાસભાએ નહિ તો સામાજિક-રાજકીય પ્રશ્નોની ચર્ચા કરવી કોણે ? સરકાર સામાજિક પ્રશ્નોમા હસ્તક્ષેપ કરવા ઇચ્છતી નથી આપણે પણ સરકારને તેમ કરવા ન દઇએ શંકરાચાર્યોને તો રાજકારણની સામાન્ય રીતે આભડછેટ હોય છે ન્યાતોને ન્યાતભોજનમહિષ્કાર, ન્યાતને માટે સ્કૉલરશિપ અને બોર્ડિંગો કરવા વધારે પ્રવૃત્તિ સુઝતી નથી પછી આવા પ્રશ્નોનો નીવેડો કોણ કરે ? સરકાર જ્યારે સરકારી નિશાળોમા અન્ત્યજોને દાખલ કરવાનો રિવાજ શરૂ કર્યો ત્યારે શંકરાચાર્યો ક્યા ગયા હતા ? શંકરાચાર્ય મહાસભાને યાદ આપે છે કે 'દાદાભાઇ નવરોજી, સર ફિરોજશા મહેતા, ગોખલે આદિ લોકમાન્ય જેવા લોકનાયક દિવંગત થયા પછી રાષ્ટ્ર ગાંધી પાસે દેશની આગેવાની આવી છે પણ ગાંધીની સ્વરાજ્યની કલ્પના શિક્ષિતવર્ગ અને મહાસભાની કલ્પનાથી સાવ જુદી છે વાત સાચી છે પણ સ્વામી મહારાજને નમ્રતાપૂર્વક પુછુ છુ કે આપશ્રીની સ્વરાજ્યની કલ્પના કેવી છે ? હુ જેટલુ જોઇ શક્યો છુ તે ઉપરથી મને તો એમ લાગ્યુ છે કે મહાસભાની સ્વરાજ્યની કલ્પના પાશ્ચાત્ય સુધારા ઉપર રચાયેલી છે અને ગાંધીજીની કલ્પનાની પાછળ હિન્દી સસ્કૃતિનો સર્વોચ્ચ આદર્શ છે અને જ્યારે શંકરાચાર્યશ્રી પાશ્ચાત્ય સુધારાને વખોડે છે આ દેશના કલ્યાણનો આધાર ધર્મ ઉપર જ છે એમ કહે છે ત્યારે પછી ગાંધી વચ્ચે અને મહાસભા વચ્ચે આદર્શભેદ છે એવી યાદ મહાસભાને આપવામા શંકરાચાર્ય કયો હેતુ સાધે છે એ જ સમજાતુ નથી ગાંધીજીની સ્વરાજ્યની કલ્પના હિન્દુ ધર્મ અને હિન્દી સસ્કૃતિને ક્યા નડે છે એ શંકરાચાર્યશ્રી બતાવશે ? ગાંધીજીએ હાલ તરતની રાજકીય હીલચાલમા મહાસભાનું ધ્યેય સ્વીકાર્યું છે એ શંકરા

ચાર્ય જાણતા ન હોય તોપણ ગંગાજમના જાણે છે અને લોકો પણ જાણે છે. છતા શંકરાચાર્યજી કહે છે કે તેઓશ્રીને ગાંધીજીના રાજકીય વિચારો સાથે કશી લેવાદેવા નથી ! હિન્દી લોકોને સ્વદેશીવ્રતનો ઉપદેશ કરતા પૅન્ટ, મોજાં, નેકટાઈ, કૉલર, બ્રેસ, બૂટ, દારૂ, સિગ્રેટ અને દવાઓનો મોહ છોડવાને તેમણે કહ્યુ છે એ સુન્દર છે, પણ એ પ્રથમ વાકયમા જ 'પરદેશી સીગારેટનો ત્યાગ કરીને લોકોએ સ્વદેશી સીગારેટ પસંદ કરવી' એમ શંકરાચાર્ય જ્યારે લખે છે ત્યારે મારા જેવા તુચ્છ હિન્દુને પણ લજ્જાથી માથુ નીચુ ઘાલવુ પડે છે. સમાજ તો પામર છે, ઘણીવાર ભૂલ કરે છે, પાપમા પડે છે, પણ જગદ્‌ગુરુઓ જ્યારે આવી રીતે ધાર્મિક આદર્શને નીચે પાડે છે, ત્યારે નિરાશાથી બોલાઇ જવાય છે કે 'સાચે જ કલિયુગ પ્રવર્ત્યો છે.'

પણ શંકરાચાર્યના ગુસ્સાનું ખરૂ મૂળ તો અન્ત્યજનો સવાલ છે. શંકરાચાર્યશ્રી મહાસભાને અને ગાંધીજીને કહે છે કે તમે આ સવાલને અન્ત્યજોની પેઠે જ અસ્પૃશ્ય રાખો. અન્ત્યજોનો સવાલ બહુ ભારે નથી એ સિદ્ધ કરવા શંકરાચાર્ય કહે છે કે આ વીસ કરોડ હિન્દુમા સાત કરોડ અસ્પૃશ્ય છે એમ વધારીને કહેવામા ખ્રિસ્તી પાદરીઓની પેઠે ગાંધીજીનો ઉદ્દેશ હિન્દુ હિન્દુ વચ્ચે દ્વેષ અને તિરસ્કાર પેદા કરવાનો છે ! શંકરાચાર્ય કહે છે, અસ્પૃશ્યો બહુ બહુ તો પાચ લાખ હશે મનુસ્મૃતિમા વર્ણવેલી અનેક જ્ઞાતિ અને ઉપજ્ઞાતિઓ સ્પૃશ્ય થઈ છે ફક્ત ઢેડ, ભંગી અને ચમાર એટલા જ અસ્પૃશ્ય રહેલા છે. મને લાગે છે શંકરાચાર્યનો પ્રવાસ બહુ જ ટૂંકો છે અને તેમનુ હાલની સ્થિતિનુ જ્ઞાન સ્થાનિક છે. ગુજરાતમા મોચી અસ્પૃશ્ય ગણાતા ન હોય પણ મહારાષ્ટ્રમા ગણાય છે, પંજાબના ડોમ, બંગાળના નામશૂદ્ર અને મદ્રાસના પારીઆ વિષે તેઓ કંઇ પણ જાણે છે કે નહિ એ મને ખબર નથી પણ ધાર્મિક અથવા સામાજિક અન્યાયનો વિચાર કરવામા સંખ્યાનો વાણીઆશાઇ હિસાબ શંકરાચાર્ય કેમ કરે છે એ સમજાતુ નથી ભારતીય મહાયુદ્ધમા શ્રીકૃષ્ણે અગિયાર અક્ષૌહિણી કૌરવોની લાગણી દુભાવવી એના કરતા એક દ્રૌપદીની લાજ ભલે લૂટાય એવો વિચાર કર્યો હોત તો ? આ સ્થિતિ અસહ્ય છે જ્યા હડહડતો અધર્મ થઈ રહ્યો છે ત્યા પાચ લાખ અસ્પૃશ્યોની સહાનુભૂતિ કરતા બાવીસ કરોડ હિન્દુઓની ધાર્મિક (?) લાગણીને વધારે માન આપવાની વાત કેમ થાય ? વળી બાવીસ કરોડમા પણ અન્ત્યજોને સદાને માટે અસ્પૃશ્ય રાખવામા ધર્મ છે એમ માનનારા કેટલા છે એની ગણતરી શંકરાચાર્યે કરી છે ?

શંકરાચાર્યશ્રી રાજકારણમા ઉતરીને કહે છે કે છોકરાઓને સરકારી નિશાળો અને કૉલેજોમાથી ઉઠાડવામા દેશને હાનિ છે. જગદ્‌ગુરુને આમ

એટલા સારૂ લાગે છે કે કેળવણીમાં આપણા જ પૈસા વપરાય છે. અને આવી રીતે કેળવણીનો ત્યાગ કરવાથી સરકારને જે પૈસા બચે છે તે બચાવવામાં મદદ કરવાથી ગાંધીજી આડકતરી રીતે સરકાર જોડે સહકાર જ કરે છે એવો તર્ક સ્વામી મહારાજશ્રીએ બાંધ્યો છે! સાચે જ આ તો આજ લગી કોઇના ધ્યાનમાં જ આવ્યું ન હતું! શંકરાચાર્યે અસહકારને શરૂઆતમાં જ પોતાનો આશીર્વાદ આપ્યો હોવાથી ગાંધીજીનો આવો સહકાર તેમને અણખામણો લાગે જ. પણ શંકરાચાર્ય અપ-ટુ-ડેટ થવા માગે છે. તેઓશ્રી કહે છે, અલબત્ત, કેળવણીનું સ્વરૂપ બદલાવું જોઇયે અને તે પરિપૂર્ણ રાષ્ટ્રીય થવું જોઇયે. પણ તે કેવી રીતે? આ સવાલનું અહીં પિષ્ટપેષણ કરૂં તો 'નવજીવન'ના વાચકોનું અપમાન થાય.

શંકરાચાર્યનો પત્ર ઘડી કાઢનાર વ્યક્તિએ તો અજાણપણે શંકરાચાર્યના ગોરવને પણ હાનિ પહોંચાડી છે. પત્રમાં અન્તે એમ લખેલું છે કે જગદ્ગુરુ મહાસભાના અધ્યક્ષનું ધ્યાન ખેંચે છે કે આજકાલ દેશમાં ઘણા લોકો શંકરાચાર્યના વેશમાં વિચરે છે અને દેશના આગેવાનોને આવા નામધારી શંકરાચાર્યોની હાલ પાછળ આશય લેતા જોઇને (કોઇ પણ આગેવાન આજ આવી હાલ વાપરતા નથી) તેમને દુઃખ થાય છે; કેમકે આ બીજા શંકરાચાર્યોના મનમાં હિન્દુ ધર્મના સિદ્ધાન્તો વિષે આદર નથી, તેમજ તેમને પોતે ધારણ કરેલા અધિકારની જવાબદારીનું ભાન નથી. શંકરાચાર્ય શંકરાચાર્ય વચ્ચે ગાદી માટે અને ગાદીની મિલકત માટે કોર્ટોમાં જે ઝગડાઓ ચાલે છે તે જોઇજોઇને દેશ તો અકળાઇ ગયો છે. લો. તિલકે એકવાર કહેલું કે સંન્યાસી શંકરાચાર્યો જ્યાં નિસ્તેજ થઇ મિલકતને માટે લડે ત્યાં તેમની સ્થિતિ જૂનાં પુસ્તકોની ચોકી કરનારા લાઇબ્રેરિયનના કરતાં વધારે સારી ન રહી કહેવાય. પણ જ્યારે જાહેરમાં એક શંકરાચાર્ય બીજા શંકરાચાર્ય વિષે આમ લખવા માંડે ત્યારે તો તેમના ગંભીર ચર્ચાપત્રમાં 'નકલી દવાઓથી સાવચેત રહેજો, અમારી જ દવા સાચી છે' એવી તરેહવાર નકલી દવાઓ કે હેર ઑઇલની જાહેરખબરોની બૂ આવ્યા વગર રહેતી નથી. શ્રીમચ્છંકરાચાર્ય પાસે રહેનાર વકીલો અને શાસ્ત્રીઓએ આવી રીતે શંકરાચાર્યની અપ્રતિષ્ઠા ન કરવી જોઇએ; અને શંકરાચાર્યોએ પણ ધર્મના શાસ્ત્રાર્થ તેમજ રહસ્યાર્થ જાણનાર અને દેશકાળવર્તમાન સમજનાર કુશળ મન્ત્રીઓને જ પોતાની પાસે રાખવા જોઇયે. શંકરાચાર્યની ગાદી વિષે મારા મનમાં સંપૂર્ણ આદર છે અને તેથી જ દુ:ખથી આટલું બધું લખ્યું છે. આશા છે કે તેઓશ્રી અને તેમના અનુયાયી આ માટે મને માફ કરશે.

# 'સ્વરાજ્યમહાવ્રત'*

વ્રત હોય કે તહેવાર હોય, તેની પાછળ કોઇ ને કોઇ મહાન સામાજિક અથવા આધ્યાત્મિક તત્ત્વ રહેલું હોય છે. ચૈત્રી પડવાને દિવસે દક્ષિણ હિન્દુસ્તાનમા ભારે ઉત્સવ મનાય છે, કેમકે તે દિવસે શ્રીરામચન્દ્રે વાલિનો પરાભવ કરી દક્ષિણ હિન્દુસ્તાનને સ્વતન્ત્રતા અને નિર્ભયતા આપી. તે જ દિવસે પ્રજાઉદ્ધારક શાલિવાહને વિદેશી હૂણ અને શક લોકોના તાપમાથી પ્રજાને મુક્ત કરી. અને તે કેવી રીતે? માટીના પુતળાઓમા સંજીવની રેડી તેમને લડવૈયાઓ બનાવીને.

આજનુ આપણું સ્વરાજ્ય-સપ્તાહ એવો જ એક મહાવ્રતનો દિવસ છે. સ્વરાજ્ય સ્થાપન થયા બાદ તે ઉત્સવનો દિવસ થશે તેની પાછળ અનેક તારક તત્ત્વો રહેલા છે. આ સપ્તાહમા માટીના પુતળા જેવી બનેલી પ્રજામા સત્યાગ્રહ-સંજીવની રેડાઇ, જેથી પેરે ચાલતુ રાષ્ટ્ર ઉભું થયુ. આ જ સપ્તાહની પ્રેરણાને બળે સૈકાઓથી પરમ્પરા લડી હાડવેર કેળવતા હિન્દુ-મુસલમાન એક થયા. અને એ જ એકતાને લીધે આટલા દિવસ અશક્ય ભાસતુ સ્વરાજ્ય એકાએક પ્રગટ થયુ હોય એમ દેખાવા લાગ્યુ છે નિરાશામા જ ઉછરેલા અનેકોને તો એમ જ થઈ ગયુ છે કે સ્વરાજ્ય આટલું વહેલું સંભવિત જ કેમ હોઇ શકે? પણ સ્વરાજ્યનુ આગમન એટલુ બધુ પ્રત્યક્ષ છે કે તે માનવાની તૈયારી હોય કે ન હોય તોપણ તે માન્યા વગર છૂટકો રહ્યો નથી.

જેઓ આટલા કાળ અશક્ય કહેતા હતા તેઓ આજે આ બધી શી ઇન્દ્રજાળ ઉભી થઇ છે એમ કહેવા લાગ્યા છે પણ એમા ઇન્દ્રજાળ શાની? કલાકમાં ચાળીસ માઇલના વેગથી ચાલતી રેલગાડીને જો પવનના દબાણથી એકદમ ઉભી કરી શકાય છે તો અસહકારથી એક ઉન્મત્ત સ‌ત્તનતને ઠેકાણે લાવવી એમા કઇ ઇન્દ્રજાળ છે?

આ પોતાને પગે ચાલી આવતા સ્વરાજ્યને આપણે કેવી રીતે વધાવીશુ? આપણુ હૃદયમન્દિર સ્વરાજ્યદેવતાને વસવા જેટલુ શુદ્ધ અને પવિત્ર છે કે કેમ એ આપણે તપાસવુ જોઇએ તેથી જ આ અઠવાડિયાને આપણે આત્મશુદ્ધિનુ સપ્તાહ કરીયે છીયે.

આ સપ્તાહમા આપણે સર્વ વ્યસનોના ત્યાગ કરવાનો નિશ્ચય કરીયે. સ્વરાજ્ય ફાળામા યથાશક્તિ દ્રવ્ય આપીયે. આ કઈ દાન નથી, સ્વરાજ્યનો

* ૧૯૨૨ના સત્યાગ્રહ સપ્તાહનો સન્દેશો

એક મરજિયાત કરવેરો છે સ્વરાજ્ય એટલે જબરાઈ નહિ. તેથી દરેક જણ પોતાની શ્રદ્ધા પ્રમાણે વધારેમા વધારે કરવેરો આપી દે. રામરાજ્ય બીજુ કેવુ હોઈ શકે? સત્તાનો ઉપયોગ કર્યા વગર રાષ્ટ્રીય મહાસભા હિન્દ ઉપર રાજ્ય ચલાવી રહી છે રામરાજ્યમા આથી વધારે શુ હોય?

આજે આપણે હૃદયસ્થ પરમાત્માની પ્રાર્થના કરીએ કે હે હૃદયસ્થ દેવ! હે જનતારૂપી જનાર્દન! અમને સ્વરાજ્યના સાચા ઉપાસક બનાવ સ્વરાજ્ય ઉપરની અમારી શ્રદ્ધા ચળે તે પહેલા જ અમારા શરીરમાથી અમારા પ્રાણ ચાલ્યા જજો! અમે આજ સુધી બહુ દુખ વેઠ્યુ છે, તેથી કોઈના ઉપર દુખ ગુજારવાની અમને બુદ્ધિ ન થાઓ આજ સુધી પરાધીનતામા સબડ્યા છીએ, તેથી બીજાનુ સ્વાતન્ત્ર્ય ખૂચવી લેવાની વૃત્તિ કે શક્તિ અમારામા ન આવો સામ્રાજ્યના અમર્યાદ મદના ભોગ થઈ પડ્યા છીએ, તેથી કોઈ કાળે ઐહિક સામ્રાજ્ય સ્થાપવાની લાલસા અમારા હૃદયમા ઉત્પન્ન ન થાઓ. સામ્રાજ્ય એક તારુ જ સ્થપાઓ અને આટલી તપશ્ચર્યાથી પુનિત થયેલુ આ રાષ્ટ્રીય સમાજ કોઈ કાળે કલુષિત ન થાઓ અનન્તકાળ આ સમાજ સત્ય, અહિંસા અને સયમના ઉત્સવરૂપે દુનિયામા શાશ્વત થાઓ!

# રવિબાબુના આક્ષેપ

બગભગ પછી બગાળામા જે સ્વાતન્ત્ર્યની ચળવળના—સ્વદેશી હીલચાલના ઉદ્ભવ થયો તેનુ માન કવિવર રવીન્દ્રનાથને ઘટે છે એ ઘણા જણ જાણતા નહિ હોય સ્વદેશી સાથે બહિષ્કાર પણ હોય એવુ કેટલેક અશે તેઓશ્રીનુ તે વખતે માનવુ હતુ, પણ પછી જ્યારે બહિષ્કારરૂપી દુર્વૃત્તિએ પોતાની મર્યાદા છોડી જબરદસ્તીનુ સ્વરૂપ લેવા માડ્યુ ત્યારે કવીન્દ્ર જાગ્યા તેમના પવિત્ર હૃદયને આઘાત પહોચ્યો તેમણે પોતાની ભૂલ જોઈ ભૂલ જોઈ કે તરત જ સ્વદેશીની ચળવળમાથી કવિશ્રીએ હાથ ધોઈ નાખ્યા અને પોતાની પ્રિય પ્રવૃત્તિમા પરોવાઈ ગયા તે વખતે એમના ઉપર ટીકાનો ચોગરદમથી મારો ચાલ્યો, કવિશ્રી ફરી ગયા એવુ સહુ કહેવા લાગ્યા, છતા તેમણે તો તે હીલચાલ છોડી તે છોડી જ તેમણે પોતાના ગામડામા એક પરસ્પર-સહકારી પ્રવૃત્તિ ઉપાડી, પણ એ પ્રવૃત્તિ તેઓ જોશભેર ચલાવી શક્યા નહિ કવિશ્રી લખે છે, આ પ્રવૃત્તિ કરતા કવિતા લખવામા જ મને સફળતા મળી છે.

'જદિ તોર ડાક શુને કેઉ ના આશે, તબે એકલા ચલો રે'

આ કવિતામાં તેમણે પોતાની તે જમાનની વૃત્તિને અમર કરી છે. ટીકા ચાલતી ત્યાં સુધી તો કવિશ્રી મૂંગા જ રહ્યા. બંગભંગની હીલચાલ પૂરી થયા પછી 'ઘરે બાહિરે' નામની એક ચળકાટ મારતા રત્ન સમી નવલકથા લખીને તેમણે પોતાની બહિષ્કારના અત્યાચાર સામેની દિલસુઝી દુનિયા સામે રજૂ કરી છે. બંગભંગની હીલચાલ પછી રવીન્દ્રનાથ કોઈ પણ હીલચાલમાં પડ્યા જ નથી. દરેક પ્રવૃત્તિનો વિચાર કરવો, તેના ઊંડાણમાં ઉતરી તેનું રહસ્ય જાણી લેવું અને તે વિશેના પોતાના વિચારો જાહેર કરવા કે કવિતામાં ગુંથવા એટલાથી જ તેઓ સન્તોષ માનતા જણાય છે. તેમના પ્રાણપ્રિય અપત્ય (બોલપુરનું બ્રહ્મવિદ્યાલય) ની પ્રવૃત્તિ અબાધિત ચાલતી આવી છે એટલું ખરૂં. આ સંસ્થામાં શુદ્ધ અધ્યયનનું અને કાવ્યનું વાતાવરણ અબાધિત રાખવાની તેમની ચિન્તા સ્પષ્ટ છે. તેઓ માને છે કે જ્યાં સુધી દેશાભિમાનની મદિરાને તેઓ વશ હતા ત્યાં સુધી તેમની સંસ્થા હમેશાં કષ્ટ જ વેઠતી હતી. હવે નિરાગ્રહી વૃત્તિ અખત્યાર કર્યાથી અને સઘળું ઇશ્વરને જ અર્પણ કરવાથી એ નિશાળ પોતાની મેળે જ ઉન્નતિ કરી રહી છે. બોલપુરની આ શિક્ષણવિષયક પ્રવૃત્તિને લક્ષમાં લેવા છતાં પાદરી મિ. હોમ્સે રોમેન રોલૅન્ડ વિષે જે કહ્યું છે તે જ રવિબાબુને પણ અક્ષરેઅક્ષર લાગુ પડે છેઃ

'તેઓ કવિ છે, જ્ઞાનદીપ છે, પણ લોકનાયક નથી. સામાન્ય જનતાને ક્રાન્તિ કરવા તેઓ દોરે એ કલ્પનામાં પણ ન આવી શકે એવી વાત છે. તેઓ હમેશાં યુદ્ધની અંદર નહિ પણ યુદ્ધથી પર રહે છે. તેઓ આ વ્યવહારી દુનિયાના વાસી રહ્યા નથી. તેઓ આદર્શની દુનિયામાંથી ઉતરતા જ નથી'.

આમ દુનિયાથી દૂર રહેવામાં લાભ પણ છે અને હાનિ પણ છે. દુન્યવી હીલચાલોથી અળગા રહેવાથી કોઈ પણ હીલચાલના રાગદ્વેષનો રંગ માણસના મન પર ચડતો નથી. રમતની બહાર રહીને જેમ રમતનું સંપૂર્ણ સ્વરૂપ જોઇ શકાય છે, તેમ માણસ તટસ્થ હોય તો તે કોઈ પણ હીલચાલનું સાચું સ્વરૂપ તરત સમજી શકે છે એ ખરૂ, પણ તેમાં હાનિ પણ તેટલી જ છે. માણસ આદર્શ દુનિયામા ભલે ગમે તેટલો વિહરતો હોય છતા એ આદર્શ દુનિયા આખરે તો દુન્યવી અનુભવ રૂપી શેષના માથા ઉપર જ ટકી રહી છે. દુનિયાનો અનુભવ તાજો ન હોય તો દુન્યવી હીલચાલો ઉપર ટીકા કરતા કે નિર્ણય બાંધતાં કવિ પણ ગોથા ખાય એ બનવાજોગ છે. દરેક ધર્મનું શુદ્ધ સ્વરૂપ જુદું હોય છે, અને અજ્ઞાન લોકો પોતાની ખામીઓને લીધે તેને આપે છે તે સ્વરૂપ જુદું હોય છે. ઘણીવાર ધાર્મિક ઝગડાઓમા દરેક ધર્મનો માણસ પોતાના ધર્મનો બચાવ કરતી વેળા તેનું આદર્શ સ્વરૂપ દૃષ્ટિ સામે રાખે છે, પણ સામા પક્ષ ઉપરની ટીકા તો તેનું વિકૃતિ પામેલું સ્વરૂપ જ કેમ

જાણે યથાર્થ સ્વરૂપ હોય એમ માનીને કરે છે. જો મૂળ આદર્શ સ્વરૂપ લુપ્ત જ થઇ ગયું હોય તો આમ કરવું વાજબી ગણાય. પણ જ્યાં સુધી અગ્નિ જાજ્વલ્યમાન છે ત્યાં સુધી વચમાં વચમાં તેમાંથી નીકળતા ધુમાડા ઉપરથી અગ્નિનું લક્ષણ બાંધવું કે તેની વ્યાખ્યા કરવી એ ઠીક ન ગણાય. આજે રવીન્દ્રનાથ હિન્દુસ્તાનમાં હોત અને અસહકારની હીલચાલ ગઇ(?) નાંખી(?)—ગણના દરેક વર્ગમાં કેટલી બાબતે અન્તઃશુદ્ધિ કરી ગઇ છે તે જોતા હોત તો અસહકારનું સાચું સ્વરૂપ તેમના ધ્યાન બહાર ન જ રહ્યું હોત. અસહકાર જે ધર્મ શીખવે છે તે સનાતન છે. માતૃભૂમિ પ્રત્યેની પોતાની ફરજ કંઇ સરકારના અન્યાય પછી જ અગર તેને લીધે જ ઉત્પન્ન નથી થતી. તમે અમને ન્યાય નહિ આપો, સ્વરાજ્ય નહિ આપો તો અમે માતૃભૂમિની સેવા કરશું એમ કહેવું કેટલું હાસ્યાસ્પદ છે એ સૌ કોઇ જાણે છે. પણ જેઓ માતૃભૂમિની સેવા કરતા નથી અથવા અત્યાર સુધી કરતા ન હતા, જેઓ પારકાને હાથે જ દેશનો ઉદ્ધાર થવાનો છે એમ માનતા હતા, મોક્ષની પણ ભીખ માગતા હતા, એવાઓને રસ્તે ચડાવવાનું કામ જ્યારે તેઓ અત્યન્ત નિરાશ થએલા હોય છે, કડવા અનુભવે તેમની આંખોને ઉઘાડી દીધી હોય છે તેવી જ ક્ષણે કરી શકાય છે, એ સનાતન સત્ય સમર્થ નવલકથાકાર રવીન્દ્રનાથના ધ્યાન બહાર ન રહેવું ઘટે. સેંકડો વરસ જુલમ તળે ચગદાઇને નમાલી થએલી પ્રજાને પણ અમલ્ય(?) થઇ જાય એવો જુલમ જ્યારે ગુજારવામાં આવે ત્યારે રવીન્દ્રનાથ તેમને શી સલાહ આપે છે? રવીન્દ્રનાથ કહે છે, 'ભાઇઓ જુલમ સહન કરો, પણ જુલમને વશ ન થાઓ. સહન કરીને મોટા થાઓ. એટલા બધા મોટા થાઓ કે તમારા સુધી જુલમ પહોંચી ન જ શકે. તમે તમારૂં કર્તવ્ય કર્યા જ કરો. આ બાહ્ય માયા એની મેળે જ ખરી પડશે.'

ગાંધીજી પણ બીજું શું કહે છે? તેઓ કહે છે, આપણે ધારીએ તો આજે જ મોટા છીએ. આપણે જ આ માયા નિર્માણ કરી છે. આપણને ફસાવનારી દોરીનો છેડો તો આપણે પોતાને હાથે જ પકડી રાખ્યો છે. તે છોડી દો, એટલે આપણે મુક્ત જ છીએ. માત્ર તેઓ ચેતવે છે કે જો તુરત જ ચેતી જઇને આપણે જુલમગારનો ઝાલેલો હાથ છોડી નહિ દઇએ તો આપણી શી વલે થશે તે કહી શકાતું નથી. આ ઉપદેશમાં અગર તેના અમલમાં કવિશ્રીને પરદેશોની પ્રજા આગળ પોતાના દેશને સારૂ શરમાવા જેવું શું છે? બન્નેનો ઉપદેશ સરખો જ છે. ફરક એટલો જ કે એક ઉપદેશ કર્મવીરનો છે અને બીજો ઋષિગુરૂનો છે.

બહિષ્કારની હીલચાલમાં જેમ અંગ્રેજ લોકોનો દ્વેષ હતો તેમ અસહકારની હીલચાલમાં અંગ્રેજી સંસ્કૃતિનો દ્વેષ હશે એવી શંકા રવિબાબુને

આવી છે. રવિબાબુ પોતે અંગ્રેજ સરકાર અને અંગ્રેજ પ્રજા વચ્ચે ભેદ કરે છે, અથવા એમના જ શબ્દોમાં કહીયે તો અંગ્રેજ લોકો જુદા છે, સાદા છે, ભલા છે, અને અંગ્રેજ 'નેશન' જુદી છે, રાક્ષસી છે." આ તેમનો ભેદ હિન્દુસ્તાનને ગળે ઉતર્યો છે, અને તેથી જ આજનો અસહકાર અંગ્રેજ પ્રજા કે અંગ્રેજી પ્રજાની સંસ્કૃતિની સામે નથી, પણ અંગ્રેજી સલ્તનત અને જે સાધનો વડે આ સલ્તનત આટલી માતી છે તે સાધનોની સામે છે. સરકારે આપણને તરછોડી કાઢ્યાથી આપણે નિરાશ થઇને અસહકાર અખત્યાર કર્યો છે એમ કહેવું યોગ્ય નથી. એ વાત સાચી છે કે ગાંધીજીનો અંગ્રેજી સલ્તનત ઉપરનો વિશ્વાસ બહુ જ મોડો ઉઠ્યો, અંગ્રેજી સલ્તનતનું યથાર્થ સ્વરૂપ બીજા કેટલાક દેશભક્તો ગાંધીજી કરતા વહેલા સમજી શકેલા; પણ તેથી અસહકારની હીલચાલને શરમાવા જેવું કશું છે જ નહિ. જાગ્યા ત્યારથી સવાર માનીને જેઓ તત્ક્ષણ કાર્ય કરવા મંડી જાય છે તેઓને 'હું વહેલો જાગ્યો હતો' એટલું જ જેઓ કહી શકે છે તેઓનાથી શરમાવા જેવું કશું નથી.

કેળવણીમા અસહકાર કરવામા આત્મઘાત છે, મનુષ્યજાતિ વિષે અશ્રદ્ધા છે, ઇશ્વરના મંગલ હેતુ વિષે નાસ્તિકતા છે, એમ બીજા કેટલાક આગેવાનોની પેઠે રવિબાબુનું પણ માનવું છે. રવિબાબુ મહાન શિક્ષણશાસ્ત્રી છે, કેળવણીના ધ્યેયની બાબતમાં એમને નિર્મળ દષ્ટિ પ્રાપ્ત થઈ છે, અને તેથી એમની ટીકા હમેશાં જ ગંભીર વિચારને લાયક હોય છે, તેઓ કહે છે કે અંગ્રેજી સાહિત્ય અને અંગ્રેજી વિચારરાશિ એ પણ ઇશ્વરી ઇચ્છાને અનુસાર જ ખીલ્યાં છે, તેમાં કાંઇ માલ નથી, ચિરન્તન સત્ય નથી, માનવી કલ્યાણના અંશો નથી એમ માનવું એ નાસ્તિકતા છે. યૂરોપ પાસેથી લેવાલાયક આપણે માટે કશું છે જ નહિ એમ માનવું એ ઇશ્વર પ્રત્યે અને માનવજાતિના આત્મા પ્રત્યે બેવફાઇ છે એમ તેઓ ચેતવે છે આમાં અમારો મતભેદ છે જ નહિ. રવિબાબુ કહે છે, જ્યારે હું દુનિયામાં પોકારી રહ્યો છું કે દુનિયાની મહાન પ્રજાઓએ આપસમા સહકાર કરવો જોઇયે, તે જ વખતે હિન્દુસ્તાને આ અસહકારની અબદ્ધ હીલચાલ કયાથી શરૂ કરી ? અમે અમારા કવિશ્રીને નમ્રતાપૂર્વક કહેવા માગીયે છીયે કે અમે પણ દુનિયાની એકેએક મહાન પ્રજા સાથે સંસ્કૃતિની આપલે કરવાને ઇચ્છીયે છીયે. પણ આ આપલે કરવાને માટે જે પ્રાણ જોઇયે છે તે આજે આપણામાં ક્યાં છે? તે લાવવા માટે જ અમારો અસહકાર છે. દુનિયાની એકેએક સંસ્કૃતિનો નાશ કરવા બેઠેલી નૅશનૅલિઝમ અને ઇમ્પીરિયૅલિઝમ—રાષ્ટ્રપૂજાધર્મ અને સામ્રાજ્યમદ સામે અમારો અસહકાર છે. અંગ્રેજ લોકો અમને બાંધવ સમાન છે, અંગ્રેજી સાહિત્ય અમને બંગાળી સાહિત્ય જેટલું જ મીઠું લાગે

છે, કાલિદાસ, ભાસ કે વ્યાસ અમને જેટલા પૂજ્ય છે તેટલા જ કાર્લાઇલ, રસ્કિન કે ટૉલ્સ્ટૉય અમને આદરણીય છે, રવિબાબુને અમે જે માન આપીયે છીએ તે જ માન પૉલ રિશારને પણ આપવાને તૈયાર છીયે.

એટલું જ નહિ, પણ અમે પણ માનીયે છીયે કે આજે હિન્દુ સમાજ-શાસ્ત્રની પુનર્રચના અને હિન્દી સંસ્કૃતિનો જીર્ણોદ્ધાર કરવામા અંગ્રેજી વિચારનુ અધ્યયન ઉપયોગી છે. એકબીજાથી સાવ નોખી કલ્પનાઓ જોડાજોડ આવવાથી તેમના પરસ્પર ઘર્ષણ દ્વારા નવીન સૃષ્ટિ, નવીન વિચારસૃષ્ટિ પેદા થાય છે એ અમારાથી અજાણ્યુ નથી. હિન્દી પ્રજાની પુનર્જાગૃતિમા અંગ્રેજી સાહિત્યનો ફાળો બરોબર છે એ અમે હમેશા સ્વીકાર્યું છે. પણ એ ઉપરથી કોઇ કાળે એમ સિદ્ધ ન થઈ શકે કે હિન્દી સંસ્કૃતિ આપણા માટે અપૂરી—અધૂરી છે સરખામણીથી જ એનું સંપૂર્ણ સ્વરૂપ આપણે જાણી શકીયે છીયે. એટલા માટે પાશ્ચાત્ય સંસ્કૃતિને અથવા અંગ્રેજી સાહિત્યને આપણે કેળવણીનો પાયો બનાવવાની જરૂર નથી, એટલુ જ નહિ પણ સાર્વત્રિક કેળવણીનું તે એક આવશ્યક અંગ છે એમ માનવાનું પણ કંઇ કારણ નથી અંગ્રેજી કેળવણીથી જે સ્વાભાવિક લાભ માણસને થઈ શકે તે પણ આજે આપણને થઇ શકતો નથી જેમ માંદાઓમા મસાલા દાર પૌષ્ટિક ખોરાક હજમ કરવાની તાકાત નથી હોતી તેમ પારતન્ત્ર્ય-જ્વરથી પીડાતી પ્રજાને માટે અંગ્રેજી કેળવણીનુ દૂધ પણ ઝેર સમાન છે. જ્યા સુધી અંગ્રેજ સરકારની જોહુકમી તળે આપણે દબાયેલા છીયે ત્યા સુધી અંગ્રેજ પ્રજા સાથે સહકાર કરવો પણ મુશ્કેલ છે અને અંગ્રેજી સાહિત્ય-માથી પૌષ્ટિક તત્ત્વો લેવાને પણ આપણે અશક્ત છીયે. મિ ઍન્ડ્રુઝ જેવા સાધુ પુરુષ પણ રાજ્યકર્તાની ન્યાતના છે એ વસ્તુસ્થિતિ ભૂલી જતા કેટલો પ્રયાસ પડે છે એનો પ્રસ્તુત લેખકને ખૂબ ખ્યાલ છે પણ એ ઉપરથી રવિબાબુએ એમ ન માનવુ કે અમે ગોરી ચામડી માન દુષ્પ્રવૃત્તિથી ભરેલી છે, અને અંગ્રેજી સાહિત્યમા સેનાનિયત સિવાય બીજુ કશુ જ નથી એવુ માનનારની કોટિના છીયે. અંગ્રેજ સરકાર અને અંગ્રેજી પ્રજા એ બે વચ્ચે ભેદ કરવાની શક્તિ રવિબાબુને પણ સરકાર જોડે ઓછોવત્તો અસહકાર કરવાથી જ પ્રાપ્ત થઇ છે. આજે એ જ માર્ગ પ્રજા ગ્રહણ કરી રહી છે. એનુ વિગતવાર વર્ણન રવિબાબુને યુરોપમા મળ્યુ નથી તેથી જ તેઓ ગેરસમજ લઇ બેઠા છે

પણ આ ગેરસમજ કેવળ વિગતોના અજ્ઞાનને લીધે જ છે એમ પણ નથી એમા તાત્ત્વિક માન્યતાનો પણ કંઇક ફાળો અવશ્ય છે રવિબાબુ ત્યાગવૃત્તિને, સંયમ અને તપસ્યાને, બહુ ચાહતા નથી વૈરાગ્યસાધનથી મળતી મુક્તિ તેમને નથી જોઇતી, જીવન સત્ય છે, તે જીવીને જ મોક્ષ

મેળવો, જીવનના આનન્દ દ્વારા જ 'ભૂમા'નો આનન્દ મળી શકે છે, આવી તેમની ફિલસુફી છે. આમાં અમે તો માયાવાદની સંપૂર્ણતા જ જોઇયે છીયે. માયાવાદ જગતને મિથ્યા ગણે છે, પણ જગતને માયા ગણીને કાઢી નાખવાથી જેમ તે દૂર નથી થતું તેમ પાપ પણ તેને મિથ્યા કહેવાથી આપણને છોડી નથી જતું. ભગવાન બુદ્ધની પેઠે આ 'માર' સાથે લડયે જ છૂટકો. રવિબાબુની ફિલસુફી સંપૂર્ણ છે, પણ તે કાર્યપ્રવણ નથી એમ અમને હમેશાં લાગ્યું છે. રવિબાબુનું જ એક દૃષ્ટાન્ત લઇયે તો તેમના તત્ત્વજ્ઞાનની સંપૂર્ણતા ઉકાળેલા ઇંડાની સંપૂર્ણતા જેવી છે: સુન્દર, સર્વાંગસંપૂર્ણ, અને છતાંયે પ્રાણ કે પ્રાણી પેદા કરવાની શક્તિ વગરની. રવિબાબુને પણ એનું કંઇક ભાન હશે જ. તેથી જ તેઓ હમેશા કહ્યા કરે છે કે હું વીર નથી, કવિ છું. અસહકાર નેતિવાદી છે એ તેમની ટીકા તેમની ફિલસુફીને જ વધારે બંધબેસતી છે. તેમણે યૂરોપને તમે જે નૅશનૅલિઝમમાં જાઓ છો તે રસ્તો વિનાશનો છે એ સિદ્ધ કરી આપ્યા પછી તેઓ કહે છે, ત્યારે સાચો રસ્તો કયો એમ તમે પૂછશો તો હું એટલુ જ કહી શકીશ કે તમે તમારી વૃત્તિમાં ફેર કરશો તો જ 'બિગરી સુધારી' શકશો. જેમ ગામડીઆ લોકો કાંકરાથી જ હિસાબ ગણી શકે છે તેમ પ્રાકૃત લોકો પણ કર્મ દ્વારા જ વિચાર ગ્રહણ કરી શકે છે.

જ્યારે અમે કહીયે છીયે કે હિન્દુસ્તાનમા પ્રાણ આવે ત્યારે જ હિન્દુસ્તાન દુનિયાની સેવા કરી શકે ત્યારે પ્રાણનો અર્થ સૈન્ય કે સંપત્તિ એવો રવિબાબુ શા સારુ કરે છે? હિન્દુસ્તાનમા આત્મશ્રદ્ધાનો પ્રાણ જોઇયે છે. હિન્દુસ્તાનમાં હિન્દી સંસ્કૃતિ ઉપરની શ્રદ્ધા ફરી ઉત્પન્ન થવી જોઇયે છે બાહ્ય સાધનો કરતાં સ્વમાન, આબરૂ અને માનસિક સ્વાતન્ત્ર્યમા રાષ્ટ્રનો પ્રાણ રહેલો છે એનું ભાન થવું જોઇયે છે. અસહકાર એ સંન્યાસ છે, એમાં આત્મનાશના બીજ છે, એમ માનવાનુ કારણ નથી. રવિબાબુ કહે છે, જીવન ઉપર વિશ્વાસ રાખો, પ્રેમ ઉપર વિશ્વાસ રાખો. અમે પણ એ જ કહીયે છીયે. જીવન અને પ્રેમ પોતાની મેળે પોતાનું કામ કરી શકે છે. રોગના બીજનો નાશ કરો એટલે આરોગ્ય અને તંદુરસ્તી એની મેળે આવશે; પછી તેમનું ખાસ આવાહન કરવાની કંઇ જરૂર નથી જીવન અને ચૈતન્યને તેડી લાવવા જવું પડતું નથી. તેના માર્ગમા નડતરો છે તેટલા કાઢી નાખીયે એટલે જ બસ છે. રવિબાબુ કહે છે તેમ અન્તિમ સત્ય તો 'સનાતન હા' અથવા ૐ એ જ છે; પણ તેનુ સંગીત સાંભળવા માટે ઘોંઘાટને દૂર કરવો પડે છે. આ દુનિયા છે જ નહિ, માણસ બદ્ધ હતો જ નહિ, માણસ શુદ્ધ બુદ્ધ નિત્ય મુક્ત છે જ, એમ જ માનવું હોય તો તો સાધનાની જરૂર રહેતી નથી જ. રવિબાબુની ફિલસુફી આવી વન્ધ્યા નથી, તેથી જ અમને આશા છે કે અસહકારનો

માર્ગ આત્મશુદ્ધિનો છે, બ્રહ્મચર્યપાલનનો છે, સ્વકર્તવ્યપાલનનો છે, દુર્ગુણનો વિચ્છેદ કરી નાખવાનો છે, એ તેઓ રોજે રોજ સમજી શકશે.

આજે નવજુવાનોની રાષ્ટ્રીય કેળવણી સુદ્ધાં મુલતવી રાખવાની જે સૂચના થઈ છે તે કેળવણીની પેઢીને જ્ઞાનથી વંચિત રાખવા માટે નથી, પણ આજના પ્રસંગમાં અત્યન્ત જરૂરની અગ્રસ્થાનની કેળવણી આપવા ખાતર સામાન્ય કેળવણી મુલતવી રાખવાની એ સૂચના છે. હર્બર્ટ સ્પેન્સરે કેળવણી-ની ચર્ચા કરતી વખતે કહ્યું છે કે આત્મરક્ષાની કેળવણી એ સૌથી શ્રેષ્ઠ કેળવણી છે, તે આપ્યા પછી જ સાહિત્ય, સંગીત અને કળાની કેળવણી આપવી. અસહકારમાં જોડાઈ રાષ્ટ્રસેવા કરવામાં વિદ્યાર્થીઓને અત્યન્ત વ્યાપક અર્થમાં આત્મરક્ષણની બાબતમાં ખાસ કેળવણી મળી રહી છે, તેની કદર કરતાં આપણે કાં ન શીખીએ? બ્રહ્મચર્યાશ્રમમાં એક પણ છોકરો ટાઇફૉઇડથી પીડાતો હોય તો શાળાને રજા આપી બધા શિક્ષકો અને વિદ્યાર્થીઓ એક બીમાર બાળકની સેવામાં રોકાઈ રહે એ જો મુનાસબ હોય તો આખું રાષ્ટ્ર જ્યારે અપમાન અને ગુલામગીરીથી કચડાતું હોય તેવે વખતે સામાન્ય કેળવણી છોડી આખો વિદ્યાર્થીવર્ગ રાષ્ટ્રસેવામાં જોડાઈ જાય એમાં કયે ઠેકાણે આત્મનાશ છે? ઊલટું રાષ્ટ્ર આખું ભારે સંકટમાં હોય તેવે વખતે જાણે કશું થયું જ ન હોય એમ માની નિયમસર દેશભક્તિનાં ગીતો ગાવાં અને વર્ગમાં બેસી તેમજ ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર ઉપર લાંબાં લાંબાં વિવેચનો સાંભળવાં એમાં જ અગત્યની કેળવણી નથી?

સામાન્ય કેળવણી મુલતવી રાખવાના આ દિવસોમાં જો આપણે આપણા વિદ્યાર્થીઓને દેશસેવા માટે ઝૂંપડાંમાં વસતા સ્વદેશનું નગ્ન જ્ઞાન આપીએ, આપણા પડોશી બાંધવોના ધર્મ, ઇતિહાસ અને સંસ્કૃતિનું જ્ઞાન આપીએ, તો તેમાં શું ખોટું છે? આજનો અસહકાર એ સ્વદેશીધર્મનું પાલન કરી દહાડે દહાડે વધતા જતા અને આખરે વિશ્વવ્યાપી બનતા સહકારનું પ્રથમ પગથિયું છે.

## વિશાળ દૃષ્ટિની જરૂર

'વસન્ત'ના ચૈત્રના અંકમાં 'વિશાળતાની જરૂર' એ મથાળા હેઠળ ગુજરાતના પરિચિત અને માનનીય 'હિન્દહિતચિન્તક'નો એક સૌમ્યસુન્દર લેખ પ્રગટ થયો છે. એમાં ગાંધીજીને પોતાની હિલચાલ વધુ વિશાળ અને

સર્વવિઘાતક કરવાને માટે કંઈક નરમાવવાની સલાહ છે. અસહકારી પક્ષ અને સહકારી લોકોમાં જે નાલાયક લોકો છે તેમને છોડી દઈએ તો બાકી બન્નેની જનસમાજના અભ્યુદયને માટે જરૂર છે એ સિદ્ધાન્તથી લેખકે શરૂઆત કરી છે. 'બે પક્ષ વચ્ચેની ભિન્નતા દોષજન્ય નથી પણ બુદ્ધિભેદની છે, બલ્કે બુદ્ધિભેદની નથી તેટલી સ્વભાવભેદની છે' એવું તેઓનું માનવું છે. તેઓ કહે છે, 'આ પ્રકૃતિભેદ જરૂરનો અને ઉપયોગી છે. પ્રકૃતિભેદ આવશ્યક છે, પ્રકૃતિવિગ્રહ આવશ્યક નથી.' ગાંધીજી પણ હમેશાં કહેતા આવ્યા છે કે મૉડરેટ લોકોની દેશભક્તિ તેમજ તેમના સ્વાર્થત્યાગને વિષે શંકા લાવવાનું બિલકુલ કારણ નથી. તેઓ બીજા દેશભક્તો કરતાં આ ગુણોમાં કોઈ રીતે ઉતરે એમ નથી. છતાં આજે તેઓ સરકાર સાથે લાગી ગયા છે એનું કારણ તેમનો બુદ્ધિભેદ જ છે. વિનીત પક્ષના લોકો વિષે આપણી માન અને આદરની વૃત્તિ બિલકુલ ઘટવી ન જોઈએ. છતાં કટોકટીને પ્રસંગે તેમણે સરકારની જોડે જે સહકાર કર્યો છે તે તેમના વર્તનનો વિચાર તો સત્યની તેમજ દેશહિતની ન્યાયનિષ્ઠુર દૃષ્ટિએ જ કરવો રહે છે. લાલાજીએ ગુંજનમાં આથી વધુ કશું જ કર્યું નહોતું. આજનો વિગ્રહ એ પ્રકૃતિ પ્રકૃતિ વચ્ચેનો વિગ્રહ નથી, પ્રકૃતિ અને વિકૃતિ વચ્ચેનો વિગ્રહ છે. વિકૃતિ સાથે કદી સહકાર ન હોઈ શકે. બગડેલા દૂધ સાથે દયાવૃત્તિથી અથવા દૂરદેશીથી ચોખ્ખું દૂધ સહકાર કરવા જાય તો લોકો તે દૂધને વખોડે નહિ તોપણ તેનું સેવન કરતાં તો ડરે જ.

જ્યારે પ્રજાએ સરકાર સાથે અહિંસાત્મક અસહકારનું યુદ્ધ પોકાર્યું તે વખતે વિનીત પક્ષ આગળ ચોખ્ખી પસંદગી હતી. તેઓ કાં તો પ્રજા જોડે સહકાર કરે, નહિ તો સરકાર જોડે. વિનીત પક્ષના કહેવા પ્રમાણે જેમ સરકારમાં ગુણદોષ બન્નેનું મિશ્રણ છે તેમ પ્રજામાં પણ ગુણદોષનું મિશ્રણ છે એ સ્વીકારીએ. આ દશામાં દેશની ઇજ્જતને ખાતર, ન્યાય અને આબરૂને ખાતર ઝુંબેશ ઉઠાવનાર પ્રજાની સાથે સહકાર કરવો કે અન્યાય ઉપર ઢાંકપીછોડો કરીને પોતાની ઇજ્જત અટૂટ રાખવા માટે એક પછી એક અન્યાયમાં વધુ ને વધુ ઉંડી ઉતરતી જનાર સરકાર સાથે સહકાર કરવો, એ ચોખ્ખો સવાલ વિનીત પક્ષ સન્મુખ હતો. કાંઈ નહિ તો તે એટલું તો અવશ્ય નક્કી કરી શકત કે નથી અમે પ્રજાના વેગમાં તણાવાના તેમ નથી અમે સરકારના પાપમાં ભાગીદાર થવાના. પણ ના, વિનીત પક્ષે તો પ્રજામતની સામે જઈને સરકાર સાથે સહકાર કરવામાં જ શ્રેય માન્યું! પ્રજાએ આ લોકોને પોતાના હૃદયમાંથી કાઢી મુક્યા નથી, ઉલટું આ લોકોએ જ લોકહૃદયના કરતા પોતાની દૂરદેશી મુત્સદ્દીપણાને વિશેષ આદરને લાયક લેખ્યું. માનનીય પંડિતજી જેવા અનુભવી દેશભક્ત અને દેશસેવકોએ લોકમતને માન આપી ધારાસભા-

નો ત્યાગ કર્યો એની કદર પ્રજાએ નથી કરી એમ નથી તેઓ જો કેળવણી મા પણ અસહકાર કરવામા ઉચ્ચ ધર્મ રહેલો છે એમ જોઈ શક્યા ન હોત તો આજે તેઓ અદ્વિતીય તપોવૃદ્ધ નેતા લેખાતા હોત

નોકરશાહીના કિલ્લાની દીવાલ પત્થરની કે માટીની નથી કે જ્યા નાનુ સરખુ પણ બાકુ પડે ને તેમા પ્રજાના સૈનિકો ઉભા રહીને જતે દહાડે આખો દુર્ગ જમીનદોસ્ત કરી દકે. એ દુર્ગ તો લીલા વાસના જૂથનો બનેલો છે. એમા બાકુ પાડી અંદર પેસશો તો તેમા જ ગોટવાઈ પકડાઇ રહેવાના * એ દુર્ગને તો અસહકારરૂપી અગ્નિથી ભસ્મસાત્ કર્યે જ છૂટકો છે.

સરકારની માયાવી કેળવણી સામે "સાદી પણ વધારે સુન્દર અને સરકારને માટે પણ આદર્શરૂપ અને પ્રજાને વિશેષ આકર્ષક' એવી રાષ્ટ્રીય શાળાઓ ક્યા ઉભી કરવા જઇયે ? આજે તો સરકારી કેળવણીનો ત્યાગ એ જ મુખ્ય કાર્ય છે. શહેરમા પ્લેગ ફાટી નીકળે ત્યારે વગડામા શહેરને માટે એવા આલેશાન મકાનો બાધીને પછી આપણે લોકોને નથી વીનવતા કે ભાઇઓ હવે અહીંઆ આવો મકાનો બાધવા પૂરતો વખત પણ આપણી પાસે નથી હોતો, કારણકે મુખ્ય પ્રવૃત્તિ એ નથી હોતી ગમે તેવા કામ ચલાઉ ઝુપડા ઉભા કરીને તેનાથી આપણે ગુજરો લઇયે છીયે એટલુ ખરૂ કે આ નવા ઝુપડા આરોગ્યની દૃષ્ટિએ શુદ્ધ બાધીયે છીયે. એટલુ જ નહિ પણ શહેરનો કાયમનો ત્યાગ કરી નવી વસ્તી વસાવવી હોય તો જૂના અનુભવથી જે જે સુધારાઓ દાખલ કરવા યોગ્ય જણાય છે તે બધા આ ઝુપડાની વસાહતમા પણ આપણે દાખલ કરીયે છીયે. રાષ્ટ્રીય વિદ્યાલયમા નાનીસૂની વિદ્યાઓનો ક્ષણિક લય થયો હશે, પણ તે પ્રાણવિદ્યાના આલયો જરૂર છે. આજે રાષ્ટ્રીય શિક્ષણની 'ચિત્રવિભક્તિ સુન્દર અને ભરચક' ન હોય તો તેની લાજ કોને છે ? નથી ગાધીને કે નથી દેશની આબરૂને બીજી બધી વસ્તુઓના કરતા વ્હાલી માનનારા અને તનતોડ મહેનત કરનારા અનુભવી જુવાનીઆઓને. તેમની શ્રદ્ધા અડગ રહેશે તો વિશ્વંભર તેમની બધી ખામીઓ પૂરી કરી દેશે

સરકારી કેળવણી કેળવણીના દૃષ્ટિબિન્દુએ તેમજ જીવનના દૃષ્ટિબિન્દુએ જ્યારે 'નિર્માલ્ય અને નિરર્થક' એટલુ જ નહિ પણ પાપવિદ્ધ અને

* પશ્ચિમઘાટના દરીઆકિનારાના ગામડાઓની આસપાસ કોટ કે કિલ્લાની જગાએ ખાડા વાસની ઉચી વાડો હોય છે તોપના ગોળા પણ તેને ભેદીને પાર જઈ શકતા નથી એટલુ જ નહિ પણ એ બાજુએ ગોળાથી ચીરાઈને પાછા ભીડાઇ જઈ ગોળાઓને જ પોતાની કાટ વચ્ચે મજબૂત પકડી બેસે છે ।

ભયાનક જણાઈ છે ત્યારે જ અસહકારીઓએ તેનો ત્યાગ કર્યો છે. 'રાષ્ટ્રીય શાળાઓને છૂટીછવાઈ ન રાખતા એવું એવું એક વિશાળ તન્ત્ર રચવું જોઇએ કે જેની સરકાર ઉપર રાજકીય દૃષ્ટિએ પણ અસર થાય' એવી 'હિન્દહિત-ચિન્તક'ની સલાહ છે. એક વિશાળ સામ્રાજ્ય ચલાવનાર સરકારની ઉપર અસર થાય એવું 'વિશાળ' તન્ત્ર આપણે ક્યાથી લાવીયે ? પણ અદ્વિતીય સામ્રાજ્યને પણ ભોઠું પાડે એવું પ્રાણવાન તન્ત્ર ખોબા જેટલા શ્રદ્ધાવાન લોકો પણ ઉભું કરી શકે. 'હિન્દહિતચિન્તક'ના જ શબ્દોમા કહીયે તો 'મરહુમ દેશભક્ત દાદાભાઈ નવરોજીએ પોતાનુ આખુ જીવન એક અસત્ય જ પ્રતિપાદન કરવામા ગાળ્યુ ન હોય તો હિન્દની મોટી વસ્તીને દિવસમા એકવાર ખાઇને ગુજરાન કરવું પડે છે.' આવો દરિદ્ર દેશ, જેની ઉપજનો વળી અર્ધોઅર્ધ ભાગ લશ્કરી ખરચમા ચાલ્યો જાય છે એ પોતાની કેળવણી 'રાજકીય દૃષ્ટિએ પણ સરકાર ઉપર અસર થાય એટલી વિશાળ' ક્યારી કરે ? પ્રજામા પ્રાણ હશે તો તે રાષ્ટ્રીય કેળવણીના વિશાળ કે મર્યાદિત તન્ત્રની રાહ જોયા વગર સરકારી કેળવણીનો ત્યાગ કરી શકશે. 'અસહયોગની ઉગ્ર પ્રવૃત્તિ ચલાવ્યા છતા પણ સરકારી શાળાઓ તો હજી ઉભી છે' એનું કારણ માનનીય પંડિત માલવીયાજી જેવાઓએ પ્રજાનો બુદ્ધિભેદ કર્યો એ નથી એમ કહેવાય ખરું ? મનુષ્યજીવનમા વિવિધતા હોવી જોઇયે એ તો હરકોઇને કબૂલ છે, પણ જોખમ સરકાર સામે ઝુંબેશ ચલાવતી વેળાએ વિચારસ્વાતંત્ર્ય 'વિશાળ પટ' વાળો કર્યે નહિ ચાલે ધનુષ્યમાથી છૂટેલા બાણની પેઠે એ તો એકાગ્ર, સીધો લક્ષ્યબિન્દુને જ જઇને વીંધે એવો વિપુલ વેગ વાળો હોવો જોઇયે. મહાયુદ્ધ દરમિયાન મિત્રરાજ્યોએ જ્યારે આ સિદ્ધાન્તનુ દર્શન કર્યુ ત્યારે તેમણે માર્શલ ફૉકના હાથમા એકમુખી સત્તા સોપી અને ત્યારે જ તેમને વિજય મળ્યો 'અદ્ભુત' આત્મબળથી કામ કરનાર મહાપુરુષ ઉપર સંપૂર્ણ વિચારબળનું પણ કર્તવ્ય નાખવું એ વધારેપડતુ છે' એ 'હિન્દહિતચિન્તક'નો વિચાર વિવેકભર્યો છતા દૂષિત છે મસલત કરવી વેળાએ બધા સમાન છે, દરેકે પોતપોતાની સલાહ દ્વારા રાષ્ટ્રકાર્યને મદદ કરવી જોઇયે, પણ રાષ્ટ્રે એક પન્થ નક્કી કર્યા પછી તેને વળગી રહેવું એ જ યોગ્ય છે. મૂળભૂત સિદ્ધાન્ત જ જો માન્ય ન હોય તો વિરોધ કરવો પણ યોગ્ય ગણાય, પણ પછી રાષ્ટ્રીય પ્રવાહને 'કંઇક ભિન્ન ગતિમા વહેતો કરવાની ઇચ્છા ન જ રાખવી ઘટે.

હિન્દુસ્તાન દેશ દરિદ્રી છે અને અંગ્રેજી કેળવણી ખરચાળ છે, આ બે વસ્તુ સ્વીકાર્યાં પછી કેળવણીમા રેંટીયા જેવા ઉદ્યોગને પ્રધાન સ્થાન આપવુ કે ગૌણ એ સવાલ રહેતો જ નથી હિન્દુસ્તાન દેશ દરિદ્ર નહોતો ત્યારે પણ રાષ્ટ્રીય કેળવણી સ્વાશ્રયી હતી એમ મિ૦ કૃનજો કહે છે. આજે પણ સરકારી

પ્રાન્ટ કરના વિદ્યાર્થીઓ પાસેથી મળતી ગ્રાન્ટ ઉપર વધારે લક્ષ નાખી રાષ્ટ્રીય કેળવણી સારી કરી શકે તો જ સારો છે

'એક રેંટીયાની નાની વિગત કૉંગ્રેસ 'ઇન્ડસ્ટ્રીઝ યાને ગામડાના ઝુંપડામાં બેસીને થઈ શકે એવા ઉદ્યોગો તરફ પ્રજાનું લક્ષ ખેંચવું' એ 'હિન્દહિતચિન્તક' ની સૂચના સુન્દર છે. ગુજરાત વિદ્યાપીઠની યોજનામાં પ્રથમથી જ એનો સંપૂર્ણ વિચાર થયો છે તેમજ નાનકડી મૂડી ઉપર અને વિશાળ આયોજના વગર ચલાવી શકાય એવા અનેક ધંધાઓ ચાલતા કરવાની બનામણું વિદ્યાપીઠે પોતાના મન્દિરોને કરી છે માત્ર દરેક કાર્યકર્તા જાણે છે કે કુંવર ખાટ ખાય તેમ સો પચાસ ધંધાઓની પ્રવૃત્તિ કરવા બેસતા એક પણ પાર ન ઉતરે ગ્રામ્યોને નામે સાબુ, બટન, ટાંકો, નેકટાઇ, કૅાનર, નથ, લેસ વગેરે વસ્તુઓ પેદા કરવાનો અખતરો લગભગ પચીની અંદેશી હીલચાલ વેળાએ આપણે કરી જોયો છે તેના કરતા અત્યારે તો 'હિન્દુસ્તાનના ઉદ્યોગના પ્રશ્નને રેંટીયામાં સમાવી દઈ એને સાદો અને સહેલો કરી નાખવો' એ જ વધારે સારું અને ફળદાયી છે.

રાષ્ટ્રીય હીલચાલમાં હમેશા વિચારમાં સર્વઆહિત્વ અને પ્રત્યક્ષ કાર્યમાં એકાગ્રતા હોય તો જ તે રાષ્ટ્રીય કહેવાય અને સફળ પણ થાય આ દૃષ્ટિએ જોતા રાષ્ટ્રીય મહાસભામાં જેમ અન્ત્યજોને અને સ્ત્રીઓને, ખ્રિસ્તીઓને અને મુસલમાનોને સ્થાન હોવું જોઈએ તેમ મૉડરેટ અને રાષ્ટ્રીય, રાજદ્રોહી તેમજ પ્રજાદ્રોહી, કામ કરનાર તેમજ આળસુ, ઠરેલ તેમજ ઉતાવળા—સૌ કોઈને સ્થાન હોવું જોઈએ ફક્ત તે જ શરતે સ્વરાજ્યનું ધ્યેય અને અહિંસાનો માર્ગ—તેમને હાથે પાલન થવું જોઈએ પણ કાર્યકારી મંડળમાં એકાગ્રતા હોવી જોઈએ મહાસભાને નામે કાર્ય કરનારાઓ મહાસભાના કાર્યક્રમને વફાદાર ન રહે તો તેઓ પ્રામાણિકપણે કેમ કામ કરી શકે ? 'અત્યારે અસહયોગનું એકચક્રે રાજ્ય પ્રવર્તી રહ્યું છે' એ વાત સાચી છે, પણ તે મહાસભાના કાર્યક્રમમાં જ હિન્દુસ્તાનના વિચારશીલ વર્ગમાંથી જેઓએ મહાસભાનો ત્યાગ નથી કર્યો તેમની બુદ્ધિનો તો દેશને લાભ મળી જ રહ્યો છે જેઓએ મહાસભાનો ત્યાગ કર્યો છે તેમની સેવા મહાસભાને નથી મળતી એ દુઃખની વાત છે, પણ એનો ઉપાય તો તે જ લોકોના હાથમાં છે મહાસભાનો કાર્યક્રમ જેમને પસંદ નથી તેમને તે પાર પાડવાનો આગ્રહ મહાસભાએ કર્યો નથી એમાં તેણે વિવેક જ બતાવ્યો છે

'સંસ્કાર પામેલા જનોને' એટલી જ વિનતિ છે કે 'અસભ્ય પ્રાકૃત જનો' ગમે તેટલા પ્રાકૃત હોય તોપણ તેઓ તમારા જ છે તેમની સાથે અસહકાર કરીને અગર તો તેમના કાર્યને વિષે ઉદાસીન રહીને સંસ્કાર

સાથેનો સંબંધ ટકાવી રાખવા ગયા હતા. … મિ. ઍન્ડ્રૂઝને એકવાર કહ્યું હતું તેમ તે જ દેશભક્ત કહેવાય કે જેની પોતાના દેશના પ્રાકૃત જનો ઉપર અથાગ શ્રદ્ધા છે.

'હિન્દહિતચિન્તક'ની હિન્દના હિત વિષેની લાગણી ઊંડી છે. તેમના લેખમાં સંપૂર્ણ સાત્ત્વિકતા રહેલી છે. તેમના આશીર્વાદથી જ આપણું કાર્ય સફળ થવાનું છે, કેમકે અંતરના ઊંડાણમાં તેઓ આપણા પક્ષના જ છે. માત્ર તેમના એક વિધાનનો અમારે સીધો વિરોધ જ કરવો પડે છે. તેઓ લખે છે, 'સ્વતંત્રતા ખાતર પણ હિન્દુસ્તાનને અરબસ્તાન કે અફઘાનિસ્તાન થતું જોવા નથી.' અમે તો એમ જ માનનારા છીએ કે અરબસ્તાન કે અફઘાનિસ્તાન તો શું પણ હિન્દુસ્તાન સ્વતન્ત્રતાની ખાતર સહરા કે ગોબી બની જાય તોપણ તેમાં એનું કુશળ જ છે.

## સબુર !

માંદાને હમેશાં હલકો ખોરાક અપાય છે. મંદવાડમાંથી ઊઠ્યા પછી ધીમે ધીમે એને પૌષ્ટિક ખોરાક આપવામાં આવે છે. પણ જો વૈદને જરા પણ શંકા જાય કે શરીરમાં હજી થોડો પણ જ્વરનો અંશ રહી ગયો છે, તો તે પૌષ્ટિક ખોરાક લેવાની સલાહ ન જ આપે. જ્વર મટ્યો છે એમ માની પૌષ્ટિક આપવો શરૂ કરી દીધો હોય તોપણ જ્વરની ભાવના જણાતાં તરત પાછું બંધ કરી દેવામાં આવે છે. અધીરો દરદી અથવા તેનાં સગાંવહાલાં આવે પ્રસંગે જરૂર નિરાશ થવાનાં, પણ તેમાં વૈદનો શો ઇલાજ? તે જે કંઈ કરે છે તે રોગીના હિતને અર્થે જ હોય છે.

બારડોલીમાં ભેગી મળેલી મહાસભાની કારોબારી સમિતિને આવો જ નિર્ણય કરવો પડ્યો છે. જેમ હાથમાં કે પગમાં ગઠિયા થયો હોય તોપણ પેટનો આહાર ઓછો કરવો પડે છે અથવા તેમાં ફેરફાર કરવો પડે છે, તેમ જ ગોરખપુરની ભૂલને માટે બારડોલીને પોતાનો કાર્યક્રમ મુલતવી રાખવો પડ્યો છે. 'હિન્દુસ્તાન જેવા વિસ્તીર્ણ ખંડમાં ક્યાં ગોરખપુર ને ક્યાં બારડોલી? ગોરખપુર પાસેના તોફાનને લીધે બારડોલીનું કામ શા માટે અટકે?' એવી દલીલ આપણાથી ન થઈ શકે. આખા હિન્દુસ્તાનનું દુઃખ દૂર કરવા માટે બારડોલીએ બીડું ઝડપ્યું હતું. ગોરખપુર હિન્દુસ્તાનમાં તો આવ્યું જ, એટલે બારડોલીએ ગોરખપુરનો વિચાર કરવો જ રહ્યો જો

તો કાં તો તેમના ઉપર આપણું દબાણ થાય, નહિ તો તેમનું આપણી ઉપર દબાણ થાય તેવી દશામાં જ્યારે ફરીવાર સવિનય ભંગ શરૂ કરીએ ત્યારે તેમની સંમતિ વગર આપણે કશું કરી ન શકીએ. તેના કરતાં આપણે આપણે ઘરને ચાલીએ, તેઓ જેટલો સમભાવ બતાવે તેટલો મોંઘી મદદ ગણી સ્વીકારીએ અને તેમને સ્વતન્ત્ર ગણી આપણે સ્વતન્ત્ર રહીએ.

# બારડોલીનો કાર્યક્રમ

૧

બારડોલીનો કાર્યક્રમ છે શું એ ફરીવાર તપાસી જવાની જરૂર છે. બારડોલીનું નામ આજે હિન્દુસ્તાનની જીભે છે બારડોલીએ હિન્દુસ્તાનને આશા આપી અને જ્યારે હિન્દુસ્તાનના કમનસીબે તે સફળ થવામાં નિષ્ફળ ગયું ત્યારે બારડોલીમાં જ આગળના માર્ગની દિશા નક્કી થઇ રાષ્ટ્રની આશા અને રાષ્ટ્રની દિશા બારડોલી સાથે સંકળાયેલી છે તેથી જ સૌ કોઇ બારડોલીને જાણે છે પણ બારડોલીમાં જે દિશા નક્કી થઇ એની વિગતો ઘણાના ધ્યાનમાં સ્પષ્ટપણે હજી જણાતી નથી

બારડોલીનો કાર્યક્રમ એટલે સવિનય ભંગ જેવું જોખમી કાર્ય કોરે મુકી રાષ્ટ્રનું કોઇ રચનાત્મક વૈતરૂં ઉપાડી લેવાની સૂચના એમ જ લોકો માને છે.

• . હાલની વિષમ સ્થિતિ કેવળ સરકારના દોષને લીધે જ ઉભી થઇ છે એમ જેઓ માને છે તેમની નજરમાં સવિનય ભંગ જેવી કડક માત્રા સરકારને આપી સરકારના રોગનો અન્ત આણીએ એટલે પત્યું એમ છે. પણ હકીકતમાં જોઇએ તો આપણે પણ સરકાર જેવા જ રોગી છીએ અસહકાર કરી આપણે સરકારના રોગનો ચેપ અથવા સરકારી પાપની માઠી અસર આપણા ઉપર થતી અટકાવી, જરૂર જેટલા પ્રસંગોમાં સરકારને આપણાથી અળગી કરી હવે આપણે પોતામાંના દોષો દૂર કરવાનું કઠણ કાર્ય હાથ ધરવું જોઇએ તો જ સ્વરાજ્યનું ફળ ચાખવાની શક્તિ આપણામાં આવશે

સવિનય ભંગ પણ કંઇ સહેલી વસ્તુ નથી સરકારની આજ્ઞા ન માનવી અને સરકારને કર ન આપવો એટલામાં જ સવિનય ભંગ સમાતો નથી એટલું જ કામ તો કોઇ અરાજક પણ કરી શકે આપણે અરાજક

ટાળી સ્વરાજ્ય સ્થાપન કરવા માગીયે છીયે આપણે જાણીયે છીયે કે હિન્દુસ્તાન જેવા બધી વિવિધતાઓના સંગ્રહસ્થાનરૂપ દેશમા અરાજક સ્થિતિ એ નાશની જ સ્થિતિ છે લાબા ઐતિહાસિક અનુભવને લીધે હિન્દુસ્તાનની પ્રજા પણ અરાજકને કોઇ કાળે પસદ ન કરે. આ વૃત્તિને સુધરેલી દશા ગણો કે કાયરતાનું ચિહ્ન ગણો, પણ તે છે એ વાત કબૂલ્યે જ છૂટકો છે. અને આટલું કબૂલ્યા પછી આપણે સહેલાઇથી સમજીશુ કે હાલની સરકારને ક્ષીણ કરવાની સાથે દેશને સંગઠિત અને સ્વરાજ્યનિષ્ઠ કરવો જોઇએ. જ્યા સુધી આપણો અકુદરતી પરદેશી વેપાર અને ખાસ કરીને પરદેશી કાપડસુતરનો વેપાર ધમધોકાર ચાલે ત્યા સુધી દેશનો ધનવાન વર્ગ સ્વરાજ્યને પૂરતો વફાદાર ન જ થઇ શકે.

મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા વખતે હિન્દુસ્તાનની પ્રકૃતિ (કોન્સ્ટીટ્યૂશન) નક્કી કરવાની અનેક યોજનાઓ દેશ આગળ રજૂ થઇ હતી, પણ તે બધી કાગળ ઉપર જ રહી. જે યોજના રાષ્ટ્રીય મહાસભાએ પસદ કરી તે જ પ્રકૃતિ અમલમા મુકવાની પ્રજાએ પેરવી કરી છે તે પ્રકૃતિ આપણે જેટલી મજબૂત કરીયે તેટલે દરજ્જે રાષ્ટ્રમા બળ સંચરશે. બારડોલીના કાર્યક્રમમા મુખ્ય વસ્તુ આ જ છે. ગામડે ગામડે અને શહેરે શહેરે મહાસભાની સ્થાનિક સમિતિઓ કાયમ થવી જોઇયે. દરેક જાણકાર માણસ—સ્ત્રી કે પુરુષ, બ્રાહ્મણ કે અન્ત્યજ, હિન્દુ યા મુસલમાન, બધા જ મહાસભાના છત્ર તળે આપખુશીથી એકઠા થવા જોઇયે. પારસી, યહુદી, ખ્રિસ્તી વગેરે નાની નાની કોમો પણ મહાસભામા સામેલ થવી જોઇયે આટલુ કામ જ્યા સુધી આપણે ન કરી શકીયે ત્યા સુધી આપણે સ્વરાજ્યનો પાયો મજબૂત કર્યો ન જ ગણાય. બધી કોમના કરોડો હિન્દી લોકો સત્ય અને અહિંસાનો સિદ્ધાન્ત સ્વીકારી મહાસભામા દાખલ થાય એ જ સ્વરાજ્યની નિશાની છે. કરોડો લોકો એક થઇ વ્યવસ્થિત રીતે દેશનો નૈતિક અને આર્થિક ઉદ્ધાર કરવામા લાગી જાય તો દેશમા એટલી બધી રાષ્ટ્રીય શક્તિ પેદા થાય કે જોતજોતામા તે જ સ્વરાજ્ય થઇ પડે.

રાજાને પદભ્રષ્ટ કરી શકાય છે, મોટી સેનાનો પણ પરાજય થઇ શકે છે પણ પ્રજાનો નિશ્ચય એ અદમ્ય છે પ્રજા નાની હોય તોપણ જો તે સંગઠિત હોય તો તે અજેય જ છે એવો ઇતિહાસનો સાર્વત્રિક પુરાવો છે તો પછી હિન્દુસ્તાન જેવી સસ્કારી, ધર્મપરાયણ અને વિવિધ મહાપ્રજા એક થઇ જાય તો તેની શક્તિનુ પૂછવુ જ શુ ? આખી દુનિયા તેની સામે મડાય તોપણ તેનો વાળ વાંકો થાય નહિ

આ કાર્ય અઘરૂ છે એમ તો કોઇ કહી નહિ શકે. માત્ર ઉત્સાહ અને અખડ ઉદ્યમની જરૂર છે જેમને સ્વરાજ્યની લગની લાગી છે તેમણે

ઘેરેઘેર જઈ સ્વરાજ્યનો સંદેશો અને સ્વરાજ્યની શરતો પ્રજાને સમજાવવાનું કામ કરવું જોઈએ. આજે પ્રજા આર્થિક સ્રાવથી ક્ષીણ થઈ ગઈ છે. દરેક જણ જાણે છે કે પોતાનું લોહી ચૂસાય છે. કોણ ચૂસે છે અને કેવી રીતે, તેનો સ્પષ્ટ ખ્યાલ વખતે બધાને ન હોય, પણ પોતાની હાલત બૂરી છે, એક મહાઅન્યાયનો પોતે ભોગ થઈ પડેલ છે એટલું તો દરેક જણ સમજે છે જ. આ અભાગી વિશાળ દેશમાં આજે કોઈ સુખી નથી.

સ્વરાજ્ય થાય તો આપણે સુખી થઈશું એટલું તો લોકો હવે સમજતા થઈ ગયા છે. પણ તે કેવી રીતે એનો ખ્યાલ લોકોને બરાબર આપવો જોઈએ. મહાસભાના સભાસદો થતા લોકોને સમજાવવા એનો અર્થ એ જ છે કે લોકોને સ્વરાજ્યની ભાવનામાં કેળવવા. સેંકડો વરસ સુધી પરરાજ્ય તળે દબાયેલી પ્રજામાં સ્વરાજ્યવૃત્તિ રહે નહિ એ સ્વાભાવિક છે. આજે અભણ લોકો મહાસભા પાસેથી જે તરેહવાર અપેક્ષાઓ રાખે છે તે બતાવે છે કે લોકો મહાસભાની પ્રવૃત્તિને અન્તે અંગ્રેજી રાજ્ય જઈ દેશી રાજ્ય આવશે એટલું જ સમજે છે. પણ સ્વરાજ્ય એટલે દેશી રાજ્ય નહિ પણ પોતાનું રાજ્ય. માણસ પોતે પોતાની પાસેથી જે અપેક્ષા રાખે છે તેને માટે તે પોતે મહેનત પણ ઉઠાવે છે. સ્વરાજ્યનો પણ એ જ અર્થ છે. સ્વરાજ્યમાં બીજાનાં મ્હોં તરફ તાક્યાપણું નથી રહેતું. સ્વરાજ્ય એટલે પોતાની જવાબદારીઓ અને પોતાના હકો જાણવાં.

આપણે લોભથી કે બીકથી બીજા પર આધાર રાખીયે છીયે તેથી જ સ્વરાજ્ય ખોઈ બેસીયે છીયે. આવતી કાલે જો એકેએક હોદ્દા પર દેશી માણસ નીમાય અને છતાં લોકોમાં બીજા પર આધાર રાખવાની વૃત્તિ એવી ને એવી જ રહે તો તે સ્થિતિને સ્વરાજ્ય ન જ કહી શકાય અને તેવી સ્થિતિ ઝાઝા દિવસ ટકે પણ નહિ.

મહાસભાની પ્રકૃતિ (કૉન્સ્ટીટયૂશન) અમલમાં મુકી સુદૃઢ કરવાના આગ્રહ પાછળ સ્વરાજ્યવૃત્તિ કેળવવાનો ઉદ્દેશ જ રહેલો છે એ આટલા વિવેચનથી સ્પષ્ટ થયું હશે. મહાસભાનું આ કામ બરાબર ચાલે એટલા માટે નાણાંની જરૂર તો હોય જ. તેટલા માટે તિલક સ્વરાજ્ય ફાળો ઉઘરાવવાની બાબત બારડોલીના કાર્યક્રમમાં દાખલ કરેલી છે. દુનિયાની દરેક રાજકીય સત્તા પોતાનો કરવેરો અમલમાં રીતે જબરદસ્તીથી ઉઘરાવે છે. દરેક જણ સરકારી દેવું સ્વેચ્છાથી આપે એવું ઇચ્છેલું હોય છે. પણ જો તે સમજીને આપખુશીથી ન આપે તો સરકાર જબરદસ્તીથી વસુલ કરે છે. પણ મહાસભાનું ઉઘરાણું લોકોની સ્વરાજ્ય પ્રત્યેની વફાદારી ઉપર જ આધાર રાખે છે. લોકોને આમ સ્વેચ્છાપૂર્વક વાર્ષિક કરવેરો આપવાની

ટેવ પડી જાય અને સ્વરાજ્યમાં પણ જો એ જ સ્થિતિ કાયમ રહે તો સ્વરાજ્ય એટલે નામમાત્ર જ થઈ જાય

આજે અંગ્રેજી રાજ્યમાં દરેક પ્રાન્ત મધ્યવર્તી સરકારનો તાબેદાર છે. મધ્યવર્તી સરકાર એ મુખ્ય અને પ્રાન્તિક સરકાર એ તેણે બનાવેલા સૂબાઓ, એવી દશા છે. સ્વરાજ્ય સરકારમાં મધ્યવર્તી સરકાર તેજસ્વી બ્રાહ્મણની પેઠે આખા દેશના હિતનું ચિન્તન કરશે, આખા દેશનું રક્ષણ અને ભરણપોષણ કરવાના ઉપાયો શોધી કાઢશે અને અમલમાં મૂકશે અને તેના બદલામાં બ્રાહ્મણની વૃત્તિથી પોતાના ખરચ પૂરતું પ્રાન્તો પાસેથી માગી લેશે. સ્વાભાવિક રીતે જ આવી મધ્યવર્તી સરકાર કોઈ કાળે જુલમગાર ન બને અને કોઈ પણ પ્રાન્તને મધ્યવર્તી સરકારને વિષે આદર અને કૃતજ્ઞતાની વૃત્તિ વગર બીજી કશી વૃત્તિ ધારણ કરવાનું કારણ જ રહે નહિ.

બારડોલીના કાર્યક્રમમાં આ વૃત્તિ કેળવવાની વ્યવસ્થા કાળજીપૂર્વક કરેલી છે. જર્મની જેવા યુરોપીય દેશોમાં દરેક માણસને મતદાર થવું જ પડે છે. કોણે કોણે મતદાર થવું જ જોઈએ એની યાદી સરકાર તૈયાર કરે છે, અને જો તે પ્રમાણે મતદાર થવાની કોઈ માણસ ના પાડે તો સરકાર તેને સજા કરે છે. આપણે ત્યાં જેને સ્વરાજ્ય જોઈતું હોય તે પોતાની મેળે મહાસભાના સભાસદ થઈ જાય છે અને સભાસદ થઈ મહાસભાનો અંકુશ સ્વીકારે છે. આમાં સંમતિથી જ રાજ્યકારભાર થઈ શકે એ રાજકારણનો પ્રથમ સિદ્ધાન્ત આપોઆપ અમલમાં આવી જાય છે.

જ્યારે માણસને પોતાના રાષ્ટ્ર ઉપર વિશ્વાસ હોય ત્યારે જ તે સ્વરાજ્ય ઇચ્છી શકે છે અને રાષ્ટ્ર ઉપરનો વિશ્વાસ એટલે દરેક કોમનો એકબીજા પરનો વિશ્વાસ. વિશ્વાસ વગર એકરાષ્ટ્ર સંભવે જ નહિ. વિશ્વાસ ન હોય ત્યાં બહુ બહુ તો સશસ્ત્ર શાન્તિ એટલે કે યુદ્ધનો અભાવ રહેવા છતાં યુદ્ધને માટે તૈયારી હોય એવી સ્થિતિ (armed neutrality) રહી શકે શકે છે. યુરોપના દસ પંદર રાષ્ટ્રોમાં ઘણાં વર્ષો થયાં જે સામાન્ય સ્થિતિ રહેલી છે તેની દશા તે સશસ્ત્ર શાન્તિ. તે સ્થિતિ કાઢી નાખીને પરસ્પર વિશ્વાસ કેળવી જ્યારે નિર્ભય થઈશું ત્યારે જ આપણે સ્વરાજ્ય ચલાવી શકીશું. દરેક માણસમાં આત્મા છે, ધર્મબુદ્ધિ છે, તેને પોતાની સહનશક્તિથી જાગૃત કરવાથી કોઈ કોઈને ગેરઇન્સાફ ન જ કરી શકે, એ શ્રદ્ધા કેળવાશે તે જ ક્ષણે હિન્દુસ્તાનમાં સ્વરાજ્ય છે.

આજે હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી વગેરે કોમોમાં ઇન્સાફ કે ગેરઇન્સાફ જેવું કશું છે જ નહિ, દરેક કોમ સ્વતન્ત્ર છે. એકબીજા ઉપર વિશ્વાસ જામે અને પ્રેમથી એકબીજાની ભૂલો સહન કરવાની શક્તિ કેળવાય

એટલે બસ છે.

પણ અન્ત્યજોની સ્થિતિ તેવી નથી. તેમના પર લાંબા વખતથી આપણો જુલમ ચાલતો આવેલો છે. તે દૂર કર્યા વગર આપણા ઉપર કોઈનો વિશ્વાસ બેસે નહિ. એટલા માટે બારડોલીના કાર્યક્રમમાં અસ્પૃશ્યતા-નિવારણને આટલું પ્રાધાન્ય અપાયેલું છે.

રાજ્ય બે જ રીતે કરી શકાય છે, પ્રેમથી કે બીકથી. અંગ્રેજ સરકાર આપણા પ્રેમની દરકાર નથી કરતી. દહેશત અને ત્રાસ દ્વારા જ તે રાજ્ય કરવા માગે છે. આપણી વફાદારીની અપેક્ષાને પણ તે બીક બતાવીને જ તૃપ્ત કરે છે. મહાસભા પણ જો પ્રજાની વફાદારી જો આપણે બીક બતાવીને મેળવવા જઈએ તો સરકારી ત્રાસ કરતાં આપણો ત્રાસ જ પ્રજામાં વધે અને ટકે ત્યારે જ એવી વફાદારી મળી શકે છે.

એટલે આપણું રાજ્ય જો સાચું લોકશાસન થઈ પડે તો જ તે સ્થાપન થઈ શકે. પણ એવું રાજ્ય તો કોઈ ઇચ્છે જ નહિ, અને ઈશ્વરના દરબારમાં પણ તે બરદાસ્ત ન જ થાય. માટે આપણે આપણી બધી પ્રવૃત્તિ અહિંસાના સિદ્ધાન્ત ઉપર જ સ્થાપવી જોઈએ. પ્રજાનો વિશ્વાસ અને પ્રેમ એ જ મહાસભાની શક્તિ છે. વિશ્વાસ કેળવ્યા વગર કાયદેસર અંકુશ પણ અમલમાં ન મુકાય. વિશ્વાસ અને પ્રેમનું વાતાવરણ જાગે નહિ ત્યાં સુધી સામાજિક બહિષ્કાર જેવો ન્યાય્ય ઇલાજ પણ હાલ તુરત અખત્યાર ન જ કરવો એવી બારડોલીના કાર્યક્રમમાં ભલામણ છે. પરરાજ્ય તળે દબાયેલી પ્રજા અધિકારને ઝટ વશ થઈ જાય છે એ જોઈ સામાન્ય માણસને સમજાવીને વાળવા કરતાં હુકમ કરી કામ લેવાનો મોહ થઈ આવે છે. જોહુકમીનો રસ્તો ટુંકો દેખાય છે અને તે શીઘ્રફલદાયી પણ નીવડે છે. પણ તેનાં દૂરવર્તી માઠાં પરિણામો જોવા જેટલી દીર્ઘદૃષ્ટિ બહુ જ થોડા લોકોમાં હોય છે. એટલા માટે જ બારડોલીના કાર્યક્રમમાં દારૂનાં પીઠાં, અંગ્રેજી વિદ્યાનાં પીઠાં અને પરદેશી કાપડનાં પીઠાં સામે પહેરો ભરવામાં જોખમ માનેલું છે. પરકીય સત્તા તળે કચડાયેલી પ્રજા એટલી પામર હોય છે અને જુલમ ચલાવનાર એટલા નામર્દ હોય છે કે એ સ્થિતિમાં સત્કાર્યને ખાતર સુદ્ધાં દબાણ મૂકવું કે મુકવા દેવું એ હાનિકારક છે. સ્વરાજવૃત્તિ કેળવવાના પ્રયાસમાં તે વિઘ્નરૂપ નીવડે છે.

કાયદાનો સવિનય ભંગ એ શસ્ત્રનું સ્વરૂપ ઘણાખરા બરાબર સમજ્યા નથી. તેનો ઉદ્દેશ સરકારને સજા કરવાનો નથી હોતો પણ અન્યાય સહન કરવા કરતાં જાતે જુલમ સહન કરી જાલિમની ધાર્મિક વૃત્તિ જાગૃત કરવાનો તે ઉપાય છે.

સવિનય ભંગમાં બીક બતાવવાપણું નથી હોતું પણ નિશ્ચય બતાવવાનો હોય છે. જ્યારે જ્યારે ગાંધીજીએ સવિનય ભંગનો પ્રજાને ઉપદેશ કર્યો છે ત્યારે ત્યારે દેશમાં તોફાન જાગ્યા છે. એમાં સરકારનો હાથ હતો, એમ કેટલાક ભલે માને, પણ આપણા લોકોમાં પણ સજા કરવાની વૃત્તિ, વેર લેવાની વૃત્તિ જાગી હતી એમાં કશો સંદેહ નથી. એ વૃત્તિ આપણે કાઢી નાખીએ, અક્રોધથી ક્રોધને જીતવાનો આપણે નિશ્ચય કરીએ ત્યારે જ આપણા પ્રયત્નો પર ઈશ્વરનો આશીર્વાદ ઉતરશે અને ત્યારે જ હિન્દુસ્તાન જેવા દેશને સ્વરાજ્ય મળશે.

૨

ગમે તે માણસ કાયદાનો ભંગ કરી શકે છે. જે માણસ કાયદાના સાણસામાં ન આવવા જેટલો ધૂર્ત હોય અથવા કાયદાના ભંગથી આવતી સજા વિષે બેપરવા હોય તે કાયદાનો ભંગ કરી શકે જ છે. પણ આવો કાયદાનો ભંગ સવિનય ન ગણાય અને એનો સ્વરાજ્યપ્રાપ્તિમાં ઉપયોગ પણ ન થાય. એવો કાયદાનો ભંગ જો મોટા પાયા પર થાય તો અરાજક ઉભું થઈ જાય. પણ અરાજક એટલે સ્વરાજ્ય નથી. સ્વરાજ્યને માટે ઉપયોગી થાય તે માટે કાયદાના ભંગમાં સવિનયતા હોવી જોઈયે. તે સવિનયતા સામાન્ય રીતે સમાજ અને સમાજના નિયમો વિષે આદરભાવ હોય ત્યારે જ આવી શકે છે. જે કાયદાના ભંગથી સમાજમાં બગાડો પેસે છે અથવા સ્વચ્છન્દ કે તોફાનની વૃત્તિ જામે છે તે ભંગને આપણે સવિનય ભંગ ન જ કહી શકીયે.

સવિનય ભંગથી પ્રજામાં સ્વચ્છન્દ પોષાતો નથી, પણ પ્રજાની ધર્મબુદ્ધિ જાગૃત થાય છે. જે ઈશ્વરના કાયદાને સંપૂર્ણ રીતે માન આપે છે, અને ખુદાનો ડર રાખીને ચાલે છે તે જ કાયદાનો ભંગ સવિનય રીતે કરી શકે છે. કાયદાનો સવિનય ભંગ સામાન્ય કાયદા કરતાં ઉચ્ચ ભૂમિકા ઉપર જઈને જ થઈ શકે છે. જે પોતે પવિત્ર હોય તે જ બીજાને સુધારી શકે. માટે આત્મશુદ્ધિ વગર કાયદાનો સવિનય ભંગ ન જ આદરી શકાય.

આ આત્મશુદ્ધિના અનેક માર્ગો બારડોલીના કાર્યક્રમમાં બતાવેલા છે. તેમાં સૌથી વધારે મહત્ત્વ ખાદીના પ્રચારને છે. વગરપ્રયત્ને મળતો પરદેશી માલ જોઈ આપણે મોહમાં સપડાયા અને આપણે સ્વદેશીધર્મ સામે પાપ કર્યું. હિન્દુસ્તાનનાં અસંખ્ય રાષ્ટ્રીય પાપોમાં સ્વદેશીનો ભંગ અને બ્રહ્મચર્યનો અનાદર એ બે મોટામાં મોટાં પાપ છે. પરદેશી કાપડ લઇ આપણે આપણાં લાખો કરોડો ભાઇબહેનોને રોજગાર વિનાનાં કરી મુકયાં, દેશની મજૂરી અને દેશનાં કળાહુનરની આપણે અવગણના કરી. દરેક રાષ્ટ્રની સલામતીને

આધાર તેના સ્વાશ્રય અને પરસ્પરાશ્રય ઉપર છે. તેને બદલે જ્યારે પ્રજામાં નર્યો પરાશ્રય આવી જાય ત્યારે તે રાષ્ટ્ર શાસ્યું જ જાણવું. જે લોકોનાં કપડાં પરદેશથી આવે છે તે લોકો દેશનો વણકરવર્ગ જીવે છે કે મરણોન્મુખ છે એની દરકાર થોડી જ રાખવાના હતા? જે લોકોને રોટલો પરદેશી સરકાર પાસેથી મળી જાય છે તે સ્વદેશી સમાજની થોડી જ પરવા રાખે છે? જે માણસનું ગુજરાન બેંકમાંથી આવતા વ્યાજ ઉપર જ ચાલે છે તે સગાંવહાલાંનો ભાવ થોડો જ પૂછવાનો હતો?

માણસ જેટલો પરાવલંબી તેટલો સમાજદ્રોહી એ સાર્વભૌમ સિદ્ધાન્ત છે. જ્યાં સુધી આપણે પરદેશી કાપડ વાપરી કરોડો રૂપીયા પરદેશ મોકલીયે છીયે અને કરોડો દેશભાઈઓને ભૂખે મરવા દઈએ છીયે ત્યાં સુધી આપણે સ્થૂલ દૃષ્ટિએ પણ નિષ્પાપ નથી. પરદેશી કાપડ વાપરવામાં આપણે ગરીબ દેશભાઈઓની હિંસા કરીયે છીયે. આ રાષ્ટ્રવ્યાપી હિંસા જ્યારે બંધ થશે ત્યારે જ આપણે સ્વરાજ્યને માટે લાયક થઈ જઈશું.

હિન્દુસ્તાનની મીલોનું કાપડ વાપરવાથી દેશના કરોડો રૂપીયા જે આજે પરદેશી મૂડીવાળાઓના હાથમાં જાય છે તે જ આવતી કાલે દેશના પાંચ પચાસ મૂડીવાળાઓના હાથમાં જાય એ સાચું છે, પણ તેથી કરોડો લોકોની થતી હિંસા નથી જ અટકતી. તે પૈસાનો ઉપયોગ ગરીબ હિન્દુસ્તાનના કલ્યાણ અર્થે ભાગ્યે જ થાય છે. વરસાદનું પાણી જેમ ટીપું ટીપું કરીને બધે ફેલાય છે અને વનસ્પતિસૃષ્ટિને પોષે છે તેમ જ્યારે રેંટીયા દ્વારા દેશઆખામાં ઘરદીઠ પાંચ દસ આનાની કમાણી કે બચત થઈ જશે ત્યારે જ આખું રાષ્ટ્ર સમૃદ્ધ થશે, અને આ જ રીતે દરેક માણસમાં અન્યાય સામે લડવાનું કૌવત સંચરશે.

આજ લગીનો અનુભવ એવો છે કે ધનિક લોકો નિર્ધનોને ચૂસી લઈ મોજમાં રહે છે. આવી દશામાં નિર્ધન લોકો ધનિકો સાથે મળીને સ્વરાજ્ય મેળવવાનો પ્રયત્ન કરતા અચકાય એમાં નવાઈ શી? પણ જ્યારે બધા લોકો ખાદી પહેરતા થઈ જશે ત્યારે ધનિકોમાં ધનનો લોભ ઓછો થયો છે અને ગરીબોની દાઝનો તેમના હૃદયમાં અરુણોદય થયો છે એ વાતની ગરીબોને ખાતરી થશે. સ્વરાજ્ય મેળવવા ઇચ્છતી પ્રજાએ હજારો દેશસેવકો અને કાર્યકર્તાઓને ભેગા કરી તેમને એકસૂત્ર કરવાની જરૂર છે. ગ્રામવર્ગ અને શિષ્ટવર્ગ વચ્ચે વિચાર અને મદદની આપલે થાય, બન્ને એકબીજાનું હૃદય જાણે, અણીને પ્રસંગે એકબીજાની મદદે ધાય એ અત્યન્ત જરૂરનું છે. આ હેતુની સિદ્ધિને અર્થે ખાદીપ્રચાર જેવો નિર્દોષ અને વ્યાપક ધંધો હિન્દુસ્તાન દેશમાં બીજો નથી.

આ બધા ખાદીના વ્યાવહારિક અને મહત્ત્વના લાભ છે. ભાવનાઓમ પરિવર્તન કરવાની ખાદીની શક્તિ કંઈ ઓછી નથી. ખાદી પહેરનાર માણસમાં સાદાઈ અને કષ્ટ વેઠવાની હિંમત આવી જાય છે એ તો હું સૌ કોઈએ જોયું છે. ખાદી પહેરનાર હિન્દુ હો કે મુસલમાન, પારસી હે કે ખ્રિસ્તી, તેને વિષે એક જાતની એકતાની લાગણી આપોઆપ મનમ સ્ફુરે છે. ખાદી એ સ્વરાજ્યનો લેબાસ થઈ પડ્યો છે. આજે આમલોકોમ પણ ખાદીમાં ખાનદાની છે એ કલ્પના ઠસી ગઈ છે. રેલવેની મુસાફરીમ આપણે ઘણીવાર લોકોને બોલતા સાંભળીયે છીયે કે 'અરે, તમે તો ખાદ પહેરો છો અને છતાં આવું ખોટું કામ કરવા માગો છો ?' ખાદી એ આત્મશુદ્ધિની યાદગીરી છે, અહિંસાની સૂચક છે, નિર્ભયતાની પ્રેરક છે દેશદાઝની જનની છે, પાપનાશક ગંગા છે અને સ્વરાજ્યની ધ્વજા છે એ ખાદીનો પ્રચાર એટલે જ સ્વરાજ્યની તૈયારી. ખાદીપ્રચાર એટલે જ દેશની રક્તશુદ્ધિ. ખાદીપ્રચાર એટલે જ મહાત્માજીની જેલમાથી મુક્તિ અને એ જ ખાદીપ્રચાર એટલે સ્વરાજ્યપ્રાપ્તિ.

# ગુજરાતનો ત્યાગ

ગુજરાતનું તપ વધતું જાય છે, અને જેમ જેમ તે વધતું જાય છે તેમ તેમ સ્વરાજ્ય નજીક ને નજીક આવતું જાય છે. સ્વરાજ્યને માટે સર્વસ્વ અર્પણ કરનાર સુપુત્રોની સંખ્યા જેમ જેમ વધતી જાય તેમ તેમ સ્વરાજ્ય પાસે આવવું જ જોઈયે એ ઈશ્વરનો ઘરનો કાનૂન છે. એ કાનૂનમાં ફેર થાય જ નહિ. દરેક દેશમાં અને દરેક કાળમાં આમ જ થતું આવ્યું છે. માણુમે નિર્ભય થઈ કરેલો ત્યાગ દેશને જોતજોતામા ચડાવે છે.

પ્રજાને ચડાવનારી શક્તિ દાન કરતાંયે ત્યાગમાં વધારે છે. દાનમાં દયા હોય છે પણ વૈરાગ્ય નથી હોતો. દયા એ ધર્મનું મૂળ છે, પણ ત્યાગ તો મોક્ષનું—સ્વતન્ત્રતાનું પ્રત્યક્ષ સાધન છે. જે દેશમાં દાનધર્મ વધે છે તે દેશની પ્રજા સુખ પામે છે, પણ જે દેશમા ત્યાગ વધે છે ત્યાંની પ્રજા સુખ તો પામે જ છે પણ તે ઉપરાંત તેની અંદર તેજસ્વિતા પણ આવે છે.

ગુજરાત દયાધર્મને માટે—દાનધર્મને માટે પંકાયેલું છે જ. હવે ગુજરાતે આગળ વધીને વૈરાગ્યધર્મ—ત્યાગધર્મ કેળવવાનો વારો આવ્યો છે.

ત્યાગથી જીવનમાં એકઠાં થયેલાં પાપ ભસ્મ થઈ જાય છે. ત્યાગથી

કિંમત આવે છે. ત્યાગથી સમભાવ વધે છે અને તેથી જ ત્યાગ દ્વારા બધાં બંધનો તૂટી જાય છે. દાનમાં પરોપકારબુદ્ધિ છે. દાન દ્વારા દાન કરનારનો બોજ ઓછો થાય છે, પણ દાનથી ધનની આસક્તિ નષ્ટ નથી થતી. જેની પાસે ખૂબ સંપત્તિ એકઠી થાય છે તેના હાથમાં એક રીતે સમાજનું કલ્યાણ કરવાની શક્તિ આવી જાય છે, પણ બીજી રીતે એવા માણસમાંથી કેટલીકવાર લોકકલ્યાણ કરવાની ઈચ્છા જ મરી જાય છે. સંપત્તિ જ્યાં સુધી લોકકલ્યાણને કાજે વપરાય ત્યાં સુધી જ તે આશીર્વાદરૂપ છે, પણ જ્યારે તે લોકકલ્યાણની આડે આવે છે ત્યારે તે વિઘ્નરૂપ થઈ પડે છે અને ત્યારે તેનો ત્યાગ જ કરવો જોઈએ.

વંશપરંપરાથી પ્રાપ્ત થયેલી સંપત્તિમાં પ્રતિષ્ઠા હોય છે ખરી, પણ ઘણીવાર તેમાં તેટલી જ કાયરતા પણ જોવામાં આવે છે. ગમે તે રીતે એકઠી કરેલી સંપત્તિથી ઘણીવાર મનુષ્યનો આત્મા હણાય છે અને તેની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે. ત્યાગ એ જ એનું ઓસડ છે.

જ્યાં જુલમજબરદસ્તી ચાલતી હોય ત્યાં ધનવાન માણસ હમેશાં દબાયેલો રહે છે. પોતાની સંપત્તિનું રક્ષણ કરવા ખાતર તે ગમે તેવું અપમાન ગળી જવાને તૈયાર થાય છે. પણ જેની પાસે ખોવાને માટે કશું છે જ નહિ તે નિર્ભય હોવાથી આકરામાં આકરા જુલમો સામે પણ પોતાની ટેક સાચવી શકે છે. માટે જ એક અમેરિકન સાધુએ કહ્યું છે કે 'સરકાર ન્યાયી હોય ત્યાં પ્રજાને માટે નિર્ધન હોવું એ નામોશીભરેલું છે, પણ જ્યાં સરકાર અન્યાય ચલાવતી હોય ત્યાં ધનવાન હોવું તે જ નામોશીભરેલું છે.' સમાજમાં જ્યાં અન્યાય ચાલે છે ત્યાં દેશદાઝવાળા લોકો ધનવાન થઈ શકતા નથી અને જો મૂળથી જ ધનવાન હોય તો ટૂંક સમયમાં ગરીબ થઈ જાય છે.

આનો પ્રત્યક્ષ દાખલો આજે આપણને મળી રહ્યો છે. ભાઈશ્રી ગોપાળદાસ દેસાઈનું નામ આજે ગુજરાતમા મશહૂર છે. તેમના જેવા યા તેમનાથી પણ વધારે ધનવાન દરબારો ગુજરાતમાં ઘણાયે પડેલા છે, પણ લોકો શ્રી. ગોપાળદાસને જ ઓળખે છે. તેઓ પોતાના ગરાસથી નથી ઓળખાતા, પણ પોતાની દેશદાઝથી ઓળખાય છે. જે ઉત્સાહથી તેઓ ગોપરાસમાં પોતાની ખેડૂત રૈયત સાથે ભળે છે તે જ ઉત્સાહથી આજની આત્મશુદ્ધિની હીલચાલમાં તેઓ પ્રજા સાથે ભળ્યા છે.

લોકો સાથે ભળી તેઓ લોકપ્રિય તો થયા, પણ તે જ કારણસર સરકારને અકારા બન્યા. સરકાર સામાન્ય માણસને સજા કરે છે, પણ ધનવાન માણસની જોડે બીજો ઇલાજ જ અજમાવે છે. તેને ધનને વેચાયેલો જાણી ઘણીવાર ખાનગી ધમકી આપીને જ તેને મોળો પાડવાનો પ્રયત્ન તે

કરે છે. આ માન્યતાની ઘણે ઠેકાણે રામબાણ અસર થાય છે પણ જે માણસ પોતાનો આત્મા ખોઈ બેઠેલો નથી હોતો, જે સ્વાતન્ત્ર્યને ભોગે સંપત્તિ ભોગવવા નથી માગતો તેની ઉપર આવું સરકારી દમન શી અસર પાડે ?

દસાના દરબારશ્રી અસહકારમા ભાગ લે છે એ તેમનો પહેલો ગુન્હો, અને નામદાર ગવર્નર સાહેબ કાઠીયાવાડમા શિકાર કરવા ગયેલા ત્યારે તેમણે હાજર રહી કુર્નિશનો કર ન આપ્યો એ એમનો બીજો અપરાધ આ બે અપરાધને કારણે અંગ્રેજ સરકારે દરબારશ્રીના દસા અને સાકળી એ બે ગામ જપ્ત કર્યા છે સરકારની પાસે રોજ રહીને આ એક ધમકી બતાવવાનું સાધન હતુ તે હવે તેણે વાપરી નાખ્યુ છે. હવે ભાઈશ્રી ગોપાળદાસ હિન્દુસ્તાનના કોઈ પણ સામાન્ય માણસ જેટલા સ્વતન્ત્ર અને નિર્ભય થયા છે જ્યા આખુ હિન્દુસ્તાન જપ્ત થયુ છે ત્યા બે ગામ જપ્ત થયે દુખ ન માનવા જેટલા જ્વલંત દેશભક્ત શ્રી. ગોપાળદાસભાઈ જરૂર છે.

જાપાનમા જ્યારે નવજીવન સ્ફુર્યું અને પ્રજાકલ્યાણને અર્થે સ્વાર્થ ત્યાગ કરી જાપાનને આધુનિક પદ્ધતિએ બળવાન કરવાનુ નક્કી થયુ ત્યારે ત્યાના સૅમુરાઈ જાતના સરદાર લોકોએ સ્વેચ્છાપૂર્વક પોતાના હકો છોડી દીધા અને તેઓ સામાન્ય લોકોમા ભળ્યા. ઉચ્ચ કુળમા જન્મ લેવાથી મળતા હકો તેમણે છોડી દીધા, પણ ઉચ્ચ કુળની ખાનદાની તો તેમની પાસે જ રહી, એટલુ જ નહિ બલ્કે વધી જાપાનનું રશિયા સાથે યુદ્ધ થયુ ત્યારે સૅમુરાઈ સરદારોનુ ક્ષાત્રતેજ અને તેમની દેશભક્તિ ઝળકી ઉઠ્યા આજે હિન્દુસ્તાનમા પણ દેશદાઝવાળા લોકોને એવો હિસ્સો આપવાનો અવસર પ્રાપ્ત થયો છે જુલમગાર સત્તા જુલમની કમાલ કરે ત્યારે પણ તેજસ્વી હિન્દીઓ ટટાર ઉભા રહી કહે 'અમે ખુવાર થઈશુ પણ નમીશુ નહિ' દેશને માટે જ્યારે મગરૂબીના ઝુંબેશ ચલાવવી પડે છે ત્યારે નુકસાન કેટલુ થવાનું છે અને નફો કેટલો મળવાનો છે તેનો હિસાબ રાખવાનો નથી હોતો બાહ્ય ધનસંપત્તિ એ તો આજે છે અને કાલે નથી અને પુરુષાર્થ હશે તો આવતી કાલે જે હાથમાથી જવાનુ છે તે પરમ દિવસે જરૂર પાછુ મેળવી લઈશુ.

સંપત્તિનો ઉપયોગ ઘણા લોકો સુખી કરવાનો જ હોય છે કરોડો રૂપીઆ દાનમા આપી લોકોની ભીડ દૂર કરવી એના કરતા પ્રજા પર આવી પડેલી આપત્તિ સામે ઝુઝવામા આખી ને આખી સંપત્તિનો એકસામટો ત્યાગ કરી છૂટવામા વધારે સંગીન લોકસેવા રહેલી છે, કેમકે તેમા વીરતા છે, અને વીરતાનો ચેપ ફેલાય વ્યવહારની દૃષ્ટિએ મોટામા મોટો લાભ

છે. વીરતાથી કરેલા ત્યાગનાં પરિણામ કસુવાર આકરાં લાગે, પણ અન્તે ચક્રવૃદ્ધિ વ્યાજ સહિત તેનો બદલો મળી રહે જ એવો સનાતન સિદ્ધાન્ત છે. પણ બદલો મળો કે ન મળો, વીર કંઈ લાભહાનિનો વિચાર કરીને વીરતા દાખવતો નથી.

આજે દેશમાં જે જે માણસ ત્યાગની વીરતા બતાવે છે તે તે માણસ દેશની ખરી સેવા કરે છે, માટે તે વિશેષ ધન્યવાદને પાત્ર થાય છે.

રાજાઓનું પણ એમ જ છે, પુરુષાર્થ પાછળ લક્ષ્મી આપોઆપ આવે છે એ ભૂલી જઈ લક્ષ્મી સાચવવા પાછળ તેઓ પુરુષાર્થ ગુમાવી બેઠા છે, સમાજને દોરવાને બદલે સમાજને દબાવવામાં જ તેઓએ પોતાની શક્તિ વેડફી મારી છે. શ્રી. ગોપાળદાસભાઈ જેવા દરબારોની કદર થાય છે તેનું કારણ તેઓ પોતાનો સામાજિક દરજ્જો સમજી શક્યા છે અને સમાજના કલ્યાણમાં જ પોતાનું કલ્યાણ શોધે છે.

# ગુજરાતનો સ્વભાવ

'ગુજરાત વેપારપ્રધાન દેશ છે. પૈસા કમાવા અને પૈસા ગુમાવવા એટલું જ ગુજરાત જાણે છે. ગુજરાતને સહેલું અને સસ્તું જેટલું હોય તેટલું પ્રિય છે. શીખોના બલિદાનની અથવા મહારાષ્ટ્રની રાજકીય દૃષ્ટિની અને શૌર્યની ગુજરાત પાસેથી અપેક્ષા ન જ રખાય.

'બલિદાન તો શીખો જ કરે. શૌર્ય તો રજપૂતો જ દાખવે. મરે પણ છોડે નહિ એ ટેક મહારાષ્ટ્ર જ જાળવે; ગુજરાતના સ્વભાવમાં તે નથી. ગુજરાત પાસે ધન માગો; તે તે આપશે. ગુજરાતને તોફાન કે મારફાડ ન કરવાનું કહો; તે ખુશીથી સાંભળશે. એથી વધારેની આશા રાખવી ફોગટ છે.'

આવું કહેનાર કેટલાયે લોકો મને મળે છે. આ ઉદ્‌ગારો ખુદ ગુજરાતીઓના જ છે. આવા ઉદ્‌ગારો સાંભળી મને દુ:ખ થાય છે, પણ હું તે સ્વીકારવા તૈયાર નથી. મારા ગુજરાતી મિત્રો કહે છે, 'ગુજરાત વિષે અમે વધારે જાણીએ કે તમે?' મારા મિત્રો કરતાં ગુજરાતને હું વધારે ઓળખું છું એવો દાવો મારાથી કોઈ કાળે કરાય નહિ છતાં મને લાગે છે કે જેઓ ગુજરાતને વધારે ઓળખે છે તેઓ ગુજરાતને અન્યાય ન જ કરે એમ નથી. જંગલમાં જ ઉગેલું ઝાડ જંગલનો વિસ્તાર જાણતું નથી. તળાવમાં રહેતી માછલીઓ કમળ વિષે જેટલું જાણે છે તેનાં કરતાં જળ

બહાર રહેનાર પક્ષીઓ જ વધારે જાગે છે. તળાવમાં કાદવ હોય છે એ ખરું, પણ કાદવ એટલે કાંઇ તળાવ નહિ. તળાવની સાર્થકતા તેના કમળમાં હોય છે.

ગુજરાત વેપારપ્રધાન છે એમાં શક નથી. પણ એનો અર્થ એ નથી કે ગુજરાતમાં વાણિઆવૃત્તિ જ છે. કોઇ પણ જાતિ વિષે આપણે એમ ન કહી શકીએ કે તે અમુક ગુણ કેળવી ન જ શકે. મહાગષ્ટ્ર અને રજપૂતાના-ની વચ્ચે આવેલા દેશમાં શૌર્ય નથી એમ કહેવું એ અજ્ઞાનની ભાષા છે. વેપારમાં પણ શૌર્યની ઓછી જરૂર નથી હોતી.. હિંમત વગર, જોખમ ખેડ્યા વગર વેપાર થઇ જ ન શકે. જે માણસ લાખો રૂપીયા કમાઇ શકે અને લાખો રૂપીયા ગુમાવી શકે એની અંદર વીરતાના બધા અંશો છે જ. એવો માણસ જો રાજકીય ઝુંબેશમાં ન ઉતરતો હોય તો તેનું કારણ નેતાઓનો અભાવ નહિ, પણ વિશ્વાસવૃત્તિનો અભાવ હોય છે.

જે દેશ અથવા જાતિ સામે આપણે હમણાં લડીયે છીએ તે જાતિ પણ વેપારપ્રધાન છે. નેપોલિયન અંગ્રેજોને દુકાનદારોની પ્રજા કહીને ચીડવતો હતો. એ જ અંગ્રેજ રાષ્ટ્ર અનેક યુદ્ધોમાં ઉતર્યું છે અને દરેક વખતે એણે પોતાની ટેક જાળવી છે.

વેપારવૃત્તિ જ્યારે વધે છે ત્યારે શૌર્ય ઓછું થાય જ છે એમ નથી. વેપારવૃત્તિ વધે છે ત્યારે ધર્મ ક્ષીણ થઇ જાય છે ખરો. ગુજરાતીઓ ધર્મને વળગી રહેશે ત્યાં સુધી ગુજરાતમાં શૌર્ય, ત્યાગ અને તેજસ્વિતા રહેશે જ.

જે જાતિમાં મહાન ત્યાગીઓ થયા છે અને હજી પણ થાય છે તે જાતિ વીર્યવાન નથી એમ કેમ કહેવાય? કોઇ સોળેસોળ આની ગુજરાતી આવીને મને ઉલટું કહે તોપણ હું તે ન સ્વીકારૂં.

દરેક સમાજમાં પામર લોકો હોવાના જ. તેમને સહન કરી લીધે જ છુટકો. પણ કોઇ પણ જાતિની કિંમત તેના પામર લોકો પરથી નથી થતી; પણ તે જાતિના પ્રાણવાન લોકો કેટલે ઉંચે ચડી શકે છે, કેટલું ચારિત્ર્યબળ બતાવી શકે છે, ત્યાગનો કેટલો ઉત્કર્ષ કરી શકે છે તે ઉપર તે જાતિની પ્રતિષ્ઠા બંધાય છે; જેમ તળાવની શોભા તેના કાદવ પરથી નહિ પણ તેના કમળ ઉપરથી મપાય છે તેમ.

બંગાળના ઇતિહાસમાં મહાન યુદ્ધોનું નામ નથી. રજપૂત કે મરાઠા લોકોની પેઠે લડાયક જાતિઓ બંગાળમાં નથી. બંગાળીઓએ કોઇ કાળે ચીડાઇને બારે બળવો પણ કર્યો નથી. લૉર્ડ મૅકૉલેએ બંગાળને બીકણ બાયલાઓનું રાજ્ય કહ્યું હતું. બંગાળીબાબુ એ નામ બીજી કોમો માટે ગાળ જેવું લાગતું. પણ બંગભંગને પ્રસંગે બંગાળીઓનો આત્મા જાગૃત થયો.

બંગાળના જુવાન લોકોએ બંગાળ ઉપરનું કલંક ધોઈ નાખવાનો નિશ્ચય કર્યો. એવું કયું જોખમ છે કે જે બંગાળી તરુણોએ ખેડ્યું નથી? તેમણે માર ખાધો, તેઓ જેલ ગયા, ફાંસીએ ચડ્યા, વનવન રઝળ્યા, દેશપરદેશમાં તેઓએ કાવતરાં રચ્યાં, તેમાં સપડાઇ મૂઆ, જંગલમાં સાવજની પેઠે તેમનો શિકાર થયો, દેશાભિમાનના મદમાં તેમણે ખૂન કર્યાં, લૂંટફાટ કરી, સમાજની ઘૃણા તેઓએ વહોરી લીધી; પણ આખરે બાયલા–બીકણનું કલંક તો તેમણે ધોઈ જ નાખ્યું.

બંગભંગ કરવામાં સરકારે બંગાળનું જે અપમાન કર્યું હતું એના કરતાં ગાંધીજી જેવા નિષ્કલંક અને વિશ્વવન્દ્ય ગુજરાતીને જેલમાં પૂરી દઈ સરકારે હિન્દુસ્તાનનું અને ખાસ કરીને ગુજરાતનું ઓછું અપમાન નથી કર્યું. ગાંધીજીએ જેલ જતાં કહ્યું હતું કે 'મારા પકડાવાનું દુઃખ નહિ કરતા. હું જેલ ગયો એનો ઉત્સવ માનજો.' પણ એનો અર્થ એ નથી કે 'ગાંધીજી જેલ ગયા એ ઠીક થયું. અન્ત્યજોને અડવાનું કહેનાર અને ખાદી પહેરાવવાનો આગ્રહ રાખનાર હવે કોઈ રહ્યો નથી, માટે ચાલો નિશ્ચિન્ત થઇને હવે દીવાળી ઉજવીયે.'

ગાંધીજીનું જેલ જવું એ સાચે જ ઉત્સવનો પ્રસંગ છે, પણ તે સતીના ઉત્સવ જેવો છે. જ્યારે પતિવ્રતા સતી થાય છે ત્યારે લોકો ઉત્સવ કરે છે, પણ તે ઉત્સવમાં વારાંગનાનું નૃત્ય નથી થતું.

ગુજરાતમાં ગાંધીજી જેલ ગયા પછી પરદેશી કાપડની વપરાશ ચાલુ રહેવી એ સતીના ઉત્સવમાં વારાંગનાના નૃત્ય જેવું છે.

જે તેજ બંગબંગના નવજુવાનો બતાવી શક્યા તે ગુજરાતના નવજુવાનો ન બતાવી શકે એમ કહેવું એ હિન્દુસ્તાન નિર્વીર્ય થઇ ગયું છે એમ કહેવા સમાન છે. શું ગુજરાતના નવજુવાનોને ધમ્મીકુંર એટલી બધી વ્હાલી થઇ પડી છે કે તેઓ પોતાની જાતિનું કલંક અને અપમાન ધોઈ કાઢવા સ્વાર્થત્યાગ નહિ કરે?

બંગાળ જેવી ભૂલ આપણે નથી કરવાની. ગાંધીજીને છોડાવવા આપણે તો ગાંધીજીને પસંદ પડે એવે જ માર્ગે આપણું તેજ બતાવવાનું છે.

પુરુષાર્થ હોય તો ધન ગમે ત્યાંથી મળી શકે. અને ન મળે તોયે શું? ધન તો વીરના હાથમાં જ શોભે. આજે ગુજરાતનું નામ રાખીશું તો કાલે ધનના ઢગલા પગ તળે આવી પડશે. એકલા ગાંધીજીના પુરુષાર્થથી આખા હિન્દુસ્તાનમાં ક્રાન્તિ થઇ ત્યારે દેશમાં ધીમેધીમે પગપેસારો કરતી અશ્રદ્ધા ડાકણને દેશનિકાલ કરવાના પુરુષાર્થમાં આખું ગુજરાત મળીને કૃતાર્થ નહિ થાય?

અત્યાર સુધી ગુજરાતે કશું કર્યું નથી એમ નથી. ગુજરાતમાંથી ઘણા જેલ ગયા નથી, પણ જે ગયા છે તે સરસમાં સરસ કુંદન હતા. તેમની યાદ રાખવા પણ આપણે હવે જાગવું જોઇએ. અને જેઓ જેલ ગયા નથી પણ અવિશ્રાન્ત રચનાત્મક કાર્ય કરી રહ્યા છે તેમનું પુણ્ય કાંઇ ઓછું નથી. તેની આપણે કદર ન કરીએ તો દુનિયામાં સ્વાર્થત્યાગ કોણ કરશે? કર્મવીરોની અને ત્યાગવીરોની કદર તેમના ગુણગાનથી થવાની નથી, તેમની પરંપરા વર્ધમાન રાખવામાં જ તેમની સાચી કદર છે. ગાંધીજીની જય બોલનાર અને ગોપાળદાસને માનપત્ર આપનાર લોકોએ તેમ કરતાં દસ વાર વિચાર કરવો જોઇએ. વીરોની કદર વીરોએ જ કરવી જોઇએ. શાબાશ કહેવું સહેલું છે, પણ તેમ કહેવાની લાયકાત હોય ત્યારે જ મ્હોડામાં તે શબ્દ શોભે.

ગુજરાતમાં ત્યાગ છે કે નહિ, શૌર્ય છે કે નહિ તેનો નિર્ણય ચર્ચાથી થવાનો નથી. મહાત્માજીએ ગુજરાત પર જે વિશ્વાસ રાખ્યો છે, ગુજરાત પાસે જે અપેક્ષા રાખી છે તેને આપણે લાયક છીએ એમ બતાવવા આ જ મહિનામાં અઢી હજારની સ્વદેશી સેના ઉભી કરવાની છે. ગુજરાતનો ઇતિહાસ કહે છે કે ગુજરાત એ ભક્તવીરોનો દેશ છે. ભવિષ્યમાં પણ પ્રેમશૌર્યઅંકિત ભક્તવીરો ગુજરાતમાં પાકશે જ એમાં પણ સંદેહ નથી. સવાલ ફક્ત આજનો ને આપણો તેમનો જ છે.

આપણે ગુજરાતને દીપાવવાના છીએ કે લજવવાના? ગુજરાતના સ્વભાવનો દોષ કાઢતા ઘરમાં સંતાઇ રહીશું તો ગુર્જરી માતા લજ્જાથી શિર નીચું કરશે, અને ઇતિહાસ આજના જમાનાને ભૂલી જવાનો પ્રયત્ન કરશે.

વાત એ છે કે જેઓ પ્રત્યક્ષ કામ કરી રહ્યા છે તેઓ ગુજરાતનો સ્વભાવ કેવો છે એની ચર્ચા જ કરતા નથી; તેઓ નવીન ગુજરાતનો સ્વભાવ ઘડી રહ્યા છે. જેમને કશું કરવું નથી અથવા અશ્રદ્ધાને લીધે જેમના પગ ગળી ગયા છે તેઓ પૂર્વજોની ઉજ્જવળ કીર્તિને ભૂલી જઇ ગુજરાતના સ્વભાવમા જ શૌર્ય નથી એવું બોલી નાખે છે.

ગુજરાતનો સ્વભાવ ગુજરાતના નવજવાનો જેવો કરશે તેવો થવાનો છે.

# પુત્રધર્મ

ભારતમાતા વિપદ્ગ્રસ્ત છે, રોગમાં ઘેરાયેલી છે, અત્યન્ત ક્ષીણ થઇ છે. અનેક ઉપચાર કરી માતાના રોગનું નિવારણ કરવાનો પ્રયત્ન કરવો એ સુપુત્રનો ધર્મ છે.

માતાના અનેક પુત્રો મળીને જ્યારે તેની સેવા કરવા લાગે ત્યારે ઉપાયયોજનાના મતભેદ થવાનો સંભવ છે. એક જણને વધારે સૂઝ હોય, બીજાને ઓછી હોય, પણ બન્નેએ આટલું તો જાણવું જ જોઇએ કે સૂઝમાં ભલે ભેદ હોય છતા બધાની માતૃભક્તિ તો સરખી જ હોવી જોઇએ.

માતાનું શરીર એટલું બધું રોગગ્રસ્ત છે કે અનેક જાતના ઉપચારોની તેને જરૂર છે. દરેક પુત્ર પોતાની આવડત પ્રમાણે માતાની સેવા કરી શકે છે. કેટલીક વખતે અજ્ઞાનને લીધે પુત્રો પરસ્પરવિરોધી ઉપચારો કરે એવો સંભવ રહે છે. છતા તેવે પ્રસંગે પણ પુત્રો આપસમા લડે તો નહિ જ; એકબીજાને સમજાવે. પુત્રો જો એકબીજાને વખોડે અથવા ગાળ ગાળી કરે તો માતાના હૃદય ઉપર મરમનો ઘા થાય. ઉપચારમા ભૂલ થશે તો માનુ શારીરિક કષ્ટ જ વધશે. પણ પુત્રો જો આપસમા દ્વેષભાવ રાખશે તો માતાને મરણપ્રાય માનસિક ક્લેશ થશે માતાને જીવવુ પણ અકારૂં થઇ ગયુ હોય તે દશામા માતાનો જીવ ન બાળતા તેના હૃદયનો સન્તોષ સાચવવો એ પુત્રોનુ-પ્રથમ કર્તવ્ય છે

આજે ભારતવર્ષમા અનેક પક્ષો પડ્યા છે. દરેકની વૃત્તિ જુદી, દરેકના વિચાર જુદા આસામપ્રજાએ તેમાથી એકનો વિચાર ગ્રહણ કર્યો છે, હજી બળપૂર્વક ગ્રહણ કર્યો નથી, પણ શ્રદ્ધાપૂર્વક ગ્રહણ કર્યો છે એમા શક નથી.

કેટલાક આ વિચારમા ફેરફાર કરવા મથે છે, કેટલાક આ વિચારથી વિરુદ્ધ આચરણ કરતા છે. તેઓ નથી જાણતા કે તેમના પ્રયાસથી રાષ્ટ્રીય એકતા તૂટી જવાની અને રાષ્ટ્રીય સામર્થ્ય વિખેરાઇ જવાનુ. પણ એટલા માટે આપણે એમ ન કહી શકીએ કે તેઓ ઓછા માતૃભક્ત છે. આપણે તેમની નિન્દા બિલકુલ ન કરીએ. આપણે બધા એક જ વહાણમા બેઠા છીએ વહાણને બચાવી શકીએ તો સૌ મળીને આપણે તે બચાવી લઇએ. આપણે પ્રયત્નના ધણી છીએ, ફળ ઇશ્વરને હાથ છે. વહાણ જો ડૂબી જવાનું હોય તો આટલુ તો સમાધાન મેળવીશુ જ કે આપણે ભાઈ ભાઈ પ્રેમથી રહ્યા અને જહાજને ન છોડતા એકબીજાને પ્રેમથી બાથમાં લઈ જહાજ સાથે મહાસાગરના વિશાળ ઉદરમા સૌ સાથે જ અલોપ થયા.

# સ્વાધ્યાય

છોકરાઓ જ્યારે સારા અક્ષર કાઢતા શીખે છે ત્યારે ઘણીવાર એમ બને છે કે છાપેલી આદર્શ લીટી જોઈને તેઓ પહેલી લીટી કાઢે છે અને પછી લખતા આદર્શ છોડી પોતાની જ પ્રથમ લીટી ધ્યાનમા રાખે છે ત્રીજી લીટી વખતે બીજી આદર્શનુ સ્થાન લે છે આમ ધીમેધીમે અજાણ્યે અક્ષરો બગડતા જાય છે.

આ અનુભવ સુલેખન વિષે જેટલો છે તેટલો જ જીવન વિષે પણ છે. જ્યારે આપણે વિચાર કરવા અને લાંબા અનુભવનુ તારણ કાઢવા બેસીએ છીએ ત્યારે કેટલાક સિદ્ધાન્ત આપણે ગળે ઉતરે છે અને આપણે તેમને પોતાના જીવનના સૂત્રો કરી નાખીએ છીએ છતા નિત્યવ્યવહારમા ધીમે ધીમે તે કટાઈ જાય છે, અને કેટલો કાટ ચડ્યો છે તે તરફ આપણુ ધ્યાન જતુ નથી દરેક પ્રાકૃત મનુષ્યનો આ અનુભવ છે. એનો ઉપાય એ છે કે નિત્ય વ્યવસાયમાથી રોજ અથવા નિયમિત વખતે આપણે આપણા જીવનસૂત્રોનુ સ્મરણ કરવુ જોઈએ. સ્મરણથી આપણે જીવનસૂત્રો પરનો કાટ ખખેરી શકીએ છીએ

જે છોકરો ગુરુએ બતાવેલી લીટી વારંવાર જુએ છે તેના જ અક્ષર સારા થવાનો સંભવ હોય છે તે જ પ્રમાણે પોતાના ધર્મતત્ત્વોનું જે માણસ નિત્ય પારાયણ કરે છે તે જ ધર્મચુસ્ત રહી શકે છે અને ચડી પણ શકે છે

આપણે અનેકવાર કેટલીક વસ્તુઓનો ત્યાગ કરીએ છીએ, પણ કાળે કરીને ત્યાગ કર્યો છે એ વાતને ભૂલી જઈએ છીએ.

બાહ્ય વસ્તુઓનો ત્યાગ કરવો સહેલો છે, પણ ભૂલોનો, પાપનો, એદ્રઆગમનો, વાસનાઓનો ત્યાગ કરવો તેટલો સહેલો નથી ત્યાગ કરવાની ક્રિયામા જ કેટલીકવાર ભોગ આવી જાય છે. એટલા માટે આત્મપરીક્ષણ અને તત્ત્વનુ પારાયણ કરવાનો વિધિ જ દરેક ધર્મમા રાખેલો છે. આનુ પારાયણ જ્યા સુધી જ્ઞાનપૂર્વક ચાલે છે ત્યા સુધી જ તે ધર્મ શુદ્ધ રહે છે અને આપણી માન્યતાઓમા કંઈ પણ ભૂલ હોય તો તે સુધરવાનો સંભવ હોય છે.

આ વર્ષે સત્યાગ્રહાશ્રમમા ગાંધીજીની જયન્તિ ઉપર તેમણે લખેલા 'હિન્દ સ્વરાજ'નુ અનેક ભાષાઓમા પારાયણ કરવાનો કાર્યક્રમ કે વિધિ રાખવામા આવેલો. ત્રીસ વરસ ઉપર લખેલા આ સંવાદનુ મહત્ત્વ આજે પણ તેટલુ ને તેટલુ જ રહેલુ છે, કંઈક વધ્યુ છે.

મહાત્માજીની હિલચાલ પાર્લામેન્ટરી સ્વરાજ્ય મેળવવામા જેટલે દરજ્જે મદદગાર છે તેટલે દરજ્જે જ તે કેટલાક લોકોએ સ્વીકારી છે એ વાત સાચી છે, પણ કેટલાક લોકોએ તો તે ધર્મ સમજીને સ્વીકારી છે. આમપ્રજાએ તે ધર્મ સમજીને જ સ્વીકારી છે એમ માનવામા વાધો નથી. આવે પ્રસગે આમલોક પણ 'હિન્દ સ્વરાજ'નુ પારાયણ કરે, મનન કરે એ ઇચ્છવાજોગ છે. ગુજરાતમા આજે ઘણા સ્વયસેવકો અને દેશભક્તો ઠેર ઠેકાણે કામ કરી રહ્યા છે. ભાદ્રપદ વદ બારશથી બીજી અક્ટોબર સુધી જો તેઓ 'હિન્દ સ્વરાજ'નુ એકએક પ્રકરણ પ્રજાને વાચી સભળાવશે ને તેનો અર્થ કરી સમજાવશે તો મોટુ કાર્ય થયુ ગણાશે 'હિન્દ સ્વરાજ' જ્યારે લખાયુ ત્યારે ઘણાને માટે તેમા આપેલા વિચારો તદ્દન નવા હતા, ઘણા તે બરાબર સમજતા પણ ન હતા પણ છેલ્લા ત્રણ વર્ષની હિલચાલ આ ગાધીજીના લખાણો અને તેમનુ જીવન એ જ 'હિન્દ સ્વરાજ' ઉપરનું એક મહાભાષ્ય થઈ પડ્યુ છે અને તે લોકો આગળ ઉઘાડુ છે તેની દૃષ્ટિએ 'હિન્દ સ્વરાજ' સમજવુ સહેલુ થશે અને વધારે સ્પષ્ટ પણ થશે.

માત્ર આનુ પારાયણ સમજ્યા વગર ન જ થવુ જોઈએ અર્થશૂન્ય પારાયણમા કશુ પુણ્ય નથી 'હિન્દ સ્વરાજ' એ એક સપૂર્ણ રાષ્ટ્રીય ધર્મ-તત્ત્વ છે, પન્થ નથી, યુગધર્મ છે, ખાલી રાજનીતિ નથી

## ધર્મક્ષેત્ર અમૃતસર

આ ભારતવર્ષમા નવીન ધર્મનો ઉદય થયો છે, થઈ રહ્યો છે. આ ધર્મે અમૃતસરની પવિત્ર ભૂમિને પસદ કરી છે અહિસાધર્મ વીરધર્મ છે— મહાવીરધર્મ છે જે વીર હોય, જે શૂર હોય, જે નિર્ભય હોય તે જ આ ધર્મનુ તેજ ધારણ કરી શકે છે જેની અદર શૌર્ય છે તેની અદર જ ક્ષમા હોઈ શકે છે ગમે તેમ કરીને જીવવાની લાલસા જ્યા હોય ત્યા સાચી જીવદયા સ્ફુરે જ નહિ શૂર શીખો જ અહિસાધર્મનુ રહસ્ય જાણી શક્યા અને તેમણે જ તેને અમલમા મુકવાની હિમત બતાવી

અમૃતસરની પુણ્યભૂમિએ અનેકવાર સત્યાગ્રહના યુદ્ધો જોયેલા છે

જે સરોવર ઉપરથી તે પુણ્યભૂમિને અમૃતસરનું નામ મળ્યુ છે તેના જળ સાચે જ અમૃત સમા સ્વચ્છ અને નિર્મળ છે શીખ લોકો એની અંદર કપડા ધોતા નથી કે સાબુ દેતા નથી. અમૃતસરના દર્શનથી કેટલાયે

લોકોના મનનો મેલ ધોવાય જાય છે વચમ સુવર્ણમન્દિર અથવા દરબાર સાહેબ, આસપાસ સ્વચ્છ પાણી, સરોવરને કાંઠે હજારો બાંધેલા, અને યાત્રાળુઓની લાગની પરિક્રમા—એ દશ્ય આખા પંજાબમાં અદ્વિતીય છે પાસેના બે મિનારા અને આ સુંદરતાની પંક્તિમાં ગોધલાની પેઠે ઉભુ રહી એબ લગાડતું ક્લૉક ટાવર એ બધુ દશ્ય આજે સ્હેજે આપણું ધ્યાન ખેંચે છે.

પણ જે દિવસે અમૃતસરમાં પડેલવહેલો સત્યાગ્રહધર્મનો ઉદય થયો તે દિવસનું દશ્ય જુદું જ હતું ટોળાબંધ શીખો અમૃતસરમાં દર્શનને માટે જતા અને તે વખતની દિલ્હીની સામ્રાજ્યશક્તિ આ શ્રદ્ધાવાન શીખોનું દમન કરવા પોતાનું સર્વસ્વ ખરચતી તે વખતે અમૃતસરનુ પાણી સત્યાગ્રહી વીરોના લોહીથી લાલચોળ બની જતું શીખધર્મ એ અસલી સત્યાગ્રહ ધર્મ છે તેની પાછળ ગુરુ નાનકની ઇશ્વરભક્તિ અને ગુરુ તેગબહાદુરની સત્યનિષ્ઠા રહેલી છે તેગબહાદુર એટલે તલવા બહાદુર પણ તેગબહાદુર પોતે તલવારનું અભિમાન ધરાવતા ન હતા તેઓ કહેતા, 'સત્ય એ જ અમોઘ શસ્ત્ર છે' દિલ્હીના બાદશાહે જ્યારે તેમને પકડવાનો વિચાર કર્યો ત્યારે તેઓ પોતે જ દિલ્હી જઇ હાજર થયા અને સત્યના વીર્યથી મોતને ભેટયા

એ જ સત્યાગ્રહી શિષ્યોમાંથી કાળે કરીને કાળને પણ ડગાવે એવા શૂર સૈનિકો પેદા થયા સત્યાગ્રહ ક્ષાત્રવૃત્તિને મારી નાખશે અને લોકોને બાયલા બનાવશે એવી શંકા અસ્થાને છે અને શંકા કરનારની કાયરતા સૂચવે છે સત્યાગ્રહ એટલે નિર્ભયતા સત્યાગ્રહ એટલે ઉદારતા એ જ્યાં હોય ત્યાં જ વીર્ય સંભવે છે ક્રૂરતા, નિર્દયતા અથવા કુટિલતામાં ક્ષાત્રતેજ નથી અમૃતસરની પુરાતન પુણ્યભૂમિએ ફરી સત્યાગ્રહનુ સેવન શરૂ કર્યું છે અમૃતસરની ભૂમિ પર ફરી ઇશ્વરભક્તોના લોહીનુ સિંચન થવા લાગ્યુ છે અમૃતસરની ધર્મભૂમિએ ફરી પોતાનુ સત્ય પ્રગટ કર્યું છે દમનનીતિ માણસના ખૂન કરી શકે છે પણ નિર્દોષ લોહી એ જ દરેક ધર્મનું ખાતર છે કતલ કરી હજી કોઇએ કોઈ જાતિનો નાશ કર્યો નથી અને ઇશ્વરભક્તોનો નાશ કરવાની શક્તિ તો કોઇ પણ દુન્યવી શસ્ત્રમાં નથી

અમૃતસરના ધર્મક્ષેત્રનો અમારા સહસ્ર વંદન હજો એ ભૂમિએ ભારતવર્ષના ક્ષાત્રતેજને જગાડી તેને ધાર્મિક ઓપ આપ્યો છે અને આજે પણ આપી રહી છે અમૃતસર એ જ આ યુગનુ રાષ્ટ્રીય તીર્થ અને ધર્મક્ષેત્ર છે અમૃતસરે સત્યાગ્રહધર્મને અમર કર્યો છે

# ફ્રેન્ચ શોધ

કિન્કેડ સાહેબ એક જજ છે, પણ ઇતિહાસલેખક અને સિન્ધ મહારાષ્ટ્રની લોકવાર્તાના સંગ્રાહક તરીકે તેઓ વધારે પરિચિત છે. હમણા હમણાં એક ફ્રેન્ચ વિદ્વાનને ખુશ કરવા તેમણે જે ભાષણ કરેલું તેમા તેમણે કહ્યું હતું કે ફ્રેન્ચ લોકોએ હિન્દુસ્તાનમાં આવીને એક મહાન શોધ કરી, જેને પ્રતાપે આજે હિન્દુસ્તાનમા અંગ્રેજોનું રાજ્ય ચાલી રહ્યું છે. તે શોધ છે 'નેટિવ સિપાઈ'.

ડુપ્લીએ જોયું કે હિન્દી લોકોને તાલીમ આપી ગોરા અમલદારોની નીચે રાખવામા આવે તો તેઓ બહુ જ સારા સૈનિકો બની શકે છે. આ સિદ્ધાન્તની મતલબ ઘણા દિવસ સુધી આપણે સમજ્યા જ નહિ. અકીકના પત્થર ભઠ્ઠીમા નાખી તપાવવાથી તેના રંગ ખુલી નીકળે છે એના જેવું આ તત્ત્વ હશે, એમ લોકો માનતા. હિન્દી લોકો શૂર છે પણ તેમને તાલીમ નથી, તે આપવાથી હિન્દીઓ સરસ સૈનિકો બને છે, એટલું જ લોકો સમજી શક્યા.

પણ ડુપ્લીનું કહેવુ એથી જુદું જ હતુ. લશ્કરી તાલીમથી માણસ લડવાને વધારે લાયક થાય છે એમા ભારે શોધ તે શાની? ગધેડાને ખરેરો કરવાથી તે ઘોડો બની જાય છે એવો કંઈ તે એક ચમત્કાર નથી. ડુપ્લીનું કહેવું એ હતુ કે નિયમિત પગાર આપો અને કવાયતથી હુકમ ઉઠાવવાની ટેવ પાડો તો ન્યાય-અન્યાય, ધર્મ-અધર્મ, સ્વકીય અને પરકીય એવો કશો ભેદ મનમા લાવ્યા વગર કેટલાક હિન્દી લોકો ગમે તેના સિપાઈ બની ગમે તેની સામે લડવા તૈયાર થઈ જાય છે. કોઈ ફ્રેન્ચ અથવા અંગ્રેજ આવી રીતે સ્વદેશવાસીઓ સામે લડવા તૈયાર ન થાય. હિન્દુસ્તાનની પ્રજા સુધરેલી હોવાથી તે પણ એ જ વૃત્તિની હશે એમ તેમણે પ્રથમ માનેલું, પણ ડુપ્લીએ શોધ કરી કે હિન્દુસ્તાનમા તેમ નથી હિન્દુસ્તાનના લોકોને સ્વદેશબાન્ધવો સામે લડાવી શકાય.

આનું કારણ આપણને જડવુ મુશ્કેલ નથી. આપણે બન્ધુપ્રેમ બહુ સંકુચિત કરી દીધો હતો કેટલીક ન્યાતોને આપણે અપમાનિત કરી હતી. ક્લાઈવની સેનામા અન્ત્યજો સૈનિક તરીકે કામ કરતા હતા એટલુ ધ્યાનમા રાખીએ એટલે બસ છે ૧૮૫૭મા યુક્ત પ્રાન્ત સામે શીખ લોકો લડ્યા હતા, અને શીખ લોકો સામે ગુરખાઓ લડી શકે છે એ ડુપ્લીની શોધ હતી

લૂણને વફાદાર રહેવુ એ એક આદર્શ છે, લોહીને વફાદાર રહેવું એ બીજો. ડુપ્લીએ શોધ કરી કે હિન્દુસ્તાનમા લોહી કરતા લૂણની કદર વધારે છે

શું વીસમી સદીમાં કોઈ ચતુર અમેજ એવી શોધ કરનારા નીકળવાનો છે કે હિન્દી લોકો એમનાર લશ્કરમાં ભરતી થયા એટલે પોતાના નિ:શસ્ત્ર અને અહિંસાધર્મી સત્યાગ્રહી લોકો ઉપર પણ ગોળી ચલાવતા તેમને આનાકાની થશે નહિ? એવી શોધ થાય કે ન થાય, ગાંધીજીએ એક મોટી શોધ કરી છે, અને તે એ કે અનત્યાચારી અહિંસક સત્યાગ્રહી ઉપર છોડેલી ગોળી હત્યારાની ધર્મબુદ્ધિને જાગૃત કરે છે અને શયતાની રાજસત્તાને આશ્રયરહિત કરી દે છે.

# જાગો બહેનો, ભીડ પડી છે

બહેનો,

તમે જાણો છો કે પુરુષવર્ગ બનતા સુધી વ્યવહારનો બોજો તમારી ઉપર નાખતો નથી તમે ઘરની વ્યવસ્થામાં પરોવાયેલા રહો છો સગાંવહાલાં અને બાળબચ્ચાં એ જ તમારી દુનિયા બહારની દુનિયા તમારે માટે પ્રત્યક્ષ નથી જ્યારે કઠણ કાળ આવે છે ત્યારે જ લાચાર બની પુરુષવર્ગ તમારી પાસે આવી વસ્તુસ્થિતિનું તમને ભાન કરાવે છે

વેપારઉદ્યોગ ઠીક ચાલતો હોય ત્યાં સુધી વેપારી પોતાની સ્ત્રી સાથે પોતાના વેપારની વાતો કરતો જ નથી ઘરની વાતો ઘરમાં અને બહારની વાતો બહાર પણ જ્યારે દેવાળું નીકળવાનો પ્રસંગ આવે છે ત્યારે તે દીન બની બધી વાત ઘરમાં આવી કહી સંભળાવે છે અને અનેક વાર સ્ત્રીઓએ આવે પ્રસંગે દિલાસો અને મદદ આપી આવેલી ભીડ ટાળેલી પણ છે

આજે દેશમાં એવી જ દશા છે દેશમાં ભૂખમરો અસહ્ય થઈ ગયો છે કરોડો લોકોને એક વખતનું પણ પેટપૂરતું ખાવાનું મળતું નથી છતાં કરોડો રૂપિયા પરદેશ જાય છે દેશનો વણકરવર્ગ ટૂટી જવાની અણી પર આવ્યો છે આબરૂદાર ખેડૂત કુટુંબો પાયમાલ થતાં જાય છે અને તેઓ દાડિયા કે મીલમજૂર બને છે શીયળની રક્ષા થવી મુશ્કેલ બનતી જાય છે લોકો—ખાધેપીધે સુખી લોકો ગરીબોનો વિચાર સરખો નથી કરતા આટલો સ્વાર્થ ઈશ્વરને ત્યાં કેમ મંજૂર થાય? દેશમાં દયાધર્મનું દેવાળું નીકળ્યું છે આવી સ્થિતિમાં વહારે ધાવા કોને બોલાવીએ? ચોવીસે કલાક સ્વાર્થમાં રચ્યાપચ્યા પુરુષોના કાનમાં તો હમેશાં ડાટા મારેલા હોય છે ધર્મની વાત તેઓ સાંભળતા જ નથી અને જેઓએ તે વાત સાંભળી છે તેઓ

તો અર્પણ આપી બેઠા છે પણ એવાઓની સંખ્યા ઘણી નથી.

પુરુષો કહે છે, તમારી વાત સાચી છે, પણ તે માનીયે તો અમારાં બૈરાંછોકરાંને શું ખવરાવીયે?

શું સાચે જ ખવરાવવાની પંચાત હોય છે? ના. બિચારા પેટને તે કેટલું જોઈયે? પેટ તો ગેર ધાનથી ધરાય. તૃપ્તિ તો નથી ધની મોજશોખની લાલસાની. પેટને બહાને આપણે બધું કરવા તૈયાર થઈ છીએ ગમે તેવો અધર્મ પેટને નામે કરવામાં આવે છે.

તેમજ દરેક અધર્મ બૈરાંછોકરાંને નામે—તમારે નામે થાય છે. આ શું તમારું જેવુંતેવું અપમાન છે? એક માણસ ખોટી સાક્ષી પૂરવાનો ધંધો કરી ધન કમાતો અને પોતાની સ્ત્રીને ઘરેણાં પહેરાવતો. તે સ્ત્રીને તેની ખબર પડી કે તરત જ તેણે તમામ દરદાગીના અને મૂલ્યવાન કપડાં ઉતારી પતિની આગળ મૂકી દીધાં અને એક સાદું વસ્ત્ર પહેરી કહ્યું કે આમાં જ આબરૂ છે. હજારો લોકોની હાયથી મેળવેલું ધન હરામ છે

આજે પરદેશી કાપડથી આવતી શોભામાં ખાનદાની નથી પરદેશી કાપડના વેપારથી મળતું ધન દેશને ડૂબાવી મેળવેલું ધન છે. તેથી આપણું કલ્યાણ થવાનું નથી આટલું તમે ધ્યાનમાં લેશો તો પરદેશી કાપડ વિષેનો તમારો મોહ એકદમ ઉતરી જશે વિષયમાં ડૂબેલો પુરુષવર્ગ તમને સ્વદેશીની દીક્ષા આપતાં ડરે છે તે પોતાનો અધિકાર ખોઈ બેઠો છે હવે તમારે જ આ વાત સમજી જવી જોઈયે અને પોતાની મેળે સ્વદેશીની દીક્ષા લઈ પુરુષોને પણ સ્વદેશીના ઉપાસક બનાવવા જોઈયે

તમે અજ્ઞાન ભલે હો, પણ તમે પુરુષો જેટલા પડેલા નથી જ. તમે સોંઘા ઝગતા શીમળાને વધારે માન આપો છો અધર્મ દ્વારા પુરુષો તમારું સૌન્દર્ય વધારવાનો પ્રયત્ન કરે એમાં તમારું કેટલું અપમાન થાય છે એનો વિચાર કરો, અને કાંઈ નહિ તો સ્વમાનની ખાતર પણ ધર્મને વળગી શુદ્ધ ખાદી જ પહેરો

ખાદી પહેરવાનો નિશ્ચય કર્યા પછી રેંટીયો કાંતવો તમને અઘરો નહિ જ લાગે મોટી રાણીને પણ શોભે એવો તે ધંધો છે વાર્તામાં આવે છે કે રાજાની રાણી સોનાને રેંટીયે સૂતર કાંતે સુન્દર પૂણીઓમાંથી દૂધની ધાર જેવું ઝીણું સૂતર કાંતવામાં આનન્દ અને વિસામો ઓછો નથી તમે મન પર એ વાત લો એટલી જ વાર છે.

# ભાવનાની તીજોરી

સ્ત્રીહૃદય એ રાષ્ટ્રની તીજોરી છે. રાષ્ટ્રીય ભાવનાઓનો અને આકાંક્ષાઓનો જ્યાં સુધી સ્ત્રીઓ તરફથી સ્વીકાર ન થાય ત્યાં સુધી તે સુરક્ષિત નથી એમ કહીએ તો ચાલે. તીજોરીમાં કોઇ પણ વસ્તુ રાખવાનાં અગવડ પડે છે. દલીલોના હથોડાથી તે તીજોરી આપણે ખોલી શકતા નથી. શ્રદ્ધાની કુંચી જ ત્યાં કામ આવી શકે છે.

જ્યારે જ્યારે કોઇ પણ નવું તત્ત્વ સમાજમાં દાખલ થયું છે ત્યારે ત્યારે સ્ત્રીહૃદયમાં ભારે ક્રાન્તિ થઇ છે. ગૌરક્ષાને માટે પુરુષો ભલે ગમે તેટલા લડયા હોય, પણ હળધર અને કુંકુમથી ગાયનું પૂજન કરી ગાયને હિન્દુ ધર્મ જેટલી જ સાત્ત્વિક બનાવવાનું માન સ્ત્રીઓને જ છે.

અહિંસાધર્મ સ્ત્રીઓએ જમાનાઓ પહેલાંથી સ્વીકાર્યો છે. ધર્મપાલનનો ઉત્સાહ અને પવિત્રતા જાળવવાના આગ્રહમાં તો સ્ત્રીઓ કોઇથી હારી જાય એમ નથી.

તેથી જ રાજદ્વારી હીલચાલમાં કશો રસ ન હોવા છતાં દરેક પ્રાન્તની સ્ત્રીઓ ગાંધીજીની પ્રવૃત્તિ સમજતી થઇ છે. પછી મુંબઇની અને પૂનાની મહિલાઓ જન્મોત્સવ નિમિત્તે ગાંધીજીનાં દર્શન માટે ઘેરાઇ ગઇ તેમા નવાઈ શી ? સ્ત્રીહૃદયની લાગણીની કદર કરવા જેટલી સભ્યતા કેળવતાં સરકારોને હજી વાર છે. પણ અહિંસાધર્મનો અને ગરીબોની દાઝના ધર્મનો ફેલાવ કરતા સ્ત્રીઓને બહુ વાર ન જ લાગે.

ગૌરક્ષામા હિન્દુસ્તાનની સ્ત્રીઓએ જેમ એકવાર ભારે મહેનત કરી હતી તેમ અન્ત્યજોદ્ધાર અને ખાદીપ્રચારનું કામ જો હિન્દુસ્તાનની મહિલાઓ પોતાનું જ કરે તો હિન્દુસ્તાનમાં ધર્મનો પુનરુદ્ધાર થતા બહુ વાર ન લાગે. અને સ્ત્રીઓ, જો આટલું કામ કરે તો તેમણે જ હિન્દુસ્તાનને સ્વરાજ્ય અપાવ્યું એમ કહેવાય.

# સ્ત્રીઓની તક

દાક્તર લોકો કહે છે કે જ્યા સુધી શરીરમાં હૃદય સાજું છે ત્યા સુધી બીજા ગમે તેટલા વ્યાધિ હોય તોપણ માણસ ચલાવી શકે, પણ હૃદય જો એક ઘડીને માટે પણ કામ કરવાની ના પાડે તો શરીર ટકી જ ન શકે.

શરીરમાં જે સ્થાન હૃદયનું છે તે જ સ્થાન સમાજશરીરમાં સ્ત્રીઓનું છે. સ્ત્રીઓએ જ્યાં સુધી યુગધર્મ ઓળખ્યો નથી ત્યાં સુધી સમાજ આગળ વધવાનો નથી.

આપણી સમાજરચના જ એવી છે કે કોઈ પણ નવી વસ્તુ સ્ત્રીઓ સુધી ઝટ પહોંચતી નથી. એક રીતે એ ઠીક છે, કેમકે તેમાં જ સમાજની સલામતી રહે છે. સ્ત્રીઓને લીધે જ અમુક જાતની સ્થિરતા આપણા કૌટુમ્બિક તેમજ સામાજિક જીવનમાં આપણે જાળવી શક્યા છીએ. પણ સમાજને માટે એટલી સ્થિરતા બસ નથી. પાણી સ્થિર રહે ત્યારે બગડી જાય છે, હવા સ્થિર રહે છે ત્યારે ગંધાય છે, અને સમાજ પણ જ્યારે આગળ વધવાની ના પાડે છે ત્યારે સડે છે. આપણી હીલચાલ સામાન્ય રીતે છાપાંઓ અને ભાષણો દ્વારા જ ચાલે છે, અને આ બન્ને સાધનો દેશની લાખો ને કરોડો સ્ત્રીઓ સુધી પહોંચતાં નથી. છાપાંઓ તો ભણેલા લોકોને માટે જ હોય છે અને ભાષણો એ એક શહેરી વસ્તુ છે. જૂના વખતમાં મન્દિરો મારફત લોકશિક્ષણનું કામ થતું હતું. પુરાણીઓ અને માણભટો લોકોને ધાર્મિક અને વ્યાવહારિક ઉપદેશ આપતા, ફરતા સાધુઓ ઘેરઘેર જઈ ઉપદેશ કરતા; અને આ બધું મફ્ત અનાજને સાટે.

પણ તે જમાનો હવે રહ્યો નથી. મન્દિરો શેકેલા ચણાની પેઠે પોતાનું સ્વરૂપ બદલવાની ના પાડે છે. માણભટોએ નથી સાચવ્યું જૂનું ચતુર કે નથી તેઓ જોઈ શકતા નવી પરિસ્થિતિ. પુરાણીઓ અને સાધુઓ પોતાની નિઃસ્પૃહતાથી એક વખત સમાજને ગુરુસ્થાને હતા, હવે ઘણુંખરા સ્વમાન વગરના આશ્રિત બની ગયા છે. તેઓ શી સમાજસેવા કરી શકે?

જ્યાં સુધી ઘેરઘેર ઉપદેશ પહોંચાડવાની કંઈ પણ વ્યવસ્થા ન થાય ત્યાં સુધી સ્ત્રીઓમા જાગૃતિ ક્યાંથી આવે? ભણેલી સ્ત્રીઓ ધારે તો તેઓ સ્ત્રીજાગૃતિનું કામ સહેલાઈથી કરી શકે. પણ દુર્ભાગ્યે તેમનામા મુખ્ય ગૌણનું તારતમ્ય રહ્યું નથી. સમાજના સુધારાને માટે હજારો ફેરફાર કરવાની જરૂર છે, પણ રાષ્ટ્રીય આપત્તિ દૂર કરવા માટે આજે તુરત તેમણે શું કરવું જોઈએ તેનો તેઓ વિચાર કરતાં નથી. જ્યા સમાજને ખાવા પૂરતો રોટલો મળતો નથી ત્યા મસાલા અને મુખવાસની સગવડ કરવામાં વખત ગાળવો એ કેટલું વિચિત્ર છે!

સ્ત્રીઓએ સમાજનું નિરીક્ષણ કરવું જોઈએ અને સમાજને ટકાવવા માટે શા શા ઉપાયો યોજવા જોઈએ તેનો વિચાર કરવો જોઈએ. પુરુષોએ જ જ્યાં એ બાબતમાં અત્યાર સુધી ઢીલ કરી છે ત્યાં સ્ત્રીઓનો વાંક કેમ કાઢીએ? પણ જમાનો જ એવો આવ્યો છે કે રાષ્ટ્રીય આપત્તિ સામે લડવા

એકેએક વ્યક્તિએ તયાર થવું જોઇયે.

જે શ્રદ્ધાથી સ્ત્રીઓએ દયાધર્મ કેળવ્યો, જે શ્રદ્ધાથી તેમણે વૈષ્ણવધર્મ સ્વીકાર્યો, જે નિષ્ઠાથી તેમણે શીયળની રક્ષાને ખાતર પ્રાણ પણ છોડયા તેજ નિષ્ઠાથી તેમણે સ્વદેશીનું પાલન કરવું જોઇયે. પરદેશી કપડાં ખરીદવામાં સ્ત્રીઓના ભાગનો વિચાર કરતાં એમ જ કહેવું પડે છે કે દેશને માટે મરવા તૈયાર થયેલા લોકોને પરદેશી કપડાં સામે ધર્મયુદ્ધ પોકારવું પડે એ સ્ત્રીઓને માટે શોભતું નથી. બે મહિના સુધી ગુજરાતની ધર્મનિષ્ઠ સ્ત્રીઓ પરદેશી કાપડનો બહિષ્કાર કરવા માટે જો ઘેરઘેર જવાનું નક્કી કરે તો પછી વધારે પ્રયત્ન કરવો જ ન પડે. સ્ત્રીઓએ પરદેશી કાપડનો ત્યાગ કર્યો એટલે તેનો સમૂળગો નાશ થયો સમજવો.

સ્ત્રીઓની શ્રદ્ધા મન્દિરો પ્રત્યે ખાસ હોય છે. મન્દિરો પ્રયાસ કરે તો સ્ત્રીઓમાં જોતજોતમાં ફેરફાર થઈ જાય. અને જો સ્ત્રીઓ પ્રયત્ન કરે તો મન્દિરોમાં તેટલી શુદ્ધિ જોતજોતામાં જ થઈ જાય. પ્લેગ અને ઇન્ફ્લુએન્ઝાને લીધે લોકો શહેર છોડી ખુલ્લી હવામાં રહેતા શીખ્યા. પ્લેગ ન આવત તો ઘરને ચોંટી રહેનારા આપણા લોકો કોઇ કાળે શુદ્ધ હવાનું મહત્ત્વ સમજી જ ન શકત. તે જ પ્રમાણે આપણે સ્વદેશીધર્મ પાળ્યો નહિ એટલા માટે આપણા પર પારકું રાજ્ય આવી પડ્યું અને દેશમાં ભૂખમરાએ ઘર ઘાલ્યું. હવે તો લોકોએ ચેતવું જ જોઇયે. ઘેરઘેર જઈ સ્વદેશીનું મહત્ત્વ સમજાવવું જોઇયે. જાહેર ભાષણોમાં એક માણસ બોલીને હજારો લોકોને સમજાવી શકે છે એ વાત ખરી છે, પણ ત્યાં બોલનાર અને સાંભળનાર વચ્ચે ઝાઝો સંબન્ધ નથી હોતો. પણ ઓળખીતા લોકોને ઘેર જવામાં પરિચયનો સંબન્ધ પૂરો હોવાથી સારી અસર થાય છે, અને ડરાવ્યા વગર નૈતિક દબાણ મુકી શકાય છે. ઘેરઘેર જવાથી જ સ્ત્રીઓમાં જાગૃતિ થઈ શકે છે.

ન્યાતમાં પંચ અને મહાજન મારફતે આપણે હદ ઉપરાંતનું કામ લેવાનો પ્રયાસ કરેલો હોવાથી ન્યાતનાબહિષ્કારો દમ વગરના થઈ ગયા છે. પણ ન્યાતનું બંધન હજી ઢીલું થયું નથી. કોઇ પણ માણસ પોતાની જ ન્યાતના માણસને સમજાવવા જાય તો તે સહેલાઇથી સમજી શકે છે અને ન્યાતની અંદર જ્ઞાતિબન્ધુઓ પ્રેમથી એકબીજા પર ચોકી રાખી શકે છે. ન્યાતનું મહાજન ઘણીવાર સત્તાની રૂએ જ કામ લેવા માગે છે. સત્તા મારફતે હૃદયનો પલટો નહિ થાય. અને હૃદયનો પલટો નહિ થાય ત્યાં સુધી સ્વદેશીધર્મ સુરક્ષિત નથી.

હૃદયનો પલટો કરાવવો એ સ્ત્રીઓનું કામ છે. આજે મુખ્યત્વે

સ્ત્રીઓમાં કામ થવું જોઇયે. તેમ થશે ત્યારે સ્ત્રીઓ જ સ્વદેશીના સવાલનો ઉકેલ લાવશે.

# પ્રેમની કઠોરતા

સ્ત્રીપુરુષનું ઐક્ય બતાવવા સારૂ સ્ત્રીને પુરુષનું અર્ધું અંગ કહ્યું છે. સમાજને દોરવાની સ્ત્રીઓની શક્તિ જોઇને એ અર્ધને ઉત્તમ અર્ધનું પણ નામ મળેલું છે. સમાજમાં જો આ અરધો ભાગ જડ રહે તો સમાજને અર્ધાંગની વ્યથા થઈ છે એ જ એનો અર્થ થાય. પુરુષો સ્વદેશીધર્મની સ્થાપના કરવા માગે, પરદેશી સામે ઝુંબેશ ચલાવે અને સ્ત્રીઓ પરદેશી જ પહેર્યાં કરે તો સમાજ ખખળી જાય.

આપણે શત્રુ સામે પ્રાણાન્તિક યુદ્ધ ચલાવીયે અને આપણી સ્ત્રીઓ શત્રુને મદદ કરતી હોય એવી સ્થિતિ કોઈ કાળે ઇતિહાસમાં આપણે જોઇ છે? આજે તે હિન્દુસ્તાનમાં છે. પુરુષો શુદ્ધ ખાદી પહેરતા હોય અને સ્ત્રીઓ પરદેશીનો આગ્રહ રાખે એ દશ્ય જોઇને હિન્દુ સંસાર વિષે કોને આશા રહે? ગૃહસંસારમાં માદીકરા, ભાઈબહેન, પતિપત્ની, વગેરે સંબન્ધમાં જો નર્યો સ્વાર્થી મોહ ન હોય, કઈ પણ પ્રેમનો અંશ હોય, તો એકને સ્વદેશીધર્મને વળગતો જોઈ બીજાને પ્રેમની લાગણીને ખાતર પણ પરદેશીનો ત્યાગ કરવાનું સૂઝે.

સ્ત્રીઓ પ્રત્યે આપણે કોમળતા જરૂર ધારણ કરવી જોઇયે, સ્ત્રીઓની સ્વતન્ત્રતા આપણે છીનવી ન લઇયે, આપણે તેમને આદરભાવથી જોઇયે એ બધુ યોગ્ય છે અને જરૂરનું છે. પણ સ્ત્રીઓ દુર્બળ જ રહેવાની, સ્ત્રીઓ મોહ ઉપર જીત મેળવી જ ન શકે, સ્ત્રીઓને સમજાવવું એ અશક્ય વાત છે, એમ કહી તેમની ઉપેક્ષા કરવી અથવા તેમની દયા ખાવી એ તેમનું અપમાન કર્યા જેવું છે.

સ્ત્રીઓનો સ્વભાવ ભાવનામય હોય છે ધર્મપાલનમાં આપણા કરતાં તેઓ પછાત રહેશે એમ માનવાનું કશું જ કારણ નથી. આપણે સ્ત્રીઓને ધર્મ સમજાવવાનો પ્રયત્ન જરા કર્યો નથી. દબાણથી જેટલું કામ થઈ શકે તેટલું જ કરાવી લેવાને આપણે લલચાઇયે છીયે. વગરમહેનતે કુટુમ્બમાં નવા સંસ્કારો દાખલ થાય એમ આપણે ઇચ્છીયે છીયે: પણ તે દુરાશા છે. વગરમહેનતે તો ખરાબ વસ્તુઓ જ દાખલ થઈ શકે છે. દરેક

સારી વસ્તુ કષ્ટસાધ્ય હોય છે. ગૃહસંસાર સુધારવો હોય તો પોતે દુઃખી થવું પડશે અને બીજાને દુઃખી કરવા પણ પડશે. એકબીજાની નબળાઈને ઉત્તેજન આપીએ આપણે થોડા દિવસ મજામાં રહી શકીશું, પણ તેમાં પ્રેમનું ખૂન જ થવાનું. પ્રેમ પ્રસંગ પડ્યે કઠોર થઈ શકે છે, અથવા એમ કહીએ તોયે ચાલે કે જીવનમાં એકલા પ્રેમને જ કઠોર થવાનો હક છે.

જે લોકોએ વૈષ્ણવધર્મ ચલાવ્યો, મરજાદાઓ બાંધી દીધી તેમનામાં કઠોરતા ઓછી ન હતી. તે કઠોરતાને લીધે જ સમાજ આટલો શુદ્ધ, સંસ્કારી, અને રસિક થયો છે. શુદ્ધ જીવન ગાળવા માટે હિન્દી સ્ત્રીઓએ જેટલી કઠોરતા કેળવી છે તેટલી ભાગ્યે જ બીજો કોઈ વર્ગ કેળવી શકે. આજે સ્ત્રીઓ માનશે નહિ એમ માનવું એ આપણી દુર્બળતા સૂચવે છે. દમયન્તીને અર્ધું વસ્ત્ર આપતાં અને સીતાને વલ્કલ પહેરતાં એક ક્ષણનો પણ વિચાર કરવો પડ્યો ન હતો. સ્વદેશરક્ષણને અર્થે કાર્થેજની સ્ત્રીઓએ પોતાના વાળ પણ ઉતારી દીધા હતા. પુરુષોને મરણીઆ બનાવવા માટે તેમણે પોતાના વાળની પણછ બનાવી દીધી હતી. દેશ અને ધર્મના રક્ષણને અર્થે પોતાનું તેમજ સમાજનું સતીત્વ રાખવા ખાતર અત્યાર સુધી સ્ત્રીઓએ શું શું કર્યું નથી?

અશ્રદ્ધા છોડી અને ખોટી ખુશામત તજી દઈ આપણે સ્ત્રીઓની પ્રાર્થના કરવી જોઈએ કે ધર્મરક્ષણને અર્થે અમને મદદ કરો, અમને પ્રેરણા આપો; પરદેશી કાપડથી હિન્દમાતાની સ્વતન્ત્રતા ને આબરૂ લૂંટાય છે.

## નવું નાણું

યુરોપના સમાજસત્તાવાદીઓ ધનવાન લોકોની પ્રતિષ્ઠા સામે આટલા બધા કેમ છે એનો વિચાર ઘણીવાર મનમાં આવતો. ધનવાન લોકોમાં કેટલાક નિર્દય, સ્વાર્થી કે ખેપરવા હશે, પણ ધનવાન લોકોનો આખો વર્ગ કંઈ દુનિયાનો હતાર ન ગણાય એમ જ લાગતું હતું. પણ ગયા ગુરુવારે સ્વરાજ્યની કચેરીમાં સ્વયંસેવકોની તપાસ કરવા અમે બેઠા હતા ત્યારે આનો ખુલાસો મળી ગયો. ગાંધીજીએ જેલ જઈ ખાદીનો ઉપદેશ કર્યો. શ્રી. શંકરલાલ બૅંકર જેલમાં સૂતર કાંતે છે. શ્રી. દયાળજીભાઈ ખાદીનો ઉપદેશ કરતા, કરતા જેલ ગયા. સ્વામી આનન્દાનન્દે કોર્ટમાં ખાદીનો જ સન્દેશ આપ્યો.

ગુજરાતની જાહેર દોરવણી ગાંધીજીએ જેમના હાથમાં સોંપી દીધી તેઓ બધા ખાદીપ્રેમીઓ જ મળી પડ્યા છે શું વલ્લભભાઈ, શું અબ્બાસ સાહેબ, શું ડૉ. કાનુગા, શું આચાર્ય ગિદવાણી, શું કલ્યાણજીભાઈ, શું ડૉ. ચંદુલાલ બધા જ ખાદીના ભક્તો વધતા જ છે શ્રી મગનલાલભાઈ આજથી સત્યાગ્રહાશ્રમમાં તો ખાદીમાં તન્મય થયા છે, અને બીજા સેંકડો સ્વયંસેવકો આ હજારો ગરીબ લોકો દિનમગન એક ખાદીની જ ભાવના સાથે રહ્યા છે છતાં જમાનાઓથી ગામના પગે ગણાતા આવેલા લોકોમાંથી ગદ્દે એનામાં કેટલા દાખલ થયા છે? તેઓ તો પોતાના ઉદ્ધારના ગંભીર સાગરમાં એક બિન્દુ સરખુંયે આવવા દેતા નથી

સ્વરાજ્યની યોજનામાં આ ભાઈઓને એમની પ્રતિષ્ઠાને છાજે એવું સ્થાન જોઈએ છે સ્વરાજ્યને માટે યટોમ કરી મરી ફીટનાર ગરીબ તે તો ભક્તીઆ તેમને હક ચાલો હોય? તેઓ બળે ચડે, તેઓ ભવે આપભોગ આપે તેઓ અને નામનાની પણ વાસના ન રાખે તેમનો તેટલો જ હક સ્વરાજ્યમાં તેમને સ્થાન ન હોય, કેમકે તેમની પાસે ડહાપણ નથી, અને એથીયે વધારે તો તેમની પાસે પ્રતિષ્ઠા નથી પ્રતિષ્ઠા એ એક જાદુઈ બૂટી છે તેને બળે માણસ ગમે ત્યાં પહોંચી શકે. વિદ્વત્તા ન હોય, આપભોગ ન હોય તપશ્ચર્યા ન હોય તોપણ ચાલે, એકલી પ્રતિષ્ઠા બસ છે

જનતામાં નિર્વીર્ય પ્રતિષ્ઠાના ચળકાટથી અંજાઈ જવાની દાસવૃત્તિ જ્યાં સુધી હશે ત્યાં સુધી સમાજની સ્થિતિ આવી ને આવી જ રહેવાની એટલા માટે જ સમાજસત્તાવાદીઓ જૂની પ્રતિષ્ઠા સામે કશી માડવાળ વગર જંગ ચલાવી રહ્યા છે નવું રાજ્ય થાય એટલે રાજા જૂના સીક્કાઓ જોગા કરી ગાળી નાખી તેને પોતાની મુદ્રાથી અંકિત કરે છે. લેવડદેવડમાં જૂનું નાણું નહિ ચાલે, નવું નાણું જ વાપરવું જોઈએ એવા હુકમ કાઢે છે સ્વરાજ્યની આ હીલચાલમાં પણ પ્રતિષ્ઠાની જૂની કસોટી ફેંકી દેવી જોઈએ અને સ્વરાજ્યની દૃષ્ટિએ નવી પ્રતિષ્ઠા સ્થાપિત કરવી જોઈએ. લોકોના ઝગડાઓ પર ગુજરાન ચલાવનાર અને પરદેશી સત્તાને સમાજમાં દૃઢમૂલ કરનાર કલિયુગના ખાસ પ્રતિનિધિ એવા વકીલવર્ગની એક વખતે સમાજમાં ભારે પ્રતિષ્ઠા હતી દેશનું રાજકારણ એમના જ હાથમાં હતું મહાસભાએ તેમને આપભોગની નવી કસોટીએ ઉતરવાની તક આપી જેમણે તે સ્વીકારી તેમનો પોતાનો ઉદ્ધાર થયો અને તેઓ સ્વરાજ્યની સેવા કરવા સમર્થ બન્યા બાકીના બધાઓએ પોતાનું સ્વાભાવિક સ્થાન લઈ લીધું

ખાદી એ મહાસભાએ દેશ આગળ મુકેલી બીજી કસોટી છે. એને જે સ્વીકારે, એને જે વફાદાર રહે, એની જે સેવા કરે, એનો જ જે પુરસ્કાર

કરે તે સ્વરાજ્યની દુનિયામાં પ્રતિષ્ઠિત નાગરિક ગણાશે. તે જ સ્વરાજ્યની લડતમાં તેજસ્વી ગણાશે.

સ્વદેશી સૈનિકોએ તેમની એ નવી પ્રતિષ્ઠાનું ભાન રહેવું જોઈએ. તેમની એ નવી પ્રતિષ્ઠાને છાજે એવી ગંભીરતા અને ઉદારતા તેમણે કેળવવી જોઈએ. પ્રતિષ્ઠિત માણસને ચીડીઓ સ્વભાવ શોભે નહિ. તેમનામાં ટેક સાથે ક્ષમા પૂરેપૂરી હોવી જોઈએ. તેમનામાં સ્વમાનનું ભાન હોવું જોઈએ તેની સાથે બીજાના માનની પણ પૂરેપૂરી કાળજી હોવી જોઈએ. આવી રીતે તેઓ સેવા કરશે તો જોતજોતામાં તેઓ સમાજમાં પોતાનું સ્થાન મેળવશે. તેને માટે પ્રયાસ કરવો નહિ પડે. તેમની સેવા જ સરસ રીતે દીપી નીકળશે ને અસરકારક થશે.

## વ્હાલપનો હક

ચોકીની હીલચાલમાં ભાગ લેવાને માટે વિદ્યાર્થીઓને ખાસ આમંત્રણ હજી કરવામાં આવ્યું નથી. પણ ચોકીમાં દાખલ થયા વગર પણ તેઓ ઘણું કામ કરી શકે છે. દરેક વિદ્યાર્થી પોતાના ઘરનું એક વ્હાલું રત્ન હોય છે. માબાપ પોતાનાં છોકરાંને રાજી રાખવા માટે તેમની ગેરવાજબી હઠો પણ પૂરી કરે છે. એકબીજાને સન્તુષ્ટ રાખવા એ દરેક ધર્મનો મુખ્ય નિયમ છે. માણસ પોશાકની જે આટલી કાળજી રાખે છે તે પણ બીજાનો સન્તોષ અને આદર મેળવવા ખાતર. સમાજમાં જે વસ્તુ પ્રતિષ્ઠિત ગણાય છે તેને જ બધા સેવે છે.

છેલ્લાં વીસ ત્રીસ વરસનો મારો અનુભવ છે કે સમાજમાં કઈ વસ્તુ પ્રતિષ્ઠિત ગણવી અને કઈ વસ્તુ ન ગણવી એનો નિર્ણય પ્રૌઢ વિદ્યાર્થીઓ જ કરતા આવ્યા છે. કૉલેજમાં જઈ અંગ્રેજી કેળવણી લેતો વિદ્યાર્થી જે પોશાક પસંદ કરે તે જ સમાજમાં રૂઢ થતો આવ્યો છે. બોલવાચાલવાની જે ઢબ તે દાખલ કરે છે તેનું જ અનુકરણ સામાન્ય લોકો કરતા આવ્યા છે.

સામાજિક રીતરિવાજોનું નેતૃત્વ વિદ્યાર્થીઓને મળ્યું, પણ તેઓ પોતે સ્વતન્ત્ર નહોતા. વિલાયતી ઢબનું અનુકરણ કરવા તરફ જ મોટે ભાગે તેમનું વલણ હતું. હવે તેમનામાં ગંભીરતા આવી ગઈ છે. સ્વમાન જાળવવામાં જ પુરુષાર્થ રહેલો છે એ તેઓ સમજતા થયા છે. સ્વદેશનો રિવાજ, સ્વદેશી માન્યતાઓ, સ્વદેશના પોશાક અને રહેણીમાં કાવ્ય અને સુન્દરતા રહેલા છે

એની ઝાંખી તેમને થવા લાગી છે. ઘરમાં તેમજ સમાજમાં તેઓ નવી હજી ચાર કરી શકે છે. જો તેઓ ખાદીનો જ આગ્રહ રાખે તો ઘરમાં મા, બાપ, ભાઈ, બહેન, કોઈ પણ તેમને નારાજ ન કરે. જે બાળકે અથવા યુવાને પોતાની સુશીલતાથી ઘરનાં બધાંનું મન હરણ કર્યું છે તેની સત્તા અસાધારણ હોય છે. સુશીલ દીકરાને નારાજ કરવાની હિંમત કોઇનામાં નથી હોતી. પોતાની પસંદગી ઘરનાં માણસો પર લાદવી એ તેમનો વ્હાલપનો હક છે. જેની અંદર દેશનું હિત છે, ધર્મનું રક્ષણ છે, પૈસાની બચત છે, ગરીબોને મદદ છે, હાથકામની કારીગરી છે, ખાનદાનીની સુન્દરતા છે એવા પોશાકનો જો છોકરાઓ આગ્રહ રાખે તો જરૂર આખા કુટુમ્બમાં તેની અસર તાત્કાલિક થઈ જાય.

આ કાંઇ તાર્કિક સિદ્ધાન્ત નથી, પ્રત્યક્ષ અનુભવ છે. ૧૯૦૫–૦૭ની હીલચાલ દરમિયાન સ્વદેશીનું જે વાતાવરણ દેશમાં ફેલાયું હતું તેમાં અમે કેટલાયે વિદ્યાર્થીઓએ પોતપોતાનાં ઘરોમાંથી વિદેશી કાપડ સાફ કરી નાખ્યું હતું સરકારી અમલદારના છોકરાઓએ પણ પોતપોતાના ઘરમાં સ્વદેશી કાપડ અને સ્વદેશી ખાંડ દાખલ કર્યાં હતાં, અને કહેતાં આનન્દ થાય છે કે હજીએ તે ઘરોમાં દેશી જ વસ્તુઓ વપરાય છે. એકવાર સાફ થયેલું ઘર ઘણે ભાગે ફરી અપવિત્રતામાં બળતું નથી; માત્ર ઘરના એકાદ માણસે સ્વદેશી વિષે પ્રેમ અને આગ્રહ સાચવવો જોઇયે.

અમારી વિદ્યાર્થીદશાની સ્વદેશી વિશુદ્ધ નહોતી, છતાં તે અમારા ઘરમાં દાખલ કરતાં અમને પ્રયાસ પડ્યો નહોતો એમ તો નથી જ. પણ અમારામાં મીશનરી ઉત્સાહ હતો. જે વસ્તુ અમારે ગળે ઉતરી તે બધાને ગળે ઉતરવી જ જોઇયે એવો અમને આગ્રહ રહેતો. અમારો દરેક નિશ્ચય ચેપી હતો. અમારી ઉત્કટતા સામે કોઇના નિરુત્સાહ કે બેપરવાઇ ટકતાં નહોતાં. માબાપ અમારો ઉત્સાહ જોઈ અમને વશ થઇ જતાં. અમારી દલીલો તેમને ગળે ઉતરે કે ન ઉતરે તોપણ અમને નારાજ ન કરવા ખાતર પણ તેમને અમારા કહેવા પ્રમાણે ચાલવું પડતું. તેઓ એટલું તો સ્પષ્ટ જોઇ શકતાં હતાં કે અમારો સંકલ્પ શુભ છે, ધર્મ્ય છે અને દેશના કલ્યાણનો છે.

આજે વિદ્યાર્થીઓમાં જો ખાદી વિષે એ જ લગની લાગી જાય, પરદેશીની એટલી સૂગ ચડે અને જ્યાં પોતે રહેતા હોય ત્યાં આસપાસ પોતાનું જ વાતાવરણ ફેલાવવાની હોંશ હોય તો ચોરી કર્યા વગર તેઓ અમદાવાદનો મોટો ભાગ નિષ્પાપ અને નિર્મળ કરી શકે છે. આપણી ઉદાસીનતા એ જ પરદેશીનું બળ છે. જ્યાં જ્યાં આપણા પ્રેમનો પ્રભાવ પડી શકતો હોય ત્યાં ત્યાં આપણે સ્વદેશીનું વાતાવરણ ફેલાવવું જ જોઇયે.

સ્વદેશી વિષેનો આપણો પ્રેમ એટલો નિર્વીર્ય તો ન જ હોય કે આપણા વાતાવરણમા પણ પરદેશી કપડા માથું ઉચુ કરી મ્હાલી શકે ઇંગ્લંડ જુવાને જ્યા જાય ત્યા પોતાનું વાતાવરણ લઇને જ જવુ જોઇએ આને માટે અસહિષ્ણુતા કેળવવાની જરૂર નથી, ચીડવવાની જરૂર નથી હિંસક ટીકા કરવાની જરૂર નથી. માછલુ જેમ પાણીમા જ રહી શકે છે તેમ સ્વદેશીના વાતાવરણમા જ આપણે પ્રસન્ન રહી શકીએ એવો આપણો સ્વભાવ થઇ જવો જોઇએ.

## ચોકીના મદદગાર

મરકી એ એક સામાજિક આપત્તિ છે તેને દાબી દેવા માટે સમાજના બધા જ અંગોને તનતોડ મહેનત કરવાની હોય છે હું મારૂં ઘર સ્વચ્છ રાખુ એટલું જ બસ નથી. મરકીમાથી બચવુ હોય તો મારે મારા પાડોશીને પણ સ્વચ્છતાનું મહત્ત્વ સમજાવવુ જોઇયે બધા સાફ થાય તો જ હું સાફ થાઉં એમ કહે પણ ત્યા નહિ ચાલે મણસે પ્રથમ પોતે સાફ થવુ અને પછી બીજાઓને જેટલી રીતે જેટલુ સમજાવી શકાય તેટલું સમજાવવા મંડી પડવુ પાડોશીઓ ન માને તો જ્યા જ્યા પોતાનો હાથ પહોચી શકે ત્યા ત્યા સાફ કરવાનું કામ કર્યા કરવુ

પરદેશી કાપડની બદી કાઢવાનો પ્રયત્ન પણ આ જ જાતનો છે ચોકી એ છેલ્લો અને આકરો ઇલાજ છે. તેની સાથે બીજા બધા જ સૌમ્ય ઉપાયો પણ ચાલવા જોઇયે ફૂલ જ્યા હોય ત્યા જેમ પોતાની સુવાસ ફેલાવે છે તેમ સ્વરાજ્યના દરેક ઉપાસકે સ્વદેશીની સુવાસ ફેલાવવી જોઇયે

વિદ્યાર્થીઓએ પોતાના ઘરમા અને નિશાળમા, અખાડાઓમા તેમજ રમવાના મેદાન પર પરદેશીને ધુતકારી કાઢવુ જોઇએ, અવિનયથી નહિ પણ દૃઢતાથી સ્ત્રીઓએ પોતાના ઘરમા તેમજ સગા-વહાલાઓમા, સાસરામા તેમજ પીયરમા પરદેશી સામે બંડ ચલાવવુ જોઇએ ન્યાતભોજનમા કે જાનમા શુદ્ધ સ્વદેશીનો આગ્રહ રાખવો જોઇયે મન્દિરોમા પરદેશી કપડા પહેરીને જવુ એના જેવુ અનુચિત બીજુ કશુ હોઇ ન શકે મન્દિરોમા સાદાઇથી અને નમ્ર થઇને જવુ જોઇયે ભક્તિભાવથી પરમેશ્વરની પૂજા કરવા માટે મન્દિરો હોય છે, પોતાની શ્રીમન્તાઇનું પ્રદર્શન કરી બીજાના મનમા અદેખાઇ પેદા કરવા માટે નહિ મન્દિરોમા સર્વે ભક્તોની સમાનતા તરી

આવી રીતે પ્રજામંડળ પોતપોતાની શક્તિ . . . . . પ્રતિ પ્રમાણે ચોકીને મદદ કરવા તૈયાર થાય ત્યારે જ એ ચોકીનું કામ સહેલાઈથી પાર પડે. ચોકી કરનારની સંખ્યા કરતા ચોકીના મદદગારોની સંખ્યા હજારો ગણી હોવી જોઈયે

## નવલકથા કે જીવનકથા ?

આપણે જોઈયે છીયે કે ઘણીખરી નવલકથાઓ નાયક નાયિકાના લગ્ન થાય ત્યા સુધી જ ચાલે છે, કેમકે ત્યા સુધી જ ઉત્કંઠા અને ચમત્કૃતિ હોય છે. લગ્ન પછીનું જીવન સાદું પણ સમૃદ્ધ હોય છે. સાચો સંસાર આ પાછલી જીંદગીમા જ હોય છે. પણ નવલકથાકારોને તેમા રસ નથી પડતો. તેમને નવલ જોઈયે છીયે, જીવન નથી જોઈતું. તેથી જ નવલકથામા કલ્પના હોય છે, અને જીવનકથામા સત્ય હોય છે

આપણી રાષ્ટ્રીય હીલચાલમા કેટલાક લોકો ઉત્તેજનાની અપેક્ષા રાખે છે. જેમા ઉત્તેજના ન હોય એવું કામ તેમને નીરસ લાગે છે, પછી ભલે તેમા દેશનું ભારે કલ્યાણ રહેલુ હોય એક ઉત્તેજના બેસી જાય એટલે બીજી જોઈયે, ત્યારપછી ત્રીજી આવી રીતે ઉત્તેજનાની તરસ વધતી જ જાય છે, અને તે ન મળે એટલે માલુમ કામ છોડી નિરાશાવાદી બની બેસી જાય છે અથવા નાસ્તિક બની ગ્રામ્ય ઉત્તેજનાનું સેવન કરે છે શત્રુ સામે લડીને થાક્યા પછી પોતાની જીંદગી શરાબીમા ડૂબાડી દેનાર રાજાઓના દાખલાઓ ઇતિહાસમા મોજુદ છે ઉત્તેજનાને ખાતર રોજ નવી સ્ત્રી સાથે પરણનાર બાદશાહોની વાર્તાઓ પણ આપણે સાભળીયે છીયે

આવી ઉત્તેજનાથી ઘરસંસાર ચાલે નહિ, અને ઉત્તેજનાના રાજકારણ-થી સ્વરાજ્ય પણ મળે નહિ લગ્નમંડપમા સેંકડો લોકો ભેગા થાય છે, પણ સંસારનો બોજો તો વહુ અને વરને જ ઉપાડવાનો હોય છે તે જ પ્રમાણે જ્યા સુધી કૃત્રિમ ઉત્તેજનાનું રાજકારણ ચાલતું હોય ત્યા સુધી ઘણા લોકો નવરાશ મેળવીને પણ તેમા ભાગ લેનારા નીકળે છે, પણ પ્રત્યક્ષ કાર્ય તો સાચા દેશસેવકોને જ કરવાનું હોય છે

આવા પ્રત્યક્ષ કાર્યનો યુગ હવે બેઠો છે. સાચા દેશસેવકોનો પણ આજે કસોટીનો સમય છે નવલકથામાંથી આપણે જીવનકથામા ઉતર્યા છીયે. તેમા ઉત્તેજના ન હોય ઉત્તેજનાના જ ભૂખ્યા હવે પછી આપણી લડતમા શામેલ થવાના નથી દરેક લડતમા તેવા લોકોને હાજર જોવાને

ાખણી આંખો ટેવાઈ ગઈ છે. તેમની પરિચિત મુદ્રા સાથે નહિ જુએ ારે પ્રથમ પ્રથમ ઘણા લોકો અસ્વસ્થ થવાના. પણ આપણે હવે સમજવું ાઈએ કે લડત જેમ જેમ આગળ વધશે તેમ ચીવટથી કામ કરનારાઓ સાથે રહેવાના છે. છોકરાઓને જનોઈ આપતી વખતે વાજિંત્ર વગાડવા-ી પ્રથા આજ સુધી ચાલતી હોવાથી વાજિંત્ર વગર જનોઈ અપાય જ હિ એવી માન્યતા રૂઢ થઈ છે. વિચાર કરીએ તો જોઈ શકીએ કે બ્રહ્મ-ર્યની દીક્ષા અને વેદાધ્યયનના આરંભના કાળમાં વાજિંત્રની જરૂર ન ામ; એટલું જ નહિ પણ તે એક રીતે અસ્થાને પણ છે. આજની આપણી ીલચાલમાં હોહા કરનારાઓ નથી, પ્રત્યક્ષ કાર્ય કરનારાઓની સંખ્યા ાંખને ભરી દે એવડી મોટી નથી, એમાં કશું નુકસાન નથી. દૃઢતાપૂર્વક ાપણે કામ ચલાવીશું તો ધીમેધીમે, આસ્તેઆસ્તે કાર્ય કરનારાઓની ંખ્યા વધશે અને જે વધશે તે કાયમ ટકશે.

## મહાસભામાં વકીલવૃત્તિ

માનવી જીવન શ્રદ્ધા અને અશ્રદ્ધાનું એક વિચિત્ર મિશ્રણ છે. શ્રદ્ધા આદર્શની તરફ ખેંચે છે અને અશ્રદ્ધા બોજારૂપ થઈને નીચે ખેંચે છે. શ્રદ્ધાનો એક નિશ્ચિત આદર્શ હોય છે. અશ્રદ્ધાને માટે આદર્શ ક્યાંથી હોય? શ્રદ્ધામાં નિયમ હોઈ શકે છે અશ્રદ્ધામાં વ્યવસ્થાનું નામ નથી હોતું. અસહકારની લડત આત્મશ્રદ્ધાના પાયા પર રચાયેલી છે. સરકારની સાથે બિલકુલ સંબંધ રાખ્યા વિના આપણે દેશની શક્તિ એકત્રિત કરી શકીએ છીએ; અને આવી રીતે એકત્રિત થયેલી શ્રદ્ધાના બળથી બળવાન થયેલા દેશને દબાવવાનું સામર્થ્ય કોઈ પણ પાર્થિવ શક્તિ ધરાવતી નથી એ આ લડતની શ્રદ્ધા છે. જેમનામાં આ શ્રદ્ધા નથી અથવા ઓછી છે તેઓ અસહકારમાં જે બલિદાન અપાવાની જરૂર છે તે બલિદાન વ્યર્થ જવાના ભયથી બલિદાન આપતાં ડરે છે. સરકાર સાથે બથંબથ્થા કરવામાં જ આપણે રોકાઈ જઈશું તો પછી દેશસેવાને માટે જરા પણ શક્તિ બાકી નહિ રહે એટલું એમના ધ્યાનમાં નથી આવતું. રાષ્ટ્રીય શિક્ષણની હીલચાલ લોકમાન્ય તિલકે જ શરૂ કરી હતી. છેક શરૂઆતથી તેમણે જોયું હતું કે સરકારી કેળવણીમાં બુદ્ધિભ્રંશ કરનાર એક મદિરા છે, તેમાંથી આપણાં બાળબચ્ચાંને બચાવવાં એ આપણું પરમ કર્તવ્ય છે. સરકારી કેળવણીને તેમણે 'પૂતના' નામ આપ્યું હતું. તેમણે કેટલીયે વાર કહેલું કે 'સરકારી કેળવણી અને હિરણ્ય-

કવિપુની કેળવણી એક જ છે.' રાષ્ટ્રીય શિક્ષણથી જ લોકમાન્યે પોતાના દેશકાર્યનો આરંભ કર્યો હતો. ૧૯૦૦ની ચીવગાવમાં 'સમર્થ વિદ્યાલય' મારફતે દેશને તેમજ સ્વરાજ્યની ચળવળને સમર્થ કરવાની એમની ઇચ્છા હતી. દેશમા અત્યાચાર ડોળીને કરતા જ સરકારે અત્યાચાર દબાવવાને બહાને રાષ્ટ્રીય શિક્ષણ રૂપી વૃક્ષને છિન્નભિન્ન કરી નાખ્યું. પણ લોકમાન્યની પ્રથમ અને ઉત્તમ તપસ્યાનું ફળ એમ નાશ પામે એવું નહોતું. તેથી આજની ચીલચાલમાં પ્રજાએ રાષ્ટ્રીય શિક્ષણને એકદમ હાથમા લઇ લીધું સરકાર આજે એ વૃક્ષને ઉખાડી શકે એમ નથી. ત્યારે આપણે પોતે જ શું આપણી અશ્રદ્ધાથી એને ઉખાડી નાખીશું?

ગયા જમાનાના મહારાષ્ટ્રના રાજકારણમા બે અત્યન્ત તેજસ્વી વ્યક્તિઓ દૃષ્ટિએ પડે છે એક લોકમાન્ય તિલક અને બીજા નામદાર ગોખલે. ધારાસભાની અંદર જેટલુ કામ થઈ શકે એમ હતુ તેટલું નામદાર ગોખલેએ કર્યું, અને ધારાસભાની બહાર જેટલુ થઈ શકે એમ હતું તેટલુ લોકમાન્યે કર્યું. હવે ધારાસભાના દિવાનખાના જરા વિશાળ બન્યા છે એમા ખુરશી-ઓની સંખ્યા વધી છે. પહેલા કરતા વધારે કાળા લોકો એમા બેસી શકે છે છતા ત્યા સત્તા તો ગોરા લોકોના હાથમા જ છે. ધારાસભાઓમા ગોખલેની પરંપરાના લોકો આવીને બેસે તો એમા દેશનું હિત અહિત ગમે તેટલુ હોય તોપણ સુસંગતિ છે. લોકમાન્યની પરંપરા મહાસભા અને જનતામા કામ કરવાની છે લોકમાન્યની પાસે સ્વરાજ્યની ચોક્કસ યોજના માગવામા આવતી ત્યારે તેઓ કહેતા, 'સ્વરાજ્યને પાસે તો આવવા દો. પછી યોજના તૈયાર કરનારા સેંકડો માણસો મળી રહેશે.' સુધારાના દિવસોમા તેમણે એક યોજના સરકાર સમક્ષ રજૂ કરી હતી એ વાત સાચી છે. પણ સાથેસાથે તેઓ કહેતા હતા કે 'આપણી સાચી મુશ્કેલીઓ સ્વરાજ્ય મળ્યા પછી જ શરૂ થશે સ્વરાજ્ય મળ્યુ નથી ત્યા સુધી આપણામા એકમત રહી શકે છે સ્વરાજ્ય મળ્યા પછી સ્વરાજ્યનુ સ્વરૂપ નિશ્ચિત કરવામા મતભેદ જરૂર પડશે અને દેશભક્તોમા અનેક પક્ષો પડશે. તેથી જ્યા સુધી સ્વરાજ્ય મળ્યુ નથી ત્યા સુધી સ્વરાજ્યના સ્વરૂપનો ઝગડો ન ઉભો કરવો એમા જ શ્રેય છે.'

ધારાસભાનું પણ એવુ જ છે. સરકારને નિર્વીર્ય બનાવવા સારૂ અને રાષ્ટ્રની શક્તિ સગઠિત કરવા સારૂ ધારાસભાનો બહિષ્કાર આવશ્યક છે. અને આ બાબતમા સમસ્ત રાષ્ટ્રનો એકમત છે. ધારાસભામા પ્રવેશ કરવાનો અને ત્યા જઈને લડવાનો નિશ્ચય કરવામા આવશે તો તેમા અનન્ત શાખાઓ પેદા થશે અને રાષ્ટ્રીય દળમા અવ્યવસ્થા દાખલ થશે, સરકારને

આજે મળે છે તેના કરતાં વધારે ટેકો મળશે અને આ બે ત્રણ વરસતી ચીલચાલ માટીમાં મળી જશે. બૅરિસ્ટર સાવરકર પર મુકદ્દમો ચલાવવામાં આવ્યો ત્યારે તેમણે પોતે ફ્રાન્સમાં પકડાયા હોવાથી હાઈકોર્ટના અધિકારનો અસ્વીકાર કર્યો. તેમણે એવો વિચાર ન કર્યો કે હાઈકોર્ટમાં હું બચાવ નહિ કરું તો મને નુકસાન થશે. આપણે તો સરકારની સાથે અસહકાર કરવા પણ માગીએ છીએ અને સાથે ધારાસભામાં આપણો પક્ષ બળવાન થઈ જાય એમ પણ ઇચ્છીએ છીએ. આ બંને શી રીતે બની શકે? ધારાસભામાં નાલાયક લોકો જઈને બેસે છે એવી ફરિયાદ યોગ્ય નથી. ધારાસભામાં હાથ ઉંચો કરવાની વખતે લાયક નાલાયક સૌના મતની કિંમત ગણતરીમાં સરખી છે, પણ રાજનીતિમાં નાલાયક લોકોનો ટેકો કશા કામનો નથી એ સરકાર પણ સારી પેઠે જાણે છે. થોડા અનુભવથી આપણે જોઈ પણ લીધું છે કે સહકારમાં વિશ્વાસ રાખનાર લોકોની મદદથી સરકારને કશું આશ્વાસન મળતું નથી, પણ તેમનો વિરોધ સરકારને ખૂબ સાલે છે.

સાચી વાત એ છે કે જે લોકો હમેશાં અદાલતોમાં લડે છે તેમના મગજને વકીલી વૃત્તિનો રંગ લાગી જાય છે. એકપક્ષી ચુકાદાથી તેઓ બહુ ડરે છે. જે લોકોએ અદાલતને આખર સુધી શિરોધાર્ય ગણવાનું વ્રત જ લીધું છે, 'કોર્ટો હિ પરમા ગતિ.' એ જેનું સૂત્ર છે, તેમને માટે એક જ રસ્તો રહે છે. અદાલત જો કંઈ અનાચાર (કાનૂન વિરુદ્ધ કામ) કરે તો વકીલવર્ગ તેની સામે વાંધો રજૂ કરે છે અને છતાં અદાલતની સાથે સહકાર તો ચાલુ જ રાખે છે. એક અદાલતમાં ન્યાય ન મળે તો ઉપરની અદાલતમાં જાય છે ત્યાં ન મળે તો આગળ. એ લડાઈ તે આખર સુધી વાગ્યુદ્ધ જ રહે છે. એટલા માટે ન્યાયાધીશોની સાથે રાતદહાડો ઝગડનાર વકીલોને ન્યાયના મદદગાર કહે છે, અને સાચે જ ન્યાયાધીશની સાથે લડવામાં ન્યાયને મદદ જ થાય છે. એ જ પ્રમાણે ધારાસભામાં જઈને અધિકારીઓની સાથે લડવામાં પણ સરકારને મદદ જ થાય છે. વકીલોને ધારાશાસ્ત્રોમાં કાયદાનું એક અંગ (Limb of the Law) કહે છે. ધારાસભામાં જઈને લડનારા લોકો પણ એ રીતે સરકારના અંગરૂપ છે. સરકાર ધારાસભાનો બહિષ્કાર કરવાથી અપંગ થશે, ધારાસભામાં જઈને લડવાથી નહિ.

વકીલોએ દલીલબાજીથી દેશની સ્વરાજ્ય ચલાવવાની લાયકાત તો સિદ્ધ કરી છે, પણ હવે વાગ્યુદ્ધનું કામ રહ્યું નથી. હવે કર્મયુદ્ધના દિવસો આવ્યા છે. કેવૂરની પછી મેઝીની અને મેઝીની પછી ગેરીબાલ્ડી આવી શકે છે, પણ ગેરીબાલ્ડી કંઈ વકીલ કે ધારાસભાવીર ન હતો. નવો ગેરીબાલ્ડી

શસ્ત્ર ધારણ કરશે કે નિઃશસ્ત્ર રહેશે એ જુદી વાત છે. પરન્તુ એટલું તો જાણી જ લેવું જોઇયે કે ધારાસભાના દિવસો હવે રહ્યા નથી. વકીલો પ્રત્યે મને ઘૃણા નથી. 'જેસા જુગ તેસા જોગી.' પણ દેશસેવકોએ તેમજ પ્રજાએ હવે એટલું તો જાણી જ લેવું જોઇયે કે અસહકારની લડત વકીલવૃત્તિથી ચાલી શકવાની નથી. મહાસભાની નીતિમાં વકીલવૃત્તિ જો ફરીને દાખલ થશે તો તેમાં જ અસહકારનું મોત છે.

# ન્યાયનું નાટક

ગયા મંગળવારે કાકાસાહેબ કાલેલકર અને રામદાસભાઈના માનમાં ભજવેલો ખેલ બે જ કલાક ચાલ્યો હશે. મુખ્ય પાત્રોમાં રાવબહાદુર ગિરધરલાલ, મૅજિસ્ટ્રેટ અને પોલીસ સુપરિન્ટેન્ડન્ટ સાહેબ નોંધવાલાયક હતા. આરોપીઓ તો બધા જ. સૌએ પોતપોતાનો ભાગ પોતપોતાના રંગમાં સુન્દર રીતે ભજવ્યો. પ્રેક્ષકવર્ગ મોટો અને ઘણા જ ઉમંગમાં હતો. સૌનાં નામ તો ક્યાંથી આપી શકાય, પણ પૂજ્ય શ્રી કસ્તુરબા, પૂજ્ય શ્રી અનસૂયા બહેન અને શ્રી વલ્લભભાઈએ ગોઠી મંડળીની અંદર પણ છૂપા રહે તેમ ન હતું. આ ઉપરાંત આશ્રમની અને અમદાવાદની બીજી બહેનો અને કેટલાંક બાળકો અને મહાવિદ્યાલયના કાકાસાહેબના વિદ્યાર્થીઓ પણ હાજર હતા.

સમારંભ રાવબહાદુરની નાંદીથી શરૂ થયો. મૅજિસ્ટ્રેટસાહેબ આરોપીઓનો કેસ સાંભળવા પૂરેપૂરી સત્તા ધરાવે છે એમ ચોપડીઓને આધારે વિધિપૂર્વક, પણ અસ્પષ્ટ અવાજે અને ગુજરાતીશાહી રીતે તેમણે નિઃશંકપણે સિદ્ધ કરી બતાવ્યું. આ વિધિએ આરંભે જ પ્રેક્ષકોના ચિત્ત ચોર્યાં હશે. પછી મૅજિસ્ટ્રેટે મોટે અવાજે ખરું કામ શરૂ કર્યું. આરોપીઓના નામઠામ લખાતી વેળા રામદાસભાઈનો ખેડૂતનો ધંધો નોંધાતાં સૌને ગમ્મત પડી. કાકાસાહેબને સૌ શિક્ષક તરીકે જાણતું હતું જ. 'સમન્સમાં માગ્યા પ્રમાણે તમે આ લેખોની મૂળ નકલ લાવ્યા છો?' બન્નેએ જણાવ્યું કે અમે મૂળ નકલ રાખતા નથી. આ હકીકત અને બીજી આટલી જ મહત્ત્વની વિગતો નોંધવામાં આવી.

૧૨૪ અ કલમ ઉપર ખાસ પરિશ્રમપૂર્વક વિવેચન થયું. 'આટલી મહેનત લેવાની શી જરૂર છે, કોને માટે આ ભાષણ થાય છે?' એ સ્વાભાવિક સવાલ સૌના મનમા ઉઠી રહ્યો હતો. પણ અસહકારી કેસો હજી આ પ્રાન્તમા ઓછા જ થયા છે. કાનૂનવિધિની અસહકારીઓ દરકાર કરતા નથી એ ભાન થશે બધા કેસો સાદાઈથી આટોપાશે. દરમિયાન ગિરધરલાલભાઈના ભાષણને ધ્યાન આપીયે. રામદાસભાઈ અને કાકાસાહેબ જેવાઓની સામે રાજદ્રોહનો આરોપ સિદ્ધ કરવા તેમણે તિલક મહારાજનો કેસ ટાંકયો. તે વખતના ચીફ જજે કાઢેલા ઉદ્ગારો સંભળાવ્યા. મૅજિસ્ટ્રેટે નિષ્પક્ષપણે, ઠરેલ મગજે અને ઉદાર દૃષ્ટિથી 'લેખો વાચવા જોઈયે' એ કાયદાની ઉક્તિ સંભળાવી તે આ પ્રસંગને ખાસ લાગુ પાડવામા આવે એમ માગણી કરી. કાકાસાહેબના ભાષાલાલિત્ય અને લેખપદ્ધતિનો યોગ્ય ખ્યાલ રાખી તેમના લેખ ઉપર અભિપ્રાય બાધવામાં આવે એવી સૂચના કરી મૅજિસ્ટ્રેટ ડાહ્યા અને નિરભિમાની માણસની માફક બધો પાઠ શાન્તિથી અને ધ્યાનપૂર્વક ગ્રહણ કરતા હતા.

આ દરમિયાન 'કાયદાની બારીકી' મા જેઓ રસ લઇ શકતા હતા તેઓ ભાષણમાનો આનન્દ લઇ રહ્યા હતા, અને બીજા ઘણાખરા અધીરાઈથી અન્તની રાહ જોઇ રહ્યા હતા અથવા આરોપીઓના હસતા મુખ જોઈ હસ્યા કરી વખત ગાળી રહ્યા હતા. આરોપીઓ ઘણા દિવસની મજૂરી કર્યા પછી હવે તરત આરામ મળશે એવી આશામા નીરાત વાળી સમારંભનો લાભ લઈ રહ્યા હતા. રા. બા. સાહેબ બેઠા.પછી એક બીજો વિધિ થયો. કલેક્ટરના માણસને સાક્ષી તરીકે બોલાવી રામદાસભાઈને 'નવજીવન'ના તન્ત્રી, મુદ્રક અને પ્રકાશક સિદ્ધ કરવામા આવ્યા. ત્યારપછી એક મહત્ત્વના પાત્ર, મિ. હીલી સુપરિન્ટેન્ડન્ટ આવ્યા. તેઓ આખો વખત કોર્ટમા બેઠા બેઠા સૌની માફક આનન્દ લૂંટી રહ્યા હતા તેમણે સાક્ષી આપતા વ્યાખ્યાન કર્યું. મૅજીસ્ટ્રેટ તેને અનુલેખન પેઠે લખતા હતા, તેથી બહુ જ ધીમે રજૂ થયું. 'આ લેખોથી વફાદાર પ્રજા બેવફા થાય અને જાહેર અશાન્તિમા વધારો થાય' વગેરે વગેરે. 'રામદાસ ગાધી નવજીવનના નામના જ તન્ત્રી, મુદ્રક અને પ્રકાશક હોવાથી તેમનો કાબુ તે છાપા પર રહેલ નથી. આઠ માસ ઉપર તેમના ઉપર નવજીવનના તન્ત્રી, મુદ્રક અને પ્રકાશક થવાની ભારે જવાબદારી નાખવામા આવી હતી' આટલું કહેતા રામદાસભાઈ છેલ્લા ત્રણ ચાર મહિનામા કઇ કઇ તારીખે ક્યા ક્યા ગયા હતા એ વિગતવાર જણાવી, પોલીસખાતુ અસહકારીઓની આવજા સબન્ધી કેટલો ચોક્કસ હિસાબ રાખી રહ્યુ છે, એ બતાવ્યુ. 'રામદાસ ગાધીની ગેરહાજરીમા બધી જવાબદારી ત્ત્રિય બાલકૃષ્ણ કાલેલકરે જ ભોગવી છે, વગેરે વગેરે.'

આ પ્રમાણે સુપરિન્ટેન્ડન્ટનું બયાન પૂરું થયા પછી રાવબહાદુર સાહેબ ફરીથી ઉઠ્યા. તેમનું મહાભારત કામ તો હજી બાકી હતું. કાકાસાહેબના લેખો રાજદ્રોહી છે એ સિદ્ધ કરવા તેમણે ખૂબ કુશળતા દેખાડી એક ફકરો ગુજરાતીનો અને એક તેના અંગ્રેજી તરજુમાનો એમ વાંચતા જતા હતા. તેમનું વાચન મજાનું ચાલતું હતું જ્યાં તેમની દૃષ્ટિએ આકરો શબ્દ આવે ત્યાં 'સાહેબ, આ તરફ ધ્યાન આપજો,' અથવા 'આ, સાહેબ, ખાસ કરીને સખત શબ્દ છે' અથવા 'બહુ જ વાંધાભરેલું લખાણ' વગેરે ટિપ્પણી સાથે કાકાસાહેબના બધે લેખો સાંભળવાનો પ્રેક્ષકોને લાભ પ્રાપ્ત થયો.

આ પછી કાકાસાહેબે પોતાને જે કંઈ કહેવાપણું હતું તે લખેલું વાંચી સંભળાવ્યું:

'જે લેખો સામે ફરિયાદ થઈ છે તે મારા જ છે. મારા મિત્ર શ્રી રામદાસ ગાંધીની ગેરહાજરીને લીધે ઘણીખરી જવાબદારી મેં જ ભોગવી છે. મારે ચોખ્ખું કહી દેવું જોઈએ કે અત્યારની શાસનપ્રણાલિ સામે 'નારાજી' ફેલાવવી એ મારો ધર્મ છે. દિલગીરી એટલી જ કે મને સીધી રીતે રાજદ્રોહની જ કલમ લાગુ પાડવામાં નથી આવી. મારાથી જામીન ન જ અપાય.'

કાકાસાહેબને જવાબદારી પોતા પર લેતા જોઈ સરકારી વકીલે ઉતાવળે રામદાસભાઈનો વગરમાગ્યો બચાવ શરૂ કર્યો તે બચાવનું એક જ વાક્ય બસ થશે. 'જો શ્રી. રામદાસ ગાંધી અહીં તે વખતે હાજર હોત તો આ લેખોને ન કરત અને છપાવા નહિ દેત.' એ ગિરધરલાલ શેઠનો રામદાસભાઈ વિષે અભિપ્રાય! કોર્ટના લોકોને હસવું આવ્યું એમાં શી નવાઈ?

રામદાસભાઈએ કાકાસાહેબના કરતાં પણ ટૂંકું વિવેચન કર્યું.

'હું આ લેખો માટે પૂરેપૂરી જવાબદારી લઉં છું. રાજદ્રોહ વિષેના આરોપ વિષે મારા પરમસ્નેહીના જે શબ્દો શ્રવણ કરવાનો તમને લાભ થયો છે એમાં મારે ઉમેરવાપણું કંઈ જ નથી. હું જામીનગીરી નહિ આપી શકું.'

આદર્શ અસહકારીએ કોર્ટમાં શું કહેવું જોઈએ એ માટે કાકાસાહેબ અને રામદાસભાઈના કથનો ધ્યાનમાં લેવાલાયક છે. મૅજિસ્ટ્રેટે પોતે તે ઘણું જ પસંદ કર્યું એ દેખીતું છે

કેસનો નિરાશાજનક ભાગ આ વખતે આવ્યો. રા. બ. સાહેબે ઉઠી મૅજિસ્ટ્રેટને જણાવ્યું કે મુંબઈ સરકારના હુકમ પ્રમાણે રામદાસભાઈ ઉપરના આરોપ સંબંધી પોતે આગ્રહ રાખવા નથી ઇચ્છતા, અને તેમને ચેતવણી આપી છોડી મુકવા સૂચના કરી.

આ સાંભળતાં સહુ પોતપોતાના કારણોસર હસ્યા અને મૅજિસ્ટ્રેટ પોતે પણ હસવું દબાવી ન શક્યા. તેમને પણ રામદાસભાઈને માટે સહાનુભૂતિ હતી એ દેખીતું હતું, પણ સરકારની સૂચના એટલે હુકમ. રામદાસભાઈએ ચેતવણી સ્વીકારવાનો ઈનકાર કર્યો છતાં અને સરકારે તેમની સામે ફરીથી વહેલું કામ ચલાવવું પડે તે કરતાં આ વખતે જ નિકાલ કરવાની સૂચના આપ્યા છતાં તેમને છોડી મુક્યા અને કાકાસાહેબના લેખો તેમણે પોતે લખ્યા છે એ ખરું જોતાં સાબીત થયા વગર તેમને એક વર્ષની સાદી સજા કરી.

આ પ્રમાણે સમારંભ પૂરો થયો. કાકાસાહેબને ચારે બાજુથી અભિનન્દન અપાવા લાગ્યાં. કાઝીસાહેબ જેઓ હાજર હતાં તેમના અક્ષોભનું અહીં ઝાઝું નહિ લખું. તેમની તબીયત સારી ન હતી તે કાકાસાહેબના જેલ જવાની હકીકત સાંભળી સારી થઇ. તેઓ તેમને જેલ સુધી વળાવવા જઈ શક્યાં એટલો જ પુરાવો આપવો બસ થશે.

જેલ જતાં જતાંયે કાકાસાહેબે પોતાનો રાજદ્રોહ ફેલાવવાનો ધર્મ બજાવ્યો અને પોતાના શિષ્યોને સ્વયંસેવક બની જેલ આવી પહોંચવાનો સન્દેશો આપતા ગયા.

(નવજીવન તા. ૨૫-૨-૨૩)

# મારી કેફીયત

સરકારે અમારી પાસેથી સારી ચાલચલગતની પાંચસો પાંચસો રૂપીયાની જામીનગીરી એક વરસ માટે માગી છે.

ઈશ્વર આગળ તો દરેક માણસ ગુન્હેગાર છે. કોઇ છાતી ઠોકીને કહી ન શકે કે તેની ચાલચલગત નિર્દોષ છે. પણ સમાજ માણસની એટલી બધી આકરી કસોટી કરતો નથી. માણસની શક્તિ પ્રમાણે સારી ચાલચલગતના નિયમો સમાજે ઘડી કાઢ્યા છે, જેને આપણે નીતિ કે ધર્મ તરીકે ઓળખીયે છીયે. જ્યાં સુધી માણસ સામાજિક નીતિનો ભંગ કરતો નથી ત્યાં સુધી એની ચાલચલગત સારી ગણાય છે. જ્યારે માણસ સદાચાર છોડી દે છે ત્યારે સમાજ એની સામે પોતાનો અણગમો જાહેર કરે છે અને જરૂર જણાયે તેને સજા પણ કરે છે. આવી સજા કરવાની શક્તિ સમાજના હાથમાં હમેશાં રહેલી જ છે. પણ કાયદાથી જ દરેક કામ કરાવ-

અને કેળવેલા આધુનિક લોકો સામાજિક શક્તિ સરકારના હાથમાં સોંપી દે છે, એને પરિણામે સામાજિક નૈતિક કાબૂને ઠેકાણે કાયદાનું જંગલી તન્ત્ર અમલમાં આવે છે અને માણસજાતિ હળવે હળવે નીચે પડતી જાય છે.

અને જ્યાં સરકાર પરદેશી હોય, પ્રજાહિતની સામે થઈને પણ પોતાની શક્તિ ટકાવવાનો આગ્રહ ધરાવતી હોય ત્યાં તો કાયદો એ પ્રજાને દબાવવાનું એક મોટું એન્જિન બની જાય છે, એટલું જ નહિ પણ સારા અને નરસા એ બે શબ્દોનો અર્થ પણ ઊંધો થઈ જાય છે. અત્યન્ત નીચ કૃત્યને માટે પણ ઈલકાબો મળે છે, અને શુદ્ધ તથા પ્રામાણિક વર્તનને માટે જામીનગીરી માગવામાં આવે છે. આવું રાજ્ય જ્યાં ચાલતું હોય ત્યાં જેમ સરકારે આપવા કાઢેલા ઈલકાબો લેવાની ના પાડવી એ ભલા માણસની ફરજ છે, તેમ સરકારે માગેલી જામીનગીરી આપવાની ના પાડવી એ પણ દરેક ભલા માણસની ફરજ છે.

સરકારે ચુંટી કાઢેલા બે લેખો હું ફરીથી વાંચી ગયો—ધ્યાનપૂર્વક અને નમ્રતાપૂર્વક વાંચી ગયો. મને થયું કે કોઈ સાક્ષરમંડળ શુદ્ધ અને સારી લેખનશૈલી જાળવવા માટે મારી પાસેથી જામીનગીરી માગી લેત તો મારો અપરાધ કબૂલ કરી મારી લેખનશૈલી સુધરે નહિ ત્યાં સુધી કશું ન લખવા-ની બાંહેધરી હું આપી દેત. દાખલા તરીકે, 'અથડામણ' વાળા લેખમાં મારે જેટલું કહેવું હતું તેટલું હું બરાબર કહી શક્યો નથી, વ્યવસ્થિત રીતે મુકી શક્યો નથી. મારે કહેવું હતું કે જોહુકમી નોકરશાહી બે જ રીતે ઉતથળ થઈ શકેઃ કાં તો શસ્ત્રબળથી, અથવા તો સત્યાગ્રહથી. આ બેમાંથી આપણે ગમે તે રસ્તો લીધો હોત તોપણ તેને માટે એકામતાની જરૂર છે જ. એકામતા વગર આપણે કુતેહમંદ નીવડવાનાં નથી. હવે આ બે માર્ગમાંથી શસ્ત્રનો માર્ગ કેટલાક લોકો ધાર્મિક દૃષ્ટિથી ત્યાજ્ય માને છે, બીજા કેટલાક શસ્ત્રનો માર્ગ આપણે માટે શક્ય નથી એમ જોઈ તેને કોરે મુકે છે. ગમે તે કારણસર હો, શસ્ત્રના માર્ગની આજે તૈયારી થઈ ન શકે. ત્યારે બાકી રહ્યો એક સત્યાગ્રહનો માર્ગ. એની અંદર એકામતા જાળવવી એ આપણી રાષ્ટ્રીય ફરજ છે. સત્યાગ્રહનો માર્ગ ધર્મ તરીકે સ્વીકારો, રાજદ્વારી નીતિ તરીકે સ્વીકારો, બીજો માર્ગ નથી એટલા માટે સ્વીકારો, પણ એકવાર સ્વીકાર્યા પછી તેમાં શંકાકુશંકા કાઢીને એકામતા તોડવી એ રાષ્ટ્ર સામે ગુન્હો છે. આપણે એકામતા જાળવીશું તો રાષ્ટ્રનો પ્રાણ પોતાનું કાર્ય પોતાની મેળે કરશે. પ્રથમ પ્રથમ સ્થાનિક કે પ્રાંસગિક કારણોને લીધે નાનીમોટી અથડામણો થશે અને અકાલીઓની પેઠે બધા જ્યારે તાલીમ લઈ રહ્યા હશે ત્યારે સ્વરાજ્યનું મહાયુદ્ધ અહિંસાની અપૂર્વ રીતે

ગરૂ થશે. ને વખતે મહાસભા ભેગી કરીને તેનો ઠરાવ કરવા જેટલો પણ આપણી પાસે વખત નહિ રહ્યો હોય.

આજે આટલો વિલંબ લાગે છે એનું કારણ પ્રજાનો જુસ્સો મન્દ છે એ નથી, પણ એકાગ્રતા ભાગી ગઇ છે, આપણા માર્ગમાં બહુ શાખાઓ ફૂટી છે, આપણું રાષ્ટ્રીય જીવન એક વહેણમાં વહેતું નથી એ છે. માંહવાળની વિધિઓ જે ઘડીએ બંધ થશે તે ઘડીએ જ આપણી શક્તિ એકત્રિત થવા લાગશે, અને જેમ જેમ સરકાર ચુસ્ત સત્યાગ્રહીઓને દબાવશે તેમ તેમ મોળા અસહકારીઓ અને ધારાસભાવાદીઓ પણ આપણા દળમાં આવીને જોડાશે.

( નવજીવન, તા. ૧૮–૨–૨૩ )

# ‘ સારી ચાલચલગત ’

રામરાજ્યમાં પ્રજાના હાથમાં કેટલી સત્તા હતી અને રાજાના હક્કો કેટલા હતા એનો કોઈ વિચાર સરખો કરતું નહોતું. આજે પણ તે વિષે કંઈ જાણવાને આપણે ઇન્તેજાર નથી, કેમકે રાજા—રામરાજા બધી રીતે પ્રજાનું જ હિત સાચવતા હતા. અને તે પણ પ્રજાની ઇચ્છા પ્રમાણે.

જ્યાં રાજા અને પ્રજા બન્ને વચ્ચે પ્રેમ અને આપભોગનું વાતાવરણ હોય ત્યાં રાજાના કેટલા અધિકાર અને પ્રજાના કેટલા અધિકાર એવો સવાલ જ ઉઠતો નથી. જ્યારે રાજા સ્વાર્થી અને જોહુકમી બની જાય છે ત્યારે જ પ્રજાને પોતાના હકનો ખ્યાલ સૂઝે છે અને પ્રજા રાજાની સત્તા મર્યાદિત કરવા માગે છે.

પ્રજાના હક માટેની લડત એ રાજાની સારી ચાલચલગત માટેની જામીનગીરી છે. અમારે સ્વરાજ્યનો હક જોઇયે છે એમ જ્યારે પ્રજા કહે છે ત્યારે તેનો સીધો અર્થ એ જ થાય છે કે પ્રજા રાજા પાસેથી સારી ચાલચલગતની જામીનગીરી માગે છે. અંગ્રેજ બહાદુર આ દેશમાં આવ્યા ત્યારે તેઓ ન્યાયથી રાજ્ય કરશે એવી અપેક્ષા આપણા લોકોએ રાખેલી, અને તેથી જ જૂની ખાનદાની પ્રમાણે આ સરકાર સાથે કોલકરારો કરવાની જરૂર કોઇને ભાસી ન હતી. પણ કંપની સરકારના જુલમનો જ્યારે અનુભવ થયો ત્યારે પ્રજા ક્રુદ્ધ થઇ અને પ્રજાએ બળવો કર્યો; જેને પરિણામે રાજવંશી વ્યક્તિને ઇશ્વર અને પોતાની ખાનદાનીને સાક્ષી રાખી એક ઢંઢેરા

જાહેર કરવો પડ્યો. પ્રજા એ ઠરાવનો જે અર્થ સમજી તે રીતે જ જો હિન્દુસ્તાનનો રાજકારભાર ચાલત તો પ્રજા સુખી થઈ હોત અને આજ સુધી ગઈ સરકારનું માબાપપદ ટકી રહ્યું હોત.

પણ સરકારની ચાલચલગત બગડી. રાજ્યકર્તાઓએ પ્રજાને દગો દીધો. બેહૂદગી વધતી ગઈ અને એક પછી એક પ્રજાના આગેવાનોનો સરકારની સારી ચાલચલગત ઉપરનો વિશ્વાસ ઉઠતો ગયો. અમૃતસરની મહાસભામાં તિલક ગાંધી વચ્ચે જે વાદ થયો તે આ જ બાબતમાં હતો. તિલક કહેતા કે આ નોકરશાહી બિલકુલ વિશ્વાસપાત્ર નથી. એની પાસેથી સદ્દર જામીન લીધે જ છૂટકો. ગાંધીજી કહેતા કે નોકરશાહી બાદશાહને મ્હોડે બોલે છે, માટે હજુ એકવાર આપણે વિશ્વાસ રાખીયે. પોતાની ચાલચલગત સુધારવાનો નોકરશાહીનો વિચાર હોય તો આપણે તેને આપણી તરફથી પૂરેપૂરી મદદ કરીયે. આખરે ગાંધીજીની પણ ખાતરી થઈ ગઇ કે આ નોકરશાહી પોતાની ચાલચલગત સહેલાઈથી સુધારે એવી નથી, એટલું જ નહિ પણ આખા સામ્રાજ્યના મન્ત્રીઓ પણ ખિલાફતની બાબતમા મુસ્લીમ આલમને દગો દેવા તૈયાર થયા છે. તેમની પાસેથી પૂરેપૂરી જામીનગીરી લીધે જ છૂટકો.

જે વખતે આવી રીતે સરકાર બધી જ રીતે પ્રજાનો વિશ્વાસ ખોઇ બેઠી છે, બ્રિટિશ મન્ત્રીઓનાં વચન એ તો મ્હોબું મારવાની એક કહેવત થઈ પડ્યાં છે, એ વખતે જેની તેની પાસેથી સારી ચાલચલગતની જામીનગીરી આ સરકાર માગે એ જોઈ હસવું આવે છે.

(નવજીવન તા. ૧૮-૨-૨૩)

# પરિશિષ્ટ

‘જામીન ચાલચલગત’ વાળા લેખો

## બલિદાનનો મહિમા

બહાદુર શીખોની લડત ચાલ્યે જ જાય છે અકાલી શીખો પોતાના લોહીથી હિન્દુસ્તાનના ઇતિહાસમા—દુનિયાના ઇતિહાસમા કેટલુ મહત્ત્વનુ પ્રકરણ લખી રહ્યા છે તેની આજે આપણને પૂરેપૂરી કલ્પના નથી થતી

બે ધર્મ વચ્ચે યુદ્ધ થયેલા છે એક તરફ સ્વાર્થ અને બીજી તરફ ધર્મવૃત્તિ, એવા પણ યુદ્ધ થયેલા છે પણ એક તરફ નિરર્થક સામ્રાજ્યમદ અને બીજી તરફ નમ્ર ધર્મબુદ્ધિ, એવુ યુદ્ધ આજ સુધી દુનિયાની તવારીખમા નોધાયુ નથી

અને આ નમ્ર ધાર્મિક લોકો તે કોણ? અણીને પ્રસંગે સામ્રાજ્યને ટકાવી રાખનાર અને રાજ્યનિષ્ઠાને જ ધર્મ સમજનાર વફાદાર ક્ષત્રિય જાતિ

દુનિયાના ઇતિહાસકારો નોધી રાખશે કે જર્મન લોકો સામે પણ પાછા ન હઠનાર, મશીનગન અને ઍરોપ્લેનના મારા હસતે મ્હોડે ઝીલનાર શીખ લોકોએ જ્યારે અહિંસાધર્મનો સ્વીકાર કરી, નિ:શસ્ત્ર અને નિર્વૈર થઈ પોતાના ગુરુના બાગના અમછત્રને માટે મન્દિરના જ લાકડા કાપવાનો પોતાનો હક અખત્યાર કરવાનો આગ્રહ રાખ્યો, ત્યારે એ જ શીખ લોકોની ખુશામત કરનાર સરકારના હીચકારા અમલદારોએ તેમના પર કેર વર્તાવ્યો

તેમના શરીર પર કાયરને પણ શરમાવે એવી રીતે પ્રહારો કર્યા અને પછી રોજ એંશી એંશી અને સો સોના જથામાં તેમને કેદ કર્યા.

અંગ્રેજોએ યુદ્ધમાં જે મનુષ્યવધ કર્યો તેનાં દુનિયામાં વખાણ થયાં. અમૃતસરમાં અને મલબારમાં, ધારવાડમાં અને કલકત્તામાં આ સરકારે જે લોહી વહેવડાવ્યુ તેની યથાકાળે ક્ષમા થશે. પણ બહાદુર અને ધર્મવીર શીખ લોકોના દાઢીના વાળ ખેંચવાનું અને તેમને ગાળો દેવાનું જે નીચ કૃત્ય અંગ્રેજ અમલદારો તરફથી થયું છે તે ભૂલી જવું તો અશક્ય જ છે, પણ તેની ક્ષમા થવી પણ મુશ્કેલ છે. એક એક અકાલી શીખ પણ પાંચ દસ અમલદારોને જેર કરવાની શક્તિ ધરાવે છે, અને મોત તો તેને માટે રમત વાત છે. આવો વીર અપમાન સહન કેમ કરે? પણ દેશનો ખ્યાલ મનમા લાવી આખા ભારતવર્ષને સ્વરાજ્ય અપાવવા સારૂ તે બધાં અપમાન સહન કરે છે.

દરેક અકાલી શીખનું બલિદાન એ આપણા ઉપરનો એક બોજો છે, શીખ લોકોના બલિદાનને લાયક બનવુ એ આપણી મોટામા મોટી ફરજ છે અહિંસાની સાર્વત્રિકતા અને સાર્વભૌમતા ગુજરાતનાં ગાંધીજીએ ઉપદેશી, પણ અહિંસાધર્મનું પાલન દરેક મર્દને માટે શક્ય છે એ તો પંજાબના શીખ લોકોએ જ સિદ્ધ કરી બતાવ્યુ.

અહિંસાધર્મનો ઉપદેશ કરી ગાંધીજીએ દુનિયા પર જેટલો ઉપકાર કર્યો છે તેટલો જ ઉપકાર અહિંસાધર્મનુ પાલન શક્ય છે એમ સિદ્ધ કરી શીખ ખેડૂતોએ દુનિયા પર કરેલો છે

• ૨૪મી તારીખ સુધી ૩૦૩૩ શીખ સત્યાગ્રહીઓ જેલ ગયેલા છે. કેદ કરવાનું સત્ર શરૂ થયુ તે પહેલા જે માર મારવાનુ સત્ર ચાલ્યુ હતુ તેમા ઘાયલ થયેલા દોઢ હજારની સખ્યા જુદી જ છે. આટલું શાન્ત, નિર્ભય અને ધાર્મિક બલિદાન દુનિયાએ આજ સુધી જોયુ ન હતું. શીખ લોકોની આ અપૂર્વ બહાદુરીથી ભારતવર્ષના અન્ય પ્રાન્તોના લોકો કંઈક હિંમત લેશે કે નહિ, એ જ આજનો મુખ્ય સવાલ છે (નવજીવન, તા. ૨૯-૧૦-૨૨)

## અથડામણ

'પરદેશી કાપડ સામે હીલચાલ ચલાવવામાં આપણે આપણા જ ભાઈઓ સાથે અથડામણમાં આવીયે છીયે. સરકારનું જોર તોડી પાડવાનું તત્ત્વ તેમાં

કર્યું નથી. આવા દારૂબંધી સા ભણ સુધી ચલાવે. તેથી શું ? સરકારનું તેમાં શું જવાનું હતું ? જ્યાં સરકાર સાથે લડવાનું ઉત્પન્ન કરવી જોઈયે ત્યાં તમે પોતાના ભાઈઓ સાથે જ કલહ ઊભો કરવા માગો છો. દારૂની ચોકી કરીને જેમ પારસીઓની સહાનુભૂતિ ગુમાવી તેમ હવે કાપડીઆઓની સહાનુભૂતિ ગુમાવવા બેઠા છો.' એવી એવી ટીકા એક બે ભાઈઓએ કરી છે.

દારૂની ચોકીથી જેઓ દારૂનો વેપાર કરતા હતા તેમને કંઈક માઠું લાગ્યું હતું એમાં શક નથી, પણ તે ટીકાકારથી, પારસી કોમની સ્વરાજની ચળવળ વિષેની સહાનુભૂતિ ઓછી થઈ એ વાત સાચી નથી. પારસી કોમમાં સ્વરાજ્ય વિષેનો ઉત્સાહ ઊલટો વધ્યો જ છે. મુંબઈમાં પારસી બહેનો દારૂનાં પીઠાં પર ચોકી કરવા નીકળી પડ્યાં હતાં; એટલું જ નહિ પણ એક પારસી બહેને પણ દારૂનાં પીઠાંની ચોકીમાં ભાગ લઈ મહાત્માજીના ધન્યવાદ મેળવ્યા હતા.

કાપડીવાળાઓને ધીકતી કમાણી જતી કરતાં શરૂઆતમાં કંઈક માઠું જરૂર લાગશે, પણ પરદેશી કાપડનો અપવિત્ર ધંધો છોડી દીધા પછી, નિર્મળ થયા પછી, તેમને પણ શિયાળામાં ઠંડે પાણીએ ન્હાયા પછી જેવો આનંદ મળે છે તેવો આનંદ મળ્યા વગર રહેશે નહિ.

આપણે કાપડીવાળાનું નુકસાન થાય એમ ઇચ્છતા નથી. તેમને હાથે દેશનું નુકસાન ન થાય એટલું જ ઇચ્છીયે છીએ અને તે પ્રમાણે તેમને વીનવીયે છીયે. તેમાં અથડામણ નથી, શુદ્ધ સેવા છે. અને જો આપણે તે બરાબર રીતે, વેરઝેર વગર કરીયે તો તેને પરિણામે સમાજમાં કડવાશને બદલે મીઠાશ જ વર્તશે.

પણ સરકાર સાથે અથડામણમાં આવવાની જરૂર છે તેનું શું ? આપણી લડત અસહકારની છે, અને તે રીતે તો આપણે સરકાર સાથે અથડામણમાં આવી ગયા જ છીએ. જેલો ભરી દેવી, અમુક કે સઘળા કાયદાનો સવિનય ભંગ કરવો, સરકારને લશ્કરી કે મુલ્કી નોકરો મળવા ન દેવા અને રાજ્યતન્ત્ર ચાલતું બંધ પાડવું એવા ઇલાજો આપણે મુલતવી રાખ્યા છે, એનું કારણ સરકાર તે ઇલાજોને માટે લાયક નથી એ નથી. સરકારે અત્યાર સુધી પ્રજા સામે એટલો દ્રોહ કર્યો છે કે હિન્દુસ્તાન ઉપર ચડાઈ કરી આવેલા અને હિન્દુસ્તાનને નીચોવી તેનું સર્વસ્વ લૂંટી જનારા કોઈ પણ જાલિમે એટલા અત્યાચારો કર્યા નહિ હોય. સરાસર બળવામાં હજારો અને લાખોની કતલ કરવા કરતાં બાહોશ પણ અહિંસક લોકોને માર મારવા અને તેમનું અપમાન કરવું એ વધારે મોટો પ્રજાદ્રોહ છે. બંડખોરને તોપને મ્હોડે ચડાવવા એમાં ભયાનક ચિતાર છે પણ દેશના નિર્દોષ અને ધર્મનિષ્ઠ લોકનાયકોને

જેલમાં પૂરી રીબાવવા એમાં વધારે ક્રૂરતા અને હીચકારાપણું છે. આ સલ્તનત પોતાનાં આવાં દુષ્કૃત્યોને લીધે જ દફનાવવાલાયક બની છે. છતાં આપણે તેની સામે આકરા ઇલાજો લેતા નથી એનું કારણ એ છે કે આપણી તૈયારી પૂરી થઈ નથી. લડતાં લડતાં તૈયારી થાય છે એ વાત સાચી છે, અને તે કારણે જ આપણે લડત શરૂ પણ કરી હતી.

પણ આપણને અનુભવ થયો કે પ્રજામાં જેટલી તાલીમ જોઈયે છે તેટલી હજી આવી નથી. દલીલો કર્યે કે વ્યાખ્યાનો આપ્યે તે તાલીમ આવવાની નથી. આ સરકાર સામે દેશમાં પૂરેપૂરો અસન્તોષ પેદા થયો જ છે. આ સરકારને ક્ષમા કરવા બહુ જ ઓછા લોકો તૈયાર છે. પણ શસ્ત્રથી કે સત્યાગ્રહથી આ સરકારને હતબળ કરવા માટે જેટલી એકાગ્રતા જોઈયે તેટલી આપણે હજી કેળવી નથી. તે કેળવવા માટે જ આજનો બધો પ્રયત્ન છે.

આ રીતે સો વર્ષેયે તૈયારી થવાની નથી એમ કહેનારા કેટલાક ભાઈઓ છે. પણ તેમનું તે વચન અધીરાઈનું છે. આપણી આગળ એક જ રસ્તો છે. મોડે વહેલે પણ એ જ રસ્તે જવાનું છે. એ લોકોની શ્રદ્ધા જો આપણે નિચલિત ન કરી હોત તો સારું થાત. હજી પણ જ્યાં એક જ રસ્તો હોય ત્યાં તે રસ્તે ઝડપથી ચાલી રસ્તો પૂરો કરવો જોઈયે.

દેશમાં જન્મેલો પ્રાણ પોતાની મેળે કામ કર્યે જ જાય છે. લોકોમાં સ્વરાજ્યની આકાંક્ષા અને સ્વરાજ્યની હિંમત આવી ગઈ તેથી જ શી[illegible] ભલે પોતાનાં મન્દિરો માટે પણ આટલી બહાદુરીથી લડી શક્યા. [illegible] જેમ લોકોનું ચિત્ત એકાગ્ર થશે તેમ તેમ સ્વમાન જાળવવા અથવા સ્વધર્મ પાલન કરવા ખાતર જુલમગારો સાથે લડવાના નાનામોટા પ્રસંગો એ મેળે નીકળી આવવાના. સ્વરાજ્યને માટેની આપણી ભારે લડતની પૂર્વતૈયારી છે. આવી નાનીમોટી લડતોથી જ પ્રજા સ્વાતન્ત્ર્યયુદ્ધનો [illegible] શીખે છે અને એકાગ્ર થાય છે. આપણને લાગે છે તેટલા દિવસ તૈયારીમાં જતા [illegible] જુલમથી પ્રજા એટલી બધી [illegible] ગઈ છે [illegible] દહાડે દહાડે આપણી સ્થિતિ એટલી વધારે ને વધારે કફોડી બનતી જ છે કે તૈયારીની શરૂઆત કર્યા પછી આપણને લાગે છે તેના કરતાં વ[illegible] જોસથી પ્રજા તાલીમ લઈ રહેશે અને વખતે મહાસભાનો ઠરાવ થાય તે[illegible] પહેલાં જ યુદ્ધ મળગશે.